

# અથર્વવેદનો સુબોધ અનુવાદ

[ ભાગ પાંચમો ]

# મેધાજનન, સંગઠન અને વિજય


લેખક

**મહામહોપાધ્યાય પં. શ્રીપાદ દામોદર સાતવળેકર**

અધ્યક્ષ- સ્વાધ્યાય મંડળ, સાહિત્ય-વાચસ્પતિ, ગીતાલંકાર





Rs. [illegible]


પારડી ( જિ. વલસાડ )

પ્રકાશક :
વસંત શ્રીપાદ સાતવળેકર, બી. એ
સ્વાધ્યાય-મંડળ,
પોસ્ટ- 'સ્વાધ્યાય-મંડળ (પારડી)'
પારડી (જિ. વલસાડ)

અનુવાદક

શ્રી. યશવંત કૃષ્ણ પટવર્ધન, કાવ્યતીર્થ (કલકત્તા)

મુદ્રક :
વસંત શ્રીપાદ સાતવળેકર, બી એ,
ભારત મુદ્રણાલય, સ્વાધ્યાય-મંડળ,
પોસ્ટ- 'સ્વાધ્યાય-મંડળ (પારડી)'
પારડી [જિ. વલસાડ]



# અથર્વવેદનો સુબોધ અનુવાદ

ભાગ પાંચમો

# મેધાજનન, સંગઠન અને વિજય

## ભૂમિકા

### અથર્વવેદનું સામાન્ય સ્વરૂપ

'**અથર્વન્**' લોકોનો આ વેદ છે. પ્રાચીન સમયમાં અગ્નિની ઉપાસના કરનારા લોકોને '**અથર્વન્**' એમ કહેતા. અવેસ્તા ( પારસી કોમના ધર્મગ્રંથ ) માં પણ અગ્નિના ઉપાસકોનું નામ '**અથ્રવન્**' એમ છે. પ્રાચીન ભારતવાસીઓ અગ્નિના કટ્ટર-ચૂસ્ત ઉપાસકો હતા. ભારતીય સાહિત્યમાં આ વેદનું પ્રાચીનતમ નામ, '**અથર્વાંગિરસ્**' એમ છે. '**અંગિરસ્**' અગ્નિ ઉપાસકો પૈકી એક હતો.

કેટલાક વિદ્વાન સાક્ષરોનું એમ કહેવું છે કે '**અથર્વન્**', આ મંત્રો સુખ અને પવિત્રતા વધારનારા છે અને '**અંગિરસ**' ના મંત્રો વિનાશક છે એટલે અથર્વા ઋષિએ બનાવેલા લગભગ બધા મંત્રો ઔષધિ, વનસ્પતિ વગેરેની મદદથી રોગોનું નિવારણ કેમ થઇ શકે તે વિષે છે અને અંગિરસ ઋષિના મંત્રોમાં, પોતાનો દ્વેષ- તિરસ્કાર કરનારાઓ, શત્રુઓ, દુષ્ટો વગેરેનો નાશ કરવાનું વર્ણન છે. આ વેદમાં મુખ્યત્વે '**અથર્વ અને અંગિરસ્**' આ બંને વિધિનું વર્ણન છે તેથી તેને '**અથર્વાંગિરસ્**' એમ કહે છે.

અથર્વનો અર્થ અચંચલતા એટલે સ્થિરતા એવો પણ છે. '**થર્વ ઇતિ ગતિનામ ન થર્વા ઇતિ અથર્વા**' '**થર્વ**' શબ્દનો અર્થ ગતિ અથવા ચંચલત્વ એવો છે. આ ચંચલતા માનસિક, બૌદ્ધિક અથવા શારીરિક ગમે તેવી હોય, એવી ચંચલતારહિત સ્થિતિમાં રહેનાર સાધકનું નામ છે '**અથર્વન્** અથવા **અથર્વા**' આ વેદમાં બ્રહ્મૌદન, અયોધ્યાવર્ણન વગેરે કેટલાક સૂક્તોમાં આત્મજ્ઞાનનો ઉપદેશ છે. તેના અભ્યાસ અને મનનથી માણસ અચંચલતાની સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે, તેથી આ વેદનું નામ '**અથર્વ**' એમ સાર્થ છે.

'**અંગિરસ્**' નો અર્થ 'શરીરમાં વહેતો રસ' એવો છે. શરીરના પ્રત્યેક અવયવમાં એક જાતનો સંજીવન રસ વહે છે અને તે અવયવોને કાર્યક્ષમ બનાવે છે. આ રસના અભાવથી ઇંદ્રિયો ઢીલા કેવી રીતે પડી જાય છે, તેનો દાખલો અર્ધાંગવાતથી પીડિત-શરીરમાં જોવામાં મળે છે. અર્ધાંગવાત પીડિત શરીરમાંથી આ રસ સુકાઇ ગએલો હોય છે. અથવા એમ આપણે કહી શકીએ કે જે શરીરમાંથી અથવા ઇન્દ્રિય અવયવમાંથી આ રસ સુકાઇ જાય છે તે નિર્જીવ બને છે. જ્યારે આ રસ વિકૃત-બગડે છે ત્યારે શરીર રોગી બને છે અને અનેક ઔષધિ વનસ્પતિના ઉપયોગથી તે વિકૃતિ-બગાડ દૂર કરવામાં આવે છે. અથર્વવેદના ઘણા સૂક્તોમાં જુદી જુદી ઔષધિ વનસ્પતિ અને મણિ વગેરેના પ્રયોગ વડે અનેક રોગોની ચિકિત્સા કેવી રીતે કરવી તેનું વર્ણન છે. તે

ઔષધિના પ્રયોગ વડે અંગરસને શક્તિશાળી બનાવવામાં આવે છે. આ મુજબ અંગરસના વિજ્ઞાનું વર્ણન કરેલું હોવાથી આ વેદને 'अंगिरस्' એમ પણ કહેવામાં આવે છે.

આ વેદમાં ૭૨૬ સૂક્તો અને ૫૯૭૭ મંત્રો છે. તે ૨૦ કાંડમાં વિભાગેલા છે. ૨૦ મા કાંડનાં ઘણાં ખરાં સૂક્તો ઋગ્વેદમાંથી લીધેલા છે. તે સિવાય અથર્વવેદનો $\frac{1}{7}$ ભાગ ઋગ્વેદનો છે. બીજા, ચોથા અને સાતમા કાંડના પ્રારંભના સૂક્તો બ્રહ્મવિદ્યાનું વર્ણન કરનારા છે. ૧૪ મા કાંડના મંત્રો વિવાહ વિષે છે અને ૧૮ મા કાંડના સૂક્તો અંત્યસંસ્કાર વિષયક છે. અથર્વવેદમાં ઋગ્વેદની જેમ છંદો વિષે કાળજી રાખેલી નથી. પંદર અને સોળમા કાંડના ઘણા સૂક્તો ગદ્ય જેવા છે.

આ વેદનું મુખ્ય લક્ષ્ય અનિષ્ટની શાંતિ, ઇષ્ટની પૂર્તિ અને શત્રુનો નાશ એ છે. ઘણાં મંત્રોમાં તે માટે ઉપાય દર્શાવેલા છે.

## મેધાજનન, સંગઠન અને વિજય

એ આ પાચમા ભાગનો વિષય છે. આ પહેલાંના ચારે ભાગમાં માનવી જીવનને ઉપયુક્ત એવી ઘણી બાબતો વર્ણવેલી છે. આ પાંચમા ભાગમાં પણ અભ્યુદયનું વર્ણન વિશેષ છે. સમાજ અને રાષ્ટ્રની ઉન્નતિ માટે સર્વ પ્રથમ 'મેધાજનન' આવશ્યક છે. કેળવણી એ રાષ્ટ્રનો આધાર સ્તંભ છે. જે રાષ્ટ્રના લોકો સુશિક્ષિત, સભ્ય અને સુસંસ્કૃત હોય છે, તે રાષ્ટ્ર ઉન્નતિ પામી શકે છે. અશિક્ષણ કોઇ પણ રાષ્ટ્ર માટે શાપરૂપ છે. એજ દૃષ્ટિએ પ્રાચીન ઋષિમુનીઓએ રાષ્ટ્રમાં કોઇ પણ અશિક્ષિત ન રહે એવો સાર્વત્રિક નિયમ કર્યો હતો. રાજા તરફથી રાજ્યમાં પણ તેવી વ્યવસ્થા થતી રહેતી, તે સમયે ઠેકઠેકાણે ગુરુકુળો હતાં, તેમાં માનવી જીવન ઉચ્ચ બનાવે એવી કેળવણી વિદ્યાર્થીઓને અપાતી અને તે મુજબ તેઓમાં 'મેધાજનન'નું કાર્ય કરવામાં આવતું.

બુદ્ધિ તો સર્વ સાધારણ મનુષ્યમાં પણ હોય છે. જાનવરો પણ બુદ્ધિયુક્ત હોય છે. પણ અહીં જે બુદ્ધિનું વર્ણન છે તે સામાન્ય અથવા સાધારણ નથી પણ 'મેધા' એટલે વિશિષ્ટ બુદ્ધિ છે. મેધા બુદ્ધિને આપણે 'प्रज्ञा' કહીએ છીએ, તેનું લક્ષણ વર્ણવતા યોગદર્શનકાર મહર્ષિ પતંજલી કહે છે—

ऋतम्भरा तत्र प्रज्ञा ।

'ઋતા'ને અથવા સત્યને ધારણ કરનારી બુદ્ધિ 'प्रज्ञा' અથવા 'મેધા' હોય છે. આ મેધાબુદ્ધિને પ્રાપ્ત કરવાનો ઉપાય આ પાંચમા ભાગમાં કહ્યો છે.

આ ભાગનું પ્રારંભનું સૂક્ત વાચસ્પતિનું છે. આ વાણી સરસ્વતી અથવા મેધાની દેવતા છે. તેની પ્રાર્થના કરતા કહ્યું છે—

सं श्रुतेन गमेमहि मा श्रुतेन विराधिषि ।

'હે જ્ઞાનના સ્વામી પ્રભો! અમે જ્ઞાનથી યુક્ત થઇશું અમે કદી પણ જ્ઞાનનો દ્વેષ ન કરીશું.'

अहं ब्रह्मण्वतीं ब्रह्मजूतां ऋषिस्तुतां ब्रह्मचारिभिः प्रपीतां मेधां अवसे हुवे । ( ६।१०८।२ )

'શ્રેષ્ઠ જ્ઞાનથી યુક્ત, જ્ઞાનીઓથી સેવિત, ઋષિઓ તરફથી પ્રશંસા કરાએલી અને બ્રહ્મચારીઓએ સ્વીકાર કરેલી મેધા બુદ્ધિને પોતાના સંરક્ષણ માટે હું આવ્હાન કરું છું.'

આ મંત્રમાં મેધાબુદ્ધિની પ્રશંસા કરેલી છે. મેધાબુદ્ધિનો અર્થ 'धारणावती बुद्धि' એમ છે, આ બુદ્ધિ જે માણસમાં જેટલી વધેલી હશે તેટલી તેની યોગ્યતા વધેલી દેખાશે.

કારીગરોમાં એક જાતની ધારણાવતી બુદ્ધિ હોય છે. અસુરોમાં સર્વ દુનિયાને જીતવાની બુદ્ધિ હોય છે, ઋષિમુનિઓમાં સત્વગુણની બુદ્ધિ હોય છે. આ સત્વગુણની બુદ્ધિ પ્રાપ્ત કરવા માટે બધાએ પ્રયત્ન કરવો, પણ તેની પ્રાપ્તિ તપસ્યા વગર થતી નથી. આ મેધા બુદ્ધિ વધારવાનો બીજો રસ્તો મનની શક્તિ વધારવી' આ છે શુદ્ધ અને સાત્વિક પદાર્થોનો ઉપયોગ કરવાથી મનની શક્તિ વધે છે.

આ મુજબ મેધાજનન સંબંધી આ ભાગમાં ઘણાં સૂક્તોમાં વર્ણન કરેલું જોવા મળે છે.

### સંગઠન

મેધાશક્તિથી સંપન્ન થયા પછી મનુષ્યમાં સંગઠનના ભાવ ઉત્પન્ન થાય છે. સાત્વિકવૃત્તિ રાખનારાઓમાં સ્વાર્થની ભાવના હોતી નથી. તેમની સામે, માતૃભૂમિની ઉન્નતિનું એકમેવ લક્ષ્ય હોય છે અને સંઘટિત થઇ તેઓ માતૃભૂમિનું સંરક્ષણ કરે છે. તે માતૃભૂમિના ભક્તોને ઇશ્વર જ મદદગાર થાય છે—

दिवेः पुत्राणामवितेरकारिषं
अव देवानां बृहतामनर्मणाम् ।
तेषां हि धाम गभिषक् समुद्रियं
नैनान्नमसा परो अस्ति कश्चन ॥

'લોકોને પારતંત્ર્યમાં મૂકનારા રાક્ષસો અથવા અસુરો દરિયામાં પણ ઉગ્ર આગમાં સંતાઈ રહે છે. હું તેમને દૂર કરું છું અને માતૃભૂમિને સ્વતંત્ર કરનારા અને દૈવી ગુણોથી યુક્ત એવા અહિંસક મનુષ્યો માટે યોગ્ય એવું સ્થાન કરું છું.'

આ મંત્રમાં દિતિ અને અદિતિ આવા બે શબ્દો આવ્યા છે તેનો અર્થ નીચે મુજબ છે—

અદિતિ- સ્વાતંત્ર્ય, અમર્યાદ, અખંડિત, સુખી, પવિત્ર, પૂર્ણત્વ વગેરે

દિતિ- ખંડિત, પરાધીનતા, પારતંત્ર્ય, દુઃખી, અપવિત્ર, અપૂર્ણતા વગેરે.

અદિતિના પુત્રો દેવો એમને પરમાત્મા સહાયતા આપે છે અને રાક્ષસીવૃત્તિ રાખનારાઓનો નાશ કરે છે. એનું કારણ એજ કે આસુરીવૃત્તિવાળા દુનિયામાં પારતંત્ર્ય અને દુઃખ વધારે છે અને દૈવીવૃત્તિના લોકો સુખ પ્રસારે છે.

## રાષ્ટ્રીય ઐક્ય

મનુષ્યમાં ઉન્નતિ કરવાની ઇચ્છા સ્વાભાવિક હોય છે. તે વિષે કહ્યું છે—

हुवे सोमं सवितारं नमोभिः
विश्वानादित्याँ अहमुत्तरत्वे । ( ૩।૮।૩ )

'ઉન્નતિ પ્રાપ્ત થવા માટે સોમ, સવિતા અને આદિત્ય આ દેવો મને સહાયતા આપે, તે માટે હું તેમને બોલાવું છું.'

હું દિવ્ય માર્ગથી ઉન્નત થાઉં તે માટે આ દેવો મને સહાયતા આપે—

## ઉન્નતિનો માર્ગ

મનુષ્ય સામાજીક પ્રાણી છે, તેથી પોતાની ઉન્નતિ માટે તેને સામાજીક જીવનમાં રહેવું પડે છે. એકલો રહી તે ઉન્નતિ કરી શકતો નથી. સામુદાયિક ઉન્નતિ માટે સ્વાર્થત્યાગની જેટલી જરૂરી છે તેટલી વૈયક્તિક જીવન માટે નથી. એટલે જ સમુદાયમાં રહેનારાઓએ સમાજમાં વિરોધ ન થાય એવો પોતાનો વ્યવહાર રાખવો જોઇએ, જેથી કહ્યું છે—

वः मनांसि सं, वः मतानि सं, वः आकूती सं ।

'તમારા મનો, તમારા મતો અને તમારા સંકલ્પ એકતા વધારનારા થાવ.' આમાં 'सं' ઉપસર્ગ ઉત્તમના અને ઐક્ય-એકતા બતાવનારો છે. મનુષ્યની વાણી, મન અને કર્મ આ બધું એકતા વધારનારું થાવ. કેટલાક માણસો એવા હોય છે કે તેઓ બાહ્યરૂપમાં કંઇ ખરાબ કામ કરતાં નથી. પણ મનમાં એવા સંકલ્પો કરે છે કે જેથી સમાજમાં વિઘટન-તડ નિર્માણ થાય છે. તે માટે કહ્યું છે કે સંકલ્પ સારા અને એકતા નિર્માણ કરનારા થાવ. આ પ્રમાણે બધામાં એકતા સ્થાપિત કરવાથી અને સમાજમાંથી ખોટા વ્યવહાર નષ્ટ કરવાથી ઉન્નતિનો માર્ગ પ્રશસ્ત બને છે. પણ તે માટે દરેકે પોતાનું આચરણ શુદ્ધ રાખવું જોઇએ. તેથીજ ઉપદેશ આપ્યો છે કે—

अहं गृभ्णामि मनसा मनांसि
मम वशेषु हृदयानि वः कृणोमि ।

'હું પોતાના મન વડે બીજાના મનોને આકર્ષિત કરું છું અને આ મુજબ બીજાના હૃદયો પોતાના તાબામાં રાખું છું.'

આ મંત્રમાં પોતાના શુભ આચરણથી બીજાના મનો આકર્ષિત કરી લેવાનો ઉપદેશ છે, પણ આ સામર્થ્ય શુભ અને સત્યસંકલ્પ વડે જ પ્રાપ્ત થાય છે.

## સંવેશ્ય રાષ્ટ્ર

એવા પુણ્યાત્મા અને ધર્માત્મા જે રાષ્ટ્રમાં પુષ્કળ સંખ્યામાં હોય અને જે રાષ્ટ્રના લોકો પોતાનું આચરણ ધર્મને અનુકૂલ થઇને કરતા હોય તે રાષ્ટ્રને 'संवेश्य राष्ट्र' એમ કહે છે. તે રાષ્ટ્ર વસવાટ કરવાલાયક હોય છે. આ પ્રકારના રાષ્ટ્ર માટે પ્રાર્થના કરાએલ છે—

अस्मभ्यं पृथग्राष्ट्रं संवेश्यं दधातु ।

'અમો બધાને પ્રવેશ કરવાલાયક રાષ્ટ્ર દેવગણ આપો.'

આ પ્રકારના સંગઠન માટે બધાનું જ્ઞાન એક સરખું હોવું જોઇએ બધા આપસમાં સમભાવથી મળે. ઉચ્ચ-નીચત્વની ભાવના નષ્ટ થઇ જાય. બધાના મનો શુભ સંસ્કારથી યુક્ત થાવ. સભામાં બધા લોકો સમાન અધિકારથી વ્યવહાર કરે. આ પ્રકારનું જો સંગઠન થાય તો તે જાતિ ઉપર કોઇ શત્રુ હુમલો કરી શકે નહિ. તે જાતિ અથવા તે રાષ્ટ્ર શત્રુ સામે કદી પણ નમ્ર થાય નહિ, શરણાગતિ સ્વીકારે નહિ.

માણસ સમાજમાં રહી ઉન્નતિ પ્રાપ્ત કરી શકે છે. તેથી સમાજમાં રહી તેને સંગઠન કરવું પડે છે. જો જાતિમાં અથવા સમાજમાં એકતા ન હોય તો મનુષ્યનો નાશ નિશ્ચિત છે. માટે જે રાષ્ટ્ર પોતાની સંઘશક્તિ વધારે છે તેજ બધે વિજય પામે છે. જે જાતિમાં વિરોધ છે તે જાતિ પહેલાં સ્વાતંત્ર્યજ

પ્રાપ્ત કરી શકે નહિ અને જો કદાચ સ્વાતંત્ર્ય મેળવે તો તે જાતિમાં લાંબા સમય સુધી ટકશે નહિ.

## સંઘશકિત વધારવાનો માર્ગ

### ( ૧ ) અન્તર્ગત સુધારણા

મનુષ્ય સમાજનું અંગ છે. તેથી જો આ અંગમાં બગાડ થાય તો સમાજરૂપી શરીરમાં બગાડ થવો નિશ્ચિતજ છે, માટે માણસે પ્રથમ પોતાની સુધારણા કરવી જોઇએ. વૈદિક ધર્મનું આ વૈશિષ્ટ્ય છે. તે મનુષ્યને એવો આદેશ આપે છે કે સમાજ સુધારણાનો પ્રારંભ પોતના જીવનથી જ પ્રથમ કરવી જોઇએ હૃદયના સુધારથી બાકી બધી બાબતોની સુધારણા થઇ શકે છે. અંતરશુદ્ધિ ન હોય તો બાહ્યશુદ્ધિથી કોઇ લાભ થશે નહિ, તેથી કહ્યું છે કે—

( १ ) **सहृदयं**- હૃદયની ભાવના એક હોવી જોઇએ. બીજાના સુખદુઃખો પોતાના એમ સમજવું એજ સહૃદયતા છે. જ્યાર સુધી સુધારણા કરવા ઇચ્છનાર બીજા માણસોને પોતાના જેમ સમજે નહિ, ત્યાં સુધી તે સમાજની સુધારણા કરી શકે નહિ.

( २ ) **सां-मनस्यं**- મનો ઉત્તમ ભાવનાથી અને શુભ સંસ્કારોથી યુકત હોવાં જોઇએ.

ઇન્દ્રિયો મન ઉપર અવલંબીને હોય છે. જેથી મનમાં જેવા વિચારો, ઉત્પન્ન થાય તે મુજબ ઇન્દ્રિયો કામ કરશે, માટે ઇન્દ્રિયોને સારી સ્થિતિમાં રાખવા માટે મનમાં હંમેશા શુભસંકલ્પો રાખવા જોઇએ. સહૃદયતા અને સાંમનસ્ય સિદ્ધ થવાથી મનુષ્યના બાહ્ય વ્યવહાર પણ શુદ્ધ થઇ શકશે.

### ( ૨ ) બાહ્ય સુધારણા

**अ-विद्वेषं**- કોઇનો દ્વેષ ન કરવો, પરસ્પર કલહ-વાદ-વાદ ન કરવી.

આ બાહ્ય વ્યવહાર શુદ્ધતા મારેનો રસ્તો છે. માણસનો વ્યવહાર કેવો હોવો જોઇએ ? આ પ્રશ્નનો જવાબ એમ છે કે તેમનો વ્યવહાર કોઇનો દ્વેષ કરનારો ન હોવો જોઇએ, આ મનુષ્ય વ્યવહારનો આદર્શ છે એ માણસો ભેગા થાય કે કાતો લડવાડ અથવા કોઇની નિન્દા શરૂ થાય છે. એવો સ્વભાવ દુષ્ટ લોકોનો હોય છે. સજ્જનોનો એવો સ્વભાવ હોતો નથી.

અહીં વેર વગરનો વ્યવહાર અભિપ્રેત છે કે ? બે વૃક્ષો અથવા બે પથ્થર પાસે હોય છે તેવો વેરનો અભાવ અહિ અભિપ્રેત છે કે ? નહિ તેવી જડ નિર્વૈરતા અહીં અભિષ્ટ નથી.

અહીં ' अ-विद्वेषं ' આ શબ્દ પ્રેમપૂર્ણ વ્યવહારનો બોધક છે. આનો એક સુંદર દાખલો આગળ આપ્યો છે—

**अन्यो अन्यं अभिहर्यंत, वत्सं जातमिवाघ्न्या ॥**

' જેમ ગાય નૂતન જન્મેલા વાછરડા ઉપર પ્રેમ કરે છે તેવો પ્રેમ મનુષ્યમાં પરસ્પર હોવો જોઇએ. ' अविद्वेषं ' શબ્દનો અર્થ કેવળ ' વેર અથવા દ્વેષ ન કરવો ' એટલોજ નથી. આ તેનું નિષેધાત્મક રૂપ છે. ' દ્વેષ ન કરવો, હિંસા ન કરવી ' આ એક સિદ્ધાંતના નિષેધાત્મક ભાગ છે. તેનો વિધેયાત્મક ભાગ, ' પ્રેમ કરવો, દયા કરવી, વગેરે, તેનું આચરણ દરેકે પ્રથમ પોતાના ઘરેજ કરવું જોઇએ. તેની પદ્ધતિ પછીના મંત્રમાં કહી છે—

' ( ૧ ) પુત્ર પિતાને અનુકૂલ થઇ કર્મ કરે, માતાની જોડે સારી રીતે વાતચિત કરે, પત્ની પતિની જોડે શાંતિથી મધુર ભાષણ કરે. ( ૨ ) ભાઇ ભાઇનો અને બહેન બહેનનો દ્વેષ ન કરે, બધા મળી પરસ્પર મીઠાસથી વાતો કરે અને પોતાના કલ્યાણ તરફ ધ્યાન આપે ( ૩ ) જેથી વેર અને દ્વેષ ન નિર્માણ થાય એવું ઉત્તમ જ્ઞાન બધાએ મેળવવું. ' આ એક આદર્શ કુટુંબનો વ્યવહાર અહીં દર્શાવ્યો છે.

## સામુદાયિક કર્મ

જાતિ અને સમાજ જોડે કેવો વ્યવહાર કરવો જોઇએ તે પણ અહીં કહ્યું છે—

( १ ) **ज्यायस्वन्तः**- વૃદ્ધોનો સન્માન કરવો.

( २ ) **मा वि यौष्ट**- આપસમાં લડવું નહિ અથવા તડ પડવા દેવી નહિ.

( ३ ) **सधुरा चरन्तः**- એક ધૂંસરી નીચે રહી પ્રગતિ કરવી જોઇએ. અહીં ' धुरा ' નો અર્થ નેતાગિરી એવો છે. નેતા આગેવાન પણ એકજ હોવો જોઇએ. એકજ નેતાના નેતૃત્વથી બધા માણસો આગળ વધી શકે છે. જે સમાજમાં નેતાઓ પુષ્કળ હશે ત્યાં ચોક્કસ ભેદભાવ અને કલહ રહેવાનોજ.

( ४ ) **सध्रीचीनाः**- કોઇ પણ કાર્ય મેળાપથી કરવું જોઇએ.

( ५ ) **संराधयन्तः**- બધાએ મળી સિદ્ધિ માટે પ્રયત્ન કરવો જોઇએ.

( ६ ) **अन्यो अन्यस्मै वल्गु वदन्त एत**- પરસ્પર પ્રેમથી મિઠાસથી વાતો કરતા બધાએ આગળ વધવું.

જ્યારે એક માણસ સમાજમાં રહે છે, ત્યારે તે બીજા સભ્યો જોડે ખાવા પિવાનો સવાલ તેના સામે હોય છે. તે વિષે કહ્યું છે—

'તમારું પાણી પિવાનું સ્થાન એક હોય, તમને બધાને હું એકજ ધૂંસરી નીચે રાખું છું. તમે બધા એક મનના બની ઈશ્વરની ઉપાસના કરો.'

'જાતિ એક ચક્ર જેવી હોય છે.' જેમ ચક્રની આરીઓ એકજ નાભી અથવા કેન્દ્ર જોડે જોડાયેલી હોય છે, તેમ પંચજન અથવા ચારે વર્ણ રાષ્ટ્રના કેન્દ્ર જોડે જોડાયેલા હોય છે. જનતામાં બધાની એકતા પૈંડાની આરીની જેમ હોવી જોઈએ.

## સેવાભાવથી ઉન્નતિ

જ્યારે લોકોમાં સેવાભાવ હોય છે, ત્યારે જ એવી એકતા સંભવે છે. '**સંવનન**' નો અર્થ સારી રીતે પ્રેમપૂર્વક સહાયતા કરવી એવો છે. પ્રેમથી એકબીજાની મદદ કરવી એ સેવા સમિતીનું કાર્ય છે, તેથી કહ્યું છે કે—

**संवनेन सर्वान् एक श्नुष्टीन् कृणोमि ।**

'પ્રેમયુકત સેવાથી બધાને મદદ કરી હું બધું એકજ ધ્યેય તરફ પ્રેરિત કરૂં છું. 'પ્રજાની નિઃસ્વાર્થ સેવા કરનારો શ્રેષ્ઠ સેવક છે. જનસેવા એ એક મહાન્ યજ્ઞકર્મ છે. ઈશ્વર નિઃસ્વાર્થ ભાવથી બધાને સહાય આપે છે તેથીજ તેને સર્વશ્રેષ્ઠ કહે છે.

આ પ્રમાણે સેવા કરવાથી મનુષ્યની ઉન્નતિ થાય છે. વેદોનો સિદ્ધાન્ત છે કે '**क्रतुमयोऽयं पुरुषः**' એટલે મનુષ્ય કર્મમય છે. મનુષ્યની ઉન્નતિ કર્માધીન છે. એટલે હમેશા તેણે પ્રશસ્તતમ કર્મ કરવું જોઈએ. તે કર્મો પ્રજામાં સંગઠન કરનારા, એકતા વધારનારા હોવા જોઈએ.'**संयता संराधयन्तः, सधुराश्चरन्तः, सध्रीचीनाः, एकश्नुष्टी** વગેરે શબ્દોનો આજ ઉપદેશ છે.

આ મુજબ સંગઠન કરી આખરે વિજય પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઈએ અથવા આ મુજબ સંગઠિત થવાથી વિજયપ્રાપ્તિ નકકી થાય છે એમ અમે કહી શકીએ.

## વિજયપ્રાપ્તિ

શત્રુના પરાજય માટે (**ओज**) શારીરિકશકિત, (**सहः**) શત્રુના હુમલા પાછા ફેરવવા સામર્થ્ય, (**बल**) લશ્કર તેમજ બીજી જાતનું સામર્થ્ય, (**वीर्य**) પરાક્રમ, વીર્યની શકિત, (**नृम्णं**) માનવી આનુકૂલ્યનું સામર્થ્ય એટલા સાધનોની જરૂરી છે. પછી (**जिष्णुयोग**) વિજય પ્રાપ્ત કરવાની કહાપણ ભરી યોજના કેમ કરવી તેનું સારૂં એનું જ્ઞાન હોવું જોઈએ. બીજી બધી શકિતઓની અનુકૂલતા હોવા છતાં જો '**जिष्णुयोग**' માં ન્યૂનતા આવે તો કંઈક સિદ્ધ થશે નહિ. તેની સાથે '**ब्रह्मयोग**' એટલે જ્ઞાનથી સિદ્ધ થનારી યોજના પણ હોવી જોઈએ. તે મુજબ '**क्षात्रयोग**' એટલે ક્ષત્રિય યુદ્ધમાં રચવાનો વ્યૂહ વગેરે રચનામાં વિશેષ કુશળતા હોવી જોઈએ. તેમજ પાણી વગેરે સાધનો હોવા જોઈએ અને તેમનો ઉપયોગ શત્રુનો નાશ કરવા માટે થવો જોઈએ.

## યુદ્ધના શસ્ત્રાસ્ત્રો

આ વિભાગમાં શસ્ત્રાસ્ત્રોનું વર્ણન છે. શત્રુને પોતાના '**उद्गार**' શસ્ત્રોનું દર્શન કરાવવું જોઈએ. ઉદાર આ એવાં શસ્ત્રો છે કે જે દૂરથી શત્રુ ઉપર ફેંકવામાં આવે છે અને ત્યાં પડતાંજ તેમનો સ્ફોટ થઈ શત્રુનો ભયંકર નાશ થાય. દુશ્મન જોડે યુદ્ધ શરૂ કરવાના '**आदान**' અને '**संदान**' એવા બે પ્રકાર છે. એકમાં શત્રુને ઘેરો ઘાલી તેનો પકડવો અને બીજામાં સર્વ સેના ભેગી કરી એક સામટો શત્રુ ઉપર હુમલો કરી તેને હરાવવો. આ મુજબ યુદ્ધ કરવાથી શત્રુની સેના ગમે તેટલી મોટી હોય તો પણ વિજય પ્રાપ્ત કરવો સહેલું હોય છે.

જે ઉદાર નામના સ્ફોટક અસ્ત્રો છે તે સાત પ્રકારનાં છે. એક જમીનમાં દાટવાનું, બીજું પાણીમાં મુકવાનું, ત્રીજું હાથ વડે ફેંકવાનું, ચોથું આકાશમાંથી નીચે ફેકવાનું, પાંચમું બાણવડે શત્રુસેના ઉપર છોડવાનું, છઠ્ઠું નદી, તળાવ અથવા નાના પીવાના પાણીના જથ્થામાં મૂકી પીવાનું પાણી ઉડાવી દેવાનું અને સાતમું, ડુંગર, પહાડ, ખીણમાં ઉપયોગી થાય તેવું. આ સાત પ્રકારના વિસ્ફોટક શસ્ત્રોનું વર્ણન છે. તેમનો પ્રયોગ કરી શત્રુનો નાશ કરવો.

## વજ્ર નિર્માણ

ત્રિષંધિ નામાનું એક પ્રકારનું વજ્ર છે તે ઘણું તીક્ષ્ણ હોય છે. આ શસ્ત્રને ત્રણ સાંધા હોય છે. તેથી તેનું નામ ત્રિષંધિ એમ થયું છે. તે પોલાદનું બનાવેલું હોય છે. તે તપાવી પાણીમાં અથવા તેલથી બનેલા પ્રવાહીમાં ડુબાવી બનાવવામાં આવતું.

## બાણોનું સ્વરૂપ

વજ્ર જોડે બાણ ધારણ કરનારા સૈનિકો પણ હોવા જોઈએ. છે. તે બાણોનું સ્વરૂપ એવું—

૧ अयोमुखाः– જેમના અગ્રભાગમાં પોલાદ વપરાયેલું હોય, તેથી તેમના અગ્રભાગ તીણા રહેતા.

૨ सूचीमुखाः– સોયની જેમ જેમના અગ્રભાગ તીણા હોય તેવા.

૩ विकंकतीमुखाः– કાંસકીની જેમ કાંટીયાળા જેમના મોઢા હોય અથવા કંક પંખીની ચાંચ જેવા અગ્રભાગ હોય તેવા.

' वातरंहसः ' અને ' क्रव्यादाः ' આ બે શબ્દો બાણની ઝડપ અને મારકતા સૂચવે છે.

૪ शितिपदी– તીણા ફાળના બાણ.

૫ चतुष्पदी– ચાર ફાળ હોય એવા બાણ.

એવા બાણથી યુક્ત સેના સહેલાઈથી વિજય પ્રાપ્ત કરે જ એમાં કંઈ શંકાને સ્થાન નથી.

## તમસાસ્ત્ર અને સંમોહનાસ્ત્રનો પ્રયોગ

( तमसा परिवारय ) આ શબ્દોથી અંધારાનો પ્રયોગ કરવાની સૂચના આપેલી છે. અંધારામાં સપડાવવાના કારણે શત્રુસેનાને કંઈ દેખાય નહિ. પછી તે ભાગમાં સંમોહન કરવાનો ઉલ્લેખ પણ છે. તે કારણે સર્વ સેના મૂર્ચ્છિત-બેહોશ બની જતી, તેમને કંઈ સૂઝતું નહિ. અહીં કોઈ શક્તિ શત્રુસેનામાં ફેંકવાની છે, કે જેથી બધી સેના બેહોશ બની જાય અને શું કરવું તે તેમને સૂઝે નહિ.

આ મુજબ વિજયપ્રાપ્તિના ઉપાય આ ભાગમાં કહેલો છે. તેથી પહેલાં મેધાબુદ્ધિ પ્રાપ્ત કરી સમાજમાં સંગઠન કરવું અને તે પછી વિજયપ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો.





# અથર્વવેદનો સુબોધ અનુવાદ

[ ભાગ પાંચમો ]

# મેધાજનન, સંગઠન અને વિજય

---

## બુદ્ધિનું સંવર્ધન કરવું

### કાંડ ૧, સૂક્ત ૧

( ऋषिः– अथर्वा । देवता– वाचस्पतिः । )

ये त्रिषप्ताः परियन्ति विश्वा रूपाणि बिभ्रतः । वाचस्पतिर्बला तेषां तन्वो अद्य दधातु मे ॥ १ ॥
पुनरेहि वाचस्पते देवेन मनसा सह । वसोष्पते नि रमय मय्येवास्तु मयि श्रुतम् ॥ २ ॥
इहैवाभि वि तनूभे आर्त्नी इव ज्यया । वाचस्पतिर्नि यच्छतु मय्येवास्तु मयि श्रुतम् ॥ ३ ॥
उपहूतो वाचस्पतिरुपास्मान्वाचस्पतिर्ह्वयताम् । सं श्रुतेन गमेमहि मा श्रुतेन वि राधिषि ॥ ४ ॥

---

અર્થ— ( विश्वा रूपाणि बिभ्रतः ) અનેક જુદા જુદા રૂપો ધારણ કરી ( ये त्रि-सप्ताः परियन्ति ) જે ત્રણ ગુણ્યા સાત પદાર્થો બધે જ વ્યાપે છે. ( तेषां तन्वः बला ) તેમના શરીરનું બળ ( वाचस्पतिः अद्य मे दधातु ) વાણીનો સ્વામી આજે મને આપે [ ૧ ]

હે ( वाचस्पते ) વાણીના સ્વામી ! ( देवेन मनसा सह ) દિવ્ય મનથી ( पुनः एहि ) ફરી સામે આવો. હે ( वसोष्पते ) વસુઓના સ્વામી ! ( निरमय ) મને આનંદ આપ. ( श्रुतं मयि ) મારૂં ભણેલું જ્ઞાન ( मयि एव अस्तु ) મારામાં સ્થિર રહો. [ ૨ ]

( ज्यया उभे आर्त्नी इव ) ધનુષ્યના બે છેડા દોરીથી બંધાએલા હોય છે તેમ, ( इह एव उभौ अभि वि तनु ) અહીં જ બંનેને તાણો. ( वाचस्पतिः नि यच्छतु ) વાણીનો પતિ નિયમથી વર્તે. ( श्रुतं मयि ) મારૂં જ્ઞાન ( मयि एव अस्तु ) મારામાં સ્થિર રહે. [ ૩ ]

( वाचस्पतिः उपहूतः ) વાણીના સ્વામીને બોલાવવામાં આવ્યો. ( वाचस्पतिः अस्मान् उपह्वयताम् ) તે વાણીનો સ્વામી અમને બધાને બોલાવે. ( श्रुतेन संगमेमहि ) અમે બધા જ્ઞાનથી યુક્ત થઈએ. ( श्रुतेन ) અમે જ્ઞાનની જોડે ( मा वि राधिषि ) કદિ વિરોધ ન કરીએ. [ ૪ ]

# બુદ્ધિનું સંવર્ધન કરવું

પદાર્થો બે પ્રકારના છે, એક રૂપયુક્ત અને બીજા રૂપ-રહિત. આત્મા-પરમાત્મા રૂપરહિત છે અને સંપૂર્ણ દુનિયા એટલે વિશ્વ રૂપવાળા પદાર્થોથી ભરેલું છે. પદાર્થોના વિવિધ રૂપો મનુષ્ય, પશુ, પંખી, વૃક્ષ, વનસ્પતિ, પાષાણ વગેરેમાં જે દેખાય છે, તે કોણ ધારણ કરે છે ? તે રૂપો કેવી રીતે બને છે ? આ શંકાની ઉત્તરમાં વેદ કહે છે કે વિશ્વના મૂળમાં સાત પદાર્થો- પૃથ્વી, આપ, તેજ, વાયુ, આકાશ, તન્માત્ર અને અહંકાર- એઓથી સંપૂર્ણ દુનિયામાં દેખાઇ આવનારા વિવિધ રૂપો ધારણ થાય છે. આ સાત પદાર્થો ત્રણ અવસ્થામાંથી પસાર થનારા દુનિયાનું રૂપ અને તેનો આકાર ધારણ કરે છે. ( ૧ ) **સત્ત્વ** એટલે સમ અવસ્થા, ( ૨ ) **રજ** એટલે ગતિરૂપ અવસ્થા અને ( ૩ ) **તમ** એટલે ગતિ-હીન અવસ્થા. આ ત્રણ અવસ્થાઓમાં ઉપર કહેલાં સાત પદાર્થો વડે એકવીસ પદાર્થ બને છે, જે સંપૂર્ણ સૃષ્ટિનું રૂપ ધારણ કરે છે.

સૃષ્ટિના પ્રત્યેક આકાર ધારણ કરતારા પદાર્થમાં મહાન્ શક્તિ છે. આપણું શરીર પણ સૃષ્ટિમાંની વસ્તુઓ પૈકી એક પદાર્થ હોવાથી તે રૂપવાન છે અને તેમાં ઉપર કહેલા ' ત્રણ ગુણ્યા સાત ' પદાર્થો છે; અને તેજ કારણે શરીરની અંદરના એકવીસ તત્ત્વોનો સંબંધ બાહ્ય સૃષ્ટીના એકવીસ તત્ત્વો જોડે હોય છે. શરીરનું આરોગ્ય અથવા રોગ પણું આ સંબંધ સારો હોવા ન હોવા ઉપર આધાર રાખે છે.

શરીરની અંદરના આ તત્ત્વોનો બહારની દુનિયાના તત્ત્વો જોડે યોગ્ય સંબંધ રાખવાથી, આપણું આરોગ્ય સ્થિર રહે છે, અને તે આરોગ્ય વડે પોતાની શક્તિ વધારવાની સૂચના આ મંત્ર દ્વારા અહીં અપાએલી છે. જેમ બાહ્ય શુદ્ધ વાયુથી આપણા પ્રાણનું બળ, બાહ્ય સૂરજના પ્રકાશથી આપણા આંખનું બળ તે પ્રકારે બીજા બળ પણ વધારી પોતાની શક્તિ પરાકાષ્ઠા સુધી વધારવી જોઇએ. એ અથર્વવેદનો મુખ્ય વિષય છે.

દુનિયાનું તત્ત્વજ્ઞાન જાણી, જગતના પોતાની સાથેના સંબંધનો અનુભવ કરી, પોતાનું બળ વધારવાની વિદ્યાનું અધ્યયન કરી, તેનું અનુષ્ઠાન કરવું જોઇએ. ઉન્નતિનો આ મૂળમંત્ર આ પહેલા મંત્રમાં કહેલો છે. અહીં એમ પ્રશ્ન ઉપસ્થિત થાય કે આ વિદ્યા કોણ આપી શકે છે ? ઉત્તરમાં મંત્રમાં કહ્યું છે કે '**વાચસ્પતિ**' તે જ્ઞાન આપવા સમર્થ છે.

' **વાચસ્પતિ** ' કોણ છે ? વાક્, વાચ, વાણી, વક્તૃત્વ, ઉપદેશ, વ્યાખ્યાન આ શબ્દો સમાનાર્થક છે. વક્તૃત્વ કરનારો એટલે ઉત્તમ ઉપદેશક ગુરુ અહીં વાચસ્પતિ શબ્દથી અભિ-પ્રેત છે. આ અર્થ લેવાથી આ મંત્રનો અર્થ નીચે મુજબ થશે —

' મૂળ સાત તત્ત્વો ત્રણ અવસ્થાઓમાંથી પસાર થતાં બધા જગતના સંપૂર્ણ પદાર્થોના રૂપો બને છે અને તે સર્વત્ર પ્રસરે છે. તે પદાર્થોના બળોને પોતાની અંદર ધારણ કરવા-ની વિદ્યા વ્યાખ્યાતા ગુરુ આજે જ મને ભણાવે. '

અથર્વવેદના પિપ્પલાદ-સંહિતાનો પાઠ એમ છે—

' **ये त्रिषप्ताः पर्यन्ति...। ...तेषां तन्वमस्या दधातु मे ॥** '

તેનો અર્થ નીચે મુજબ થાય છે—

' જે મૂળ સાત તત્ત્વો ત્રણ અવસ્થામાંથી પસાર થઇ બધા જગતના સંપૂર્ણ પદાર્થોના રૂપ બનાવે છે, બધે જ ( **पर्यन्ति** ) ફરે છે, વ્યાખ્યાતા ગુરુ જ આજે તે બળોને મારા ( **तन्वं** ) શરીરમાં ( **अस्यादधातु** ) ધારણ કરાવે, એટલે ધારણ કરવાનો ઉપાય મને બતાવે. '

આ મંત્રની શરૂઆતમાં જ ' **पुनः** ' શબ્દ છે. તેનો અર્થ ' વારંવાર, ફરી ફરી અથવા સન્મુખ ' એવો છે. શિષ્ય વિદ્યાર્થી એક બાજુએ અને ગુરુ બીજી બાજુએ હોય છે. માટે ગુરુ શિષ્યની સન્મુખ અને શિષ્ય ગુરુની સન્મુખ હોય છે. એ બંને એ આ પ્રકારે રહેવું જોઇએ, જો તેઓ બંને તે પ્રકારે નહિ રહે તો ભણાવવું ભણવું અશક્ય છે.

ગુરુ ( **देवेन मनसा** ) દેવી ભાવનાથી યુક્ત મનવાળા થઇ શિષ્યોની સાથે વર્તાવ કરે. મન બે પ્રકારનાં છે, દેવ-મન અને રાક્ષસ-મન. રાક્ષસમન દુનિયામાં ઝગડા પેદા કરે છે અને દેવમન શાંતિ રાખે છે. ગુરુએ દેવમનથી જ શિષ્યોને ભણાવવું.

ગુરુ શિષ્યોને ( **नि रमय** ) રમમાણ કરે; એટલે એવું ભણાવે કે જેથી શિષ્યો આનંદની સાથે ભણતા જાય. આ શબ્દો દ્વારા ભણવાની ' **रमण** ' પદ્ધતિ વેદે પ્રગટ કરી છે.

આથી ભિન્ન '**रोदन**' પદ્ધતિ છે. જેમાં રહનારા શિષ્યોને ભણાવવામાં આવે છે.

ગુરુના બે ગુણો આ મંત્રે બતાવ્યા છે. એક ગુણ (**वाचस्पतिः**) એટલે વાણીનો પ્રયોગ કરવામાં સમર્થ, શિષ્યને વિદ્યા સમજાવવામાં કુશળ, ઉત્તમ વક્તા તેમજ બીજો ગુણ (**वसोष्पतिः**) વસુઓનો પતિ એટલે અગ્નિ વગેરે પદાર્થોનો પ્રયોગ કરવામાં કુશળ. શબ્દો વડે (Theoretical) જે જ્ઞાન કહેવામાં આવે છે, તે વસ્તુઓ વડે (Practical) સાક્ષાત્ પ્રત્યક્ષ પરિચય કરવામાં સમર્થ ગુરુ હોવો જોઇએ.

શિષ્ય પણ એવો હોવો જોઇએ કે જે (**मयि श्रुतं अस्तु**) પોતાનામાં જ્ઞાન સ્થિર રહે એવી ઇચ્છા કરનારો હોય. એટલે મનથી ભણનારો અને સાચો વિદ્યાર્થી (**विद्या+अर्थी**) વિદ્યા પ્રાપ્ત કરવાની ઇચ્છા કરનારો હોય. આ અર્થો ધ્યાનમાં રાખવાથી આ મંત્રનો અર્થ નીચે મુજબ થશે—

'હે ઉત્તમ ઉપદેશ કરનારા ગુરુ! દેવભાવ યુક્ત મનથી શિષ્ય સામે જા. હે અગ્ન્યાદિ વસુઓનો પ્રયોગ કરનારા ગુરુ! તું શિષ્યોને રમાડતાં રમાડતાં તેમને જ્ઞાન આપ. શિષ્યે પણ કહેવું જોઇએ કે ભણેલું જ્ઞાન મારામાં સ્થિર રહે.'

અથર્વવેદ પિપ્પલાદ-સંહિતામાં મંત્રનો પ્રારંભ '**उप नेह**,' શબ્દથી થાય છે, અને '**वसोष्पते**' ના સ્થાને '**असोष्पते**' પાઠ છે. '**असुपति**' (**असोः पति**) નો અર્થ 'પ્રાણનો પતિ' એટલે યોગાદિ સાધનો દ્વારા પ્રાણોને સ્વાધીન રાખનારો ઉત્તમ યોગી ગુરુ હોવો જોઇએ. આ શબ્દ પણ ગુરુનું એક ઉત્તમ લક્ષણ બતાવે છે.

ધનુષ્યના બંને છેડા દોરી વડે તાણી રાખવામાં આવે છે. આવી તણાએલી અવસ્થામાં જ ધનુષ્ય વિજયનું સાધન બની શકે છે. જ્યારે બંને છેડાથી દોરી કાઢી નાખવામાં આવે ત્યારે તે ધનુષ્ય શત્રુ નાશ કરવા માટે અથવા વિજય પ્રાપ્તિ માટે અસમર્થ બને છે. તેજ પ્રકારે જાતિ અથવા સમાજરૂપી ધનુષ્યના બે છેડા ગુરુ અને શિષ્ય છે. આ બંનેને વિદ્યારૂપી દોરી બાંધી રાખે છે અને તે દોરીથી આ ધનુષ્ય તાણાએલું એટલે પોતાના કાર્ય માટે સિદ્ધ રહે છે. સમાજે આ ધનુષ્ય હંમેશાં સિદ્ધ રાખવું જોઇએ. તેની સિદ્ધતાથી જાતિ, સમાજ અથવા રાષ્ટ્ર જીવિત, જાગૃત અને ઉન્નત રહે છે. જે સમયે વિદ્યાની દોરી ગુરુ શિષ્યરૂપી ધનુષ્યથી છૂટી જાય છે તે સમયે અજ્ઞાન-યુગ શરૂ થવાના કારણે જાતિ પતિત થઇ જાય છે.

(**वाचस्पतिः**) ઉત્તમ વક્તા ગુરુ જ પોતે (**नि यच्छतु**) નિયમથી ચાલે અને શિષ્યોને નિયમ અનુસાર ચલાવે. ગુરુકુલ, આચાર્યકુલ અથવા વિદ્યાલય વગેરે સંસ્થાઓ ઉત્તમ નિયમો અનુસાર ચલાવવામાં આવે. ત્યાં સ્વેચ્છા વિહાર હોવો ન જોઇએ.

શિષ્યોએ પ્રયત્ન કરી ભણેલું જ્ઞાન પોતાની અંદર સ્થિર કરવા માટે દક્ષ રહેવું જોઇએ. પ્રથમ ભણેલું જ્ઞાન સ્થિર થાય તો જ પછી વધારે જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. આ ભાવ ધ્યાનમાં લઇ આ ત્રીજા મંત્રનો અર્થ નીચે મુજબ થાય છે—

'જે પ્રકારે ધનુષ્યની દોરી તેના બંને છેડાને તાણી ધનુષ્યને વિજય માટે તૈયાર રાખે છે, તે પ્રકારે ગુરુ અને શિષ્ય આ સમાજના બે છેડા વિદ્યાથી તૈયાર રાખવા. ગુરુ પોતે નિયમથી ચાલે અને શિષ્યોને નિયમાનુસાર ચલાવે. શિષ્ય અધ્યયન કરેલું જ્ઞાન દૃઢ કરી આગળ વધે.'

'**उपहूत**' નો અર્થ 'બોલાવ્યો, પોકાર્યો, આવાહન કર્યું અથવા પુછવામાં આવ્યું' એમ છે. ઉત્તમ વ્યાખ્યાતા ગુરુએ અમને બોલાવ્યા અને તેને પ્રશ્ન પુછવામાં આવ્યા એટલે વિદ્યાનું વ્યાખ્યાન કરવા માટે તેને બોલાવવામાં આવ્યો. ગુરુ પણ શિષ્યોના પ્રશ્ન સાંભળી તેમના પ્રશ્નોના યોગ્ય ઉત્તરો આપી તેમનું સમાધાન કરે. એટલે ગુરુ કોઇ વાત શિષ્યોથી છુપાવી ન રાખે. આ પ્રકારે બંનેની પરસ્પર પ્રેમથી વૃદ્ધિ થતી રહે.

પ્રત્યેકે પોતાના મનમાં એવી ઇચ્છા રાખવી કે 'અમે બધા જ્ઞાનથી યુક્ત થઇએ, જ્ઞાનની વૃદ્ધિ કરતા રહીએ અને કદી જ્ઞાનની પ્રગતિમાં રૂકાવટ ન કરીએ, જ્ઞાનનો વિરોધ ન કરીએ અને મિથ્યા જ્ઞાનનો પ્રચાર ન કરીએ.'

આ સ્પષ્ટીકરણથી વિચાર કરતાં આ ચોથા મંત્રનો અર્થ નીચે મુજબ જણાશે.—'અમે તત્ત્વ વ્યાખ્યાતા ગુરુને પ્રાર્થના કરીએ છીએ, તે અમને યોગ્ય ઉત્તર આપે. આ (પ્રશ્નોત્તરની રીતથી અમે બધા) જ્ઞાનથી યુક્ત થતા રહીએ અને કદિ અમારાથી જ્ઞાનની વૃદ્ધિમાં રૂકાવટ ઉત્પન્ન ન થાય.'

*

### મનન

આ અથર્વવેદના પ્રથમ સૂક્તના ચાર મંત્રો શિષ્યના મુખે કહેડાવેલા છે. તેનો અતિસંક્ષેપથી તાત્પર્ય એવું છે—

'જે એકવીસ ( પદાર્થ જગતની વસ્તુઓના ) આકાર ધારણ કરી ( બધેજ ) પ્રસરેલા છે, તેમની શક્તિઓ મારા ( શરીરની અંદર સ્થિર કરવાની વિદ્યા ) ગુરુ અમને શીખવાડે ( ૧ ) હે ગુરુ ! તું મનમાં શુભ સંકલ્પ ધારણ કરી અમારી સામે આવ. અમને રમાડતાં ( રમાડતાં ભણાવ ) પ્રાપ્ત કરેલું જ્ઞાન અમારામાં સ્થિર રહે. ( ૨ ) ધનુષ્યના બન્ને છેડાને દોરીથી તાણી રાખે છે તેમ તું ( વિદ્યા ( વડે આપણે બંનેને ) તાણ ( બાંધીરાખ ). ગુરુ નિયમથી ચાલે અને અમને ચલાવે. જ્ઞાન અમારામાં સ્થિર થાય. ( ૩ ) અમે ગુરુને પ્રશ્ન પૂછીએ અને ગુરુ અમને ઉત્તર આપે. અમે બધા જ્ઞાની થઇએ, કોઇ પણ જ્ઞાનનો વિરોધ ન કરે. ( ૪ )

આ મંત્રોનું જેટલું મનન થશે, એમના ઉપર જેટલો વિચાર થશે, તેટલો જ્ઞાન વધારવાનો ઉપાય–( **मेधाजनन** ) થઇ શકશે. વાચકોએ તેનો યોગ્ય વિચાર કરવો અને પોતાની પરિસ્થિતિનુંરૂપ પોતાના જ્ઞાનની વૃદ્ધિ કરવાના ઉપાય વિચારવા. તેમાં નીચે જણાવેલી પાંચ બાબતોનો અવશ્ય વિચાર કરવો–

૧ વિદ્યા– જેથી જગત્ બને છે તે મૂળતત્ત્વોનું જ્ઞાન પ્રાપ્ત કરવું અને તેનો પોતાની પ્રગતિ–ઉન્નતિ સાથેનો સંબંધ જોવો. તેમજ તે માર્ગનું અનુષ્ઠાન કરવાનો વિધિ જાણવો. આજ શીખવા લાયક વિદ્યા છે.

૨ ગુરુ– ઉપર કહેલી વિદ્યા શીખવાડનાર ગુરુ ( **वाचस्पतिः** ) વાણીનો ઉત્તમ પ્રયોગ કરવામાં સમર્થ, સારી રીતે વધા ભણાવનાર હોય, ( **वसोष्पतिः** ) અગ્ન્યાદિ મૂળતત્ત્વોનો પ્રયોગ યથાવત્ કરનારો હોય. ( **वसोष्पतिः** ) પ્રાણુવિદ્યાનો જ્ઞાતા હોય. '**पति**' શબ્દ અહીં 'પ્રભુત્વ ( Mastership ) નો ભાવ બતાવે છે.

**૩ ભણાવવાની રીત**–ગુરુ પોતાના ( **देवेन मनसा** ) મનના શુભ સંકલ્પથી ભણાવે, ( **निरमय** ) રમાડવાની પદ્ધતિથી ભણાવે. શિષ્યોનો આનંદ વધારતો ભણાવે. પોતે ( **नि यच्छतु** ) સારા નિયમોથી ચાલે અને શિષ્યોને ચલાવે. શિષ્યોના પ્રશ્નોના ( **उपह्वयतां** ) આદરપૂર્વક જવાબો આપે અને તેમનું સમાધાન કરે.

૪ શિષ્ય– શિષ્ય હમેશા પ્રયત્નપૂર્વક પ્રચ્છા કરે કે ( **श्रुतेन सं गमेमहि** ) અમે જ્ઞાની થઇએ. ( **श्रुतं मयि अस्तु** ) પ્રાપ્તજ્ઞાન મારી અંદર સ્થિર રહે. તેમજ ( **श्रुतेन मा वि राधिषि** ) જ્ઞાનનો વિરોધ કદિ ન કરીએ.

૫ ગુરુ–શિષ્ય– સજ્જ ધનુષ્યના બંને છેડા જેમ દોરીથી તણાએલા રહે છે, તે મુજબ વિદ્યારૂપી દોરીથી સમાજના ગુરુ–શિષ્યરૂપી બંને છેડા એકબીજાથી પૂર્ણપણે સુસંબંધીત રહે. કદી પણ તેમાં ઢીલાપણું આવી ન જાય.

આ આખું સૂક્ત શિષ્યના મુખ વડે ઉચ્ચારિત થવા સમાન છે, એનાથી અનુમાન થાય છે કે ગુરુને લાવવા, રાખવા વગેરેના પ્રબંધ માટે ખર્ચનું ઉત્તરદાતૃત્વ શિષ્યો અથવા શિષ્યોના સંરક્ષકોપર જ પૂર્ણપણે છે.

### અનુસંધાન

આ પહેલા સૂક્તમાં 'મેધાજનન' એટલે બુદ્ધિનું સંવર્ધન કરવાના મૂળભૂત નિયમ બતાવ્યા છે. ગુરુ, શિષ્ય તથા વિદ્યાલય વગેરેનો પ્રબંધ કઇ રીતે કરવો જોઇએ, ગુરુ કઇ રીતે ભણાવે, શિષ્ય કઇ રીતે ભણે અને બંને મળીને રાષ્ટ્રની ઉન્નતિ કઇ રીતે કરે એનો વિચાર કરવામાં આવ્યો છે.

---

# મેધા બુદ્ધિ

**કાંડ ૬, સૂક્ત ૧૦૮**

( ऋषिः– शौनकः । देवता– मेधा । )

त्वं नो मेधे प्रथमा गोभिरश्वेभिरा गहि । त्वं सूर्यस्य रश्मिभिस्त्वं नो असि यज्ञिया ॥ १ ॥

અર્થ— હે ( **मेधे** ) મેધાબુદ્ધિ ! ( **त्वं नः प्रथमा यज्ञिया असि** ) તું અમારી પાસે પ્રથમસ્થાને પૂજનીય છે. તું ( **गोभिः अश्वेभिः आगहि** ) ગાયો અને ઘોડા એટલે બધા ધનો સાથે અમારી પાસે આવ. તેમજ ( **त्वं सूर्यस्य रश्मिभिः नः आगहि** ) તું સૂરજના કિરણો સાથે અમારી પાસે આવી જા. [ ૧ ]

मेधामहं प्रथमां ब्रह्मण्वतीं ब्रह्मजूतामृषिष्टुताम् । प्रपीतां ब्रह्मचारिभिर्देवानामवसे हुवे ॥ २ ॥
यां मेधामृभवो विदुर्यां मेधामसुरा विदुः । ऋषयो भद्रां मेधां यां विदुस्तां मय्या वेशयामसि ॥ ३ ॥
यामृषयो भूतकृतो मेधां मेधाविनो विदुः । तया मामद्य मेधयाग्ने मेधाविनं कृणु ॥ ४ ॥
मेधां सायं मेधां प्रातर्मेधां मध्यंदिनं परि । मेधां सूर्यस्य रश्मिभिर्वचसा वेशयामहे ॥ ५ ॥

અર્થ— ( अहं प्रथमां ब्रह्मण्वतीं ) હું શ્રેષ્ઠ જ્ઞાનીયોથી યુક્ત ( ब्रह्मजूतां ऋषिस्तुतां ) જ્ઞાનીયોથી સેવિત અને ઋષિઓ વડે પ્રશંસા પામેલા ( ब्रह्मचारिभिः प्रपीतां ) બ્રહ્મચારીઓ વડે સ્વીકારાએલી ( मेधां देवानां अवसे हुवे ) મેધાબુદ્ધિની ઇંદ્રિયોના રક્ષણ માટે પ્રાર્થના કરૂં છું. [ ૨ ]

( ऋभवः यां मेधां विदुः ) કારીગરો જે બુદ્ધિને જાણે છે, ( असुराः यां मेधां विदुः ) અસુ એટલે પ્રાણ-વિદ્યામાં રમનાર જે મેધાને જાણે છે, અથવા અસુરોમાં જે બુદ્ધિ છે, ( यां भद्रां मेधां ऋषयः विदुः ) જે કલ્યાણકારક બુદ્ધિને ઋષિ લોકો જાણે છે, ( तां मयि आ वेशयामसि ) તે બુદ્ધિ મારી અંદર પ્રવિષ્ટ કરે છે. [ ૩ ]

( भूतकृतः मेधाविनः ऋषयः ) પદાર્થોને ઉત્પન્ન કરનારા બુદ્ધિમાન ઋષિ ( यां मेधां विदुः ) જે બુદ્ધિને જાણે છે, હે અગ્ને ! ( तया मेधया ) તે મેધાબુદ્ધિથી ( अद्य मां मेधाविनं कृणु ) આજે મને બુદ્ધિમાન કર. ( ૪ )

( मेधां सायं ) બુદ્ધિને સંધ્યાકાળે, ( मेधां प्रातः ) બુદ્ધિને પ્રાતઃકાળમાં, ( मेधां मध्यंदिनं परि ) બુદ્ધિને મધ્ય દિવસના સમયે ( मेधां सूर्यस्य रश्मिभिः ) બુદ્ધિને સૂરજના કિરણો વડે ( वचसा आ वेशयामसि ) અને ઉત્તમ વચનોથી પોતાની અંદર પ્રવિષ્ટ કરીએ છીએ. [ ૫ ]

ભાવાર્થ— ધારણાવતી બુદ્ધિ બધાથી વધારે પૂજ્ય છે, તે બધા પ્રકારના ધન સાથે અમને પ્રાપ્ત થાય આ ધારણાવતી બુદ્ધિ જ્ઞાનીયોમાં રહે છે. ઋષિઓ તેની પ્રશંસા કરે છે, બ્રહ્મચારીઓ તેનું સેવન કરે છે, માટે તેની અમે પ્રશંસા કરીએ છીએ કારીગર, ઋષિ અને અસુર જે બુદ્ધિના માટે પ્રસિદ્ધ છે તે બુદ્ધિ અમને પ્રાપ્ત થાય બુદ્ધિમાન ઋષિઓ જે બુદ્ધિ માટે પ્રસિદ્ધ છે તે બુદ્ધિ અમને પ્રાપ્ત થાય સવારે, બપોરે, સાંજે તેમજ બીજા સમયમાં અમારો વ્યવહાર એવો હોય કે અમને સદ્બુદ્ધિ પ્રાપ્ત થાય અને અમને સારો ઉપદેશ મળે ( ૧–૫ )

આ સૂક્ત બુદ્ધિની પ્રશંસાપર છે. મેધાબુદ્ધિ તો તે છે કે જેને ધારણાવતી બુદ્ધિ કહેવાય છે. આ બુદ્ધિ જેટલી વધારે હશે તેટલી મનુષ્યની વિશેષ યોગ્યતા હોય છે. લોક ઋષિઓનો વિશેષ સન્માન કરે છે તેનું કારણ એ છે કે તેઓમાં બુદ્ધિ હતી અને રહે છે. બ્રહ્મચારીગણ ગુરુની પાસે રહી આ બુદ્ધિની પ્રાપ્તિની ઇચ્છા કરે છે. આ બુદ્ધિ હોય તો માણસ આ લોકમાં અને પરલોકમાં ઉત્તમ અવસ્થા પ્રાપ્ત કરી શકે છે.

કારીગર લોકોમાં એક પ્રકારની ધારણાબુદ્ધિ રહે છે. અસુરોમાં આ સંપૂર્ણ વિશ્વને જીતવાની મહત્ત્વાકાંક્ષા રહે છે. ઋષિઓમાં ઘણી મોટી સત્ત્વગુણી બુદ્ધિ હોય છે. આ બુદ્ધિ વિશેષ ઉચ્ચરૂપમાં અમને પ્રાપ્ત થાય. ખાસ કરી બુદ્ધિમાન જ્ઞાની ઋષિઓમાં જે વિશાળ બુદ્ધિ હતી તેવી બુદ્ધિ દરેકે પ્રાપ્ત કરવી જોઇએ સવારથી સાંજ સુધી આપણા પ્રયત્નો આ બુદ્ધિ પોતાની અંદર વધારવા માટે કરવો જોઇએ. દરેક મનુષ્ય એવો પ્રયત્નવાન થાય તો તે આ બુદ્ધિને અવશ્ય પ્રાપ્ત કરી શકે છે.

# તપ વડે મેધાની પ્રાપ્તિ

## કાંડ ૭, સૂક્ત ૬૧

( ऋषिः- अथर्वा । देवता- अग्निः । )

यदग्ने तपसा तप उपतप्यामहे तपः । प्रियाः श्रुतस्य भूयास्मायुष्मन्तः सुमेधसः ॥ १ ॥

અર્થ— હે અગ્ને ! ( तपसा यत् तपः ) તપથી જે તપ કરાય છે, તે ( तपः उप तप्यामहे ) તપ અમે કરીએ છીએ. તે વડે અમે ( श्रुतस्य प्रियाः ) જ્ઞાનપ્રિય ( आयुष्मन्तः सुमेधसः भूयास्म ) દીર્ઘાયુ અને ઉત્તમ બુદ્ધિશાળી થઇએ. [ ૧ ]

अग्ने तपस्तप्यामह उप तप्यामहे तपः । श्रुतानि शृण्वन्तो वयमायुष्मन्तः सुमेधसः ॥ २ ॥

અર્થ— હે અગ્ને ! ( तपः तप्यामहे ) અમે તપ કરીએ છીએ અને ( तपः उप तप्यामहे ) તપ વિશેષ રીતિથી કરીએ છીએ ( वयं श्रुतानि शृण्वन्तः ) અમે જ્ઞાનોપદેશ શ્રવણ કરતાં ( आयुष्मन्तः सुमेधसः ) દીર્ઘાયુ અને ઉત્તમ બુદ્ધિમાન્ થઇશું [ ૨ ]

ભાવાર્થ— અમે તપ કરી જ્ઞાન પ્રાપ્ત કરીશું અને દીર્ઘાયુ, બુદ્ધિમાન્ અને જ્ઞાનને ચાહનારા બનીશું. ( ૧-૨ )

તપ કરવાથી આ સિદ્ધિ પ્રાપ્ત થાય છે એવો આ સૂક્તનો આશય છે; તેથી જે દીર્ઘાયુ અને બુદ્ધિમાન્ થવા ઇચ્છતા હોય તે તપ કરે.

# મનનું બળ વધારવું

## કાંડ ૨, સૂક્ત ૧૨

( ऋषिः- भरद्वाजः । देवताः- द्यावापृथिव्यादिनानादेवतम् । )

द्यावापृथिवी उर्व१न्तरिक्षं क्षेत्रस्य पत्न्युरुगायोऽद्भुतः ।
उतान्तरिक्षमुरु वातगोपं त इह तप्यन्तां मयि तप्यमाने ॥ १ ॥
इदं देवाः शृणुत ये यज्ञिया स्थ भरद्वाजो मह्यमुक्थानि शंसति ।
पाशे स बद्धो दुरिते नि युज्यतां यो अस्माकं मन इदं हिनस्ति ॥ २ ॥
इदमिन्द्र शृणुहि सोमप यत्त्वा हृदा शोचता जोहवीमि ।
वृश्चामि तं कुलिशेनेव वृक्षं यो अस्माकं मन इदं हिनस्ति ॥ ३ ॥

અર્થ— ( द्यावापृथिवी ) દ્યુલોક અને ભૂલોક ( उरु अंतरिक्षं ) વિસ્તીર્ણ આકાશ, ( क्षेत्रस्य पत्नी ) ક્ષેત્રનું પાલન કરનારી વૃષ્ટિ ( अद्भुतः उरुगायः ) અદ્ભુત અને ઘણો જ પ્રશંસનીય સૂરજ ( उत ) અને ( वातगोपं उरु अंतरिक्षं ) વાયુને સ્થાન આપનારું અંતરિક્ષ વગેરે બધું ( मयि तप्यमाने ) હું તપ્ત થવાથી ( इह ते तप्यन्तां ) અહીં તે બધાં તપ્ત થાય. [ ૧ ]

હે ( देवाः ) દેવો ! ( ये यज्ञियाः स्थ ) જે તમે સત્કાર કરવા યોગ્ય છો, તે બધા ( इदं शृणुत ) આ સાંભળો. કે ( भरद्वाजः मह्यं उक्थानि शंसति ) બળ વધારનારા મને ઉત્તમ ઉપદેશ આપે છે. પણ ( यः अस्माकं इदं मनः हिनस्ति ) જે અમારા આ મનને બગાડે છે, ( सः दुरिते पाशे बद्धः नियुज्यताम् ) તે પાપના પાશમાં બંધાઇ જઇ નિયમમાં રાખવામાં આવે. [ ૨ ]

હે ( सोम-प इन्द्र ) સોમપાન કરનારા ઇંદ્ર ! ( शृणुहि ) સાંભળ કે ( यत् शोचता हृदा जोहवीमि ) જે શોકપૂર્ણ હૃદયથી હું પોકારું છું. ( यः अस्माकं इदं मनः हिनस्ति ) જે અમારું આ મન બગાડે છે ( तं ) તેને ( वृक्षं कुलिशेन इव ) ઝાડને કોહાડીથી કાપવાની જેમ ( वृश्चामि ) કાપી નાખું છું. [ ૩ ]

ભાવાર્થ— દ્યુલોક, પૃથ્વીલોક, અંતરિક્ષલોક તેમજ આ અવકાશમાં રહેનારા બધા લોક લોકાન્તર મને અનુકૂલ થાય એટલે મારા સંતપ્ત થવાથી તેઓ સંતપ્ત બને અને હું શાંત થાઉં ત્યારે તેઓ પણ શાંત થાય ( ૧ )

હે સત્કાર કરવા યોગ્ય દેવો ! સાંભળો આ નિયમ છે કે બળ વધારનારો જ બીજાને ઉત્તમ ઉપદેશ કરે છે, પરંતુ બળ ઘટાડનારો ખરાબ વિચારોની પ્રેરણાથી મનને દૂષિત કરે છે. એવા પાપીને પકડી બંધનમાં રાખવો યોગ્ય છે ( ૨ )

હે ઇન્દ્ર ! સાંભળ કે જે મનને બગાડે છે તેનો નાશ કરવો યોગ્ય છે. આ વાત હું હૃદયના જોરા સાથે કહું છું. ( ૩ )

अशीतिभिस्तिसृभिः सामगेभिरादित्येभिर्वसुभिराङ्गिरोभिः ।
इष्टापूर्तमवतु नः पितृणामामुं ददे हरसा दैव्येन ॥ ४ ॥
द्यावापृथिवी अनु मा दीधीथां विश्वे देवासो अनु मा रभध्वम् ।
अङ्गिरसः पितरः सोम्यासः पापमार्छत्वपकामस्य कर्ता ॥ ५ ॥
अतीव यो मरुतो मन्यते नो ब्रह्म वा यो निन्दिषत्क्रियमाणम् ।
तपूंषि तस्मै वृजिनानि सन्तु ब्रह्मद्विषं द्यौरभिसंतपाति ॥ ६ ॥
सप्त प्राणानष्टौ मन्यस्तांस्ते वृश्चामि ब्रह्मणा । अया यमस्य सादनमग्निदूतो अरंकृतः ॥ ७ ॥
आ दधामि ते पदं समिद्धे जातवेदसि । अग्निः शरीरं वेवेष्ट्वसुं वागपि गच्छतु ॥ ८ ॥

---

**અર્થ**—( **तिसृभिः अशीतिभिः सामगेभिः** ) ત્રણ છંદોથી એંસી મંત્રો વડે સામગાયન કરનારાની સાથે તેમજ ( **आदित्येभिः वसुभिः अङ्गिरोभिः** ) આદિત્ય, વસુ અને અંગિરાઓની સાથે ( **पितृणां इष्टापूर्तं नः अवतु** ) પિતરો દ્વારા કરેલું યજ્ઞયાગાદિ શુભ કર્મ અમારું રક્ષણ કરે. હું ( **दैव्येन हरसा अमुं आददे** ) દિવ્ય ક્રોધ અથવા બળથી આને પકડું છું. [ ૪ ]

( **द्यावापृथिवी मा अनु आदधीथां** ) દ્યુલોક અને ભૂલોક મને અનુકૂળ થઇ પ્રકાશિત થાવ હે ( **विश्वे-देवासः** ) બધા દેવો ! ( **मा अनु आ रभध्वं** ) મને અનુકૂળ થઇ કાર્યારંભ કરો. હે ( **अङ्गिरसः सोम्यासः पितरः** ) અંગિરસ સોમ્ય પિતરો ! ( **अपकामस्य कर्ता पापं आ ऋच्छतु** ) અનિષ્ટ કાર્ય કરનારો પાપને પ્રાપ્ત થાવ. [ ૫ ]

હે ( **मरुतः** ) મરુતો ! ( **यः अतीव मन्यते** ) જે પોતે પોતાને ભારે સમજે છે, , **यः वा नः क्रियमाणं ब्रह्म निन्दिषत्** ) અથવા જે અમારા કરવામાં આવતા જ્ઞાનની નિંદા કરે, ( **वृजिनानि तस्मै तपूंषि सन्तु** ) બધા કાર્યો તેને માટે તાપકારક થાવ. તેમજ ( **द्यौः ब्रह्मद्विषं संतपाति** ) દ્યુલોક તે જ્ઞાનવિરોધીને ઘણો તાપ આપે. [ ૬ ]

( **ते तान् सप्तप्राणान्** ) તારા તે સાત પ્રાણોને અને ( **अष्टौ मन्यः** ) આઠ મજ્જાગ્રંથિયોને હું ( **ब्रह्मणा वृश्चामि** ) જ્ઞાનના શસ્ત્રથી કાપી નાખું છું. ખોલી નાખું છું. તું ( **अग्निदूतः अरंकृतः यमस्य सादनं अयाः** ) અગ્નિનો દૂત બની સિદ્ધ થઇ યમની ઘરે જા. [ ૭ ]

( **समिद्धे जातवेदसि** ) પ્રદીપ્ત અગ્નિમાં ( **ते पदं आदधामि** ) તારું સ્થાન રાખું છું. ( **अग्निः शरीरं वेवेष्टुः** ) આ અગ્નિ શરીરમાં પ્રવેશ કરે. ( **वाक् अपि असुं गच्छतु** ) વાણી પણ પ્રાણને પ્રાપ્ત થાય. [ ૮ ]

---

**ભાવાર્થ**— જેમાં ત્રણ છંદોના એંસી મંત્રો દ્વારા સામગાયન કરે છે તે યજ્ઞમાં વસુ-રૂદ્ર-આદિત્યની સાથે પિતરો દ્વારા કરેલી યજ્ઞયાગ વગેરે શુભક્રિયાઓ અમારી રક્ષક બને. તે સત્કર્મથી અમારું મન શુદ્ધ રહે જે પાપી અમારું મન નિર્બળ બનાવવાનો પ્રયત્ન કરે છે તેને હું દિવ્યબળ વડે પકડું છું. ( ૪ )

દ્યુલોક અને ભૂલોકની અંદરની બધી વસ્તુઓ મને અનુકૂળ થાય. બધા અગ્નિ આદિ દેવ મારા અનુકૂળ વર્તે. હે પિતરો ! અનિષ્ટ કાર્ય કરનારો પાપી બની પતિત થાય. ( ૫ )

હે મરુતો ! જે ઘમંડી માણસ પોતે પોતાને બધાથી મોટો સમજે છે, એટલું જ નહિ, પણ અમે જે જ્ઞાનસંગ્રહ કરીએ છીએ તેની પણ નિંદા કરે, તેને બધા કર્મો કષ્ટપ્રદ થાવ કારણ કે જે સત્યજ્ઞાનનો વિરોધ કરે છે તેને દ્યુલોક પુષ્કળ તાપ આપશે. ( ૬ )

તારા સાતે પ્રાણને અને આઠ મજ્જા સ્થાનોને હું જ્ઞાનથી ખોલું છું. તું અગ્નિદૂત બની યમના ઘરમાં જા. ( ૭ )

આ પ્રદીપ્ત જ્ઞાનાગ્નિમાં હું તારું સ્થાન રાખું છુ આ અગ્નિ તારી અંદર પ્રવિષ્ટ થાય અને તારી વાણી પણ પ્રાણને પ્રાપ્ત થાય ( ૮ )

# મનનું બળ વધારવું

### માનસશક્તિનો વિકાસ

મનની શક્તિથી મનુષ્યની યોગ્યતા નિશ્ચિત થાય છે. જેનું મન શુદ્ધ અને પવિત્ર તે મહાત્મા થાય છે; અને જેનું મન અશુદ્ધ અને મલીન વિચારોવાળું છે તે દુષ્ટ કહેવાય છે અથર્વ વેદ કાંડ ૧૧, સૂક્ત ૧ માં આત્માના ગુણવર્ણન કરી તે વડે આત્મિક બળ વધારવાનો ઉપાય કહ્યો છે તેની પૂર્તિ કરવા માટે આ સૂક્તમાં માનસશક્તિના વિકાસનો ઉપાય બતાવ્યો છે કારણ કે આત્મિક શક્તિના વિકાસ માટે માનસિક શુદ્ધતાની પણ અત્યંત આવશ્યકતા છે મન મલીન રહેશે તો આત્મિક બલ વધી જ શકે નહિ

### . માનસશક્તિ વિકાસનું સાધન
### ત્યાગ ભાવના

માનસિક બલ વધારનારનું નામ આ સૂક્તમાં ' भरद्वाज ' એટલે ' भरत्+वाज. ' = वाजः+भरत् બળ ભરનારો એમ કહ્યું છે ' वाजः ' નો અર્થ ' ઘી, અન્ન, જળ, પ્રાર્થના, અર્પણ, યજ્ઞ, શક્તિ, બળ, વેગ, ધન, ગતિ, યુદ્ધ, શબ્દ ' એટલા છે તેમાં ઘી, અન્ન, જળ આ પદાર્થો શારીરિક બળની પુષ્ટિ કરનારા છે, પણ તે જો શુદ્ધ સાત્વિક સ્વરૂપમાં સેવન કરવામાં આવે તો મનને પણ સાત્વિક બનાવે છે જલ પ્રાણોના બળ જોડે સંબંધિત છે. ધન આર્થિક બળથી સંબંધિત છે અર્પણ આત્મસમર્પણ યજ્ઞ જેમાં આત્મસર્વસ્વની આહુતિ આપવી મુખ્ય ભાગ છે, આ યજ્ઞરૂપકર્મ આત્મિક બલ વધારે છે. યુદ્ધ ક્ષાત્રબલ વધારે છે. પરમેશ્વરની પ્રાર્થના માનસિકબલ વધારે છે. વાજ શબ્દના જેટલા અર્થો છે, તેમની સંગતિ આ પ્રકારે છે. અહીં બલ વધારવાના સાધનોનો પણ પરિચય થયો વાચકો વિચાર કરી, તો આ સાધને વડે પોતાનું બળ વધારવાના ઉપાય તેમને જ્ઞાન થશે જે તું બળ જે ભરે છે, તેનું નામ ' भरद्-वाजः ' હોય છે. આ ભરદ્વાજ આત્મિકબળ વધારવાનું સાધન આ પ્રકારે બતાવે કહે છે—

### શુભવચન

भरद्वाजा भरं ब्रह्माणि शंसति । ( મં. ૨ )

' બળ વધારનારું જ્ઞાન મને કહે છે ' એટલે ઉત્તમ વચન અથવા બ્રહ્મ ગુણગાનનું સ્તોત્ર કહે છે આ શુભવચન કહેવાથી, તેમનું મનન કરવાથી, તેમને પોતાના મનમાં સ્થિર કરવાથી જ મનની શક્તિ વધી શકે છે પરમેશ્વર ભક્તિ ઉપાસના, સદ્ભાવનાનું મનન એજ સૂક્તશંસન છે તેથી મનની પવિત્રતા થઈ તે વડે માનસિકશક્તિ વિકસિત થાય છે.

### જ્ઞાન

આ ' જ્ઞાનાગ્નિ ' ને જ ' जात-वेद अग्नि ' કહે છે. જેમાંથી વેદ પ્રગટ થયા તેજ જાતવેદ અગ્નિ છે. જેથી જ્ઞાન પ્રકાશિત થયું છે તેજ આ અગ્નિ છે. તેને જ્ઞાનાગ્નિ, બ્રહ્માગ્નિ, આત્માગ્નિ, જાતવેદ વગેરે અનેક નામો છે. માનસિક શક્તિ વિકાસ અથવા આત્મિક બલવૃદ્ધિ કરવાની જેને ઇચ્છા છે, તેણે આ અગ્નિને શરણ થવું યોગ્ય છે. તે વિષે આ મંત્રમાં કહ્યું છે—

आ दधामि ते पदं समिद्धे जातवेदसि ।
अग्निः शरीरं वेवेष्टवसुं वागपि गच्छतु ॥ ( મં. ૮ )

' આ સળગેલા જાતવેદ નામના જ્ઞાનાગ્નિમાં તારો પગ હું મૂકું છું. આ જ્ઞાનાગ્નિ તારા શરીરના રોમરોમમાં પ્રવિષ્ટ થાય અને તારી વાણી પણ પ્રગતિ પામે જાય ' જે માણસ પોતાનું આત્મિક તેમજ માનસિક બળ વધારવા ઇચ્છે છે, તેણે પોતે જ્ઞાનથી યુક્ત હોવું જોઈએ. જે પ્રકારે લોખંડ અગ્નિમાં પડવાથી થોડા વખતમાં અગ્નિરૂપ બની જાય છે તે પ્રકારે જ્ઞાનાગ્નિમાં પડેલો માણસ થોડા જ સમયમાં પોતે પોતાને જ્ઞાનાગ્નિથી, જાતવેદ અગ્નિથી પ્રદીપ્ત થએલો જોઈ શકે છે આ છે જ્ઞાનાશ્રય

ઉર્જિતવાણી– આ સમયે તેની વાણીમાં એક પ્રકારની પ્રભુશક્તિ પ્રકાશિત થાય છે માનો કે વાણી ઉર્જિત જેવી બની જાય છે. ( वाग् वसुं गच्छति ) વાણી પ્રભુને પ્રાપ્ત કરે છે. સામાન્ય મનુષ્યોની વાણી મરેલી હોય છે, પરંતુ આ જ્ઞાનીની વાણી ઉર્જિત હોય છે. તે સિદ્ધ પુરુષ જેમ કહે છે તેવો બની જાય છે, આ ઉર્જિત વાણીનો સંસ્કાર છે.

### શાખાછેદન

વાળીચૂંટી શાખાઓ કાપી જાતને સુંદર બનાવવામાં આવે છે, વૃક્ષ ઉપર વેલાઓને કાપી નાખી જાય છે.

વૃક્ષને વધવા જગ્યા કરી આપવા માટે તે વેલાઓ કાપી નાખવા જરૂરી છે. એટલે બગીચ ના વૃક્ષોને ફાવે તેમ વધવા દેવા એજ યોગ્ય નથી. તેજ પ્રકારે આ અશ્વત્થ વૃક્ષ વિષે સમજવુ તે વિષે શ્રીભગવદ્‌ગીતામા કહ્યુ છે—

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् । छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ १॥ अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः । अधश्च मूलान्यनुसंततानि कर्मानुबन्धीनि मनुष्यलोके ॥ २ ॥ न रूपमस्येह तथोपलभ्यते नाऽन्तो न चाऽऽदिर्न च संप्रतिष्ठा । अश्वत्थमेनं सुविरूढमूलमसङ्ग-शस्त्रेण दृढेन छित्वा ॥ ३ ॥ (ગી અ. ૧૫)

' મૂળિયાં ઉપર અને નીચે જેની શાખા પ્રસરેલી છે એવો આ આશ્વત્થ વૃક્ષ છે ઉપર નીચે તેની શાખાઓ પુષ્કળ પ્રસરેલી છે. આ શાખાઓને અસ ગ શસ્ત્ર વડે કાપીને વૃક્ષને ઠીક કરવો જોઇએ.' ત્યાર પછી ઉન્નતિનો માર્ગ વિદિત થઇ શકે છે આ વિષે સાતમાં મ ત્રમાં કહ્યુ છે. તે હવે જુઓ—

सप्तप्राणानष्टौ मन्यस्तांस्ते वृश्चामि ब्रह्मणा। अया यमस्य सादनमग्निदूतो अरंकृतः ॥ (મ. ૭)

' સાત પ્રાણોને અને આઠ ગાંઠોને હું જ્ઞાનથી કાપુ છુ, તોડું છુ અથવા ખોલું છુ તુ આ અગ્નિનો દૂત બની યમના ઘરે જા ' આ સપ્તમ મ ત્રમાં સાત પ્રાણુ અને આઠ મજ્જાગ્રંથીઓને ( वृश्चामि ) કાપવાનો ઉલ્લેખ છે અને અહીં કાપવા માટે શસ્ત્ર 'ब्रह्म' એટલે ' જ્ઞાન, ભક્તિ, પ્રાર્થના, ઉપાસના, સ્તોત્ર ' વગેરે પ્રકારનું છે બ્રહ્મ શબ્દનો અર્થ જ્ઞાન આદિ પ્રસિદ્ધ છે. વાચકોએ અહિં વિચાર કરવો કે શુ ' જ્ઞાન અથવા બ્રહ્મઉપાસના ' ( ब्रह्मणा वृश्चामि ) શસ્ત્ર બની કદિ કોઇને કાપી શકે ? જો તે શસ્ત્ર બની કોઇને કાપતી હશે તો કોને કાપે છે ? તે વિષે વિચાર કરવો જોઇએ

### અસંગશસ્ત્ર અને બ્રહ્માસ્ત્ર

ગીતામાં ' અસ ગશસ્ત્ર ' થી ઝાડ કાપવાનો ઉલ્લેખ છે, ત્યાં નાના વાસનાઓને અસ ગશસ્ત્ર વડે કાપવાનો ભાવ છે વાસનાઓ પણ ભોગની ઇચ્છાથી પ્રસરે છે, અને ભોગ પણ ઇન્દ્રિયોના વિષયોના હોય છે. એટલે અસ ગ શસ્ત્રથી જે ડહાળાઓ કાપવાની છે તે ડહાળીઓ ઇંદ્રિયભોગરૂપ વૃત્તિઓ છે. ભગવદ્‌ગીતાનો આ આશય મનમા લઇ જો અમે આ મંત્રના સપ્ત પ્રાણોને બ્રહ્માસ્ત્ર વડે કાપવાનુ વર્ણન જોઇશુ તો સ્પષ્ટ થશે, કે અહીં એક વિશેષ અલંકાર છે બને સ્થાને ક્રિયાનો અર્થ એક જ છે—

अश्वत्थं "असंगशस्त्रेण छित्वा ॥( ભ ગીતા. ૧૫।૩)
सप्तप्राणान्"'ब्रह्मणा वृश्चामि॥( અથર્વ ૨।૧૨।૭)

' वृश्चामि ' નો અર્થ પણ કાપવાનો છે. બને સ્થાને ના શસ્ત્રો અલૌકિક છે. ( असंग ) વૈરાગ્ય, અને ( ब्रह्म ) જ્ઞાન, ઉપાસના; જો કે વૈરાગ્ય અને જ્ઞાન આ બે શબ્દો ભિન્ન છે, તો પણ એકજ વાતમાં સમાનાર્થક થનારા છે. આત્મ-સાક્ષાત્કારમાં આ બને પરસ્પર ઉપકારક જ હોય છે વૈરાગ્ય સિવાય આત્મજ્ઞાન થવુ કઠણુ છે અથવા અસભવ છે. તેજ પ્રકારે વિચાર કરવાથી માલમ પડે છે કે જે શાખાવિસ્તારને ભગવદ્‌ગીતા કાપવા ઇચ્છે છે, તેજ શાખા વિસ્તારને આ વેદમ ત્ર કાપવા ઇચ્છે છે તેની સિદ્ધતા બતાવવા ' સપ્તપ્રાણ ' કયા છે તેની શોધ આપણને કરવી પડશે—

### सप्तप्राण

१ प्राणा इन्द्रियाणि ॥ ( તાણ્ડ્ય બ્રા. ૨।૧૪।૨; ૨૨।૪।૩ )

२ सप्तशिरसि प्राणाः ॥ ( તાણ્ડ્ય બ્રા. ૨।૧૪।૨; ૨૨।૪।૩ )

३ सप्त शीर्षन् प्राणाः ॥ ( શત. બ્રા ૯।૫।૨।૮ )

४ सप्त वै शीर्षन् प्राणा ॥ ( ઐ બ્રા. ૧।૧૭; તૈ બ્રા ૧।૨।૩।૩ )

' ( ૧ ) પ્રાણ આજ ઇદ્રિયો છે ( ૨–૪ ) મસ્તકમાં સાત પ્રાણુ એટલે કે ઇદ્રિયો છે. ' આ પ્રકારે આ સ્પષ્ટિ-કરણ સપ્તપ્રાણો વિષે વૈદિક સારસ્વતમાં કરાએલુ છે તેથી સપ્તપ્રાણુ એટલે આપણાં સાત ઇદ્રિયો જ છે તે વિષે કોઇને શંકા રહેતી નથી કેટલાકના અભિપ્રાય મુજબ આ ઇંદ્રિયો બે આંખ, બે કાન, બે નાક અને એક મોઢુ એમ મળી સાત છે, અને કેટલાકના મતે કાન, ત્વચા, નેત્ર, જીભ, નાક, શિશ્ન અને મુખ આ સાત છે. આ સાતના ક્રમે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, કામ, અને ભાષણ આ સાત ભોગ છે તે કારણે ઉત્તમ, મધ્યમ અથવા નિકૃષ્ટ ગતિ મનુષ્યની થાય છે. બને મતોનું તાત્પર્ય એટલુ જ છે કે જે ઇદ્રિયોના

સાધનથી આ માણસ વાસનોઓના જાળમાં ફસે છે અને ભોગ ભોગવવાની ઇચ્છાથી રોગના ભયમાં ગ્રસ્ત થાય છે. તે સાત ઇંદ્રિયોની શાખાઓ જ્ઞાનના શસ્ત્ર વડે કાપવી જોઇએ. જે પ્રકારે માળી ( બાગવાન ) પોતાના ઉદ્યાનમાં વાંકાચૂકા વધનારા વૃક્ષોને કાપી વાંકા થવા દેતો નથી, તે પ્રકારે આ શરીરના ક્ષેત્રમાં કાર્ય કરનારો આ જીવાત્મારૂપી માળી છે. તેને પોતાના બગીચામાં આ સાત વૃક્ષોને વાંકાચૂકા થવા દેવું યોગ્ય નથી. જો તે તેમ વધવા લાગે તો જ્ઞાનરૂપી કુહાડીથી મર્યાદા બહાર વધનારી શાખાઓ કાપી તેમને તેમની મર્યાદામાં રાખવી યોગ્ય છે.

આનો સ્પષ્ટ આશય એ છે કે જો આ ઇંદ્રિયો ખરાબ વ્યવહાર કરે તો તેમને અસંગના નિયમથી નિયમિત રાખી બદ્ધ કરી સંયમપૂર્ણવૃત્તિથી દમન કરવું જોઇએ. ઇંદ્રિય-દમનથી જ આધ્યાત્મિક શકિત વિકસિત થઇ શકે છે. શાખા છેદનનું તાત્પર્ય આમ છે.

**આઠગ્રંથિ**– આ સાતમાં મંત્રમાં ( **अष्टौ मन्यः** ) આઠ ગ્રંથિ અથવા ધમની છે તેમને પણ છેદવાનું વિધાન કર્યું છે. આ આઠ મજ્જાગ્રંથીઓ છે. તેમનાથી વિલક્ષણ જીવનરસ શરીરમાં પ્રવાહિત થાય છે. ગુદા, ડુંટી, પેટ, હૃદય, ગળું, તાલુ, ભ્રૂમધ્ય, મસ્તક આ સ્થાનોમાં આ આઠ પ્રધાન ગ્રંથીઓ છે. અને તેમાંથી જે રસ આવે છે તેનાથી તેને સ્થાને જીવન પ્રાપ્ત થાય છે. તેઓથી પ્રાપ્ત થનારો જીવન રસ તો આવશ્યક છે જ પરંતુ જો કદિ તેનાથી હીન પ્રવૃત્તિ થવા લાગે તો તે હીન વાસનાઓનો નાશ કરવો જોઇએ. જુઓ ગુદાની પાસેની મજ્જાગ્રંથીથી વીર્યની સાથે જીવનરસ પ્રાપ્ત થાય છે. તેથીજ સ્ત્રી પુરૂષ વિષયક કામ થાય છે અને તેના અતિરેકથી મનુષ્યનું પતન થાય છે. તો પણ ધર્મમર્યાદામાં કામ રહે અને શેષ જીવન બ્રહ્મચર્યથી ગુજારવામાં આવે તો અહીંની દિવ્યશકિત પ્રશ ભકિતમાં પરિણત બને છે. આ પ્રકારે બીજી ગ્રંથીઓના વિષે સમજવું. આ વિવેચન ઉપરથી વાચકો સમજી ગયા હશે કે જે પ્રકારે બહારના ઇંદ્રિયોનો સંયમ આવશ્યક છે તેમજ આ ગ્રંથીઓને પણ કાબુમાં રાખવું આવશ્યક છે. યોગમાં તેને ' ગ્રંથીભેદ, ચક્રભેદ ' વગેરે સંજ્ઞાઓ છે. તેનો અર્થ એટલો જ છે કે જે પ્રકારે આપણા મનની પ્રેરણાથી હાથ પગનું હલન ચલન થાય છે; તે રીતે આ અષ્ટગ્રંથીનું કાર્ય પણ આપણી ઇચ્છા મુજબ થઇ શકે છે. ઇંદ્રિયોને અને આ કેંદ્રોને પૂર્ણપણે પોતાના આધીન રાખવું તેનું નામ છે શાખા છેદન. આ શ્રેષ્ઠ સંયમ છે. અને આજ શાખા છેદન ( **ब्रह्मणा वृश्चामि** ) જ્ઞાનરૂપી શસ્ત્રથી થવાનો સંભવ છે. હવે અહીં મંત્રોની સંગતિ જુઓ—

**સંયમનો માર્ગ**– १ **समिद्धे जातवेदसि पदं** = જેણે પ્રદીપ્ત જાતવેદ એટલે જ્ઞાન અગ્નિમાં પોતાનું સ્થાન સ્થિર કર્યું છે. ( મં. ૮ ) २ **अग्निः शरीरं वेवेष्टु** = જેના શરીરમાં રોમરોમમાં આ જ્ઞાનાગ્નિ સળગી ઉઠયો છે. ( મં. ૮ ) ३ **वाग् अपि असुं गच्छतु** = જેની વાણી પણ પ્રાણ-મયતાને એટલે જીવિતદશાને પ્રાપ્ત થઇ છે. ( મં. ૮ ) ४ **सप्त प्राणान् वृश्चामि** = સાત પ્રાણોનું એટલે સાત ઇંદ્રિયોના શાખાછેદન જેણે કર્યું છે; એટલે ઇંદ્રિયો વશ કર્યા છે. ( મં. ७ ) ५ **अष्टौ मन्यान्वृश्चामि** = આઠ મજ્જા કેંદ્રોનું પણ છેદન કર્યું છે એટલે આઠ ચક્રભેદ વડે તેમને પોતાના તાબે કર્યા છે.

**મરણની વિદ્યા**– તેજ આત્મિક બળથી બળવાન્ થશે અને તેજ મૃત્યુનો ભય દૂર કરશે, અથવા નીડર બની યમને ઘેર જશે. બધા પ્રાણી મરે છે પરંતુ નીડર બની મરવું એક જુદી જ વાત છે, અને ડરીને મરવું તે પણ જુદું. બધા લોકો મૃત્યુથી ડરે છે. મૃત્યુનો ડર હટાવવાની વિદ્યા આ સૂકતે કહી છે. જુઓ મંત્રના શબ્દો—

**अरंकृतः अग्निदूतः यमस्य सादनं अयाः** ( મં. ७ )

" ( **अरंकृत** ) અલંકૃત ( **अग्नि-** ) જ્ઞાનાગ્નિનો ( **दूतः** ) સેવક બની યમની ઘરે જા. " કારણ કે હવે તને યમની ભીતિ નથી જે અજ્ઞાનાવસ્થામાં હતી. આ મૃત્યુનો ડર હટાવ-વાની વિદ્યા છે. માનો તે મરણની વિદ્યા છે. જીવિત દશામાં આ વિદ્યા પ્રાપ્ત કરવી જોઇએ. જેણે ઇંદ્રિયોનો સંયમ કર્યો છે, જેણે પોતાની જીવનશકિતઓને પોતાની આધીન કરી છે, જેનું જીવન જ્ઞાનથી પરિશુદ્ધ પ્રશસ્તતમ કર્મમય થયું છે અને જે સત્યજ્ઞાનના પ્રચાર માટે પોતેપોતાને સમર્પિત કરે છે, પોતાનું જીવન જ જ્ઞાનાગ્નિમાં સમર્પણ કરે છે, શું તે કદિ મૃત્યુથી ડરશે ? તે તો નિડર બની મૃત્યુની પાસે પહોંચશે. તેજ પ્રકારે જુઓ—

**નિર્ભય ઋષિકુમાર**– કઠોપનિષદ્માં કહ્યા છે કે નચિકેતા ઋષિકુમાર યમ પાસે ગયો હતો. તે ત્રણ રાત્રી યમની પાસે રહ્યો.

તેને જોઇ યમને પણ ભય લાગ્યું. તેને પ્રસન્ન કરવા યમરાજે તેને ત્રણ વર આપ્યા. આ ત્રણ વર એટલે જાણે ત્રણ પ્રચંડ શકિતઓ હતી. પરંતુ તે ત્રણ શકિતઓ વડે તે ઋષિકુમારે પોતાના ભોગ વધાર્યા નહિ, પણ જ્ઞાનપ્રાપ્તિમાં જ તે ત્રણે શકિતઓનો વ્યય તેણે કર્યો. યમરાજે અનેક ભોગ તેની સામે ધર્યા પરંતુ તે ઋષિકુમારે પોતાના જ્ઞાનાસ્ત્રથી વાસના રૂપી શાખાઓ કાપી નાખી હતી. તેથી ભોગ સ્વીકારવામાં તેને સ્વાદ હતો નહિ. ભોગ ત્યજી જ્ઞાનપ્રાપ્તિની જ ઇચ્છા તેણે કરી. અને આ ત્યાગવૃત્તિથી અંતમાં તેણે જ્ઞાન પ્રાપ્ત કર્યું. યમની જોડે બરાબરોની યોગ્યતાથી તે ઋષિકુમાર રહ્યો. અને બરાબરીથી ત્યાંથી પાછો આવ્યો. એમ કેમ થયું ? વાચકો વિચાર તો કરો. નચિકેતા ઋષિકુમાર અગ્નિનો દૂત બની, જ્ઞાનનો સેવક બની, ભોગેચ્છાનો ત્યાગ કરી યમની પાસે ગયો હતો. તેથી તે નિડર હતો. જે લોક ભોગેચ્છા સાથે યમની પાસે જાય છે તે ડરતા ડરતા જશે તેથી પકડાઇ જશે. આ સાધારણ મૃત્યુ અને જ્ઞાનીની મૃત્યુમાં ભેદ છે. આ છે વેદની મૃત્યુ વિદ્યા.

### આત્મવદ્‌ભાવ; એકના દુઃખે બીજો દુઃખી

અહીં સુધી જે આત્મોન્નતિનું વર્ણન કર્યું છે તેનો વિચાર કરવાથી જ્ઞાનીની ઉચ્ચાવસ્થાની કલ્પના વાચકોને થઇ શકે છે. તે જ્ઞાનીના મનમાં ' આત્મવદ્‌ભાવ ' આ સમયે જીવતો જાગતો થાય છે. તે બધા પ્રાણીમાત્રને પોતાના જેમ જોવા લાગે છે. જે જેવું સુખદુઃખ પોતાને થાય છે તેવું જ સુખ દુઃખ બીજાને પણ થાય છે એવો તેનો ભાવ બની ગએલો હોય છે. તે પોતાનામાં અને બીજાનામાં ભેદ જોતો નથી. બીજાના દુઃખે પોતાને દુઃખી અને બીજાના સુખે પોતાને સુખી માનવા જેટલી ઉચ્ચ મનોવસ્થા તેની બની ચૂકેલી હોય છે. તેથી જે વખતે તે ખરેખર સંતપ્ત બને છે તે સમયે બીજા બધા પ્રાણિમાત્ર સંતપ્ત બની જાય છે. જ્યારે પારકાનું દુઃખ જ્ઞાની પુરુષ પોતાનાપર લે છે, અને બધા જગતના દુઃખનો ભાર આનંદથી સ્વીકારે છે, તે સમયે તેના દુઃખમાં આખું જગત્ ભાગીદાર બને છે. આ નિયમ છે આ પરસ્પર સંવેદનાનો સાર્વત્રિક નિયમ છે. જે પ્રકારે એક સ્વરમાં મેળવેલી તંબુરાવની તાર એક વગાડવામાં આવે તો બીજા બધા પોતેજ ગુંજતા શરૂ થાય છે, તે પ્રકારે આ જ્ઞાનીના ' સર્વાત્મભાવના જીવન ' થી બધા જગતની સાથે સમાન સંવેદના ઉત્પન્ન થાય છે. આ ' આત્મવદ્‌ભાવ ' ની પરમ ઉચ્ચાવસ્થા છે આજ આ સૂક્તના પહેલા મંત્રમાં બતાવી છે—

**मयि तप्यमाने इह ते तप्यन्ताम्** । ( મં. ૧ )

' હું સંતપ્ત થતા જ તે બધા સંતપ્ત થશે. ' પૃથ્વી, અંતરીક્ષ, દ્યુલોક, વચલો અવકાશ, મેઘમંડલ, સૂરજ વગેરે જેટલા સ્થાનો છે તે બધા સ્થાનોમાં જે ભૂતમાત્ર છે તેમના ક્લેશ હું મારા ઉપર લઉં છું. જગતને સુખી કરવા માટે હું પોતેપોતાને સમર્પિત કરૂં છું. હું જગતને દુઃખી જોઇ શકતો નથી. જગત સુખી થાય અને તેનું દુઃખ મારા ઉપર આવી જાય. આ પ્રકારની ભાવના જેનાં રોમરોમમાં ભરી છે, જેનાં દૈનિક જીવનમાં ઢાળેલી છે, તે પોતેપોતાને જગતની સાથે એકરૂપ જુએ છે. જગતને પોતાના આત્મા સમાન સમજે છે; અથવા એમ કહો કે તે જગતના દુઃખથી દુઃખી થાય છે. એવો મહાત્મા જે સમયે સંતપ્ત થાય તે વખતે બધા ભૂતમાત્ર પણ સંતપ્ત બની જાય છે. આ અવસ્થા પ્રથમ મંત્રદ્વારા બતાવી છે.

આ માણસની ઉન્નતિની પરમ ઉચ્ચ અવસ્થા છે આ અવસ્થામાં પોંચેલો જ્ઞાની બીજાના દુઃખથી દુઃખી થાય છે અને તેના દુઃખથી બીજા પણ દુઃખી થાય છે. આ પૂર્ણ અવસ્થામાં દુનિયાની સાથે તેની સમસ વેદના હોય છે. મનનું બળ વધતા વધતા અને આત્માની શકિત વધતાં માણસ આવી ઉચ્ચ અવસ્થાને પોહેચે છે. હવે જે લોકો આ જ્ઞાન-માર્ગના વિરોધી હોય છે તેમની શું સ્થિતિ થાય છે, તે પણ જોવા જેવું છે—

**જ્ઞાનના વિરોધી**– જે જ્ઞાનના વિરોધી છે, જે પોતાના મનનું પતન થાય એવા કાર્યો કરે છે, જે બીજાના મનોને નિર્બલ કરવાના ઉદ્યોગમાં રહે છે તેમની દશા શું હોય છે તે આ સૂક્તના મંત્રોના શબ્દોમાં જુઓ—

૧ **यः अतीव मन्यते**– જે પોતે પોતાને અહંકારથી, ઘમંડથી ઘણો ઉચ્ચ માને છે, પોતાનાથી બીજો કોઇ શ્રેષ્ઠ નથી એમ જે માને છે. ( મં. ૬ )

૨ **क्रियमाणं नः ब्रह्म यः निन्दिषत्**= કરવામાં આવતાં અમારા જ્ઞાન કર્મોનો સંગ્રહ જે નિંદે છે, અમારૂં જ્ઞાન-સંપાદન, જ્ઞાન રક્ષણ અને જ્ઞાન વર્ધનના પ્રયત્નોની જે નિંદા કરે છે. ( મં. ૬ )

**૩ વૃજિનાનિ તસ્મૈ તપૂંષિ સન્તુ**= બધા કર્મ તેને માટે તાપદાયક થાય, તેને તેના હરેક કર્મથી મોટી પીડા થાય, કોઈ પણ કામથી તેને શાંતિ મળશે નહિ. ( મં. ૭ )

**૪ દ્યૌઃ બ્રહ્મદ્વિષં અભિ સં તપાતિ** = પ્રકાશમાન દ્યુલોક જ્ઞાનના વિદ્વેષીને ચારે તરફથી સંતપ્ત કરતો રહે, જ્ઞાનના વિદ્વેષીને કોઈ પણ તરફથી શાંતિ મળી શકે નહિ. ( મં. ૭ )

જ્ઞાનના વિરોધીનું ( **બ્રહ્મદ્વિષ્** ) ઉત્તમ વર્ણન આ મંત્રમાં થયું છે; તે એટલું સ્પષ્ટ છે કે તેનું અધિક સ્પષ્ટીકરણ કરવાની કોઈ આવશ્યકતા નથી વધારે ધમંડ કરવી પણ અજ્ઞાન અથવા ખોટા જ્ઞાનનું દ્યોતક છે. અને તે અત્યંત ઘાતક છે. જે પોતે જ્ઞાન વધારવાનો પ્રયત્ન કરી શકતા નથી તો ભલે પણ બીજા કરી રહ્યા છે તેમને રોકાવટ ઉત્પન્ન તો ન જ કરવી જોઈએ. પણ જો પોતે મિથ્યા જ્ઞાનના કારણે મલીન થએલો મનુષ્ય બીજા જ્ઞાનીઓને સતાવવા લાગે તો તે અધિક પતન પામે છે. આ પ્રકારે પતન પામનાર અજ્ઞાની મનુષ્યના બધા જ પ્રયત્નો કષ્ટકારક હોય છે. તેના કર્મોના કારણે જેમ તેને કષ્ટ થાય છે તેમજ જનતાના કષ્ટ પણ વધે છે. કારણ કે તેના અજ્ઞાન અને મિથ્યાજ્ઞાનના કારણે તે જે કરે છે તે ભ્રાંત ચિત્તથી જ કરે છે. તે કારણે જેમ તેનો નાશ થાય છે તેમ તેની જોડે સંબંધ રાખનારાઓનો પણ નાશ થાય છે. આ વાત આ ૬ ઠા મંત્રમાં બતાવી છે. હવે એવું ખરાબ કર્મ કરનારની દશા વચલા ચાર મંત્રોમાં બતાવી છે તે જુઓ—

**૧ અપકામસ્ય કર્તા પાપં આ ઋચ્છતુ** । ( મં. ૫ )
**૨ યઃ અસ્માકં ઇદં મનઃ હિનસ્તિ સ દુરિતે પાશે બદ્ધઃ નિયુજ્યતામ્** । ( મં. ૨ )
**૩ અમું દિવ્યેન હરસા આદદે** । ( મં. ૪ )
**૪ યઃ અસ્માકં ઇદં મનઃ હિનસ્તિ તં કુલિશેન વૃશ્ચામિ** । ( મં. ૩ )

" ( ૧ ) આ કુકર્મ કરનારાઓને પાપ લાગશે. ( ૨ ) જે અમારૂં મન બગાડે છે તેને પાપના પાશમાં બાંધી નિયમમાં રાખવામાં આવે. ( ૩ ) તેને દિવ્ય ક્રોધ અથવા બળથી પકડી રાખું છું. ( ૪ ) જે અમારા આ મનને બગાડે છે તેને શસ્ત્રથી કાપું છું. "

આ ચાર મંત્રોના ઉપર ચાર વાક્યો છે. તે એકથી બીજું ચઢીયાતો દંડ બનાવી રહ્યું છે. પહેલા વાક્યમાં ફક્ત તેને પાપ લાગે છે એટલું જ કહ્યું છે. બીજું વાક્ય કહે છે કે તેને બાંધી નિયમમાં રાખવામાં આવે. અહીં નિયમમાં રાખવાનો આશય કેદખાનામાં રાખવો એવો છે. ત્રીજા વાક્યમાં દેવતાઓનો કોપ તેના ઉપર થાય એમ કહ્યું છે, અને ચોથા વાક્યમાં શસ્ત્રથી તેનું માથું કાપવાની વાત કરેલી છે. આ એક કરતા એક સખત સજા કોને આપવામાં આવે છે તેનો અહીં વિચાર કરવો જોઈએ. મનને બગાડવાનું પાપ ઘણું મોટું છે. પણ જે એકવાર આ પાપ કરે છે અને એક મનુષ્યના સંબંધમાં કરે છે તેનો અપરાધ ઓછો છે અને જે માણસ પોતાના વિશેષ સંઘ દ્વારા બીજી સમસ્ત જાતીનું મન બગાડવાનો પ્રયત્ન કરે છે, અથવા સમસ્ત જાતીના જ્ઞાનપ્રાપ્તિમાં બાધા કરે છે તેનું પાપ વધારે હોય છે. આ પ્રકારે તુલનાથી પાપની ન્યૂનાધિકતા સમજવી યોગ્ય છે, અને અપરાધના અનુકૂલ દંડ આપવો ઉચિત છે. આ દંડ પણ વ્યક્તિએ આપવાનો હોતો નથી પણ રાજસભાદ્વારા આપવો યોગ્ય કહેવાય

બીજાની જ્ઞાનવૃદ્ધિમાં બાધા કરવી મહાન્ પાપ છે. તેથી જેમ બીજાની તેમ પોતાની પણ અધોગતિ થાય છે. માટે કોઈ મનુષ્યે એ પ્રકારનું પાપ કર્મ ન કરવું.

**આનુવંશિક સંસ્કાર**– બધાથી પહેલી વાત છે આનુવંશિક સંસ્કાર. જેનો વંશ શુદ્ધ હોય છે, જેના વંશમાં સત્પુરુષ થયા છે, જેના માતા પિતા શુદ્ધ અંતઃકરણના હોય છે, એટલે નાનપણથી જેના ઘરમાં શુદ્ધ ધાર્મિક વાયુમંડલ હોય છે તે અજ્ઞાનમાં ફસાઈ જવાનો સંભવ ઓછો હોય છે. તે વિષે મંત્રમાં કહ્યું છે—

**તિસૃભિઃ અશીતિભિઃ સામગેભિઃ વસુભિઃ આઙ્ગિરોભિઃ આદિત્યેભિઃ પિતૃણાં ઇષ્ટાપૂર્તં નઃ અવતુ** ॥ ( મં. ૪ )

" વસુ, રુદ્ર, આદિત્ય દેવોનું સામગાયનપૂર્વક અમારા પિતરો દ્વારા કરેલું યજ્ઞયાગ આદિ શુભ કર્મ અમારૂં રક્ષણ કરે. " પરિવારમાં જે જે પ્રશસ્તકર્મ હોય છે તે નિઃસંદેહ પરિવારના લોકોને ખરાબ સંસ્કારોથી બચાવે છે. માતાપિતાઓનું કરાએલું શુભ કર્મ આ પ્રકારે બાલ-બચ્ચાઓને શુભ ધર્મના માર્ગે સુરક્ષિત રાખે છે. તેને જ આનુવંશિક શુભ સંસ્કાર કહે છે અમે એમ કહેવા માગતા નથી કે જેને એવા

શુભ સંસ્કાર થયા નથી તે અધર્માચરણ કરનારો જ બને છે. પણ શુભ કર્મ સારા માર્ગે ચાલવા અવશ્ય સહાયક હોય છે એટલો જ અમારા કહેવાનો મતલબ છે. તેથી કુટુંબમાં મુખ્ય પુરુષે પોતે એવા કર્મો કરવા કે જેથી તેના અને તેના કુટુંબી લોકો ઉપર શુભ સંસ્કાર થતાં રહે. એમ કરવું તેનું આવશ્યક કર્તવ્ય છે.

### ઇશ પ્રાર્થના

આનુવંશિક સંસ્કાર પોતાના આધીન હોતા નથી. કારણ કે તે કર્મો કરનારા બીજા હોય છે. માટે જો તે સારા હોય તો સારૂં જ પણ જો તે સંસ્કાર ખરાબ હોય તો પણ ડરવા જેવી વાત નથી. પોતે પોતાના શુદ્ધીના પ્રયત્ન કરવાથી નિઃસંશય સિદ્ધિ પ્રાપ્ત થશે. આ દિશાએ આત્મશુદ્ધિના પ્રયત્ન કરવા માટે ઇશપ્રાર્થના એ મુખ્ય સાધન છે. પણ જો પ્રાર્થના હૈયું બાળી થવી જોઇએ. આ વિષયમાં આ સૂક્તના શબ્દ ઘણાં મનન કરવા લાયક છે—

**हे सोमप इंद्र ! शृणुहि। यत्त्वा शोचता हृदा जोहवीमि ॥ ( મં. ૩ )**

" હે જ્ઞાનીઓના રક્ષક પ્રભુ ! સાંભળો, જે હું બળતા હૈયે મનઃપૂર્વક તમને કહી રહ્યો છું. " હૃદયની અંદરથી અવાજ આપવો જોઇએ. પોતાની પૂર્ણ ભાવનાથી પ્રાર્થના થવી જોઇએ. હૃદયની ઉષ્ણતાથી તપેલા શબ્દો હોવા જોઇએ. શોક પૂર્ણ હૃદયથી પ્રાર્થના નિકળવી જોઇએ. એવી પ્રાર્થના અવશ્ય સાંભળવામાં આવે છે. તેમજ—

**ये यज्ञियाः स्थ ते देवा इदं शृणुत । ( મં. ૨ )**

' જેમનું યજન કરાય છે તે દેવો મારી પ્રાર્થના સાંભળો ' આ પ્રકારે દેવો વિષે શ્રદ્ધા ભક્તિની સાથે અંતઃકરણમાંથી નિકળેલા શબ્દો હોય તે સાંભળવામાં આવે છે. તેમજ—

**द्यावापृथिवी मा अनु दीधीथाम् । विश्वेदेवासो मा अन्वारभध्वम् ॥ ( મં. ૫ )**

" દ્યાવાપૃથિવી મને અનુકૂલ થઇ પ્રકાશિત થાય અને બધાં દેવો મને અનુકૂલ બની કાર્યારંભ કરે. " એટલે દેવોની કૃપાથી મારો માર્ગ પ્રકાશિત થાય અને બધા દેવો મને અનુકૂલતાની સાથે મારૂં કાર્ય ચાલુ રાખે. દેવતાઓને વિરોધી હોય એવું કોઇ કાર્ય મારાથી ન થાય. મારાં અંતરમાં દેવતાઓની કૃપાથી શુદ્ધ સ્ફૂર્તિ થતી રહે તે સ્ફૂર્તિની અનુકૂલતાથી મારાથી ઉત્તમ કાર્યો થતાં રહે. દેવોની સાથે પોતે પોતાને એકરૂપ બનાવવું જોઇએ અને આ પ્રકારે પોતાને દેવતામય બનાવી અનુભવ કરવો જોઇએ.

પોતાના શરીરને દેવોનું મંદિર બનાવવું જોઇએ. તો જ ત્યાં અશુભ વિચાર આવશે નહિ અને હંમેશા ત્યાં શુભ વિચારો કાર્ય કરતા રહેશે. આ પ્રકારે દેવોનો જાગૃત નિવાસ પોતાના વિચારોમાં ભાવરૂપથી થવા લાગશે તો પછી પોતાના માનસિક બળની વૃદ્ધિ થવામાં મોડું થશે નહિ અને જે જે ફલ માણસો જાતિ અને આત્મોન્નતિના આ સૂક્તના પ્રારંભિક વિવરણમાં કહ્યા છે તે બધા તે ઉપાસકને અવશ્ય મળે છે.

---

## બંધનથી મુક્ત થવું

### કાંડ ૬, સૂક્ત ૬૩

( ऋषिः- द्रुह्वणः । देवताः- निर्ऋतिः, अग्निः, यमः । )

**यत्ते देवी निर्ऋतिराबबन्ध दाम ग्रीवास्वविमोक्यं यत् ।**
**तत्ते वि ष्याम्यायुषे वर्चसे बलायादोमदमन्नमद्धि प्रसूतः ॥ १ ॥**

અર્થ—( देवी निर्ऋतिः ) દુર્ગતીએ ( यत् यत् अविमोक्यं दाम ते ग्रीवासु आबबन्ध ) જે સહેલાઇથી ન છૂટે એવું બંધન તારા ગળામાં બાંધ્યું છે, તે ( ते आयुषे बलाय वर्चसे वि ष्यामि ) તારા આયુષ્ય, શક્તિ અને તેજસ્વિતા માટે હું ખોલું છું. હવે તું ( प्रसूतः अदो-मदं अन्नं अद्धि ) આગળ વધી હર્ષદાયક અન્નનો તું ભોગ કર. ( ૧ )

ભાવાર્થ— સામાન્ય મનુષ્યના ગળામાં દુર્ગતી અલક્ષ્મીના પાશ હંમેશા બાંધેલા રહે છે પ્રયત્ન કર્યા વગર તે પાશ છૂટતા નથી અને જ્યારે આ પાશ ગળામાં અટકી રહે છે ત્યાં સુધી દીર્ઘાયુષ્ય, બળની વૃદ્ધિ અને તેજસ્વિતા કદિ પ્રાપ્ત થતી

नमोऽस्तु ते निर्ऋते तिग्मतेजोऽयस्मयान्वि चृता बन्धपाशान् ।
यमो मह्यं पुनरित्त्वां ददाति तस्मै यमाय नमो अस्तु मृत्यवे ॥ २ ॥
अयस्मये द्रुपदे बेधिष इहाभिहितो मृत्युभिर्ये सहस्रम् ।
यमेन त्वं पितृभिः संविदान उत्तमं नाकमधि रोहयेमम् ॥ ३ ॥
संसमिद्युवसे वृषन्नग्ने विश्वान्यर्य आ । इडस्पदे समिध्यसे स नो वसून्या भर ॥ ४ ॥

અર્થ— હે ( निर्ऋते ) દુર્ગતિ ! ( ते नमः अस्तु ) તારા માટે નમસ્કાર હો ! હે ( तिग्मतेजः ) ઉગ્ર તેજવાળા ( अयस्मयान् बंधपाशान् विचृत ) લોખંડના પાશોને તોડી નાખો. ( यमः त्वां पुनः इत् मह्यं ददाति ) યમ તને ફરી મારા માટે આપે છે ( तस्मै यमाय मृत्यवे नम अस्तु ) તે નિયામક મૃત્યુને અમારો નમસ્કાર હો. [ २ ]

જ્યારે તું ( अयस्मये द्रुपदे बेधिषे ) લોખંડથી જડેલી કાષ્ટસ્તંભમાં કોઇને બાંધે છે ત્યારે તે ( ये सहस्रं ) જે હજારો દુઃખો છે તે ( मृत्युभि इह अभिहितः ) મૃત્યુઓથી અહીં બાંધવામાં આવે છે. ( त्वं पितृभिः यमेन संविदानः ) તું પિતરો અને યમથી મળીને ( त्वं इमं उत्तमं नाकं अधिरोहय ) તું એને ઉત્તમ સ્વર્ગમાં ચઢાવી આપ. [ ૩ ]

હે ( वृषन् अग्ने ) બળવાન્ તેજસ્વી દેવ ! તમે ( अर्यः ) બધાથી શ્રેષ્ઠ છે તેથી તમે ( विश्वानि इत् सं सं आयुवसे ) બધાને નિશ્ચયથી મેળવી આપે છે. અને ( इडः पदे समिध्यसे ) વાણીના અને ભૂમીના સ્થાનમાં પ્રકાશિત થાય છે. ( सः नः वसूनि आभर ) તે તમે અમને ધન પ્રાપ્ત કરાઓ. [ ૪ ]

ભાવાર્થ— લોખંડ જેવા તુટવા કઠણ એવા આ પાશ તોડી નાખો. આ કાર્ય માટે ઉગ્ર તેજવાળા દેવનો આશરો લ્યો. એવું સામર્થ્ય બધાનો નિયામક દેવ તને આપશે માટેતેને પ્રણામ કર. ( ૨ )

જેના ગળામાં આ પાશ અટકર્યા છે તેને હજારો દુઃખો અને સેંકડો વિનાશ હમેશા સતાવે છે. આ રક્ષકો અને નિયામકોની સાથે સારો મેળાપ રાખી આ માણસને બધમુક્ત કરી તેને સુખપૂર્ણ સ્વર્ગધામમાં પહુંચાડો ( ૩ )

બળવાન્ ઇશ્વર બધાનો ઉપરી શાસક છે તેજ બધી સંઘટનાઓ કરે છે અને બધા પદાર્થ માત્રોના વચ્ચે પ્રકાશિત થાય છે અને તેજ વાણીનો પણ પ્રેરક છે. તે ઇશ્વર અમને ધન વગેરે પદાર્થો આપે. ( ૪ )

# બંધનથી મુક્ત થવું

### પારતંત્ર્યનો ઘોર પરિણામ

પારતંત્ર્યમાં, બંધનમાં રહેવાનો પરિણામ આ સૂક્તે આ પ્રકારે બતાવ્યો છે—

**अविमोक्यं दाम । ( મં. ૧ )**
**अयस्मयाः पाशाः । ( મં. ૨ )**
**अयस्मये द्रुपदे बेधिषे, इह सहस्रं मृत्युभिः अभिहितः ॥ ( મં. ૩ )**

" પારતંત્ર્યના પાશ સહેલાઇથી છુટનારા હોતા નથી. જે પ્રકારે લોખંડની સાંકળ તોડવા માટે મુશ્કેલ હોય છે તે જ પ્રકારે આ પારતંત્ર્યના પાશ તોડવા માટે કઠણ હોય છે. જે માણસ લોહમય પાશોથી સ્તંભને બધાય છે તેના પર હજારો દુઃખ અને મૃત્યુ આવે છે અને તેના વડે તે બધાઇ જાય છે. "

પરતંત્રતાના બંધનમાં પડેલો માણસ સેંકડો આપત્તીઓથી ઘેરાઇ જાય છે, અને તેને મુક્ત કરવાનો માર્ગ પણ દેખાતો નથી. એવો તે દિઙ્મૂઢ જેવો બની જાય છે. આ બધુ ઠીક છે. તો પણ માણસે પોતાના બધનોથી છુટવું તો

જરૂરી છે જ; કારણ કે પારતંત્રતામાં કોઇ જાતની ઉન્નતિ થઇ શકતી નથી. માટે કહ્યું છે કે—

**अयस्मयान् बन्धपाशान् विचृत । ( મં. ૨ )**

" લોહમય બંધનો તોડી નાખ. " કારણ કે જ્યાર સુધી આ પાશ તુટતા નથી ત્યાર સુધી તમારી ઉન્નતિ થવી કોઇ પ્રકારે શકય નથી.

### પાશ તોડવાથી લાભ

પારતંત્ર્યના પાશ તોડવાથી શા લાભ થશે અને બંધનમાં સડતા રહેવાથી શું હાની થશે તેનું વિવરણ આ મંત્રભાગમાં કરાએલું છે—

**ते तत् अविमोक्यं दाम आयुषे वर्चसे बलाय विष्यामि । प्रसूतः अदोमदं अन्नं अद्धि ॥ ( મં. ૧ )**

" તારા ન તૂટનારા પાશ તોડું છું. પાશ તુટવાથી અને તને સ્વાતંત્ર્ય મળવાથી તને દીર્ઘજીવન, તેજ અને બલ પ્રાપ્ત થશે. તેમજ અન્ન ભોગ પૂરતા પ્રમાણમાં પ્રાપ્ત થશે. "

પારતંત્ર્યના બંધનો ગમે તેવા અતૂટ હોય, તેમને તોડવાથી આ ચાર લાભ પ્રાપ્ત થશે, લોક દીર્ઘાયુ બનશે, જનતાનું તેજ વધશે, લોક બળવાન્ બનશે અને અન્ન વગેરે ભોગ્ય પદાર્થો પુરતા પ્રમાણમાં મળશે. સ્વાતંત્ર્યના આ લાભ છે.

પારતંત્ર્યમાં રહેવાથી જે હાની-નુકસાન થાય છે તેનું જ્ઞાન પણ આથી થઇ શકે છે. જુઓ. લોકોની આયુ ક્ષીણ થશે, જનતામાં શક્તિ રહેશે નહિ, તેમનામાં તેજસ્વિતા હશે નહિ અને કોઇને ખાવા પુરતું અન્ન પણ મળશે નહિ દરેક પરતંત્ર મનુષ્યને આ આપત્તિઓ ભોગવી પડશે. માટે પારતંત્ર્યના બંધનો તોડવા માટે દરેકે પ્રયત્ન કરી બંધનથી મુક્તિ મેળવવી જોઇએ. એવી રીતે પોતે પોતાને સ્વર્ગધામનો અધિકારી બનાવું જોઇએ.

વાચકો આ પ્રકારે આ સૂક્તનો વિચાર કરશે તો તેમને પારતંત્રના પાશ તોડવાનો ઉપદેશ વેદ કેટલી દૃઢતાથી આપી રહ્યા છે તેની કલ્પના આવી શકશે. એવા વૈદિક ઉપદેશોથી વાચકોએ લાભ પ્રાપ્ત કરવો.

---

## પરસ્પર મિત્રતા જોડવી

### કાંડ ૬, સૂક્ત ૪૨

( ऋषिः- भृग्वङ्गिराः परस्परं चित्तैकीकरणकामः । देवता- मन्युः । )

अव॒ ज्यामि॑व॒ धन्व॑नो म॒न्युं त॑नोमि ते हृ॒दः ।
यथा॒ संम॑नसौ भू॒त्वा सखा॑यावि॒व सचा॑वहै ॥ १ ॥
सखा॑याविव सचावहा॒ अव॑ म॒न्युं त॑नोमि ते ।
अ॒धस्ते॒ अश्म॑नो म॒न्युमुपा॑स्यामसि॒ यो गु॒रुः ॥ २ ॥
अ॒भि ति॑ष्ठामि ते म॒न्युं पार्ष्ण्या॒ प्रप॑देन च । यथा॑व॒शो न वा॑दि॒षो मम॑ चि॒त्तमु॒पाय॑सि ॥ ३ ॥

અર્થ— ( धन्वनः ज्यां इव ) ધનુષ્ય ઉપરથી દોરી કાઢી નાખવાની જેમ ( ते हृदः मन्युं अवतनोमि ) તારા હૃદયમાંથી ક્રોધને હટાવું છું. ( यथा संमनसौ भूत्वा ) જેથી એક મનવાળા બની ( सखायौ इव सचावहै ) મિત્રની જેમ પરસ્પર હળીમળી રહીએ [ ૧ ]

( सखायौ इव सचावहै ) અમે બંને મિત્ર બનીને રહે મ રે ( ते मन्युं अवतनोमि ) તારા ક્રોધને હું દૂર કરું છું. ( यः गुरुः ) જે મોટો ક્રોધ છે તે ( ते मन्युं ) તારા ક્રોધને ( अश्मनः अधः उप अस्यामसि ) પત્થરની નીચે દાબી નાખું છું. [ ૨ ]

( ते मन्युं पार्ष्ण्या प्रपदेन च अभितिष्ठामि ) તારા ક્રોધને એડીથી અને પગથી તેમજ ઠોકરથી દાબી નાંખું છું. ( यथा मम चित्तं उपायसि ) જેથી તું મારા ચિત્તને અનુકૂલ થઇશ અને ( अवशः न वादिषः ) તું પારતંત્ર્યની વાતો કરીશ નહિ. [ ૩ ]

### ક્રોધ

ક્રોધ એવો છે કે તે મનને ફાડી નાખે છે, વિરોધ ઉત્પન્ન કરે છે, અને દ્વેષ વધારે છે. આ ક્રોધને મનમાંથી દૂર કરવો જોઇએ. જે સમયે ક્રોધ દૂર થઇ જશે તે વખતે મન સાફ થઇ જશે અને પરસ્પર મેળ થવાની સંભાવના હોય છે. તેથી યુદ્ધ સમાપ્ત થયા પછી જેમ ધનુષ્ય ઉપરથી દોરી દૂર કરે છે, તેમ માણસે ક્રોધને પોતાના મનથી દૂર કરવો જોઇએ. ક્રોધને દૂર કરી તેને દૂર જ દાબી રાખવો જોઇએ. જેથી તે આપણા મનમાં ફરી ભરાઇ જઇ શકે નહિ જો ક્રોધ ફરી પાસે આવવા લાગે તો તેને એવી ઠોકર મારવી કે જેથી તે ફરી પાસે આવે જ નહિ. માણસે કદિ ક્રોધના તાબે ન થવું અથવા ક્રોધનું વચન બોલવું નહિ.

આ પ્રકારે ક્રોધને દૂર કરી શાંતિ ધારણ કરવાથી પરસ્પર મેળાપ સારો રહે છે અને સંગઠન થવાથી શક્તિ વધે છે.

---

# અગ્નિની ઊર્ધ્વ ગતિ

## કાંડ ૫, સૂક્ત ૨૭

( ऋषिः- ब्रह्मा । देवता- अग्निः । )

उ॒र्ध्वा अ॑स्य स॒मिधो॑ भवन्त्यू॒र्ध्वा शु॒क्रा शो॒चींष्य॒ग्नेः ।
द्यु॒मत्त॑मा सु॒प्रती॑कः सस॑नुस्तनू॒नपा॒दसु॑रो॒ भूरि॑पाणिः ॥ १ ॥
दे॒वो दे॒वेषु॑ दे॒वः प॒थो अ॑नक्ति॒ मध्वा॑ घृ॒तेन॑ ॥ २ ॥
मध्वा॑ य॒ज्ञं न॑क्षति प्रैणा॒नो नरा॒शंसो॑ अ॒ग्निः सु॒कृद्दे॒वः स॑वि॒ता वि॒श्ववा॑रः ॥ ३ ॥
अच्छा॒यमे॑ति॒ शव॑सा घृ॒ता चि॒दीडा॒नो॒ वह्नि॒र्नम॑सा ॥ ४ ॥
अ॒ग्निः स्रुचो॑ अध्व॒रेषु॑ प्र॒यक्षु॒ स य॑क्षदस्य महि॒मान॑म॒ग्नेः ॥ ५ ॥

---

અર્થ— ( अस्य अग्नेः समिधः उर्ध्वा भवन्ति ) આ અગ્નિની સમિધાઓ ઉંચી હોય છે, તેમજ આ અગ્નિની ( शुक्राः शोचींषि ऊर्ध्वाः भवन्ति ) શુદ્ધ જ્વાલાઓ ઉંચી હોય છે. આ અગ્નિ ( द्युमत्तमा ) અત્યંત પ્રકાશવાળો, ( सुप्रतीकः ससूनुः ) સુંદર રૂપવાળો, પુત્રો સાથે રહેનારો ( तनु-न-पात्, असु-रः ) શરીરને પડવા ન દેનારો, જીવન આપનારો ( भूरि-पाणिः ) અનેક હાથોથી એટલે જ્વાલાઓથી યુક્ત છે. [ ૧ ]

( देवेषु देवः देवः ) બધા દેવોમાં મુખ્ય દેવ ( मध्वा घृतेन पथः अनक्ति ) મધુર ઘૃતથી માર્ગને પ્રગટ કરે છે ( ૨ )

( नराशंसः सुकृत् सविता विश्ववारः देवः अग्निः ) મનુષ્યો વડે પ્રશંસિત થવા યોગ્ય, ઉત્તમ કર્મ કરનારો, પ્રેરક, બધાથી સ્વીકાર કરવા યોગ્ય દિવ્ય અગ્નિ ( मध्वा यज्ञं प्रैणानः नक्षति ) મધુરતાથી યજ્ઞને પ્રેરીત કરતો ચાલ્યો જાય છે. [ ૩ ]

( अयं ईडानः वह्निः शवसा घृता नमसा चित् ) આ સ્તુતિ કરાએલો અગ્નિ, બળ, ઘી અને નમનની સાથે ( अच्छ एति ) સારી રીતે ચાલે છે. [ ૪ ]

( अध्वरेषु स्रुचः प्रयक्षु अग्निः ) યજ્ઞમાં સ્રુચાઓ ( ચમસો ) ઇચ્છા કરનારો અગ્નિ હોય છે. ( सः अस्य अग्नेः महिमानं यक्षत् ) તે યજમાન આ અગ્નિના મહિમાની ઉપાસના કરે. [ ૫ ]

तरी मन्द्रासु प्रयक्षु वसवश्चातिष्ठन्वसुधातरश्च ॥ ६ ॥
द्वारो देवीरन्वस्य विश्वे व्रतं रक्षन्ति विश्वहा ॥ ७ ॥
उरुव्यचसाऽग्नेर्धाम्ना पत्यमाने ।
आ सुष्वयन्ती यजते उपाके उषासानक्तेमं यज्ञमवतामध्वरं नः ॥ ८ ॥
दैवा होतार ऊर्ध्वमध्वरं नोऽग्नेर्जिह्वयाभि गृणत गृणता नः स्विष्टये ।
तिस्रो देवीर्बर्हिरेदं सदन्तामिडा सरस्वती मही भारती गृणाना ॥ ९ ॥
तन्नस्तुरीपमद्भुतं पुरुक्षु । देव त्वष्टा रायस्पोषं वि ष्य नाभिमस्य ॥ १० ॥
वनस्पतेऽव सृजा रराणः । त्मना देवेभ्यो अग्निर्हव्यं शमिता स्वदयतु ॥ ११ ॥
अग्ने स्वाहा कृणुहि जातवेदः । इन्द्राय यज्ञं विश्वे देवा हविरिदं जुषन्ताम् ॥ १२ ॥

અર્થ— ( **तरी मन्द्रासु प्रयक्षु** ) તારણ કરનારો અગ્નિ આનંદના સમયે યજન કરનારો હોય છે. ( **वसुधा-तरः वसवः च अतिष्ठन्** ) ધનને અધિક ધારણ કરનારો અગ્નિ અને વસુ બધાનું અતિક્રમણ કરી સ્થિત થયા છે. [ ૬ ]

( **अस्य व्रतं देवीः द्वारः** ) તેના વ્રતનું દિવ્ય દ્વાર અને ( **विश्वे** ) બધા બીજા દેવો ( **विश्व-हा अनुरक्षन्ति** ) હમેશા અનુકૂલતાથી રક્ષણ કરે છે. [ ૭ ]

( **अग्नेः उरु-व्यचसा धाम्ना** ) અગ્નિના અતિ વિસ્તૃત ધામથી ( **पत्यमाने सु-सु-अयन्ती उपाके यजते** ) પતિરૂપ બનાવનારી, ઉત્તમરીતીથી ચાલનારી, પાસે જ રહેનારી, પરસ્પર સંગત, ( **उषासानक्ता नः इमं अध्वरं यज्ञं आ अवतां** ) પ્રાતઃકાળ અને સાયંકાળ અમારા આ હિંસારહિત યજ્ઞનું ઉત્તમ રક્ષણ કરે. [ ૮ ]

હે ( **दैवा होतारः** ) દિવ્યહોતા ગણો ! ( **नः उर्ध्वं अध्वरं अग्नेः जिह्वया अभिगृणत** ) અમારે ઉંચા યજ્ઞની અગ્નિની જીભ્હા દ્વારા પ્રશંસા કરો અને ( **नः स्विष्टये गृणत** ) અમારી ઉત્તમ ઇષ્ટીની માટે પ્રશંસા કરો. ( **इडा सरस्वती भारती मही** ) માતૃભાષા, માતૃસભ્યતા અને પોષણ કરનારી માતૃભૂમિ આ ( **तिस्रः देवीः** ) ત્રણ દેવીઓ ( **इदं बर्हिः सदन्तां** ) આ યજ્ઞમાં આવી બિરાજે. [ ૯ ]

( **देव त्वष्टः** ) હે ત્વષ્ટાદેવ ! ( **नः तत् तुरी-पं अद्भुतं** ) અમારા માટે તે ત્વરાથી રક્ષણ કરનારૂં અદ્ભુત ( **पुरुक्षु रायः पोषं** ) નિવાસ માટે હિતકારક ધન અને પુષ્ટિ આપો અને ( **अस्य नाभिं विष्य** ) અને તેની મધ્ય ગ્રંથીને ખોલી નાખો. [ ૧૦ ]

હે વનસ્પતે ! ( **रराणः अवसृज** ) દાન કરનારો તું અમને દાન કર. ( **शमिता अग्निः त्मना देवेभ्यः हव्यं स्वदयतु** ) શાંતિ સ્થાપન કરનારો અગ્નિદેવ આત્મશક્તિથી દેવોના માટે હવનીય પદાર્થોનો સ્વાદ આપે [ ૧૧ ]

હે ( **जातवेदः अग्ने** ) જ્ઞાની પ્રકાશ સ્વરૂપ દેવ ! ( **स्वाहा कृणुहि** ) તું સ્વાહારૂપ યજ્ઞ કર. તેમજ ( **इन्द्राय यज्ञं** ) ઇન્દ્ર દેવના માટે યજ્ઞ કર. ( **विश्वेदेवाः इदं हविः जुषन्तां** ) બધા દેવ આ હવિ સેવન કરે. [ ૧૨ ]

### યજ્ઞનું મહત્વ

આ સૂક્ત યજ્ઞની પ્રશંસાપર છે. યજ્ઞયાગ કરવાથી દિવ્યલોકમાં જવાનો માર્ગ ખુલ્લો થાય છે એ વાત બીજા મંત્રમાં કહી છે. જે પ્રકારે ( **अग्नेः उर्ध्वाः शोचींषि** ) અગ્નિની જ્વાળા ઉપર જાય છે અને કદિ નીચલી દિશામાં જતી નથી, બરાબર તેજ પ્રકારે અગ્નિની ઉપાસના કરનારો યાજક સીધો ઉચ્ચમાર્ગે ઉચ્ચગતિ પ્રાપ્ત કરે છે. યજ્ઞયાગનું આ મહાન્ ફળ છે.

યજ્ઞવડે માતૃભાષા, માતૃસભ્યતા અને માતૃભૂમિનો આદર વધે છે. કારણ કે યજ્ઞની દ્વારા તેમની સેવા કરાય છે. યજ્ઞમાં તેમના માટે અગ્રસ્થાન મળે છે. આ વાત નવમાં મંત્રમાં કહી છે.

આ સૂક્તમાં કહેલા અગ્નિના વિશેષણ વિચાર કરવા યોગ્ય છે. તે ગુણોનું મનન કરી તેથી બોધિત થનારા ગુણ ઉપાસકોએ પોતાની અંદર વધારવા જોઇએ. ઉન્નતિનો આ સરળ માર્ગ છે.

# બ્રાહ્મણ ધર્મનો આદેશ

### કાંડ ૨, સૂક્ત ૬

( ऋषिः- शौनकः ( सम्पत्कामः ) । देवता- अग्नि । )

समांस्त्वाग्न ऋतवो वर्धयन्तु संवत्सरा ऋषयो यानि सत्या ।
सं दिव्येन दीदिहि रोचनेन विश्वा आ भाहि प्रदिशश्चतस्रः ॥ १ ॥
सं चेध्यस्वाग्ने प्र च वर्धयेममुच्च तिष्ठ महते सौभगाय ।
मा ते रिषन्नुपसत्तारो अग्ने ब्रह्माणस्ते यशसः सन्तु मान्ये ॥ २ ॥
त्वामग्ने वृणते ब्राह्मणा इमे शिवो अग्ने संवरणे भवा नः ।
सपत्नहाग्ने अभिमातिजिद्भव स्वे गये जागृह्यप्रयुच्छन् ॥ ३ ॥
क्षत्रेणाग्ने स्वेन सं रभस्व मित्रेणाग्ने मित्रधा यतस्व ।
सजातानां मध्यमेष्ठा राज्ञामग्ने विहव्यो दीदिहीह ॥ ४ ॥

**અર્થ—** હે અગ્ને ! ( **समा ऋतवः संवत्सराः** ) માસ, ઋતુ અને વર્ષ, ( **ऋषयः** ) ઋષિઓ તેમજ ( **यानि सत्या** ) જે સત્યધર્મ છે તે બધા ( **त्वा वर्धयन्तु** ) તને વધારે, ( **दिव्येन रोचनेन** ) દિવ્ય તેજથી ( **सं दीदिहि** ) ઉત્તમ પ્રકારે પ્રકાશિત થા અને ( **विश्वाः चतस्रः प्रदिशः** ) બધા ચારે દિશાઓમાં ( **आ भाहि** ) પ્રકાશિત થા [ ૧ ]

હે અગ્ને ! ( **सं इध्यस्व** ) ઉત્તમ રીતે સળગી ઉઠ ( **च इम प्र वर्धय** ) અને એને પુષ્કળ વધાર ( તેની પ્રગતિ કર ) ( **च महते सौभगाय उत्तिष्ठ** ) મોટા ઐશ્વર્ય માટે ઉઠી ઉભો થા. હે અગ્ને ! ( **ते उपसत्तारः** ) તારા ઉપાસકો ( **मा रिषन्** ) નષ્ટ ન હો અને ( **ते ब्रह्माण** ) તારી પાસે રહેનારા બ્રાહ્મણો ( **यशसः सन्तु** ) યશથી યુક્ત થાવ. ( **मा अन्ये** ) બીજા નાહ [ ૨ ]

હે અગ્ને ! ( **इमे ब्राह्मणाः त्वा वृणते** ) આ બ્રાહ્મણો તારો સ્વીકાર કરે છે. હે અગ્ને ! ( **न संवरणे शिवः भव** ) અમારા સ્વીકારમાં તું શુભ થા. હે અગ્ને ! ( **सपत्नहा अभिमातिजित् भव** ) વૈરીઓનો નાશ કરનારો તેમજ અભિમાનીઓને જીતનારો તું થા તેમજ ( **अ-प्रयुच्छन्** ) ભૂલ ન કરતા ( **स्वे गये जागृहि** ) પોતાના ઘરમાં જાગૃત રહ. [ ૩ ]

હે અગ્ને ! ( **स्वेन क्षत्रेण** ) પોતાના ક્ષાત્ર તેજથી ( **सं रभस्व** ) ઉત્તમ પ્રકારથી ઉત્સાહિત થા હે અગ્ને ! ( **मित्रेण मित्रधा यतस्व** ) પોતાના મિત્રની સાથે મિત્રની રીતીથી વ્યવહાર કર. હે અગ્ને ! ( **सजातानां मध्यमेस्था** ) સજાતીઓની મંડળીમા મધ્યસ્થાને બેસનારો બની ( **राज्ञां विहव्यः** ) ક્ષત્રિયોની વચ્ચે પણ વિશેષ આદરથી બોલાવવા યોગ્ય બની ( **इह दीदिहि** ) અહીં પ્રકાશિત થા. [ ૪ ]

---

**ભાવાર્થ—** હે તેજસ્વી બ્રહ્મકુમાર ! મહિના, ઋતુ અને વરસ એટલે કાલ, ઋષિઓ એટલે તત્વદર્શી વિદ્વાન્ અને જે બધા સત્યધર્મ નિયમ છે તે બધા તને વધારે. આ પ્રકારે દિવ્ય તેજથી તુ યુક્ત બની, બધી દિશાઓમા પોતાનો પ્રકાશ પ્રસરી દે ( ૧ )

તેજસ્વી બની તુ આ બધાને વૃદ્ધિ ગત કર અને મોટુ સૌભાગ્ય એટલે કે ઐશ્વર્ય પ્રાપ્ત કરવાની તૈયારી કરી, ઉઠી ઉભો થઇ જા. અને તારા કારણે તારા સાથીદારો દુર્દશાને કદિ પ્રાપ્ત ન થાવ એટલુ જ નહિ પરતુ તારા સબધમા આવનારા જ્ઞાનીઓ યશથી યુક્ત બને, અને તારા સાથી દુર્દશામા જાય અને તારી ભૂલના કારણે બીજા લોક ઉન્નતિ પ્રાપ્ત કરી જાય એમ કદિ ન બને ( ૨ )

આ જ્ઞાનીલોક તારો સન્માનથી સ્વીકાર કરે છે, માટે તુ શુભ વિચાર સંપન્ન થા તારા જે દુશ્મનો છે અને જે તારી સાથે સ્પર્ધા કરનારા છે, તેમને જીતી તુ આગળ વધ અને કદિ ભૂલ ન કરતા પોતાના સ્થાનમા જાગૃત રહે ( ૩ )

પોતાનું બળ વધારી હંમેશા ઉત્સાહ ધારણ કર. મિત્રની સાથે મિત્રના જેવો સરળ વ્યવહાર કર, પોતાની જાતિમાં પ્રમુખ સ્થાને બેસવાનો અધિકાર પ્રાપ્ત કર. એટલુ જ નહિ પણ રાજા લોકો પણ તને સલાહ લેવા આદરથી બોલાવે એવી તુ પોતાની યોગ્યતા વધાર અને અહીં તેજસ્વી બન ( ૪ )

अति॒ निहो॒ अति॒ सृधोऽत्यचित्ति॒रति॒ द्विषः ।
विश्वा॒ ह्य॑ग्ने दुरि॒ता त॑र॒ त्वमथा॒स्मभ्यं॑ स॒हवी॑रं र॒यिं दा॑ः ॥ ५ ॥

અર્થ— હે અગ્ને ! ( निहः अति ) પાપી વૃત્તિયોનું અતિક્રમણ કર. ( द्विषः अति ) દ્વેષ ભાવોનું અતિક્રમણ કર. હે અગ્ને ! ( विश्वा दुरिता तर ) બધી પાપવૃત્તિઓને પાર કર. ( अथ त्वं ) અને તું ( अस्मभ्यं ) અમારા બધાના માટે ( सहवीरं रयिं दाः ) વીરપુરુષોના સાથે રહેનારૂં ધન આપ. [ ૫ ]

ભાવાર્થ— મારામારીના અથવા ઘાતપાતના ભાવ દૂર કર નાશક અથવા હિંસકવૃત્તિ હટાવી નાંખ. પાપવાસનાઓને પોતાના મનથી દૂર કર. દ્વેષ ભાવોને પાસે આવવા દેતો નહિ. તાત્પર્ય બધી હીન વૃત્તિઓને પાર જઇ પોતે પોતાને પવિત્ર બનાવ અને અમારા માટે એવી સંપત્તિ લાવો કે જેની સાથે હમેંશા વીરભાવ જાગૃત હોય ( ૫ )

# બ્રાહ્મણ ધર્મનો આદેશ

## અગ્નિનું સ્વરૂપ

અથર્વવેદ કાંડ ૧ સૂ. ૭ ની ટીકા વખતે ' અગ્નિ કોણ છે ' ? આ પ્રકરણમાં અગ્નિપદ બ્રાહ્મણ એટલે જ્ઞાની પુરુષનું વાચક છે આ વાત વિશેષ સ્પષ્ટ કરી હતી. વાચકોએ કૃપા કરી તે પ્રકરણ અહીં અવશ્ય જોવું. તે પ્રકરણથી અગ્નિનું સ્વરૂપ સ્પષ્ટ થશે. ત્યાર પછી અગ્નિનું વર્ણન કરતાં આ સૂકતના જે શબ્દ પ્રયોગ છે તેનો વિચાર જોઇએ—

૧ हे अग्ने ! त्वं सजातानां मध्यमेष्ठाः राज्ञां विहव्यः इह दीदिहि । ( મં. ૪ )

' હે અગ્ને ! તું પોતાની જાતીના મધ્યસ્થાનમાં બેસવાની યોગ્યતા ધારણ કરનારો બને રાજામહારાજાઓ દ્વારા વિશેષ આદરથી બોલાવવા યોગ્ય બની અહીં પ્રકાશિત થા. '

આ વાકય આ મંત્રમાં જ નહિ પણ આ સૂકતમાં પ્રતિપાદન કરાએલો અગ્નિ કેવળ દેવતા જ નહિ પણ મનુષ્યરૂપ છે એ વાત સિદ્ધ કરે છે. ' સ્વજાતીમાં સભામાં પ્રમુખસ્થાનમાં બેસનારો ( सजातानां मध्यमेष्ठाः ) ' આ શબ્દ તો નિસંશય તેનું મનુષ્ય હોવું પુરવાર કરે છે. તેમજ આજ મંત્રના '( राज्ञां विहव्यः ) રાજાઓ અથવા ક્ષત્રિયો વડે વિશેષ પ્રકારથી બોલાવવા યોગ્ય ' આ શબ્દો તેનું ક્ષત્રિય જાતિથી ભિન્ન જાતીપણું હોવું પણ અંશમાત્રથી સૂચિત કરે છે. ક્ષત્રિય જાતિથી ભિન્ન બ્રાહ્મણ, વૈશ્ય, શૂદ્ર અને નિષાદ આ ચાર જાતિઓ છે. શું કદિ ક્ષત્રિય પોતાનાથી નિચલી જાતીનો સહસા એવો આદર કરી શકે છે ? આ પ્રશ્નનું મનન કરવાથી અહીં તેનો સંભવ દેખાય છે કે જ્યાં જેનું વર્ણન થયું છે તે બ્રાહ્મણ વર્ણનો મનુષ્ય જ હોવો જોઇએ. એટલે આ સૂકતનો અગ્નિ શબ્દ બ્રાહ્મણ વાચક છે. આ વાત અથર્વવેદ પ્રથમ કાંડના સૂકત ૭ ની ટીકામાં બતાવી હતી. અને તેજ વાતની સિદ્ધતા આ સૂકતના આ વાકય દ્વારા થાય છે આ પ્રકારે અહીં તો અગ્નિ શબ્દ બ્રાહ્મણનો વાચક છે, અથવા એમ કહેવું વધારે સત્ય થશે કે બ્રાહ્મણકુમારનો વાચક છે. બ્રાહ્મણકુમારને આ સૂકત દ્વારા બોધ આપ્યો છે. વેદમાં અગ્નિ દેવતાની સૂકત દ્વારા બ્રાહ્મણધર્મ અને ઇંદ્ર દેવતાની સૂકતો વડે ક્ષત્રિયધર્મ વિશેષમાં બતાવ્યો છે, આ વાત વાચકોએ આ સમય સુધી કેટલીકવાર જોઇ હશે. તેથી હવે આ વિષયમાં વધારે કહેવાની આવશ્યકતા નથી. હવે અગ્નિ શબ્દનો આ ભાવ ધ્યાનમાં ધારણ કરી આ સૂકતના વાકયો જુઓ.—

## દીર્ઘ આયુષ્ય

૧ हे अग्ने ! त्वा समाः ऋतवः सं वत्सराः च वर्धयन्तु– હે બ્રાહ્મણ કુમાર ! હે બાળક ! મહિના, ઋતુ સંવત્સર, તારૂં સંવર્ધન કરે એટલે ઉત્તમ દીર્ઘ આયુષ્યથી યુકત થાય. યોગાદિ સાધનો વડે એવો પ્રયત્ન કર કે તારૂં જીવન દિવસે દિવસ, માસોમાસ, ઋતુ પછી ઋતુ અને વરસ, પછી વરસ આ પ્રકારે વધતું રહે. ( મં. ૧ )

### જ્ઞાન પ્રાપ્તિ

૧ **ઋષયઃ ત્વા વર્ધયન્તુ**– ઋષિઓ વિદ્યાના ઉપદેશથી તને વધારે. એટલે ઋષિપ્રણાલી અનુસાર અધ્યયન કરતો તું જ્ઞાની થા. ( મં. ૧ )

### સત્યનિષ્ઠા

૨ **યાનિ સત્યાનિ તાનિ ત્વા વર્ધયન્તુ ।** –જે બધા સત્ય ધર્મનિયમો છે તે બધા તને વધારે. એટલે તું સત્ય-ધર્મ નિયમોનું ઉત્તમ પ્રકારે પાલન કર અને સત્યતાના બળથી બળવાન થા. સત્યપાલનથી આત્મિક બળ વધે છે. ( મં. ૧ )

### પોતાનું તેજ વધારવું

૪ **દિવ્યેન રોચનેન સ દીદિહિ**– દિવ્યતેજથી પ્રથમ પોતે પ્રકાશમાન થા. ઉપરના પહેલાં ત્રણ ઉપદેશ દ્વારા ત્રણ બળ વધારવાની સૂચના મળી છે. ( ૧ ) દીર્ઘજીવન અને આરોગ્યસંપન્ન શરીર વડે શારીરિક બળ, ( ૨ ) ઋષિ-પ્રણાલીથી અધ્યયન દ્વારા જ્ઞાનનું બળ અને ( ૩ ) સત્યપાલન વડે આત્મિક બળપ્રાપ્તિ થાય છે. આ ત્રણે મળી જે તેજ થાય છે તેને દિવ્યતેજ કહે છે. આ દિવ્યતેજ પ્રથમ પોતાની અંદર વધારવું જોઇએ. તેથી આ દિવ્યતેજ બીજાને આપવાનો અધિકાર પોતાની અંદર આવી શકે છે. ( મં. ૧ )

### તેજનો પ્રકાશ

૫ **વિશ્વાઃ ચતસ્રઃ પ્રદિશઃ આભાહિ**– બધી બાજુથી ચારે દિશા પ્રકાશિત કરો. ઉપર કહેલા ત્રણ તેજોથી પોતે યુક્ત થઇ ચારે દિશામાં રહેનારો માણસ ત્રણ દિવ્યતેજોથી યુક્ત બનશે પોતે તેજસ્વી થયા પછી બીજાને પ્રકાશિત કરવું જરૂરી છે. એટલે પોતે દીર્ઘજીવન મેળવી અને બળવાન બની તેની સિદ્ધિના રસ્તા બીજાને બતાવવા, પોતે જ્ઞાની બની બીજાને જ્ઞાની બનાવો અને પોતે સત્યનિષ્ઠાથી આત્મિક શક્તિથી યુક્ત બની બીજામાં આત્મિક બળ વધારો.

૬ **સં ઇધ્યસ્વ ઇમં પ્રવર્ધય ચ**– પોતે પ્રદીપ્ત બનો અને પણ વધારો. પ્રથમ પોતે પ્રદીપ્ત થતા રહો અને પછી બીજાને પ્રદીપ્ત કરો. ( મં. ૨ )

### ઐશ્વર્ય પ્રાપ્તિ

૭ **મહતે સૌભગાય ઉત્તિષ્ઠ**– મોટા ઐશ્વર્ય માટે ઉઠો ઉભા થાવ. એટલે મોટું ઐશ્વર્ય પ્રાપ્ત કરવા માટે આવશ્યક પુરુષાર્થ પ્રયત્ન કરવાના ઉદ્દેશથી પોતે પોતાને હંમેશ ઉત્સાહિત અને સિદ્ધ રાખો. ( મં. ૨ )

### સ્વપક્ષીયોની ઉન્નતિ

૮ **તે ઉપસત્તારઃ મા રિષન્**– તારો આસરો–સહારો લેનારા ખરાબ અવસ્થામાં ન પડે. તારો પક્ષ લેનારાઓની, તારા અનુયાયિઓની, તારી પાછળ આવી કાર્ય કરનારાઓની અવનતિ ન થાય. તું એવો પ્રયત્ન કર કે જેથી તારા અનુયાયિ-ઓ દુર્ગતિને પ્રાપ્ત થાય નહિ. ( મં. ૨ )

૯ **તે બ્રહ્માણ યશસઃ સન્તુ અન્યે મા**– તારી સાથે રહેનારા જ્ઞાનીજનો યશસ્વી બને, અન્ય ન થાવ. એટલે તારી સાથે રહેનારા લોકો યશના ભાગીદાર બને પણ એમ કદિ ન થાય કે તારા સાથી લોકો તારી ક્ષતિના કારણે સંકટમાં પડે, અથવા તારી ભૂલના કારણે તારા પ્રતિપક્ષીઓ સુખ ભોગવતા રહે તારી ભૂલનો લાભ દુશ્મનો ન ઉઠાવે માટે સાવધાનીથી પોતાનું કાર્ય કરતો તું પોતાના પક્ષના લોકોનું યશ વધાર. ( મં. ૩ )

૧૦ **ઇમે બ્રાહ્મણાઃ ત્વાં વૃણુતે । નઃ સંવરણે શિવઃ ભવ**– આ જ્ઞાની તને ચુંટે છે, આ ચુંટણીના કારણે તું બધાને કલ્યાણકારક થા. તું હંમેશા જનતાનું કલ્યાણ કરનારો બન જેથી બધા જ્ઞાનીલોક વિશ્વાસપૂર્વક તારો જ સ્વીકાર કરશે. જનતાને હિતકારી બની તું જનતાનો વિશ્વાસ પ્રાપ્ત કર. ( મં. ૩ )

૧૧ **સપત્નહા અભિમાતિજિત્ ભવ**– પ્રતિપક્ષીઓનો પરાજય કર એટલે તું તે વિરોધીઓને પોતાના ઉપર આક્રમણ કરવા ન દે. ( મં. ૩ )

### પોતાના ઘરમાં જાગૃત રહેવું

૧૧ **અપ્રયુચ્છન્ સ્વે ગયે જાગૃહિ**– કોઇ પણ ભૂલ ન કરતા પોતાના ઘરમાં જાગતો રહે. પોતાનું ઘર " શરીર, ઘર, સમાજ, જાતિ, રાષ્ટ્ર " એટલી મર્યાદા સુધી વિસ્તૃત છે પ્રત્યેક ઘરમાં જાગૃત રહેવું અત્યાવશ્યક છે. ઘરનો સ્વામી જો જાગૃત ન રહ્યો તો શત્રુ ઘરમાં ઘુસી જશે અને સ્વામીને જ ઘરમાંથી કાઢી મૂકશે. માટે પોતાના ઘરનું રક્ષણ કરવાના ઉદ્દેશથી ઘરના સ્વામીએ હંમેશા જાગતા રહેવું જોઇએ. ( મં. ૩ )

### ઉત્સાહથી પુરુષાર્થ

૧૨ **સ્વેન ક્ષત્રેણ સંરભસ્વ**– પોતાના ક્ષાત્રતેજથી

ઉત્સાહપૂર્વક પુરૂષાર્થનો આરંભ કર. શત્રુનો પ્રતિકાર કરવા પોતાનામાં બળ વધારી તે બળથી પોતાના પુરુષાર્થનો આરંભ કર. ( મં. ૪ )

## મિત્રભાવ

**૧૪ मित्रेण मित्रधा यतस्व**- મિત્રની સાથે મિત્રની જેમ સમાન વ્યવહાર કર. મિત્રની સાથે કપટ કરતો નહિ. ( મં. ૪ )

**૧૫ सजातानां मध्यमेष्ठाः भव**- સ્વજાતીઓ વચ્ચે એટલે પ્રમુખ સ્થાનમાં બેસવાની યોગ્યતા પ્રાપ્ત કર. એટલે સ્વજાતીમાં તારી યોગ્યતા હીન ન સમજાય. સ્વજાતી તારું નામ આદરપૂર્વક લે. ( મં. ૪ )

**૧૬ राज्ञां विहव्यः दोदिहि**- ક્ષત્રિયો અથવા રાજાની સભામાં વિશેષ આદરથી બોલાવવા લાયક બન અને પ્રકાશિત થા. એટલે કેવળ પોતાની જાતીમાં જ આદર પ્રાપ્ત કરવો એટલે પુરતી યોગ્યતા પ્રાપ્ત થઇ એમ ન માનવું. પણ રાજ્યના વ્યવસ્થા કરનારા ક્ષત્રિયો પણ તને આદરથી બોલાવે એટલી યોગ્યતા પ્રાપ્ત કર. ( મં. ૪ )

## મિત્રવૃત્તિઓની સુધારણા

**૧૭ निहः सुघः अचित्तीः द्विषः अतितर**- ઝગડો કરવાની વૃત્તિ, હિંસાનો ભાવ, પાપ વાસના અને દ્વેષ કરવાનો સ્વભાવ દૂર કર. એટલે આ દુષ્ટ મનોભાવનાઓને દૂર કર અને પોતે પોતાને તેઓથી દૂર રાખ ( મં. ૫ )

**૧૮ विश्वा दुरिता तर**- બધા પાપ ભાવોને દૂર કર. પાપ વિચારોથી પોતે પોતાને દૂર રાખ. ( મં. ૫ )

**૧૯ त्वं सहवीरं रयिं अस्मभ्यं दाः**- તું વીરભાવથી યુક્ત ધન અમને બધાને આપ. એટલે અમે ધન પ્રાપ્ત કરીએ અને સાથે સાથે ધનના રક્ષણ કરવાની શક્તિ પણ ઉત્પન્ન કરીએ. દરેક માણસે ધન કમાવવું અને તે ધન રક્ષણ કરવા બળ પણ વધારવું; નહિ તો જરૂર તે બળના અભાવે પ્રાપ્ત કરાએલું ધન પાસે રહેશે નહિ.

આ સૂકતમાં ઓગણીસ વાકયો છે. દરેક વાક્યનો ભાવાર્થ ઉપર આપ્યો છે. હવે તેનું વધારે સ્પષ્ટીકરણ કરવાની જરૂરી નથી. વાચક થોડું મનન કરશે તો તેમને આ સૂકતનો દિવ્ય ઉપદેશ તત્કાળ ધ્યાનમાં આવશે. આ સૂકતનું પ્રત્યેક વાકય ધ્યાનમાં રાખવા જેવું છે.

## અન્યોકિત અલંકાર

અગ્નિનું વર્ણન અથવા અગ્નિની પ્રાર્થના કરવાના બહાણાથી બ્રાહ્મણકુમારને ઉન્નતિનો ઉપદેશ કેવા અપૂર્વ પ્રકારે આપ્યો છે, આ વેદની અલંકારિક વર્ણન કરવાની શૈલી વાચક અહીં જોઇ શકે છે. અહીં અન્યોકિત અલંકાર છે. અગ્નિને ઉદ્દેશીને બ્રાહ્મણકુમારને ઉન્નતિનો ઉપદેશ આપ્યો છે.

જ્ઞાની મનુષ્યની હૃદયવેદીમાં જે અગ્નિ બળતો રહે છે, તે આ સૂકતમાં વાચકોએ જોવો. જો આ સૂકતના અગ્નિ શબ્દનો અન્યોકિત વડે બોધ થનારો અર્થ સારી પેઠે ધ્યાનમાં ન આવે તો સૂકતનો અર્થ સારી રીતે સમજાશે નહિ, અને જો કેવળ આગ અથવા બળવાનો ભાવ અહીં સમજશે તે તો આ સૂકતથી પ્રાપ્ત થતો યોગ્ય લાભ કદિ મેળવી શકશે નહિ.

## અરણિથી અગ્નિની ઉત્પત્તિ

બે અરણિઓ- લાકડાંના ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે. યજ્ઞમાં તે પ્રકારે અગ્નિ ઉત્પન્ન કરે છે. અલંકારથી ( अधर अरणि ) નીચેનું લાકડું સ્ત્રી રૂપ અને ( उत्तर अरणि ) ઉપરનું લાકડું પુરુષરૂપ માનવામાં આવે છે. અને આ અરણીઓથી ઉત્પન્ન થનારો અગ્નિ પુત્રરૂપ મનાય છે. આ અલંકારથી જોતાં અગ્નિ પુત્રરૂપ છે.

ઉત્તર અરણિ (પિતા) (ઉપરનું લાકડું)

અગ્નિ ( પુત્ર )

અધર અરણિ ( નીચેનું લાકડું ) માતા

જો આ સૂકતમાં સામાન્યતઃ બાળકોને અગ્નિરુપ માનવામાં આવે અને તે બધાને આ સૂકતમાં ઉન્નતિનો માર્ગ બતાવ્યો છે એમ માનવામાં આવે તો પણ સામાન્ય રીતે ચાલી શકે. પણ ખાસ કરી અહીંનો ઉપદેશ બ્રાહ્મણકુમાર માટે છે, તેનું કારણ શરૂમાં જ બતાવ્યું છે.

[ સૂચના— યજુર્વેદ અધ્યાય ૨૭ માં આ સૂકતના પાંચ મંત્રો ૧-૩, ૫, ૬, આ અનુક્રમથી આવ્યા છે. કેટલાક શબ્દોનો પાઠ ભિન્ન છે, તો પણ અર્થમાં વિશેષ ભિન્નતા નથી તેથી તેનો વિચાર અહીં કરવાની જરૂર નથી. ]

# શાપને પાછો કાઢવો

## કાંડ ૨, સૂક્ત ૭

( ઋષિઃ– અથર્વા । દેવતા– ભૈષજ્યં, આયુઃ, વનસ્પતિઃ । )

अघद्विष्टा देवजाता वीरुच्छपथयोपनी । आपो मलमिव प्राणैक्षीत्सर्वान्मच्छपथाँ अधि ॥ १ ॥

यश्च सापत्नः शपथो जाम्याः शपथश्च यः । ब्रह्मा यन्मन्युतः शपात्सर्वं तन्नो अधस्पदम् ॥ २ ॥

दिवो मूलमवततं पृथिव्या अध्युत्ततम् । तेन सहस्रकाण्डेन परि णः पाहि विश्वतः ॥ ३ ॥

परि मां परि मे प्रजां परि णः पाहि यद्धनम् ।
*अरातिर्नो मा तारीन्मा नस्तारिषुरभिमातयः* ॥ ४ ॥

शप्तारमेतु शपथो यः सुहार्त्तेन नः सह । चक्षुर्मन्त्रस्य दुर्हार्दः पृष्टीरपि शृणीमसि ॥ ५ ॥

---

**અર્થ**— ( **अघ-द्विष्टा** ) પાપનો દ્વેષ કરનારી, ( **देव-जाता** ) દેવોની દ્વારા ઉત્પન્ન થએલી ( **शपथ-योपनी वीरुत्** ) શાપને દૂર કરનારી ઔષધિ ( **सर्वान् शपथान्** ) બધા શાપોને ( **मत्** ) મારાથી ( **अधि-प्र अनैक्षीत्** ) ધોઈ નાખે છે. ( **आपः मलं इव** ) પાણી જેમ મળને ધોઈ નાખે છે. [ ૧ ]

( **यः च सापत्नः शपथः** ) જે સપત્નોનો શાપ, ( **यः च जाम्याः शपथः** ) અને જે સ્ત્રીએ આપેલો શાપ તેમજ ( **यत् ब्रह्मा मन्युतः शपात्** ) જે બ્રહ્માની ક્રોધથી શાપ આપે છે ( **तत् सर्वं नः अधस्पदं** ) તે બધું અમારાથી નીચે ચાલ્યું જાય. [ ૨ ]

( **दिवः मूलं अवततं** ) દ્યુલોકમાંથી જડ નીચે આવ્યું છે અને ( **पृथिव्याः अधिउत्ततं** ) પૃથ્વી ઉપર પ્રસરેલું છે, ( **तेन सहस्रकाण्डेन** ) તે હજારો કાંડવાળાથી ( **नः विश्वतः परिपाहि** ) અમારું ચારો તરફથી રક્ષણ કર. [ ૩ ]

( **मां परिपाहि** ) મારું રક્ષણ કર ( **मे प्रजां परिपाहि** ) મારા સંતાનોનું રક્ષણ કર. ( **नः यत् धनं परिपाहि** ) અમારું જે ધન છે, તેનું રક્ષણ કર. ( **अरातीः नः मा तारीत्** ) અનુદાર શત્રુ અમારાથી આગળ ન જાય, અને ( **अभिमात यः नः मा तारिषु** ) દુષ્ટ દુર્જન અમને પાછળ ન રાખે. ( **शपथः शप्तारं एतु** ) શાપ આપનારની પાસે પાછો ચાલ્યો જાય. ( **यः सुहार्तः तेन सह नः** ) જે ઉત્તમ હૃદયવાળો છે તેની સાથે અમારી મિત્રતા થાય. ( **चक्षुः मंत्रस्य दुर्हार्दः** ) આંખ વડે દુષ્ટ ઇશારો આપનારા દુષ્ટ મનુષ્યની ( **पृष्टीः अपि शृणामसि** ) પાંસળીઓ પણ અમે તોડી નાંખીએ છીએ. [ ૪–૫ ]

---

**ભાવાર્થ**— આ વનસ્પતિ પાપવૃત્તિને હટાવનારી દિવ્યભાવોને વધારનારી, ક્રોધથી શાપ આપવાની પ્રવૃત્તિને ઓછી કરનારી, આ ઔષધિ શાપ આપવાના ભાવને અમારાથી દૂર કરે જેમ પાણી મળને દૂર કરે છે. ( ૧ )

સાપત્ન ભાઈઓથી, બહેનોથી, સ્ત્રી પુરુષોથી અથવા વિદ્વાન્ મનુષ્યના ક્રોધથી જે શાપ અપાય છે તે આથી દૂર થાય ( ૨ )

આ વનસ્પતિનું મૂળ તો દ્યુલોકમાંથી અહીં આવ્યું છે, જે પૃથ્વી ઉપર ઉગ્યું છે, આ સહસ્ર કાંડોવાળી વનસ્પતિથી અમારો બચાવ બધા પ્રકારે થાવ. ( ૩ )

મારું, મારા સંતાનનું તેમજ મારું ધન ઐશ્વર્ય વગેરેનું આથી સંરક્ષણ થાવ અમારા શત્રુ અમારા બધાની આગળ ન વધે અને અમે તેમની પાછળ ન રહી જઈએ. ( ૪ )

શાપ આપનારાઓની પાસે તેનો શાપ પાછો ચાલ્યો જાય. જે સારા હૃદયવાળો માણસ છે, તેની જોડે અમારી મિત્રતા થાય જે આંખોથી ખરાબ ઇશારા કરી ઝગડો પેદા કરનારા દુષ્ટ હૃદયના મનુષ્યો છે તેમને અમારાથી દૂર કરીએ છીએ. ( ૫ )

# શાપને પાછો કાઢવો

## શાપનું સ્વરૂપ

શાપને બધા જાણે છે. ગાળો આપવી, રડતાં-શોકારતાં બીજાનો નાશ થવાની વાત કહેવી, ખરાબ શબ્દો ઉચ્ચારવા, વગેરે બધી ધૃણિત વાતો આ શાપમાં આવી જાય છે. જે પ્રકારે સાધારણ સ્ત્રી પુરુષ ગાળો આપે છે, તે પ્રકારે વિદ્યા યુકત મનુષ્ય પણ ગુસ્સે થાય ત્યારે ખરાબ શબ્દો બોલી જાય છે. આ બધી ક્રોધની લીલા છે. જો ક્રોધ જતો રહે અને તેની જગ્યાએ વિચારી શાંત સ્વભાવ આવી જાય તો શાપ આપવાની વૃત્તિ હટી જશે. માટે આ સૂકતમાં 'સહસ્રકાણ્ડ' નામની વનસ્પતિની પ્રશંસા કરતાં સૂચવ્યું છે કે આ વનસ્પતિના પ્રયોગથી શાપ આપવાની ક્રોધીવૃત્તિ દૂર કરી શકાય.

**દૂર્વાનો ઉપયોગ—** સહસ્રકાણ્ડ વનસ્પતિનું પ્રસિદ્ધ નામ દૂર્વા છે. જ્યાં પાણી હોય છે તે સ્થાને તેની પુષ્કળ ઉત્પત્તિ થાય છે. દરેક કાણ્ડમાંથી એટલે સાંધામાંથી તે વધતી રહે છે. પિત્તરોગ, મૂર્ચ્છારોગ, મસ્તકની અશાંતિ, માથાની ગર્મી, ઉન્માદ રોગ વગેરે ઉપર તે ઉત્તમ છે. તેના સેવનથી ક્રોધ શાંત પડે છે. તેનો રસ જીરૂં અને ખડી સાકરની સાથે પીવાય છે. અથવા ગાયના તાજા દૂધમાં પણ પીવાય છે. માથુ દુખતું હોય તો તે સમયે તેને વાટી તેનો જાડો લેપ માથા પર કરવાથી માથાનો દુઃખાવો, ગર્મી મટી જાય છે. તેથી આ સૂકતમાં કહ્યું છે કે આ વનસ્પતિ શાપ આપવાની ક્રોધવૃત્તિને કમી કરે છે અથવા તેના સેવનથી ક્રોધવૃત્તિ ઓછી થાય છે.

પ્રથમ મંત્રમાં તેના વર્ણન પ્રસંગે 'अघ-द्विष्टा' "પાપના દ્વેષ કરનારી" આ વાત સ્પષ્ટ જણાવી રહી છે કે આ દૂર્વા પાપ પ્રવૃત્તિને પણ રોકે છે એટલે બીજા ઇન્દ્રિયોથી થનારા પાપો તેના સેવનથી કમી થઇ જાય છે. મન શાંત થવાથી બીજા ઇન્દ્રિયો ઉન્મત્ત થતા નથી આ તાત્પર્ય અહીં લેવું જોઇએ. કામ, ક્રોધ વગેરે દોષ તેના સેવનથી કમી થાય છે. માટે સંયમ કરવાની ઇચ્છા કરનારાએ તેનુ સેવન કરવું. મન અને ઇન્દ્રિયોની મલીનવૃત્તિને તે દૂર કરે છે. તેનું સેવન કરવાની રીતો પુષ્કળ છે. તેનું તેલ અથવા ઘૃત બનાવી માથા ઉપર ઘસવામાં આવે છે રસ પીવામાં આવે છે. લેપ ઉપરથી કરાય છે. આ પ્રકારે વૈદ્યલોક એનો વધારે વિચાર કરી શકે છે.

તે પાપ વિચારને મનમાંથી દૂર કરે છે, મનને શાંત કરે છે, મનનો મેલ દૂર કરે છે, પહેલા અને બીજા મંત્રનો એજ આશય છે. શાપ આપવો, ગાળો ભાંડવી વગેરે વાચાની મલીનતાથી જે દોષ ઉત્પન્ન થાય છે, તે એના પ્રયોગથી મારા પગ નીચે દબાઇ જાય. એટલે તે દોષોનો પ્રભાવ મારી ઉપર ન પડે. આ બીજા મંત્રનો આશય છે. બીજાએ ગાળ દીધી શાપ આપ્યો તો પણ તેના પરિણામ મારા ઉપર મારા મન ઉપર ન થાય અને મારા મનમાં તેનો વિચાર કદિ ન આવે. એવો આશય પગ નીચે દબાઇ જવાનો છે.

ત્રીજા મંત્રમાં આ વનસ્પતિ સ્વર્ગમાંથી અહીં આવી છે અને ભૂમિમાંથી ઉગી છે તે પ્રથમ કહ્યા મુજબ મનને શાંતિ આપી તે વડે મારૂં રક્ષણ કરે એવી પ્રાર્થના છે.

ચોથા મંત્રમાં પોતાનુ, પોતાના સંતાનોનું અને પોતાનું ધન-ઐશ્વર્યનું રક્ષણ તેનાથી થાય એવી પ્રાર્થના છે અને શત્રુ પોતાનાથી આગળ ન વધે, તેમજ પોતે શત્રુઓની પાછળ ન રહી જાય આ ઇચ્છા પ્રગટ કરી છે. તેનું થોડું સ્પષ્ટીકરણ થવું જરૂરી છે.

**મનોવિકારોથી હાનિ—** કામક્રોધ વગેરે ઉચ્છૃંખલ બનાવનારી પ્રવૃત્તિઓ જો સંયમમાં ન રખાય તો અનેક સંકટો લાવે છે અને મનુષ્યનો નાશ તેના પરિવારની સાથે કરે છે. એકજ કામના કારણે કેટલાક કુટુંબો પાયમાલ થયા છે અને સમય પર એક ક્રોધ સ્વાધીન ન રહેવાથી કેટલાક કુટુંબો માટીમાં મળી ગયા છે, તેમજ બીજા હીન મનોવૃત્તિ-ઓના કારણે કેટલાયે મનુષ્યોનો નાશ થયો છે. તેનું વાચકોએ મનન કરવું અને મનમાં સમજવું કે મનની અસંયમિત વૃત્તિઓ મનુષ્યનો કેવો નાશ સર્જે છે. જો આ ઔષધિ મનને શાંત કરી શકે છે તો તેના વડે પરિવાર અને ધન-દૌલતની સાથે મનુષ્યનું રક્ષણ કેમ કરી થઇ શકે છે સ્પષ્ટ થઇ જાય છે.

તેના પ્રયોગથી મન શાંત થાય છે. ઉછળતું નથી અને મન સુવિચાર પૂર્ણ થવાથી મનુષ્ય આપત્તિઓમાંથી બચી જાય છે. અને તે કારણે મનુષ્ય પોતાનુ, પોતાના સંતાનનું અને પોતાના ઐશ્વર્યનું રક્ષણ કરી શકે છે.

જો મન પૂર્ણ સુવિચારી થાય તો યોગ્ય સમયે યોગ્ય

કર્તવ્ય કરનારો માણસ ઉન્નતિ પામે છે, આગળ વધે છે, પણ જે માણસ અશાંત, ચંચલ અને પ્રક્ષુબ્ધ મનો વૃત્તિઓનો છે તે ઠેકઠેકાણે ભૂલો કરે છે, અને પતન પામે છે આ પ્રકારે તે પાછળ પડતો જાય છે અને તેના પ્રતિપક્ષીઓ તેને પાછો મૂકી આગળ વધી જાય છે પણ જે માણસ મનનો સંયમ કરે છે, મનને ઉછળવા દેતો નથી, કામ ક્રોધ, વગેરેને મર્યાદાથી વધારે વધવા દેતો નથી તે કર્તવ્ય કરવાના સમયે ભૂલ કરતો નથી, તે માટે હમેશા પ્રતિપક્ષીઓને પાછળ રાખી પોતે આગળ વધતો જાય છે ચોથા મંત્રનો આ આશય વાચકોએ જોઇ તે ઉપર પુષ્કળ વિચાર કરવો

## શાપને પાછો કાઢવો

પાંચમા મંત્રમાં નવુ ઉપદેશ છે અને આ સૂક્તમા ઉંડી દૃષ્ટિયે જોવાના તેજ છે. સંપૂર્ણ સૂક્તમાં આજ મંત્ર ઘણો ઉત્તમ ઉપદેશ આપે છે જુઓ—

**शपथः शप्तार एतु । ( મં ૫ )**

" શાપ શાપ આપનારની પાસે પાછો ચાલ્યો જાય " ગાળો ગાળો આપનારની પાસે પાછી ચાલી જાય તે કેવી રીતે પાછી ચાલી જાય છે તે એક માનસશાસ્ત્રના મહાન્ શક્તિશાળી નિયમનો ચમત્કાર છે મન એક મહાન્ શક્તિશાળી વિદ્યુત્ છે મનના ઉચ્ચ, નીચ, સારા, નઠારા વિચાર આ વિજળીના ઓછાવત્તા કંપ-આંદોલનો છે "આ કંપ જ્યાં પહુચવા માટે મોકલાય છે ત્યાં પહુચી જો લીન ન થાય તો કૃતકાર્ય ન થયા; તેથી તે તેજ ગતિથી મોકલનારની પાસે પાછા આવે છે અને તેજ શક્તિથી તે મોકલનારનો નાશ કરે છે." આ માનસશાસ્ત્રનો ચમત્કાર છે અને ગાળ યા શાપ આપનારે આ નિયમનું અવશ્ય મનન કરવુ જોઇએ તેનો વિચાર એવો છે—

૧ એક ' अ ' માણુસે ગાળો અથવા શાપ અથવા દુષ્ટ ઇચ્છા ' क ' નો નાશ કરવાની પ્રબળ ઇચ્છાથી ' क ' પાસે મોકલી આપ્યા.

૨ જો ' क ' પણ સાધારણ મનોવૃત્તિવાળો મનુષ્ય તો તેના મન ઉપર તેનો પરિણામ થઇ તેનું મન ક્ષુબ્ધ બનશે અને તે પણ પાછો ' अ ' ને ગાળો અથવા શાપ અથવા નાશક દુષ્ટ શબ્દ બોલવા લાગશે

આ પ્રકારે એકબીજાના શાપ પરસ્પર ઉપર જવા લાગશે તો બંનેના મન સરખી રીતે દૂષિત અને સમાન રીતે પતિત પણ થશે પણ—

૩ જો ' क ' ઉચ્ચ શાંત મનોવૃત્તિવાળો હોય તો ' अ ' પાસેથી આવેલી નીચ મનોવૃત્તિના કંપનોને પોતાના મનમાં રહેવા સ્થાન આપશે નહિ તેથી આધાર ન મળવાના કારણે તે વિકારના ભાવ પાછા ફરે છે અને મોકલનાર માણસ ' अ' પાસે સીધા જાય છે, અને તેનુ મન મજાતવ હોવાથી ત્યાં તેમને સ્થાન પ્રાપ્ત થાય છે

આ પ્રકારે કુવિચાર પાછા જવાના કારણે ચમત્કાર એમ બને છે કે પ્રથમથી કુવિચાર મોકલનાર ' अ ' નો બમણો નાશ થાય છે. પ્રથમ જ્યારે કુવિચાર નિર્માણ થયા ત્યારે તેનું નુકસાન થયુ હતું જ અને આ પ્રકારે કુવિચારોને બહાર સ્થાન ન મળવાથી તે જ્યારે તેની પાસે પરત આવે છે ત્યારે તેમનો સ્વીકાર થવાથી તેનો ફરી વિનાશ થાય છે. એકજ પ્રકારના કુવિચાર બે વખત તેના મનમાં આવવાથી અને તે ઉપર આઘાત કરી જવાથી તેનું બમણું નુકસાન થાય છે. પણ જે સુજ્જન શાંતિથી પોતાની અંદર સમતા ધારણ કરી બહારના કુવિચાર પોતાના મનમાં આવે તો પણ તેમને સ્થિર થવા દેતો નથી પાછા મોકલે છે તે પોતાનું મન વધારે સુદૃઢ બનાવે છે તેથી તે શાંત મનુષ્યનું કલ્યાણ થાય છે.

વાચકો આ ઉપરથી જાણી ગયા હશે કે ખરાબ વિચારોની લહેરો અથવા મોનાં પાછા મોકલવાથી પોતાની ઉન્નતિ કેવી રીતે થાય છે, અને પ્રતિપક્ષી એટલે દુશ્મન કે વેરીનો બમણો નાશ અથવા અવનતિ કયા કારણે થાય છે. આ પાંચમાં મંત્રમાં તેજ કારણ કહ્યુ છે કે, જો કોઇને પોતાની ઉન્નતિ સાધવાની ઇચ્છા હોય તો, કે તેણે ' શાપ પાછો ફેરવવાની વિદ્યા ' અવશ્ય જાણવી જોઇએ પોતાના મનને સુદૃઢ અને પવિત્ર બનાવવાનો આ એકજ ઉપાય છે વાચકોએ આનો પુષ્કળ વિચાર કરવો અને શાપ પાછો ફેરવવાનો ઘણો ઉંડો અભ્યાસ કરવો. તેમજ પોતે પણ કદિ કોઇને કંઇ કારણે શાપ અથવા ગાળો ન આપવી અથવા ખરાબ વિચારો ન મોકલવા કારણ કે જો તે કુવિચારો પાછા આવી જશે તો દુશ્મન કરતા આપણું પોતાનું વધારે નુકસાન કરશે વાચકો મન શક્તિનો આ નિયમ સારી રીતે ધ્યાનમાં રાખો. આ નિયમ આ પાંચમા મંત્રમાં પ્રથમ ચરણથી સૂચવેલો છે જે તેને સારી રીતે સમજશે તેજ પોતાનુ કલ્યાણ સાધ્ય કરશે

યોગ્ય મિત્ર— દોસ્તી કોની જોડે સાધવી તે વિષે ઉપદેશ પાચમાં મંત્રના બીજા ચરણમ આપ્યો છે–જુઓ, ' यः सुहार्द् तेन नः सह । ( મં. ૫ ) ' જે ઉત્તમ હૃદયવાળો છે તેની સાથે અમારી મિત્રતા થાવ. ' ઉત્તમ હૃદયવાળાની સાથે મિત્રતા કરવાથી, ઉત્તમ હૃદયવાળાઓની સંગતમાં રહેવાથી મન શાંત, ગંભીર અને પ્રસન્ન રહે છે; અને ઉપર કહ્યા મુજબ શાપ પાછો મોકલવાની શક્તિ પણ સજ્જન સંગતીથી પ્રાપ્ત થાય છે. તેથી આપણા માટે એવા સુયોગ્ય મિત્ર ખોળવા જોઇએ કે જેમનું હૃદય મંગલ વિચારોથી પરિપૂર્ણ હોય.

દુષ્ટ હૃદય— જે દુષ્ટ હૃદયના માણસો હોય તેમની સંગતિથી અગણિત હાનીઓ થાય છે. દુષ્ટ માણસો કોઇ કોઇ વખત ખરાબ શબ્દો બોલે છે, શાપ આપે છે, ગાળો આપે છે, હીન અર્થવાળા કડવા વેણ સંભળાવે છે, હાથઅથવા અંગ વિક્ષેપથી ખરાબ ભાવના ઇશારા કરે છે. તેમજ ( चक्षुर्मंत्रः ) આંખની હલચલથી એવા ઇશારા કરે છે જેમનો હેતુ ઘણો ખરાબ હોય છે. આ આંખના ઇશારા કોઇ વખતે એટલા ખરાબ છે કે તેમના મહાન્ ભયંકર પરિણામો આવે છે. તેમનો પરિણામ પણ શાપ જેવો હોય છે. તેથી કોઇ માણસે એવા દુષ્ટ ભાવ પોતાના હૃદયમાં પેદા થવા દેવા નહિ. કોઇ દુષ્ટ મનુષ્ય એવા દુષ્ટ ઇશારા કરે તો તેને મદદ ન કરવી અને હરેક પ્રકારે પોતે પોતાને આ દુષ્ટવૃત્તિથી બચાવે. આંખના ઇશારા પણ કોઇ દુષ્ટ હેતુથી ન કરવા. જે મનુષ્ય દુષ્ટ હોય તેમની સોબતમાં ન રહેવું, અને હંમેશા સારી સોબત રાખવી. તે વિષે આ મંત્રભાગ જુઓ—

चक्षुर्मंत्रस्य दुर्हार्दः पृष्टीरपि शृणीमसि। ( મં. ૫ )

" આંખના ખરાબ ઇશારા કરનારાઓની પીઠ તોડી નાખીએ છીએ. " એટલે જે માણસ આ પ્રકારે ખરાબ ભાવ પ્રગટ કરે છે તેનો પીછો કરી તેને દૂર નસાડી મૂકવા જોઇએ. તેમને પોતાની પાસે રાખવા ન જોઇએ અથવા પોતે તેમની સંગતિ–સાથમાં ન રહેવું. આ ઉપદેશ બહુમૂલ્ય છે. વાચક તેનું સ્મરણ કરે ખરાબ સોબતથી માણસ ખરાબ થાય છે અને સારી સંગાથથી સારો બને છે. તે કારણે કદિ ખરાબ સોબતમાં ન ફસાવવું, પણ સારો સહેવાસમાં હંમેશ રહેવું અને ઉપર કહ્યા મુજબ ખરાબ વિચારોને પોતાના મનમાં સ્થાન ન આપવું, તેમજ વિચારો ખરાબ હોય તો તે દૂર કરવા. એવો શ્રેષ્ઠ વ્યવહાર કરવાથી માણસ હંમેશા ઉન્નતિના રસ્તે આગળ વધતો જાય છે.

સૂક્તના બે ભાગ– આ સૂક્તના બે ભાગ છે. પહેલા ભાગમાં પહેલા ચાર મંત્ર છે, જેમાં ઔષધિ પ્રયોગથી મનને ક્ષોભરહિત કરવાની સૂચના આપી છે. આ બાહ્યસાધન છે. બીજા વિભાગમાં એકલો પાંચમો મંત્ર છે, જેમાં કુસંગતિમાં ન ફસવા અને સુસંગતિમાં રહેવાનો ઉપદેશ છે અને સાથે સાથે પોતાના મનને પવિત્ર રાખવું, તેમજ મનમાં આવેલા ખરાબ વિચારોને તેજપણે પાછા ફેરવવા વિષે મહત્ત્વપૂર્ણ ઉપદેશ છે. સારાંશ, આ ઉપદેશનું સ્વરૂપ આમ છે જો આ સૂક્તનો ઉપદેશ વાચકો મનનપૂર્વક અપનાવશે તો તેમની મનઃશક્તિ સુધરશે, તેમાં કોઇ શંકા નથી. વાચકોએ આ સૂક્તની સાથે પહેલા કાંડના ૧૦, ૩૧ અને ૩૪ આ ત્રણ સૂક્તો જોવા.

---

# હૃદય રોગ અને કમળાની ચિકિત્સા

( *ऋषिः– ब्रह्मा । देवता– सूर्यः, हरिमा, हृद्रोगः ।* )

## કાંડ ૧, સૂક્ત ૨૨

**अनु सूर्यमुदयतां हृद्द्योतो हरिमा च ते । गो रोहितस्य वर्णेन तेन त्वा परि दध्मसि ॥ १ ॥**

*અર્થ*— હે ( हृद्-द्योतः च हरिमा ) તારૂં હૈયું બળવું અને તેનો પીળો રંગ ( सूर्यं अनु उदयताम् ) સૂરજની પાછળ ચાલ્યું જાય. ( गो रोहितस्य तेन वर्णेन ) સૂરજ અથવા ગાયની તે લાલ રંગથી ( त्वा परि दध्मसि ) તને સર્વ પ્રકારથી હષ્ટપુષ્ટ કરીએ છીએ. [ ૧ ]

ભાવાર્થ— તારો હૃદય રોગ અને કમળોરોગ સૂરજના કિરણો જોડે સંપર્ક સાધવાથી ચાલ્યો જશે. લાલ રંગની ગાયો અને સૂરજના લાલ કિરણો હોય છે તે દ્વારા તારૂં આરોગ્ય થઇ શકે છે. ( ૧ )

परिं त्वा रोहितैर्वर्णैर्दीर्घायुत्वायं दध्मसि । यथायमंरपा असदथो अहंरितो भुवंत् ॥ २ ॥
या रोहिंणीर्देवत्याई गावो या उत रोहिंणीः । रूपंरूपं वयोवयस्ताभिष्ट्वा परिं दध्मसि ॥ ३ ॥
शुकेंषु ते हरिमाणं रोपणाकांसु दध्मसि । अथो हारिंद्रवेषु ते हरिमाणं नि दंध्मसि ॥ ४ ॥

અર્થ— ( रोहितैः वर्णैः ) લાલરંગથી ( त्वा ) તને ( दीर्घायुत्वाय परि दध्मसि ) દીર્ઘજીવન માટે તને ઘેરીએ છીએ ( यथा ) જેમ ( अयं ) આ ( अ-रपा असत् ) નિરોગી બની જાય અને ( अ-हरितः भुवत् ) કમળા રોગથી મુક્ત થઇ જાય. [ ૨ ]

( याः देवत्याः रोहिणीः गावः ) જે દિવ્ય લાલ રંગની ગાયો છે ( उत याः रोहिणीः ) અને જે લાલરંગના કિરણો છે ( ताभिः ) તે વડે ( रूपं रूपं ) સુંદરતા અને ( वयः वयः ) ઉમરની અનુસાર ( त्वा परि दध्मसि ) તને ઘેરી રાખીએ છીએ. [ ૩ ]

( ते हरिमाणं ) તારા કમળા રોગને ( शुकेषु रोपणाकासु च ) પોપટ અને નવા નાના છોડવાના રંગમાં ( दध्मसि ) ધારણ કરીએ છીએ. ( अथो ) અને તે ( हरिमाणं ) તારું ફીકુપણું અમે ( हारिद्रवेषु ) લીલી વનસ્પતિમાં ( निदध्मसि ) મુકીએ છીએ. [ ૪ ]

ભાવાર્થ— લાલરંગના પ્રયોગથી દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થાય છે. કમળો દૂર થાય છે અને આરોગ્ય પ્રાપ્ત થાય છે. ( ૨ )

લાલરંગની ગાયો અને લાલરંગના સૂરજના કિરણો દિવ્ય ગુણોથી યુક્ત હોય છે. રૂપ અને શક્તિની અનુસાર તેમની દ્વારા રોગ સારો થાય છે દૂર થાય છે. તેઓથી રોગીને ઘેરાવવો જોઇએ. ( ૩ )

આ લાલરંગની ચિકિત્સામાં રોગીનું પીળુ પડવું તેમજ ફીકું પડવું દૂર થશે અને તે લીલા પંખીઓ અને વનસ્પતિઓમાં જઇ વાસ્તવ્ય કરશે. એટલે રોગીની પાસે ફરી આવશે નહિ. ( ૪ )

---

# હૃદય રોગ અને કમળાની ચિકિત્સા

### વર્ણચિકિત્સા

આ સૂક્ત 'વર્ણચિકિત્સા' નો મહત્ત્વપૂર્ણ ઉપદેશ આપી રહ્યું છે. માણસને હૃદયરોગ અથવા કમળો નામનો રોગ કષ્ટ-પીડા આપે છે. અપચન, પેટના વિકાર, તમાખુ ખાવી, દારૂ પીવી વગેરે તેના અનેક કારણો છે, જે કારણે હૃદ્રોગ ઉત્પન્ન થાય છે. જુવાનીમાં વીર્યદોષ હોવાના કારણે પણ હૃદયનો વિકાર ઉત્પન્ન થાય છે. તે રોગોના કારણે માણસ કૃશ, નિસ્તેજ, ફીકો, દુબળો અને દીન બને છે. તેથી તે રોગોને દૂર કરવાનો ઉપાય આ સૂક્તમાં વેદ બતાવે છે. સૂરજના લાલ કિરણો વડે તેમજ લાલ ગાયો વડે ચિકિત્સા કરવાથી ઉપર કહેલા દોષો દૂર થાય છે અને સારૂં આરોગ્ય પ્રાપ્ત થાય છે.

### સૂરજ કિરણો વડે ચિકિત્સા

સૂરજના કિરણોમાં સાત રંગ હોય છે. અથવા રંગીન કાચથી આપણે જોઇએ તો રંગના કિરણો મેળવી શકાય. ઉઘાડા દિલ ઉપર આ કિરણો પડવાથી આરોગ્ય પ્રાપ્ત થાય છે, અને રોગો દૂર થાય છે. આ રંગીન સૂરજના કિરણોનું સ્નાન કહેવાય છે. તે ઉઘાડા શરીરે જ કરવું જોઇએ. છાપરમાં નળીયાની જગ્યાએ લાલ કાચ મૂકવાથી નીચે ઓરડામાં લાલ કિરણો પ્રાપ્ત થઇ શકસે. તે કિરણોમાં ઉઘાડે શરીર સુવાથી આ ચિકિત્સા સાધ્ય થઇ શકે છે.

જે પ્રકારે ઉપર કહેલા રોગોમાં લાલકિરણો વડે ચિકિત્સા થાય છે તેમ બીજા રોગોમાં બીજા રંગની ચિકિત્સા થવી સંભવનીય છે. તેથી સારા વૈદ્યોએ આ બાબતના વધુ

પ્રયોગ કરી નક્કી કરવું અને તેનો લાભ જનતાના રોગ નિવારવા આપી જનતાને સુખી કરવી.

### ધારણ કરવાનો વિધિ

સૂરજના કિરણોમાં 'પરિધારણ કરવાના વિધિ'નું મહત્ત્વ છે. આ સૂક્તમાં '**परिदध्मसि**' શબ્દ ચાર વાર આવ્યો છે, '**निदध्मसि**' એક વખત અને '**दध्मसि**' શબ્દ એક વખત આવ્યો છે. 'ચારે તરફથી ધારણ કરવું, આ ભાવ આ શબ્દો વડે પ્રગટ થાય છે. શરીરને વીંટીને ચારે બાજુથી ધારણ કરવું એવો ભાવ '**परिदध्मसि**' શબ્દમાં છે. જેમ તળાવમાં ન્હાવાથી તળાવના પાણીથી આખા શરીરનું ધારણ થાય છે તે પ્રકારે લાલકિરણો ઓરડામાં લઇ તેમાં ઉઘાડા શરીરે બધા શરીરના અવયવો ઉલટાવી પલટાવી ફેરવવા જોઇએ, એમ લાલકિરણોનું સ્નાન, અથવા તેમનું પરિધારણ કરવું તેનો તાત્પર્ય છે.

**१ रोहितेः वर्णेः परिदध्मसि** ( મં. ૨ )
**२ दीर्घायुत्वाय परि दध्मसि** ( મં. ૨ )
**३ गो रोहितस्य वर्णेन त्वा परि दध्मसि** (મં. ૧)
**४ तामिष्ट्वा परिदध्मसि** । ( મં. ૩ )

આ બધા મંત્રભાગ સૂરજકિરણોનું સ્નાન એટલે '**परिधारण**" કરવાનું વિધાન કહી રહ્યા છે. રોગીને ઉઘાડા શરીરે પ્રથમ કહ્યા મુજબ ઓરડામાં લાલકિરણો પાડી તેમાં બેસાડવાથી તે લાલ સૂરજકિરણોનું ધારણ થઇ શકે છે. અને તેથી આરોગ્ય, દીર્ઘજીવન તેમજ બલપ્રાપ્તિ પણ થઇ શકે છે. બીજા રોગો દૂર કરવા બીજા રંગોનો ઉપયોગની યોજના વૈદ્યોની બુદ્ધિ ઉપર આધારિત છે.

### રૂપ અને બળ

રૂપ અને બળની અનુસાર આ ચિકિત્સા, આ સૂરજ-કિરણોનું સ્નાન અથવા પરિધારણ વિધિ કરવા યોગ્ય સૂચના ત્રીજા મંત્રના ઉત્તરાર્ધમાં વાચકોને જોવા મળશે રૂપનો અર્થ શરીર સૌંદર્ય, શરીરનો રંગ અને શરીરની સુકુમારતા છે. જો શરીર ગોરા રંગનું હોય, જો નાજુક હોય તો તે માટે કેટલું કિરણ સ્નાન આપવું, તે માટે સવારના કોમલ કિરણોનો ઉપયોગ કરવો, બપોરનો કઠોર સૂરજ પ્રકાશ ન વાપરવો, વગેરે બાબતોનો વિચાર કરવાનું કાર્ય વિશિષ્ટ તજ્ઞોનું છે. જે મજબુત કાળા શરીરવાળા હોય તેમના માટે જુદી જાતનું કિરણ સ્નાન હોવું જોઇએ તે દેખીતું છે. તેમજ જે હંમેશા તાપમાં કામ કરનારા હોય છે તેમના માટે અને જે કાયમ ઘરમાં બેસી રહેનારા છે તેમના માટે આ કિરણ સ્નાનનું પ્રમાણ જુદું હોવું જોઇએ. એવા વિચારોનું નામ છે, 'રૂપ અને વયની અનુસાર' પરિધારણ કરવું. ( **रूपं रूपं वयोवयः** ) આ પ્રમાણે કહેનારો મંત્રભાગ અત્યંત મહત્ત્વનો છે. રોગીનું કઠોર અથવા નાજુક શરીર, રોગીનો રંગ, તેની રહેણીકરણી, તેની ઉમર, જીવન પદ્ધતિ, તેમજ તેની શારીરિક શક્તિ આ બધાનો વિચાર કરી કિરણ સ્નાનની યોજના કરવી જોઇએ. નહિ તો નાજુક પ્રકૃતિવાળાઓને વધારે કિરણસ્નાન મળવાથી આરોગ્યના બદલે રોગી અવસ્થા પેદા થાય. અથવા કઠોર પ્રકૃતિવાળાઓને પુરતા પ્રમાણમાં સ્નાન ન મળવાથી યોગ્ય પરિણામ આવશે નહિ. આ દૃષ્ટિએ ત્રીજા મંત્રનો ઉત્તરાર્ધ પુષ્કળ મનન કરવા જેવો છે.

### રંગીન ગાયના દૂધથી ચિકિત્સા

આ સૂક્તમાં રંગીન ગાયના દૂધથી રોગીની ચિકિત્સા કરવાનો વિધિ પણ કહ્યો છે. ગાયો સફેદ, લાલ, કાળી, કાબરચિત્રી ( કપિલા ), બદામી, કથ્થાઇ એમ જુદા જુદા રંગોની હોય છે. સૂરજના કિરણો ગાયની પીઠ ઉપર પડે છે અને તે કારણે રંગભેદની અનુસાર તેના દૂધ ઉપર પરિણામ થાય છે. સફેદ ગાયના દૂધનો પરિણામ કાળી ગાયના દૂધથી ભિન્ન હશે. એમ લાલ, પીળી, કાબરચિત્રી ગાયોના દૂધનો પરિણામ અલગ અલગ થશે. રંગચિકિત્સાનું તત્ત્વ માનવાથી આવા પરિણામ માનવા જ પડશે તેથી જ આ સૂક્તમાં '**रोहिणीः गावः**' લાલ ગાયોનું દૂધ તેમજ બીજા ગોરસોનો ઉપયોગ હૃદ્રોગ અને કમળો આ બે રોગોને હટાવવા કરવો એમ કહ્યું છે. આ વિધાન મનન કરવા જેવું છે. તેથી ઘણો બોધ પ્રાપ્ત થાય છે. અને તેના મનનના કારણે બીજા રોગો માટે બીજી ગાયોના ગોરસનો ઉપયોગ કરવાનો ઉપદેશ પણ પ્રાપ્ત થશે. રંગચિકિત્સાનું તત્ત્વ ગોદુગ્ધ ચિકિત્સાના માટે નક્કી થઇ શકશે બંનેમાં તત્ત્વ એકજ છે.

### પરેજી

સૂરજ ચિકિત્સાની સાથે ગોરસ સેવનની પરેજી પાળવા-થી વધારે લાભ થવો સંભવનીય છે એટલે લાલ રંગના કિરણો ધારણ કરવાની સાથે લાલ ગાયોના દૂધનું સેવન કરવું વગેરે પ્રકારનું પથ્ય ( પરેજી ) સમજી લેવું.

આ પ્રકારે આ સૂક્તનો વિચાર કરવાથી વાચકોને પુષ્કળ લાભ પ્રાપ્ત થઇ શકે છે.

#

# બંને મૂત્રાશય

## કાંડ ૭, સૂક્ત ૯૬

( ऋषिः– कपिञ्जलः । देवता– वयः )

असदन्गावः सदनेऽपप्तद्वसतिं वयः । आस्थाने पर्वता अस्थुः स्थाम्नि वृक्कावतिष्ठिपम् ॥ १ ॥

અર્થ— ( गावः सदने असदन् ) ગાયો ગૌશાળામાં બેસે છે, ( वयः वसतिं अपप्तत् ) પંખીઓ માળામાં બેસે છે. ( पर्वताः आस्थाने अस्थुः ) પર્વતો પોતાના સ્થાનમાં સ્થિર છે તે પ્રકારે ( स्थाम्नि वृक्कौ अतिष्ठिपं ) સુદૃઢ સ્થાને બંને મૂત્રાશયને સ્થિર કરૂં છું. [ ૧ ]

શરીરમાં બંને બાજુએ બે મૂત્રાશય છે તે સુદૃઢ સ્થાનપર છે. તેમને સારી અવસ્થામાં રાખવાથી શરીરની તંદુરસ્તી સચવાય છે. આ બંને અવયવો શરીરમાંનું ઝેર દૂર કરે છે. તેથી તેમને સારી અવસ્થામાં રાખવા એ મનુષ્યનું કાર્ય છે. ઇંદ્રિયસંયમથી તે બંને સારી અવસ્થામાં રહે છે અને પોતાનું કાર્ય કરવામાં સમર્થ બને છે.

---

# વનસ્પતિ

## કાંડ ૩, સૂક્ત ૧૮

( ऋषिः– अथर्वा । देवता– वनस्पतिः । )

इमां खनाम्योषधिं वीरुधां बलवत्तमाम् । यया सपत्नीं बाधते यया संविन्दते पतिम् ॥ १ ॥
उत्तानपर्णे सुभगे देवजूते सहस्वति । सपत्नीं मे परा णुद पतिं मे केवलं कृधि । ॥ २ ॥
नहि ते नाम जग्राह नो अस्मिन्रमसे पतौ । परामेव परावतं सपत्नीं गमयामसि ॥ ३ ॥
उत्तराहमुत्तर उत्तरेदुत्तराभ्यः । अधः सपत्नी या ममाधरा साधराभ्यः ॥ ४ ॥
अहमस्मि सहमानाथो त्वमसि सासहिः । उभे सहस्वती भूत्वा सपत्नीं मे सहावहै ॥ ५ ॥

અર્થ— ( इमां बलवत्तमां वीरुधां औषधिं खनामि ) આ બળશાળી ઔષધિ વનસ્પતિને હું ખોદું છું. ( यया सपत्नीं बाधते ) જે વડે શોકયને હટાવવામાં આવે છે અને ( यया पतिं संविन्दते ) જેથી પતિને પ્રાપ્ત કરાય છે. [ ૧ ]

હે ( उत्तानपर्णे सुभगे देवजूते सहस्वति ) વિસ્તૃત ( મોટી ) પાંદડાવાળી ભાગ્યશાળી, દેવોને જેનું સેવન કર્યું છે એવી બળશાળી ઔષધિ ! ( मे सपत्नीं पराणुद ) મારી સાવકી ( શોકય ) ને દૂર કર અને ( मे केवलं पतिं कृधि ) પતિ મારો એકલીનો બની રહે તેમ કર. [ ૨ ]

હે સાવકી સ્ત્રી ! ( ते नाम नहि जग्राह ) તારૂં નામ પણ મેં લીધું નથી હવે તું ( अस्मिन् पतौ नो रमसे ) આ પતિમાં રમમાણ થઇશ નહિ. હવે હું ( परां सपत्नीं परावतं गमयामसि ) બીજી શોકયને દૂર કરૂં છું. [ ૩ ]

હે ( उत्तरे ) શ્રેષ્ઠ ગુણોવાળી ઔષધિ ! ( अहं उत्तरा ) હું અધિક શ્રેષ્ઠ છું ( उत्तराभ्यः इत् उत्तरा ) શ્રેષ્ઠોમાં પણ હું શ્રેષ્ઠ છું. ( मम या अधरा सपत्नी ) મારી જે નીચ શોકય છે ( सा अधराभ्यः अधरा ) તે નીચથી નીચ છે. [ ૪ ]

( अहं सहमाना अस्मि ) હું વિજયી છું અને હે ઔષધિ ! ( अथो त्वं सासहिः असि ) તું પણ વિજયી છે. ( उभे सहस्वती भूत्वा ) આપણે બેઉ જયશાળી બની ( मे सपत्नीं सहावहै ) મારી સપત્નીને જીતી લઇશું. [ ૫ ]

अभि तेऽधां सहमानामुपं तेऽधां सहीयसीम् ।
मामनु प्र ते मनो वत्सं गौरिव धावतु पथा वारिव धावतु ॥ ६ ॥

અર્થ— ( ते अभि सहमानां अधां ) તારી ચારો તરફ આ વિજયી વનસ્પતિને મેં રાખી છે, ( ते उप सहीयसीं अधां ) તારી નીચે આ જયશાળીની વનસ્પતિને રાખી છે. હવે ( ते मनः मां अनुप्रधावतु ) તારૂં મન મારી પાછળ દોડે ( गौः वत्सं इव धावतु ) જેમ ગાય વાછરડા તરફ દોડે છે અને ( वाः इव पथा ) જેમ પાણી પોતાના રસ્તે દોડે છે. [ ૬ ]

સાવકાપણાનો ભયંકર પરિણામ

આ સૂક્તનો અર્થ સુબોધ હોવાથી ભાવાર્થ આપવાની જરૂર નથી.

અનેક પત્નીઓ કરવાથી ઘરમાં કલહ કલેશ થાય છે. સાવકુપણું ઉત્પન્ન થવાથી સ્ત્રીઓમાં પરસ્પર દ્વેષ વધે છે. સંતતિમાં પણ તે જ કલહાગ્નિ વધે છે. તેથી એવા પરિવારમાં સુખ મળતું નથી. આ વાત આ સૂક્તમાં કહી છે. આ સૂક્તનો મુખ્ય તાત્પર્ય આ જ છે કે કોઇ માણસે એકથી વધારે પત્ની ન કરવી જેથી ઘરમાં સાપત્ન ભાવનાબીજ વાવે નહિ.

જે ઘરમાં પુરુષ એકથી વધારે લગ્ન કરે છે ત્યાં દ્વેષાગ્નિ સળગે છે અને તેને કોઇ ઓલવી શકતું નથી. ત્યાં સ્ત્રીઓમાં કંકાસ, કલહ, કલેશ અને તે કારણે અંતે પુરુષોમાં પણ કલહ થાય છે. છેવટે તે કુટુંબનો નાશ થાય છે.

શોક્યનો નાશ કરવાનો પ્રયત્ન સ્ત્રીઓ કરે છે અને તે કારણે બેઆબરૂ થાય છે. આ આપત્તિ મટાડવા માટે એક પત્નીવ્રતનું આચરણ કરવું આ એકમાત્ર ઉપાય છે.

---

# ઔષધિ

## કાંડ ૮, સૂક્ત ૭

( ऋषिः- अथर्वा । देवता-भैषज्यं, आयुष्यं, ओषधयः । )

या बभ्रवो याश्च शुक्रा रोहिणीरुत पृश्नयः ।
असिक्नीः कृष्णा ओषधीः सर्वा अच्छावदामसि ॥ १ ॥
त्रायन्तामिमं पुरुषं यक्ष्माद्देवेषितादधि ।
यासां द्यौष्पिता पृथिवी माता समुद्रो मूलं वीरुधां बभूव ॥ २ ॥

અર્થ— ( याः ) જે ઔષધિઓ ( बभ्रवः ) પોષણ કરનારી ( याः च शुक्राः ) જે વીર્ય વધારનારી ( उत रोहिणी ) અને જે વધારનારી તેમજ ( पृश्नयः ) જે વિવિધ રંગવાળી ( असिक्नीः कृष्णाः ओषधीः ) શ્યામ, કાળી ઔષધિ છે ( सर्वाः अच्छा आ वदामसि ) તે બધાને ખાસ કરીને અમે બોલાવીએ છીએ. [ ૧ ]

( इमं पुरुषं ) આ માણસને ( देव-इषितात् यक्ष्मात् ) દેવે પ્રેરેલા રોગથી ( अधित्रायन्तां ) બચાવો. ( यासां वीरुधां ) જે ઔષધિઓનુ ( द्यौः पिता पृथिवी माता समुद्रः मूलं ) દ્યુલોક પિતા પૃથ્વી માતા અને દરીઓ જડ ( बभूव ) થયો છે. [ ૨ ]

---

ભાવાર્થ— કેટલીક ઔષધિઓ પોષણ કરનારી, કેટલીક વીર્ય વધારનારી, અને કેટલીક શરીરમાં માંસ ભરનારી છે. આ વિવિધ રંગ રૂપવાળી, શ્યામ અને કાળી છે તેમનો ઔષધિપ્રયોગમાં ઉપયોગ થાય છે. ( ૧ )

ઔષધિઓ ભૂમિ પર ઉગે છે અને તેમનું રક્ષણ આકાશમાંના સૂરજ વગેરે થી થાય છે આ ઔષધિઓ જળ, વાયુ વગેરે દેવોના પ્રકોપથી થનારા રોગોથી બચાવે છે ( ૨ )

आपो अग्रं दिव्या ओषधयः । तास्ते यक्ष्ममेनस्यं१मङ्गादङ्गादनीनशन् ॥ ३ ॥
प्रस्तृणती स्तम्बिनीरेकशुङ्गाः प्रतन्वतीरोषधीरा वदामि ।
अंशुमतीः काण्डिनीर्या विशाखा ह्वयामि ते वीरुधो वैश्वदेवीरुग्राः पुरुषजीवनीः ॥ ४ ॥
यद्वः सहः सहमाना वीर्यं१ यच्च वो बलम् ।
तेनेममस्माद्यक्ष्मात्पुरुषं मुञ्चतौषधीरथो कृणोमि भेषजम् ॥ ५ ॥
जीवलां नघारिषां जीवन्तीमोषधीमहम् ।
अरुन्धतीमुन्नयन्तीं पुष्पां मधुमतीमिह हुवेऽस्मा अरिष्टतातये ॥ ६ ॥
इहा यन्तु प्रचेतसो मेदिनीर्वचसो मम । यथेमं पारयामसि पुरुषं दुरितादधि ॥ ७ ॥

---

**અર્થ**— ( **आपः अग्रं** ) પાણી મુખ્ય છે અને ( **ओषधयः दिव्याः** ) ઔષધિઓ પણ દિવ્ય છે. ( **ताः ते एनस्यं यक्ष्मं** ) તે તારા પાપથી ઉત્પન્ન રોગોને ( **अंगात् अंगात् अनीनशन्** ) અંગપ્રત્યંગોમાંથી નાશ કરે છે. [ ૩ ]

( **प्रस्तृणतीः** ) વિશેષ વિસ્તારવાળી ( **स्तम्बिनीः** ) ગુચ્છોવાળી ( **एक शुङ्गाः** ) એક પડવાળી, ( **प्रतन्वतीः** ) પુષ્કળ પ્રસરનારી ( **ओषधी आवदामि** ) ઔષધિઓને હું બોલાવું છું ( **ये वीरुधः वैश्वदेवीः** ) જે ઔષધિઓ વિશેષ દૈવી શક્તિથી યુક્ત ( **उग्राः पुरुषजीवनीः** ) પ્રભાવયુક્ત અને મનુષ્યનું જીવન વધારનારી છે. [ ૪ ]

હે ( **सहमानाः औषधीः** ) રોગનાશક ઔષધિઓ ! ( **यत् वः सहः** ) જે તમારું સામર્થ્ય છે, ( **यत् च वः वीर्यं बलं** ) અને જે વીર્ય અને બળ છે ( **तेन इमं पुरुषं** ) તે વડે આ પુરૂષને ( **अस्मात् यक्ष्मात् मुञ्चत** ) આ રોગથી બચાવો. ( **अथो भेषजं कृणोमि** ) અને હું દવા બનાવું છું. [ ૫ ]

( **जीवलां जीवन्तीं नघारिषां** ) જીવન આપનારી અને હાની ન કરનારી ( **अरुंधतीं** ) જીવનમાં રૂકાવટ ન કરનારી ( **उन्नयतीं मधुमतीं** ) ઉઠાડનારી મધૂર ( **पुष्पां ओषधीं** ) ફૂલોવાળી ઔષધિને ( **इह असै अरिष्टतातये अहं हुवे** ) અહીં તેને આરોગ્ય પ્રાપ્તિ માટે હું બોલાવું છું. [ ૬ ]

( **प्रचेतसः मम वचसः** ) જ્ઞાની એવા મારા વચનોથી ( **मेदिनीः इह आयन्तु** ) પુષ્ટિકારક ઔષધિઓ અહીં આવી જાય. ( **यथा** ) જેથી ( **इमं पुरुषं** ) આ માણસને ( **दुरितात् अधि पारयामसि** ) પાપના દુઃખરૂપ રોગથી પાર કરું છું. [ ૭ ]

---

**ભાવાર્થ**— મુખ્ય ઔષધ પાણી છે. ઔષધિઓ પણ દિવ્ય વીર્યયુક્ત છે. આ વનસ્પતિઓ પાપથી ઉત્પન્ન થનારા બધા જ રોગોથી બચાવે છે. ( ૩ )

કેટલીક ઔષધિઓ ઘણી પ્રસરે છે, કેટલીક ગુચ્છાવાળી હોય છે, કેટલીક સિંગડા જેવી ફણગા ફૂટેલી હોય છે, કેટલાકનો ઘણો વિસ્તાર હોય છે. તે બધાની પ્રશંસા આયુર્વેદ પ્રયોગમાં થાય છે. આ વનસ્પતિઓ અનેક દિવ્યશક્તિથી યુક્ત હોય છે અને મનુષ્યનું જીવન દીર્ઘ કરે છે. ( ૪ )

ઔષધિમાં જે સામર્થ્ય, વીર્ય અને બળ છે તેથી આ મનુષ્યનો આ રોગ દૂર થઇ જાવ. તેના માટે આ દવા બનાવી છે. (૫)

જીવનશક્તિ વધારનારી, દીર્ઘજીવન આપનારી, હણુપ ન કરનારી, શરીર વ્યવહારમાં રૂકાવટ ન કરનારી, શરીરની સુસ્થિતિ વધારનારી, મધુર પરિપાક વાળી, ફૂલોવાળી ઔષધિ આ પ્રકારની ઔષધિઓ આ માણસના આરોગ્ય માટે હું લાઉ છું. ( ૬ )

મારા કહેવા મુજબ આ બધી ઔષધિઓ મળી આ મનુષ્યને નિરોગી બનાવે. તેનો આ રોગ પાપાચરણથી થયો છે. (૭)

अग्नेर्घासो अपां गर्भो या रोहन्ति पुनर्णवाः । ध्रुवाः सहस्रनाम्नीर्भेषजीः सन्त्वाभृताः ॥ ८ ॥
अवकोल्बा उदकात्मान ओषधयः । व्यृषन्तु दुरितं तीक्ष्णशृङ्ग्यः ॥ ९ ॥
उन्मुञ्चन्तीर्विवरुणा उग्रा या विषदूषणीः ।
अथो बलासनाशनीः कृत्यादूषणीश्च यास्ता इहा यन्त्वोषधीः ॥ १० ॥
अपक्रीताः सहीयसीर्वीरुधो या अभिष्टुताः । त्रायन्तामस्मिन्ग्रामे गामश्वं पुरुषं पशुम् ॥ ११ ॥
मधुमन्मूलं मधुमदग्रमासां मधुमन्मध्यं वीरुधां बभूव ।
मधुमत्पर्णं मधुमत्पुष्पमासां मधोः संभक्ता अमृतस्य भक्षो घृतमन्नं दुह्रतां गोपुरोगवम् ॥ १२ ॥
यावतीः कियतीश्चेमाः पृथिव्यामध्योषधीः । ता मा सहस्रपर्ण्यो मृत्योर्मुञ्चन्त्वंहसः ॥ १३ ॥

---

અર્થ— ( **याः भेषजीः** ) જે ઔષધિઓ ( **अग्नेः घासः** ) અગ્નિનું અન્ન અને ( **अपां गर्भः** ) પાણીના ગર્ભરૂપ છે ( **पुनः नवाः रोहन्ति** ) ફરી નવી જેવી વધે છે તે ( **सहस्रनाम्नीः** ) હજાર નામોવાળી ( **आभृताः ध्रुवाः सन्तु** ) આણેલી ઔષધિઓ સ્થિર થાવ. [ ૮ ]

( **अवका-उल्बाः उदकात्मानः** ) લીલમાં ઉત્પન્ન થનારી, પાણી જેનો આત્મા છે ( **तीक्ष्णशृङ्ग्यः ओषधयः** ) તીખા સીંગોવાળી ઔષધિ ( **दुरितं वि ऋषन्तु** ) પાપરૂપી રોગને દૂર કરે. [ ૯ ]

( **उन्मुञ्चन्तीः विवरुणाः** ) રોગમાંથી મુક્ત કરનારી, વિશેષ રંગ અને રૂપવાળી ( **उग्राः विषदूषणीः** ) તીવ્ર, વિષનાશક ( **अथो बलासनाशनीः** ) અને કફને દૂર કરનારી ( **कृत्यादूषणीः या ओषधीः** ) ધાતક પ્રયોગોનો નાશ કરનારી જે ઔષધિઓ છે, ( **ताः इह आयन्तु** ) તે અહીં પ્રાપ્ત થાવ. [ ૧૦ ]

( **अभिष्टुताः अप क्रीताः** ) પ્રશંસિત અને કિંમત આપી પ્રાપ્ત થએલી ( **याः सहीयसीः वीरुधः** ) જે શક્તિશાળી ઔષધિઓ છે તે ( **अस्मिन् ग्रामे** ) આ નગરમાં ( **गां अश्वं पुरुषं पशुं** ) ગાય, ઘોડો, મનુષ્ય અને બીજા પશુનું ( **त्रायन्तां** ) રક્ષણ કરે. [ ૧૧ ]

( **आसां वीरुधां** ) આ ઔષધિઓનું ( **मूलं मधुमत्** ) મૂળ ( જડ ) મીઠું છે. ( **अग्रं मधुमत्** ) અગ્રભાગ મધૂર છે ( **मध्यं मधुमत् बभूव** ) મધ્યભાગ પણ મધૂર છે. ( **आसां पर्णं मधुमत्** ) તેના પાંદડાં મધૂર છે. અને ( **पुष्पं मधुमत्** ) ફૂલ પણ મીઠાં છે. આ ઔષધિઓ ( **मधोः संभक्ता** ) મધથી ભરપૂર સીંચેલી છે. તે ( **अमृतस्य भक्षः** ) અમૃતનું અન્ન જ છે. તે ઔષધિઓ ( **गो-पुरो गवं** ) ગાય જેના અગ્રભાગમાં રાખેલી હોય એવું ( **घृतं अन्नं दुह्रतां** ) ઘી અને અન્ન આપે. [ ૧૨ ]

( **पृथिव्यां यावतीः कियतीः इमाः ओषधीः** ) પૃથ્વીપર જે કેટલીક આ ઔષધિઓ છે ( **ताः सहस्रपर्ण्यः** ) તે હજાર પાનડાની ઔષધિઓ અને ( **मा अंहसः मृत्योः मुञ्चन्तु** ) મને પાપરૂપી મૃત્યુથી બચાવે. [ ૧૩ ]

---

**ભાવાર્થ**— આ ઔષધિઓ અગ્નિના ભોજનરૂપ છે અને તે પાણીને ધારણ કરે છે, તે વારંવાર વધે છે. તેના હજારો નામો છે. તે ગુણધર્મથી સ્થિર થાવ. ( ૮ )

લીલથી ઉત્પન્ન થઇ ઔષધિઓ બની આ બધા પાપરૂપી દોષથી મનુષ્યને બચાવે ( ૯ )

રોગોને દૂર કરનારી, તીવ્ર ગુણવાળી, શરીરમાંથી ઝેરને દૂર કરનારી, કફનો દોષ દૂર કરનારી, ઘાતપાત દૂર કરનારી ઔષધિઓ આ સ્થાન ઉપર ઉપયોગી થાય ( ૧૦ )

વીર્યવતી ઔષધિઓ આ ગામના ગાય ઘોડા અને મનુષ્ય વગેરેનું રક્ષણ કરે. ( ૧૧ )

આ ઔષધિઓનું મૂળ, મધ્ય અને અગ્રભાગ તેમજ તેના પાન અને ફૂલ મીઠા છે. આ અમૃતનું ભોજન છે તેથી ગાય વગેરે પ્રાણીઓ માટે પુષ્કળ ઘી વગેરેની પ્રાપ્તિ થાય છે. ( ૧૨ )

પૃથ્વી ઉપર જે ઔષધિઓ છે તે અનેક પાનડાવાળી ઔષધિઓ અમને બધાને મૃત્યુથી બચાવે ( ૧૩ )

वैयाघ्रो मणिर्वीरुधां त्रायमाणोऽभिशस्तिपाः ।
अमीवाः सर्वा रक्षांस्यप हन्त्वधि दूरमस्मत् ॥ १४ ॥
सिंहस्येव स्तनथोः सं विजन्तेऽग्नेरिव विजन्त आभृताभ्यः ।
गवां यक्ष्मः पुरुषाणां वीरुद्भिरतिनुत्तो नाव्या एतु स्रोत्याः ॥ १५ ॥
मुमुचाना ओषधयोऽग्नेर्वैश्वानरादधि । भूमिं संतन्वतीरित यासां राजा वनस्पतिः ॥ १६ ॥
या रोहन्त्याङ्गिरसीः पर्वतेषु समेषु च । ता नः पयस्वतीः शिवा ओषधीः सन्तु शं हृदे ॥ १७ ॥
याश्चाहं वेद वीरुधो याश्च पश्यामि चक्षुषा । अज्ञाता जानीमश्च या यासु विद्म च संभृतम् ॥ १८ ॥
सर्वाः समग्रा ओषधीर्बोधन्तु वचसो मम । यथेमं पारयामसि पुरुषं दुरितादधि ॥ १९ ॥

---

અર્થ— ( वीरुधां वैय्याघ्र· मणिः ) ઔષધિથી બનેલો વાઘ જેવી પ્રતાપી મણિ ( अभिशस्ति-पाः त्रायमाण ः ) વિનાશથી બચાવનારો સંરક્ષક છે. તે ( सर्वाः अमीवाः ) બધા રોગોને અને ( रक्षांसि ) રોગકૃમીઓને ( अस्मत् दूरं अप अधि हन्तु ) અમારાથી દૂર લઇને મારી નાખે. [ ૧૪ ]

( आभृताभ्यः ) આણેલી ઔષધિઓથી રોગ ( सं विजन्ते ) ડરી જાય છે. ( स्तनथोः सिंहस्य इव ) જેમ ગર્જના કરનારા સિંહથી અને ( अग्नेः इव विजन्ते ) જેમ અગ્નિથી ગભરાય છે. ( वीरुद्भिः अतिनुत्तः ) ઔષધિ-ઓથી નસાડેલો ( गवां पुरुषाणां यक्ष्माः ) ગાયો અને પુરુષોનો રોગ ( नाव्याः स्तोत्याः एतु ) નૌકાઓથી જવા લાયક નદીમાંથી દૂર ચાલ્યા જાય. [ ૧૫ ]

( यासां राजा वनस्पतिः ) જેમનો રાજા વનસ્પતિ છે તે ( ओषधयः ) ઔષધિઓ ( मुमुचानाः ) રોગોથી છોડાવનારી ( वैश्वानरात् अग्नेः अधि ) વૈશ્વાનર અગ્નિની ઉપર રહી ( भूमिं संतन्वतीः इतः ) ભૂમી ઉપર પ્રસરી જાય. [ ૧૬ ]

( याः आंगीरसीः ) જે શરીરના અવયવોનાં રસ વધારનારી ઔષધિઓ ( पर्वतेषु समेषु च रोहन्ति ) પહાડ અને સમતલ ભૂમી ઉપર ઉગે છે ( ताः शिवाः पयस्वतीः ओषधीः ) તે શુભ, રસવાળી ઔષધિઓ ( नः हृदे शं सन्तु ) અમારા હૃદયમાં શાંતિ આપનારી થાઓ. [ ૧૭ ]

( अहं याः वीरुधः वेद ) હું જે ઔષધિઓને જાણું છું, ( याः च चक्षुषा पश्यामि ) અને જે હું આંખ વડે જોઉં છું ( याः अज्ञाताः जानीमः ) જે ન જાણેલી ઔષધિઓ હવે અમે જાણીએ છીએ ( यासु च संभृतं विद्म ) જેમાં વીર્ય ભરપૂર છે એમ અમે જાણીએ છીએ. [ ૧૮ ]

( सर्वाः समग्राः ओषधीः ) બધી સંપૂર્ણ ઔષધિઓ ( मम वचसः बोधयन्तु ) મારા કહેવાથી જાણે ( यथा ) જે રીતે ( इमं पुरुषं दुरितात् अधि पारयामसि ) આ પુરુષને પાપરૂપી રોગમાંથી છોડવે છે. [ ૧૯ ]

---

ભાવાર્થ— ઔષધિઓથી બનાવેલો મણી વિનાશમાંથી બચાવનારો હોય છે તે બધા રોગો અને રોગબીજોને અમારાથી દૂર કરે છે. ( ૧૪ )

જે પ્રકારે સિંહથી બધા પ્રાણીઓ ડરે છે તે પ્રકારે ઔષધિઓથી રોગ ડરે છે માટે આ ઔષધિઓથી ગાયો અને મનુષ્યના રોગ દૂર થાવ. ( ૧૫ )

સોમ રાજાના રાજ્યમાં આ બધી ઔષધિઓ આ વિશાલ ભૂમીપર પ્રસરે. ( ૧૬ )

ઔષધીઓ અંગરસ વધારે છે. તે પહાડો અને સમતલ ભૂમીપર ઉગે છે તે બધી રસદાર હોય છે. તે ઔષધિઓ અમારા હૃદયને શાંતિ આપે ( ૧૭ )

જે ઓષધીઓ અમે જાણીએ છીએ અને જે અમે જાણતા નથી તે બધામાં રહેલું વીર્ય જાણવું જોઇએ ( ૧૮ )

બધી ઔષધિઓ મને અનુકૂળ થઇ આ મનુષ્યને પાપરૂપ રોગથી બચાવે. ( ૧૯ )

अश्वत्थो दर्भो वीरुधां सोमो राजामृतं हविः । व्रीहिर्यवश्च भेषजौ दिवस्पुत्रावमर्त्यौ ॥ २० ॥
उज्जिहीध्वे स्तनयत्यभिक्रन्दत्योषधीः । यदा वः पृश्निमातरः पर्जन्यो रेतसावति ॥ २१ ॥
तस्यामृतस्येमं बलं पुरुषं पाययामसि । अथो कृणोमि भेषजं यथासच्छतहायनः ॥ २२ ॥
वराहो वेद वीरुधं नकुलो वेद भेषजीम् । सर्पा गन्धर्वा या विदुस्ता अस्मा अवसे हुवे ॥ २३ ॥
याः सुपर्णा आङ्गिरसीर्दिव्या या रघटो विदुः । वयांसि हंसा या विदुर्याश्च सर्वे पतत्रिणः ।
मृगा या विदुरोषधीस्ता अस्मा अवसे हुवे ॥ २४ ॥
यावतीनामोषधीनां गावः प्राश्नन्त्यघ्न्या यावतीनामजावयः ।
तावतीस्तुभ्यमोषधीः शर्म यच्छन्त्वाभृताः ॥ २५ ॥

---

અર્થ— ( अश्वत्थः ) પિપળો, ( दर्भः ) દાભ ( वीरुधां राजा सोमः ) ઔષધિઓનો રાજા સોમ ( हविः अमृतं ) અન્ન અને જળ ( व्रीहिः यवः च ) ચોખા અને જવ ( अमर्त्यौ भेषजौ ) અમર ઔષધિઓ છે. તે ( दिवः पुत्रौ ) દ્યુલોકથી પુત્રની જેમ રક્ષણ કરે છે. [ ૨૦ ]

( यदा पर्जन्यः स्तनयति अभि क्रन्दति ) જ્યારે વાદળા ગાજે છે અને શબ્દ કરે છે. કે હે ( पृश्निमातरः ओषधीः ) પૃથ્વીથી ઉત્પન્ન થનારી ઔષધિઓ ! ( उज्जिहीध्वे ) ઉપર ઉઠ, ત્યારે ( पर्जन्यः रेतसा वः अवति ) પર્જન્ય પોતાના જળથી આપનું રક્ષણ કરે છે. [ ૨૧ ]

( तस्य अमृतस्य इमं बलं ) તે અમૃતની આ શક્તિ ( इमं पुरुषं पाययामसि ) આ પુરુષને પાઉં છું. ( अथो कृणोमि भेषजं ) અને ઔષધ ( દવા ) બનાઉં છું. ( यथा शतहायनः असत् ) જેથી શતાયુ થાય છે. [ ૨૨ ]

( वराहः वीरुधं वेद ) ભૂંડ દવાઓને જાણે છે. ( नकुलः भेषजीं वेद ) નોળીયો ઔષધિઓને ઓળખે છે. ( सर्पाः गंधर्वाः याः विदुः ) સાપ અને ગંધર્વ જેને જાણે છે ( ताः अस्मै अवसे हुवे ) તેમને એનું રક્ષણ કરવા માટે બોલાવીએ છીએ. [ ૨૩ ]

( सुपर्णाः याः आंगिरसीः ) ગરૂડ જે અંગરસવાળી ઔષધિઓને ( विदुः ) જાણે છે ( याः दिव्याः रघटः विदुः ) જે દિવ્ય ઔષધિઓને ચકલીઓ જાણે છે, ( वयांसि हंसाः याः विदुः ) જે હંસ અને પંખીઓ ઓળખો છે, ( याः च सर्वे पतत्रिणः ) જે બધા પંખીઓ જાણે છે, ( याः ओषधीः मृगाः विदुः ) જે ઔષધિઓ હરણ જાણે છે, ( ताः अस्मै अवसे हुवे ) તેમને એના રક્ષણ માટે બોલાવીએ છીએ. [ ૨૪ ]

( यावतीनां ओषधीनां ) જે ઔષધિઓને ( अघ्न्याः गावः प्राश्नन्ति ) અવધ્ય ગાયો ખાય છે ( यावतीनां अजावयः ) જે બકરા ઘેટાં ખાય છે ( तावतीः आभृताः ओषधीः ) તેટલી લાવેલી ઔષધિઓ ( तुभ्यं शर्म यच्छन्तु ) તમને સુખ આપે. [ ૨૫ ]

---

ભાવાર્થ— પીપળો, દાભ, ઔષધિનો રાજા સોમ, અન્ન, જળ, ચોખા અને જવ આ બધી દિવ્ય ઔષધિઓ છે તેથી અમરત્વ એટલે જ દીર્ઘજીવનની પ્રાપ્તિ થઈ શકે છે. ( ૨૦ )

મોટી ગર્જના કરી મેઘ ( વાદળા ) ઔષધિઓને કહે છે કે હવે ઉપર ઉઠો. ( ૨૧ )

તેનું જે બળ ઔષધિઓમાં સંગ્રહીત કર્યું છે જે મનુષ્યને પીવડાવવામાં આવે અને જેથી મનુષ્ય દીર્ઘાયુ બને. ( ૨૨ )

ભૂંડ, નોળીયો, સાપ, ગંધર્વ આ બધા ઔષધિઓ જાણે છે. તે ઔષધીથી પ્રાણીઓનું રક્ષણ થાય. ( ૨૩ )

ગરૂડ, ચકલીઓ, પંખી, હંસ, હરણ વગેરે જે કોઈ ઔષધીઓને જાણે છે તે વડે પ્રાણીઓનું રક્ષણ કરવામાં આવે. ( ૨૪ )

જે ઔષધિઓ ગાય, ઘેટાં, બકરાં વગેરે ખાય છે તેથી મનુષ્યનું કલ્યાણ થાય છે. ( ૨૫ )

यावतीषु मनुष्या॒ भेषजं भिषजो विदुः । तावतीर्विश्वभेषजीरा भरामि त्वामभि ॥ २६ ॥
पुष्पवतीः प्रसूमतीः फलिनीरफला उत । संमातर इव दुह्रामस्मा अरिष्टतातये ॥ २७ ॥
उत्त्वाहार्षं पञ्चशलादथो दशशलादुत । अथो यमस्य पड्वीशाद्विश्वस्माद्देवकिल्बिषात् ॥ २८ ॥

અર્થ— ( भिषजः मनुष्याः ) વૈદ્ય લોકો ( यावतीषु भेषजं विदुः ) જેટલી ઔષધિઓમાં ઔષધિ પ્રયોગ જાણે છે ( तावतीः विश्वभेषजीः ) તે બધી ઔષધિવાળી ઔષધિઓ ( त्वां अभि आभरामि ) તારી પાસે બધી બાજુથી લાઉં છું. [ ૨૬ ]

( पुष्पवतीः प्रसूमतीः ) ફૂલવાળી, પાનવાળી ( फलवतीः उत अफलाः ) ફળવાળી અને ફળરહિત ઔષધિઓ ( अस्मै अरिष्टतातये ) એની સુખશાંતિ અને વિસ્તાર માટે ( संमातरः इव दुह्रां ) ઉત્તમ માતાઓની જેમ રસ પ્રદાન કરે. [ ૨૭ ]

( पंचशलात् उत दशशलात् ) પાંચ પ્રકારના અને દસ પ્રકારના દુઃખોથી ( अथो यमस्य पड्वीशात् ) અને યમની બેડીમાંથી અને ( विश्वस्मात् देवकिल्बिषात् ) બધા દેવોના સંબંધમાં કરેલા પાપોથી ( त्वा उत् आहार्षं ) તને ઉપર ઉઠાવું છું. [ ૨૮ ]

ભાવાર્થ—મનુષ્ય જેનાથી દવાઓ બનાવવાનું જાણે છે તે બધાને અહીં લાવીએ છીએ ( ૨૬ )

ફૂલો, ફળો, અને નવીન કુમળા પાનડાંવાળી ઔષધિઓ એની નિરોગીતા માટે લાવવામાં આવે. અને તેમનો ઉત્તમ રસ એના માટે આપે. ( ૨૭ )

પાંચ અને દસ પ્રકારના દુઃખ, યમના પાશ, દેવો વિષે થનારા પાપો વગેરેથી ઔષધિઓ વડે અમે તેને બચાવીએ છીએ ( ૨૮ )

---

# ઔષધિ

### ઔષધિઓની શક્તિઓ

આ સૂકતમાં ઔષધિઓનું વર્ણન કરતાં જે વિશેષ મહત્વની વાત કહી છે તે એ કે રોગનું મૂળ પાપમાં છે. જુઓ—

दुरितात् पारयामसि ( મં. ૭, ૧૯ )
तीक्ष्णशृंग्यः दुरितं व्युषन्तु । ( મં. ૯ )
सहस्रपर्ण्यो मृत्योर्मुञ्चन्त्वंहसः । ( મં. ૧૩ )

" આ ઔષધિઓ દુરિતનામ પાપરૂપી રોગ અથવા મૃત્યુથી બચાવે છે. " અહીં ' दुरित, अंहस्, मृत्यु ' આ શબ્દો પાપ, રોગ, મરણના વાચક છે. પાપથી રોગ થાય છે, અને રોગથી માણસ મરે છે. એટલે રોગ દુઃખ અને મૃત્યુ આ બધા પાપથી થાય છે. જો માણસ કાયા, વાચા, મન અને બુદ્ધિથી પાપ ન કરશે તો તેને કદિ રોગ થશે નહિ, કદિ દુઃખ થશે નહિ અને તેને મૃત્યુને પણ કદિ વશ થવું પડશે નહિ. મનુષ્યની પાપવૃત્તિ જ તેના નાશનું કારણ છે. મનુષ્ય શારીરિક પાપ કરી શરીર કષ્ટ ભોગે છે. વાચા વડે પાપ કરી વાણી વિષયક દુઃખ અનુભવે છે અને મનથી જે પાપ થાય તે કારણે મન દુઃખ ભોગવે છે. દુઃખ, કષ્ટ, રોગ અને મૃત્યુ ઓછાવત્તા ભેદથી એકજ અવસ્થાના જુદા નામો છે. માટે મૃત્યુમાંથી તરવાનો તાત્પર્યાર્થ દુઃખથી મુક્ત થવું, રોગમાંથી છુટવું અને મૃત્યુથી દૂર થવું એમજ થઇ શકે છે. વેદ અને ઉપનિષદોમાં આ વિષય ઘણીવાર આવ્યો છે તેથી તેનો વિચાર વાચકો તે રીતે કરે.

### પાપથી રોગ

આ સૂકતમાં કહ્યું છે કે ઔષધિઓ પાપથી બચાવે છે અને પાપથી બચવાના કારણે મનુષ્ય રોગમાંથી બચે છે અને તેનું પાપ સમૂળ દૂર થવાથી મનુષ્ય અંતે મૃત્યુથી પણ બચે

છે. વાચકો એમ ન માને કે ઔષધિ દ્વારા ફક્ત રોગની ચિકિત્સા થાય છે. યોગ્ય ઔષધિ સેવનથી શરીર, વાણી, અને મનની પાપપ્રવૃત્તિ દૂર થઇ જાય છે. રોગ દૂર કર્યો એટલે ચિકિત્સાનું કામ પુરૂં થયું એમ કોઇ માને તો તે તેની ભૂલ છે. વાસ્તવિક રોગ તો એક બાહ્યચિન્હ છે જેથી માણસની અંતઃપ્રવૃત્તિ જ્ઞાત થાય છે.

વાચકો અહિં પૂછશે કે ઔષધિ વડે પાપપ્રવૃત્તિઓ કેવી રીતે દૂર થાય છે? તે વિષે એટલું જ કહેવાનું કે સાત્વિક, રાજસ અને તામસ અન્ન સેવના કારણે મનુષ્યની તેવી પ્રવૃત્તિ બની જાય છે. ચોખા, દૂધ, ઘી વગેરે સાત્ત્વિક પદાર્થ ખાવાથી મનુષ્ય સાત્વિક બને છે, માંસ અને મદ્ય સેવન કરવાથી અને લસણડુંગળી, તેલમાં બનાવેલા તીખાં પદાર્થો એવું ભોજન કરવાથી તેની પ્રવૃત્તિ રાજસી અથવા તામસી બને છે. તે વિષે ભગવદ્‌ગીતાના નીચે આપેલા શ્લોક અહિં મનન કરવા લાયક છે.—

### ત્રણ પ્રકારનું ભોજન

आयुः सत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥ ८ ॥
कट्‌वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥
यातयामं गतरसं पूतिपर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियं ॥ १० ॥
( ભ ગી. અ. ૧૭ )

'આયુ, સત્ત્વ, બળ, આરોગ્ય સુખ અને રુચી એટલે સ્વાદ વધારનાર રસદાર, સ્નિગ્ધ, પૌષ્ટિક અને મનને પ્રસન્ન કરનારૂં ભોજન સાત્વિક લોકોને પ્રિય હોય છે. કડવું, ખાટું, ખારૂ, ગરમ, તીખું, રૂક્ષ અને પેટમાં અગન પેદા કરે એવું ભોજન રાજસ લોકોને પ્રિય હોય છે અને તે ભોજન દુઃખ, રોગ અને શોક ઉત્પન્ન કરે છે; ત્રણ કલાક તૈયાર થયા પછી પડી રહેલું, રસવગરનું, ગંદ આવનારૂં, હેઠુ, અપવિત્ર અન્ન તામસ લોકોને પ્રિય હોય છે.' એટલે એક અન્ન 'બળ, આયુ, આરોગ્ય અને સુખ વધારનારૂં છે, અને બીજું તે ઘટાડનારૂં છે. તેથી જે માણસ દીર્ઘજીવન ઇચ્છતો હોય તેણે યોગ્ય તેવું સાત્વિક ભોજન કરવું. એટલો વિચાર પ્રદર્શિત કરવા માટે જ પાપથી રોગ અને મૃત્યુ થાય છે અને સાત્વિક અન્નથી પાપવૃત્તિ હઠે છે વગેરે વાતો આ સૂકતમાં કહેલી છે. તેમજ—

### અમર્ત્ય ઔષધ

**व्रीहिर्यवश्च भेषजौ अमर्त्यौ ।** ( મં. ૨૦ )

'ચોખા અને જવ અમર થવાની દવાઓ છે' એમ કહ્યું છે. આ અત્યંત સાત્ત્વિક ભોજન છે. તેજ પ્રકારે સોમ નામનો જે અમૃતરસ છે તે પણ અમરત્વ આપે છે. એમ

**सोमो राजा अमृतं हविः ।** ( મં. ૨૦ )

આ મંત્રમાં તેમજ

**मधोः संभक्ता अमृतस्य भक्षः । घृतं अन्नं**
**गोपुरोगवं दुहृताम्** ( મં. ૧૨ )

'મધુરતાથી મિશ્રણ કરી અમૃતાન્ન, ઘીથી મિશ્રિત અન્ન અને ગોરસ આ શ્રેષ્ઠ અન્ન છે.'

આ પ્રકારે આ સૂકતમાં જે અનેકવાર ઉપદેશ આવ્યો છે તે એકે શ્રી ભગવદ્‌ગીતાના વચનો સાથે જોવા લાયક છે. માણસે તે પ્રમાણે સાત્વિક અન્ન ખાઇ દીર્ઘજીવન, આરોગ્ય અને સુખનો લહાવો લેવો.

જીવલા, જીવન્તી, અરુંધતી, રોહિણી, કૃષ્ણા, અસિકની વગેરે નામ ઔષધિનાવાચક છે.

૧ **जीवन्ती**– આ ઔષધિ દીર્ઘજીવન કરનારી છે કારણકે તેને ( **सर्व-दोष-घ्नः** ) સર્વ દોષ દૂર કરનારી એમ વૈદ્યકગ્રંથમાં કહ્યું છે. તેનું શાક પણ સારૂં થાય છે અને હિતકારક હોય છે.

૨ **कृष्णा**– આ નામ અનેક ઉત્તમોત્તમ વનસ્પતિઓનું છે, તે વિવિધ દવાઓમાં યોજાય છે.

૩ **जीवला**– આ નામ સિંહપીપ્પલીનું છે. આ ઔષધિ ઘણી આરોગ્યકારક છે.

તેમાંથી કેટલીક ઔષધિઓ દીર્ઘજીવન આપનારા પાકમાં વાપરાય છે. કેટલાક વૈદ્યકગ્રંથોમાં તેમનું વર્ણન છે. વાચકોએ અહીંનું વર્ણન ત્યાંની માહિતિ જોડે સરખાવવું.

સૂકતની અન્ય વાતો સરળ છે તેથી તેનું વધારે સ્પષ્ટીકરણ કરવાની કોઇ આવશ્યકતા નથી. વાચક આ પ્રકારે આ સૂકતનો વિચાર કરશે તો તેમને તેનો આશય સ્પષ્ટ સમજાશે

*

# પૃશ્નિપર્ણી

## કાંડ ૨, સૂક્ત ૨૫

( ऋषिः- चातनः । देवता- वनस्पतिः । )

शं नो॑ दे॒वी पृ॑श्निप॒र्ण्यशं॑ निर्ऋ॑त्या अकः । उ॒ग्रा हि क॑ण्व॒जम्भ॑नी॒ ताम॑भक्षि॒ सह॑स्वतीम् ॥ १ ॥

सह॑मा॒नेयं प्र॑थ॒मा पृ॑श्निप॒र्ण्य॑जायत । तया॒ऽहं दु॒र्णाम्नां॒ शिरो॑ वृश्चामि॒ शकु॑नेरिव ॥ २ ॥

अ॒राय॑मसृक्पा॒वानं॒ यश्च॑ स्फा॒तिं जिही॑र्षति । ग॒र्भा॒दं कण्वं॑ नाशय॒ पृश्नि॑प॒र्णि सह॑स्व च ॥ ३ ॥

गि॒रिमे॑नाँ आ वे॑शय॒ कण्वा॑न् जीवित॒योप॑नान् ।
तांस्त्वं दे॑वि पृश्निप॒र्ण्य॒ग्निरि॑वानु॒दह॑न्निहि ॥ ४ ॥

परा॑च एना॒न्प्र णु॑द॒ कण्वा॑न् जीवित॒योप॑नान् ।
तमां॑सि॒ यत्र॒ गच्छ॑न्ति॒ तत्क्र॒व्यादो॑ अजीगमम् ॥ ५ ॥

---

અર્થ— ( देवी पृश्निपर्णी नः शं ) પૃશ્નીપર્ણી ઔષધિ દિવ્ય છે તે અમારા માટે સુખ અને ( निर्ऋत्याः अ-शं ) રોગો માટે દુઃખ ( अकः ) કરે છે. ( हि उग्रा कण्व-जम्भनी ) કારણ કે તે પ્રચંડ રોગ બીજનાશક છે. ( सहस्वतीं तां अभाक्षि ) બલશાલી એવી તે ઔષધિનું હું સેવન કરૂં છું. [ ૧ ]

( इयं प्रथमा सहमाना पृश्निपर्णी अजायत ) આ પહેલી વિજયી પૃશ્નીપર્ણી પ્રગટ થઇ ચૂકી છે. ( तया दुर्णाम्नां शिरः वृश्चामि ) તે વનસ્પતિથી ખરાબ નામવાળા રોગોના માથા હું ચગદી નાખું છું ( शकुनेः इव ) જે પ્રકારે નાન્હા પંખીઓના માથા કાપે છે. [ ૨ ]

હે પૃશ્નિપર્ણી ! ( अ-रायं ) શોભા દૂર કરનારા ( असृक् पावानं ) લોહી પીનારા ( यः च स्फातिं जिहीर्षति ) જે પુષ્ટીને રોકે છે તેને તેમજ ( गर्भ अदं ) ગર્ભને ખાનારા ( कण्वं नाशय ) રોગબીજોનો નાશ કર અને ( सहस्व ) તેમને જીતી લે. [ ૩ ]

હે દેવી પૃશ્નીપર્ણી ઔષધિ તું ( एनान् जीवितयोपनान् ) આ જીવિતનો નાશ કરનારા ( कण्वान् ) રોગબીજોને ( गिरिं आवेशय ) પહાડ ઉપર લઇ જાવ અને ( त्वं तान् अग्नि इव अनुदहन् ) તું તેમને અગ્નિની જેમ બાળી નાખી ( इहि ) પ્રાપ્ત થા. [ ૪ ]

( एनान् जीवितयोपनन् ) આ જીવિતનો નાશ કરનારા ( कण्वान् पराचः प्रणुद ) રોગબીજોને નીચેના મોઢાથી ઢકેલી દે. ( यत्र तमांसि गच्छन्ति ) જ્યાં અંધારૂ હોય છે ( तत् ) ત્યાં ( क्रव्यादः अजीगमं ) માંસભક્ષક રોગોને પ્રાપ્ત કર્યા છે. [ ૫ ]

---

ભાવાર્થ— પૃશ્નિપર્ણી ઓષધિ મનુષ્યો સુખ દેનારી અને રોગોને સતાવે છે તે રોગબીજોને દૂર કરે છે. રોગોને નસાડે છે માટે તેનું સેવન કરવું જોઇએ. ( ૧ )

. આ કાર્ય માટે આજ ઔષધિ મુખ્ય છે, તેનાથી જાણે દુષ્ટ રોગનું માથું જ કપાઇ જાય છે. જે રોગો શરીરની શોભા કમી કરે છે, લોહી ઓછું કરે છે, પુષ્ટિનો નાશ કરે છે, ગર્ભને સુકાવે છે, તે રોગોનો પૃશ્નિપર્ણી નાશ કરે છે. ( ૩ )

જેમને આ રોગબીજો સતાવે છે તેમને ડુંગર ઉપર રહેવા જવું અને તેમની પાસેથી પૃશ્નીપર્ણીનું સેવન કરવું. તેથી તે પૃશ્નીપર્ણી રોગબીજોને બાળી નાખશે. ( ૪ )

પ્રાણનો નાશ કરનારા આ રોગબીજોને નીચેના રસ્તે દૂર કરો. જ્યાં અંધારૂ રહે છે ત્યાં જ લોહી અને માંસનો નાશ કરનારા આ રોગબીજો રહે છે. ( ૫ )

# પૃશ્નિપર્ણી

## પૃશ્નિપર્ણી

આ પૃશ્નિપર્ણીને ચિત્રપર્ણી કહે છે. બીજી ભાષાઓમાં તેને 'પીઠવન, પીતવન, પહાની' પણ કહે છે. તેના ગુણ આવા છે—

**त्रिदोषघ्नी वृष्योष्णा मधुरा सरा ।**
**हन्ति दाहज्वरश्वासरक्तातिसारतृड्वमीः ॥**

(ભાવ. પૂ. ૧ ભાગ ગુડૂ વર્ગ)

'આ પીઠવન ઔષધિ ત્રિદોષનાશક, બલવર્ધક, ઉષ્ણ, મધુર અને સારક છે. તેનાથી દાહજ્વર, શ્વાસ, રક્તાતિસાર તૃષ્ણ (તરસ) અને વમન (ઉલટી) દૂર થાય છે.' આ વનસ્પતિનું વર્ણન આ સૂક્તમાં કરેલું છે. આ સૂક્તમાં જે રોગોનો નાશ કરવા માટે આ ઔષધિનો ઉપયોગ કરવો એમ કહ્યું છે તેનું વર્ણન હવે જુઓ—

### રક્ત દોષ

આ સૂક્તમાં જો કે અનેક રોગમૂળોનું વર્ણન કર્યું છે તો પણ ઘણા ભાગે બધા રોગોનું મૂળ કારણ રક્ત દોષ છે. તે વિષે જુઓ—

**૧ असृक्-पावानं-** (**असृक्**) રક્તને (**पावानं**) જે પીએ છે એટલે જે રોગબીજો લોહી પીજાય છે. શરીરમાં લોહી કમી કરે છે રક્ત શુદ્ધીને હટાવે છે અને લોહીનું પ્રમાણ કમી કરે છે. (Animea) પાંડુરોગ જેવા રોગ કે જેમાં લોહીનું પ્રમાણ કમી થાય છે. (મં. ૩)

**૨ अ-रायं-** (**राय, रै**) નો અર્થ શ્રી, શોભા, કાંતિ, ઐશ્વર્ય એવો છે. શરીરની શોભા, શરીરનું સૌંદર્ય અહીં રાય શબ્દથી સૂચવેલ છે. તે આ રોગોના કારણે ઓછું થાય છે, દૂર થાય છે. શરીરમાં લોહી ઓછું થાય છે અને અશુદ્ધ હોવાથી આ પાંડુ રોગ વગેરેમાં શરીરની શોભા દૂર થઇ જાય છે અને શરીર મર્યા જેવું થાય છે. (મં. ૩)

**૩ स्फातिं जिहीर्षति-** પુષ્ટિને દૂર કરે છે. શરીરનું માંસ કમી કરે છે. શરીરને સુકાવે છે. શરીર નબળું પડે છે, શરીરનો ઘાટ સુંદરતા કમી થાય છે. એટલે શરીર ક્ષીણ બને છે. (મં. ૩)

**૪ गर्भादं (गर्भ-अदं)** ગર્ભને ખાનારો રોગ. માતાના ગર્ભમાં જ ગર્ભને ન વધવા દેનારો. સુકાવી નાખનારો, અશક્ત કરનારો અથવા ગર્ભને મારી નાખનારો રોગ હોય છે. (મં. ૩)

**૫ कण्वा-** જે રોગમાં રોગી અશક્તતાના કારણે (**कणति**) કણો છે, શબ્દ કરે છે, વેદનાથી શબ્દ કરે છે, હાય હાય કરે છે, અથવા બીજા પ્રકારે પોતાની અશક્તતા વ્યક્ત કરનારા શબ્દો કરે છે આ નામ રોગબીજોનું છે જેથી પહેલાં કહેલાં રોગો ઓળખાય છે. (મં. ૧, ૩-૫)

**६ निर्ऋतिः (ऋति)** સરળ વ્યવહાર, યોગ્ય, સત્ય રક્ષણનો માર્ગ (**निः ऋतिः**) વાંકુ ચાલવું. અયોગ્ય, અસત્ય ક્ષય (નાશ) નો માર્ગ. આ પ્રકારના વ્યવહારથી ઉપર કહેલા રોગ થાય છે. (મં. ૧)

**૭ दुर्नामा (दुः नामा)** દુષ્ટ કીર્તિવાળા રોગ એટલે જે રોગ દુષ્ટ વ્યવહારથી ઉત્પન્ન થાય છે. (મં. ૨)

આ સાત શબ્દ રોગોના લક્ષણો બતાવે છે. છેલ્લે (૬ **निर्ऋतिः ७ दुर्नामा**) આ બે શબ્દો રોગોત્પત્તિનું કારણ બતાવે છે. એટલે બ્રહ્મચર્યાદિ સારા નિયમોને પાલન ન કરવાથી તેમજ દુષ્ટ દુરાચારના વ્યવહાર કરવાથી રક્તદોષ થયા કરે છે અને પાંડુરોગ, ક્ષય વગેરે રોગ થાય છે. આ બે કારણો બતાવી આ સૂક્તે વાચકોને સાવધાન કર્યા છે. કે આ ઘાતક રોગોથી પોતાનો બચાવ કરજો. એટલે જે લોકો બ્રહ્મચર્ય વગેરે સારા નિયમોનું પાલન કરશે અને ધર્માચરણથી રહેશે તે આ રોગોથી બચી શકે છે.

### રોગનું પરિણામ

આ રોગોનું પરિણામ કેટલું ભયાનક હોય છે તે વાત અહીં કહી છે. જુઓ—

**जीवित-योपनः ।** (મં. ૪-૫)

"જીવિતોના નાશ કરનારા આ રોગો છે." લોહી બગાડી પાંડુરોગ ક્ષયરોગ, રક્તપિત્ત વગેરે રોગ થાય તો તેથી જીવિત નષ્ટ થવાનો સંભવ રહે છે. આ રોગ ઘણાં કષ્ટસાધ્ય છે માટે પોતે પોતાને બચાવવું જ યોગ્ય છે.

## ઉત્પત્તિ સ્થાન

આ રોગબીજોનું ઉત્પત્તિ સ્થાન પણ આ સૂક્તમાં સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે. જુઓ—

**तमांसि यत्र गच्छन्ति तत् क्रव्यादो अजीगमम् ।** ( મં. ૫ )

" જ્યાં અંધારું રહે છે એવા સ્થાનમાં માંસ અને લોહી ખાનારા આ રોગબીજો પ્રાપ્ત થાય છે. " જ્યાં હંમેશા અંધારું રહે છે, જ્યાં વાયુ પહોંચી શકતો નથી, જ્યાં સૂરજ પ્રકાશ જઈ શકતો નથી એવા અંધારા સ્થાનમાં આ રોગબીજોની ઉત્પત્તિ થાય છે અથવા એવા સ્થાનોમાં આ રોગબીજો રહે છે. એટલે જે લોક કાયમ અંધારામાં રહે છે, જેમના ઘરોમાં કાયમ અંધારું છે, હવા ઉજાશ અંદર આવી શકતી નથી, સૂરજનો પ્રકાશ પ્રવેશ કરી શકતો નથી એવા ઠેકાણે આ રોગબીજો રહે છે. અથવા એવા ઘરોમાં રહેનારાઓને આવા રોગો થાય છે. પણ જે લોક સ્વચ્છ હવા, ઉજાશવાળા મકાનમાં રહે છે, જ્યાં હવા હરેફરે છે, સૂરજનો પ્રકાશ ભરપૂર આવી શકે છે એવા ઘરોમાં આ રોગ કષ્ટ આપી શકતાં નથી. પ્રવેશ કરી શકતાં નથી. માટે પાંડુરોગ, ક્ષય વગેરે લોહી તેમજ માંસ કમી કરનારા રોગોથી બચવા સૂરજ પ્રકાશ અને શુદ્ધ ખુલ્લી હવા જ્યાં ભરપૂર છે એવા શુદ્ધ સ્થાનમાં રહેવું જોઈએ.

## બચાવનો રસ્તો

રોગ થયા પછી બચાવનો ઉપાય આ સૂક્તમાં કહ્યો છે તે હવે જુઓ—

**जीवितयोपनान् यनान् कण्वान् गिरिं आवेशय ।** ( મં. ૪ )

'જીવનનો નાશ કરનારા આ રોગોના બીજ જે રોગીઓમાં પ્રવેશ થએલા છે તેમને પહાડ ઉપર લઈ જાઓ. ' પ્રથમ વાત એમ કે આવા દર્દીઓને શુદ્ધ હવા મળવી જોઈએ તે માટે શુદ્ધ હવાવાળા ડુંગર ઉપર લઈ જાવ. આ સારામાં સારો ઉપાય છે. આ રોગીઓને શહેરમાં રહેવા દેતા નહિ પણ પહાડ ઉપર લઈ જાવ. કારણ કે રોગબીજો અંધારામાં શુદ્ધ વાયુ વગરના ઓરડામાં ભરાઈ રહે છે, સૂરજ પ્રકાશ વગરના ઠેકાણે નિર્માણ થાય છે. તેથી તે રોગબીજોનો નાશ પણ તેવા સ્થાને થવો મુશ્કેલ છે, કે જ્યાં શુદ્ધ હવા ઉજાશ, ભરપુર પ્રકાશ ન હોય. શહેરોમાં મકાન પાસે પાસે હોવાના કારણે ત્યાંની હવા યોગ્ય હોતી નથી. તેથી દર્દીને પહાડ ઉપર લઈ જવું જ શ્રેયસ્કર છે. આ મંત્રમાં પ્રાણનાશક રોગોને ( **जीवितयोपन कण्व** ) રોગબીજોને પહાડ ઉપર લઈ જવા કહ્યું. તેનો અર્થ તે રોગબીજવાળા રોગ થએલા રોગીઓને પહાડ ઉપર લઈ જવા. કારણ આગળના મંત્રમાં રોગી માટે ઔષધિપ્રયોગ પણ કહ્યો છે. જુઓ—

**देवि पृश्निपर्णि ! त्वं तान् अग्निः इव अनुदहन् इहि ।** ( મં. ૪ )

" આ દિવ્ય ઔષધિ પીઠવન તે રોગબીજોને અગનની જેમ બાળી નાખી પ્રાપ્ત થશે. " એટલે પહાડપર ઉપર કહેલા રોગીને આ ઔષધિનું સેવન કરાવવાથી તેની અંદર પ્રવેશેલા રોગબીજો બળી જશે અને રોગબીજ દૂર થવાથી રોગી આરોગ્યપૂર્ણ થશે. કારણ કે—

**इयं प्रथमा पृश्निपर्णी सहमाना अजायत ।** ( મં. ૨ )

' આ પહેલી પીઠવન વિજયી થાય છે. ' અથવા રોગ ઉપર વિજય પ્રાપ્ત કરવા માટે બધાથી પહેલાં ( **प्रथमा** ) મુખ્ય ઔષધિ છે. તેના સેવનથી નિઃસંદેહ વિજય પ્રાપ્ત થશે અને રોગબીજ દૂર થશે.

**कण्वजम्भनी उग्रा हि तां सहस्वतीं अभक्षि ।** (મં. ૧)

" આ લોહી સુકાવનાર રોગનો નાશ કરનારી અત્યંત પ્રચંડ ઔષધિ છે. તેનું સેવન ( **सहस्वती** ) વીર્યયુક્ત અથવા બલયુક્ત અવસ્થામાં કરવું જ યોગ્ય છે. " તે કારણે પણ રોગીને પહાડ ઉપર રહેવું આવશ્યક છે. કારણ યોગ્ય સમયે ત્યાં તાજી વનસ્પતિ પહાડ ઉપરથી કાઢી તેનું તત્કાલ સેવન કરાવી શકાય છે. ત્યાંથી વનસ્પતિ ઉખેડી શહેરમાં લાવતાં સુધી તો તે રસહીન બની જશે.

**देवी पृश्निपर्णी नः शं निर्ऋत्या अ-शं अकः ।** (મં. ૧)

" આ દિવ્ય ઔષધિ પીઠવન મનુષ્યને સુખ આપનારી અને રોગોને રોગબીજોને દુઃખ આપશે. એટલે રોગો જડમૂળથી દૂર થશે. તેમજ—

**तया अहं दुर्णाम्नां शिरः वृश्चामि ।** ( મં. ૨ )

" આ ઔષધિથી હું આ દુષ્ટ રોગોનો નાશ કરું છું. " જાણે તેમના માથા કાપી નાખું છું જેથી તે રોગબીજો ફરી માથું ઉંચું કરી શકે નહિ.

*जीवितयोपनान् कण्वान् पनान् पराचः प्रणुद।* ( मं. ५ )

" જીવિતરનો નાશ કરનારા તે રોગબીજોને નીચલે રસ્તે ઢકેલી દો. " નીચે મોઢું કરી દૂર કરવાનો અર્થ શૌચશુદ્ધિ દ્વારા દૂર કરવા એમ છે. પીઠવનમાં મળ શુદ્ધિ કરવાનો ગુણ છે. ઉપર કહેલા રોગબીજો નષ્ટ કરી તેમને મળ દ્વારથી દૂર કરે છે. એવો આ વનસ્પતિનો ગુણ છે.

પૃશ્નિપર્ણીનું સેવન કરવાથી રક્તદોષ દૂર થાય છે, શરીરમાં લોહી વધે છે. શરીર પુષ્ટ થવા લાગે છે. શરીર ઉપર તેજ આવે છે, ગર્ભની કૃશતા દૂર થઇ ગર્ભ વધવા લાગે છે અને બીજા ઘણાં લાભ થાય છે. તેના સેવનનો વિધિ જ્ઞાની વૈદ્યો પાસેથી જાણી લેવો.

વેદમાં જ્યાં જુઓ ત્યાં એક ઔષધિપ્રયોગ ( Single drug system ) જ આપ્યો છે. એટલે એક જ ઔષધિનું સેવન કરવું બીજી ઘણી દવાઓ ભેગી કરી તે લેવી એવો ઉલ્લેખ નથી. સેવન માટે પણ પાણીમાં ઘોઇ અથવા કદાચ ખડીસાકર જોડે મેળવી લેવાની વાત છે. પણ એકી વખતે રોગી માટે એકજ ઔષધિ સેવન કરાવવી. શુદ્ધ પાણી, શુદ્ધ વાયુ, શુદ્ધ સ્થલ અને સૂરજ પ્રકાશ વગેરે નિસર્ગ દેવતાઓથી જ સહાયતા પ્રાપ્ત કરવા કહેલું છે. એ વૈદિક ચિકિત્સા પદ્ધતીની વિશિષ્ટતા ધ્યાનમાં આવે છે. માટે જે વાચકો ઉપર કહેલા રોગોમાં પીઠવનનો ઉપયોગ કરી લાભ લેવા ઇચ્છે તેઓ એ જ્ઞાની વૈદ્યની દેખરેખ હેઠળ તેનો પ્રયોગ કરી અવશ્ય લાભ લેવો.

---

# અપામાર્ગ ઔષધિ

## કાંડ ૭, સૂક્ત ૬૫

( ऋषिः- शुक्रः । देवता- अपामार्गवीरुत् । )

प्रतीचीनफलो हि त्वमपामार्ग रुरोहिथ । सर्वान्मच्छपथाँ अधि वरीयो यावया इतः ॥ १ ॥
यद्दुष्कृतं यच्छमलं यद्वा चेरिम पापया । त्वया तद्विश्वतोमुखापामार्गाप मृज्महे ॥ २ ॥
श्यावदता कुनखिना बण्डेन यत्सहासिम । अपामार्ग त्वया वयं सर्वं तदप मृज्महे ॥ ३ ॥

---

અર્થ— હે ( **अपामार्ग** ) અપામાર્ગ ઔષધિ ! ( **त्वं प्रतीचीनफलः हि रुरोहिथ** ) તું ઉંધું મોઢું રાખી ફળ યુક્ત થઇ ઉગે છે. તેથી ( **मत् सर्वान् शपथान्** ) મારાથી બધા શાપોને ( **इतः वरीयः अधियावय** ) અહીંથી દૂર હટાવી દે. [ ૧ ]

( **यत् दुष्कृतं** ) જે પાપ ( **यत् शमलं** ) જે દોષ અથવા કલંક મેં કર્યો હશે અથવા ( **यत् वा पापया चेरिम** ) જે પાપીની સાથે વ્યવહાર કર્યો હશે, હે ( **विश्वतो-मुख अपामार्ग** ) સર્વતોમુખ ( બધે જ ઉગનાર-ખીલનાર. ) અપામાર્ગ ( અધેડા-સંઘેડા ) ! ( **त्वया तत् अप मृज्महे** ) તારાથી તેમને અમે દૂર કરીએ છીએ. [ ૨ ]

( **यत् श्यावदता** ) કાળા દાંતવાળા ( **कुनखिना** ) જે ખરાબ નખવાળા ( **बण्डेन सह आसिम** ) વિરૂપ ( કદરૂપો ) ની સાથે અમે બેસીએ છીએ, હે અપામાર્ગ ! ( **तत् सर्वं वयं त्वया अपमृज्महे** ) તે બધા દોષ અમે તારાથી દૂર કરીએ છીએ. [ ૩ ]

---

ભાવાર્થ -- અપામાર્ગ ઔષધીના ફળ ઉલટી દિશામાં વધે છે, માટે તે વનસ્પતિથી ઉલટા આચરણના કારણે થએલા બધા રોગ-દોષ દૂર થાય છે. દુરાચાર પાપ, દોષ, પાપીનો સહેવાસ, દાંતની ખરાબી, ખરાબ નખ તેમજ રક્તદોષીનો સહેવાસ આ પોતાના આચરણ અથવા સંગતિથી આવેલા દોષ અપામાર્ગના પ્રયોગથી દૂર થાય છે. ( ૧-૩ )

વૈદ્યોએ આ સૂક્તનો વિચાર કરવો જોઇએ. દંતદોષ અપામાર્ગનું દાતણ કરવાથી દૂર થાય છે, એવો અનુભવ છે. વાચકો પણ તેવો અનુભવ લઇ શકે છે. અપામાર્ગ ઔષધિ દોષનિવારક છે તો પણ જુદા જુદા રોગો ઉપર તેનો ઉપયોગ કેવી રીતે કરવો તે એક સંશોધનનો વિષય છે. મહારાષ્ટ્રમાં ખાસ કરી ઋષિપંચમી ( ભાદરવા સુદિ ૫ ) વ્રતમાં અપામાર્ગની લાકડીથી દાંત ઘસે છે. એ પ્રથા આજદિન સુધી ચાલુ છે. ઘણા ભાગે આ વ્રતનું પાલન સ્ત્રીઓ કરે છે. તો પણ આ મંત્રમાં દંતરોગ દૂર કરવાનો અપામાર્ગનો પ્રયોગ કહ્યો છે અને તેવી પ્રથા પણ છે. તેથી તેની વધારે શોધખોળ થવી જરૂરી છે.

# અપામાર્ગ ઔષધિ

## કાંડ ૪, સૂક્ત ૧૭

( ऋषिः– शुक्रः । देवता– अपामार्गो वनस्पतिः । )

ईशानां त्वा भेषजानामुज्जेष आ रभामहे । चक्रे सहस्रवीर्यं सर्वस्मा ओषधे त्वा ॥ १ ॥
सत्यजितं शपथयावनीं सहमानां पुनःसराम् । सर्वाः समह्व्योषधीरितो नः पारयादिति ॥ २ ॥
या शशाप शपनेन याघं मूरमादधे । या रसस्य हरणाय जातमारेभे तोकमत्तु सा ॥ ३ ॥
यां ते चक्रुरामे पात्रे यां चक्रुर्नीललोहिते ।
आमे मांसे कृत्यां यां चक्रुस्तया कृत्याकृतो जहि ॥ ४ ॥
दौष्वप्न्यं दौर्जीवित्यं रक्षो अभ्वमराय्यः ।
दुर्णाम्नीः सर्वा दुर्वाचस्ता अस्मन्नाशयामसि ॥ ५ ॥

---

**અર્થ**— હે ઔષધે ! ( **भेषजां ईशानां त्वा उत् जेषे आ रभामहे** ) ઔષધિઓમાં તને વિશેષ સામર્થ્યશાળી તૂં ઔષધી જયશાલી બને તે માટે આ પ્રયોગોનો આરંભ કરૂં છું ( **सर्वस्मै त्वा सहस्रवीर्यं चक्रे** ) બધા રોગોને નિવારણ કરવા માટે તને હજારો વીર્યથી યુક્ત કરૂં છું. [ ૧ ]

( **सत्यजितं** ) ખાત્રીથી જીતનારી ( **शपथ-यावनीं** ) આક્રોશ દૂર કરનારી ( **सहमानां** ) રોગનો પરાજય કરનારી ( **पुनः सरां** ) વિશેષકરી સારક અને વિરેચક ગુણથી યુક્ત આ પ્રકારની ( **सर्वाः ओषधीः समह्वि** ) બધી ઔષધિઓ પ્રાપ્ત કરૂં છું. ( **इतः नः पारयात्** ) આ રોગોની અમને પાર કર. ( ૨ )

( **या शपनेन शशाप** ) જે આક્રોશથી દુષ્ટ શબ્દો બોલે છે, ( **या मूरं अघं आदधे** ) જે મૂર્ખતા આપનારૂં પાપ ધારણ કરે છે, ( **या रसस्य हरणाय** ) જે સારરૂપ રસનું હરણ કરવા માટે ( **जातं आरेभे** ) નવા જન્મેલા બાળકોને પણ પકડે છે. ( **सा तोकं अत्तु** ) તે બીમારી· સંતતીને ખાઇ જાય છે. [ ૩ ]

( **यां ते आमे पात्रे चक्रुः** ) જે હિંસકપ્રયોગને તારા માટે કાચા માટીના વાસણમાં બનાવું છું. ( **यां नील-लोहिते** ) જેને ભૂરો અને લાલ થાય ત્યાં સુધી ચઢાવવામાં આવે છે તેમજ, ( **आमे मांसे** ) કાચા માંસમાં ( **यां कृत्यां चक्रुः** ) જે હિંસક પ્રયોગ કરાય છે ( **तया कृत्याकृतः जहि** ) તેના વડે તે હિંસા કરનારાઓનો જ નાશ કર. [ ૪ ]

( **दौष्वप्न्यं दौर्जीवित्यं** ) ખરાબ સ્વપ્ન આવવા, દુઃખદાયક જીવન બનવું, ( **रक्षः अ-भ्वं अराय्यः** ) રોગ-કૃમિઓનુ નિર્બલતાકારક, નિસ્તેજતાને વધારનારો જે રોગ છે તેમજ ( **दुः-नाम्नीः सर्वाः दुर्वाचः** ) દુષ્ટ નામોવાળી બવાસીર અને તેના સંબંધથી થનારા બીજા ખરાબ રોગો આ બધા ( **असत् नाशयामसि** ) અમારાથી નાશ પામે. [ ૫ ]

---

**ભાવાર્થ**— ઔષધિઓમાં વિશેષ તાકાતવાળી ઔષધિઓ છે અને બીજી ઔષધિઓ પ્રયોગ વિશેષથી સામર્થ્યશાળી બનાવવામાં આવે છે. ( ૧ )

ખાત્રીથી રોગ દૂર કરનારી, રોગીનો આક્રોશ દૂર કરનારી, રોગીની સહન શક્તિ વધારનારી, રેચક ગુણથી યુક્ત, ઔષધિઓ હોય છે જેમની મદદથી અમે રોગોથી મુક્ત થઇએ છીએ. ( ૨ )

કેટલાક રોગોમાં રોગી ચીસો પાડે છે, કેટલાકમાં તે બેહોશ બની જાય છે, કેટલાકમાં તેનું લોહી ક્ષીણ બને છે, કેટલાક રોગો તો નૂતન જન્મેલા બાળકોને થાય છે, અને તેનો પણ નાશ કરે છે. ( ૩ )

જે હિંસક પ્રયોગ કાચા માટીના વાસણમાં, અથવા કાચા ઘડામાં બનાવવામાં આવે છે, તે હિંસક પ્રયોગોથી તે હિંસક લોકોનો જ નાશ થાય છે ;( ૪ )

ખરાબ સ્વપ્ન, જીવનની ઉદાસીનતા, નિસ્તેજતા અને ક્ષીણતા, બવાસીર ચિડચિડ સ્વભાવ આ બધું જ આ ઔષધિથી દૂર થાય છે. ( ૫ )

क्षुधामारं तृष्णामारमगोतामनपत्यताम् । अपामार्ग त्वया वयं सर्वं तदप मृज्महे ॥ ६ ॥
तृष्णामारं क्षुधामारमथो अक्षपराजयम् । अपामार्ग त्वया वयं सर्वं तदप मृज्महे ॥ ७ ॥
अपामार्ग ओषधीनां सर्वासामेक इद्वशी । तेन ते मृज्म आस्थितमथ त्वमगदश्चर ॥ ८ ॥

**અર્થ**— ( **क्षुधामारं तृष्णामारं** ) ભૂકથી મરવું, તરસથી મરવું ( **अ-गो-तां अन्-अपत्यतां** ) ઇન્દ્રિયના અથવા વાણીના દોષ, સંતાન ન હોય અથવા નપુંસકતા, હે ( **अपामार्ग** ) અઘેડો ઔષધિ ! ( **त्वया तत् सर्वं वयं अप मृज्महे** ) તે બધા દોષ તારી મદદથી અમે દૂર કરીએ છીએ. [ ૬ ]

( **तृष्णामारं क्षुधामारं** ) તરસથી મરવું, ભૂખથી મરવું તેમજ ( **अक्षपराजयं** ) ઇન્દ્રિયોનો નાશ થવો, ( **अपामार्ग** ) હે અપામાર્ગ ( અઘેડો ) ઔષધિ ( **सर्वं तत् त्वया वयं अप मृज्महे** ) તે બધા દોષ તારી મદદથી અમે દૂર કરીએ છીએ. [ ૭ ]

હે અપામાર્ગ ઔષધિ ! તું ( **सर्वासां ओषधीनां एकः वशी इत्** ) બધી ઔષધિઓને કાબુમાં રાખનારી એકજ ઔષધી આ ખાત્રીલાયક છે. ( **तेन ते आस्थितं** ) તે વડે તારા શરીરમાં રહેલા રોગને અમે ( **मृज्मः** ) દૂર કરીએ છીએ. હે રોગી ( **अथ त्वं अगदः चर** ) હવે તું નિરોગી બની ચાલ્યો જા. [ ૮ ]

**ભાવાર્થ**— ઘણી ભૂખ અથવા પુષ્કળ તરસ લાગવી, ઇન્દ્રિયના દોષ, વાંઝિયાપણું વગેરે બધું અપામાર્ગ ( અઘેડો ) ઔષધિના પ્રયોગથી દૂર થાય છે. ( ૬ )

ભસ્મકરોગ, અને તરસ લાગનારો રોગ, તેમજ ઇન્દ્રિયોની દુર્બલતા, અપામાર્ગ ઔષધિ પ્રયોગથી દૂર થઈ જાય છે ( ૭ )

અપામાર્ગ ઔષધિ બધી ઔષધીઓમાં જાણે કાબુમાં રાખનારી ઔષધી છે શરીરના બધા રોગો તેનાથી દૂર થાય છે અને મનુષ્ય તેના સેવનથી નિરોગી બની હરે ફરે છે. ( ૮ )

# અપામાર્ગ ઔષધિ

## કાંડ ૪, સૂક્ત ૧૮

( ऋषिः- शुक्रः । देवता - अपामार्गो वनस्पतिः । )

समं ज्योतिः सूर्येणाह्ना रात्री समावती । कृणोमि सत्यमूतयेऽरसाः सन्तु कृत्वरीः ॥ १ ॥
यो देवाः कृत्यां कृत्वा हरादविदुषो गृहम् । वत्सो धारुरिव मातरं तं प्रत्यगुप पद्यताम् ॥ २ ॥

**અર્થ**— ( **सूर्येण समं ज्योतिः** ) સૂરજની સમાન જ્યોતિ છે અને ( **अह्ना समावती रात्री** ) દિવસની જેમ રાત્રી છે. બધા ( **कृत्वरीः अरसाः सन्तु** ) વિનાશક વાતો રસહીન બની જાય. ( **सत्यं ऊतये कृणोमि** ) સત્યને હું રક્ષણ માટે કરું છું. [ ૧ ]

હે ( **देवाः** ) દેવો ! ( **यः कृत्यां कृत्वा अ-विदुषः गृहं हरात्** ) હિંસક પ્રયોગ કરી અજ્ઞાનીના ઘરનું હરણ કરાય છે, ( **धारुः वत्सः मातरं इव** ) દૂધ પીનારું બાળક પોતાની માતાની પાસે જાય તેમ, તે હિંસક વિધિ ( **तं प्रत्यक् उपपद्यतां** ) તેની પાસે જ પાછો ફરી આવે છે. [ ૨ ]

**ભાવાર્થ**— બધા વિનાશક પ્રયત્નો અસફળ બની જાય ખાત્રીથી બધાનું રક્ષણ થઇ શકે છે. જુઓ સૂરજની સત્યજ્યોતિ આકાશમાં ચમકે છે જેથી દિવસે પ્રકાશ પ્રસરે છે, તેજ પ્રકારે સત્યની ઉન્નતિ થશે. ( ૧ )

જે ઘાતકી પ્રયોગ કરે છે, અને તેથી બીજાના ઘરદારોનો નાશ કરે છે તે પ્રયત્નો પાછા ફરી તે ઘાતકી લોકો પાસે જઇ તેમનો જ નાશ કરે ( ૨ )

अमा कृत्वा पाप्मानं यस्तेनान्यं जिघांसति । अश्मानस्तस्यां दुग्धायां बहुलाः फट् करिक्रति॥ ३ ॥
सहस्रधामन्विशिखान्विग्रीवाञ्छायया त्वम् । प्रति स्म चक्रुषे कृत्यां प्रियां प्रियावते हर ॥ ४ ॥
अनयाहमोषध्या सर्वाः कृत्या अदूदुषम् । यां क्षेत्रे चक्रुर्यां गोषु यां वा ते पुरुषेषु ॥ ५ ॥
यश्चकार न शशाक कर्तुं शश्रे पादमङ्गुरिम् । चकार भद्रमस्मभ्यमात्मने तपनं तु सः ॥ ६ ॥
अपामार्गोऽप मार्ष्टु क्षेत्रियं शपथश्च यः । अपाह यातुधानीरप सर्वा अराय्यः ॥ ७ ॥
अपमृज्य यातुधानानप सर्वा अराय्यः । अपामार्ग त्वया वयं सर्वं तदप मृज्महे ॥ ८ ॥

---

અર્થ— ( यः पाप्मानं कृत्वा ) જે પાપ કરી ( तेन अमा अन्यं जिघांसति ) તેની સાથે બીજાને મારવા ઇચ્છે, ( तस्यां दग्धायां ) તે બળી ગયા પછી ( बहुलाः अश्मानः फट् करिक्रति ) ઘણા પત્થર ફટ શબ્દ કરશે એટલે નાશ કરશે. [ ૩ ]

હે ( सहस्रधामन् ) હજાર ધરવાળા ( त्वं विशिखान् विग्रीवान् शायय ) તું શિખાવગરના અને ડોકવગરના કરનારાઓને સુવડાવી દે. ( प्रियां कृत्यां चक्रुषे–प्रियावते ) પ્રિયકૃત્ય કરનારા પ્રિયની પાસે ( प्रतिहरस्व ) પહોંચ્યો છે. [ ૪ ]

( अनया ओषध्या सर्वाः कृत्याः अदूदुषम् ) આ ઔષધિથી બધા દુષ્ટ કૃત્યોનો નાશ કરું છું. ( यां क्षेत्रे चक्रुः ) જે ખેતરમાં કર્યું હોય, ( यां गोषु ) જે ગાયોમાં અને ( या वा ते पुरुषेषु ) જે તારા પુરુષોમાં કર્યું હશે. [ ૫ ]

( यः चकारः ) જે કરતો હતો પરંતુ ( कर्तुं न शशाक ) પણ પુરું કાપી શક્યો નહિ. ( पादं अंगुरिं शश्रे ) પગ, આંગળીઓ વગેરે તોડી નાખ્યા, ( अस्मभ्यं भद्रं चकार ) અમારા માટે તેણે કલ્યાણ કર્યું પરંતુ ( सः आत्मने तपनं ) તેણે પોતાના માટે પીડા વહોરી લીધી. [ ૬ ]

( अपामार्गः क्षेत्रियं यः शपथः च अपमार्ष्टु ) અપામાર્ગ ઔષધિ ક્ષેત્રિયરોગ તે અને જે દુર્વચન બોલવાનો સ્વભાવ છે તેને દૂર કરે છે. ( अहं सर्वाः यातुधानीः अराय्यः अप ) અને બધી પીડા કરનારાઓની નિસ્તેજતા દૂર કરે. [ ૭ ]

( यातुधानान् अपमृज्य ) યાતના આપનારાઓને દૂર કરી તેમજ ( सर्वाः अराय्यः अप ) બધી નિસ્તેજતા દૂર કરી, હે ( अपामार्ग ) અઘેડો વનસ્પતિ ( त्वया वयं तत् सर्वं अपमृज्महे ) તારા યોગથી અમે તે બધા કષ્ટ દૂર કરીએ છીએ. [ ૮ ]

---

**ભાવાર્થ**— જે પોતે પાપકર્મ કરી તે વડે બીજાનો પણ સાથે નાશ કરવા ઇચ્છે છે, તે પ્રયત્નો તે પાપીનો પોતે જ નાશ કરશે જેમ તપેલા પથરા પોતે જ ફાટી જાય છે. ( ૩ )

જે બીજાના ગળા કાપવા અને ચોટલી કાપવી વગેરે ઘાતક પ્રકાર કરનારા હોય છે તેમનો નાશ કર અને પ્રિય કાર્ય કરનારા તે પ્રેમીની પાસે પહોંચી જા. ( ૪ )

આ ઔષધીથી બધા નાશક દુષ્ટ રોગો દૂર થઇ જાય છે. ખેતરોમાં ગાય વગેરે પશુઓમાં, મનુષ્યોમાં થનારા બધા દોષ તેથી દૂર થાય છે. ( ૫ )

જે બીજાનો નાશ કરવા ઇચ્છે છે પણ કરી શકતો નથી તેથી તેના કેટલાક અવયવોનો જ નાશ કરે છે, અથવા થોડું નુકસાન કરે છે, તેણે પોતાનું જ નુકસાન કર્યું છે. અમારું તો કલ્યાણ જ તેનાથી થયું છે. ( ૬ )

અપામાર્ગ ઔષધીથી માતાપિતાથી પ્રાપ્ત થયેલા આનુવંશિકરોગ, ચિડીયલ સ્વભાવ, જેમાં રોની ચાસો પાડે છે, જેમાં પુષ્કળ યાતના, કષ્ટ, પીડા થાય છે, શરીર તેજહીન બને છે તે બધા દોષ દૂર થાય છે. ( ૭ )

યાતના વધારનારા અને તેજનો નાશ કરનારા દોષ અપામાર્ગ ઔષધીના પ્રયોગથી અમે દૂર કરીએ છીએ. ( ૮ )

# અપામાર્ગ ઔષધિ

### કાંડ, ૪, સૂકત ૧૯

( ऋषिः- शुक्रः । देवता- अपामार्गो वनस्पतिः । )

उतो अस्यबन्धुकृदुतो असि नु जामिकृत् ।
उतो कृत्याकृतः प्रजां नडमिवा छिन्धि वार्षिकम् ॥ १ ॥
ब्राह्मणेन पर्युक्तासि कण्वेन नार्षदेन ।
सेनेवैषि त्विषीमती न तत्र भयमस्ति यत्र प्राप्नोष्योषधे ॥ २ ॥
अग्रमेष्योषधीनां ज्योतिषेवाभिदीपयन् । उत त्रातासि पाकस्याथो हन्तासि रक्षसः ॥ ३ ॥
यददो देवा असुरांस्त्वयाग्रे निरकुर्वत । ततस्त्वमध्योषधेऽपामार्गो अजायथाः ॥ ४ ॥
विभिन्दती शतशाखा विभिन्दन्नाम ते पिता ।
प्रत्यग्वि भिन्धि त्वं तं यो अस्माँ अभिदासति ॥ ५ ॥

---

અર્થ— ( उतो अबन्धुकृत् असि ) જો તું શત્રુ બનાવનારો હોય અથવા ( उतो नु जामिकृत् असि ) બંધુ બનાવનારો હોય, તું ( उतो कृत्याकृतः प्रजां ) હિંસાકર્મ કરનારા સંતાનોને ( वार्षिकं नडं इव आछिंधि ) વરસાદના કારણે ઉત્પન્ન થનારા ઘાસની જેમ દૂર કર. [ ૧ ]

( नार्‌-सदेन कण्वेन ब्राह्मणेन ) માણસોની પરિષદમાં બેસનારા વિદ્વાન્ બ્રાહ્મણોએ ( परि उक्ता असि ) તારું વર્ણન કર્યું છે. હે ( ओषधे ) ઔષધિ તું ( त्विषीमती सेना इव एषि ) તેજસ્વી લશ્કરની જેમ રોગરૂપી શત્રુ ઉપર હુમલો કરે છે, ( यत्र प्राप्नोषि ) જ્યાં તું પ્રાપ્ત થાય છે ( तत्र भयं न अस्ति ) ત્યાં ભય રહેતો નથી. [ ૨ ]

( ज्योतिषा इव अभिदीपयन् ) તેજથી પ્રકાશિત કરતી ( ओषधीनां अग्रं एषि ) બીજી બધી ઔષધિની આગળ તું જાય છે. ( उत पाकस्य त्राता असि ) અને પરિપકવનું રક્ષણ અને ( रक्षसः हन्ता असि ) રોગબીજોનો નાશક તું છે. [ ૩ ]

( अदः यत् अग्रे त्वया देवाः ) તે જે પહેલા તારી સાથે રહેવાથી દેવોએ ( असुरान् निरकुर्वन् ) અસુરોને દૂર કર્યા હતા, હે ( ओषधे ) ઔષધિ ! ( ततः त्वं अपामार्गः अजायथाः ) ત્યારથી તું અપામાર્ગ નામની ઔષધિરૂપમાં પ્રકટ થઇ છે. [ ૪ ]

તું ( शतशाखा विभिन्दती ) સેંકડો શાખામાં પ્રસરી રોગોનું ભેદન કરે છે, ( विभिन्दन् नाम ते पिता ) વિભેદન કરનારો તારો પિતા છે, ( यः अस्मान् अभिदासति ) જે અમારો નાશ કરે છે ( त्वं तं प्रत्यक् विभिन्धि ) તું તેને દરેક પ્રકારથી નષ્ટ કર. [ ૫ ]

---

ભાવાર્થ— તું પોતે શત્રુ અથવા મિત્ર બનનારો હો, પણ આપણા સમાજમાંથી ઘાતક કર્મ કરનારાઓને દૂર કર ( ૧ )

મોટી પરીષદમાં બેસનારા વિદ્વાન્ પંડિતોનો મત છે કે આ ઔષધિ રોગોનો પૂર્ણનાશ કરે છે, અને જ્યાં જાય છે ત્યાં રોગનું ભય શેષ પણ રહેતો નથી. ( ૨ )

આ તેજસ્વી ઔષધિ વનસ્પતિઓમાં મુખ્ય છે, આ શુભગુણોની રક્ષક અને રોગબીજોની નાશક છે. ( ૩ )

જે બળથી દેવોએ અસુરોને દૂર હટાવ્યા હતા તે બળ સાથે લઇ આ અપામાર્ગ ઔષધિ ઉત્પન્ન થઇ છે. ( ૪ )

આ ઔષધિ અનેક પ્રકારે રોગોને દૂર કરે છે માટે જે રોગો અમારો નાશ કરે તેમને આ ઔષધિથી દૂર કરવામાં આવે. ( ૫ )

*

असद्भूम्याः समभवत्तद्यामेति महद्व्यचः । तद्वै ततो विधूपायत्प्रत्यक्कर्तारमृच्छतु ॥ ६ ॥
प्रत्यङ् हि संबभूविथ प्रतीचीनफलस्त्वम् । सर्वान्मच्छपथाँ अधि वरीयो यावया वधम् ॥ ७ ॥
शतेन मा परि पाहि सहस्रेणाभि रक्ष मा । इन्द्रस्ते वीरुधां पत उग्र ओज्मानमा दधत् ॥ ८ ॥

---

અર્થ— ( **असत् भूम्याः समभवत्** ) અસત્યરૂપ દુષ્ટતા ભૂમિથી ઉત્પન્ન થએલી તો પણ તે ( **तत् महत् व्यचः द्यां एति** ) ઘણો વિસ્તૃત બની આકાશ સુધી પ્રસરે છે. ( **ततः तत् वै कर्तारं विधूपायत्** ) ત્યાંથી તું નિશ્ચયપૂર્વક કર્તાને જ સંતપ્ત કરતો ( **प्रत्यक् ऋच्छतु** ) તેની પાસે જ પાછો પહોંચી જાય છે. [ ૬ ]

( **त्वं हि प्रत्यङ् प्रतीचीनफलः संबभूविथ** ) તું જ પ્રત્યક્ષ ઉલટું ફળ આપનારો પ્રગટ થયો છે, માટે ( **मत् सर्वान् शपथान्** ) મારાથી બધા દુષ્ટ ખરાબ વચનોને અને ( **वरीयः वधं अधियावय** ) ઉપર ઉઠનારા શસ્ત્રોને દૂર કર. [ ૭ ]

( **शतेन मा परिपाहि** ) સો ઉપાયથી મારું રક્ષણ કર અને ( **सहस्रेण मा अधिरक्ष** ) હજારો પ્રયત્નો વડે મારું રક્ષણ કર. હે ( **वीरुधां पते** ) ઔષધિઓના સ્વામી! ( *उग्रः इंद्रः ते ओज्मानं आदधत्* ) ઉગ્રવીર ઇન્દ્ર તારી અંદર પરાક્રમની શક્તિ ધારણ કરે. [ ૮ ]

---

ભાવાર્થ— ભૂમિ ઉપર થોડું પણ અસત્ય ઉત્પન્ન થાય તો પણ તે ત્વરીત બધે જ પ્રસરે છે અને પાછું ફરી કર્તાનો પણ નાશ કરે છે ( ૬ )

આ ઔષધિમાં દોષોને ઉલટા કરવાનો ગુણ છે માટે દુર્ભાષણ અને જે પણ વિનાશક દોષો છે તેમને આ ઔષધિ વડે દૂર કરવામાં આવે. ( ૭ )

સેંકડો અને હજારો પ્રકારે આ વનસ્પતિ રક્ષણ કરે છે કારણ કે તેમાં ઇન્દ્રનું તેજ છે ( ૮ )

# અપામાર્ગ ઔષધિ

### અપામાર્ગ ઔષધિ

હિન્દીભાષામાં 'લટજીરા, ચિરચિરા' આ તેના નામ છે. સંસ્કૃતમાં તેને 'અપામાર્ગ' ઔષધિ કહે છે. ગુજરાતીમાં 'અઘેડો, સંઘેડો' મરાઠીમાં 'अघाडा' એમ કહે છે. તેના સફેત, કાળી અને લાલ એમ ત્રણ ભેદ છે. આ ત્રણેના ગુણ સમાન જ છે જેનો ઉલ્લેખ વૈદ્યક ગ્રંથોમાં આ પ્રકારે કર્યો છે—

तिक्तोष्णः कटुः कफघ्नः अर्शः कण्डूदुरामघ्नो
रक्तघ्नः ग्राही वान्तिकृत् । રાજનિ० વ. ૪
( सन्निपातज्वरचिकित्सायाम् ) पृश्निपर्णी त्व-
पामार्गः । चक्रपाणिदत्ताद्द्रव्यगुणाः ।
दीपनः तिक्तः कटुः पाचको रोचनः छर्दिकफमेदो
वातघ्नः हृद्रोगाध्मानार्शः कण्ड्वादिकं हन्ति ।
ભાવપ્ર૦ પૂ. ભા. ૧

तत्पत्रं रक्तपित्तघ्नं । મદ૦ ૧૦ ૧
श्वेतश्चापामार्गकस्तु तिक्तोष्णो ग्राहकः सरः ।
किञ्चित्कटुः कान्तिकरः पाचकोऽग्निदीपकः ।
नस्ये वान्तौ प्रशस्तः स्यात्कफकण्डूवरापहः ।
दुर्नामानं रक्तरुजं मेदोरुजुदरे तथा । वातसि-
ध्मापचीदद्रुवातन्यामानां विनाशकः । रक्ता-
पामार्गकः किञ्चित्कटुकः शीतलः स्मृतः । मन्या-
वष्टम्भवमिकृद्वातविष्टम्भकारकः । रूक्षो व्रणं
विषं वातं कफं कण्डूं च नाशयेत् । बीजमस्य
रसे पाके दुर्जरं स्वादुशीतलं । मलावष्टम्भकं रूक्षं
वान्तिकृत्कफपित्तजित् । तोयापामार्गक-
श्चोक्तः कटुः शोथकफापहः । कासं वातञ्च
शोषं च नाशयेदिति च स्मृतः । વૈ. નિઘં.

અપામાર્ગ વનસ્પતિનું આવું વર્ણન વૈદ્યક ગ્રન્થોમાં છે.

તેનું તાત્પર્ય– અપામાર્ગ વનસ્પતિ તિક્ત ( કડવી ) ઉષ્ણ, કટુ ( તીખી ), કફનાશક, બવાસીર ખુજલી ( ચેળવો ) આમ અને રક્તના રોગોનો નાશ કરનારી, ઉલટી કરનારી છે. સન્નિપાત તાવમાં ચિકિત્સામાં પૃશ્નિપર્ણી અને અપામાર્ગ આ બેનો સારો ઉપયોગ થાય છે. તે પાચક, દીપક એટલે ભૂખ લગાડનારી, વમન એટલે ઉલટી, કફ, મેદ, વાત, હૃદ્રોગ, આધ્માન, બવાસીર વગેરે રોગોનો નાશ કરે છે. અપામાર્ગ કડવી, ગરમ ગ્રાહક અને સારક છે. શરીરની કાંતિ વધારનારી પાચક અને અગ્નિ પ્રદીપ્ત કરનારી છે. નસ્ય અને ઉલટી માટે વખણાએલી છે. બવાસીર, રક્તદોષ, મેદ, ઉદર વગેરે રોગોનો નાશ કરનારી છે. વ્રણ, ઝેર, વાત, કફ, ખુજલી, વગેરેને દૂર કરે છે.

આ અપામાર્ગનું વર્ણન વૈદ્યક ગ્રંથો જોઈ અમે આ સૂક્તમાં કહેલા વર્ણનનો વિચાર કરીશું. સૂક્ત ૧૭-૧૯ આ ત્રણે સૂક્તોમાં આ ' અપામાર્ગ ' વનસ્પતિનું વર્ણન છે. આ ત્રણે સૂક્તનો રચયિતા એકજ ' शुक्र ' ઋષિ છે.

## ક્ષુધા ( ભૂખ ) અને તૃષ્ણા ( તરસ ) મારક

સૂ. ૧૭ માં મં. ૬-૭ ' ભૂખથી મરવાનો રોગ ' *એટલે જે રોગમાં પુષ્કળ ભૂખ લાગે છે, જેટલું ખવાય તે બધું* ભસ્મ બની જાય છે, તેને તે કારણે ભસ્મરોગ કહે છે. તેમજ *' તરસનો રોગ ' જેમાં પુષ્કળ તરસ લાગે છે,* આ રોગોને અપામાર્ગ ઔષધિ દૂર કરે છે એમ કહ્યું છે. તે જ વાત ઉપર કહેલા વચનોમાં પણ કહી છે.

**बीजमस्य रसे पाके दुर्जरं स्वादु शीतलं ।**

" અપામાર્ગનું બીજ પચન થવા ઘણું કઠણ, મીઠું અને ઠંડુ હોય છે. " પાચન થવા કઠણ છે તેથી ભસ્મરોગના માટે સારૂં અને શીતલ હોવાથી તૃષ્ણારોગનું શમન કરે છે આ પ્રકારે વૈદ્યશાસ્ત્રમાંનું વર્ણન ઉપર આપેલા મંત્રોક્ત વર્ણન જોડે વાંચવાથી તેનો ભાવાર્થ પોતે જ સ્પષ્ટ થાય છે.

## બવાસીર

સૂક્ત ૧૭ માં ' दुर्णाम्नीः ' શબ્દ આવ્યો છે. વૈદ્યક ગ્રંથોમાં ' दुर्नामा ' શબ્દ આવ્યો છે તે જ બવાસીરનો વાચક છે. વેદમાં જ્યાં ઔષધિ પ્રકરણમાં ' दुर्णामन् ' શબ્દ આવે છે ત્યાં ઘણા ભાગે બવાસીરનોજ સંબંધ રહે છે. કેટલાક લોકો દુષ્ટ વાણી વગેરે ભિન્ન અર્થ કરે છે, પરંતુ તે બરાબર નથી. વેદમાં આ ' दुर्णामन् ' શબ્દ બવાસીરના માટે આવેલો છે. ' दुर्नाम, दुर्णाम, दुर्वाच् ' આ શબ્દો બવાસીરના જુદા જુદા પ્રકાર વાચક છે.

## દુષ્ટ સ્વપ્ન

દુષ્ટ સ્વપ્ન આવવું એ પિત્તનું કારણ છે. પેટના દોષના કારણે અથવા આમ દોષના કારણે થાય છે. વૈદ્યકગ્રંથમાં આ અપામાર્ગને પિત્તશામક, પાચક અગ્નિપ્રદીપક, દીપક, રુચિવર્ધક કહ્યું છે. સૂક્ત ૧૭ ના ૫ માં મંત્રનાં પૂર્વાર્ધમાં *જે રોગો કહ્યા છે તેમનો આની જોડે સંબંધ છે.* દાખલા તરીકે જુઓ—

૧ दौष्वप्न्यं– દુષ્ટ સ્વપ્ન આવવું, ઉંઘ ઘેરી આવતી નથી.

૨ दौर्जीवित्य– જીવન વિષે મનમાં ઉદાસીનતા પેદા થવી.

૩ रक्षः– વિવિધ પ્રકારના કૃમિ દોષ.

૪ अ-भ्वं– શરીર ન વધવું. શરીરની કૃશતા નિર્માણ કરનારા રોગો.

૫ अ-राय्यं– રાય એટલે તેજ, શોભા, કાંતિ. જે સ્વસ્થ શરીર ઉપર હોય છે તે ન હોવી, રંગ ફીકો પડી જવો.

આ પાંચમાં મંત્રમાં રોગવાચક શબ્દો વૈદ્યકગ્રંથના ઉપર કરેલા વર્ણન સાથે વાંચવાથી તેમનો આશય સ્પષ્ટ થાય છે. આ બધા રોગો અપચનના છે અને શ્વેત અપામાર્ગ અગ્નિપ્રદીપ્ત કરનારો હોવાના કારણે આ રોગોના નાશ ખાત્રીથી કરે છે.

## સારક

સૂક્ત ૧૭ ના બીજા મંત્રમાં ' सरां ' પદ આવેલું છે. અને ઉપર કહેલા વૈદ્યકગ્રંથોમાં ' सरः ' પદ છે. બંનેનો આશય ' સારક, રેચક ' એટલે શૌચ શુદ્ધિ કરનારા એવો છે. શૌચશુદ્ધિ થવાથી, ભૂખ વધે છે, અને અગ્નિદીપન થવું સ્વાભાવિક છે. પછી ત્રીજા મંત્રમાં ' रसस्य हरणं ' પદ છે. રસનું હરણ થવાથી શોષ વધે છે અને તરસ લાગે છે. ' तृष्णामार ' રોગ તેજ કારણે થાય છે. તે રોગની આ દવા છે. શરીરના રસનું હરણ-શોષણ જે રોગમાં થાય છે તે રોગનું શમન આ અપામાર્ગ ઔષધિથી થાય છે. આ સૂક્તના બીજા અને ત્રીજા મંત્રમાં ' શપથ ' શબ્દ વારંવાર આવેલો છે. શપથનો—

અર્થ ખરાબ ભાષણ એમ છે. માણસનો સ્વભાવ જ્યારે ચિડીયો બની જાય છે તે વખતે મનુષ્યની પ્રવૃત્તિ દુર્ભાષણ કરવા તરફ થઇ જાય છે. પેટ સાફ ન રહેવાથી સ્વભાવ ચિડીયો બને છે. આ દોષ આ અપામાર્ગ વનસ્પતીનું સેવન કરવાથી દૂર થઇ જાય છે. કારણ કે તે વડે અપચન દોષ દૂર થાય છે. પેટ સાફ રહે છે. અને પેટ સાફ થવાથી ચિડીયો સ્વભાવ મટી જાય છે, અને ખરાબ બોલવું પણ બંદ થઇ જાય છે.

૧૭ માં સૂકતનું બાકી વર્ણન અપામાર્ગની પ્રશંસા કરનારૂં છે, તેથી તે વિષે વધારે લખવાની જરૂર નથી.

સૂકત ૧૮ માં મંત્ર ૨ થી ૬ સુધી એવા ઘાતકી કૃત્યોનું વર્ણન છે જે પોતાના લાભાર્થે સામાન્ય સ્વાર્થી માણસ દુષ્ટતાથી બીજાના માટે કરે છે. ક્ષેત્રમાં ગાયોનાં નાશના માટે અથવા મનુષ્યોના નાશ માટે કરે છે. આ પ્રાંતમાં અમારા જોવામાં છે કે અંત્યજ જ્ઞાતી જે મરેલી ગાયનું માંસ ખાય છે તે લોકો આવા પ્રયોગો કરે છે. ખેતરમાં જ્યાં ગાયો ચરવા આવે ત્યાં ઘાસમાં કોઇ જાતનું ઝેર મૂકવામાં આવે. ઘાસ ખાવાથી તે ઝેર ગાય વગેરે પશુઓના પેટમાં જાય છે. અને તે પશુ કલાક અડધા કલાકમાં મરી જાય છે. જાનવર મરી ગયા પછી તેજ અંત્યજ લોકો તેને લઇ જઇ ખાય છે. ખેતરમાં ગાયો માટે એવા ઘાતકી પ્રયોગો કરાય છે. અને ઘણા પ્રયત્નો બાદ પણ આવા ઘાતકી પ્રયોગોમાંથી ગાયોને બચાવવા હજુ સુધી કોઇ ઇલાજ મળી આવ્યો નથી.

આ ઉપાય વિષે સૂકત ૧૮ ના સાતમાં મંત્રમાં વેદે કહ્યું છે કે અપામાર્ગ ઔષધિના ઉપયોગથી ઝેર દૂર થાય છે અને જાનવર બચી શકે છે. વૈદ્યક ગ્રંથોના વચનોમાં અપામાર્ગનો ગુણ વિષનાશક લખ્યો છે. આ ગુણના કારણે પ્રથમ કહેલા ઘાતક પ્રયોગોમાં આ ઔષધિથી લાભ થાય છે. આ સૂકતના બીજા શપથ વગેરે પદો વિષે પ્રથમ ( ૧૭ ) સૂકતના વિવરણમાં લખ્યું છે. તેજ અહીં પણ જાણવું.

અહીં આ સૂકતમાં એક બે સામાન્ય ઉપદેશની વાતો છે તે ઘણી મહત્ત્વની છે. તે વાચકોએ અવશ્ય ધ્યાનમાં રાખવી.

### સત્યથી રક્ષણ

**ऊतये सत्यं कृणोमि । ( સૂ. ૧૮ મં. ૧ )**

" રક્ષણ માટે મેં સત્ય કર્યું છે. " એટલે જો રક્ષણ કરવાની ઇચ્છા હોય તો સત્ય પાલન કરવું જોઇએ. સત્યથી જ બધાનું રક્ષણ થવું સંભવનીય છે. બીજાનો ઘાત કરવા ઘાતકી પ્રયોગો કરનારાઓ ધ્યાનમાં રાખવું કે એવા પ્રયોગથી તેમની ઉન્નતિ કદી થઇ શકતી નથી. સત્ય પ્રત્યક્ષ સૂરજ જેવું છે. પ્રકાશપૂર્ણ હોવાથી દિવસ પણ સત્યસ્વરૂપ છે. તેથી જે પ્રકારે અંધારાનો નાશ થાય છે તે જ પ્રકારે સત્યથી અસત્ય પણ દૂર કરી શકાય છે.

### બીજાના ઘાત કરવાના પ્રયત્નોથી પોતાનો નાશ

બીજા મંત્રમાં આ વાત સ્પષ્ટ શબ્દોમાં કહી છે કે " જે દુષ્ટ આ પ્રકારના કૃત્યો કરી બીજાઓને કષ્ટ આપવા ઇચ્છે છે તેમનો જ અંતે નાશ થાય છે. જે પ્રકારે બાળક માતા પાસે જાય છે તેમને આ ઘાતકી કર્મરૂપી તેમનું બાળક તેમની પાસે જ પાછું જાય છે. " ( સૂ. ૧૮ મં. ૨ ) આ ઉપદેશ યાદ કરવા જેવો છે. તેજ ફરી છઠ્ઠા મંત્રમાં કહ્યો છે, ' દુષ્ટ માણસે જેમનું બુરૂં કરવા ઇચ્છયું તેમનું તો ભલું થયું પણ તે ઘાતકીને પોતાને જ કષ્ટ પ્રાપ્ત થયા. ' ( સૂ. ૧૮ મં. ૬ ) એમ જ થયા કરે છે. તેથી ઘાતપાતની ભાવના સારી ન જ કહેવાય. કારણ કે અંતે તેનાથી તે દુષ્ટનો જ નાશ થઇ જાય છે. આ પ્રકારે ૧૮ માં સૂકતનો વિચાર થયો. હવે ૧૯ માં સૂકતનો વિચાર કરીએ.

### અસત્યથી નાશ

**असद्भूम्याः समभवत्तद्यामेति महद्व्यचः ।**
**तद्वै ततो विधूपायत्प्रत्यक्कर्तारमृच्छतु ॥ ( મં. ૬ )**

આ સૂકતના છઠ્ઠા મંત્રમાં અસત્યના કારણે કર્તાનો નાશ કેવી રીતે થાય છે તે વાત વિસ્તારપૂર્વક કહી છે. ' પૃથ્વી ઉપર થોડું પણ અસત્ય કર્યું તો તે ચારે તરફ પ્રસરે છે અને તે કર્તાને કષ્ટ આપે છે અને તેનો નાશ કરે છે. ' ( મં. ૬ ) તેથી કદિ અસન્માર્ગથી–અવળે રસ્તેથી ન જવું. દુનિયામાં સુખ અને શાંતિ મેળવવા આ એકજ માર્ગ છે. દરેક માણસને એમ સિખવાડવું જોઇએ કે તે કદિ અસત્યમાં પ્રવૃત્ત ન થાય અને સત્યપાલનમાં જ ધ્યાન પરોવીને રહે.

બીજા મંત્રમાં અપામાર્ગનું વર્ણન કરતા કહ્યું છે કે ' જ્યાં આ ઔષધ પહોંચશે ત્યાં કોઇ જાતનો ભય નથી. ' એટલું આ અપામાર્ગ ઔષધિનું મહત્ત્વ છે. ત્રીજા અને ચોથા મંત્રમાં પણ આ ઔષધિની પ્રશંસા કરેલી છે. અને બાકી મંત્રોમાં કાવ્યમય વર્ણન વડે આ અપામાર્ગ વનસ્પતિનું ગુણ વર્ણન કર્યું છે.

વૈદ્યો આ ત્રણે સૂકતોનો વધુ વિચાર કરવો જોઇએ. કારણ કે આ વિષય તેમની કક્ષામાં આવે છે.

# પિપ્પલી ઔષધિ

### કાંડ ૬, સૂકત ૧૦૯

( ऋषिः- अथर्वा । देवता- पिप्पली-भैषज्यं, आयुः । )

पिप्पली क्षिप्तभेषज्यु१ृतातिविद्धभेषजी । तां देवाः समकल्पयन्नियं जीवितवा अलम् ॥ १ ॥
पिप्पल्यः१ः समवदन्तायतीर्जननादधि । यं जीवमश्नवामहै न स रिष्याति पूरुषः ॥ २ ॥
असुरास्त्वा न्यखिनन्देवास्त्वोदवपन्पुनः । वातीकृतस्य भेषजीमथो क्षिप्तस्य भेषजीम् ॥ ३ ॥

---

અર્થ— ( पिप्पली क्षिप्तभेषजी ) પિપ્પલી ઔષધિ ઉન્માદ રોગની દવા છે ( उत अतिविद्धभेषजी ) અને મહાવ્યાધીની દવા પણ છે. ( देवाः तां समकल्पयन् ) દેવોને તેને સમર્થ બનાવી છે કારણ કે ( इयं जीवितवै अलं ) આ ઔષધિ જીવનના માટે પુરતી છે. [ ૧ ]

( जननात् अधि आयतीः ) જન્મથી આવેલી ( पिप्पल्यः समवदन्त ) પિપળી દવા ( વનસ્પતિ ) બોલે છે કે, મને ( यं जीवं अश्नवामहै ) જે જીવને ખવડાવશો ( सः पुरुषः न रिष्याति ) તે પુરુષ મરતો નથી. [ ૨ ]

તું ( वातीकृतस्य भेषजीं ) વાતરોગની ઔષધિ ( अथो क्षिप्तस्य भेषजीं ) અને ઉન્માદ રોગની ઔષધિ છે, એવા તને ( असुराः त्वा न्यखनन् ) અસુરોએ પહેલા ખોદી અને પછી ( पुनः देवाः त्वा उदवपन् ) દેવોએ ફરી ઉગાડી. [ ૩ ]

---

**ભાવાર્થ**— પિપ્પલી ઔષધિ ઉન્માદ અને વાત અથવા મહાવ્યાધીની ઔષધિ છે આ એકજ ઔષધિ આરોગ્ય અને દીર્ઘજીવનના માટે પુરતી છે. ( ૧ )

જે રોગી પિપ્પલીનું સેવન કરે છે તે રોગના કારણે દુઃખી થતો નથી એવી આ ઔષધિની પ્રતિજ્ઞા છે. ( ૨ )

આ વાતરોગ, અને ઉન્માદ રોગની શોધ પહેલા અસુર લોકોને થઇ, તેથી તેઓએ તે ભૂમિમાંથી ઉખેડી કાઢી અને પછી દેવોએ તેને વિશેષરૂપે વધારી. ( ૩ )

---

# પિપ્પલી ઔષધિ

### પિપ્પલી ઔષધિ

પિપ્પલી ઔષધિ એકલીજ માણુસના આરોગ્યના માટે પુરતી છે, એટલું ખાત્રીપૂર્વક વિધાન પહેલા અને બીજા મંત્રમાં છે. જે પિપળીનું સેવન કરે છે તે રોગી થતો નથી આ વાત બીજા મંત્રમાં ખાસ કહી છે. તે વિષે વૈદ્યકગ્રંથમા નીચે મુજબ વર્ણન મળે છે—

ज्वरघ्नी वृष्या तिक्तोष्णा कटुतिक्ता दीपनी
मारुतश्वासकासश्लेष्मक्षयघ्नी च ।
( રા. નિ. વ. ૬ )

मधुना सा मेदोवृद्धिकफश्वासकासज्वरघ्नी
मेधाग्निवृद्धिकरी च । गुडेन सा जीर्णज्वराग्नि-
मान्द्यहरी च । तत्र भागैकं पिप्पल्या भागद्वयं
च गुडस्येति । ( ભા. પ્ર. ૧ )

'પિપળી જ્વરનાશક, વીર્યવર્ધક છે, મેદકફ-શ્વાસ-ઉધરસ-જ્વર વગેરે રોગોનો તે નાશ કરે છે. બુદ્ધિ અને ભૂખને વધારે છે, મધની સાથે ખાવાથી મેદ, કફ, શ્વાસ, ઉધરસ, તાવ વગેરેને દૂર કરે છે, બુદ્ધિ અને પચનશકિત વધારે છે, ગોળની સાથે ખાવાથી જીર્ણજ્વર અને અગ્નિમાંદ્ય દૂર કરે છે. પિપળી એક ભાગ અને ગોળ બે ભાગ લેવો જોઇએ.'

આ ઉપરથી ખબર પડે છે કે પિપળીનું સેવન કરવાથી કેટલા લાભ થાય છે. જુઓ—

( ૧ ) **पिप्पली रसायन**- બુદ્ધિવર્ધક છે. તે વિષે ચરકનું કહેવું છે.

**तिस्रस्तिस्रस्तु पूर्वाह्णे भुक्त्वाग्रे भोजनस्य च ।**
**पिप्पल्यः किंशुकक्षारभाविता घृतभर्जिताः ।**
**प्रयोज्या मधुसर्पिर्भ्यां रसायनगुणैषिणा ॥**

( ચરક ચિ. ૧ )

' ઘીમાં સેકી અને ખાખરાના ક્ષાર જોડે ભેગી કરી પિપળી, મધ અને ઘી સાથે મેળવી સવારે ત્રણ અને જમ્યા પછી ત્રણ ખાવાથી ઉત્તમ રસાયન ગુણ પ્રાપ્ત થાય છે. ' આ રસાયન બુદ્ધિવર્ધક છે. ઓછી બુદ્ધિ અથવા નબળી બુદ્ધિવાળાઓએ વૈદ્યની સલાહથી તેનો પ્રયોગ કરી જોવો.

૨ **वर्धमान पिप्पली रसायन**- પ્રથમ દિવસે દસ પિપ્પળી દૂધમાં ઉકાળો કરી સેવન કરવી. બીજે દિવસે વીસ, ત્રીજે દિવસે ત્રીસ આ પ્રકારે દસ દિવસ કરવું. પછી દસ દિવસ અનુક્રમે ઓછા કરતા આવવું એમ વીસ દિવસ સેવન કરવું. સાઇઠ દિવસમાં તૈયાર થએલા ચોખા દૂધની જોડે ખાવા અને જેટલુ પચન થાય તેટલું દૂધ પીવું અને ઘી ખાવું. આ ઉત્તમ માત્રા છે. જે અશક્ત છે તેણે દસના બદલે ૭ અથવા ત્રણથી શરૂઆત કરવી, વધારવી અને તેમજ ઓછી કરવી. તેના ગુણ ઘણા છે. મનુષ્ય સુદૃઢ બને છે, પણ આ બધા પ્રયોગો વૈદ્યની સલાહથી કરવા જોઇએ. નહિ તો નુકસાન થવાનો સંભવ રહે છે.

---

# રોહિણી વનસ્પતિ

## કાંડ ૪, સૂકત ૧૨

( ऋषिः- ऋभुः । देवता- रोहिणी-वनस्पतिः । )

**रोहंण्यसि रोहंण्यस्थ्नश्छिन्नस्य रोहंणी । रोहयेदमरुन्धति ॥ १ ॥**
**यत्ते रिष्टं यत्ते द्युत्तमस्ति पेष्टं त आत्मनिं । धाता तद्भद्रया पुनः सं दंधत्परुंषा परुंः ॥ २ ॥**
**सं ते मज्जा मज्ज्ञा भंवतु समु ते परुंषा परुंः । सं ते मांसस्य विस्रस्तं समस्थ्यपिं रोहतु ॥ ३ ॥**

અર્થ— હે ઔષધિ ! તું ( **रोहिणी असि** ) વધનારી છે, તું ( **छिन्नस्य अस्थ्नः रोहिणी** ) તૂટી ગએલા હાડકાંને જોડનારી છે. હે ( **अ-रुन्धति** ) પ્રતિબંધન કરનાર ઔષધિ ( **इदं रोहय** ) આને વધાર, પરિપૂર્ણ કર. [ ૧ ]

( **यत् ते रिष्टं** ) જે તારા અંગોને માર પડયો હશે, ( **यत् ते द्युत्तं** ) જે અંગ બળેલું હશે, અને જે ( **ते आत्मनि पेष्टं अस्ति** ) તારા અંદર મસળી ગએલું ચગદી ગએલું હોય, ( **धाता भद्रया** ) પોષણ કરનારો તે કલ્યાણ કરનારી દવા વડે ( **तत् परुः परुषा पुनः सन्दधत्** ) તે સાંધાને બીજા સાંધા જોડે ફરી જોડી દે. ( ૨ )

( **ते मज्जा मज्ज्ञा सं रोहतु** ) તારી મજ્જાથી મજ્જા વધે. ( **उ ते परुषा परुः सं** ) અને તારા સાંધાથી સાંધા વધી જાય ( **ते मांसस्य विस्रस्तं सं** ) તારા માંસનો છિન્ન ભિન્ન થએલો ભાગ વધી જાય. ( **अस्थि अपि सं रोहतु** ) હાડકા પણ જોડાઇને ઠીક સારા બની જાય. [ ૩ ]

ભાવાર્થ— આ રોહિણી નામે ઔષધિ છે, જે તૂટેલા શરીરના અવયવોને વધારે છે. તેનું નામ રોહિણી અને તેને અરુંધતી પણ કહે છે. ( ૧ )

શરીરને માર પડયો, અંગ બળ્યું હોય, અવયવો ચગદાઇ ગયા હોય તો પણ આ ઔષધિથી તે બધા જોડાઇ પહેલાની જેમ થાય છે ( ૨ )

આ ઔષધિથી શરીરની મજ્જા, સાંધા, માંસ, અસ્થિ વગેરે વધે છે અને અવયવો પૂર્વવત બને છે. ( ૩ )

मज्जा मज्ज्ञा सं धीयतां चर्मणा चर्म रोहतु । असृक्ते अस्थि रोहतु मांसं मांसेन रोहतु ॥ ४ ॥
लोम लोम्ना सं कल्पया त्वचा सं कल्पया त्वचम् ।
असृक्ते अस्थि रोहतु च्छिन्नं सं धेह्योषधे ॥ ५ ॥
स उत्तिष्ठ प्रेहि प्र द्रव रथः सुचक्रः सुपविः सुनाभिः । प्रति तिष्ठोर्ध्वः ॥ ६ ॥
यदि कर्तं पतित्वा संशश्रे यदि वाश्मा प्रहृतो जघान ।
ऋभू रथस्येवाङ्गानि सं दधत्परुषा परुः ॥ ७ ॥

---

અર્થ— ( मज्जा मज्ज्ञा सं धीयतां ) મજ્જા મજ્જાથી મળી જાય. ( चर्मणा चर्म रोहतु ) ચામડીથી ચામડી વધે, ( ते असृक् अस्थि रोहतु ) તારૂં લોહી અને હાડકાં વધી જાય અને ( मांसं मांसेन रोहतु ) માંસ માંસથી વધી જાય. [ ૪ ]

હે ઔષધે ! ( लोम लोम्ना संकल्पय ) રૂંવાટા રૂંવાટા જોડે જામી જાય. ( त्वचा त्वचं संकल्पय ) ત્વચાને ત્વચા સાથે મેળવી દે. ( ते असृक् अस्थि रोहतु ) તારૂં લોહી અને હાડકા વૃદ્ધિ પામો. ( छिन्नं संधेहि ) તુટેલા અંગોને જોડી દે. [ ૫ ]

( सः उत्तिष्ठ प्रेहि ) તે તું ઉઠ અને આગળ વધ. હવે તું ( सुचक्रः सुपविः सुनाभिः रथः ) ઉત્તમ પૈડાવાળા, ઉત્તમ લોખંડની પટ્ટીવાળા, ઉત્તમ આરીવાળા રથનાં જેમ ( प्रद्रव ) દોડ અને ( उर्ध्वः प्रतितिष्ठ ) ઉંચો ઉભો થા. [ ૬ ]

( यदि कर्तं पतित्वा संशश्रे ) જે આરી પડી ઘા થયો હોય, ( यदि वा प्रहृतः अश्मा जघान ) અથવા ફેંકેલા પથ્થરથી ઘા થયો હોય તો ( ऋभुः रथस्य अंगानि इव ) જેમ સુથાર રથના ભાગ જોડે છે તેમ ( परुषा परुः संदधत् ) ટેરવેટેરવા, સાધેસાધા જોડાઇ જાય. [ ૭ ]

---

ભાવાર્થ— મજ્જા, ચામડી, હાડકાં અને માંસ પણ તેનાથી વધે છે. ( ૪ )

રૂંવાટા, ત્વચા, લોહી તેમજ તૂટેલા અવયવો એથી વધે છે. ( ૫ )

હે રોગી ! તું આ ઔષધિથી આરોગ્ય પ્રાપ્ત કરી ચૂક્યો છે, હવે તું ઉઠ અને આગળ વધ, રથની જેમ દોડ, ઉભો થઇ ચાલ. ( ૬ )

માર પડી, ભારે વજનદાર વસ્તુ પડી અથવા પથ્થર લાગવાથી શરીર ઉપર ઘા થયો હોય તો પણ આ ઔષધિથી બધા અવયવો પહેલા જેમ આરોગ્ય પૂર્ણ બને છે. ( ૭ )

---

# રોહિણી વનસ્પતિ

## રોહિણી ઔષધિ

વૈદ્યકગ્રંથોમાં આરોહિણી ઔષધિનું નામ ' માંસરોહિણી ' એમ લખ્યું છે. તેના બીજા નામો છે, ' अग्निरुहा, वृत्ता, चर्मकषा, वसा, मांसरोही, प्रहारवल्ली, विकषा, वीरवती.

તેના ગુણ આ છે—

स्यान्मांसरोहिणी वृष्या सरा दोषत्रयापहा ।

' માંસરોહિણી, વીર્યવર્ધક અને ત્રિદોષનો નાશ કરનારી છે. ' અને

शीता कषाया कृमिघ्नी कण्ठशोधनी रुच्या वात-दोषहारी च । ( રા. નિ. વ. ૧૨ )

આ ઔષધિ શીતવીર્ય, કષાયરૂચીવાળી, કૃમીદોષ હર

કરનારી, કંઠદોષ હટાવનારી, રુચિ વધારનારી અને વાતદોષ દૂર કરનારી છે.'

આ સૂકતમાં 'રોહિણી' નાં નામો 'ભદ્રા અને અરૂંધતી' એવા પણ આવ્યા છે. પણ વૈદ્યશાસ્ત્રગ્રંથોમાં તે નામની એક પણ વનસ્પતિ નથી. વૈદ્યગ્રંથોમાં તેનું નામ 'માંસ-રોહી' અથવા 'માંસરોહિણી' કહ્યું છે. તે શબ્દ આ સૂક્તમાં કહેલી હકીકતને ટેકો આપે છે. માંસાદિ સપ્ત ધાતુ વધારનારી આ ઔષધિ છે એમ આ સૂકતે કહ્યું છે અને વૈદ્યકગ્રંથ માંસને વધારે છે એમ કહે છે, તેમાં ઝાઝો વિરોધ નથી. કારણ કે જેથી લોહી અને માંસ વધે છે તેથી અન્ય ધાતુઓ પણ વધે છે, કારણ કે અન્ય ધાતુ લોહીથી જ પોતે આગળ જતાં બને છે.

તે સિવાય વૈદ્યકગ્રંથોમાં તેને '**પ્રહારવલ્લી**' પણ કહ્યું છે. પ્રહારવલ્લીનો અર્થ ઘા પડેલો ઠીક કરનારી ઔષધિ. આ વર્ણન પણ સૂક્તમાં કહેલા વર્ણનને ટેકો આપે છે. સાતમા મંત્રમાં આવું જ વર્ણન છે. તેનું નામ વૈદ્યકગ્રંથોમાં '**વીરવતી**' એમ પણ છે. તેનો અર્થ 'વીરોવાળી' એમ થાય છે. વીર જેની પાસે જાય છે. આ ઔષધિની પાસે વીરો એ માટે જાય છે કે આ શસ્ત્રાસ્ત્રથી થએલા ઘા ને જલ્દીમાં જલ્દી મટાડે છે. મહાભારતમાં આપણને વાંચવા મળે છે કે આખો દિવસ યુદ્ધ કરનારા વીરોના શરીર બાણોના આઘાતથી વ્રણયુક્ત બની જતા. પછી તે વીર રાત્રે કઇ ઔષધિ લગાડી સુઇ જતા. તેથી તેમના શરીર સાજાંમાજાં સવાર સુધીમાં બની સવારે ફરી યુદ્ધ કરવા તેઓ તૈયાર થતા. કદાચ આ તે વીરો પાસે જે ઔષધિ હતી તે રોહિણી જ હશે. તેથી તેનું નામ વૈદ્યકગ્રંથોમાં 'વીરવતી' એમ કહ્યું છે.

આ સૂકતનો અર્થ અત્યંત સરલ છે. વાચકોએ વૈદ્યક ગ્રંથો જોડે આ સૂકત વાંચવું અને લાભ કરી લેવો. જ્ઞાની વૈદ્યોએ ઔષધિની તપાસ કરી લોકોના લાભાર્થે તે પ્રગટ કરવી. જેથી વારંવાર ઘા થવાથી દુઃખ ભોગવનારાઓને લાભ પ્રાપ્ત થવાનો સંભવ રહે છે.

---

# કુષ્ઠ ઔષધિ

## કાંડ ૫, સૂકત ૪

( ऋषिः– भृग्वङ्गिराः । देवता– कुष्ठो, तक्मनाशनम् । )

यो गिरिष्वजायथा वीरुधां बलवत्तमः । कुष्ठेहि तक्मनाशन तक्मानं नाशयन्नितः ॥ १ ॥
सुपर्णसुवने गिरौ जातं हिमवतस्परि । धनैरभि श्रुत्वा यन्ति विदुर्हि तक्मनाशनम् ॥ २ ॥

---

અર્થ— હે ( **तक्मनाशन कुष्ठ** ) રોગનાશક કુષ્ઠ નામની ઔષધિ ! ( **यः गिरिषु अजायथाः** ) જે તું પર્વતમાં ઉત્પન્ન થાય છે અને જે ( **वीरुधां बलवत्तमः** ) બધી ઔષધિઓમાં વધારે બળ આપનારી છે તે તું ( **तक्मानं नाशयन् इतः आ इहि** ) રોગોનો નાશ કરતી ત્યાંથી અહીં આવ. [ ૧ ]

( **सुपर्ण-सुवने गिरौ हिमवतः परिजातं** ) જ્યાં ગરુડ પંખી રહે છે એવા હિમાચલની ટોચ ઉપર જે થાય છે તેનું વર્ણન ( **श्रुत्वा धनैः अभियन्ति** ) સાંભળી ધન સાથે લોકો ત્યાં દોડી જાય છે અને ( **तक्मनाशनं विदुः हि** ) રોગનાશક ઔષધિને પ્રાપ્ત કરે છે. [ ૨ ]

---

ભાવાર્થ— કુષ્ઠ ઔષધિ ડુંગર ઉપર ઉગે છે. બલવર્ધક ઔષધિઓમાં બધાથી વધારે બળ આપનારી આ ઔષધિ છે. તેનાથી ક્ષય વગેરે રોગો દૂર થાય છે. ( ૧ )

હિમાલયની ઉંચી ટોચો ઉપર આ ઔષધિ ઉગે છે અને મળી આવે છે એમ જાણી પુષ્કળ પૈસો ખરચ કરી લોકો ત્યાં જાય છે અને રોગનાશક એવી આ ઔષધિ પ્રાપ્ત કરે છે. ( ૨ )

अश्वत्थो देवसदनस्तृतीयस्यामितो दिवि । तत्रामृतस्य चक्षणं देवाः कुष्ठमवन्वत ॥ ३ ॥
हिरण्ययी नौरचरद्धिरण्यबन्धना दिवि । तत्रामृतस्य पुष्पं देवाः कुष्ठमवन्वत ॥ ४ ॥
हिरण्ययाः पन्थान आसन्नरित्राणि हिरण्यया । नावो हिरण्ययीरासन्याभिः कुष्ठं निरावहन् ॥ ५ ॥
इमं मे कुष्ठ पूरुषं तमा वह तं निष्कुरु । तमु मे अगदं कृधि ॥ ६ ॥
देवेभ्यो अधि जातोऽसि सोमस्यासि सखा हितः ।
स प्राणाय व्यानाय चक्षुषे मे अस्मै मृड ॥ ७ ॥
उदङ् जातो हिमवतः स प्राच्यां नीयसे जनम् । तत्र कुष्ठस्य नामान्युत्तमानि वि भेजिरे ॥ ८ ॥
उत्तमो नाम कुष्ठास्युत्तमो नाम ते पिता । यक्ष्मं च सर्वं नाशय तक्मानं चारसं कृधि ॥ ९ ॥

---

અર્થ— ( इतः तृतीयस्यां दिवि देवसदनः अश्वत्थः ) અહીંથી ત્રીજા દેવલોકમાં દેવોને બેસવા યોગ્ય અશ્વત્થ ( પિપળો ) છે. ( तत्र अमृतस्य चक्षणं कुष्ठं देवाः अवन्वत ) ત્યાં અમૃતનું દર્શન થવા જેમ કુષ્ઠઔષધિને દેવો પ્રાપ્ત કરે છે. [ ૩ ]

( हिरण्ययी हिरण्यबन्धना नौः दिवि अचरत् ) સોનાની બની અને સોનાના બંધનોથી બાંધેલી હોડી દ્યુલોકમાં ચાલે છે. ( तत्र अमृतस्य पुष्पं कुष्ठं देवाः अवन्वत ) ત્યાં અમૃતના ફૂલની જેમ કુષ્ઠઔષધિ દેવો પ્રાપ્ત કરે છે. [ ૪ ]

( हिरण्ययाः पन्थानः आसन् ) સોનાના માર્ગ હતા અને ( अरित्राणि हिरण्यया ) હલેસાં પણ સોનાના હતાં તેમજ ( नावः हिरण्ययीः आसन् ) હોડીઓ પણ સોનાની હતી ( याभिः कुष्ठं निरावहन् ) જે વડે કુષ્ઠઔષધિ આણવામાં આવી હતી. [ ૫ ]

હે કુષ્ઠનામક ઔષધિ ! ( मे इमं तं पूरुषं आवह ) મારા આ પુરુષને ઉઠાવ. ( तं निष्कुरु ) તેને નિઃશેષ રીતે સારો સ્વાસ્થ્યસંપન્ન કર અને ( मे तं उ अगदं कृधि ) મારા એ પુરુષને નિરોગી કર [ ૬ ]

( देवेभ्यः अधिजातः असि ) દેવોથી તું ઉત્પન્ન થએલો છે અને ( सोमस्य सखा हितः ) સોમ ઔષધિનો તું મિત્ર અને કલ્યાણ કરનારો છે. માટે ( सः प्राणाय व्यानाय चक्षुषे मे अस्मै मृड ) તે તું પ્રાણ, વ્યાન અને આંખ વગેરે માટે આ પુરુષને સુખ આપ [ ૭ ]

( सः हिमवतः जातः ) તે તું હિમાલયથી ઉત્પન્ન થઇ ( जनं प्राच्यां उदङ् नीयसे ) મનુષ્યને પ્રગતિની ઉચ્ચ દિશામાં લઇ જાય છે. ( तत्र कुष्ठस्य उत्तमानि नामानि ) ત્યાં કુષ્ઠઔષધિના સારા નામ ( विभेजिरे ) અલગ અલગ વિભક્ત થયા. [ ૮ ]

હે કુષ્ઠ ! ( उत्तमः नाम असि ) તારૂં નામ ઉત્તમ છે, ( ते पिता उत्तमः नाम ) તારો ઉત્પાદક અથવા રક્ષક પણ ઉત્તમ છે, ( सर्वं यक्ष्मं नाशय ) બધા ક્ષયરોગ દૂર કર. ( च तक्मानं अरसं कृधि ) અને જ્વરને નિઃસત્ત્વ કર. [ ૯ ]

---

ભાવાર્થ— અહીંથી ત્રીજા ઉંચા દ્યુલોકમાં જ્યાં દેવતાઓ બેસે છે ત્યાં અમૃતની જેમ એવી આ કુષ્ઠઔષધિને દેવો પ્રાપ્ત કરે છે. ( ૩ )

સોના જેવી તેજસ્વી આકાશ નૌકા જ્યાં ચાલે છે ત્યાં અમૃતના ફુલસમી આ કુષ્ઠઔષધિ દેવોએ પ્રાપ્ત કરી. ( ૪ )

આ આકાશ નૌકાના માર્ગ પણ સોનેરી અને હલેસાં પણ સોનાના હતા જે વડે કુષ્ઠઔષધિને અહીં આણવામાં આવી. ( ૫ )

આ કુષ્ઠઔષધિ મનુષ્યને રોગમુક્ત કરે છે. ( ૬ )

દેવોથી ઉત્પન્ન અને સોમની જેમ કલ્યાણકારક આ કુષ્ઠઔષધિ પ્રાણ, વ્યાન, આંખ વગેરે માટે સુખકારક છે. ( ૭ )

હિમાલયમાં ઉત્પન્ન થઇ તે મનુષ્યની ઉન્નતિ કરે છે, માટે તેની કીર્તિ બહુ ગવાય છે. ( ૮ )

કુષ્ઠ પોતે ઉત્તમ છે. જે તેને પોતાની પાસે રાખે છે તે પણ ઉત્તમ છે, તેથી ક્ષય વગેરે રોગો દૂર થાય છે ( ૯ )

*

शीर्षामयमुपहत्यामक्ष्योस्तन्वोरपः । कुष्ठस्तत्सर्वं निष्करद्दैवं समह वृष्ण्यम् ॥ १० ॥

અર્થ — ( शीर्षामयं ) માથાનો રોગ ( अक्ष्योः उपहत्यां ) આંખોની નબળાઇ અને ( तन्वः रपः ) શરીરના દોષ ( तत् सर्वं ) તે બધાને ( दैवं वृष्ण्यं सं अह ) દિવ્ય બળ વધારી ( कुष्ठः निष्करत् ) કુષ્ઠઓષધિ દૂર કરે છે. [૧૦]

ભાવાર્થ — તે વડે માથાના રોગ, આંખની વ્યાધિ, તેમજ શરીરના દોષ દૂર થાય છે. આ કુષ્ઠઔષધિ શરીરનું બળ વધારે છે અને દોષ દૂર કરી આરોગ્ય પ્રાપ્ત કરાવે છે ( ૧૦ )

# કુષ્ઠ ઔષધિ

### કુષ્ઠઔષધિ

કુષ્ઠઔષધિનું વર્ણન આ સૂક્તમાં છે. આ ઔષધિ માથાના રોગ, આંખના રોગ, શરીરમાં બીજા થનારા રોગ, તાવ, ક્ષય અને કુષ્ઠરોગને પણ દૂર કરે છે. તેથી આ ઔષધિનું મહત્ત્વ સોમ વનસ્પતિ જેટલું છે. આ ઔષધિનું સેવન ઘણા પ્રકારથી થાય છે. રસ વગેરે પેટમાં લેવાય, અને ઘૃત વગેરે બનાવી શરીર ઉપર લેપ કરી શકાય. હવે આ ઔષધિના ગુણધર્મ વૈદ્યક ગ્રંથોમાં શું કહ્યા છે તે જુઓ. તેના નામોનો પણ વિચાર કરવા જેવો છે—

૧ नीरुजं– નિરોગિતા ઉત્પન્ન કરનારી ઔષધિ.

૨ पारिभद्रकं– બધા પ્રકારે કલ્યાણ કરનારી.

૩ रामं– આનંદ આપનારી.

૪ पावनं– શુદ્ધિ કરનારી.

કુષ્ઠઔષધિના આ નામો વૈદ્યશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. આ નામો ઉપરથી આ ઔષધિ વડે શું લાભ થાય છે તે સમજી શકાય છે. હવે તેના ગુણ જુઓ —

कुष्ठमुष्णं कटु स्वादु शुक्लं तिक्तकं लघु ।
हन्ति वातास्रवीसर्पकासकुष्ठमरुत्कफान् ॥
भा. प्र पू. १

विषकण्डूखर्जुदद्रुहृत् कान्तिकरं च ॥
રા. નિ. વ. ૧૦

" આ કુષ્ઠ ઔષધિ ઉષ્ણ, કટુ, સ્વાદુ છે, વીર્ય ઉત્પન્ન કરે છે, તિક્ત એટલે કડવી અને લઘુ છે, વાત, રક્ત, વિસર્પ, ઉધરસ, કુષ્ઠ ( કોઢ ) અને કફ આ રોગોને દૂર કરે છે. આ પ્રકારે ઝેર, ખંજોળવું, દાદર વગેરે રોગોને પણ દૂર કરે છે અને શરીરનું તેજ વધારે છે.

વૈદ્યક ગ્રંથોમાં લખેલું આ વર્ણન તદન સ્પષ્ટ છે અને વાચકો આ ગુણોની સરખામણી વેદમંત્રો સાથે કરશે તો તેમને વેદમંત્રોનો અર્થ વધારે સ્પષ્ટ થશે.

આ ઔષધિને હિન્દુસ્થાનીમાં ' કુઠ ' કહે છે. આ અત્યંત પ્રખ્યાત ઔષધિ છે. તેનો ઉપયોગ પેટમાં પીવા અને શરીરને બહારથી ચોપડવા એમ બેવડો થાય છે. તેનો ઉકાળો કરી ઠંડો કરી પીવાથી અંતઃશુદ્ધિ થાય છે અને તેનું તેલ અથવા ઘી કરવાથી તેના લેપ વડે કોઢ જેવા રોગ પણ મટી જાય છે. વૈદ્યોએ આ ઔષધિના પ્રયોગ કરી તે વિષે વધારે માહિતી મેળવી પ્રગટ કરવી જોઇએ.

# કુષ્ઠ ઔષધિ

### કાંડ ૬, સૂક્ત ૯૫

( ऋषिः– भृग्वंगिराः । देवता– वनस्पतिः । )

अश्वत्थो देवसदनस्तृतीयस्यामितो दिवि । तत्रामृतस्य चक्षणं देवाः कुष्ठमवन्वत ॥ १ ॥

અર્થ — ( इतः तृतीयस्यां दिवि ) અહીંથી ત્રિજા લોકમાં ( દ્યુલોકમાં ) ( देवसदनः अश्वत्थः ) દેવોને બેસવા લાયક અશ્વત્થ છે. ( तत्र अमृतस्य चक्षणं ) ત્યાં અમૃતનું દર્શન થવા જેવો ( कुष्ठं देवाः अवन्वत ) કુષ્ઠ ઔષધિ દેવોએ પ્રાપ્ત કરી છે. [ ૧ ] ( અથર્વ ૫।૪।૩ )

हिरण्ययी नौरचरद्धिरण्यबन्धना दिवि । तत्रामृतस्य पुष्पं देवाः कुष्ठमवन्वत ॥ २ ॥
गर्भो अस्योषधीनां गर्भो हिमवतामुत । गर्भो विश्वस्य भूतस्येमं मे अगदं कृधि ॥ ३ ॥

અર્થ— ( हिरण्ययी हिरण्यबन्धना नौः ) સોનાની બનાવેલી અને સોનાના બંધનોથી બાંધેલી હોડી ( दिवि अचरत् ) દ્યુલોકમાં ચાલે છે. ( तत्र अमृतस्य पुष्पं कुष्ठं ) ત્યાં અમૃતની ફૂલ જેમ કુષ્ઠ ઔષધિ છે. તે ( देवाः अवन्वत् ) દેવોએ પ્રાપ્ત કરી છે. [ ૨ ] ( અથર્વ. ૫।૪।૪ )

( ओषधीनां गर्भः असि ) ઔષધિનું તું મૂળ છે ( उत हिमवतां गर्भः ) અને હિમાલયનો તું ગર્ભ છે. ( तथा विश्वस्य भूतस्य गर्भः ) બધા ભૂતમાત્રનો ગર્ભ છે. ( मे इमं अगदं कृधि ) તું મારા આ રોગીને નિરોગી આરોગ્ય-સ્વાસ્થ્યપૂર્ણ કર. [ ૩ ] ( અથર્વ ૫।૨૫।૭ )

આ ત્રણે મંત્ર પ્રથમ આપેલા સૂક્તોમાં આપેલા છે તેથી તેનું વિવરણ-સ્પષ્ટીકરણ વાચકોએ ત્યાં જોવું. તેના વિશેષ ત્રિજા મંત્રમાં થોડો પાઠભેદ છે પણ તેથી તેની સ્પષ્ટીકરણ કરવાની કંઇ આવશ્યકતા નથી.

---

# લાક્ષા ( લાખ )

## કાંડ ૫, સૂક્ત ૫

( ऋषिः- अथर्वा । देवता- लाक्षा । )

रात्री माता नभः पितार्यमा ते पितामहः । सिलाची नाम वा असि सा देवानामसि स्वसा ॥ १ ॥
यस्त्वा पिबति जीवति त्रायसे पुरुषं त्वम् । भर्त्री हि शश्वतामसि जनानां च न्यञ्चनी ॥ २ ॥
वृक्षंवृक्षमा रोहसि वृषण्यन्तीव कन्यला । जयन्ती प्रत्यातिष्ठन्ती स्परणी नाम वा असि ॥ ३ ॥

અર્થ— ( ते माता रात्री पिता नभः पितामहः अर्यमा ) તારી માતા રાત્રી, પિતા આકાશ અને પિતામહ અર્યમા છે. ( नाम सिलाची वै असि ) તારું નામ સિલાચી છે. ( सा देवानां स्वसा असि ) તે તું દેવોની બહેન છે. [ ૧ ]

( यः त्वा पिबति जीवति ) જે તારું પાન કરે તે જીવતો છે. ( त्वं पुरुषं त्रायसे ) તું મનુષ્યનું રક્ષણ કરે છે, ( शश्वतां जनानां हि भर्त्री न्यञ्चनी च असि ) બધા લોકોનું ભરણપોષણ કરનારી અને આરોગ્ય આપનારી તું છે. [ ૨ ]

( वृषण्यन्ती कन्यला इव ) પુરુષને ચાહનારી કન્યાની જેમ ( वृक्षंवृक्षं आरोहसि ) દરેક વૃક્ષ ઉપર તું ચઢે છે. તું ( जयन्ती प्रत्यातिष्ठन्ती ) વિજય પ્રાપ્ત કરનારી અને પ્રતિષ્ઠિત થનારી ( स्परणी नाम वै असि ) તારું નામ સ્પરણી પણ છે. [ ૩ ]

---

ભાવાર્થ— સિલાચી વનસ્પતિની માતા રાત, પિતા આકાશ અને પિતામહ સૂરજ છે. તે ઇન્દ્રિયો માટે બહેનની જેમ સુખદાયક છે. ( ૧ )

જે આ ઔષધિનું રસનું પાન કરે છે તે જીવિત રહે છે. આ ઔષધિથી બધા મનુષ્યોનું રક્ષણ, પુષ્ટિ અને આરોગ્ય થાય છે. ( ૨ )

ઘણાં વૃક્ષો ઉપર આ ઔષધિ થાય છે, તેના વડે રોગો ઉપર વિજય પ્રાપ્ત થાય છે અને જીવિત સ્થિર થાય છે માટે તેને સ્પરણી પણ કહે છે. ( ૩ )

यद्दण्डेन यदिष्वा यद्वारुर्हरसा कृतम् । तस्य त्वमसि निष्कृतिः सेमं निष्कृधि पूरुषम् ॥ ४ ॥
भद्रात्प्लक्षान्निस्तिष्ठस्यश्वत्थात्खदिराद्धवात् । भद्रान्न्यग्रोधात्पर्णात्सा न एह्यरुन्धति ॥ ५ ॥
हिरण्यवर्णे सुभगे सूर्यवर्णे वपुष्टमे । रुतं गच्छासि निष्कृते निष्कृतिर्नाम वा असि ॥ ६ ॥
हिरण्यवर्णे सुभगे शुष्मे लोमशवक्षणे । अपामसि स्वसा लाक्षे वातो ह्यात्मा बभूव ते ॥ ७ ॥
सिलाची नाम कानीनोऽजबभ्रु पिता तव । अश्वो यमस्य यः श्यावस्तस्य ह्यास्नास्युक्षिता ॥ ८ ॥
अश्वस्यास्नः संपतिता सा वृक्षाँ अभि सिष्यदे । सरा पतत्रिणी भूत्वा सा न एह्यरुन्धति ॥ ९ ॥

---

**અર્થ**— ( **यत् दण्डेन यत् इष्वा** ) જે લાકડીથી અને જે બાણથી ( **यत् वा हरसा अरुः कृतं** ) અથવા ઉઝરડો પડવાથી ઘા થઇ ગયો હોય ( **तस्यः निष्कृतिः त्वं असि** ) તેનાથી બચાવ કરનારી તું છે. ( **सा इमं पूरुषं निष्कृधि** ) તે તું આ પુરુષને સાજો કર. [ ૪ ]

( **भद्रात् प्लक्षात् अश्वत्थात् खदिरात् धवात्** ) ભદ્ર, પાકર, પિપળો, ખૈર ધાવડી અથવા ધાવડો, ( **भद्रात् न्यग्रोधात् पर्णात्** ) વડ અને ખાખરો આ વૃક્ષોથી ( **निः तिष्ठसि** ) નીકળે છે. હે ( **अरुं-धति** ) ઘાને રૂઝાવનારી વનસ્પતિ. ! ( **सा नः एहि** ) તે તું અમારી પાસે આવ. [ ૫ ]

( **हिरण्यवर्णे सुभगे** ) સોનાના જેમ રંગવાળી ભાગ્યશાલીની ( **सूर्यवर्णे वपुष्टमे** ) સૂરજની જેમ રંગવાળી અને શરીર માટે કલ્યાણકાર હે ( **निष्कृते** ) રોગ દૂર કરનારી ! તારું નામ ( **निष्कृतिः वै असि** ) નિષ્કૃતિ છે તેથી તું ( **रुतं गच्छासि** ) ઘા અથવા રોગની પાસે પહુંચે છે. [ ૬ ]

હે ( **हिरण्यवर्णे सुभगे** ) સોનાની જેમ રંગવાળી ભાગ્યશાલીની ! હે ( **शुष्मे लोमशवक्षणे** ) બલશાલીની અને વાળવાળી ! હે ( **लाक्षे** ) લાક્ષાનામક ઔષધિ ! ( **अपां स्वसा असि** ) તું પાણીની બહેન છે. ( **ते आत्मा वातः ह बभूव** ) તારો આત્મા પવન થયો છે. [ ૭ ]

( **सिलाची नाम कानीनः** ) સિલાચી નામક ઔષધિ કન્યાની સમાન છે, ( **तव पिता अजबभ्रु** ) તારો પાલક અજબભ્રુ એટલે બકરીઓને પુષ્ટ કરનારો વૃક્ષ છે. ( **यमस्य यः श्यावः अश्वः** ) યમનો જે ગતિશીલ ઘોડો છે ( **तस्य ह अस्ना उक्षिता असि** ) તેના મુખથી તું સિંચાઇ ગએલી છે. [ ૮ ]

( **अश्वस्य अस्नः संपतिता** ) ઘોડાના મોઢે સંમિલિત થએલી ( **सा वृक्षान् अभिसिष्यदे** ) તે વૃક્ષોને સિંચે છે. હે ( **अरुं-घति** ) ઘાને રૂઝાવનારી ! ( **पतत्रिणी सरा भूत्वा** ) ઝરનારી અને પ્રવાહિત થઇ ( **सा नः एहि** ) એવી તું અમારી પાસે આવ. [ ૯ ]

---

**ભાવાર્થ**— લાકડી, બાણ અથવા કોઇના જોરે અથડાઈ જવાથી જે ઘા થાય છે તે ઘા આ ઔષધિથી સારા થઇ જાય છે. ( ૪ )

પીપળો, ખૈર, ખાખરો વગેરે અનેક વૃક્ષોથી તેની ઉત્પત્તિ થાય છે. તે ઘાને રૂઝાવનારી છે. ( ૫ )

આ દવા ( ઔષધિ ) પીળારંગની તેજસ્વી અને શરીર માટે કલ્યાણકારક હોય છે. તે રોગ દૂર કરે છે તેથી તેનું નામ નિષ્કૃતિ એમ પાડયું છે. ( ૬ )

તે સોના જેવા રંગની, બલશાલી અને અંદરથી તંતુ કાઢનારી છે. તેનું નામ લાક્ષા ઔષધિ છે, તે રસવાળી છે, પણ વાત પ્રકૃતિની છે. ( ૭ )

તેનું નામ સિલાચી તેમજ કાનીના પણ છે. જે વૃક્ષોના પાન બકરીઓ ખાય છે તે ઝાડો ઉપર આ મળી આવે છે. સૂરજના ગતિયુક્ત કિરણો વડે તે બને છે. ( ૮ )

સૂરજના કિરણોથી ગરમ બની તે વૃક્ષમાંથી બહાર આવે છે. વૃક્ષોમાંથી તે ઝરે છે અને બહાર આવે છે. તે ઘાને ભરાઇ દેનારી છે. ( ૯ )

# લાક્ષા ( લાખ )

લાક્ષા ( લાખ )

લાક્ષાનું વર્ણન વૈદ્યકગ્રંથોમા પુષ્કળ આવે છે. તેને હિન્દીભાષામાં લાહી કહે છે. લાખ એવું પણ તેનું નામ છે. તેના સંસ્કૃતનામ ઘણા છે. પણ તેમાંથી નીચે આપેલા નામો આ સૂક્તની જોડે વિચાર કરવા લાયક છે—

१ **जन्तुका, जतु, जतुका**– કૃમીઓથી તૈયાર થનારી.
२ **क्रिमिजा, कीटजा**– કૃમિઓથી તૈયાર થનારી.
३ **क्रिमिहा**– જંતુઓનો નાશ કરનારી.
४ **रक्षा, राक्षा, लाक्षा**– રક્ષણ કરનારી.
५ **रङ्गमाता**– જેનાથી રંગો બને છે.
६ **क्षतघ्ना, क्षतघ्नी**– વ્રણનો નાશ કરનારી.
७ **खदरिका**– ખેરવૃક્ષથી ઉત્પન્ન થનારી.
८ **पलाशी**– ખાખરાના વૃક્ષથી થનારી.
९ **द्रुमव्याधिः द्रुमामयः**– આ વૃક્ષનો રોગ છે.
१० **दीप्तिः**– આ તેજરૂપ છે.
११ **द्रवरसा**– દ્રવરસ રૂપ છે.

આ લાખના નામો આ સૂક્તમાં કહેલો આશય બતાવે છે. જુઓ—

આ લાખ ખેર અને ખાખરા તેમજ બીજા વૃક્ષોથી પ્રાપ્ત થાય છે, આ વાત આ સૂક્તના પાંચમા મંત્રમાં કહી છે. તેના સૂચક નામો વૈદ્યકગ્રંથોમાં ' ખાદરિકા ' અને ' પલાશી ' છે. તેનું નામ વૈદ્યકગ્રંથોમાં દીપ્તિ કહ્યું છે. તેનું વર્ણન છઠ્ઠા અને સાતમાં મંત્રમાં ' હિરણ્યવર્ણા ' વગેરે શબ્દથી કરાયું છે. ' દ્રવરસા ' એવું નામ વૈદ્યકગ્રંથમાં છે તેજ ભાવ નવમાં મંત્રનું પદ ' **सरा** ' ઉપરથી જણાય છે સરા અને રસા આ શબ્દો અક્ષર ઉલટસુલટ કરવાથી બને છે.

લાખનું નામ ' **क्षत-घ्नी** ' છે. તેનો અર્થ ઘા ને રૂઝાવનારી એવો છે. તે જ વાત ચોથા મંત્રમાં કહી છે. લાકડીથી, બાણથી અથવા કોઇ ઠેકાણે અથડાવાથી ઉઝરડો પડી ગયો હોય તો તે ઘા લાખના પ્રયોગથી દૂર થાય છે. આ પ્રકારે મંત્રમાં કહેલા ગુણ અને ઉપરના નામોની જ્ઞાત થતા ગુણ પરસ્પર મળતા આવે છે. હવે આ લાક્ષાના ગુણ જુઓ—

**तिक्ता कषाया श्लेष्म पित्तघ्नी विषघ्नी रक्तघ्नी विषमज्वरघ्नी च ।** રા. નિ. વ. ૬

" લાખ કડવી અને કષાય ( અર્ક ) છે. તેમજ કફ, પિત્ત, ઝેર, રક્તદોષ અને વિષમજ્વરને દૂર કરનારી છે. " આવા તેના ગુણ છે માટે તે માણસનું રક્ષણ કરે છે. એમ આ સૂક્તમાં ફરી ફરી કહ્યું છે.

આ સૂક્તમાં લાક્ષા ઔષધિના માતા, પિતા, પિતામહ, બહેન, કન્યા વગેરે સંબંધીઓનું વર્ણન મં. ૧,૭,૮, માં આવ્યું છે. તે વર્ણનના આશયની વધારે શોધખોળ થવી જરૂરી છે. વૈદ્યોએ તે વિષય વધારે વિચાર કરી તે શોધથી તેની પૂર્ણતા કરવી.

પહેલા મંત્રમાં સિલાચી લાખનું વર્ણન કરતાં ' **देवानां स्वसा** ' એમ વર્ણન કર્યું છે. આ લાખ દેવોની બહેન છે એટલે ઇન્દ્રિયોની સહાયક છે. ' **देव** ' શબ્દ અહીં ઇન્દ્રિય વાચક છે. કારણ ત્યાર બાદ પ્રત્યેક અંગ અને અવયવોના વ્રણને દૂર કરનારી આ લાખ છે એમ કહ્યું છે. તેથી તે ઇન્દ્રિયોની સહાયક છે તે વાત સિદ્ધ થાય છે.

બીજા મંત્રમાં તેના રસનુ પાન કરનારો દીર્ઘજીવી થાય છે એમ કહ્યુ છે. આ લાખનો રસ કેવોક બનાવી પીવાતો હશે આ એક વિચારણીય સવાલ છે. તેનું સેવન પેટમાં કરવાથી મનુષ્યનું રક્ષણ થાય છે. રક્ષણ કરવાના કારણે જ તેને ' **रक्षा, राक्षा** અથવા **लाक्षा** ' કહે છે. તે વ્રણને ઠીક કરે છે. સડવા દેતી નથી અને મનુષ્યનું ભરણપોષણ કરી તેને આરોગ્યસંપન્ન કરે છે. બીજા મંત્રનું આ કહેવું પ્રથમ કહેલા વૈદ્યકગ્રંથના કહેવા જોડે મળતું આવે છે.

ત્રીજા મંત્રમાં કહ્યું છે કે આ ઘણાં વૃક્ષો ઉપર થાય છે, તે રોગો ઉપર વિજય મેળવે છે. રોગોનો સામનો કરે છે. તે કારણે ઘણા લોકો તેને ચાહે છે. બધા લોકો તેની ઇચ્છા કરવાના કારણે તેનું નામ ' **स्परणी** ' થયું છે.

ચોથા મંત્રમાં કહ્યું છે કે વિવિધ પ્રકારથી ઉત્પન્ન થએલા ઘા વગેરેને આ લાખ દૂર કરે છે. રોગોની નિષ્કૃતિ ( દૂર કરવા ) ના કારણે તેનું નામ ' **निष्कृति** ' થયું છે.

પાંચમાં મંત્રમાં કહ્યું છે કે પિલખન, પીપળો, ખેર, ખાખરો, વડ, બાવળ વગેરે વૃક્ષો પર તે થાય છે અને તે ' **अरु-धती** ' છે એટલે વ્રણોને રૂઝાવનારી છે. તેના પ્રયોગથી નાના પ્રકારના ઘા ભરાઇ આવે છે.

છઠ્ઠા અને સાતમાં મંત્રના પૂર્વાર્ધમાં તેનું તેજસ્વી વર્ણન છે. સૂરજની સમાન તપેલા સોનાની જેમ અથવા સૂરજના રંગની જેમ તેનું તેજ છે. તે ' वपुष्टमा ' એટલે શરીરનું કલ્યાણ કરનારી છે. શરીરને પુષ્ટ અને તેજસ્વી કરનારી છે. ' रुत ' એટલે વણ વગેરેને દૂર કરે છે અને બધા દોષોને હટાવે છે. રોગો અને વણ ( ઘા ) વગેરેનું નિરાકરણ કરવાના કારણે તેને નિષ્કૃતિ નામ પ્રાપ્ત થયું છે. તે વાત પ્રકૃતિયુકત છે જાણે કે વાત જ તેનો આત્મા છે.

આઠમાં મંત્રમાં ' अजबभ्रु ' એ લાખનો પિતા એમ કહ્યું છે. અજ નામ બકરીનું છે. બકરીઓનું જે પોષણ કરે છે તે વક્ષોનું આ નામ છે. જે વૃક્ષના પાન બકરીઓ ખાય છે તે પીપળો, બાવળ, વડ, ખૈર, ખાખરો, બેરી વગેરે વક્ષોનું તે નામ છે. તેમની ડહાળી ઉપર લાખ ઉત્પન્ન થાય છે.

આ પ્રકારે આ સૂકતમાં લાખનું વર્ણન કર્યું છે. વૈદ્યોએ તેના ઉપયોગના અધિક વિચાર અને પ્રયોગ કરી અને જનતાને લાભ માટે તે પ્રગટ કરવા.

---

# શમી ઔષધિ

## કાંડ ૬, સૂકત ૩૦

( ऋषिः- उपरिबभ्रवः । देवता- शमी । )

दे॒वा इ॒मं मधु॑ना॒ संयु॑तं॒ यवं॒ सर॑स्वत्या॒मधि॑ म॒णाव॑चर्कृषुः ।
इन्द्र॑ आसी॒त्सीर॑पतिः श॒तक्र॑तुः की॒नाशा॑ आस॒न्म॒रुतः॑ सु॒दान॑वः ॥ १ ॥
यस्ते॒ मदो॑ऽवके॒शो वि॑के॒शो येना॑भि॒हस्यं॒ पुरु॑षं कृ॒णोषि॑ ।
आ॒रात्त्वद॒न्या वना॑नि वृक्षि॒ त्वं श॑मि श॒तव॑ल्शा॒ वि रो॑ह ॥ २ ॥
बृह॑त्पलाशे॒ सुभ॑गे॒ वर्ष॑वृद्ध॒ ऋता॑वरि । मा॒तेव॑ पु॒त्रेभ्यो॑ मृड॒ केशे॑भ्यः शमि ॥ ३ ॥

---

અર્થ— ( देवा मधुना संयुतं इमं यवं ) દેવોએ મધુરતાથી યુક્ત આ જવ નામના અનાજને ( सरस्वत्यां अधिमणौ अचर्कृषुः ) સરસ્વતીના કિનારે મણિ જેવી ભૂમિમાં વાવવા માટે વારંવાર હળ ફેરવ્યો. ત્યાં ( शतक्रतुः इन्द्रः सीरपतिः आसीत् ) શતક્રતુ ઇન્દ્ર હળનો સ્વામી હતો અને ( सुदानवः मरुतः कीनाशाः आसन् ) ઉત્તમ દાન કરનારા મરુતો ખેડૂતો હતા. [ ૧ ]

હે ( शमि ) શમી ઔષધિ ! ( यः ते मदः ) જે તારો આનંદદાયક રસ છે ( अवकेशः विकेशः ) વિશેષ વાળ વધારે છે. ( येन पुरुषं अभिहस्यं कृणोमि ) જે કારણે તું પુરુષોને અત્યંત આનંદિત કરે છે. માટે ( त्वत् अन्या वनानि आरात् वृक्षि ) તારાથી ભિન્ન બીજા જંગલને તારાથી દૂર ખસેડું છું ( त्वं शतवल्शा विरोह ) તું સેંકડો શાખાવાળી બની વધતી રહે. [ ૨ ]

હે ( बृहत्पलाशे सुभगे वर्षवृद्धे ऋतावरि शमि ) મોટા પાન વાળી ઉત્તમ તેજસ્વી વષ્ટિના કારણે મોટી શતાવરિ શમિ ! ( माता पुत्रेभ्य इव ) માતા પુત્રને ચાહે છે તેમ ( केशेभ्यः मृड ) વાળ માટે સુખ આપનારી થા. [ ૩ ]

### ખેતી

પ્રથમ મંત્રમાં જવ નામનું ધાન્ય વાવવા ભૂમિમાં ઉત્તમ હળ ચાલવી તૈયાર કરવાનું વિધાન છે. આ તો સર્વ સાધારણ ખેતી વિષે ઉપદેશ છે એમ સમજવું જોઇએ. જ્યારે ઇન્દ્ર હળ ચલાવે છે અને મરુતો ખેતી કરે છે, ત્યારે તે કાર્ય મનુષ્યને કરવા કોઇ જાતનો સંકોચ હોવો જોઇએ નહિ. એટલે ખેતીનું કાર્ય દિવ્યકાર્ય છે તે મનુષ્યે અવશ્ય કરવું જોઇએ.

### શમી

બીજા મંત્રમાં કહ્યું છે કે શમીનો રસ આનંદ આપે છે, અને વાળોને વધારે છે, માટે તેથી લોક આનંદિત થાય છે. તે કારણે શમી વૃક્ષની પાસે ઉગનારા બીજા વૃક્ષો દૂર કરવા જોઈએ એટલે શમી વૃક્ષ સારી રીતે વધશે. અહીં બગીચાનો એક મુખ્ય નિયમ કહ્યો છે. જે ઝાડને વધારવું હોય તેની આસપાસ બીજા કોઈ વૃક્ષ ઉગાવવા નહિ તેથી તે વૃક્ષ સારો વધે છે.

ત્રીજા મંત્રમાં શતાવરિ અને શમીની સ્તુતિ છે. તેથી વાળ વધે છે. તેમનો મોટો ફાયદો થાય છે. વૈદ્યો આ સૂક્તનો અવશ્ય વિચાર કરે. આ વનસ્પતિઓ વડે વાળનું રક્ષણ અને વૃદ્ધિ કેવી રીતે થાય છે તેનો ખાસ વિચાર થવો જોઈએ

---

# સૂર્ય–કિરણ ચિકિત્સા

### કાંડ ૬, સૂક્ત ૫૨

( ऋषिः- भागलिः । देवता- मन्त्रोक्ताः । )

उत्सूर्यो दिव एति पुरो रक्षांसि निजूर्वन् । आदित्यः पर्वतेभ्यो विश्वदृष्टो अदृष्टहा ॥ १ ॥
नि गावो गोष्ठे असदन्नि मृगासो अविक्षत । न्यूर्मयो नदीनां न्यदृष्टा अलिप्सत ॥ २ ॥
आयुर्ददं विपश्चितं श्रुतां कण्वस्य वीरुधम् । आभारिषं विश्वभेषजीमस्यादृष्टान्नि शमयत् ॥ ३ ॥

---

અર્થ— ( आदित्यः विश्वदृष्टः ) બધાને આદાન કરનારો, બધા જેને સહેલાઈથી જોઈ શકે છે અને જે ( अ-दृष्ट-हा सूर्यः ) અદૃષ્ટ દોષોનો નાશ કરનારો સૂરજ ( रक्षांसि निजूर्वन् ) રાક્ષસોનો નાશ કરતો ( पर्वतेभ्यः पुरः ) પર્વતોની પાછળથી ( दिवः उत एति ) દ્યુલોકમાં ઉપર આવે છે. એટલે ઉગવે છે. [ ૧ ]

( गावः गोष्ठे नि असदन् ) ગાયો ગોશાળામાં બેસેલી છે. ( मृगासः नि अविक्षत ) હરણો આપણા પોતાના સ્થાનમાં જઈ બેસી ગયા. ( नदीनां ऊर्मयः नि ) નદીઓના મોજાઓ ચાલી ગયા અને હવે તે ( अदृष्टाः नि अलिप्सत ) અદૃષ્ટ થવાના કારણે તેમને પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે. [ ૨ ]

( कण्वस्य आयुः ददं ) રોગીને જીવન આપનારી ( विपश्चितं श्रुतां वीरुधं ) બુદ્ધિ વધારનારી પ્રસિદ્ધ ઔષધિ ( विश्वभेषजीं आ आभारिषं ) બધા રોગોની ઔષધિઓ મેં મેળવી છે અને ( अस्य अदृष्टान् नि शमयत् ) એના અદૃષ્ટ દોષોને દૂર કરીએ છીએ. [ ૩ ]

# સૂર્ય–કિરણ ચિકિત્સા

### સૂરજનું મહત્ત્વ

આ સૂક્તમાં પહેલા મંત્રમાં સૂરજનું મહત્ત્વ વર્ણન કર્યું છે. ' સૂર્ય ' બધા જલરસોનું આદાન કરે છે. તેથી તેને ' आदित्य ' કહે છે. ( विश्व-दृष्टः ) તેને બધા જુએ છે. તે આંખથી પ્રત્યક્ષ દેખાય છે. તે સૂરજ ( अ-दृष्ट-हा ) અદૃષ્ટ દોષોનો નાશ કરે છે. શરીરમાં અથવા દુનિયામાં જે રોગબીજ, દોષ અને હાનિકારક રોગમૂલ છે તેમનો સૂરજના કિરણો નાશ કરે છે. ( रक्षांसि-क्षरांसि निजूर्वन् ) રાક્ષસોને એટલે ક્ષીણ કરનારા રોગજંતુઓનો નાશ કરે છે. આ પ્રકારનો આ સૂરજ દરરોજ ઉગે છે. સૂરજના આ ગુણ સૌરચિકિત્સા કરનારાઓએ ધ્યાનમાં રાખવા જોઈએ.

બીજા મંત્રમાં કહ્યું છે કે ગાયો દિવસે રખડે છે અને રાત્રે વાડામાં આવી વસે છે. હરણો ( જાનવરો ) પણ તે જ પ્રકારે વિશ્રાંતિ માટે પોતાના સ્થાને આવી જાય છે. નદીના મોજા પણ કદી વેગથી ઉત્પન્ન થાય છે અને બીજે ક્ષણે ચાલ્યા જાય છે. એટલે ટૂંકમાં આ દુનિયામાં કોઈ પણ

અવસ્થા સ્થિર નથી. રોગ પણ તે જ કારણે નાશ થનારા છે. રોગીએ એ ખ્યાલમાં રાખવું કે આ નશ્વર જગતમાં રોગ પણ નષ્ટ થનારા છે, સ્થિરરૂપે રહેશે નહિ તેથી રોગ દૂર થશે અને આરોગ્ય પ્રાપ્ત થશે એવો મનનો નિશ્ચય રાખવો તે જ યોગ્ય છે.

રોગીની અવસ્થા આ સૂકતમાં ' **कण्व** ' શબ્દથી કહી છે. શરીર પીડાય છે ત્યારે રોગી વિલક્ષણ અવાજ કરે છે તેને કણસવું કહે છે તે શબ્દ ' કણ્વ ' ઉપરથી બનેલો છે. એવી અવસ્થામાં રોગી જો સુપ્રસિદ્ધ ( **विश्व-भेषजी** ) બધા રોગો માટેની દવાનું સેવન કરશે તો તે નિઃસંશય રોગમુકત થશે આ મંત્રમાં જે બધા રોગોનુ શમન કરનારી ઔષધિ કહી છે, તે પહેલા મંત્રમાં કહેલા સૂરજનો પ્રકાશ છે. સૂરજના કિરણો રૂપી વેલીઓ અમારી પાસે આવે છે. આ સૂરજપ્રકાશમાં એટલુ બધુ સામર્થ્ય છે કે જે દેખાય છે અને દેખાતા નથી તેવા બધા રોગબીજોનો નાશ કરે છે. જ્યાં સૂરજનો પ્રકાશ હોય છે ત્યાં કોઇ રોગબીજ રહી શકતું નથી. એટલી શકિત સૂર્યકિરણમાં હોય છે. આ વિજ્ઞાનનો વિચાર કરીને મનુષ્યે પોતાની રહેણીકરણી યોગ્ય પ્રકારની બનાવી, સૂરજદેવ પાસેથી આરોગ્ય પ્રાપ્ત કરવુ. એટલો ઉઘાડા શરીરે સૂરજ પ્રકાશમાં હરવા ફરવાથી શરીર ઉપરના રોગકૃમિ દૂર થશે. ઘરમાં સૂરજ પ્રકાશ આવવાથી ઘરના રોગો દૂર થશે. નગરમાં સૂરજ પ્રકાશ ગલી ગલીમાં પહોંચી જવાથો આખું શહેર આરોગ્યથી પરિપૂર્ણ બને, આ પ્રકારે બધા મનુષ્યો આ સૂરજના પ્રકાશથી આરોગ્ય પ્રાપ્ત કરી શકે છે. સૂરજના કિરણો જેમની ઉપર પડે છે એવી વનસ્પતિ ખાવાથી પણ લાભ થાય છે. સૂરજના પ્રકાશમાં ફરવા જનારી ગાયોનું દૂધ પીવાથી લાભ થાય છે. આ પ્રકારે યોજનાપૂર્વક જાણી સૂરજની ચિકિત્સાનો વિષય બધાએ સમજી લેવો જરૂરી છે.

# સૂરજ–કિરણ ચિકિત્સા

### કાંડ ૭, સૂકત ૧૦૭

( ऋषिः- भृगुः । देवता- सूर्यः आपः च । )

**अव॑ दि॒वस्ता॑रयन्ति स॒प्त सूर्य॑स्य र॒श्मय॑: । आप॑: समु॒द्रिया॒ धारा॒स्तास्ते॑ श॒ल्यम॑सिस्रसन् ॥ १ ॥**

અર્થ— ( **सूर्यस्य सप्त रश्मयः** ) સૂરજના સાત કિરણો ( **समुद्रियाः आपः धाराः** ) દરીયાની પાણીની ધારાઓ ( **दिवः अवतारयन्ति** ) દ્યુલોકમાંથી નીચે આવે છે. ( **ताः ते शल्यं असिस्रसन्** ) તે જળ ધારાઓ તારા શલ્યને ( દુઃખને ) દૂર કરે. [ ૧ ]

સૂરજ પોતાના કિરણો વડે પૃથ્વી ઉપરના પાણીની વરાળ બનાવી ઉપર લઇ જાય છે અને તેના વાદળા બનાવે છે. પછી તેના જ કિરણોથી વાદળામાંથી વૃષ્ટિ થાય છે અને ભૂમિ ઉપર જલપ્રવાહ વહેવા લાગે છે. આ જલચક્ર આ પ્રકારે ચાલે છે.

# મણિબન્ધન

## કાંડ ૧૦, સૂક્ત ૬

( ऋषिः- बृहस्पतिः । देवता- फालमणिः, वनस्पतिः, आपः । )

अरातीयोर्भ्रातृव्यस्य दुर्हार्दो द्विषतः शिरः । अपि वृश्चाम्योजसा ॥ १ ॥
वर्म मह्यमयं मणिः फालाज्जातः करिष्यति । पूर्णो मन्थेन मागमद्रसेन सह वर्चसा ॥ २ ॥
यत्त्वा शिक्वः परावधीत्तक्षा हस्तेन वास्या ।
आपस्त्वा तस्माज्जीवलाः पुनन्तु शुचयः शुचिम् ॥ ३ ॥
हिरण्यस्रगयं मणिः श्रद्धां यज्ञं महो दधत् । गृहे वसतु नोऽतिथिः ॥ ४ ॥
तस्मै घृतं सुरां मध्वन्नमन्नं क्षदामहे ।
स नः पितेव पुत्रेभ्यः श्रेयःश्रेयश्चिकित्सतु भूयोभूयः श्वःश्वो देवेभ्यो मणिरेत्य ॥ ५ ॥
यमबध्नाद्बृहस्पतिर्मणिं फालं घृतश्चुतमुग्रं खदिरमोजसे ।
तमग्निः प्रत्यमुञ्चत सो अस्मै दुह आज्यं भूयोभूयः श्वःश्वस्तेन त्वं द्विषतो जहि ॥ ६ ॥

---

અર્થ—( अरातीयोः भ्रातृव्यस्य ) દુશ્મન વેર રાખનાર ( दुर्हार्दः द्विषतः शिरः ) દુષ્ટ હૃદયવાળો અને દ્વેષ કરનારાનું માથું ( ओजसा अपि वृश्चामि ) વેગથી હું તોડું છું. [ ૧ ]

( फालात् जातः अयं मणिः ) ફાલથી બનાવેલો આ મણિ ( मह्यं वर्म करिष्यति ) મારા માટે કવચની જેમ રક્ષણ કરશે. ( मन्थेन रसेन वर्चसा सहपूर्णः ) મન્થન સામર્થ્ય રસ અને વર્ચસયુક્ત હોવાના કારણે પૂર્ણશક્તિશાળી આ મણિ ( मा अगमत् ) મારી પાસે આવ્યો છે. [ ૨ ]

( यत् त्वा शिक्वः तक्षा ) જે તને કુશળ તર્ખાણ ( वास्या हस्तेन परा अवधीत् ) શસ્ત્રયુક્ત હાથથી મારે છે ( तस्मात् ) તેથી ( जीवलाः शुचयः आपः ) જીવને આપનારું શુદ્ધ પાણી ( शुचिं त्वा पुनन्तु ) તને પવિત્ર વીરને પવિત્ર કરે. [ ૩ ]

( अयं मणिः ) આ મણિ ( हिरण्यस्रक् ) સુવર્ણમાળા ( श्रद्धां यज्ञः महः दधत् ) શ્રદ્ધા, ભક્તિ, યજ્ઞ અને મહત્ત્વનું ધારણ કરે અને તે ( नः गृहे अतिथिः वसतु ) અમારા ઘરમાં પૂજનીય જેવો થઈને રહે. [ ૪ ]

( तस्मै घृतं सुरां मधु अन्नं क्षदामहे ) તેના માટે ઘી, વરસાદ, પાણી, મધ અને અન્ન અમે આપીએ છીએ. ( सः नः पुत्रेभ्यः पिता इव ) તે અમને જેમ પિતા પુત્રોને આપે છે તેમ ( श्रेयः श्रेयः चिकित्सतु ) પરમ કલ્યાણ આપે. આ ( मणिः देवेभ्यः एत्य ) મણિ દેવોની પાસે અહીં આવી ( भूयोभूयः श्व -श्वः ) વારંવાર અને રોજરોજ અમને સુખ આપે. [ ૫ ]

( फालं घृतश्चुतं खदिरं उग्रं मणिं ) ફાલથી ઉત્પન્ન થએલો ઘીથી પરિપૂર્ણ ખેરનો બનાવેલો અને વીરતા વધારનારો આ મણિ છે. ( यं ओजसे बृहस्पतिः अबध्नात् ) જેને બળ વધારવા માટે બૃહસ્પતિએ આ મણિ બાંધ્યો હતો, ( तं अग्निः प्रति अमुञ्चत ) તે અગ્નિ મને આપે, ધારણ કરાવે. ( सः अस्मै भूयोभूयः श्वः-श्वः आज्यं दुहे ) તે એના માટે વારંવાર અને દરરોજ ઘી આપે. ( तेन त्वं द्विषतो जहि ) તેના વડે તું શત્રુઓને માર એટલે તેમનો વિધ્વંસ કર [ ૬ ]

*

यमबध्नाद्बृहस्पतिर्मणिं फालं घृतश्चुतमुग्रं खदिरमोजसे ।
तमिन्द्रः प्रत्यमुञ्चतौजसे वीर्याय कम् ।
सो अस्मै बलमिद् दुहे भूयोभूयः श्वःश्वस्तेन त्वं द्विषतो जहि ॥ ७ ॥

यमबध्नाद्बृहस्पतिर्मणिं फालं घृतश्चुतमुग्रं खदिरमोजसे
तं सोमः प्रत्यमुञ्चत महे श्रोत्राय चक्षसे ।
सो अस्मै वर्च इद् दुहे भूयोभूयः श्वःश्वस्तेन त्वं द्विषतो जहि ॥ ८ ॥

यमबध्नाद्बृहस्पतिर्मणिं फालं घृतश्चुतमुग्रं खदिरमोजसे ।
तं सूर्यः प्रत्यमुञ्चत तेनेमा अजयद्दिशः ।
सो अस्मै भूतिमिद् दुहे भूयोभूयः श्वःश्वस्तेन त्वं द्विषतो जहि ॥ ९ ॥

यमबध्नाद्बृहस्पतिर्मणिं फालं घृतश्चुतमुग्रं खदिरमोजसे ।
तं बिभ्रच्चन्द्रमा मणिमसुराणां पुरोऽजयद्दानवानां हिरण्ययीः ।
सो अस्मै श्रियमिद् दुहे भूयोभूयः श्वःश्वस्तेन त्वं द्विषतो जहि ॥ १० ॥

यमबध्नाद्बृहस्पतिर्वाताय मणिमाशवे ।
सो अस्मै वाजिनं दुहे भूयोभूयः श्वःश्वस्तेन त्वं द्विषतो जहि ॥ ११ ॥

यमबध्नाद्बृहस्पतिर्वाताय मणिमाशवे । तेनेमां मणिना कृषिमश्विनावभि रक्षतः ।
स भिषग्भ्यां महो दुहे भूयोभूयः श्वःश्वस्तेन त्वं द्विषतो जहि ॥ १२ ॥

---

અર્થ—( यं० ) જેના ઉપર બૃહસ્પતિએ મણિ બાંધ્યો છે ( तं इन्द्रः प्रति अमुञ्चत ) તેને ઇન્દ્ર મને આપે, અને ( ओजसे वीर्याय कं ) ઓજ વીર્ય અને સુખ પ્રાપ્ત કરાવે. ( सः अस्मै बलं इत् दुहे० ) તે તેને બળ આપે. [ ૭ ]

( यं० ) જેના ઉપર...( तं सोमः प्रति अमुञ्चत ) તે સોમ મને આપે ( महे श्रोत्राय चक्षसे ) મહત્ત્વ, શ્રોત્ર અને દૃષ્ટિ આપે, તેને ( वर्चः दुहे० ) તે વર્ચસ્ આપે. [ ૮ ]

( यं० ) જેના ઉપર...( तं सूर्यः प्रति अमुञ्चत ) તેને મને સૂરજ આપે ( तेन इमा दिशः अजयत् ) અને તેથી આ બધી દિશાઓ જીતી લે ( सः अस्मै भूतिं दुहे० ) તે એના માટે ઐશ્વર્ય આપે. [ ૯ ]

( यं० )...( तं मणिं बिभ्रत् चन्द्रमा ) તે મણિને ધારણ કરનારો ચંદ્રમા ( असुराणां दानवानां हिरण्ययीः पुरः अजयत् ) અસુર અને રાક્ષસોની સુવર્ણયુક્ત નગરીઓને પરાજીત કરે છે. ( सः अस्मै श्रियं दुहे० ) તે એના માટે શ્રી આપે છે. [ ૧૦ ]

( यं० ) જેને બૃહસ્પતિ મણિ બાંધે છે અને ( आशवे वाताय ) ગતિમય વાયુની શક્તિથી યુક્ત કરે છે, ( सः अस्मै वाजिनं दुहे० ) તે એના માટે ઘોડા આપે છે. [ ૧૧ ]

( यं० ) જેને બૃહસ્પતિ મણિ બાંધે છે ( तेन मणिना ) તે મણિથી ( अश्विनौ इमां कृषिं अभिरक्षतः ) અશ્વિના દેવ તેના ખેતીનું રક્ષણ કરે છે. ( सः भिषग्भ्यां महः दुहे ) તે તે વૈદ્ય પાસેથી મોટું અન્ન અથવા તેજ પ્રાપ્ત કરે છે. [ ૧૨ ]

यमबध्नाद्बृहस्पतिर्वाताय मणिमाशवे । तं बिभ्रत्सविता मणिं तेनेदमजयत्स्वः ।
सो अस्मै सूनृतां दुहे भूयोभूयः श्वःश्वस्तेन त्वं द्विषतो जहि ॥ १३ ॥
यमबध्नाद्बृहस्पतिर्वाताय मणिमाशवे । तमापो बिभ्रतीर्मणिं सदा धावन्त्यक्षिताः ।
स आभ्योऽमृतमिद् दुहे भूयोभूयः श्वःश्वस्तेन त्वं द्विषतो जहि ॥ १४ ॥
यमबध्नाद्बृहस्पतिर्वाताय मणिमाशवे । तं राजा वरुणो मणिं प्रत्यमुञ्चत शंभुवम् ।
सो अस्मै सत्यमिद् दुहे भूयोभूयः श्वःश्वस्तेन त्वं द्विषतो जहि ॥ १५ ॥
यमबध्नाद्बृहस्पतिर्वाताय मणिमाशवे । तं देवा बिभ्रतो मणिं सर्वांल्लोकान्युधाजयन् ।
स एभ्यो जितिमिद् दुहे भूयोभूयः श्वःश्वस्तेन त्वं द्विषतो जहि ॥ १६ ॥
यमबध्नाद्बृहस्पतिर्वाताय मणिमाशवे । तमिमं देवता मणिं प्रत्यमुञ्चन्त शंभुवम् ।
स आभ्यो विश्वमिद् दुहे भूयोभूयः श्वःश्वस्तेन त्वं द्विषतो जहि । ॥ १७ ॥
ऋतवस्तमबध्नतार्तवास्तमबध्नत । संवत्सरस्तं बद्ध्वा सर्वं भूतं वि रक्षति ॥ १८ ॥
अन्तर्देशा अबध्नत प्रदिशस्तमबध्नत । प्रजापतिसृष्टो मणिर्द्विषतो मेऽधराँ अकः ॥ १९ ॥
अथर्वाणो अबध्नताथर्वणा अबध्नत ।
तैर्मेदिनो अङ्गिरसो दस्यूनां बिभिदुः पुरस्तेन त्वं द्विषतो जहि ॥ २० ॥

---

અર્થ—( यं० )...( तं मणिं सविता बिभ्रत् ) તે મણિને સવિતાએ ધારણ કર્યો. ( तेन इदं स्वः अजयत् ) તેણે આ સ્વર્ગીય સુખનું વિજય કર્યું. ( सः अस्मै सूनृतां दुहे० ) તે એના માટે સત્ય આપે છે. [ १३ ]

( यं० )...( तं मणिं अपः बिभ्रतीः ) તે મણિને પાણી ધારણ કરે છે ( सदाः अक्षिताः धावन्ति ) અક્ષય થઈ તે હંમેશા દોડે છે. ( सः आभ्यः अमृतं दुहे ) તે એમના માટે અમૃત આપે છે. [ १४ ]

( यं० )...( तं शंभुवं मणिं राजा वरुणः प्रत्यमुञ्चत ) તે સુખદાયક મણિને રાજા વરણ છોડી દે છે. ( सः असै सत्यं दुहे ) તે એના માટે સત્ય આપે છે. [ १५ ]

( यं० )...( तं मणिं देवाः बिभ्रतः ) તે મણિને દેવોએ ધારણ કર્યો અને ( युधा सर्वान् लोकान् अजयन् ) યુદ્ધ કરી બધા લોકોને જીતી લીધા ( स एभ्यः जितिं इद् दुहे ) તે અમને વિજય આપે છે [ १६ ]

( यं० )...( तं शंभुवं इमं मणिं देवताः प्रत्यमुञ्चन्त ) તે સુખ આપનારા મણિને દેવતાઓએ છોડી દીધો, ( सः आभ्यः विश्व इद् दुहे ) તે એમના માટે બધું સુખ આપે છે. [ १७ ]

( ऋतवः तं अबध्नत ) ઋતુ તેમને બાંધતા રહ્યા. ( आर्तवाः तं अबध्नत ) ઋતુથી ઉત્પન્ન પદાર્થો તેને બાંધે છે. ( संवत्सरः तं बध्वा ) સંવત્સર તેને બાંધી ( सर्वं भूतं विरक्षति ) બધા ભૂત માત્રનું રક્ષણ કરે છે. ( १८ )

( अंतर्देशाः त अबध्नत ) અંતર્દિશાઓએ તેને બાંધ્યો. ( प्रदिशः तं अबध्नत ) દિશાઓએ તેને બાંધ્યો, આ ( प्रजापति-सृष्टो मणिः ) પ્રજાપતિએ નિર્માણ કરેલો મણિ ( मे द्विषतः अधरान् अकः ) મારા શત્રુઓને નીચે કરે છે. [ १९ ]

( अथर्वाणो अबध्नत ) અથર્વાએ તેને બાંધ્યો, ( आथर्वणा अबध्नत ) આથર્વણિકોએ તેને બાંધ્યો, ( तैः मेदिनः अंगिरसः ) તેનાથી બળવાન થએલા અંગિરસ ( दस्यूनां पुरः बिभिदुः ) શત્રુઓના શહેરોને તોડતા રહ્યા. ( तेन त्वं द्विषतः जहि ) તેથી તું આપણા શત્રુઓને પરાજીત કર. [ २० ]

तं धाता प्रत्यमुञ्चत स भूतं व्यकल्पयत् । तेन त्वं द्विषतो जहि ॥ २१ ॥
यमबध्नाद्बृहस्पतिर्देवेभ्यो असुरक्षितिम् । स मायं मणिरागमद्रसेन सह वर्चसा ॥ २२ ॥
यमबध्नाद्बृहस्पतिर्देवेभ्यो असुरक्षितिम् ।
स मायं मणिरागमत्सह गोभिरजाविभिरन्नेन प्रजया सह ॥ २३ ॥
यमबध्नाद्बृहस्पतिर्देवेभ्यो असुरक्षितिम् ।
स मायं मणिरागमत्सह व्रीहियवाभ्यां महसा भूत्या सह ॥ २४ ॥
यमबध्नाद्बृहस्पतिर्देवेभ्यो असुरक्षितिम् ।
स मायं मणिरागमन्मधोर्घृतस्य धारया कीलालेन मणिः सह ॥ २५ ॥
यमबध्नाद्बृहस्पतिर्देवेभ्यो असुरक्षितिम् ।
स मायं मणिरागमदूर्जया पयसा सह द्रविणेन श्रिया सह ॥ २६ ॥
यमबध्नाद्बृहस्पतिर्देवेभ्यो असुरक्षितिम् ।
स मायं मणिरागमत्तेजसा त्विष्या सह यशसा कीर्त्या सह ॥ २७ ॥
यमबध्नाद्बृहस्पतिर्देवेभ्यो असुरक्षितिम् । स मायं मणिरागमत्सर्वाभिर्भूतिभिः सह ॥ २८ ॥
तमिमं देवता मणिं मह्यं ददतु पुष्टये । अभिभुं क्षत्रवर्धनं सपत्नदम्भनं मणिम् ॥ २९ ॥
ब्रह्मणा तेजसा सह प्रति मुञ्चामि मे शिवम् ।
असपत्नः सपत्नहा सपत्नान्मेऽधराँ अकः ॥ ३० ॥

---

અર્થ— ( तं धाता प्रत्यमुञ्चत ) તેને ધાતાએ ધારણ કર્યો હતો ( सः भूतं व्यकल्पयत् ) તે ભૂતોને સર્જવામાં સમર્થ બન્યો. ( तेन त्वं द्विषतः जहि ) તેના બળથી તું પોતાના શત્રુઓને પરાજીત કર. [ ૨૧ ]

( य० )...( असुरक्षितिं ) જે અસુર વિનાશક ( देवेभ्यः बृहस्पतिः अबध्नात् ) દેવોને માટે બૃહસ્પતિએ બાંધો હતો, ( सः अयं मणिः मा ) તે મણિ મારી પાસે ( रसेन वर्चसा सह आगमत् ) રસ અને તેજની સાથે આવી ગયો છે. [ ૨૨ ]

( यं० )...તે ( गोभिः अजाभिः अन्नेन प्रजयासह )ગાયો, બકરીઓ અને પ્રજાની સાથે. [ ૨૩ ]

( यं० )...( व्रीहियवाभ्यां महसा भूत्या सह ) ચોખા, જવ અને ઐશ્વર્ય સાથે. [ ૨૪ ]

( मधोः घृतस्य धारया कीलालेन सह ) ઘી, મધ, અને પેયની ધારાઓ સાથે. [ ૨૫ ]

( पयसा द्रविणेन श्रिया सह ) દૂધ, ધન અને શ્રી ( લક્ષ્મી ) ની સાથે. [ ૨૬ ]

( तेजसा त्विष्या यशसा कीर्त्या सह ) તેજ, ચળકાટ, યશ અને કીર્તિની સાથે. [ ૨૭ ]

( सर्वाभिः भूतिभिः सह...) બધા ઐશ્વર્યોની સાથે આ મણિ ( मा आगमत् ) મારી પાસે આવ્યો છે. [૨૮]

( तं इमं मणिं ) એવા તે મણિને ( देवता पुष्टये मह्यं ददतु ) દેવતાઓ પુષ્ટિ માટે મને આપે. આ ( अभिभुं क्षत्रवर्धनं सपत्नदम्भनं मणिं ) શત્રુનાશક ક્ષાત્રતેજ વધારનારો, દુશ્મનો વિધ્વંસ કરનારો આ મણિ છે. [ ૨૯ ]

( ब्रह्मणा तेजसा सह ) જ્ઞાન અને તેજની સાથે ( मे शिवं प्रतिमुञ्चामि )હું આ કલ્યાણકારી મણિને ધારણ કરું છું આ મણિ ( असपत्नः सपत्नहा ) શત્રુરહિત અને શત્રુઘાતક છે તેમજ ( मे सपत्नान् अधरान् अकः ) તેણે મારા શત્રુઓને નીચે કર્યા છે. [ ૩૦ ]

उत्तरं द्विषतो माम॒यं म॒णिः कृणोतु देवजाः । यस्य॑ लो॒का इ॒मे त्रयः॒ पयो॑ दु॒ग्धमु॑पा॒सते ।
स मा॒यमधि॑ रोहतु म॒णिः श्रैष्ठ्याय मूर्ध॒तः ॥ ३१ ॥
यं दे॒वाः पि॒तरो॑ मनु॒ष्या॑ उपजीव॑न्ति स॒र्वदा । स मा॒यमधि॑ रोहतु म॒णिः श्रैष्ठ्याय मूर्ध॒तः ॥ ३२ ॥
यथा॒ बीज॑मु॒र्वरा॑यां कृ॒ष्टे फालेन॒ रोह॑ति । ए॒वा मयि॑ प्र॒जा प॒शवोऽन्न॑मन्नं॒ वि रो॑हतु ॥ ३३ ॥
यस्मै॑ त्वा यज्ञवर्धन॒ मणे॑ प्रत्यमु॑चं शि॒वम् । तं त्वं श॑तदक्षिण॒ मणे॒ श्रैष्ठ्या॑य जिन्वतात् ॥ ३४ ॥
ए॒तमि॒ध्मं स॒माहि॑तं जुषा॒णो अग्ने॒ प्रति॑ हर्य॒ होमैः॑ ।
तस्मि॑न्विदेम सुम॒तिं स्व॒स्ति प्र॒जां चक्षुः॑ प॒शून्त्समि॑द्धे जा॒तवे॑दसि॒ ब्रह्म॑णा ॥ ३५ ॥

અર્થ— ( अयं देवजा मणिः ) આ દેવોથી ઉત્પન્ન થનારો મણિ ( मां द्विषतः उत्तरं कृणोतु ) મને શત્રુઓ કરતાં વધારે સારી અવસ્થામાં રાખે, ( यस्य दुग्धं ) જેથી દોહાએલું સાર ( इमे त्रयः लोकाः उपासते ) આ ત્રણે લોક પ્રાપ્ત કરે છે. [ ૩૧ ]

( *देवाः पितरः मनुष्याः यं सर्वदा उप जीवन्ति* ) દેવો, પિતરો અને મનુષ્યો જેના કારણે સદા નિર્ભર રહે છે તે ( श्रेष्ठ्याय० ) શ્રેષ્ઠ સ્થાન પર મને ચઢાવે. [ ૩૨ ]

( फालेन कृष्टे उर्वरायां ) ફાળથી હળ ફેરવેલી ભૂમિમાં ( यथा बीजं रोहति )જેમ બીજ ઉગે છે. ( एव मयि प्रजाः पशवः अन्नं विरोहतु ) તેમજ મારી પાસે સંતાન, પશુ પુષ્કળ થઇ જાય. [ ૩૩ ]

હે ( यज्ञवर्धन मणे ) યજ્ઞ વધારનાર મણિ ! ( त्वा शिवं यस्मै प्रति अमुचं ) તને શુભ મણિને જેને હું ધારણ કરાઉં, હે ( *शतदक्षिण मणे* ) સો પ્રકારની દક્ષિણા આપનાર મણે ! ( *तं त्वं श्रैष्ठ्याय जिन्वतात्* ) તેને તું શ્રેષ્ઠતા માટે વધાર. [ ૩૪ ]

હે ( अग्ने ) અગ્ને ! ( समाहितं इध्मं जुषाणः ) પ્રદીપ્ત ઇંધનનો સેવન કરતો તું ( होमैः प्रतिहर्य ) હોમ હવનથી સમૃદ્ધ થા. ( तस्मिन् समिद्धे जातवेदसि ) તે પ્રદીપ્ત અગ્નિથી ( ब्रह्मणा ) જ્ઞાન વડે ( सुमतिं स्वस्ति प्रजां ) ઉત્તમ બુદ્ધિ, કલ્યાણ, સંતાન, ( चक्षुः पशून् ) દૃષ્ટિ અને પશુઓને ( विदेम ) પ્રાપ્ત કરીએ. [ ૩૫ ]

આ સૂક્તમાં વિશેષ પ્રકારનો મણિ ધારણ કરવાનું મહત્ત્વ દર્શાવ્યું છે.

---

# જંગિડ–મણિ

## કાંડ ૨, સૂક્ત ૪

( ऋषिः– अथर्वा । देवता– चंद्रमाः, जङ्गिडः । )

दी॒र्घायु॒त्वाय॑ बृह॒ते रणा॒याऽरि॑ष्यन्तो॒ दक्ष॑माणाः॒ सदै॒व ।
म॒णिं वि॑ष्कन्धदूष॒णं ज॑ङ्गि॒डं बि॑भृमो व॒यम् ॥ १ ॥

અર્થ— ( दीर्घायुत्वाय ) દીર્ઘ જીવનની પ્રાપ્તિ માટે તેમજ ( बृहते रणाय ) મોટા આનંદને માટે ( वि-ष्कन्ध-दूषणं ) શોષક રોગને દૂર કરનારો ( जंगिडं मणिं ) જંગિડ મણિને ( अ-रिष्यन्तः दक्षमाणाः वयं ) નસડનારા પરંતુ બળ વધારનારા અમે બધા ( बिभृमः ) ધારણ કરીએ છીએ. [ ૧ ]

ભાવાર્થ— દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરવા માટે અને નિરોગીતાનો મોટો આનંદનો અનુભવ કરવા માટે જંગિડ મણિ અમે શરીર ઉપર ધારણ કરીએ છીએ, તેથી અમારી નબળાઇ દૂર થશે અને અમારી શક્તિ વધશે, કારણ કે આ મણિ શુષ્કતા એટલે શોષક રોગોને દૂર કરે છે. ( ૧ )

जङ्गिडो जम्भाद्विशराद्विष्कन्धादभिशोचनात् । मणिः सहस्रवीर्यः परि णः पातु विश्वतः ॥ २ ॥
अयं विष्कन्धं सहतेऽयं बाधते अत्त्रिणः । अयं नो विश्वभेषजो जङ्गिडः पात्वंहसः ॥ ३ ॥
देवैर्दत्तेन मणिना जङ्गिडेन मयोभुवा । विष्कन्धं सर्वा रक्षांसि व्यायामे सहामहे ॥ ४ ॥
शणश्च मा जङ्गिडश्च विष्कन्धादभि रक्षताम् । अरण्यादन्य आभृतः कृष्या अन्यो रसेभ्यः ॥ ५ ॥
कृत्यादूषिरयं मणिरथो अरातिदूषिः । अथो सहस्वान् जङ्गिडः प्र ण आयूंषि तारिषत् ॥ ६ ॥

---

અર્થ— આ ( सहस्रवीर्यः ) હજારો શક્તિઓથી યુક્ત ( जङ्गिडः मणिः ) જંગિડ મણિ ( जम्भाराव ) બગાસા વધારનારા રોગથી યુક્ત, ( वि-शरात् ) શરીર ક્ષીણ કરનારા રોગોથી, ( वि-स्कन्धात् ) શરીરને શુષ્ક કરતારા શોષક રોગથી ( अभिशोचनात् ) રડવાની પ્રવૃત્તિ કરનારા રોગોથી ( विश्वतः ) બધા પ્રકારે ( नः परिपातु ) અમારા બધાનું રક્ષણ કરે. [ ૨ ]

( अयं ) આ જંગિડ મણિ ( वि-स्कन्धं सहते ) શોષક રોગથી બચાવે છે ( अयं ) આ મણિ ( अत्त्रिणः बाधते ) ભક્ષક ભસ્મરોગથી બચાવે છે ( अयं जंगिडः ) આ જંગિડ મણિ ( विश्वः भेषजः ) બધી ઔષધિઓનો રસ છે, તે ( नः अंहसः पातु ) અમને પાપથી બચાવે. [ ૩ ]

( देवैः दत्तेन ) દિવ્ય મનુષ્યો દ્વારા આપેલા ( मयोभुवा ) સુખ આપનારા ( जंगिडेन मणिना ) જંગિડ મણિથી ( विष्कन्धं ) શોષક રોગોને અને ( सर्वा रक्षांसि ) બધા રોગ જંતુઓને ( व्यायामे ) સંઘર્ષમાં ( सहामहे ) દબાવી શકે છે. [ ૪ ]

( शणः च ) સણ અને ( जङ्गिडः च ) જંગિડ એ બંને ( विष्कंधात् ) શોષક રોગથી ( मा अभिरक्षताम् ) મારો બચાવ કરે. તેઓમાંથી ( अन्यः ) એક ( अरण्यात् आभृतः ) જંગલમાંથી આણેલો છે અને ( अन्यः ) બીજો ( कृष्याः रसेभ्यः ) ખેતીથી ઉત્પન્ન થએલા રસોથી બનાવેલો છે. [ ૫ ]

( अयं मणिः ) આ મણિ ( कृत्या-दूषिः ) હિંસાથી બચાવનારો છે ( अथो ) અને ( अ-राति-दूषिः ) શત્રુઓને દૂર કરનારો છે ( अथो ) એવા એ ( सहस्वन् जंगिडः ) બળવાન જંગિડમણિ ( नः आयूंषि तारिषत् ) અમારા આયુષ્યને વધારે. [ ૬ ]

---

ભાવાર્થ— આ મણિ સાધારણતઃ હજારો સામર્થ્યથી યુક્ત છે, પરંતુ વિશેષતઃ બગાસા વધારનારા, નબળાઈ ઉત્પન્ન કરનારા, શરીરને સુકાવનારા, કારણ વગર આંખમાં રોવાના આંસુ લાવવા રોગોથી આ મણિ બચાવે છે. (૨)

આપણી શોષક રોગોને દૂર કરે છે અને જેમાં પુષ્કળ અન્ન ખવાય છે, પરંતુ શરીર કૃશ રહે છે એવા પ્રકારના ભસ્મ રોગથી બચાવે છે. આ મણિમાં અનેક ઔષધિ ગુણો છે. માટે તે અમને પાપવૃત્તિથી પણ બચાવશે. (૩)

મહાન પુરુષોથી પ્રાપ્ત થએલો અને સુખ આપનારો આ જંગિડમણિ શોષક રોગ અને રોગબીજ-રૂપના જંતુઓથી અમારું રક્ષણ કરે. (૪)

સણ અને આ જંગિડમણિ બને શોષક રોગથી અમારો બચાવ કરે. તેમાંથી એક જંગલમાંથી પ્રાપ્ત થાય છે અને બીજો ખેતીથી ઉત્પન્ન થએલા ઔષધિઓના રસોથી બનાવવામાં આવે છે. (૫)

આ મણિ નાશથી બચાવે છે અને આરોગ્યના શત્રુરૂપી રોગોથી દૂર રાખે છે આ પ્રભાવશાળી મણિ અમારું આયુષ્ય વધારે. (૬)

# જંગિડ-મણિ

## સણ અને જંગિડમણિ

આ સૂકતમાં ' સણ ' અને ' જંગિડ ' આ બે વસ્તુઓનો ઉલ્લેખ છે. ( મં. ૫ ) શણ અથવા સણ આ પ્રસિદ્ધ પદાર્થ છે. ભાષામાં તેનું તેજ નામ છે. સણના વિષે રાજવલ્લભ નામના વૈદ્યકગ્રંથમાં આ વચન છે—

૧ तत्पुष्पं रक्तपित्ते हितं मलरोधकं च ।
बीजं शोणितशुद्धिकरम् ॥ રાજવ૦ ૩ ૫.

૨ अम्लः कषायो मलगर्भस्रपातनः वान्तिकृत् वातकफघ्नश्च ॥ રાજનિઘંટુ વ. ૪

"( ૧ ) સણનું ફૂલ રક્તપિત્ત રોગમાં હિતકારક છે. મલરોધક છે અને તેના બીજ રક્ત શુદ્ધિ કરનારા છે. ( ૨ ) સણના આ ગુણ છે— ખાટો, કષાય રુચીવાળો, મલ-ગર્ભ-રક્તનો સ્રાવ કરાવનારો, વમન કરાવનારો તેમજ વાતરોગ અને કફ રોગને દૂર કરનારો છે."

વૈદ્ય લોક તેનો વધારે વિચાર કરે. આ સણ ( कृष्वा: रसेभ्यः आभृतः ) ખેતીથી ઉત્પન્ન થનારા રસોથી બનાવેલો છે. ( મં. ૫ ) આ વર્ણન સણ કયો પદાર્થ છે તેનો નિશ્ચય કરાવે છે. સણનું જે કપડું બને છે તેનો ધાગો અથવા કપડું અથવા દોરી અહીં કહેલી છે. દોરી ધાગો કે કપડું હશે, અમને લાગે છે કે અહીં સણનો ધાગો (દોરો) કહેલો છે. તે વિધવિધ ઔષધિના ( रसेभ्यः ॥ મં. ૫ ) રસોમાં ભીંજવી બનાવવામાં આવે છે. આ સણનું નામ ' त्वक्सार ' છે, તેનો અર્થ થાય છે ( त्वक्+सार ) ત્વચામાં જેનું સત્ત્વ રહે છે. માટે એની ત્વચાનો ધાગો બનાવી તેને વિવિધ ઔષધિ રસોમાં ભીંજવી હાથ ઉપર, કમર ઉપર અથવા ગળામાં તે દોરો બાંધવામાં આવતો હશે. વ્યાયામ કરતી વેળા જ્યારે પરસેવો આવે ત્યારે તે પરસેવાથી તે સણના દોરા ઉપર લગાવેલી ઔષધિઓ શરીર ઉપર લાગે છે અને શરીર ઉપર તેમનો ઇષ્ટ પરિણામ થાય છે.

આ સણનો દોરો બનાવતી વેળા તેના ઉપર કયા કયા ઔષધિ રસો કેવા પ્રકારે ચોપડવામાં આવે છે, તે કેવી રીતે તૈયાર કરવામાં આવે છે તેનો વિચાર સારા વૈદ્યોએ કરવો યોગ્ય છે. કારણ કે તે સંબંધે આ સૂકતમાં કંઇ પણ કહ્યું નથી.

शणः च मा जंगिडश्च समिरक्षताम् । મં. ૫

" સણ અને જંગિડમણિ મારું રક્ષણ કરે. " આ પાંચમાં મંત્રનું કહેવું. આ કહેવાથી સ્પષ્ટ થાય છે કે સણના દોરામાં જંગિડમણિ પરોવી ગળામાં અથવા શરીર ઉપર ધારણ કરવાનો અભિપ્રાય આ સૂકતમાં સ્પષ્ટ છે. ઉપર કહ્યા મુજબ ઔષધિ રસોથી બનાવેલો સણનો ધાગો પણ પોતે ગુણકારી છે અને જંગિડમણિ પણ પોતે ગુણકારી છે. તેમજ બંને ભેગા થઇ જાય તો પણ બંનેનો મળી વિશેષ લાભ થવાનો સંભવ છે. જ્યાર સુધી વિશેષ શોધખોળ થઇ નથી ત્યાર સુધી અમે અહીં એમ જ સમજીશું કે સણના દોરામાં જંગિડમણિ શરીર ઉપર બાંધવાથી મંત્રમાં કહેલા ફાયદા થાય છે.

## જંગડિમણિથી થતા લાભ

૧ दीर्घायुत्वं– દીર્ઘજીવન પ્રાપ્ત થાય છે. ( મં. ૧ )
आयूंषि तारिषत्– જીવન વધે છે. ( મં ૬ )

૨ महत् रणं ( रमणीयं )– મોટો આનંદ, મોટો ઉત્સવ રહે છે, જે આનંદ આરોગ્યના કારણે પ્રાપ્ત થાય છે તે આ મણિથી પ્રાપ્ત થાય છે. ( મં. ૧ )

૩ अरिष्यन्तः– અપમૃત્યુથી બચાવે છે, અથવા રોગથી નાશ થવા દેતો નથી. ( મં. ૧ )

૪ दक्षमाणः– ( वर्द्ध ) બળ વધારે છે, બળવાન્, સામર્થ્યશાળી થવું. ( મં. ૧ )

૫ विष्कंधदूषणः– શોકરોગ દૂર કરવા. જે રોગોથી મનુષ્ય દરરોજ કૃશ થાય છે તે રોગની નિવૃત્તિ આથી થઇ જાય છે. ( મં. ૧ )

૬ सहस्रवीर्यः– આ મણિમાં હજારો પ્રકારનું સામર્થ્ય છે. ( મં. ૨ )

૭ विश्व-भेषजः– તેમાં બધી ઔષધિઓ ( એટલે તેના ગુણો ) છે. ( મં. ૩ )

૮ मयोभूः– સુખ આપે છે. ( મં. ૪ )

૯ हत्यादूषिः– પોતાનો નાશ અથવા હિંસા થવાથી

બચાવનારો આ મણિ છે. ( મં. ૬ )

૧૦ **अराति-दूविः**– આરોગ્યના શત્રુરૂપ જેટલા રોગો છે તેમને દૂર કરનારો છે. ( મં. ૬ )

૧૧ **सहस्वान्**– બળવાન એટલે શરીરનું બળ વધારે છે. ( મ. ૬ )

આ જંગિડમણિથી નીચે કહેલા રોગો દૂર થવાનો ઉલ્લેખ આ સૂકતમાં છે તે પણ અહીં જોવા જેવો છે—

૧૨ **जम्भारात् पातु**– બગાસા જેથી વધે છે એવા શરીરના દોષ આથી દૂર થાય છે ( મં. ૨ )

૧૩ **वि-शरात् पातु**– જે રોગોમાં શરીર વિશેષ ક્ષીણ થાય છે, તે રોગોમાંથી આ મણિ બચાવે છે. ( મં. ૨ )

૧૪ **वि-स्कधात् पातु**– જે રોગોમાં શરીર સુકાઇ જાય છે તે રોગમાંથી આ મણિ બચાવે છે. ( મ. ૨ )

૧૫ **अभिशोचनात्**– જેથી રડવાની પ્રવૃત્તિ થાય છે એવી બીમારીથી બચાવે છે. ( મં. ૨ )

૧૬ **अत्रिणः बाधते**– ( अद्-त्रिन् ) પુષ્કળ ખોરાક ખાવાની જરૂરી જે રોગમાં થાય છે પણ પુષ્કળ ખાવાથી પણ શરીર ક્ષીણ બની જાય છે, એવા ભસ્મરોગ આ મણિથી દૂર થાય છે. ( મં. ૩ )

૧૭ **अंहसः पातु**– પાપવૃત્તિથી બચાવે છે, અથવા હીન ભાવના, ઇચ્છાઓને મનમાંથી દૂર કરે છે. ( મં. ૩ )

૧૮ **रक्षांसि सहामहे**– રોગબીજ તેમજ રોગનિર્માણ કરનારા જંતુઓને ( **रक्षस्** ) ( **क्षरः** ) કહે છે ... તેઓથી શરીરના પોષક સાત ધાતુઓનું ( **क्षर** ... થતો રહે છે. એવા રોગબીજો અને રોગજંતુ... મણિથી નાશ થાય છે. ( મં. ૪ )

આ બધા ગુણ જંગિડ મણિ... શબ્દના વિષે થોડું કહેવા જેવું છે... સ્વાધ્યાય મંડલે પ્રકાશિત કરેલું ... નામનું પુસ્તક જોવું તે પુસ્તકમાં ... એટલે અત્યંત સૂક્ષ્મ કૃમી હોય છે... તો પણ નરી આંખે દેખાતા નથી. ... બને છે. આ વર્ણન વાંચવાથી વાચ... બીજોનું અથવા રોગકૃમી-જંતુઓનુ...

રક્ષસ્ કહે છે. क्षर् ( ક્ષીણ-નબળું થવું ) આ ધાતુથી અક્ષરો ઉલટા થઇ રક્ષસ્ શબ્દ બને છે. પ્રસરનારા રોગોના રોગજંતુઓનો આ મણિ નાશ કરે છે, એવો ભાવ અહીં છે. એટલે તે ( Highly disinfectant ) ઉત્તમ પ્રકારે સ્પર્શજન્યરોગના જંતુઓના દોષ દૂર કરનારો છે આ વાત આ વિવરણથી વાચકોના મનમાં આવી ગઇ હશે.

આ જંગિડ મણિ કઇ વનસ્પતિનો બનાવવામાં આવે છે, તે જાણવા વિષે ઘણો પ્રયત્ન કરીને પણ જાણવા મળ્યું નથી. તો પણ જે ગુણો ઉપરના મંત્રોમાં કહ્યા છે તેમાંથી ઘણા ખરા ' **वचा** ' વનસ્પતિના ગુણધર્મોની સાથે મળતા છે. તે કારણે અમને લાગે છે કે તે મણિ વચાનો હોવો સંભવનીય છે વચાના ગુણો જુઓ—

> ૧ **वचागुणाः– तीक्ष्णा कटु उष्णा कफामग्रंथिशोकघ्नी वातज्वरातिसारघ्नी वान्तिकृत् उन्मादभूतघ्नी च ॥** રાજનિઘણ્ટુ વ. ૫
>
> ૨ **वचायुष्या वातकफतृष्णाघ्नी स्मृतिवर्धिनी ।**
>
> ३ **वचापर्यायाः– 'मङ्गल्या । विजया । रक्षोघ्नी । भद्रा ।'**

૧ " વચાના ગુણ– તીક્ષ્ણ, કડવી, ઉષ્ણતાથી યુક્ત, કફ, આમ, ગ્રંથિ અને સોજાનો નાશ કરનારી. વાતજ્વર, અતિસારનો નાશ કરનારી, ઉલટી કરાવનારી, ઉન્માદ અને ભૂતરોગનો નાશ કરનારી આ વચા છે.

૨ વચાથી આયુષ્ય વધે છે, વાત-કફ-તરસનો નાશ કરે છે. સ્મ... શક્તિ વધારે છે.

પર્યાય શબ્દોનો અર્થ– ( **मंगल्या** ) ...રી. ( **विजया** ) વિજય પ્રાપ્ત કરાવ... નો નાશ કરનારી. પ્રથમ કહેલા રોગ ... નો... નારી, ( **भद्रा** ) કલ્યાણ

... વર્ણનથી સ્પષ્ટ થાય ... ની સમાનતા છે. ...ઃ જોકે આની ... કે બંનેના ગુણ- ..., સંભવતઃ

| વૈદ્યકગ્રંથના શબ્દો- ( વચાના ગુણ ) | આ સૂકતના શબ્દો- જંગિડના ગુણ |
|---|---|
| १ आयुष्या | १ दीर्घायुत्वाय ( મં. १ )<br>आयूंषि तारिषत् ( મં. ६ ) |
| २ रक्षोघ्नी । भूतघ्नी | २ रक्षांसि सहामहे ( મં. ४ ) |
| ३ वातघ्नी । उन्मादघ्नी | ३ जम्भात् पातु ( મં. २ )<br>अभिशोचनात् पातु ( મં. २ ) |
| ४ मंगल्या, भद्रा, स्मृतिवर्धनी | ४ अरिष्यन्तः ( મં. २ )<br>दक्षमाणाः । सहस्रवीर्यः ( મં. ३ ) |
| ५ विजया | ५ अरातिदूषिः ( મં. ६ ) |
| ६ अतिसारघ्नी | ६ विशरात् ( वि-सारात् ) पातु ( મં. २ ) |
| ७ शोकघ्नी ज्वरघ्नी, कफघ्नी, ग्रंथिघ्नी | ७ विश्वभेषजः ( મં. ३ ) |

આ પ્રકારે વાચકો જોશે તો તેમને જણાશે કે વૈદ્યક ગ્રંથોમાં કહેલા વચાના ગુણધર્મો અને સૂત્રમાં કહેલાં જંગિડ મણિના ગુણ ધર્મ ઘણા ભાગે મળતા છે. તેથી એમ અનુમાન થાય છે કે કદાચ આ જંગિડમણિ વચા વનસ્પતિથી જ બનાવેલો હશે. ઔષધિઓના ગુણધર્મના સાદૃશ્યથી ઔષધિ પ્રકરણમાં ઔષધિઓ દાખલ કરાતી નથી અને નજ કરવી જોઈએ, એ અમે સારી રીતે જાણીએ છીએ, તો પણ કોઈ ઔષધિ ન મળવાથી તે સ્થાને જે ઔષધિ લેવાય છે તે ગુણ-સાધર્મ્ય જોઈને જ લેવામાં આવે છે, લેવી જોઈએ.

ચરક વગેરે ગ્રંથોમાં જ્યાં જ્યાં મોટા મોટા આયુષ્યવર્ધક રસાયન પ્રયોગ લખ્યા છે ત્યાં સોમાદિ દિવ્ય વનસ્પતિઓના અભાવમાં આ જ પ્રકારે સમાન ગુણની અન્ય ઔષધિઓ લેવાનું વિધાન છે. તેથી જો જંગિડમણિ વિષે યોગ્ય માહિતી ન મળે તો આ મણિના સમાન ગુણધર્મવાળી વનસ્પતિથી મણિ બનાવવો અને તે ધારણ કરવો અયોગ્ય નથી. તો પણ આ વાત અમે સારા વૈદ્યો ઉપર સોંપીએ છીએ. આ વિષે વધારે શોધખોળ થવી જરૂરી છે તે પણ અહીં સ્પષ્ટ કરીએ છીએ. સારા વૈદ્યોએ આ મહત્ત્વપૂર્ણ વિષયમાં વધારે શોધ-ખોળ અવશ્ય કરવી.

## મણિધારણ

અહીં કેટલાક વાચકો શંકા ઉઠાવશે કે, કેવળ મણિ ધારણ કરવાથી રોગમુક્ત થવાની તમારી વાત તદ્દન અંધવિશ્વાસની લેખાય. તે ઉપરથી, તાવીજ, કવચ, માગા, દોરા વગેરે અંધ-વિશ્વાસની વાતને ટેકો નહિ મળે ? આ જાતની શંકા ઉપસ્થિત થાય તેવી શક્યતા ખરી; તેથી તે વાતનો અહીં વિચાર કરવો જરૂરી છે—

આ સૂક્તમાં જે ' જંગિડમણિ ' નું વર્ણન છે તે કંઈ તાવીજ, દોરો કે કંઈ જાદુની વસ્તુ નથી તે ખરૂં જોતાં ઔષધિ વસ્તુ છે. આના પહેલાં ત્રીજા સૂક્તમાં પર્વત ઉપર અને દરિયામાં ઉત્પન્ન થનારી ઔષધિ વનસ્પતિનું વર્ણન સ્પષ્ટ શબ્દોમાં આપેલું છે. તે જ ઔષધિ વનસ્પતિઓનો ઉચ્ચાર આ સૂક્તમાં ફરી થયો છે. આ બંને સૂક્તો સાથે વાંચવાથી બંનેમાં રોગનિવારણ અને આરોગ્ય સાધન આ વિષય છે તેવું જણાશે. તેથી આ ઔષધિનો મણિ છે આ વાત સ્પષ્ટ થાય છે.

## મણિ ઉપર સંસ્કાર

આ મણિ પોતે એક વનસ્પતિનો છે એટલે વનસ્પતિની લાકડીથી આ બનાવેલો છે, તેમજ જે દોરા વડે બાંધવામાં આવવાનો છે તે દોરો પણ વિશેષ ગુણકારી વનસ્પતિનો હોય છે. આ વાત પહેલાં કહી છે. વિશેષ ગુણનો દોરો અને વિશેષ ગુણકારક મણિ શરીર ઉપર રહેવાથી વિશેષ પરિણામ થવો સંભવનીય છે. ત્યાર પછી —

अरण्यादन्य आभृतः ।
कृष्या अन्यो रसेभ्यः ॥ ( મં. ५ )

" એક અરણ્યની વનસ્પતિથી બને છે અને બીજો ખેતીથી ઉત્પન્ન થતી વનસ્પતિઓના રસોથી બનાય છે. " આ

*

પાંચમાં મંત્રનું કહેવું ખાસ મનન કરવા જેવું છે. તેમાં " આ-ભૃતઃ શબ્દ છે તેનો ધાત્વર્થ " ( આ ) ચારો તરફથી ( ભૃતઃ ) પૂર્ણ કરેલો, ભરેલો, ચારો તરફથી ભરેલો છે, " એવો થાય છે. એટલે મણિ અને દોરો અનેક વનસ્પતિઓના રસમાં ભીંજાવી સુકાવી નાંખવાથી તે બધા રસ તે દોરામાં અને મણિમાં શરાઇ જાય છે અથવા જામી જાય છે અને તે બધા રસોનો પરિણામ શરીર ઉપર થાય છે. માટે જંગિડ મણિનું ધારણ અને વૈદ્યશાસ્ત્રનો મહત્ત્વપૂર્ણ અને સશાસ્ત્ર સંશોધન વિષય છે, અને તેમાં અંધવિશ્વાસની વાત જરાએ નથી.

હાલમાં બજારમાં જે તાવીજ, કવચ, દોરા, જાદુઇ વસ્તુઓ મળે છે તે કેવળ ભાવનાજન્ય વિશ્વાસની વસ્તુઓ, કાલ્પનીક જેવી છે જંગિડમણિ તેવો નથી. તેમાં ઔષધિઓનો સંબંધ વિશેષ રીતે શરીરની સાથે આવે છે. જો કે શરીરની અંદર ઔષધિ સેવન કરાતી નથી પણ શરીરને સ્પર્શ થવાથી લાભ થાય છે.

અમારા જોવામાં એમ છે કે તમાખુના પાના પેટ ઉપર બાંધવાથી ઉલટી થાય છે. ( તે જ પ્રકારે હરીતકી [ હરડે ] ની એક તીવ્ર જાત છે, તે ફક્ત હાથમાં પકડવાથી ઝાડો થાય છે, પણ તે અમે જાતે જોયું નથી. ) તે સિવાય અમે જોએલી બીજી પણ એક વાતનો અહીં ઉલ્લેખ કરવા જેવો છે. કોલ્હાપુર સંસ્થાનમાં ( બાવડા ) ગગન બાવડા નામની એક નાની રિયાસત હતી, ત્યાંના રાજાની પાસે વનસ્પતિનો મણિ મળે છે. તે મણિ ધારણ કરવાથી દાંતની પીડા દૂર થાય છે. તે વિષેનો અનુભવ અમે જાતે ઘણીવાર કર્યો છે, અને અમારા પરિચિતો ઉપર કરાવ્યો છે. આ મણિ કોઇ વનસ્પતિના થડમાંથી બનાવેલો હોય છે. પણ તે વનસ્પતિનું નામ પણ અમને ખબર નથી. તે સિવાય પ્રવાળ, સોનું, તાંબુ, વિવિધ રત્નો વગેરે ધારણ કરવાથી બાળકના શરીર ઉપર વિશેષ પ્રભાવ થાય છે તે પણ અમે જોયું છે. માટે જો દોરો કે મણિ વનસ્પતિઓ વડે બનાવવામાં આવે અને તે વિશેષ વનસ્પતિના રસો વડે સુસંસ્કૃત કરી પછી ધારણ કરવામાં આવે તો રોગો દૂર થાય એમ કહેવામાં સુસંગત શાસ્ત્રીય દષ્ટિનું સત્ય પ્રતીત થાય છે.

વચા વિષે તો અમે કેટલાક વૈદ્યો જોડે ચર્ચા પણ કરી છે. તેમનું કહેવું એમ છે કે વચાનો મણિ ઉપર કહ્યા મુજબ શરીર ઉપર ધારણ કરાય તો તે સ્પર્શજન્ય રોગ ( સ્પર્શના કારણે પ્રસરનારા ) ની બાધા દૂર થઇ શકે છે. એટલે કે જે તેને ધારણ કરશે તેને એવા સ્પર્શજન્યરોગ થશે નહિ. આ વાતનો અમે ઘણીવાર પ્રયોગ પણ કર્યો છે અને તે લાભદાયક પણ નીવડ્યો છે.

તે જ પ્રકારે ગ્રાંથિક સન્નિપાત રોગના દિવસોમાં, ' ઇગ્નિશિયા ' નામક વનસ્પતિના બીજ ધારણ કરવાથી કંઇક લાભ થાય છે એમ કેટલાક ડૉકટરો કહે છે. તો પણ અમને તેનો ખાસ અનુભવ નથી. પણ મુંબઇમાં આવા રોગ ફાટી નિકળે ત્યારે કેટલાક લોકોને તે મણિ ધારણ કરતા અમે જોયું છે.

એવા થોડા અનુભવોથી અમે કહી શકીએ છીએ કે જંગિડ મણિ ધારણ કરવો તે પણ એક શાસ્ત્રીય મહત્ત્વનો વિષય છે અને તેમાં કોઇ અંધવિશ્વાસની વાત નથી. હવે વિશેષ શોધ કરનારાઓ માટે આ વિષય છે. તેમણે જંગિડ મણિ તૈયાર કરવાની રીતની શોધ કરવી અને તેનો ઉપયોગ કરી આરોગ્ય પ્રાપ્ત કરવાનો નિશ્ચિત ઉપાય બધાને માટે મેળવવો. વૈદ્યશાસ્ત્રના ગ્રંથો જોવાથી વધારે પત્તો લાગી શકે તેવો સંભવ છે.

## તપાસની દિશા

અહીં તપાસ કરવા માટે યોગ્ય દિશાનું થોડું માર્ગદર્શન પણ અસ્થાને ન કહેવાય. શ્રી સાયણાચાર્યજીએ તેમના ભાષ્યમાં લખ્યું છે કે કાશીપ્રાંતમા જંગિડ વૃક્ષો છે. તે વૃક્ષો વિષે કાશીની આસપાસ શોધ કરવી અને જે કંઇ અનુભવ પ્રાપ્ત થાય તે પ્રસિદ્ધ કરવા.

વચા વનસ્પતિનો વાસ ઉગ્ર છે. તેના ગંધથી એટલે ઉગ્ર વાસથી જે તેના પરમાણું હવામાં પ્રસરે છે તે રોગજંતુઓનો નાશ કરે છે. તેમજ રોગના ઝેરને પણ દૂર કરી નાખે છે. આજ કારણે વચાને શરીર ઉપર ધારણ કરવાથી સ્પર્શજન્ય રોગો દૂર થઇ જાય છે તેમની બાધા થતી નથી. ઘણા ભાગે સ્પર્શજન્ય રોગ સૂક્ષ્મ જંતુ વડે પ્રસરે છે. તે રોગજંતુ વચાના ઉગ્રવાસના કારણે તત્કાળ મરણ પામે છે. એવા ઉગ્ર વાસના પદાર્થો, અજવાયન ( અજમો ), પૂદીના, લસણ, કપૂર, પેપરમીંટ વગેરે અનેક છે. આયુર્વેદક શાસ્ત્રમાં આ

પદાર્થોની ગણના કરી છે અને તેમને કૃમીનાશક પણ કહ્યું છે. જો શોધ કરનારાઓ પ્રથમ કહેલા રોગનાશક વનસ્પતિના થડ અથવા લાકડાના મણિ ઉપર યોગ્ય ઉગ્રવાસવાળા અનેક રસોથી યોગ્ય સંસ્કાર કરશે તો આ પ્રયત્નથી જંગિડ મણિ અથવા તેના જેવો મણિ હજુ પણ પ્રાપ્ત થવો સંભવનીય છે. માટે અમે સુયોગ્ય વૈદ્યોને આ વિષયમાં વધારે શોધખોળ કરવા પ્રાર્થના-વિનંતિ કરીએ છીએ.

## જંગિડમણિથી દીર્ઘજીવન

પ્રથમ મંત્રની શરૂઆતમાં " જંગિડ મણિથી દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરવાની વાત કહી છે. " આ દીર્ઘાયુષ્ય પ્રાપ્તિ કયા પ્રકારે થાય છે તે વાત અહીં વિચાર કરી જોવી જરૂરી છે. તે વિચાર કરતાં પહેલાં આયુષ્ય અલ્પ કેમ થાય છે તે જુઓ.

રોગ-આધિ અને વ્યાધિ-આ મુખ્ય કારણ છે જેથી આયુષ્ય ક્ષીણ થાય છે. જંગિડ મણિ રોગનિવારણ કરનારા ઝેર અને રોગ વધારનાર જંતુઓને દૂર કરે છે, અથવા નાશ કરે છે. તેથી નિરોગીતા પ્રાપ્ત થાય છે અને આરોગ્યપૂર્ણ સ્વાસ્થ્ય-મય જીવન પ્રાપ્ત થતાં આયુષ્ય વધે છે.

કેટલાક લોકો એમ માને છે કે જીવનની વૃદ્ધિ થતી નથી. પરંતુ વેદમાં સેંકડો ઠેકાણે દીર્ઘજીવન કરવાના ઉપાય કહ્યા છે. તેથી વૈદિક દૃષ્ટિકોણથી જીવનની વૃદ્ધિ થાય છે તેમાં કોઇ શંકા નથી. જીવન વધે છે કે નહિ તે વિષે આપણે જો આયુર્વેદનો પુરાવો લઇશું તો તે અમને અનુકૂલ જ મળશે. કારણ કે જીવન વધારવાના કેટલાક રસાયન પ્રયોગો વૈદ્ય-શાસ્ત્રમાં કહ્યા છે. એટલે ઋષિપ્રણીત ગ્રંથોની સમ્મતિ આયુષ્ય વૃદ્ધિ થાય છે તે વિષે છે જ. તેથી સર્વસામાન્ય જનના જે માને છે કે જીવન વધતું નથી તે ખોટું. એવો વિચાર વૈદિકધર્મીઓએ મનમાં રાખવો નહિ.

જંગિડમણિ ( Disinfectant ) સ્પર્શજન્ય દોષોને દૂર કરે છે તે કારણે જો તે શરીર ઉપર ધારણ કરવામાં આવે તો તેથી રોગ દૂર થશે તેમાં કોઇ જાતની શંકા નથી. અને તે પ્રકારે સ્વાસ્થ્ય જળવાયું અને આયુષ્યવર્ધક બીજા બ્રહ્મચર્ય પ્રાણાયામાદિ વૈદિક ઉપાયો અમલમાં મૂકવામાં આવે તો જીવન ચોક્કસ વધશે જ. માટે વાચકોએ આ વાતનું વિશેષ મનન કરવું.

## મોટો રણ

પ્રથમ મંત્રમાં ' महते रणाय ' શબ્દ છે. આમાં જે ' रण ' પદ છે તેનો વાસ્તવિક અર્થ રમણીયતા, શોભા, વગેરે થાય છે. આ અર્થ પૂર્વસ્થાનમાં આપેલો છે. પણ કેટલાક નામને અહીં રણ શબ્દનો અર્થ યુદ્ધ એવો છે. તેથી " महत् रण " શબ્દનો અર્થ " મહાયુદ્ધ " છે. એવો અર્થ કરવાથી પ્રથમ મંત્રના આ ભાગનો અર્થ નીચે મુજબ થશે—

**महते रणाय जङ्गिडं धयं बिभृमः ।** ( મં. ૧ )

" મોટા યુદ્ધ માટે અમે જંગિડમણિને ધારણ કરીએ છીએ. " એટલે મોટા યુદ્ધમાં અમારો વિજય થાય તે માટે અમે જંગિડમણિ ધારણ કરીએ છીએ. જંગિડમણિ ધારણ કરવાથી અમારા શરીરમાં એવું બળ વધશે કે જેથી અમે તે મહાન્ યુદ્ધમાં વિજયી થઇશું. તે યુદ્ધ કયું ? તે યુદ્ધ એટલે પોતાનું જીવન જ છે મનુષ્યનું જીવન એ એક મહાન્ યુદ્ધ છે.

સો વરસ સુધી ચાલનારૂં આ યુદ્ધ છે. આ યુદ્ધમાં સો વરસ નીકળી જાય છે. માટે તે યુદ્ધ સાધારણ અથવા સામાન્ય ન કહેવાય. શરીરરૂપી ક્ષેત્રમાં જે કાર્ય આત્મા વડે ચાલે છે તેમાં વિવિધ રોગ વિઘ્ન કરે છે અને તેમની સાથે અમારૂં યુદ્ધ ચાલું છે. પોતાનું આરોગ્ય સ્થાપન કરવાથી જ આ યુદ્ધ-માં વિજય પ્રાપ્ત થવાનો છે. જંગિડમણિથી રોગનિવૃત્તિ દ્વારા આરોગ્ય પ્રાપ્ત થાય છે. તે કારણે આ મણિ આ મહાન્ યુદ્ધ-માં અમને મદદરૂપ છે એમ આ મંત્રમાં જે કહ્યું છે તે સાચું જ છે.

## બલવર્ધન

આ પ્રથમ મંત્રમાં બીજા બે શબ્દો પણ ઘણા મહત્ત્વના છે. ' अरिष्यन्तः । दक्षमाणाः ' આ બે શબ્દોનો ક્રમશઃ અર્થ, ' અહિંસિત થઇ, બલિષ્ઠ બનતું ' એવો છે. રોગ વગેરેના હુમલાના કારણે અથવા બીજા દુષ્ટ શત્રુઓના આક્રમણના કારણે અમે ( अरिष्यन्तः ) હિંસિત ન થઇએ એટલે કે અમે દુઃખી, ત્રસ્ત અથવા નષ્ટ ન થઇએ. આ પહેલાં પદનો અર્થ છે, પણ થોડો વિચાર કરવાથી વાચકોના મનમાં આ વાત સ્પષ્ટ થશે કે કેવળ ક્ષીણ ન થવાથી અથવા નષ્ટ ન થવાથી જ એટલે કેવળ જીવન ધારણ કરવાથી જ દુનિયામાં

કાર્ય કરવુ અથવા વિજય પ્રાપ્ત કરવો અશક્ય છે વિજય પ્રાપ્ત કરવા માટે આ નિષેધાત્મક ગુણે વિશેષ સહાય્યભૂત થશે નહિ. તે કાર્ય માટે વિધેયાત્મક ગુણ હોવા જરૂરી છે. તે ગુણ ( **दक्षमाणा** ) બળવાન્ આ શબ્દો વડે બતાવ્યા છે. તેનો અર્થ બળવાન્ થવુ એવો છે વાચકો થોડો વિચાર કરશે તો તેમના ધ્યાનમાં આ વાત આવી જશે કે—

### બળ અને વિજય

આ ગુણની ઘણી જરૂરી છે. રોગ ન થાય અશકત ન થાય, નાશ ન થાય તો પણ આ કાર્ય થશે નહિ વિજયની ઇચ્છા છે તો પોતાની શક્તિ બધા પ્રકારે વધારવાનો પ્રયત્નો થવો જરૂરી છે જેટલું બળ વધશે તેટલો વિજય ખાત્રીથી પ્રાપ્ત થવાનો સભવ વધારે છે ,વાચકોએ આ બે શબ્દોનુ પરસ્પર મહત્ત્વપૂર્ણ સબધપૂર્વક જાણી લેવુ અને વેદની શબ્દ યોજનાની ગભીરતા અને કુશળતાનો અનુભવ કરવો

### દૂષણ

આ સૂક્તમાં ' **दूषण, दूषि** ' એવા શબ્દોનો પ્રયોગ વિલક્ષણ અર્થમાં કર્યો છે જુઓ—

**विष्कन्धदूषण**- વિષ્કધને બગાડનારો.

**कृत्या दूषि**- કૃત્યાને દોષ દેનારો .

**अराति दूषि**- અરાતિને દોષ દેનારો.

વાચકો સૂક્ષ્મ દૃષ્ટિથી જોશે તો તેમને આ શબ્દપ્રયોગમાં આ વાત સ્પષ્ટ દેખાય આવશે કે ' શત્રુમાં દોષ ઉત્પન્ન કરવા ' અહીં સૂચવ્યુ છે કેટલાક કહે છે કે શત્રુને મારો, કાપી નાખો અથવા શત્રુનો નાશ કરો વેદમા શત્રુનો નાશ કરવાનો ઉપદેશ કેટલીકવાર આવ્યો છે પણ અહીં બીજી વાતનો ઉપદેશ શત્રુને દૂર કરવાની બાબતમાં છે. શત્રુમાં દોષ ઉત્પન્ન કરવા, શત્રુમાં હીનતા ઉત્પન્ન કરવી, શત્રુના કાર્યોમાં દોષ ઉત્પન્ન કરવા જે સમયે શત્રુનો જલ્દી નાશ થતો નથી તે સમયે અનેક યુક્તિઓથી શત્રુની અદર દોષો વધારવાથી શત્રુઓનું બળ ઘટે છે અને પોતાનુ બળ વધે છે. આ જેટલું વ્યક્તિગત રોગો વિષે સત્ય છે તેટલુ જ સામાજીક અને રાષ્ટ્રીય શત્રુઓ વિષે પણ સત્ય છે શત્રુઓમાં દોષ ઉત્પન્ન કરવાથી થોડા પ્રયત્નોથી શત્રુનો પરાજય થાય છે અને પોતાને વિજય પ્રાપ્ત થાય છે.

આ મણિ શરીર ઉપર ધારણ કરવાથી શરીરના જે રોગ રૂપી શત્રુઓ છે તેમની શક્તિમાં દોષ ઉત્પન્ન થાય છે અને તેથી તે શત્રુઓની શક્તિ ક્ષીણ થતી જાય છે અને પોતાનું બળ તે મણિ વધારે છે

આ શરીરના ક્ષેત્રનો ઉપદેશ વાચકો રાષ્ટ્રના ક્ષેત્રમાં પણ જોશે તો તેમને રાજનીતીમાંનું શત્રુદમન વિષયક એક મહાન્ પ્રકરણના સિદ્ધાંતનુ જ્ઞાન થઇ શકે છે

### અત્રિ

વેદમત્રોમાં ' **अत्रि** ' શબ્દ જુદા જુદા અર્થોમાં વપરાએલો છે કેટલાક સ્થાને તેનો અર્થ ઋષિ છે, કેટલાક સ્થાનો પર રાક્ષસ એવો છે અને આ સૂકતના મત્રોમાં તે એક વિશિષ્ટ રોગનું નામ છે. એટલા જુદા જુદા અર્થોમા તેનો ઉપયોગ થતો હોવાથી તે વિષે વાચકોના મનમાં શકા નિર્માણ થવી સભવનીય છે, માટે તે વિષે થોડુ લખવુ જરૂરી છે.

" **अद्** " ( ખાવુ ) આ ધાતુથી આ શબ્દ બનેલો છે. તેથી તેનો અર્થ ' ભક્ષક ' એવો થાય છે. બીજો અર્થ ' **अत्** ' ભ્રમણ કરવુ એવો પણ અર્થ છે તે ઉપરથી રખડનારો, ભ્રમણ કરનારો એવો પણ અર્થ થાય છે પહેલો અર્થ અમે આ સૂકતના વિવેચનની શરૂઆતમાં આપેલો છે અહીં આ અત્રિ શબ્દ રોગવાચક હોવાથી ભક્ષકરોગ અથવા ભસ્મ રોગ એવો અર્થ કર્યો છે, જેમાં રોગી પુષ્કળ ખોરાક ખાય છે પણ નબળો થતો જાય છે બીજો **अत्रि** ' શબ્દનો અર્થ ' ભ્રમણ કરનારો ' એવો થાય છે. આ અર્થ રોગવાચક ધારવામાં આવે તો ગાડપણ જેને કહીએ છે તે અવસ્થાનો બોધક થાય મૂર્ખ મનુષ્ય માથું ઠેકાણે ન હોવાથી ગાંડો બની જાય છે, કારણ વગર રખડે છે, માટે તે રોગનો વાચક તે હોઇ શકે છે તેથી એમ પણ સિદ્ધ થાય કે આ જ ગિડમણિ માથુ ફરવા, ગાંડા બનવુ, અસ્થિર મગજ થવુ એવા રોગોમાં પણ કામ આપે છે. પણ વાચકોએ અહીં ધ્યાનમાં રાખવુ કે આ બધી શબ્દ વ્યુત્પત્તોની વાત છે, તે માટે જરૂર તે પુરાવો વૈદ્યકગ્રથમાં મળી શકતો નથી એટલે જ્યાં સુધી જ ગિડમણિનો તેવો ઉપયોગ સિદ્ધ ન થાય ત્યાં સુધી તે વિષે ખાત્રી અપાય નહિ તો પણ તે અર્થ જ ગિડમણિની શોધ કરવામાં મદદરૂપ થશે એવા ઇરાદાથી તે અર્થ અહીં આપ્યો છે વચાના ગુણધર્મોના સ્મૃતિવર્ધિની અને ઉન્માદ નાશની આ બે ગુણ આ અર્થ સૂચિત કરનારા છે આ વાત શોધ કરતી વેળા ધ્યાનમાં રાખવી.

આ પ્રકારે આ સૂકત અનેક મહત્ત્વપૂર્ણ વાતોનું વર્ણન કરે છે. વાચકોએ વિચાર કરી તેમાંથી અનેક પ્રકારનો બોધ પ્રાપ્ત કરી શકે છે.

—

# શંખમણિ

## કાંડ ૪, સૂક્ત ૧૦

( ऋषिः– अथर्वा । देवता– शंखमणिः, कृशनः । )

वाताज्जातो अन्तरिक्षाद्विद्युतो ज्योतिषस्परि । स नो हिरण्यजाः शङ्खः कृशनः पात्वंहसः ॥ १ ॥
यो अग्रतो रोचनानां समुद्रादधि जज्ञिषे । शङ्खेन हत्वा रक्षांस्यत्त्रिणो वि षहामहे ॥ २ ॥
शङ्खेनामीवाममतिं शङ्खेनोत सदान्वाः । शङ्खो नो विश्वभेषजः कृशनः पात्वंहसः ॥ ३ ॥
दिवि जातः समुद्रजः सिन्धुतस्पर्याभृतः । स नो हिरण्यजाः शङ्ख आयुष्प्रतरणो मणिः ॥ ४ ॥
समुद्राज्जातो मणिर्वृत्राज्जातो दिवाकरः । सो अस्मान्त्सर्वतः पातु हेत्या देवासुरेभ्यः ॥ ५ ॥

---

**અર્થ**— ( **वातात् अन्तरिक्षात्** ) વાયુથી, અંતરિક્ષથી, ( **विद्युतः ज्योतिषः परिजातः** ) વીજળીથી અને સૂરજ વગેરે જ્યોતિથી બધા પ્રકારે ઉત્પન્ન થએલો ( **सः हिरण्यजाः कृशनः शंखः** ) તે સુવર્ણથી બનાવેલો મોતીરૂપી તેજસ્વી શંખ ( **नः अंहसः पातु** ) અમને પાપથી બચાવે. [ ૧ ]

( **यः रोचनानां अग्रतः** ) જે પ્રકાશમાન વસ્તુઓની અગ્રભાગમાં છે, ( **समुद्रात् अधिजज्ञिषे** ) દરીયામાંથી ઉત્પન્ન થાય છે, તે ( **शंखेन रक्षांसि हत्वा** ) શંખથી રાક્ષસોનો નાશ કરી ( **अत्रिणः वि सहामहे** ) ભક્ષકોને અમે પરાજીત કરીએ છીએ. [ ૨ ]

( **शंखेन अमीवां अमतिं** ) શંખથી રોગને અને બુદ્ધિ હીનતાને ( **उत शंखेन सदान्वाः** ) અને શંખથી, હંમેશા પીડા કરનારા રોગોને અમે દૂર કરીએ છીએ. આ ( **शंखः विश्वभेषजः** ) શંખ બધા રોગોની ઔષધિ છે માટે તે ( **कृशनः अंहसः पातु** ) મોતીની જેમ તેજસ્વી એવો તે શંખ પાપથી બચાવે. [ ૩ ]

( **दिविजातः** ) દ્યુલોકથી ઉત્પન્ન થએલો ( **समुद्रजः** ) દરીયામાં જન્મેલો, અથવા ( **सिन्धुतः परि आभृतः** ) નદીઓમાંથી ભેગો કરેલો આ ( **हिरण्यजाः शंखः** ) સોનાની જેમ ચળકનારો શંખ છે, ( **सः मणिः** ) તે મણિ ( **नः आयुष्प्रतरणः** ) અમારા માટે જીવનમાં દુઃખોથી પાર કરનારો થાય. [ ૪ ]

( **समुद्रात् मणिः जातः** ) સમુદ્રથી આ શંખરૂપી રત્ન થયું છે. જેમ ( **वृत्रात् दिवाकरः जातः** ) મેઘથી સૂરજ પ્રગટ થાય છે, ( **सः हेत्या** ) તે પોતાના શસ્ત્ર વડે ( **देवासुरेभ्यः** ) દેવો અથવા અસુરોથી ( **अस्मान् सर्वतः पातु** ) અમારું બધા પ્રકારે રક્ષણ કરે. [ ૫ ]

---

**ભાવાર્થ**— વાયુ, અંતરિક્ષ, વીજળી અને સૂરજ વગેરેનું તેજ તેમજ સોનાના ગુણ ધારણ કરી શંખ ઉત્પન્ન થયો છે, તે રોગોથી બચાવે છે. ( ૧ )

તે પોતે તેજસ્વી છે અને દરીયામાંથી પ્રાપ્ત થાય છે, તેનાથી રોગબીજો દૂર થાય છે, લોહીનું શોષણ કરનારા રોગોના કૃમીઓ તેથી નષ્ટ થાય છે. ( ૨ )

શંખથી આમના કારણે ઉત્પન્ન થનારા રોગો દૂર થાય છે. બુદ્ધિની સુસ્તી દૂર થાય છે. શંખથી શરીરની અન્ય પીડા દૂર થાય છે. શંખ બધા રોગોની ઔષધિ છે. તે તેજસ્વી શંખ અમને રોગોથી બચાવે. ( ૩ )

આ શંખ દરીયામાં ઉત્પન્ન થાય છે અને મહાનદીઓના મોઢા પાસે પણ મળી શકે છે. તે સંપૂર્ણ જીવનમાં અમને દુઃખમુક્ત કરે છે. ( ૪ )

દરીયાથી પ્રાપ્ત થનારો શંખ પોતાના વિનાશક ગુણોથી બધા પ્રકારના દોષોથી અમારું રક્ષણ કરે. ( ૫ )

हिरण्यानामेकोऽसि सोमात्त्वमधि जज्ञिषे ।
रथे त्वमसि दर्शत इषुधौ रोचनस्त्वं प्र ण आयूंषि तारिषत् ॥ ६ ॥
देवानामस्थि कृशनं बभूव तदात्मन्वच्चरत्यप्स्व१न्तः ।
तत्ते बध्नाम्यायुषे वर्चसे बलाय दीर्घायुत्वाय शतशारदाय कार्शनस्त्वाभि रक्षतु ॥ ७ ॥

અર્થ— ( हिरण्यानां एकः असि ) તું સુવર્ણની જેમ ચમકનારો છે. ( त्वं सोमात् अधिजज्ञिषे ) તું સોમથી ઉત્પન્ન થએલો છે. ( त्वं रथे दर्शतः ) તું રથમાં જોવા મળે છે. ( त्वं इषुधौ रोचनः ) તું બાણની થેલીમાં ચમકે છે, ( नः आयूंषि प्रतारिषत् ) અમારૂં જીવન વધાર-લાંબુ કર. [ ૬ ]

( देवानां अस्थि कृशनं बभूव ) દેવોનું અસ્થિરૂપ સહિત તેજ જ સોનું અથવા મોતીની જેમ બન્યું છે. ( तत् आत्मन्वत् अप्सु अन्तः चरति ) તે આત્માની સત્તાથી યુકત થઇ જળમાં વિચરે છે. (तत् ते ) તે તારા ઉપર (वर्चसे बलाय आयुषे दीर्घायुत्वाय शतशारदाय ) તેજ, બળ, જીવન, દીર્ઘાયુષ્ય, સો વરસનું લાંબુ આયુર્દાય પ્રાપ્ત થવા માટે ( बध्नामि ) બાંધું છું. આ ( कार्शनः त्वा अभिरक्षतु ) શંખમણિ તારૂં પૂર્ણ રક્ષણ કરે [ ૭ ]

ભાવાર્થ શંખ સોનાના જેમ તેજસ્વી અને ચંદ્રમા સમાન શ્વેત છે. તે શૂરોના રથો ઉપર અને બાણની થેલીમાં રખાતો હતો. તેથી આયુષ્ય વૃદ્ધિ થાય છે. ( ૬ )

તે જાણે દેવોનું તેજ છે અને તે જ શંખરૂપથી દરીયામાંથી પ્રાપ્ત થાય છે. તે વડે તેજ, શક્તિ, દીર્ઘઆયુ વગેરેની પ્રાપ્તિ થાય છે. તે બધા દોષોમાંથી મનુષ્યને ઉગારે છે. ( ૭ )

# શંખમણિ

## શંખ વડે રોગ દૂર કરવા

શંખની ઔષધિ બનાવી તેનો ઉપયોગ જુદા જુદા રોગ દૂર કરવા માટે કરવો તે વિષે વૈદ્યશાસ્ત્રમાં અનેક ઠેકાણે લખાએલું છે. તે જ વિષય આ સૂકતનો પણ છે. આ વિષયમાં બધાથી પહેલું પ્રમાણ વૈદ્યશાસ્ત્રનું જોઇશું—

વૈદ્યશાસ્ત્રગ્રંથોમાં જે તેના નામ આપ્યા છે તેમાં 'पूतः' શબ્દ છે. તેનો અર્થ 'પવિત્ર' એવો છે. પોતે પવિત્ર હોવાથી જ્યાં જાય ત્યાં તે નિર્દોષતા કરનારો છે. શંખનો આ ગુણ છે તેથી તેનો ઉપયોગ ઔષધિ ક્રિયામાં કરાય છે.

### શંખના ગુણ

વૈદ્યશાસ્ત્રમાં તેના ગુણ નીચે કહ્યા મુજબ છે—

शंखकूर्मादयः स्वादुरसपाका मरुन्नुदः ।
शीता स्निग्धा हिताः पित्ते वर्चस्याः श्लेष्मवर्धनाः ।
સુશ્રુત સૂ. ૪૬

" શંખ સ્વાદુરસ, વાયુને દૂર કરનારો, શીત, સ્નિગ્ધ, પિત્ત વિકારમાં હિતકારક તેજ વધારનારો અને શ્લેષ્મા વધારનારો છે." તેમજ—

कटुः शीतः पुष्टिवीर्यबलदः गुल्मशूलकफ
श्वासविषघ्नश्च । रा. नि. व. १९

" કટુ, શીત, પુષ્ટિકારક, વીર્યવાન, શક્તિ વધારનારો, ગુલ્મરોગ દૂર કરનારો, શૂલ હટાવનારો, કફરોગ અને શ્વાસ તેમજ ઝેરની અસર દૂર કરનારો છે. " આ વૈદ્યશાસ્ત્રમાં કહેલા શંખના ગુણ જોવાથી આ સૂકતનો મતિતાર્થ સ્પષ્ટ સમજાશે અને શંખના રોગનિવારક ગુણો ધ્યાનમાં આવી જાય છે. આ શંખથી શંખદ્રવ, શંખભસ્મ, શંખચૂર્ણ, શંખવટી વગેરે બીજી અનેક દવાઓ જુદા જુદા રોગ દૂર કરવા માટે બનાવેલી છે. તેથી જે લોકોને આ ઔષધિઓનો અનુભવ છે તેમને શંખના ઔષધિ ગુણો વિષે કંઇ વધુ ખાસ કરીને કહેવાની જરૂર નથી. નાના છોકરાઓને થતાં કેટલાક રોગો મટાડવા માટે શંખ પાણીમાં ઘીઇ તે પીવડાવવામાં આવે છે.

સાથે બીજી પણ કેટલીક દવાઓ હોય છે. તેથી શંખ એકલો જ એક ઔષધિ છે, આ વાત સ્વયંસિદ્ધ છે.

## શંખ પ્રાણી છે

શંખ કેવળ નિર્જીવ સ્થિતિમાં બજારમાં વહેચાય છે, પરંતુ ખરૂં જોતાં તે એક પ્રાણીનું શરીર અથવા શરીરનું આવરણ છે. તે પ્રાણીની સાથે વધે છે. તે હાડકા જેવું હોય છે. થોડો કંઇ રસાયણિક ભેદ જરૂર હશે તેથી તે હાડકા જેવું હોતું નથી. તે જીવ છે એમ આ સૂકતના સાતમાં મંત્રમાં કહ્યું છે—

**देवानां अस्थि कृशनं बभूव ।**
**तत् आत्मन्वत् अप्सु अन्तः चरति । ( મં. ૭ )**

" દેવોના હાડકાં આ શંખના રૂપમાં પરિણત થયા છે (आत्मन्वत्) આત્માથી જીવસત્તાથી યુકત બની તે પાણી-ની અંદર વિચરે છે." આથી શંકારહિત રીતે સ્પષ્ટ થાય છે કે શંખ એક આત્માથી યુકત પ્રાણી એટલે જીવ ધારણ કરનારો છે. દિવ્યગુણોથી યુકત હાડકા જેવો પણ તે હડ્ડીના ઘરની અંદર રહેનારો આ પ્રાણી છે. તેથી આ ઘર જેના શંખના જે ઔષધિ ગુણો છે તે સૂકતમાં કહ્યા છે. આ સૂક્ત-માં શંખના કહેલા ગુણ નીચે મુજબ છે—

૧ **विश्वभेषजः**– ઘણાં રોગોની ઔષધિ. શંખની ઔષધિથી ઘણા રોગો દૂર થઇ જાય છે. ( મં. ૩ )

૨ **अंहसः पातु ( पाति )**– શરીરમાં રોગ રહેવાથી મનુષ્યની પ્રવૃત્તિ પાપ તરફ થાય છે. શંખની ઔષધિ સેવન કરવાથી આ પાપ પ્રવૃત્તિ દૂર થઇ જાય છે, અને આરોગ્ય-યુકત થવાથી મનુષ્યની મનઃપ્રવૃત્તિ પુણ્યકર્મ તરફ થઇ જાય છે. રોગ અને પાપ એ પરસ્પરાવલંબી હોય છે, એક થવાથી બીજો થાય છે. ( મં. ૧,૩ )

૩ **आयुष्प्रतरणः**– જીવનની પાર લઇ જનારો, એટલે પૂર્ણ આયુ આપી વચ્ચે આવનારા રોગરૂપી હરકતો તે દૂર કરનારો શંખ છે. ( મં. ૪ )

૪ **देवासुरेभ्यः हेत्या पातु ( पाति )**– દેવ અને અસુરોથી જે જે રોગ અથવા પીડા થવાનો સંભવ છે તેથી શંખ બચાવે છે. જળ, અન્ન, વગેરે દેવતા છે જેનું સેવન મનુષ્ય કરે છે અને જે દોષ તેનામાં હોય છે તેથી તે રોગી બને છે. અસુર અને રાક્ષસ જીવ ઇન્દ્રિયો અને મનની અંદર પ્રબળ હોય છે અને તે કારણે મનુષ્ય બીમાર થાય છે. આ બધા રોગોને દૂર કરવા માટે શંખની ઔષધિ સારી છે. ( મં. ૫ ) દેવો અને અસુરોથી રોગ કેવી રીતે થાય છે તેનો વિચાર વાચકોએ યાદ રાખવો.

૫ **अमीवां शंखेन ( विषहामहे )**– ' आम ' એટલે અન્નના અપચનથી થનારો રોગ ' अमीव ' કહેવાય છે આ રોગોને શંખથી દૂર કરાય છે. એટલે શંખથી પચનની શક્તિ વધે છે અને આમના દોષ દૂર થઇ જાય છે. ( મં. ૩ )

૬ **अमतिं शंखेन ( विषहामहे )**– મતિ, બુદ્ધિ અથવા મનના કુવિચારો પણ પ્રથમ કહેલા આમના કારણે થાય છે. શંખથી આમના દોષ દૂર થાય છે અને તે કારણે મનના ખરાબ વિચારો દૂર થાય છે અને તેથી પાપપ્રવૃત્તિ પણ હટી જાય છે. ( મં. ૩ )

૭ **शंखेन सदान्वाः ( विषहामहे )**– શરીરમાં દરેક અવયવમાં જે રોગોમાં ઘણી પીડા, વેદના ઉપડે છે તે રોગોને ' सदान्वाः ' કહે છે. ( सदा नोनूयमानाः ) હમેશા રોગી બૂમો પાડતો રહે છે એવા પ્રકારના રોગોને શંખ દૂર કરે છે. ( મં. ૩ )

૮ તેજ, બળ અને દીર્ઘજીવનની પ્રાપ્તિ શંખથી થાય છે. ( મં. ૭ )

આ પ્રકારે શંખથી રોગ દૂર થવાના વિષે આ સૂકતમાં કહ્યું છે.

## રોગજન્તુ

આ સૂકતમાં રોગકૃમીઓ અને તેનાથી ઉત્પન્ન થનારા જુદા જુદા રોગો દૂર કરવાના માટે આ શંખની ઔષધિ લખી છે. તે વિષેનું વર્ણન આ સૂકતમાં નીચે મુજબ છે.

૧ **रक्षांसि**– ( रक्षः = क्षरः ) જે રાગજંતુઓથી શરીર ક્ષીણ થઇ જાય છે ( મં. ૨ )

૧ **अत्रिन्**– ( अत्ति इति ) જે રોગમાં પુષ્કળ ખોરાક ખવાય છે પણ શરીરની પુષ્ટિ થતી નથી, ઉલટું લોહી, માંસ વગેરે સપ્ત ધાતુ ક્ષીણ અને નબળા પડતાં જાય છે. ભસ્મરોગ અને તે જ પ્રકારના બીજા રોગજંતુઓનું આ નામ છે. ( મં. ૩ )

આ કૃમીઓના એટલે કે રોગનિર્માણ કરનારાઓના નામ

છે. તેથી ઉત્પન્ન થનારા બધા રોગો શંખના સેવનથી દૂર થાય છે.

### શંખના ગુણ

આ સૂક્તમાં શંખના જે ગુણ કહ્યા છે તે હવે જુઓ—

( ૧ ) **समुद्रात् जज्ञिषे**– તે દરીયામાંથી ઉત્પન્ન થાય છે, પાણીથી તેની ઉત્પત્તિ હોવાના કારણે તે શીતવીર્ય છે એટલે ગુણોમાં શીત છે. ( મં. ૧,૨,૪-૫ )

૨ **सोमात् जज्ञिषे**– સોમ એટલે ઔષધિઓ અથવા ચંદ્રથી ઉત્પન્ન થવાના કારણે ગુણકારી. રોગ દૂર કરનારો અને શીતગુણ પ્રધાન છે. ( મં. ૬ )

૩ **हिरण्यजाः**– સોનાથી ઉત્પન્ન થવાના કારણે બલવર્ધક વગેરે ગુણ તેમાં છે. ( મં. ૧,૪,૬, )

૪ **विद्युतः**– તેજેથી ઉત્પન્ન થવાના કારણે આ શંખ શરીરનું તેજ વધારનારો છે. ( મં. ૧ )

આ પ્રકારે આ સૂક્તમાં શંખના ગુણ બતાવ્યા છે. આ ગુણોની તુલના વાચકોએ વૈદ્યકગ્રંથોમાં આપેલા ગુણો જોડે કરી જોવી અને તે રીતે વૈદિકગુણવર્ણનશૈલી જાણવાનો પ્રયત્ન કરવો.

આ વૈદ્યક વિષય છે. વૈદ્યશાસ્ત્રમાં શંખનો ઘણા પ્રકારે ઉપયોગ થાય છે તેથી વૈદ્યોએ શંખ વિષે વધારે શોધ કરી તે માહિતી સુબોધરીતે લોકોના લાભાર્થે પ્રગટ કરવી જોઈએ.

મહારાષ્ટ્રમાં પાણીમાં શંખ ઘોઈ નાના બાળકોને પીવડાવે છે. જેથી નાના બાળકોના કેટલાક રોગો દૂર થાય છે. બાળકોના ગળામાં પણ શંખમણિ બાંધે છે, અથવા નાના શંખને સોનામાં જડી ગળામાં અલંકારરૂપે પરોવી દે છે. તેથી લાભ થાય છે એવો અનુભવ છે. વૈદ્યોએ તે વિષે વધારે શોધ કરવી જરૂરી છે.

---

# પ્રતિસર મણિ

## કાંડ ૮, સૂક્ત ૫

( ऋषिः– शुक्रः। देवता – कृत्यादूषणं, मंत्रोक्तदेवताः। )

अयं प्रतिसरो मणिर्वीरो वीराय बध्यते । वीर्यवान्त्सपत्नहा शूरवीरः परिपाणः सुमङ्गलः ॥ १ ॥
अयं मणिः सपत्नहा सुवीरः सहस्वान्वाजी सहमान उग्रः । प्रत्यक्कृत्या दूषयन्नेति वीरः ॥ २ ॥

---

અર્થ— ( **अयं प्रतिसरः** ) આ શત્રુના ઉપર આક્રમણ કરનારો ( **वीर्यवान् वीरः** ) વીર્યયુક્ત વીર ( **सपत्नहा परिपाणः** ) શત્રુનો નાશ કરનારો અને બધા પ્રકારનું રક્ષણ કરનારો ( **सुमंगलः शूरवीरः** ) મંગલ કરનારો, શૂરવીરની નિશાની સમો ( **मणिः वीराय बध्यते** ) મણિ વીર પુરુષની ઉપર બાંધવામાં આવે છે. [ ૧ ]

( **अयं मणिः** ) આ મણિ ( **सपत्नहा सुवीरः** ) શત્રુનો નાશ કરનારો ઉત્તમ વીર ( **सहस्वान् वाजी** ) શત્રુનો વેગ સહન કરનારો બળવાન્ ( **सहमानः उग्रः वीरः** ) શત્રુ પરાજય કરનારો ઉગ્ર વીર ( **कृत्याः प्रत्यक् दूषयन् एति** ) ઘાતક પ્રયોગોને વિફલ કરતો આવે છે. [ ૨ ]

---

ભાવાર્થ— આ મણિ ( અથવા આ ચંદ્રક ) શૂરવીર પરાક્રમી શત્રુનાશક મંગલ કરનારો છે તેથી તે વીરના શરીર ઉપર બાંધવામાં આવે છે. ( ૧ )

આ મણિ બળવાન્ શત્રુનાશક ઉગ્રવીર છે જે બધા શત્રુના ઘાતક પ્રયોગોને દૂર કરે છે. ( ૨ )

अनेनेन्द्रो मणिना वृत्रमहन्ननेनासुरान्पराभावयन्मनीषी ।
अनेनाजयद् द्यावापृथिवी उभे इमे अनेनाजयत्प्रदिशश्चतस्रः ॥ ३ ॥
अयं स्राक्त्यो मणिः प्रतीवर्तः प्रतिसरः । ओजस्वान्विमृधो वशी सो अस्मान्पातु सर्वतः ॥ ४ ॥
तदग्निराह तदु सोम आह बृहस्पतिः सविता तदिन्द्रः ।
ते मे देवाः पुरोहिताः प्रतीचीः कृत्याः प्रतिसरैरजन्तु ॥ ५ ॥
अन्तर्दधे द्यावापृथिवी उताहरुत सूर्यम् ।
ते मे देवाः पुरोहिताः प्रतीचीः कृत्याः प्रतिसरैरजन्तु ॥ ६ ॥
ये स्राक्त्यं मणिं जना वर्माणि कृण्वते । सूर्य इव दिवमारुह्य वि कृत्या बाधते वशी ॥ ७ ॥
स्राक्त्येन मणिन ऋषिणेव मनीषिणा । अजैषं सर्वाः पृतना वि मृधो हन्मि रक्षसः ॥ ८ ॥

---

અર્થ— ( **अनेन मणिना इन्द्रः वृत्रं अहन्** ) આ મણિથી ઇન્દ્રે વૃત્રનો નાશ કર્યો ( **अनेन मनीषी असुरान् पराभावयत्** ) તેના વડે સંયમી વીરે રાક્ષસોનો પરાભવ કર્યો ( **अनेन उभे इमे द्यावापृथिवी अजयत्** ) તેનાથી આ બંને દ્યુલોક અને પૃથ્વી લોક જીત્યા છે. ( **अनेन चतस्रः प्रदिशः अजयत्** ) તેના વડે ચારે દિશામાં જીત મેળવી છે. [ ૩ ]

( **अयं स्राक्त्यः मणिः** ) આ પ્રગતિ સાધનારો મણિ ( **प्रतीवर्तः प्रतिसरः** ) શત્રુ ઉપર હુમલો કરનારો અને તેમની ઉપર દોડી જનારો ( **ओजस्वान् विमृधः वशी** ) બળશાળી યુદ્ધમાં જનારો અને વશી છે ( **सः** ) તે ( **अस्मान् सर्वतः पातु** ) અમારા બધાનું સર્વ પ્રકારે રક્ષણ કરે. [ ૪ ]

( **अग्निः तत् आह** ) અગ્નિએ તેમ કહ્યું, ( **सोमः उ तत् आह** ) સોમે પણ તેમજ કહ્યું ( **बृहस्पतिः सविता इन्द्रः तत्** ) બૃહસ્પતિ, સવિતા અને ઇન્દ્રે પણ તેમજ કહ્યું છે. ( **ते पुरोहिताः देवाः** ) તે અગ્રેસર દેવો ( **प्रतिसरैः मे कृत्याः प्रतीचीः अजन्तु** ) હુમલાથી મારા ઉપર આવનારા ઘાતક પ્રયોગોને વિરૂદ્ધ દિશામાં પલટાવી નાખે. [ ૫ ]

( **द्यावापृथिवी अंतः दधे** ) દ્યુલોક અને પૃથ્વીલોકને હું મારી અંદર ધારણ કરૂં છું ( **उतः अहः उत सूर्यम्** ) દિવસ અને સૂરજને પણ અંદર રાખું છું. તે અગ્રેસર દેવો હુમલાથી મારા ઉપર થનારા ઘાતક રોગોને વિરૂદ્ધ દિશામાં દૂર કરે. [ ૬ ]

( **ये जनाः स्राक्त्यं मणिं** ) જે લોક આ પ્રગતિ સાધનારા મણિનો ( **वर्माणि कृण्वते** ) કવચના સ્થાન પર ઉપયોગ કરે છે તેઓ ( **सूर्यः इव दिवं आरुह्य** ) સૂરજની જેમ દ્યુલોકમાં જઇ ( **वशी** ) બધાને વશ કરી ( **कृत्याः वि बाधते** ) ઘાતક પ્રયોગોનો નાશ કરે છે. [ ૭ ]

( **मनीषिणा ऋषिणा इव** ) જ્ઞાની ઋષિઓની જેમ ( **स्राक्त्येन मणिना** ) પ્રગતિ સાધનારા મણિ વડે ( **सर्वाः पृतनाः अजैषं** ) બધી શત્રુસેનાને પરાભૂત કરૂં છું અને ( **रक्षसः मृधः वि हन्मि** ) રાક્ષસોને યુદ્ધમાં મારૂં છું. [ ૮ ]

---

**ભાવાર્થ**— આ મણિની મદદથી ઇન્દ્રે વૃત્રને માર્યો, રાક્ષસોનો પરાજય કર્યો, દ્યાવાપૃથ્વી જીતી લીધી અને બધી દિશાઓમાં વિજય પ્રાપ્ત કર્યો. ( ૩ )

આ શત્રુ ઉપર હુમલો કરનારો, બળવાન, શત્રુને વશ કરનારો મણિ અમારૂં રક્ષણ કરે. ( ૪ )

બધા દેવો આ મણિ વડે મારા ઉપર કરાએલા ઘાતક પ્રયોગોથી મને બચાવે, પ્રયોગોને દૂર હટાવે. ( ૫ )

દ્યુલોક, પૃથ્વી, સૂરજ અને દિવસની શક્તિઓ હું પોતાની અંદર ધારણ કરૂં છું તે બધા મારી ઉપર કરાએલા દુષ્ટ પ્રયોગોને હટાવી દે. ( ૬ )

જે લોકો આ મણિ કવચરૂપે ધારણ કરે છે તે સૂરજ સમાન તેજસ્વી બની પોતાના ઉપર કરાએલા ઘાતક પ્રયોગોને હટાવી દે છે. ( ૭ )

આ મણિ વડે બધી શત્રુસેનાને જીતી લીધી, અને દુષ્ટોને મારી નાખ્યા છે. ( ૮ )

*

છે. તેથી ઉત્પન્ન થનારા બધા રોગો શંખના સેવનથી દૂર થાય છે.

શંખના ગુણ

આ સૂક્તમાં શંખના જે ગુણ કહ્યા છે તે હવે જુઓ—

( १ ) समुद्रात् जज्ञिषे- તે દરીયામાંથી ઉત્પન્ન થાય છે, પાણીથી તેની ઉત્પત્તિ હોવાના કારણે તે શીતવીર્ય છે એટલે ગુણોમાં શીત છે. ( મં. ૧,૨,૪-૫ )

२ सोमात् जज्ञिषे- સોમ એટલે ઔષધિઓ અથવા ચંદ્રથી ઉત્પન્ન થવાના કારણે ગુણકારી. રોગ દૂર કરનારો અને શીતગુણ પ્રધાન છે. ( મં. ૬ )

३ हिरण्यजः- સોનાથી ઉત્પન્ન થવાના કારણે બલવર્ધક વગેરે ગુણ તેમાં છે. ( મં. ૧,૪,૬, )

४ विद्युतः- તેજોથી ઉત્પન્ન થવાના કારણે આ શંખ શરીરનું તેજ વધારનારો છે. ( મં. ૧ )

આ પ્રકારે આ સૂક્તમાં શંખના ગુણ બતાવ્યા છે. આ ગુણોની તુલના વાચકોએ વૈદ્યકગ્રંથોમાં આપેલા ગુણો જોડે કરી જોવી અને તે રીતે વૈદિકગુણવર્ણનશૈલી જાણવાનો પ્રયત્ન કરવો.

આ વૈદ્યક વિષય છે. વૈદ્યશાસ્ત્રમાં શંખનો ઘણા પ્રકારે ઉપયોગ થાય છે તેથી વૈદ્યોએ શંખ વિષે વધારે શોધ કરી તે માહિતી સુબોધરીતે લોકોના લાભાર્થે પ્રગટ કરવી જોઈએ.

મહારાષ્ટ્રમાં પાણીમાં શંખ ઘોઈ નાના બાળકોને પીવડાવે છે. જેથી નાના બાળકોના કેટલાક રોગો દૂર થાય છે. બાળકોના ગળામાં પણ શંખમણિ બાંધે છે, અથવા નાના શંખને સોનામાં જડી ગળામાં અલંકારરૂપે પરોવી દે છે. તેથી લાભ થાય છે એવો અનુભવ છે. વૈદ્યોએ તે વિષે વધારે શોધ કરવી જરૂરી છે.

---

# પ્રતિસર મણિ

## કાંડ ૮, સૂક્ત ૫

( ऋषिः- शुक्रः । देवता - कृत्यादूषणं, मंत्रोक्तदेवताः । )

अयं प्रतिसरो मणिर्वीरो वीराय बध्यते । वीर्यवान्त्सपत्नहा शूरवीरः परिपाणः सुमङ्गलः ॥ १ ॥
अयं मणिः सपत्नहा सुवीरः सहस्वान्वाजी सहमान उग्रः । प्रत्यक्कृत्या दूषयन्नेति वीरः ॥ २ ॥

---

અર્થ— ( अयं प्रतिसरः ) આ શત્રુના ઉપર આક્રમણ કરનારો ( वीर्यवान् वीरः ) વીર્યયુક્ત વીર ( सपत्नहा परिपाणः ) શત્રુનો નાશ કરનારો અને બધા પ્રકારનું રક્ષણ કરનારો ( सुमंगलः शूरवीरः ) મંગલ કરનારો, શૂરવીરની નિશાની સમો ( मणिः वीराय बध्यते ) મણિ વીર પુરુષની ઉપર બાંધવામાં આવે છે. [ ૧ ]

( अयं मणिः ) આ મણિ ( सपत्नहा सुवीरः ) શત્રુનો નાશ કરનારો ઉત્તમ વીર ( सहस्वान् वाजी ) શત્રુનો વેગ સહન કરનારો બળવાન્ ( सहमानः उग्रः वीरः ) શત્રુ પરાજય કરનારો ઉગ્ર વીર ( कृत्याः प्रत्यक् दूषयन् एति ) ઘાતક પ્રયોગોને વિફલ કરતો આવે છે. [ ૨ ]

---

ભાવાર્થ— આ મણિ ( અથવા આ ચંદક ) શૂરવીર પરાક્રમી શત્રુનાશક મંગલ કરનારો છે તેથી તે વીરના શરીર ઉપર બાંધવામાં આવે છે. ( ૧ )

આ મણિ બળવાન્ શત્રુનાશક ઉગ્રવીર છે જે બધા શત્રુના ઘાતક પ્રયોગોને દૂર કરે છે. ( ૨ )

अनेनेन्द्रो मणिना वृत्रमहन्ननेनासुरान्पराभावयन्मनीषी ।
अनेनाजयद् द्यावापृथिवी उभे इमे अनेनाजयत्प्रदिशश्चतस्रः ॥ ३ ॥
अयं स्राक्त्यो मणिः प्रतीवर्तः प्रतिसरः । ओजस्वान्विमृधो वशी सो अस्मान्पातु सर्वतः ॥ ४ ॥
तदग्निराह तदु सोम आह बृहस्पतिः सविता तदिन्द्रः ।
ते मे देवाः पुरोहिताः प्रतीचीः कृत्याः प्रतिसरैरजन्तु ॥ ५ ॥
अन्तर्दधे द्यावापृथिवी उताहरुत सूर्यम् ।
ते मे देवाः पुरोहिताः प्रतीचीः कृत्याः प्रतिसरैरजन्तु ॥ ६ ॥
ये स्राक्त्यं मणिं जना वर्माणि कृण्वते । सूर्य इव दिवमारुह्य वि कृत्या बाधते वशी ॥ ७ ॥
स्राक्त्येन मणिन ऋषिणेव मनीषिणा । अजैषं सर्वाः पृतना वि मृधो हन्मि रक्षसः ॥ ८ ॥

અર્થ— ( अनेन मणिना इन्द्रः वृत्रं अहन् ) આ મણિથી ઇન્દ્રે વૃત્રનો નાશ કર્યો ( अनेन मनीषी असुरान् पराभावयत् ) તેના વડે સંયમી વીરે રાક્ષસોનો પરાભવ કર્યો ( अनेन उभे इमे द्यावापृथिवी अजयत् ) તેનાથી આ બંને દ્યુલોક અને પૃથ્વી લોક જીત્યા છે. ( अनेन चतस्रः प्रदिशः अजयत् ) તેના વડે ચારે દિશામાં જીત મેળવી છે. [ ૩ ]

( अयं स्राक्त्यः मणिः ) આ પ્રગતિ સાધનારો મણિ ( प्रतीवर्तः प्रतिसरः ) શત્રુ ઉપર હુમલો કરનારો અને તેમની ઉપર દોડી જનારો ( ओजस्वान् विमृधः वशी ) બળશાળી યુદ્ધમાં જનારો અને વશી છે ( सः ) તે ( अस्मान् सर्वतः पातु ) અમારા બધાનું સર્વ પ્રકારે રક્ષણ કરે. [ ૪ ]

( अग्निः तत् आह ) અગ્નિએ તેમ કહ્યું, ( सोमः उ तत् आह ) સોમે પણ તેમજ કહ્યું ( बृहस्पतिः सविता इन्द्रः तत् ) બૃહસ્પતિ, સવિતા અને ઇન્દ્રે પણ તેમજ કહ્યું છે. ( ते पुरोहिताः देवाः ) તે અગ્રેસર દેવો ( प्रतिसरैः मे कृत्याः प्रतीचीः अजन्तु ) હુમલાથી મારા ઉપર આવનારા ઘાતક પ્રયોગોને વિરૂદ્ધ દિશામાં પલટાવી નાખે. [ ૫ ]

( द्यावापृथिवी अंतः दधे ) દ્યુલોક અને પૃથ્વીલોકને હું મારી અંદર ધારણ કરું છું ( उतः अहः उत सूर्यम् ) દિવસ અને સૂરજને પણ અંદર રાખું છું. તે અગ્રેસર દેવો હુમલાથી મારા ઉપર થનારા ઘાતક રોગોને વિરૂદ્ધ દિશામાં દૂર કરે. [ ૬ ]

( ये जनाः स्राक्त्यं मणिं ) જે લોક આ પ્રગતિ સાધનારા મણિનો ( वर्माणि कृण्वते ) કવચના સ્થાને ઉપયોગ કરે છે તેઓ ( सूर्यः इव दिवं आरुह्य ) સૂરજની જેમ દ્યુલોકમાં જઇ ( वशी ) બધાને વશ કરી ( कृत्याः वि बाधते ) ઘાતક પ્રયોગોનો નાશ કરે છે. [ ૭ ]

( मनीषिणा ऋषिणा इव ) જ્ઞાની ઋષિઓની જેમ ( स्राक्त्येन मणिना ) પ્રગતિ સાધનારા મણિ વડે ( सर्वाः पृतनाः अजैषं ) બધી શત્રુસેનાને પરાભૂત કરું છું અને ( रक्षसः मृधः वि हन्मि ) રાક્ષસોને યુદ્ધમાં મારૂં છું. [ ૮ ]

ભાવાર્થ— આ મણિની મદદથી ઇન્દ્રે વૃત્રને માર્યો, રાક્ષસોનો પરાજય કર્યો, દ્યાવાપૃથ્વી જીતી લીધી અને બધી દિશાઓમાં વિજય પ્રાપ્ત કર્યો ( ૩ )

આ શત્રુ ઉપર હુમલો કરનારો, બળવાન્, શત્રુને વશ કરનારો મણિ અમારૂં રક્ષણ કરે. ( ૪ )

બધા દેવો આ મણિ વડે મારા ઉપર કરાએલા ઘાતક પ્રયોગોથી મને બચાવે, પ્રયોગોને દૂર હટાવે. ( ૫ )

દ્યુલોક, પૃથ્વી, સૂરજ અને દિવસની શક્તિઓ હું પોતાની અંદર ધારણ કરૂં છું તે બધા મારી ઉપર કરાએલા દુષ્ટ પ્રયોગોને હટાવી દે. ( ૬ )

જે લોકો આ મણિ કવચરૂપે ધારણ કરે છે તે સૂરજ સમાન તેજસ્વી બની પોતાના ઉપર કરાએલા ઘાતક પ્રયોગોને હટાવી દે છે. ( ૭ )

આ મણિ વડે બધી શત્રુસેનાને જીતી લીધી, અને દુષ્ટોને મારી નાખ્યા છે. ( ૮ )

*

अस्मिन्निन्द्रो नि दंधातु नृम्णमिमं देंवासो अभिसंविंशध्वम् ।
दीर्घायुत्वाय शतशांरदायायुंष्माञ्जरदंष्टिर्यथासंत् ॥ २१ ॥
स्वस्तिदा विशां पतिर्वृत्रहा विमृधो वशी ।
इन्द्रों बध्नातु ते मणिं जिंगीवाँ अपराजितः सोमपा अंभयंकरो वृषा ।
स त्वा रक्षतु सर्वतो दिवा नक्तं च विश्वतः ॥ २२ ॥

---

અર્થ—( अस्मिन् इन्द्र नृम्ण निदधातु ) એમાં ઇન્દ્ર બળ ધારણ કરે. ( देवास इम अभि संविशध्वम् ) દેવ એમાં પ્રવેશ કરે ( यथा ) જેથી ( शतशारदाय दीर्घायुत्वाय ) સો વરસના દીર્ઘજીવન માટે ( आयुष्मान् जरदष्टिः असत् ) દીર્ઘાયુ અને ઘરડપણ સુધી સુદૃઢ રહે [ ૨૧ ]

( स्वस्तिदा विशांपतिः वृत्रहा ) કલ્યાણ કરનારો પ્રજાપાલક શત્રુનાશક ( विमृधः वशी ) શત્રુઓને વશ કરનારો ( जिगीवा अपराजितः सोमपा अभयंकर ) વિજયી, અપરાજીત, સોમરસ પીનારો, સૌમ્ય ( वृषा इन्द्रः ) બળવાન્ ઇન્દ્ર ( ते मणिं बध्नातु ) તારા શરીર ઉપર મણિને બાંધે ( सः सर्वत दिवा नक्तं ) તે બધી તરફથી રાત અને દિવસ ( त्वा विश्वत पातु ) તારૂં બધી તરફથી રક્ષણ કરે [ ૨૨ ]

---

ભાવાર્થ— એમા બધા દેવો પોતાના બળની સ્થાપના કરે જેથી મને શતાયુ એવ દીર્ઘજીવન પ્રાપ્ત થાય ( ૨૧ )
શૂરવીર, શત્રુનાશક, બળવાન્, વિજયી જેવા પુરુષ આ મણિને શરીર ઉપર બાંધે જેથી તેનુ રાતદિન રક્ષણ થાય ( ૨૨ )

# પ્રતિસર મણિ

## મણિ ધારણ

આ સૂકતમાં મણિ ધારણ કરવાનો વિષય છે. કેટલાકનુ એવુ કહેવુ છે કે અહીં ' मणि ' શબ્દથી વીર પુરુષ એવો અર્થ ઘટાવવો. પણ તે યોગ્ય અને સાચું નથી. આ પ્રકારને તે અર્થનો અનર્થ કરવુ કોઇને પણ ન શોભે. આ સૂક્તમાં કહેલો મણિ કોઇ વનસ્પતિથી બને છે, બનાવવામાં આવે છે અથવા તે શરીર ઉપર ધારણ કરવામાં આવે છે ઘણાં ભાગે ગળામાં બાંધવામાં આવતો હશે. જે પ્રકારે હાલ શૌર્યવીર્યનુ કાર્ય કરનાર સૈનિકને ' ચંદ્રક ' અપાય છે અને તે ' ચંદ્રક ' છાતી ઉપર લટકાવવામાં આવે છે, તે જ પ્રકારે આ મણિ ગળામાં અથવા હાથ ઉપર દંડ ઉપર બાંધવામાં આવતો હતો. આ એક શૌર્યનું અથવા લોકકલ્યાણનું કાર્ય કરેલાનુ ચિન્હ હોય તે ધારણ કરવાથી વીરની પ્રતિષ્ઠા વધે છે, તેનો ઉત્સાહ વધે છે, અને ઉત્સાહ વધવાથી તે મનુષ્ય વધારે પરાક્રમ કરવા સામર્થ્યસંપન્ન બને છે.

પ્રથમ કરેલા શૌર્યના કામ માટે અધિકારી પાસેથી ઇનામ મળી જવાથી વધારે પરાક્રમ કરવાનું સાહસ માણસ કરે છે. એટલે તે ઇનામ અથવા ચંદ્રક અથવા બીજા ગમે તે પ્રકારે સન્માન, વીરતા વધારનારો, રક્ષણનું કાર્ય કરનારો, ઉત્તમ વીરતા કરનારો, ઉગ્રતા વધારનારો વગેરે ગુણોથી યુક્ત હોય એમ માનવુ અયોગ્ય થશે નહિ એવા ઉદ્દેશથી આ સૂક્તમાં આ મણિના ગુણ " सुवीरः वाजी, उग्र " વગેરે કહેલા છે બીજું વર્ણન પણ તે દૃષ્ટિથી વિચાર કરવા લાયક છે.

## એક શંકા

કેટલાક લોકો એમ કહે છે કે ઝાડના લાકડાનો બનાવેલો

આ 'મણિ' વીરતા વધારનારો, મંગલ કરનારો અને બળ વધારનારો કેવી રીતે થઇ શકે છે ? કારણ કે લાકડાથી બનેલા મણિમાં આવું સામર્થ્ય હોઇ શકે નહિ. તેથી અહીંના મણિ શબ્દનો અર્થ ' **વીરસેનાપતિ** ' એવો લેવો જોઇએ. આ યુક્તિ અથવા વિચાર પદ્ધતિ વિવેકયુક્ત નથી. સરકારી નોકર હાથમાં એક વિશેષ પ્રકારની લાકડી અથવા કાંઇ લઇ અને વિશેષ પ્રકારનો પોષાખ ધારણ કરી હજારો લોકોમાં જાય છે અને નિડર બની તેમને ધમકાવે છે અને વિશેષ કાર્ય કરે છે. આ સામર્થ્ય તેની અંદર તે સરકારી પોષાખ અને સરકારી ચિન્હનું કાંઇ ધારણ કરવાથી આવે છે. ખરૂં જોતાં તેની શારીરિક શક્તિ બીજા લોકોની જેમ જ હોય છે. પણ સરકારી ચિન્હ ધારણ કરવાથી તેની શક્તિ કેટલીક ઘણી વધે છે. તેજ પ્રકારે આ વિશેષ સન્માનનો મણિ જ્યારે મહારાજા તરફથી કોઇ વીર પુરુષને આપવામાં આવે અથવા તેના શરીર ઉપર બાંધવામાં આવે તો તે રાજચિન્હ હોવાથી તેના ધારણથી તે પુરુષનું બળ અને વીર્ય ઘણું વધી જવું સ્વાભાવિક છે.

આ દૃષ્ટિથી આ સૂક્તનો વિચાર વાચકોએ કરવો અને તેનો આશય જાણી લેવો. આ સૂક્ત એની દૃષ્ટિથી જોતાં ઘણું સરળ છે તેથી દરેક મંત્રનું વધારે સ્પષ્ટીકરણ કરવાની જરૂર નથી.

---

# શરીરની રચના

## કાંડ ૧૧, સૂક્ત ૮

( ऋषिः-कौरुपथिः । देवता- अध्यात्मं, मन्युः । )

यन्मन्युर्जायामावहत्संकल्पस्य गृहादधि । क आसं जन्याः के वराः क उ ज्येष्ठवरोऽभवत् ॥ १ ॥
तपश्चैवास्तां कर्म चान्तर्महत्यर्णवे । त आसं जन्यास्ते वरा ब्रह्म ज्येष्ठवरोऽभवत् ॥ २ ॥
दश साकमजायन्त देवा देवेभ्यः पुरा । यो वै तान्विद्यात्प्रत्यक्षं स वा अद्य महद्वदेत् ॥ ३ ॥
प्राणापानौ चक्षुः श्रोत्रमक्षितिश्च क्षितिश्च या । व्यानोदानौ वाङ्मनस्ते वा आकूतिमावहन् ॥ ४ ॥
अजाता आसन्नृतवोऽथो धाता बृहस्पतिः । इन्द्राग्नी अश्विना तर्हि कं ते ज्येष्ठमुपासत ॥ ५ ॥

---

અર્થ— ( **यत् मन्युः संकल्पस्य गृहात्** ) જ્યારે ઉત્સાહે સંકલ્પના ઘરથી ( **जायां अधि आवहत्** ) પોતાની સ્રીને પ્રાપ્ત કરી, લગ્ન કરી પોતાને ઘેર લઇ આવ્યો તે વખતે ( **के जन्याः** ) કન્યા પક્ષના કોણ લોકો હતા અને ( **के वराः** ) કોણ વર પક્ષના લોક હતા અને તેઓમાં ( **कः उ ज्येष्ठवरः अभवत्** ) કોણ શ્રેષ્ઠ વર માનવામાં આવ્યો ? [ ૧ ]

( **महति अर्णवे अन्तः** ) મહાન્ દરીયાની અંદર ( **तपः कर्म च आस्तां** ) તપ અને કર્મ આ બે પક્ષો છે. ( **ते जन्याः ते वराः आसन्** ) તેજ કન્યા પક્ષના અને વર પક્ષના લોકો હતા અને તે વખતે ( **ब्रह्म ज्येष्ठवरः अभवत्** ) બ્રહ્મ બધામાં શ્રેષ્ઠ હતું ( **देवेभ्यः दश देवाः साकं अजायन्त** ) દેવોમાં દસ દેવ એકી સાથે બન્યા છે. ( **यः वै तान् प्रत्यक्षं विद्यात्** ) જે નિશ્ચયથી તેમને પ્રત્યક્ષ જાણે છે ( **सः वै अद्य महत् वदेत्** ) તે જ આને નિશ્ચયથી મહાન્ બ્રહ્મનું જ્ઞાન કહી શકે છે. [ ૩ ]

( **प्राणापानौ चक्षुः श्रोत्रं या अक्षितिः च क्षितिः च** ) પ્રાણ, અપાન, ચક્ષુ, શ્રોત્ર, અભૌતિક અને ભૌતિક શક્તિઓ ( **व्यान उदानौ वाङ्मनः** ) વ્યાન, ઉદાન અને વાણી તેમજ મન ( **ते वै आकूतिं आवहन्** ) તેજ નિશ્ચયથી સંકલ્પ શક્તિને ધારણ કરે છે. [ ૪ ]

( **ऋतवः अथो धाता बृहस्पतिः इंद्राग्नी अश्विनौ** ) ઋતુ, ધાતા, બૃહસ્પતિ, ઇન્દ્ર, અગ્નિ અને બંને અશ્વિની કુમાર આ દેવો ( **अजाताः आसन्** ) જન્મ્યા ન હતાં, ( **तर्हि ते कं ज्येष्ठं उपासत** ) ત્યારે તે બધા કયા શ્રેષ્ઠ બ્રહ્મની ઉપાસના કરતાં હતાં ! [ ૫ ]

तपंश्चैवास्तां कर्मं चान्तर्मुहत्यर्णवे । तपो ह जज्ञे कर्मणस्तत्ते ज्येष्ठमुपासत ॥ ६ ॥
ये त आसीद्भूमिः पूर्वा यामद्धातय इद्विदुः । यो वै तां विद्यान्नामथा स मन्येत पुराणवित् ॥ ७ ॥
कुतः इन्द्रः कुतः सोमः कुतो अग्निरंजायत । कुतस्त्वष्टा समभवत्कुतो धाताजायत ॥ ८ ॥
इन्द्रादिन्द्रः सोमात्सोमो अग्नेरग्निरंजायत । त्वष्टा ह जज्ञे त्वष्टुर्धातुर्धाताजायत । ॥ ९ ॥
ये त आसन्दश जाता देवा देवेभ्यः पुरा । पुत्रेभ्यो लोकं दत्त्वा कस्मिंस्ते लोक आसते ॥ १० ॥
यदा केशानस्थि स्नावं मांसं मज्जानमाभरत् । शरीरं कृत्वा पादवत्कं लोकमनु प्राविशत् ॥ ११ ॥
कुतः केशान्कुतः स्नाव कुतो अस्थीन्याभरत् ।
अङ्गा पर्वाणि मज्जानं को मांसं कुत आभरत् । ॥ १२ ॥
संसिचो नाम ते देवा ये संभारान्त्समभरन् । सर्वं संसिच्य मर्त्यं देवाः पुरुषमाविशन् ॥ १३ ॥
ऊरू पादावष्ठीवन्तौ शिरो हस्तावथो मुखम् । पृष्टीर्बर्जह्ये पार्श्वे कस्तत्समदधादृषिः ॥ १४ ॥

---

અર્થ— ( तपः कर्म च एव ) તપ અને કર્મ ( महति अर्णवे आस्तां ) મોટા સંસારરૂપી દરીયામાં હતાં. ( कर्मणः तपः ह जज्ञे ) કર્મથી તપ ઉત્પન્ન થયું ( ते तत् ज्येष्ठं उपासते ) તે બધા તે શ્રેષ્ઠની ઉપાસના કરતા હતા. [૬]

( या इत. पूर्वा भूमिः आसीत् ) જે આના પહેલાની ભૂમિ હતી, ( यां अद्धातयः इत् विदुः ) જેને બુદ્ધિમાન્ લોકોએ જાણી લીધી હતી ( यः वै तां नामथा विद्यात् ) જે તેને જુદા જુદા નામોથી જાણે છે ( सः पुराण-वित् मन्येत ) તેને પુરાણવિત્ કહે છે. [ ૭ ]

( कुतः इन्द्रः कुतः सोमः कुतः अग्निः अजायत ) ઇન્દ્ર, સોમ, અગ્નિ કોનાથી ઉત્પન્ન થયા ? ( कुतः त्वष्टा समभवत् ) ત્વષ્ટા કોનાથી ઉત્પન્ન થયો ? ( कुतः धाता अजायत ) ધાતા કોનાથી ઉત્પન્ન થયો. ? [ ૮ ]

( इन्द्रात् इन्द्रः सोमात् सोमः ) ઇન્દ્રથી ઇન્દ્ર અને સોમથી સોમ ( अग्नेः अग्निः अजायत ) અગ્નિથી અગ્નિ ( त्वष्टा ह त्वष्टुः जज्ञे ) ત્વષ્ટાથી ત્વષ્ટા ઉત્પન્ન થયો અને ( धातुः धाता अजायत ) ધાતાથી ધાતા થયો. [ ૯ ]

( ये ते दश देवाः ) આ જે દસ દેવો ( पुरा देवेभ्यः जाताः आसन् ) પૂર્વ સમયમાં દેવોથી ઉત્પન્ન થયા હતા તે ( पुत्रेभ्यः लोकं दत्त्वा ) પોતાના પુત્રોને સ્થાન આપી ( ते कस्मिन् लोके आसते ) તેઓ પોતે કયા લોકમાં રહેવા લાગ્યા ? [ ૧૦ ]

( यदा केशान् अस्थि स्नाव ) જ્યારે વાળ, હાડકાં, સ્નાયુઓ ( मांसं मज्जानं आभरत् ) માંસ અને મજ્જાને આ શરીરમાં ભરી દીધાં અને ( शरीरं पादवत् कृत्वा ) શરીરને પાંવવાળું કરી દીધું ત્યારે તે ભરનારો ( कं लोकं अनु-प्राविशत् ) કયા લોકમાં અનુકૂળતાથી પ્રવિષ્ટ થયો ? [ ૧૧ ]

( कुतः केशान् कुतः स्नाव ) શાનાથી વાળ અને શાનાથી સ્નાયુઓ ( कुतः अस्थीनि आभरत् ) ક્યાંથી હાડકાંઓ આમાં ભરી દીધાં ? ( कः अंगा पर्वाणि मज्जानं ) કોણે અવયવો, સાંધાઓ અને મજ્જા તેમજ ( मांसं कुतः आभरत् ) માંસને ક્યાંથી ભરી દીધું ? [ ૧૨ ]

( ते देवाः संसिचः नाम ) તે દેવો 'संसिच्' એટલે કે સિંચન કરનારા નામના છે, ( ये संभारान् समभरन् ) જે સંભારને ભરી આપે છે. ( सर्वं मर्त्यं संसिच्य ) બધા મરણ ધર્મવાળા શરીરનું સિંચન કરી ( देवाः पुरुषं आविशन् ) આ દેવો પુરુષમાં ફરી પ્રવિષ્ટ થયા. [ ૧૩ ]

( कः ऋषिः ) કયો ઋષિ છે જેણે ( ऊरू अष्ठीवन्तौ पादौ ) જાંઘો અને ઢીંચણ સાથે પગ ( शिरः हस्तौ मुखं ) માથું બે હાથ અને મોઢું ( पृष्टीः बर्जह्ये पार्श्वे ) પીઠ બંને બાજુ અને પાંસળીઓ ( तत् समदधात् ) તે બધું જોડી દીધું છે ? [ ૧૪ ]

शिरो हस्तावथो मुखं जिह्वां ग्रीवाश्च कीकसाः । त्वचा प्रावृत्य सर्वं तत्संधा समदधान्मही ॥ १५ ॥
यत्तच्छरीरमशयत्संधया संहितं महत् । येनेदमद्य रोचते को अस्मिन्वर्णमाभरत् ॥ १६ ॥
सर्वे देवा उपाशिक्षन्तदजानाद्वधूः सती । ईशा वशस्य या जाया सास्मिन्वर्णमाभरत् ॥ १७ ॥
यदा त्वष्टा व्यतृणत्पिता त्वष्टुर्य उत्तरः । गृहं कृत्वा मर्त्यं देवाः पुरुषमाविशन् ॥ १८ ॥
स्वप्नो वै तन्द्रीर्निर्ऋतिः पाप्मानो नाम देवताः । जरा खालत्यं पालित्यं शरीरमनु प्राविशन् ॥ १९ ॥
स्तेयं दुष्कृतं वृजिनं सत्यं यज्ञो यशो बृहत् । बलं च क्षत्रमोजश्च शरीरमनु प्राविशन् ॥ २० ॥
भूतिश्च वा अभूतिश्च रातयोऽरातयश्च याः । क्षुधश्च सर्वास्तृष्णाश्च शरीरमनु प्राविशन् ॥ २१ ॥
निन्दाश्च वा अनिन्दाश्च यच्च हन्तेति नेति च । शरीरं श्रद्धा दक्षिणाश्रद्धा चानु प्राविशन् ॥ २२ ॥
विद्याश्च वा अविद्याश्च यच्चान्यदुपदेश्यम् । शरीरं ब्रह्म प्राविशदृचः सामाथो यजुः ॥ २३ ॥

---

અર્થ— ( शिरः हस्तौ अथो मुखं ) મસ્તક, હાથ અને મોઢું ( जिह्वां ग्रीवाः च कीकसाः ) જીભ, ડોક અને હાડકાં, ( तत् सर्वं त्वचा प्रावृत्य ) આ બધા ઉપર ચામડાનું વેષ્ટન કરી ( मही संधा समदधात् ) મહાન્ જોડવાની શક્તિથી જોડી દીધું. [ ૧૫ ]

( यत् तत् महत् शरीरं ) જે આ મોટું શરીર ( संधया संहितं ) સંધા નામની જોડવાની શક્તિ વડે જોડાઇ ગયું ( येन इदं अद्य रोचते ) જેથી આજ તે પ્રકાશે છે ( अस्मिन् कः वर्णं आभरत् ) તેમાં રંગને કોણે ભરી દીધો છે ? [ ૧૬ ]

( सर्वे देवाः उपाशिक्षन् ) બધા દેવોએ શિખામણ આપી ( तत् सती वधूः अजानात् ) તે સતીવધુએ એટલે બુદ્ધિએ જાણી લીધી. ( या वशस्य ईशा जाया ) જે બધાને કાબુમાં રાખવાની કરેલી ઇંશ–શક્તિ નામની પત્ની છે ( सा अस्मिन् वर्णं आभरत् ) તેને એમાં રંગ ભરી દીધો છે. [ ૧૭ ]

( यः त्वष्टुः पिता उत्तरः त्वष्टा ) જે ત્વષ્ટાનો પિતા ઉચ્ચતર શ્રેષ્ઠ ત્વષ્ટા છે તેણે ( यदा व्यतृणत् ) જ્યારે આ શરીરમાં છિદ્ર કર્યા ( मर्त्यं गृहं कृत्वा ) ત્યારે મરણ ધર્મવાળું ઘર કરી ( देवाः पुरुषं आविशन् ) દેવોએ પુરુષ શરીરમાં પ્રવેશ કર્યો. [ ૧૮ ]

( स्वप्नः तन्द्रीः निर्ऋतिः ) નિદ્રા, આલસ્ય અને પાપ ભાવના આ ( पाप्मानः देवताः वै नाम ) પાપી મનની દેવતાઓ છે તેમજ ( जरा खालत्यं पालित्यं ) વૃદ્ધાવસ્થા, તાલ પડવી અથવા ખોડંગતા ચાલવું અને વાળ સફેત થવા આ બધું ( शरीरं अनुप्राविशन् ) શરીરની અંદર પ્રવિષ્ટ થયુ. [ ૧૯ ]

( स्तेयं दुष्कृतं वृजिनं ) ચોરી, દુરાચાર અને કપટીપણું ( सत्यं यज्ञः बृहत् यशः ) સત્ય, યજ્ઞ અને મોટી કીર્તિ ( बलं च क्षत्रं ओजः च ) બળ, ક્ષાત્રતેજ, અને સામર્થ્ય આ બધું ( शरीरं अनुप्राविशन् ) શરીરની અંદર પ્રવિષ્ટ થયું. [ ૨૦ ]

( भूतिः च अभूतिः च ) ઐશ્વર્ય અને દરિદ્રતા ( रातयः याः अरातयः च ) દાન અને કંજુસાઇ, ( क्षुधः च सर्वाः तृष्णा च ) ભૂખ અને બધા પ્રકારની તરસ ( शरीरं अनुप्राविशन् ) શરીરમા પ્રવિષ્ટ થયા. [ ૨૧ ]

( निन्दाः च वै अनिन्दाः च ) નિંદા અને સ્તુતિ ( यत् च हन्त इति न इति च ) જે હા અને ના કહેવાય છે ( श्रद्धा दक्षिणा अश्रद्धा च ) શ્રદ્ધા, દક્ષના અને અશ્રદ્ધા આ બધા શરીરમાં પ્રવેશ કરી ગયા. [ ૨૨ ]

( विद्याः च वै अविद्याः च ) વિદ્યા અને અવિદ્યાઓ ( यत् च अन्यत् उपदेश्यं ) જે બીજું ઉપદેશ કરવા લાયક છે તે ( ऋचः साम अथो यजुः ब्रह्म शरीरं प्राविशत् ) ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને બ્રહ્મવેદ શરીરમાં પ્રવિષ્ટ થયા. [ ૨૩ ]

आनन्दा मोदाः प्रमुदोऽभीमोदमुदश्च ये । हसो नरिष्टा नृत्तानि शरीरमनु प्राविशन् ॥ २४ ॥
आलापाश्च प्रलापाश्चाभीलापलपश्च ये । शरीरं सर्वे प्राविशन्नायुजः प्रयुजो युजः ॥ २५ ॥
प्राणापानौ चक्षुः श्रोत्रमक्षितिश्च क्षितिश्च या । व्यानोदानौ वाङ्मनः शरीरेण त ईयन्ते ॥ २६ ॥
आशिषश्च प्रशिषश्च संशिषो विशिषश्च याः । चित्तानि सर्वे संकल्पाः शरीरमनु प्राविशन् ॥ २७ ॥
आस्तेयीश्च वास्तेयीश्च त्वरणाः कृपणाश्च याः ।
गुह्याः शुक्रा स्थूला अपस्ता बीभत्सावसादयन् ॥ २८ ॥
अस्थि कृत्वा समिधं तदष्टापो असादयन् । रेतः कृत्वाज्यं देवाः पुरुषमाविशन् ॥ २९ ॥
या आपो याश्च देवता या विराड् ब्रह्मणा सह । शरीरं ब्रह्म प्राविशच्छरीरेऽधि प्रजापतिः ॥ ३० ॥
सूर्यश्चक्षुर्वातः प्राणं पुरुषस्य वि भेजिरे । अथास्येतरमात्मानं देवाः प्रायच्छन्नग्नये ॥ ३१ ॥
तस्माद्वै विद्वान्पुरुषमिदं ब्रह्मेति मन्यते । सर्वा ह्यस्मिन्देवता गावो गोष्ठ इवासते ॥ ३२ ॥

---

અર્થ— ( आनन्दाः मोदाः प्रमुदः ये अभीमोदमुदः च ) આનંદ, મોદ, પ્રમોદ અને હાસ્યવિનોદ આ બધા ( हसः नरिष्टा नृत्तानि ) હાસ્ય, મશ્કરી અને નૃત્ય ( शरीरं अनुप्राविशन् ) શરીરમાં પ્રવેશ કરી ગયા. [ ૨૪ ]

( आलापाः च प्रलापाः च ये अभीलापलपः ) આલાપ, પ્રલાપ અને વાર્તાલાપ તેમજ ( आयुजः प्रयुजः युजः ) આયોજન પ્રયોજન અને યોગ આ બધા ( सर्वे शरीरं प्राविशन् ) શરીરમાં પ્રવિષ્ટ થયા. [ ૨૫ ]

( प्राणापानौ चक्षुः श्रोत्रं ) પ્રાણ, અપાન, આંખ અને કાન ( अक्षितिः या च क्षितिः ) અલૌકિક અને લૌકિક શક્તિઓ ( व्यानोदानौ वाङ्मनः ) વ્યાન ઉદાન, વાણી અને મન ( ते शरीरेण ईयन्ते ) આ શરીરની સાથે ચાલે છે [ ૨૬ ]

( आशिषः प्रशिषः च ) આશીર્વાદ અને ઘોષણા ( संशिषः च विशिषः च याः ) સંમતિ અને વિશેષ અનુશાસન ( चित्तानि सर्वे संकल्पाः ) ચિત્ત અને બધા સંકલ્પો ( शरीरं अनुप्राविशन् ) શરીરમાં પ્રવિષ્ટ થયા [ ૨૭ ]

( आस्तेयीः वास्तेयीः च ) બેસવું અને રહેવું ( त्वरणाः याः कृपणाः च ) ત્વરા અને કૃપણતા ( गुह्याः शुक्राः स्थूलाः ताः अपः बीभत्सौ ) ગુહ્ય, શુક્ર, સ્થૂલ, જલરૂપ તેમજ બીભત્સ ભાવ આ બધા શરીરની સાથે ( असादयन् ) રહે છે. [ ૨૮ ]

( तत् अस्थि समिधं कृत्वा ) તે હાડકાઓની સમિધાઓ બનાવી ( अष्ट आपः असादयन् ) આઠ પ્રકારના પાણીએ બધા શરીરની રચના કરી છે. ( रेतः आज्यं कृत्वा ) રેતનું ઘી બનાવી ( देवाः पुरुषं आविशन् ) બધા દેવો પુરુષમાં પ્રવેશી ગયા. [ ૨૯ ]

( याः आपः याः च देवताः ) જે જલ અને જે દેવતાઓ ( या विराट् ब्रह्मणा सह ) જે બ્રહ્મની સાથે વિરાટ્ છે તે બધું ( ब्रह्म शरीरं प्राविशत् ) બ્રહ્મ શરીરમાં પ્રવિષ્ટ થયું છે. ( शरीरे अधि प्रजापतिः ) શરીરમાં તેજ પ્રજાપતિ નામનો અધિષ્ઠાતા છે. [ ૩૦ ]

( पुरुषस्य चक्षुः सूर्यः ) પુરુષની આંખ સૂરજ ( प्राणं वातः विभेजिरे ) અને પ્રાણ વાયુ ખાસ રીતીથી વિભાજન કરી બનાવ્યો છે ( अथ अस्य इतरं आत्मानं ) અને તેનો અન્ય આત્મા ( देवाः अग्नये प्रायच्छन् ) દેવોએ અગ્નિ પાસે આપ્યો. [ ૩૧ ]

( तस्मात् वै विद्वान् ) તેથી ખાત્રીથી જ્ઞાની વિદ્વાન્ ( पुरुषं इदं ब्रह्म इति मन्यते ) પુરુષને આ બ્રહ્મ છે એમ માને છે. ( हि सर्वाः देवताः अस्मिन् आसते ) કારણ કે બધી દેવતાઓ તેમાં નિવાસ કરે છે ( गावः गोष्ठे इव ) જેવી રીતે ગૌશાળામાં ગાયો રહે છે. [ ૩૨ ]

प्रथमेन प्रमारेण त्रेधा विष्वङ् वि गच्छति ।
अद एकेन गच्छत्यद एकेन गच्छतीहैकेन नि षेवते ॥ ३३ ॥
अप्सु स्तीमासु वृद्धासु शरीरमन्तरा हितम् । तस्मिञ्छवोऽध्यन्तरा तस्माच्छवोऽध्युच्यते ॥ ३४ ॥

અર્થ — ( *प्रथमेन प्रमारेण* ) પ્રથમ મૃત્યુથી ( *त्रेधा विष्वङ् विगच्छति* ) ત્રણ પ્રકારે બધે જ જાય છે. ( *अदः एकेन गच्छति* ) ત્યાંથી એકથી જાય છે ( *इह एकेन निषेवते* ) અહીં એકથી સેવન કરે છે [ ૩૩ ]

( *स्तीमासु अप्सु वृद्धासु* ) ભીનું કરનાર પાણીની વૃદ્ધિ થવાથી તેમા ( *अन्तरा शरीरं हितं* ) અંદર શરીર રાખવામાં આવ્યું છે. ( *तस्मिन् अंतरा अधिशव.* ) તેના વચ્ચે આ શવરૂપી શરીર રહે છે, ( *तस्मात् शवः अधि-उच्यते* ) માટે તેને શવ કહે છે [ ૩૪ ]

---

# શરીરની રચના

## શરીરની રચના અને યોગ્યતા

બધા પ્રાણીઓના શરીરની રચના ખાસ કરી અદ્દભૂત છે. તેમાં માનવી શરીરની રચના તો વિશેષ વિલક્ષણ એટલે કે ચમત્કારિક છે. માનવી શરીર રચનાને પરમાત્માની કારીગીરીનો પરમાવધિ કહીએ તો તે અતિશયોકિત નથી. આ માનવી શરીરની રચના અને તેમાં આત્માનો નિવાસ તેમજ સંપૂર્ણ દેવતાઓનું સ્થાન વગેરેનુ રહસ્યમય વર્ણન આ સૂક્તમાં કરેલું છે. તે દષ્ટિએ આ સૂક્તનું મહત્ત્વ છે.

એક સંકલ્પ હતો તેની કન્યા ' સંકલ્પ શકિત ' હતી. આ શકિતનો વિવાહ થવાનો હતો. બીજો આત્મા અથવા મન્યુ એટલે ઉત્સાહરૂપે સામર્થ્ય હતું તેનો વિવાહ સંકલ્પ શકિત જોડે કરવાનું નક્કી થયુ તેમાં વર પક્ષે અને વધુ પક્ષે ઘણાં લોકો હતાં, અને તેમાં જે વર પક્ષમાં હતો તેનું નામ ' જ્યેષ્ઠર ' હતું તેને જ ' મન્યુ ' પણ કહેતા ( મ. ૧ )

આ મહાન્ અમર્યાદ સંસારરૂપી સાગરમાં તપ અને કર્મ આ બે પક્ષો છે. એક પક્ષ તપ કરનારા સંયમિઓનો અને બીજો પક્ષ કર્મ કરનારાઓનો હતો કર્મ કરનારાઓમાં પણ એક સકામ કરનારાઓ અને બીજા નિષ્કામ કરનારાઓ હતા. આ પ્રકારે આ બે પક્ષના લોકો હતા આમાં વધૂના પક્ષમાં કેટલાક હતાં અને કેટલાક વળી બીજા વર પક્ષમાં હતા તેમાં બ્રહ્મ એ જ પ્રમુખ વર હતો ( મં. ૨ )

દસ મોટા દેવો હતા તેમના દસ નાના પુત્રો હતા આ બધા દેવો અને તેમના પુત્રો કોણ હતા એ બધુ તત્ત્વ જે જાણે છે તેને જ મોટું બ્રહ્મનુ જ્ઞાન પ્રાપ્ત થાય છે અને તે જ બીજાને ઉપદેશ આપી શકે છે માટે આ તત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવુ મનુષ્ય માટે અત્યંત આવશ્યક છે ( મં. ૩ )

પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, આંખ, કાન ( ક્ષિતિ = ભૂમિ તત્ત્વથી ઉત્પન્ન ) નાક, વાચા અને મન તેમજ ( અ-ક્ષિતિઃ= અલૌકિક ) બુદ્ધિ તત્ત્વ આ દસ દેવો છે જે માનવી મનમાં-શરીરમાં વાસ્તવ્ય કરે છે તેજ જુદા જુદા પ્રકારના સંકલ્પ કરે છે અને સારા નઠારા વિચાર મનુષ્ય કરતો રહે છે. ( મ. ૪ ) તેમાં પ્રાણ અપાન, વ્યાન અને ઉદાન આ પ્રાણ છે અને તે તપ કરનારા દેવો છે એટલે તે નિરાહાર રહી ભોગ ન લેતાં જન્મથી માંડી મૃત્યુ સુધી કામ કરતા રહે છે તે કારણે તેમને તપ કરનારા ઋષિઓ કહ્યુ છે. બીજા દેવો આંખ, કાન, નાક, વાણી અને મન છે તે કામ કરવામાં ધ્યાન પરોવે છે કર્મ કરતાં તેઓ થાકી જાય છે, ત્યારે તેમને વિશ્રાંતિ આપવી પડે છે. તેઓ ભોગ પણ ભોગે છે. જ્ઞાન પણ મેળવે છે અને કમ્ર કામ પણ કરે છે. તેમને અન્ન આપવાથી તે સમર્થ એટલે શકિતસંપન્ન રહે છે અને કાર્યક્ષમ બને છે અન્ન ન મળે તો તેઓ કૃશ બને છે અને અંતે અતિક્ષીણ બની જાય છે, કામ કરી શકતાં નથી. પ્રાણની જેમ તેઓ ભૂખ્યા રહી તપશ્ચર્યા કરી શકતા નથી આંખ, કાન વગેરેને વિશ્રાંતિની જરૂર રહે છે, નિદ્રા પણ જોઇએ અને ભોગ પણ જોઇએ. અહીં ' સંકલ્પ શકિત ' નામની એક દૈવ શકિત છે જેનો વિવાહ થવાનો છે. આ વધુ પક્ષની સામે આંખ, નાક, કાન વગેરે ભોગવિલાસી લોકો છે અને વર પક્ષની

સાથે પ્રાણ, અપાન વગેરે તપસ્વી લોકો છે આ પ્રકારે વિવાહ કરવા માટે આ શરીરરૂપી માંડવે આ બધા ભેગા થાય છે અને અહીં તેઓ ઘણી ધૂમધામથી વિવાહ સંસ્કાર કરનારા છે.

સૂરજ, ચંદ્ર, વાયુ વગેરે દસ મોટા દેવો આ વિશ્વમાં છે. તેમની શક્તિ ઘણી ભારે છે આ મોટા દેવોના અંશરૂપે નાના દેવો આંખ, મન, પ્રાણ વગેરે બની આ શરીરમાં આવી વસે છે. તેમાં કેટલાક વધુ પક્ષવાળા અને કેટલાક વર પક્ષવાળા છે. બને પ્રકારનો અહીં મેળો થયો છે તેનું જ નામ વિવાહનું મંગળ કાર્ય છે

ઋતુ, ધાતા, બૃહસ્પતિ, ઇન્દ્ર અગ્નિ, અશ્વિદેવો આ બધા દેવો જ્યારે પોતાના સ્થાનમાં રહે છે અને જ્યારે તેમના જુદા જુદા અંશો અહીં જુદા જુદા રૂપોમાં અવતર્યા ન હતાં ત્યારે કયાં રહેતાં હતાં? એટલે કયા શ્રેષ્ઠ દેવની સાથે રહેતાં હતાં? તે જ શ્રેષ્ઠ દેવતાનું નામ 'જ્યેષ્ઠ બ્રહ્મ' છે આ જ્યેષ્ઠ બ્રહ્મની સાથે આ બધા દેવો રહે છે. આ મોટા વિશ્વમાં કાર્ય કરે છે. પણ ત્યાંથી આ નાના વિશ્વમાં એટલે શરીરમાં આવી તેમનું વારતવ્ય થયુ હતું નહિ ( મ. ૫ ) એટલે આ સમય શરીર રચના પહેલાનો છે. શરીર રચનાના સમયે બધી દેવતાઓના અંશ અહીં આ પિંડ દેહમાં ઉતરી નિવાસ કરવા લાગ્યા. કેટલાક પોતાનું તપ કરતા રહ્યા, કેટલાક પોતાનું કર્મ કરવા લાગ્યા. આ પ્રકારે અહીંનો સંસાર ચાલુ થયો તેનું નામ શરીર નિર્મિતિ છે.

તપ અને કર્મ કરનારા દેવો, એમ કહેવામા આવ્યું. અહીં ધ્યાનમા રાખવા જેવું છે કે કર્મથી જ તપ થાય છે કર્મ ન કરવામાં આવે તો તપ થતું નથી તેથી કર્મ જ મુખ્ય છે શ્રેષ્ઠ બ્રહ્મની ઉપાસના કરવી એ પણ એક પવિત્ર કર્મ જ છે ( મં. ૬ ) આખુ સંસારચક્ર આ કર્મને કારણે ચાલુ છે. કર્મ સિવાય કઈ થતું નથી એ જોઈ મનુષ્યે શુભ કર્મ કરવુ જોઈએ

આ શરીરની રચના થતાં પહેલાં એક વિસ્તૃત ભૂમિ હતી. તેનું નામ કુદરતની ભૂમિ એમ હતું આ ભૂમિ ઉપર આ શરીરની રચના થાય છે અને એવી રચના કરવા માટે આ દસ દેવો અંશરૂપે અહીં આવે છે અને શરીર નિર્માણ કરે છે આ સ્થાન વગેરેના નામ તેમજ તેમનો ધર્મ જે જાણે છે તેને 'પુરાણવિદ્' એમ કહે છે. ( મ. ૭ ) જે પહેલાં હતા અને જે ફરી નવો થાય છે તેને પુરાણ ( **पुरा अपि नवं** ) કહે છે આ બધુ યથાતથ્ય જાણવુ જોઈએ.

આજે દેવો આ પિંડ શરીરમાં આવીને વસે છે તે કયાંથી આવે છે? મૂળ-દેવો કયા હતાં અને તેઓ કયાંથી અહીં આવ્યા અને કયા સ્થાન પર વસ્યા? તેની શોધ કરવી જોઈએ. ( મ. ૮ ) ઇન્દ્ર, સોમ, અગ્નિ, ત્વષ્ટા, ધાતા, આ મોટા દેવોથી નાના અંશરૂપ દેવો ઉત્પન્ન થયા. તેમના નામો પણ આજ છે જે પિતાનું નામ તેજ પુત્રનું નામ, કારણ નામ કોઈ ન કોઈ ગુણનું બોધક હોય છે, અને પિતાના ગુણ પુત્રમાં હોય છે માટે પિતાનું નામ પુત્રને અપાય છે. તેથી અહીં ઇન્દ્રથી ઇન્દ્ર થયો એમ કહ્યુ છે ( મં ૯ ) એમાંથી એક ઇન્દ્ર વિશ્વાત્માના વિશ્વરૂપી શરીરમાં રહેનારો છે, અને બીજો તેને પુત્રરૂપી ઇન્દ્ર પિંડ દેહમા રહેનારો છે. એ જ પ્રકારે બીજા બધા દેવોના વિષે સમજવુ જોઈએ.

આ દેવો દસ છે અને પ્રત્યેક મોટા દેવનો એક એક અંશરૂપ પુત્ર છે આ પ્રકારે દસ મોટા દેવોના દસ પુત્ર આ પિંડ દેહમાં આવી વસે છે આ પ્રકારે પિંડ દેહમાં આ દસ દેવો દસ સ્થાનમાં રહે છે આ દસ દેવોએ પોતાના દસ પુત્રને નિર્માણ કર્યા અને તેમને આ પિંડ દેહમાં યથાયોગ્ય સ્થાને વસાવ્યા અને પોતે પોતાના મૂળ સ્થાને જઈ રહ્યા ( મ. ૧૦ ) વિશ્વમાં મોટા સૂરજ છે તેનો અંશ રૂપ પુત્ર 'નેત્રેન્દ્રિય' તેને તેના સ્થાનમાં મૂકી સૂરજદેવ પોતાના દ્યુલોકના સ્થાનમાં બિરાજે છે આ જ મુજબ બીજા બધા દેવોના વિષે સમજવુ જોઈએ પ્રત્યેક દેવતાનું નામ લઇ તે વિષે અહીં ફરી ફરી લખવાની કઈ જરૂરી નથી દેવોના અંશાવતારની જે કલ્પના પુરાણ વાઙ્મયમા છે તે આ જ પ્રત્યેક દેવનો અંશ રૂપ અવતાર માનવ દેહમાં ( અથવા પ્રાણીના દેહમા ) થયો છે આ અંશરૂપ દેવોને જ અવતાર કહે છે. મોટા દેવનો એક નાનો અંશ ઉતર્યો છે, અને આ પતનશીલ દેહનું તારણ કરવા માટે અહીં રહ્યો છે જ્યારે આ અંશાવતાર અહીંથી ચાલ્યા જાય છે ત્યારે આ દેહનુ પતન થાય છે. પછી આ દેહ ફરી ઉઠતો નથી તેને બાળી નાખવામાં આવે છે અથવા તેનો ત્યાગ કરાય છે દેવોથી પાવન થવાની અવસ્થામાં દેહ પવિત્ર મનાય છે દેવોનો અભાવ થાય પછી એને કોઈ અડકે પણ નહિ

જ્યારે આ શરીરમાં જુદા જુદા દેવોએ આવી અહીં વાળ,

હાડકાં, સ્નાયુ, માંસ, મજ્જા વગેરે ભરી દીધું છે, અને શરીર, હાથ, પગ વગેરે અવયવયુક્ત બનાવ્યું છે. ત્યાર પછી તે દેવો કયાં ગયા? (મં. ૧૧) એટલે દેવો પોતાનું કાર્ય કર્યાં પછી તેઓ અહીં રહ્યા અથવા અહીંથી ચાલ્યા ગયા? તેનો ઉત્તર એ છે કે તેઓ અહીં વાસ્તવ્ય કરી રહ્યા છે, કારણ કે મૃત્યુ સમયે જ તેઓ જાય છે. આ શરીરમાં કયા દેવો કયાં રહે છે તેનું જ્ઞાન ઉપનિષદો વગેરેના આધારે આ પ્રકારે થાય છે.—

| વિશ્વના દેવો | શરીરમાં દેવતાંશ |
|---|---|
| પરબ્રહ્મ | જીવ, આત્મા |
| સૂરજ | નેત્ર (આંખ) |
| ભૂમિ | નાસિકા (નાક) |
| આપઃ | રસના (જીહ્વા) |
| અગ્નિ | વાણી (વાક્) મુખ |
| દિશા (આકાશ) | કાન |
| વાયુ, રુદ્ર, | પ્રાણ, ત્વચા |
| ઔષધિ, વનસ્પતયઃ | કેશ (વાળ) |
| લોહિનીઃ આપઃ | રકત, રુધિર, લોહી |
| દ્યૌઃ | મસ્તક, મસ્તિષ્ક |
| અંતરિક્ષ | નાભી, ઉદર, પેટ, છાતી |
| પૃથ્વી | પગ |
| પર્વત (પર્વવાન્) | પર્વ (જોડ, સાંધા, સંધિ) |
| મૃત્યુ—આપઃ | વીર્ય (રજ) |
| અશ્વિનૌ | શ્વાસ—ઉચ્છ્વાસ |

આ પ્રકારે અનેક દેવોના અંશ અહીં શરીરમાં આવી વસેલા છે તે જ દેવતાઓના અંશાવતાર છે. તેનું વર્ણન ઉપનિષદોમાં વિસ્તારથી કરાયું છે. વિશેષતઃ ઐતરેય ઉપનિષદ્‌માં આ વર્ણન વધારે સ્પષ્ટ છે. કેશ, સ્નાયુ, મજ્જા, હાડકાં, પર્વ—સાંધા, માંસ કયાંથી અને શાથી અથવા કેવી રીતે ભરવામાં આવ્યા એવો પ્રશ્ન (મં. ૧૨ માં) પુછાએલો છે. ઉપરનું કોષ્ટક જોવાથી તેનો ઉત્તર મળી શકે છે.

આ દેવતાઓનું નામ "**સંસિચ્**" છે. સંપૂર્ણ રીતે સિંચન કરનારા સિંચનારા એટલે પોતાનું સ્થાન સજીવ કરનારા, જીવનમય કરનારા આ દેવો છે. આ બધા દેવોએ (**સર્વં મર્ત્યં સંસિચ્ય**) બધા મરણ ધર્મવાળા અંગોને અથવા શરીરને જીવનધર્મ યુકત કર્યાં છે. તે કાર્ય માટે આ બધા દેવો (**પુરુષં આવિશન્**) માનવ દેહમાં આવી વસ્યા છે. આ શરીરમાં આવી પોત પોતાના સ્થાનમાં રહ્યા છે. (મં. ૧૩)

કયા ઋષિએ ઉરૂ એટલે સાથળ, પગ, જાનુ એટલે ઢીંચણ, શિર એટલે માથું, પીઠ, હંસલી, પાંસળીઓ, જીહ્વા, ગર્દન, ગર્દનના હાડકાં, ત્વચા આ બધા ભાગ બનાવ્યા અથવા જોડી દીધા? (મં. ૧૪-૧૫) જુદા જુદા દેવોએ પોત-પોતાના કામો કર્યાં, પોત પોતાના અવયવો બનાવ્યા અને '**સંધા**' નામની દેવતા છે જેણે તે બધાં જોડી દીધાં અને તેમ જોડવાથી આ શરીર અખંડ એક જેવું બની ગયું છે, તેમાં રંગ, રૂપ, શોભા, તેજ વગેરે ભરનારી પણ એક દેવતા છે. (મં. ૧૬)

આ બધા દેવો એકત્રિત થયા, આ દેવોનું અહીં સંમેલન થયું, આ વાત એક સતી દેવીએ જાણી લીધી. તેજ સતી દેવી બધા અવયવોને પોતાના કાબુમાં રાખનારા આત્મદેવની પત્ની છે. આ પત્ની અહીંની કાંતિ, શોભા અને રમણીયતા જાળવનારી છે. (મં. ૧૭) આ વધૂ અને વરના લગ્ન થયાના વર્ણન આ સૂકતના પહેલાં બે મંત્રોમાં છે.

આ બધા દેવો મોટા કારીગર છે. તેથી ત્વષ્ટા નામ કારીગર દેવતાનું હોય છે જે નાના દેવો આ શરીરની કારીગરી કરવા અહીં આવે છે, તેમાં જે બધાનો અધિષ્ઠાતા દેવ હોય છે, તે બધા કારીગરોનો કારીગર હોવાથી તેને '**ત્વષ્ટા**' કહે છે. તેનો પિતા પરમાત્મા, બધા દેવોનો દેવ, બધા કારીગરોનો કારીગર બધાની ઉપર બિરાજે છે. તે પણ મોટો '**ત્વષ્ટા**' છે. તેનાથી શક્તિ મેળવી જ્યારે નાના કારીગરો આ શરીરમાં છિદ્રો પાડે છે, ત્યારે એક એક છિદ્રોથી એક એક દેવ શરીરમાં પ્રવેશ કરે છે, અને પોત પોતાના સ્થાને બિરાજે છે. આ (**મર્ત્યં ગૃહં કૃત્વા**) મર્ત્ય ઘરની સારી એવી યોજના કરી (**દેવાઃ પુરુષં આવિશન્**) બધા દેવો મનુષ્યના શરીરમાં પેસી જઇ પોતાના સ્થાનમાં રહે છે. (મં. ૧૮) ખરી રીતે આ ઘર મરનારૂં છે. પણ અહીં દેવોની અમરશક્તિઓ રહેવાના કારણે આ મરનારો દેહ અમર જેવો બની જાય છે. જ્યારે દેવો અહીંનો મઠ પૂરો કરી ચાલ્યા જાય છે, તે વખતે આ દેહ મરી જાય છે. દેવોની અમર શકિત આ પ્રકારે અનુભવાય છે.

આ શરીરમાં નિદ્રા-જાગૃતિ, તન્દ્રી ( સુસ્તી )- ઉદ્યોગિતા, નિર્ઋતિ ( પાપ વાસના )- પુણ્યભાવના, પાપ-પુણ્ય, જરા ( વૃદ્ધત્વ-ઘરડપણુ )- તારુણ્ય, ખાલિત્ય ( ગંજાપણું-તાલ પડવી )- પુષ્કળ વાળ હોવા, પાલિત્ય ( શ્વેતત્વ-કૃષ્ણત્વ ) વાળ સફેત અથવા કાળા થવા, સ્તેય ( ચોરી )- અસ્તેય, દુષ્કૃત્ય-સુકૃત, વૃજીનં ( કપટ )- સરલતા, સત્ય-અસત્ય, યજ્ઞ-અયજ્ઞ, યશ-અયશ, બળ- નબળાઇ, ક્ષાત્ર-નિર્બળતા, ઓજ ( શરીર શકિત ) અશકિત, ભૂતિ ( ઐશ્વર્ય )-અભૂતિ, ( નિર્ધનતા-દારિદ્ર ). ( **राति** ) દાન- ( **अराति** ) કંજુસાઇ, ક્ષુધઃ ( ભૂખ )- ભૂખ ન લાગવી, તૃષ્ણા-તરસ-તરસ ન લાગવી, નિંદા-સ્તુતિ, ( અનિન્દા ), હા અને ના કરવું ( **हन्त इति न इति** ) શ્રદ્ધા-અશ્રદ્ધા, દક્ષતા-અદાક્ષિણ્ય, વિદ્યા-અવિદ્યા, જ્ઞાન-અજ્ઞાન, આનંદ-દુઃખ, મોદ-કષ્ટ, હાસ્ય-રડવું, નરિષ્ટ ( **अनाश** )- નાશ, નૃત્ય-અનૃત્ય, આલાપ-પ્રલાપ-મૌન, પ્રયોગ-વિયોગ આ બધા ભાવ શરીરમાં થવા લાગ્યા છે. આ ભાવ શરીરમાં સ્પષ્ટ જણાઇ આવે છે. ( મં. ૧૯-૨૫ )

પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, ચક્ષુ, શ્રોત્ર, ક્ષિતિ, અક્ષિતિ, વાણી, મન, આ દસ શકિતઓ શરીરમાં રહે છે અને ઉપરના કાર્યો કરે છે. ( મં. ૨૬ )

આશીષ- ગુસ્સાના શબ્દો, અનુકૂલ-પ્રતિકૂલ શબ્દ, સંકલ્પ-વિકલ્પ, સ્થિરતા-ચંચલતા, ત્વરા-શાન્તિ, કૃપણતા-ઉદારતા, ગુપ્ત-પ્રકટ, શુક્ર-નિર્વીર્ય, સ્થૂલ-કૃશ, બીભત્સ-સભ્ય આ બધા ભાવ શરીરમાં પ્રવિષ્ટ થયા. ( મં. ૨૭-૨૯ ) આ યજ્ઞના હવન માટે રેતનુ ઘી બનાવી તે રેતની આહુતિ સ્ત્રીના ગર્ભાશયમાં નાખવાની હોય છે. તે રેત સાથે બધા દેવો શરીરમાં પ્રવેશ કરે છે. વીર્યના પ્રત્યેક અણુમાં પિતાના સંપૂર્ણ શરીરનો એટલે તે શરીરના દરેક ઇન્દ્રિયનો સત્ત્વાંશ રહે છે અને તે સત્ત્વાંશની સાથે પિતાના શરીરના દેવતાના અંશ પણ રહે છે, અથવા દેવતા અંશને જ સત્ત્વાંશ માની લો. પિતાની જેમ પુત્રના શરીરના અંગ પ્રત્યંગ હોય છે. તેનું આ જ કારણ છે. આ રેતમાં શરીરનું બધુ સત્ત્વ હોય છે. માટે પુત્ર મોટો થઇ પિતા સમાન બને છે, એથી રેતનું ઘી બની બધા દેવો શરીરમાં કેવી રીતે પ્રવેશ કરી ફરી વળે છે તે વાત વાચકોને સ્પષ્ટ જણાશે.

જે બધી દેવતાઓ છે, જે પાણી છે, જે બ્રહ્મ છે તેની સાથે વિરાટ્ પુરુષ છે, આ બધા દેવો રેતની સાથે શરીરમાં પ્રવેશ કરે છે. ( મં. ૩૦ ) પાણી તો પ્રવાહી પદાર્થ રૂપે ગર્ભાશયમાં રહે છે. તેમાં વીર્યની સાથે બધા દેવતાંશ પહોંચે છે. વિરાટ્ પુરુષનું બધું સત્ત્વ ત્યાં પહોંચે છે. પોતે બ્રહ્મનો અંશ જીવ ભાવથી ત્યાં પહોંચે છે. આ બ્રહ્મના અંશની સાથે બધા બીજા દેવો પોત પોતાના સ્થાને રહે છે અને ત્યાંના અવયવોને પોતાને રહેવા યોગ્ય બનાવે છે. દરેક સ્થાને યોગ્ય છિદ્ર પાડે છે અને ત્યાં ઠીક રીતે રહે છે. જે બ્રહ્મનો અંશ જીવ ભાવથી આ શરીરમાં આવે છે, તે શરીરમાં પ્રજાપતિ સંજ્ઞક જીવાત્મા બની બધાનું પાલન કરે છે. જ્યાં સુધી તે આ શરીરમાં રહે છે, ત્યાં સુધી બીજા દેવોનો નિવાસ અહીં હોય છે. જ્યારે આ બ્રહ્માંશ શરીરને છોડી ચાલ્યો જાય છે ત્યારે બીજા દેવો પણ તે સ્થાન છોડી તેની સાથે ચાલ્યા જાય છે. માટે તેમનો પાલક હોવાથી તેને શરીરમાં પ્રજાપતિ કહે છે.

મનુષ્યના શરીરમાં સૂરજ આંખ બને છે, વાયુ પ્રાણ હોય છે અને બીજા બધા દેવો ઇન્દ્રિય સ્થાનમાં રહે છે, અહીં બધાને ગર્મી આપવાનું કામ અગ્નિ કરે છે. ( મં. ૩૧ ) જ્યારે અગ્નિદેવ પોતાનું કામ સ્થગિત કરે છે ત્યારે આ શરીર ઠંડુ થઇ જાય છે, અને બીજા દેવો અહીં રહેવા અસમર્થ બને છે.

જેવી રીતે ગોશાળામાં ગાયો રહે છે તે મુજબ બધી દેવતાઓ આ શરીરમાં રહે છે. જે દેવતાને જ્યાં રહેવું યોગ્ય છે ત્યાં જ તે દેવતા રહે છે, આ બધી દેવતાઓ જાણે કે ગાયો છે અને બધી ગાયો આ શરીરરૂપી ગોશાળામાં રહે છે, આ બધી દેવતારૂપી ગાયોનો એક ગોવાળ છે, તેનું નામ આત્મા છે, જે બ્રહ્મનો અંશ અહીં રહે છે તેનું ચિત્ર આ પ્રકારે હોઇ શકે છે—

| બ્રહ્મ | જીવાત્મા |
| --- | --- |
| ઇન્દ્ર, સૂરજ, વાયુ, અગ્નિ વગેરે બધા દેવો. | દેવતાંશ મન, આંખ, પ્રાણ, વાણી વગેરે દેવોના અંશ |

### મોટી ગો-શાળા – વિશ્વ-વિરાટ્

આ પ્રકારે આ ગોશાળાનું વર્ણન છે. આ ગોશાળા તે પોતાનું શરીર જ છે. તેમાં બધા ઇન્દ્રિયોના સ્થાને દેવ ગોરૂપી છે અને તેમનો અધિષ્ઠાતા આત્મા તેમનો ગોવાળ છે, ગોપાલ ભગવાન્ છે. તે જ અંશરૂપે અહીં આવ્યો છે અને બધાનું તારણ કરે છે. તે જ કારણે તે પુરુષને ( इदं ब्रह्म ) ' આ બ્રહ્મ છે ' એમ કહે છે. કારણ કે બધી દેવતાઓ તેના આધીન રહે છે. ( મં. ૩૨ )

અહીં ગાયો અને ગોવાળનો વિચાર વાચક મનનપૂર્વક જોવો—

આ પુરુષમાં ત્રણ ભાગ છે. એક ભાગે અહીંના પાર્થિવ ભોગ ભોગી શકાય છે, બીજા ભાગે દિવ્યસુખની પ્રાપ્તિ કરી શકાય છે અને ત્રીજો ભાગ સ્થૂલ-સૂક્ષ્મ કારણ નામથી પ્રખ્યાત છે—

### નાની ગોશાળા – દેહ

જ્યારે ગર્ભાશયમાં વીર્યબિંદુ ચાલ્યો જાય છે ત્યારે ત્યાં રજમાં તે સ્થિર થઇ ગર્ભ વધવા લાગે છે, ત્યાં પરપોટાની અવસ્થા હોવાથી પાણીમાં મડદું તરે છે તેની જેમ ગર્ભ તરતો હોય છે અને વધે છે. તેની ચારે બાજુ એક પ્રકારનું પાણી હોય છે. જળના કારણે તેનું રક્ષણ થાય છે. આ જળમાં તે રહેવાના કારણે તેને શવ અથવા ( के-शव ) ઉદકમાં શવરૂપ કહે છે. ( મં. ૩૪ )

આ પ્રકારે આ શરીર રચના દેવોનું એક વિલક્ષણ કાર્ય છે. આ એક અદ્દભૂત રચના છે. આ આશ્ચર્યકારક ઘટના છે, આજ દેવોનું મંદિર છે અને આ જ સપ્ત ઋષિનો આશ્રમ છે. પ્રત્યેક મનુષ્યને તે પ્રાપ્ત થયો છે. તેને પોતાની તપસ્યાથી ઉન્નતિ તરફ વાળી સાધકે પોતાનું જીવન સફળ કરવું.

---

# અંજન

## કાંડ ૪, સૂક્ત ૯

( ऋषिः- भृगुः । देवता- त्रैककुदाञ्जनम् । )

एहि जीवं त्रायमाणं पर्वतस्यास्यक्ष्यम् । विश्वेभिर्देवैर्दत्तं परिधिर्जीवनाय कम् ॥ १ ॥
परिपाणं पुरुषाणां परिपाणं गवामसि । अश्वानामर्वतां परिपाणाय तस्थिषे ॥ २ ॥
उतासि परिपाणं यातुजम्भनमाञ्जन ।
उतामृतस्य त्वं वेत्थाथो असि जीवभोजनमथो हरितभेषजम् ॥ ३ ॥

---

અર્થ— ( जीवं त्रायमाणं ) જીવનું રક્ષણ કરનારો, ( पर्वतस्य अक्ष्यं ) પર્વતથી પ્રાપ્ત થનારો અને આંખોને માટે લાભકારક ( विश्वेभिः देवैः दत्तं ) બધા દેવોએ આપેલું ( कं ) સુખ સ્વરૂપ ( जीवनाय परिधिः असि ) જીવનના માટે ફરતા ગઢ જેવું છે, તું ( एहि ) અહીં આવ. [ ૧ ]

તું ( पुरुषाणां परिपाणं ) પુરુષોનો રક્ષક ( गवां परिपाणं असि ) ગાયોનો રક્ષક છે. ( अर्वतां अश्वानां ) ઝડપી દોડનારા ઘોડાઓના ( परिपाणाय तस्थिषे ) રક્ષણ માટે તું રહે છે. [ ૨ ]

હે ( आञ्जन ) અંજન ! તું ( उत परिपाणं असि ) ખરેખર સંરક્ષક છે, અને ( यातुजंभनं ) પીડાઓનો નાશ કરનારો છે ( उत त्वं अमृतस्य वेत्थ ) અને તું અમૃતને જાણે છે, ( अथो जीव-भोजनं असि ) અને જીવોની પુષ્ટિ કરનારો છે, ( अथो हरित-भेषजं ) તેમજ પાંડુરોગની ઔષધિ છે. [ ૩ ]

---

**ભાવાર્થ**— પ્રાણીમાત્રને અપમૃત્યુથી બચાવનારો, જીવનમાં સહાયક, આંખ માટે હિતકારક, બધા દેવોથી પ્રાપ્ત અને પર્વતો ઉપર ઉગનારી વસ્પતિઓથી બનનારું આ અંજન છે, એ અમને પ્રાપ્ત થાવ. ( ૧ )

મનુષ્ય, ગાય, ઘોડાના માટે પણ આ અત્યંત કલ્યાણકારક છે. ( ૨ )

આ અંજન ઉત્તમ સંરક્ષક, ખરાબપણાને દૂર કરનારૂં, મૃત્યુને દૂર હટાવનારૂં, પુષ્ટિ આપનારૂં અને પાંડુરોગનો નાશ કરનારૂં છે. ( ૩ )

यस्याञ्जन प्रसर्पस्यङ्गमङ्गं परुष्परुः । ततो यक्ष्मं वि बाधस उग्रो मध्यमशीरिव ॥ ४ ॥
नैनं प्राप्नोति शपथो न कृत्या नाभिशोचनम् । नैनं विष्कन्धमश्नुते यस्त्वा बिभर्त्याञ्जन ॥ ५ ॥
असन्मन्त्राद्दुष्वप्न्याद्दुष्कृताच्छमलादुत । दुर्हार्दश्चक्षुषो घोरात्तस्मान्नः पाह्याञ्जन ॥ ६ ॥
इदं विद्वानाञ्जन सत्यं वक्ष्यामि नानृतम् । सनेयमश्वं गामहमात्मानं तव पूरुष ॥ ७ ॥
त्रयो दासा आञ्जनस्य तक्मा बलास आदहिः । वर्षिष्ठः पर्वतानां त्रिककुन्नाम ते पिता ॥ ८ ॥
यदाञ्जनं त्रैककुदं जातं हिमवतस्परि । यातूंश्च सर्वाञ्जम्भयत्सर्वाश्च यातुधान्यः ॥ ९ ॥

---

અર્થ— હે ( अञ्जन ) અંજન ! ( यस्य अंगं अंगं परुः परुः प्रसर्पसि ) જેના અંગાંગમાં અને સાંધાઓમાં તું વ્યાપિ રહે છે ( ततः यक्ष्मं वि बाधसे ) ત્યાંથી રોગને હટાવી દે છે ( मध्यमशीः उग्रः इव ) મધ્યસ્થાનમાં રહેનારા પ્રાણની જેમ તુ ઉગ્ર છે. [ ૪ ]

હે અંજન ! ( यः त्वा बिभर्ति ) જે તને ધારણ કરે છે, ( एनं शपथः न प्राप्नोति ) તેને દુષ્ટ ભાષણ પ્રાપ્ત થતું નથી. ( न कृत्या ) હિંસક કર્મ પણ નહિ ( न अभिशोचनं ) અથવા તો શોક તેની પાસે આવતો નથી. ( विष्कन्धं एनं न अश्नुते ) પીડા તેને ઘેરતી નથી. [ ૫ ]

હે અંજન ! તું ( असन्मंत्रात् ) ખરાબ મંત્રણાથી, ( दुष्वप्न्यात् ) ખરાબ સ્વપ્નથી, ( दुष्कृतात् ) દુષ્ટ કર્મથી, ( शमलात् ) અશુદ્ધિના કારણે, ( उत दुर्हार्दः ) દુષ્ટ હૃદયતાથી ( तस्मात् घोरात् चक्षुषः ) એ ભયંકર નેત્રવિકારથી ( नः पाहि ) અમારું રક્ષણ કર. [ ૬ ]

હે અંજન ! ( इदं विद्वान् ) આ વાત જાણનારો હું ( सत्यं वक्ष्यामि ) સત્ય બોલું છું. ( न अनृतं ) અસત્ય બોલતો નથી. હે ( पुरुष ) મનુષ્ય ! ( तव अश्वं गां आत्मनं ) તારો ઘોડો–ગાય અને આત્માને ( अहं सनेयं ) હું આરોગ્ય આપું છું [ ૭ ]

( तक्मा बलासः आत् अहिः ) તાવ, કફરોગ અને ઉદાવર્તરોગ અથવા સર્પ આ ( त्रयः आञ्जनस्य दासाः ) ત્રણ આંજનના દાસ છે. ( पर्वतानां वर्षिष्ठः ) પર્વતોમાં શ્રેષ્ઠ ( त्रिककुद् नाम ते पिता ) ત્રિકકુદ નામનો તારો પાલક છે. [ ૮ ]

( यत् त्रैककुदं आञ्जनं ) જે ત્રિકકુદથી બનેલું અંજન ( हिमवतः परि जातं ) બરફ યુક્ત પર્વત પર ઉત્પન્ન થએલું છે, તે ( सर्वान् यातून् जम्भयत् ) બધા પીડકોને દૂર કરી ( सर्वाः यातुधान्यः च ) બધા દુષ્ટોને દૂર કરે છે. [ ૯ ]

---

ભાવાર્થ— આ અંજન જેના અવયવો અને સાંધાઓમાં પહોંચે છે ત્યાંથી રોગ હટાવી દે છે. ( ૪ )

જે લોક આ અંજન આંજે છે, તેમને દુષ્ટ ભાષણ, શાપ, હિંસાનું કર્મ, બીજા શોકના કારણો અને બીજી પીડાઓ કષ્ટ આપતી નથી. ( ૫ )

આ અંજનથી ખરાબ વિચાર, ખરાબ સંમતિ, દુષ્ટ સ્વપ્ન, દુષ્ટકર્મ, અશુદ્ધતા હૃદયના દુષ્ટભાવ અને આંખના ભયંકર રોગ દૂર થાય છે. ( ૬ )

હું આ અંજનના ગુણ જાણું છું માટે સાચું જ કહું છું કે આનાથી મનુષ્ય, ઘોડા, ગાયો વગેરેને આરોગ્ય પ્રાપ્ત થાય છે. ( ૭ )

જ્વર, ક્ષય, કફવિકાર, ઉદાવર્તનામક પેટનું દરદ, અથવા સર્પનું ઝેર વગેરે આ અંજનના પ્રયોગોથી દૂર થઈ જાય છે. ઉચા પર્વત ઉપરના પદાર્થોથી તે બને છે. ( ૮ )

આ અંજનથી બધા પ્રકારની પીડાઓ દૂર થાય છે. ( ૯ )

यदि वासि त्रैककुदं यदि यामुनमुच्यसे । उभे ते भद्रे नाम्नी ताभ्यां नः पाह्याञ्जन ॥ १० ॥

અર્થ— ( यदि वा त्रैककुदं असि ) જો તું ત્રણ કકુદોથી ઉત્પન્ન થએલો હોય ( यदि यामुनं उच्यसे ) જો તને યામુન કહેતા હોય ( ते उभे नाम्नी भद्रे ) તે બંને તારા નામ કલ્યાણ સૂચક છે. હે અંજન ! ( ताभ्यां नः पाहि ) તેનાથી અમારૂં રક્ષણ કર. [ ૧૦ ]

ભાવાર્થ— ત્રૈકાકુદ અને યામુન આ તેના નામ છે, તેથી કલ્યાણ પ્રાપ્ત થાય છે. તેનાથી અમારૂં રક્ષણ થાય. ( ૧૦ )

# અંજન

### અંજન

વૈદ્યશાસ્ત્રમાં અંજનના મુખ્ય બે નામો છે, " यामुनं અથવા, यामुनेयं અને सौवीरांजनं, " તેના પર્યાય શબ્દો છે— पार्वतेयं, अंजनं, यामुनं कृष्णं नादेयं, मेचकं, स्रोतोजं, दुःस्वप्नदं, नीलं, सुवीरजं, नीलांजनं, चाक्षुष्यं, वारिसंभवं, कपोतकं. " ( રા. નિ. વ. ૧૩ )

આ નામોમાં " पार्वतेयं, यामुनं " આ બે શબ્દો છે. આ જ બે શબ્દો આ સૂક્તના પ્રથમ અને દસમાં મંત્રમાં ક્રમશઃ આવે છે. બીજા મંત્રોમાં પણ છે, જુઓ—

पर्वतस्य असि । ( મં. ૧ )
पर्वतानां त्रिककुद्० ते पिता । ( મં. ૮ )
त्रैककुदं आंजनं हिमवतस्परिजातं । ( મં. ૯ )
त्रैककुदं ( आंजनं ) यामुनं उच्यते । ( મં. ૧૦ )

" પર્વતથી આ અંજન બન્યું છે, અંજનનો પિતા પર્વત છે, હિમવત પર્વત ઉપર આ અંજન થયું. તેને યામુન કહે છે. " એટલે વેદના શબ્દોનો અર્થ વૈદ્યક ગ્રંથોના વર્ણનથી આ પ્રકારે સ્પષ્ટ થાય છે. અંજનના ગુણ વૈદ્યકગ્રંથમાં આ પ્રકારે કહ્યા છે—

शीतलं तीक्ष्णं स्वादु लेखनं कटु चक्षुष्यं तिक्तं
ग्राहकं मधुरं स्निग्धं हिक्काक्षयपित्तविषकफघ्नं
नेत्रदोषहरं वातघ्नं श्वासहरं रक्तपित्तघ्नं च ।
( વૈ० નિઘં० )

शीतलं कटु तिक्तं कषायं चक्षुष्यं रसायनं
कफवातविषघ्नं च ॥ ( રા. નિ. વ. ૧૩ )

આ વૈદ્યક ગ્રંથમાં કહેલા અંજનના ગુણો છે. તેમાંથી કેટલાક ગુણ આ સૂક્તમાં પણ કહ્યા છે. જુઓ—

૧ अक्ष्यं ( મં. ૧ ) આંખો માટે હિતકારક ' घोरात् चक्षुषः पाहि ' ( મં. ૬ ) આંખના ભયંકર રોગથી બચાવે છે. આજ ભાવ વૈદ્યક ગ્રંથમાં ' चक्षुष्यं, नेत्रदोषहरं ' આ શબ્દોથી વર્ણવ્યો છે.

૨ ( મં. ૮ માં ) तक्मा ( ક્ષયજ્વર ) बलास ( કફ, શ્વાસ ) અને अहिः ( સર્પ વિષ ) નું શમન અંજનથી થાય છે એવું વર્ણન છે. એ જ વાત ઉપરના વૈદ્યક ગ્રંથના વર્ણનમાં " हिक्का ( શ્વાસ ), क्षय ( ક્ષયરોગ ), विष ( વિષ બાધા ) નો નાશ કરનારો " આ શબ્દોથી કહેલી છે.

આ સૂક્તમાં હૃદય વગેરે અંદરના અવયવો ઉપર પણ આ અંજનનો પ્રભાવ પડે છે એમ કહ્યું છે. વિચાર વગેરેની શુદ્ધતા થાય છે, અને મનુષ્યો તેમજ પશુઓના શરીરના અનેક રોગ દૂર થાય છે એમ કહ્યું છે. તે પણ વૈદ્યક ગ્રંથમાં ' कफपित्तवातघ्नं ' એટલે વાત, પિત્ત અને કફ આ ત્રણે દોષોનું શમન કરનારૂં વગેરે વર્ણન સ્પષ્ટ છે. કફપિત્ત વાતના પ્રકોપથી બધઃ રોગો ઉત્પન્ન થાય છે, અને તેમના પ્રકોપનું શમન આ અંજનથી થાય છે માટે સર્વ રોગ દૂર કરનારૂં આ અંજન છે. આ દૃષ્ટિએ આ સૂક્તના ૨ થી ૮ સુધીના મંત્રમાં કહેલી બાબતનો વિચાર કરી બોધ પ્રાપ્ત કરવો જોઇએ. આ સૂક્ત સુબોધ છે અને વિષય ઉપયોગી છે, માટે વૈદ્યોએ આ અંજન નિર્માણ કરવાની વિધિ નક્કી કરી તે પ્રસિદ્ધ કરવી જોઇએ.

# પાશમાંથી મુકિત

## કાંડ ૬, સૂકત ૧૧૨

( ऋषिः- अथर्वा। देवता- अग्निः । )

मा ज्येष्ठं वधीदयमग्न एषां मूलबर्हणात्परि पाह्येनम् ।
स ग्राह्याः पाशान्वि चृत प्रजानन्तुभ्यं देवा अनु जानन्तु विश्वे ॥ १ ॥
उन्मुञ्च पाशांस्त्वमग्न एषां त्रयस्त्रिभिरुत्सिता येभिरासन् ।
स ग्राह्याः पाशान्वि चृत प्रजानन्पितापुत्रौ मातरं मुञ्च सर्वान् ॥ २ ॥
येभिः पाशैः परिवित्तो विबद्धोऽङ्गेअङ्ग आर्पित उत्सितश्च ।
वि ते मुच्यन्तां विमुचो हि सन्ति भ्रूणघ्नि पूषन्दुरितानि मृक्ष्व ॥ ३ ॥

---

અર્થ— હે અગ્ને ! ( अयं ज्येष्ठं मा वधीत् ) આ મોટાભાઈનો વધ કરતો નહિ. ( एषां मूलबर्हणात् एनं परिपाहि ) તેમના મૂલ વિચ્છેદથી તેમનું રક્ષણ કર. ( सः प्रजानन् ) તે તું જાણે છે ( ग्राह्याः पाशान् विचृत ) જકડનારા રોગોના પાશ છુટા કરી નાખ, ( विश्वेदेवाः तुभ्यं अनुजानन्तु ) બધા દેવો તને અનુમતિ આપે. [ ૧ ]

( त्वं पाशान् उन्मुञ्च ) તું પાશોને ખોલી દે ( येभिः त्रिभिः एषां त्रयः उत्सिताः आसन् ) જે ત્રણોથી એમના ત્રણ બંધનમાં પડ્યા છે ( सः प्रजानन् ) તે તું જાણીને ( ग्राह्याः पाशान् विचृत ) જકડનારા રોગોના પાશ છુટા કરી નાખ. ( पितापुत्रौ मातरं सर्वान् मुञ्च ) પિતા પુત્ર અને માતા આ બધાને છોડી દે [ ૨ ]

( येभिः पाशैः परिवित्तः विबद्धः ) જે પાશોથી મોટાભાઈના પહેલા વિવાહ કરનારા બંધાઈ ગયા છે, ( अंगे अंगे आर्पितः उत्सिताः च ) દરેક અંગમાં જકડાઈ બંધાઈ ગયા છે, ( ते विमुच्यन्तां ) તે તારા પાશ છુટા થાય. ( हि विमुचः सन्ति ) કારણ કે તે ખુલા થયા જ છે. હે ( पूषन् ) પોષક દેવ ! ( भ्रूणघ्नि दुरितानि मृक्ष्व ) ગર્ભનો ઘાત કરનારા અંદર હશે તે પાપો દૂર કર. [ ૩ ]

---

ભાવાર્થ— નાનો ભાઈ મોટાભાઈના નાશ માટે તત્પર ન થાય, કોઈનું મૂલ ઉચ્છિન્ન ન થાય. રોગ મૂળમાંથી દૂર થાય અને બધી દેવતાઓની અનુકૂળતા થાય. ( ૧ )

બધા બંધન કરનારા પાશ તોડી નાંખ. ત્રણ ગુણોથી ત્રણ લોક બંધાઈ ગયા છે, રોગ મૂળમાંથી દૂર થાય, અને માતા પિતા તેમજ પુત્ર કષ્ટોથી બચી જાય. ( ૨ )

જે નબળાઈના કારણે મોટાભાઈના પહેલા નાનો ભાઈ શાદી કરે છે તે લોભનો પાશ દરએક અવયવને નડે છે, તે પાશ ખુલા થાય અને ગર્ભપાત વગેરે પ્રકારના બધા દોષ દૂર થાય. ( ૩ )

સૂક્ત ૧૧૦ મુજબ આ સૂક્ત છે તેથી તેની જોડે વાચકોએ આ સૂક્તનો વિચાર કરવો. ગૃહ સુખ વધારવા સારો ઉપાય આ સૂક્તમાં અપાએલો છે.

# બે દેવોનો સહવાસ

### કાંડ ૭, સૂક્ત ૨૯

( ऋषिः- मेधातिथिः । देवता- अग्नाविष्णू । )

अग्नाविष्णू महि तद्वां महित्वं पाथो घृतस्य गुह्यस्य नाम ।
दमेदमे सप्त रत्ना दधानौ प्रति वां जिह्वा घृतमा चरण्यात् ॥ १ ॥
अग्नाविष्णू महि धाम प्रियं वां वीथो घृतस्य गुह्या जुषाणौ ।
दमेदमे सुष्टुत्या वावृधानौ प्रति वां जिह्वा घृतमुच्चरण्यात् ॥ २ ॥

**અર્થ**— હે ( अग्नाविष्णू ) અગ્નિ અને વિષ્ણુ ! ( वां तत् महि महित्वं नाम ) તમારા બંનેનું તે મોટું મહત્વપૂર્ણ યશ છે, કે તમે બંને ( गुह्यस्य घृतस्य पाथः ) ગુહ્ય ઘૃતનું પાન કરો છો. તેમજ ( दमे दमे सप्त रत्ना दधानौ ) પ્રત્યેક ઘરમાં સાત રત્નોને ધારણ કરો છો અને ( वां जिह्वा घृत प्रति आ चरण्यात् ) તમારી બંનેની જીભ પ્રત્યેક યજ્ઞમાં તે રસને પ્રાપ્ત કરે છે. [ ૧ ]

હે અગ્નિ અને વિષ્ણુ ! ( वां धाम महि प्रियं ) આપનું સ્થાન મોટું પ્રિય છે. તેને ( घृतस्य गुह्या जुषाणौ वीथः ) ઘીના ગુહ્ય રસનું સેવન કરી પ્રાપ્ત કરો છો. ( दमे दमे सुष्टुत्या वावृधानौ ) પ્રત્યેક ઘરમાં સારી સ્તુતિથી વૃદ્ધિ પ્રાપ્ત કરી ( वां जिह्वा घृतं प्रति उत् चरण्यात् ) તમારી બંનેની જીભ તે ઘીને પ્રાપ્ત કરે છે. [ ૨ ]

**ભાવાર્થ**— અગ્નિ અને વિષ્ણુ આ બે દેવ એક સ્થાનમાં રહે છે, તે બન્ને દેવોનું મહાત્મ્ય ઘણું મોટું છે, તે બંને ગુપ્ત રીતે ગુહામાં બેસી ઘી ભક્ષણ કરે છે પ્રત્યેક ઘરમાં સાત રત્નોને મૂકે છે અને પોતાની જીભ વડે ઘીનો સ્વાદ લે છે ( ૧ )

આ બન્ને દેવોનું એકજ મોટું સ્થાન છે. તે બન્ને ઘીના ગુહ્ય રસનો સ્વાદ લે છે દરેક ઘરમાં સ્તુતિથી વધે છે અને ગુહ્ય ઘીની પાસે તેમની જીભ પહોંચી જાય છે ( ૨ )

## બે દેવોનો સહવાસ

### બે દેવોનો સહવાસ

આ સૂક્તમાં એક સ્થાનમાં રહેનારા બે દેવો એમ કહ્યુ છે. એક અગ્નિ અને બીજો વિષ્ણુ છે. ' विष्णु ' શબ્દ વડે સર્વવ્યાપક પરમેશ્વરનું વર્ણન આ પહેલાં ૨૬ માં સૂક્તમાં થઈ ગયુ છે. ' विष्णु ' શબ્દનો બીજો અર્થ ' સૂરજ ' છે. સૂરજ પણ ઘણો મોટો છે અને આખી ગ્રહમાળાનો કર્તા હર્તા, આધારભૂત છે. તેની સરખામણીમાં અગ્નિ ઘણો જ થોડો નાનો છે. સૂરજ સાથે અગ્નિની તુલના કરવામાં આવે તો દાવાનલ જોડે ચીનગારીની સરખામણીની કલ્પનાથી થઇ શકે છે. અગ્નિ ઉત્પન્ન થાય છે એટલે તેનો જન્મ થાય છે આ વાત અમે જોઇ શકીએ છે. જન્મ પછી થોડો સમય તે બળતો રહે છે અને પછી ઓલવાઇ જાય છે. બરાબર આ જ વાતની સરખામણી જીવાત્માનો જન્મ, તેનું જીવિત સમાપ્તિ સુધી જીવિત રહેવું અને પછી મરવું તેના જોડે કરી જુઓ તો સમજાશે કે જો ' विष्णु ' શબ્દ વડે વ્યાપક પરમાત્માનુ ગ્રહણ કરાય તો અહીં ' अग्नि ' શબ્દથી નાના જીવોનું ગ્રહણ કરી શકાય છે. ઉત્પન્ન થવું, જીવિત રહેવું, અને ઓલવાઇ જવું આ ત્રણે વાતો જેવી અગ્નિમાં છે તેવી જ જીવાત્મામાં છે અને તેની સાથે તે હંમેશ રહેનારા વિશ્વવ્યાપક પરમાત્મામાં છે જ. આ વાત વેદોમાં બીજે પણ કહી છે જ.

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परि षस्वजाते ।

*

" બે સુંદર પાંખવાળા પંખી સાથે રહે છે, પરસ્પર મિત્ર છે અને તે બંને એક જ વૃક્ષ ઉપર રહે છે."

ઋ. ૧।૧૬૪।૨૦

આ જે બે પંખીઓ કહ્યા છે, તેમાંથી એક જીવાત્મા અને બીજો પરમાત્મા. આ જ પ્રકારે સાથે રહેનારા બે દેવો તેમાંથી એક અગ્નિ અને બીજો સૂરજ અથવા એક જીવાત્મા અને બીજો પરમાત્મા છે અહીં અગ્નિનું જીવાત્માના કયા ગુણો જોડે સાધર્મ્ય છે તે ઉપર કહ્યું છે. દેહની સાથે વારંવાર સંબંધિત હોવાના કારણે પ્રથમ કહેલા જન્મ, સ્થિતિ અને મૃત્યુ આ ત્રણ ધર્મ જીવાત્મા ઉપર આરોપિત થાય છે. કારણ કે જીવાત્મા તો જન્મતો નથી કે મરતો નથી. શરીરના આ ધર્મ છે તે તેના ઉપર ઠોકી બેસાડયા છે. તે બંને— **दमे दमे सप्त रत्ना दधानौ** ( મં. ૧ ) " ઘરે ઘરે સાત રત્નો ધારણ કરે છે," આ સાત રત્નો અહીં પ્રત્યેક જીવાત્માના પ્રત્યેક ઘરમાં હોય છે. પાંચ જ્ઞાનેંદ્રિયો અને મન તથા બુદ્ધિ આ સાત રત્નો છે. એથી બધા પ્રાણીઓ ખાસ કરી મનુષ્ય સુશોભિત થાય છે. તેમાં રમણીયતા છે. આ મનુષ્યને શોભાદાયક છે તેથી તેમને રત્નો કહ્યા છે. જે ઘરેણામાં પરોવાય છે અથવા જડેલા હોય છે તે રત્ન નથી. આ આત્માના સાત રત્ન સારા હશે તો જ ઘરેણા-આભૂષણો શરીરને શોભા આપે. નહિતો આભૂષણોથી કોઈ શોભા પ્રાપ્ત થતી નથી. વાચકે પ્રત્યેક શરીરમાં રાખેલા આ સાત રત્નોનો પરિચય કરી લે. યજુર્વેદમાં કહ્યું છે—

**सप्त ऋषयः प्रतिहिताः शरीरे सप्त रक्षन्ति सदमप्रमादम् । सप्तापः स्वपतो लोकमीयु॰ ।**

યજુ॰ ૩૪।૫૫

" પ્રત્યેક શરીરમાં સાત ઋષિ રાખ્યા છે આ સાત આ સભાસ્થાનને ન ભૂલતાં તેનું રક્ષણ કરે છે. આ સાત નદીઓ ઉંઘનારા આ જીવાત્માના લોકમાં જાય છે." વગેરે વર્ણન પણ આજ ઇન્દ્રિયોનું વર્ણન છે. સાત રત્નો, સાત ઋષિ, સાત રક્ષક, સાત જલપ્રવાહ, વગેરે વર્ણન આ જીવાત્માની સાત શક્તિઓનું છે. આ સાત રત્નો જ્યાં સુધી જીવાત્મા રૂપી અગ્નિ આ શરીરરૂપી અગ્નિકુંડમાં બળતો રહે છે ત્યાર સુધી રહે છે. જ્યારે તે અગ્નિ ઓલવાઇ જાય છે ત્યારે તે રત્નો શોભા આપવાનું બંધ કરે છે. બંને અગ્નિ—

**गुह्यस्य घृतस्य पाथः । ( मं. १ )**
**घृतस्य गुह्या जुवाणौ वीथः । ( मं. २ )**
**यां जिह्वा घृतं प्रति आ ( तत् ) चरण्यात् ।**
**( मं. १-२ )**

" ગુપ્ત ઘી પીએ છે, તેમની જીભ આ ઘી તરફ જાય છે." આ ગુહ્ય ઘી તે શું ? આ એક વિચાર કરવા જેવી વાત છે. ગુહામાં જે હોય છે તે ' ગુહ્ય ' કહેવાય છે. અહીં ' ગુહા ' શબ્દ ' બુદ્ધિ ' અથવા ' અંતઃકરણ ' દર્શાવે છે તેમાં જે ઇન્દ્રિયરૂપી ગાયથી નિચોવેલા દુધથી બનાવેલું ઘી હોય છે તે ગુપ્ત અથવા ગુહ્ય ઘી છે. આ ઘી આ બુદ્ધિમાં અથવા હૃદયરૂપી ગુફામાં રાખેલું છે, અને તેનું આ ગુપ્ત રીતે સેવન કરે છે. આ વાત હવે વાચકોના ધ્યાનમાં આવી હશે, કે આ રૂપકનું શું તાત્પર્ય છે.

**धाम महि प्रियं धाम । ( मं. २ )**

" તેમનું સ્થાન ઘણું મોટું પ્રિય છે." કારણ કે ત્યાં પ્રેમ ભરેલું છે. બધાને તે પ્રિય છે. બધા તેની જ પ્રાપ્તિ માટે પ્રયત્નો કરે છે. એવું તેમનું સ્થાન છે. તેમજ —

**दमे दमे सुष्टुत्या वावृधानौ । ( मं. २ )**

" ઘર ઘરમાં ઉત્તમ સ્તુતિથી વૃદ્ધિને પ્રાપ્ત કરીલે છે." એટલે દરેક શરીરમાં જ્યાં જ્યાં ઉત્તમ ઇશ્વર સ્તુતિ થાય છે જ્યાં એમના શુભ ગુણોનું ગાયન થાય છે ત્યાં એક તો પરમેશ્વરભાવની વૃદ્ધિ થાય છે અને ગુણોની ધારણાથી જીવાત્માની શક્તિ વધે છે. આ છે જીવાત્માની વૃદ્ધિનો ઉપાય.

અહીં શરીરને ' दम ' શબ્દ યોજેલો છે, જે શરીરમાં ઇન્દ્રિયોનું શમન થાય છે અને મનોવૃત્તિઓનું દમન થાય છે તેનું નામ છે ' दम. ' શરીર બે પ્રકારનું છે. એકમાં ભોગવૃત્તિ વધે છે, અને બીજામાં દમવૃત્તિ વધે છે. જેમાં દમવૃત્તિ વધે છે તેનું નામ છે ' दम ' અને દમથી ' સપ્ત રત્ન ' પણ ઉત્તમ તેજસ્વી સ્થિતિમાં રહે છે અને ત્યાં જ આત્માની શક્તિ વિકસિત થાય છે.

---

# ब्रह्मचर्य

## કાંડ ૧૧, સૂક્ત ૫

( ऋषिः- ब्रह्मा । देवता- ब्रह्मचारी । )

ब्रह्मचारीष्णंश्चरति रोदसी उभे तस्मिन्देवाः संमनसो भवन्ति ।
स दाधार पृथिवीं दिवं च स आचार्यं तपसा पिपर्ति ॥ १ ॥
ब्रह्मचारिणं पितरो देवजनाः पृथग्देवा अनुसंयन्ति सर्वे ।
गन्धर्वा एनमन्वायन्त्रयस्त्रिंशत्त्रिशताः षट्सहस्राः सर्वान्त्स देवांस्तपसा पिपर्ति ॥ २ ॥
आचार्य उपनयमानो ब्रह्मचारिणं कृणुते गर्भमन्तः ।
तं रात्रीस्तिस्र उदरे बिभर्ति तं जातं द्रष्टुमभिसंयन्ति देवाः ॥ ३ ॥
इयं समित्पृथिवी द्यौर्द्वितीयोतान्तरिक्षं समिधा पृणाति ।
ब्रह्मचारी समिधा मेखलया श्रमेण लोकांस्तपसा पिपर्ति ॥ ४ ॥

---

અર્થ— બ્રહ્મચારી ( उभे रोदसि ) પૃથ્વી અને દ્યુલોક આ બંનેને ( इष्णन् ) ફરી ફરી અનુકૂલ બનાવી ( चरति ) જાય છે, માટે ( तस्मिन् ) તે બ્રહ્મચારીની અંદર બધા દેવો ( संमनसः ) અનુકૂલ મનની સાથે ( भवन्ति ) રહે છે. ( सः ) તે બ્રહ્મચારી પૃથ્વી અને ( दिवं ) દ્યુલોકને ધારણ કરે છે અને તે પોતાના તપથી પોતાના આચાર્યને ( पिपर्ति ) પરિપૂર્ણ બનાવે છે. [ ૧ ]

દેવો, પિતર, ગંધર્વ અને દેવજન આ ( सर्वे ) બધા બ્રહ્મચારીને અનુસરે છે ( त्रयः त्रिंशत् ) ત્રણ, ત્રીસ ( त्रिशताः ) ત્રણ સો અને ( षट् सहस्राः ) ૭ હજાર દેવો છે. ( सर्वान् देवान् ) આ બધા દેવોનુ ( सः ) તે બ્રહ્મચારી પોતાના તપ વડે ( पिपर्ति ) પાલન કરે છે. [ ૨ ]

( उपनयमानः आचार्यः ) બ્રહ્મચારીને પોતાની પાસે કરનારો આચાર્ય તેને ( अन्तः गर्भे ) પોતાની અંદર રાખે છે. તે બ્રહ્મચારીને પોતાના ઉદરમાં ( तिस्रः रात्रीः ) ત્રણ રાત સુધી રાખે છે, જ્યારે તે બ્રહ્મચારી ( जातं ) દ્વિતીય જન્મ લઈ બહાર આવે છે ત્યારે તેને જોવા માટે બધા ( देवाः ) વિદ્વાન્ ( अभि संयन्ति ) બધા પ્રકારે ભેગા થાય છે. [ ૩ ]

( इयं पृथिवी ) આ પૃથ્વી પહેલી ( समित् ) સમિધા છે, અને ( द्वितीया ) બીજી સમિધા ( द्यौः ) દ્યુલોક છે. આ ( समिधा ) સમિધાઓથી આ બ્રહ્મચારી અંતરિક્ષની ( पृणाति ) પૂર્ણતા કરે છે, સમિધા, મેખલા, શ્રમ કરવાનો અભ્યાસ અને તપ ઇત્યાદિ દ્વારા આ બ્રહ્મચારી બધા ( लोकान् पिपर्ति ) લોકોને પૂર્ણ કરે છે. [ ૪ ]

---

ભાવાર્થ— ( ૧ ) પૃથ્વીથી માંડી દ્યુલોક સુધી જે જે વિવિધ પદાર્થો છે તેમને બ્રહ્મચારી પોતાના માટે અનુકૂળ બનાવે છે. ( ૨ ) તેથી તે બ્રહ્મચારીમા બધા દેવો અનુકૂળ બની નિવાસ કરે છે. ( ૩ ) આ પ્રકારે આ પૃથ્વી અને દ્યુલોકને પોતાના તપથી ધારણ કરે છે અને ( ૪ ) તે તપ વડે તે પોતાના આચાર્યને પણ પરિપૂર્ણ બનાવે છે. ( ૧ )

દેવ, પિતર આદિ બધા બ્રહ્મચારીના સહાયક હોય છે, અને બ્રહ્મચારી પોતાના તપથી તેમના સહાયક બને છે ( ૨ )

( ૧ ) જે આચાર્ય બ્રહ્મચારીને પોતાની પાસે રાખે છે તે તેને પોતાની અંદર જ પ્રવિષ્ટ કરે છે ( ૨ ) જાણે તે શિષ્ય તે ગુરુના પેટમાં ત્રણ રાત્રી રહે છે અને ગર્ભથી તેનો જન્મ થાય છે ( ૩ ) જ્યારે તે દ્વિજ બની જાય છે ત્યારે તેનો સન્માન બધા વિદ્વાનો કરે છે. ( ૩ )

પૃથ્વી અને દ્યુલોક આજ સમિધાઓથી બ્રહ્મચારી અંતરિક્ષને પૂર્ણ કરે છે તેમજ બ્રહ્મચારી શ્રમ અને તપ વગેરે કરી બધી જનતાને આધાર આપે છે. ( ૪ )

पूर्वो जातो ब्रह्मणो ब्रह्मचारी घर्मं वसानस्तपसोदतिष्ठत् ।
तस्माज्जातं ब्राह्मणं ब्रह्म ज्येष्ठं देवाश्च सर्वे अमृतेन साकम् ॥ ५ ॥
ब्रह्मचार्येति समिधा समिद्धः कार्ष्णं वसानो दीक्षितो दीर्घश्मश्रुः ।
स सद्य एति पूर्वस्मादुत्तरं समुद्रं लोकान्त्संगृभ्य मुहुराचरिक्रत् ॥ ६ ॥
ब्रह्मचारी जनयन्ब्रह्मापो लोकं प्रजापतिं परमेष्ठिनं विराजम् ।
गर्भो भूत्वामृतस्य योनाविन्द्रो ह भूत्वासुरांस्ततर्ह ॥ ७ ॥
आचार्यस्ततक्ष नभसी उभे इमे उर्वी गम्भीरे पृथिवीं दिवं च ।
ते रक्षति तपसा ब्रह्मचारी तस्मिन्देवाः संमनसो भवन्ति ॥ ८ ॥

---

અર્થ— ( ब्रह्मण पूर्व ) જ્ઞાનના પહેલાં ( ब्रह्मचारी जात ) બ્રહ્મચારી હોય છે ( घर्मं वसान ) ઉષ્ણતા ધારણ કરતો તપથી ( उत्+अतिष्ठत ) ઉપર ઉઠે છે એ બ્રહ્મચારીથી ( ब्राह्मणं ज्येष्ठं ब्रह्म ) બ્રહ્મ વિષે શ્રેષ્ઠ જ્ઞાન ( जात ) પ્રસિદ્ધ થાય છે તેમજ બધા દેવો અમૃતની સાથે હોય છે [ ૫ ]

( ૧ ) ( समिधा समिद्ध ) તેજથી પ્રકાશિત ( कार्ष्णं वसानः ) કૃષ્ણ એટલે કાળા રંગનું ચામડું ધારણ કરી ( दीक्षितः ) વ્રતને અનુકૂલ આચરણ કરનારો અને ( दीर्घश्मश्रु ) લાંબી દાઢી મૂછો ધારણ કરનારો બ્રહ્મચારી ( एति ) પ્રગતિ કરે છે ( ૨ ) ( सः ) તે ( लोकान् सगृभ्य ) લોકોને ભેગા કરી એટલે લોકસંગ્રહ કરી અને ( मुहु ) ફરી ફરી તેમને ( आचरिक्रत् ) ઉત્સાહ આપે છે અને ( ३ ) ( पूर्वस्मात् उत्तर समुद्रं ) પૂર્વથી ઉત્તર દરીયા સુધી ( सद्यः एति ) જલ્દી પહોંચે છે [ ૬ ]

જે ( अमृतस्य योनौ ) જ્ઞાનામૃતના કેન્દ્રસ્થાનમાં ( गर्भ भूत्वा ) ગર્ભરૂપ રહી બ્રહ્મચારી થયો, તે જ ( ब्रह्म ) જ્ઞાન, ( अपः ) કર્મ, ( लोक ) જનતા, ( प्रजा पतिं ) પ્રજાપાલક રાજા અને ( विराज परमेष्ठिन ) વિશેષ તેજસ્વી પરમેષ્ઠી પરમાત્માને ( जनयन् ) પ્રગટ કરતો, હવે ( इद्र भूत्वा ) ઇન્દ્ર બની ( ह ) ખાતરીથી ( असुरान् ततर्ह ) અસુરોનો નાશ કરે છે [ ૭ ]

( इमे ) આ ( उर्वी गभीरे ) મોટા ગભીર ( उभे नभसी ) બંને લોક ( पृथिवीं दिवं च ) પૃથ્વી અને દ્યુલોક આચાર્યે ( ततक्ष ) બનાવ્યા છે બ્રહ્મચારી પોતાના તપથી ( ते रक्षति ) તે બંનેનું રક્ષણ કરે છે માટે ( तस्मिन् ) તે બ્રહ્મચારીની અંદર બધા ( देवा संमनसो भवन्ति ) દેવો અનુકૂલ મનની સાથે રહે છે [ ૮ ]

---

ભાવાર્થ— જ્ઞાનપ્રાપ્તિ પહેલાં બ્રહ્મચારી બનવું જરૂરી છે બ્રહ્મચર્યમાં શ્રમ અને તપ કરવાથી ઉચ્ચતા પ્રાપ્ત થાય છે આ પ્રકારના બ્રહ્મચારીથી જ પરમાત્માનું શ્રેષ્ઠ જ્ઞાન પ્રસિદ્ધ થાય છે તેમજ દેવો અમરત્વ સાથે સંયુક્ત થાય છે (૫)

(૧) સમિધા કૃષ્ણાજીન વગેરેથી સુશોભિત હોય છે મોટી મોટી દાઢી મૂછો ધારણ કરનારો તેજસ્વી બ્રહ્મચારી નિયમાનુકૂલ આચરણ કરવાના કારણે પોતાની પ્રગતિ કરે છે (૨) અધ્યયન સમાપ્તિ પછી ધર્મજાગૃતિ કરતો પોતાના ઉપદેશથી જનતામાં ઉત્સાહ ઉત્પન્ન કરે છે અને વારવાર તેમાં ચેતના વધારે છે (૩) આ પ્રકારે ધર્મોપદેશ કરતો તે પૂર્વ સમુદ્રથી ઉત્તર સમુદ્ર સુધી પહોંચે છે (૬)

જે એક વખત આચાર્યની પાસે વિદ્યામાતાના ગર્ભમાં રહે છે, તે જ બ્રહ્મચારી વિદ્યાધ્યયન પછી જ્ઞાન, સત્કર્મ, પ્રજા અને રાજાનો ધર્મ અને પરમાત્માનું સ્વરૂપ આ બધાનો પ્રચાર કરતો રહે છે હવે તે જ શત્રુનિવારક વીર બની શત્રુઓનો નાશ કરે છે (૭)

આચાર્ય જ પૃથ્વીથી માંડી દ્યુલોક સુધી બધા પદાર્થોનું જ્ઞાન બ્રહ્મચારીને આપે છે જાણે તે પોતાના શિષ્યોને માટે જ આ લોકરૂપ બનાવે છે બ્રહ્મચારી પોતાના તપથી તેમનું સંરક્ષણ કરે છે તેથી તે બ્રહ્મચારીમાં બધી દેવતાઓ રહે છે (૮)

इमां भूमिं पृथिवीं ब्रह्मचारी भिक्षामा जभार प्रथमो दिवं च ।
ते कृत्वा समिधावुपास्ते तयोरार्पिता भुवनानि विश्वा ॥ ९ ॥
अर्वागन्यः परो अन्यो दिवस्पृष्ठाद्गुहा निधी निहितौ ब्राह्मणस्य ।
तौ रक्षति तपसा ब्रह्मचारी तत्केवलं कृणुते ब्रह्म विद्वान् ॥ १० ॥
अर्वागन्य इतो अन्यः पृथिव्या अग्नी समेतो नभसी अन्तरेमे ।
तयोः श्रयन्ते रश्मयोऽधि दृढास्ताना तिष्ठति तपसा ब्रह्मचारी ॥ ११ ॥
अभिक्रन्दन्स्तनयन्नरुणः शितिङ्गो बृहच्छेपोऽनु भूमौ जभार ।
ब्रह्मचारी सिञ्चति सानौ रेतः पृथिव्यां तेन जीवन्ति प्रदिशश्चतस्रः ॥ १२ ॥
अग्नौ सूर्ये चन्द्रमसि मातरिश्वन्ब्रह्मचार्य१प्सु समिधमा दधाति ।
तासामर्चींषि पृथगभ्रे चरन्ति तासामाज्यं पुरुषो वर्षमापः ॥ १३ ॥

---

અર્થ— ( प्रथमः ब्रह्मचारी ) પહેલા બ્રહ્મચારીએ ( पृथिवीं भूमिं ) આ વિસ્તૃત ભૂમિના તેમજ ( दिवं ) દ્યુલોકની ( भिक्षां आजभार ) ભિક્ષા પ્રાપ્ત કરી છે. હવે આ બ્રહ્મચારી ( ते समिधौ कृत्वा ) તેમની બે સમિધાઓ કરી ( उपास्ते ) ઉપાસના કરે છે. કારણ કે ( तयोः ) તે બંનેની વચ્ચે બધા ભુવનો ( अर्पिताः ) સ્થપાયેલા છે. [ ૯ ]

( अन्यः अर्वाक् ) એક પાસે છે અને ( अन्यः दिवः पृष्ठात् परः ) બીજો દ્યુલોકના પૃષ્ઠભાગથી જુદો છે. તે બંને ( निधी ) ખજાના ( ब्राह्मणस्य गुहा ) જ્ઞાનની બુદ્ધિમાં ( निहितौ ) મૂક્યા છે. ( तौ ) તે બંને ખજાનાનું રક્ષણ બ્રહ્મચારી પોતાના તપ વડે કરે છે. તેમજ તે જ વિદ્વાન્ બ્રહ્મચારી ( तत् केवलं ब्रह्म ) તે કેવળ બ્રહ્મજ્ઞાન ( कृणुते ) વિસ્તૃત કરે છે, જ્ઞાન પ્રસરે છે. [ ૧૦ ]

( अर्वाक् अन्यः ) અહીં એક છે અને ( इतः पृथिव्याः अन्यः ) આ પૃથ્વીથી દૂર બીજો છે. તે ( अग्नी ) બંને અગ્નિઓ ( इमे अंतरा नभसी ) આ પૃથ્વી અને દ્યુલોકની વચ્ચે ( समेतः ) મળે છે. ( तयोः दृढा रश्मयः ) તેમના બળવાન્ કિરણો ( अधि श्रयन्ते ) પ્રસરે છે. બ્રહ્મચારી તપથી ( तान् आतिष्ठति ) તે કિરણોના અધિષ્ઠાતા થાય છે. [ ૧૧ ]

( अभिक्रंदन् स्तनयन् ) ગર્જના કરનારો ( अरुणः शितिंगः ) ભૂરા અને લાલ રંગથી યુક્ત ( बृहत् शेपः ) મોટો પ્રભાવશાળી ( ब्रह्मचारी ) બ્રહ્મ એટલે ઉદકની સાથે લઇ જનારો મેઘ ( भूमौ अनुजभार ) ભૂમિનું યોગ્ય પોષણ કરે છે. તેમજ ( सानौ पृथिव्यां ) પહાડ અને ભૂમિ ઉપર ( रेतः सिञ्चति ) જળની વૃષ્ટિ કરે છે. ( तेन ) તેવડે ( चतस्रः प्रदिशः जीवन्ति ) ચારે દિશાઓ જીવીત રહે છે. [ ૧૨ ]

અગ્નિ, સૂરજ, ચંદ્રમા, વાયુ, ( अप्सु ) જળ એમાં બ્રહ્મચારી સમિધા નાખે છે. તેમનું તેજ જુદું જુદું ( अभ्रे ) મેઘોમાં સંચાર કરે છે. ( तासां ) તેમનામાંથી ( वर्षं ) વરસાદ ( आपः ) પાણી અને ( आज्यं ) ઘી અને પુરુષની ઉત્પત્તિ થાય છે. [ ૧૩ ]

---

ભાવાર્થ— બ્રહ્મચારીએ પહેલાં ભિક્ષામાં દ્યુલોક અને પૃથ્વીલોક પ્રાપ્ત કર્યો. આ બે લોકોમાં જ બધા બીજા ભુવનો સ્થાપિત થયા. બન્ને લોકોની પ્રાપ્તિ થવાથી તે જ બ્રહ્મચારી હવે તે બન્ને લોકોની બે સમિધા બનાવી જ્ઞાનયજ્ઞ વડે ઉપાસના કરે છે. ( ૯ )

સ્થૂલ શરીર અને મન આ બે કોશ મનુષ્યમાં છે. ( ૧૦ )

બે અગ્નિ છે જે આ ત્રૈલોક્યમાં કાર્ય કરી રહ્યા છે, તેમનો અધિષ્ઠાતા બ્રહ્મચારી છે મેઘ બ્રહ્મચારી છે તે પોતાના તપ વડે ભૂમિને શાંત કરે છે બ્રહ્મચારીએ તેની પાસેથી આ બોધ લેવો. ( ૧૨ )

બ્રહ્મચારીએ અગ્નિહોત્રના સમયે અગ્નિમાં આહુતિ નાખવી જગતને તૃપ્ત કરવા જેવું છે ( ૧૩ )

आचार्यो मृत्युर्वरुणः सोम ओषधयः पयः । जीमूता आसन्त्सत्वानस्तैरिदं स्व१राभृतम् ॥ १४ ॥
अमा घृतं कृणुते केवलमाचार्यो भूत्वा वरुणो यद्यदैच्छत्प्रजापतौ ।
तद् ब्रह्मचारी प्रायच्छत्स्वान्मित्रो अध्यात्मनः ॥ १५ ॥
आचार्यो ब्रह्मचारी ब्रह्मचारी प्रजापतिः । प्रजापतिर्वि राजति विराडिन्द्रोऽभवद्वशी ॥ १६ ॥
ब्रह्मचर्येण तपसा राजा राष्ट्रं वि रक्षति । आचार्यो ब्रह्मचर्येण ब्रह्मचारिणमिच्छते ॥ १७ ॥
ब्रह्मचर्येण कन्या३ युवानं विन्दते पतिम् । अनड्वान्ब्रह्मचर्येणाश्वो घासं जिगीर्षति ॥ १८ ॥
ब्रह्मचर्येण तपसा देवा मृत्युमपाघ्नत । इन्द्रो ह ब्रह्मचर्येण देवेभ्यः स्व१राभरत् ॥ १९ ॥

---

અર્થ— આચાર્ય જ મૃત્યુ, વરુણ, સોમ, ઔષધિ તેમજ પયરૂપ છે. તેમના જે ( सत्वानः ) સાત્વિકભાવ છે તે ( जीमूताः ) મેઘરૂપ છે, કારણ કે ( तैः ) તેમની વડે જ ( इदं स्वः आभृतं ) આ સત્ત્વ રહ્યું છે. [ ૧૪ ]

( अमा ) એકત્વ, સહવાસ, ( केवलं घृतं ) કેવળ શુદ્ધ તેજ કરે છે. આચાર્ય વરુણ બની ( प्रजा-पतौ ) પ્રજાપાલકના વિષયમાં ( यत् यत् ऐच्छत् ) જે જે ઇચ્છે છે ( तत् ) તેનો મિત્ર બ્રહ્મચારી ( स्वात् आत्मनः ) પોતાની આત્મશક્તિથી ( अधि प्रायच्छत् ) આપે છે. [ ૧૫ ]

આચાર્ય બ્રહ્મચારી હોવો જોઇએ. ( प्रजापतिः ) પ્રજાપાલક પણ બ્રહ્મચારી હોવો જોઇએ. આ પ્રકારનો પ્રજાપતિ ( विराजति ) શોભે છે. જે ( वशी ) સંયમી ( विराट् ) રાજા હોય છે તે જ ઇન્દ્ર કહેવાય છે. [ ૧૬ ]

બ્રહ્મચર્યરૂપ તપના સાધનથી રાજા રાષ્ટ્રનું વિશેષ સંરક્ષણ કરે છે. આચાર્ય પણ બ્રહ્મચર્ય સાથે રહેનારા બ્રહ્મચારીની ઇચ્છા કરે છે. [ ૧૭ ]

કન્યા બ્રહ્મચર્ય પાલન કર્યા પછી જુવાન પતિને ( विंदते ) પ્રાપ્ત કરે છે. ( अनड्वान् ) બળદ અને ( अश्वः ) ઘોડો પણ બ્રહ્મચર્ય પાલન કરવાના કારણે જ ઘાસ ખાય છે. [ ૧૮ ]

બ્રહ્મચર્યરૂપ તપથી બધા દેવોએ મૃત્યુને ( अप अघ्नत ) દૂર કર્યો. ઇન્દ્ર બ્રહ્મચર્યથી જ બધા દેવોને ( स्वः ) તેજ ( आभरत् ) આપે છે. [ ૧૯ ]

---

**ભાવાર્થ**— આચાર્ય દેવતામય છે તે બ્રહ્મચારીના સત્ત્વની ઉન્નતિ કરે છે. ( ૧૪ )

ગુરુશિષ્યના સહવાસથી જ દિવ્યતેજ અથવા તેજસ્વી જ્ઞાનનો પ્રવાહ પ્રચલિત થાય છે. આચાર્ય વરુણ બની જે ઇચ્છા કરે છે તેની પૂર્તિ શિષ્ય પોતાની શક્તિ અનુસાર કરે છે ( ૧૫ )

બધા શિક્ષકો બ્રહ્મચારી હોવા જોઇએ. બધા રાજ્યાધિકારી પ્રજાપાલનના કાર્યમાં નિયુક્ત થયેલા પુરુષો પણ બ્રહ્મચારી જ હોવા જોઇએ જે યોગ્ય રીતે પ્રજાનું પાલન કરે છે તેઓ જ સુશોભિત થશે તેમજ જે જીતેંદ્રિય રાજપુરુષ હશે તે જ ઇન્દ્ર કહેવાશે ( ૧૬ )

રાજાએ રાજ્યવ્યવસ્થા વડે બધા લોકો પાસેથી બ્રહ્મચર્યનું પાલન કરાવી રાષ્ટ્રનું વિશેષ રક્ષણ કરવું જોઇએ. અધ્યાપકો પણ એવા બ્રહ્મચારીની ઇચ્છા કરે છે કે જે બ્રહ્મચર્યનું પાલન કરે છે. ( ૧૭ )

બ્રહ્મચર્ય પાલન કર્યા પછી કન્યા પોતાના યોગ્ય પતિને પ્રાપ્ત કરે છે. બળદ અને ઘોડો પણ બ્રહ્મચારી રહે છે. માટે ઘાસ ખાઈ તેને પચાવી શકે છે. ( ૧૮ )

બ્રહ્મચર્ય પાલન કરવાના કારણે જ બધા દેવો અમર બને છે. તેમજ બ્રહ્મચર્યના સામર્થ્યથી જ દેવરાજ ઇન્દ્ર બીજા [illegible]

ओषधयो भूतभव्यमहोरात्रे वनस्पतिः । संवत्सरः सहर्तुभिस्ते जाता ब्रह्मचारिणः ॥ २० ॥
पार्थिवा दिव्याः पशव आरण्या ग्राम्याश्च ये । अपक्षाः पक्षिणश्च ये ते जाता ब्रह्मचारिणः ॥ २१ ॥
पृथक्सर्वे प्राजापत्याः प्राणानात्मसु बिभ्रति । तान्त्सर्वान्ब्रह्म रक्षति ब्रह्मचारिण्याभृतम् ॥ २२ ॥
देवानामेतत्परिषूतमनभ्यारूढं चरति रोचमानम् ।
तस्माज्जातं ब्राह्मणं ब्रह्म ज्येष्ठं देवाश्च सर्वे अमृतेन साकम् ॥ २३ ॥
ब्रह्मचारी ब्रह्म भ्राजद्बिभर्ति तस्मिन्देवा अधि विश्वे समोताः ।
प्राणापानौ जनयन्नाद् व्यानं वाचं मनो हृदयं ब्रह्म मेधाम् ॥ २४ ॥
चक्षुः श्रोत्रं यशो अस्मासु धेह्यन्नं रेतो लोहितमुदरम् ॥ २५ ॥
तानि कल्पद्ब्रह्मचारी सलिलस्य पृष्ठे तपोऽतिष्ठत्तप्यमानः समुद्रे ।
स स्नातो बभ्रुः पिङ्गलः पृथिव्यां बहु रोचते ॥ २६ ॥

---

અર્થ— ઔષધિઓ, વનસ્પતિઓ ( ऋतुभिः सह संवत्सरः ) ઋતુઓ સાથે જનારૂં વરસ, અહોરાત્ર, ભૂત અને ( भव्यं ) ભવિષ્ય આ બધા બ્રહ્મચારી ( जाताः ) થઈ ગયા છે. [ ૨૦ ]

( पार्थिवाः ) પૃથ્વી ઉપર ઉત્પન્ન થનારા ( आरण्या ग्राम्याश्च ) જંગલ અને ગામડામાં ઉત્પન્ન થનારા જે ( अपक्षा पशवः ) પાંખ વગરના પશુઓ તેમજ ( दिव्याः पक्षिणः ) આકાશમાં સંચાર કરનારા પંખીઓ, તે બધા બ્રહ્મચારી ( जाताः ) થયા છે. [ ૨૧ ]

( सर्वे प्राजापत्याः ) બધા પ્રજાપતિ પરમાત્માથી ઉત્પન્ન થએલા પદાર્થો જુદા જુદા ( आत्मसु प्राणान् ) પોતાની અંદર પ્રાણને ( बिभ्रति ) ધારણ કરે છે. ( ब्रह्मचारिणि आभृतं ) બ્રહ્મચારીમાં રહેલા ( ब्रह्म ) જ્ઞાન ( तान् सर्वान् रक्षति ) તે બધાનું રક્ષણ કરે છે. [ ૨૨ ]

દેવોનું ( एतत् ) આ ( परि-पूतं ) ઉત્સાહ આપનારૂં ( अन् अभ्यारूढं ) બધાથી શ્રેષ્ઠ ( रोचमानं ) તેજ ( चरति ) ચાલે છે. તેથી ( ब्राह्मणं ) બ્રહ્મ વિષે ( ज्येष्ठं ब्रह्म ) શ્રેષ્ઠ જ્ઞાન થયું અને ( अमृतेन साकं ) અમર મનની સાથે ( सर्वे देवाः ) બધા દેવો પ્રગટ થયા છે. [ ૨૩ ]

( भ्राजत् ब्रह्म ) ચમકનારૂં જ્ઞાન બ્રહ્મચારી ધારણ કરે છે. તેથી તેમાં બધા દેવો ( अधि समोताः ) રહ્યા છે. તે પ્રાણ, અપાન, વ્યાન, વાચા, મન, હૃદય, જ્ઞાન ( आत् ) અને મેધા ( जनयन् ) પ્રગટ કરે છે. માટે હે બ્રહ્મચારી ! ( अस्मासु ) અમારા બધામાં ચક્ષુ, શ્રોત્ર, યશ, અન્ન, ( रेतः ) વીર્ય, ( लोहितं ) રક્ત અને ( उदरं ) પેટ ( धेहि ) પુષ્ટ કર. [ ૨૪-૨૫ ]

બ્રહ્મચારી ( तानि ) તેમના વિષે ( कल्पत् ) યોજના કરે છે. ( सलिलस्य पृष्ठे ) જળની પાસે તપ કરે છે. આ જ્ઞાન સમુદ્રમાં ( तप्यमानः ) તપ્ત થનારો આ બ્રહ્મચારી ( स स्नातः ) જ્યારે સ્નાતક થઈ જાય છે ત્યારે ( बभ्रुः पिंगलः ) અત્યંત તેજસ્વી હોવાના કારણે તે આ પૃથ્વી ઉપર ઘણો ચમકે છે. [ ૨૬ ]

---

**ભાવાર્થ**— બધું વિશ્વ બ્રહ્મચર્યથી યુક્ત છે. ( ૨૦ ) બધા પશુપક્ષી જન્મથી જ બ્રહ્મચારી છે. ( ૨૧ ) બ્રહ્મચારીનું તેજ બધાનું રક્ષણ કરે છે. ( ૨૨ ) બ્રહ્મચર્યના તેજથી અમર થયા છે. ( ૨૩ ) બ્રહ્મચારીના તેજથી બધાની પુષ્ટિ થાય છે. ( ૨૪-૨૫ ) બ્રહ્મચારી પોતાના તેજથી બિરાજે છે. ( ૨૬ )

# બ્રહ્મચર્ય

## બ્રહ્મચર્ય-સૂક્ત

આ સૂક્તનો પ્રથમ મંત્ર બ્રહ્મચારીનું કર્તવ્ય કર્મ સ્પષ્ટ કરે છે. બ્રહ્મચારી તો તેને કહેવાય કે જે ( બ્રહ્મ ) મોટો થવા માટે ( ચારી ) પુરુષાર્થ કરે છે. " બ્રહ્મ " શબ્દનો અર્થ વૃદ્ધિ, મહત્ત્વ, મોટાપણું, જ્ઞાન, અમૃત વગેરે છે. " ચારી " શબ્દનો ભાવ, આચરણ કરવું, નિયમપૂર્વક યોગ્ય વ્યવહાર કરવો તેવો છે. આ બંને પદોનો ભાવ નીચે મુજબ વ્યક્ત કરી શકાય છે– ' અભિવૃદ્ધિ માટે પ્રયત્ન કરવો, બધા પ્રકારે શ્રેષ્ઠ બનવાનો પુરુષાર્થ કરવો, સત્ય અને શુદ્ધ જ્ઞાન વધારવાનો પ્રયત્ન કરવો, અમરત્વ પ્રાપ્તિના માટે પરમ પુરુષાર્થ કરવો. ' આ મુખ્ય ભાવ બ્રહ્મચારી શબ્દમાં છે. ઉપર કહેલા પુરુષાર્થ કરવાની શક્તિ શરીરમાં વીર્યની સ્થિરતા થવાથી જ પ્રાપ્ત થઇ શકે છે, માટે બ્રહ્મચારીએ વીર્ય રક્ષણ કરવાની ઘણી જ જરૂરી છે.

ઉપરના મંત્રો પૈકી પહેલા મંત્રનું કથન એમ છે કે " ब्रह्मचारी उमे रोदसी इष्णन् चराति " એટલે, " પોતાની અભિવૃદ્ધિની ઇચ્છા કરનારો પુરુષ પૃથ્વી અને દ્યુલોકને અનુકૂળ બનાવી પોતાનો વ્યવહાર કરે છે. " પૃથ્વીથી માંડી દ્યુલોક સુધી જે જે પદાર્થો છે તેમને પોતાને અનુકૂળ બનાવવાથી અભ્યુદયનો રસ્તો સહેલો બની જાય છે. આ વાત અત્યંત સ્પષ્ટ જ છે. જો આપણે સૃષ્ટિ માંહેના પદાર્થો જોડે વિરોધ કરીશું તો તેમની શક્તિ વધારે હોવાના કારણે અમારો જ નાશ થશે. પણ જો અમે પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ વગેરે બધા પદાર્થોને પોતાને અનુકૂળ બનાવીશું. અને પોતાનો વ્યવહાર અનેક નિયમોની અનુસાર કરીશું અને આ પ્રકારે આપસની અનુકૂળતાની સાથે પરસ્પર વ્યવહાર થશે, તો અમારા બધાનો જ અભ્યુદય થઇ શકે છે. આ ભાવ આ મંત્ર ભાગમાં કહેલો છે,

જ્યારે બ્રહ્મચારી સૃષ્ટીનું નિરીક્ષણ કરે છે ત્યારે તેને ખબર પડે છે કે, પૃથ્વી બધાને આધાર આપે છે, તે જોઇ તે નિરાશ્રિતોને આસરો આપવાનો સ્વભાવ પોતાનામાં વધારે છે. જળદેવતા બધાને શાંતિ આપવા માટે ઉચ્ચ સ્થાનથી નીચ સ્થાન સુધી પહોંચે છે, તે જોઇ બ્રહ્મચારી નિશ્ચય કરે છે કે, મારે પોતાની ઉચ્ચતાની ઘમંડમાં ન રહેવું. માટે હું નીચમાં નીચ એવી અવસ્થામાં રહેનારા પતિત લોકોના ઉદ્ધાર માટે, તેમજ તેમના આત્માને શાંત કરવા માટે, અવશ્ય પ્રયત્ન કરીશ. અગ્નિદેવતાની ઉર્ધ્વજ્યોતિ જોઇ બ્રહ્મચારી ઉપદેશ લે છે કે, બીજાઓને પ્રકાશ આપવા માટે મારે આ પ્રકારે બળવું જોઇએ અને સરળ થવું જોઇએ. વાયુદેવતાની હલચલ જોઇ બ્રહ્મચારી નિશ્ચય કરે છે કે, હું પણ ચળવળ વડે જનતાની શુદ્ધતા સંપાદન કરીશ. સૂરજનું તેજ જોઇ બ્રહ્મચારી સંકલ્પ કરે છે કે, હું જ્ઞાન વડે આ પ્રકારે પ્રકાશિત થઇ જઇશ. ચંદ્રની શાંત અમૃતમય તેજનુ નિરીક્ષણ કરી તે બોધ પ્રાપ્ત કરે છે કે, હું પણ આ પ્રકારે અમૃતરૂપી શાંતિનો સ્રોત બની જઇશ. આ પ્રકારે અન્ય દેવતાઓનુ નિરીક્ષણ કરી તે પોતાની અંદર તે ગુણધર્મોને ધારણ કરે છે અને વધવાનો પ્રયત્ન કરે છે. જાણે અગ્ન્યાદિ દેવ તેના માટે આદર્શ બની જાય છે અને ઉપર કહ્યા મુજબ તેને ઉપદેશ આપે છે.

વેદમંત્રોમાં જે અગ્નિ, વાયુ વગેરે દેવતાઓનું ગુણ વર્ણન કરાય છે તેનું તાત્પર્ય તે જ છે. બ્રહ્મચારી એક એક સૂક્ત ભણે છે અને પ્રારંભે કહેલા ઉક્ત ગુણ દેવતાઓમાં જોઇ પોતાની અંદર તે ગુણો ધારણ કરવાનો યત્ન કરે છે. આ દેવતાઓમાં પરમાત્માના વિવિધ ગુણોનો આવિર્ભાવ થવાના કારણે આ પરંપરાથી પરમાત્માના ગુણો જ પોતાની અંદર વધારે છે.

આ પ્રકારે પ્રત્યેક દેવતાના પ્રશંસનીય સારા ગુણો જોવાનો અભ્યાસ તે બ્રહ્મચારીને થાય છે. તેની દોષ જોવાની દૃષ્ટિ દૂર થઇ જાય છે અને સદ્‌ગુણ સ્વીકારવાનો ભાવ વધી જાય છે. હરેક મનુષ્યની ઉન્નતિનો વૈદિકમાર્ગ આજ છે. હાલમાં દોષ જોવાની ટેવ વધી ગઇ છે, માટે દરરોજ મનુષ્યનો અધઃપાત થતો જાય છે. તે કારણે મનુષ્યમાત્રે આ વૈદિકધર્મ માર્ગથી જઇ બધી દુનિયામાં શાંતિ સ્થાપના સાથે પોતાના આત્માની શાંતિ વધારવી જોઇએ. શતપથ બ્રાહ્મણમાં કહ્યું છે કે—

यद्देवा अकुर्वंस्तत्करवाणि । ( શત. બ્રા. ૧।૩।૨।૬ )

એટલે ' જે દેવો કરતા આવ્યા છે તે હું કરીશ. ' તે જ વાત આ સ્થાને

આ પ્રકારે બ્રહ્મચારી દેવોનું અનુકરણ કરવા લાગે છે, દેવો વિષે આદરભાવ રાખે છે અને અન્ય પ્રકારે દેવોને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરે છે. આવી તપશ્ચર્યાથી દેવો પણ સંતુષ્ટ અને પ્રસન્ન થાય છે અને તેની સાથે અથવા ખરું જોતાં તેના શરીરમાં વાસ્તવ્ય કરવા લાગે છે. તેનું વર્ણન પછીના મંત્ર ભાગમાં આવે છે.

### દેવતાઓની અનુકૂળતા

જે બ્રહ્મચારી ઉપર કહ્યા મુજબ દેવતાઓનું નિરીક્ષણ કરી ગુણગ્રહણ કરે છે, તેમાં અંશરૂપથી નિવાસ કરનારી દેવતાઓ તેની સાથે અનુકૂળ બની રહે છે. મંત્ર કહે છે કે—

तस्मिन् देवाः सं-मनसो भवन्ति ।

એટલે 'તે બ્રહ્મચારીમાં બધા દેવો અનુકૂળ મનની સાથે રહે છે.' તેના શરીરમાં જે જે દેવતાઓના અંશ છે તે બધા તે બ્રહ્મચારીના મનને અનુકૂળ પોતાનું મન બનાવી તેના શરીરમાં નિવાસ કરે છે. પોતાના શરીરમાં દેવતાઓનો નિવાસ નીચે મુજબ હોય છે. જુઓ—

१ अग्निर्वाग्भूत्वा मुखं प्राविशत् ।
२ वायुः प्राणो भूत्वा नासिके प्राविशत् ।
३ आदित्यश्चक्षुर्भूत्वाऽक्षिणी प्राविशत् ।
४ दिशः श्रोत्रं भूत्वा कर्णौ प्राविशन् ।
५ ओषधिवनस्पतयो लोमानि भूत्वा त्वचं प्राविशन् ।
६ चंद्रमा मनो भूत्वा हृदयं प्राविशत् ।
७ मृत्युरपानो भूत्वा नाभिं प्राविशत् ।
८ आपो रेतो भूत्वा शिश्नं प्राविशन् ।
(ઐતરેય ઉપ. ૨।૪)

"(૧) અગ્નિ વક્તૃત્વનું ઇન્દ્રિય બની મોઢામાં પ્રવેશ્યો છે. (૨) વાયુ પ્રાણ બની નાકમાં સંચાર કરવા લાગ્યો. (૩) સુરજ દૃષ્ટિનું રૂપ ધારણ કરી આંખની સ્થાને વાસ્તવ્ય કરવા લાગ્યો. (૪) દિશાઓ સાંભળવાની શક્તિ બની કાનના સ્થાને રહેવા લાગી. (૫) ઔષધિ વનસ્પતિ વાળ બની ત્વચા (ચામડી)માં રહેવા લાગી. (૬) ચંદ્રમા મન બની હૃદયમાં પ્રવિષ્ટ થયો. (૭) મૃત્યુ અપાનનું રૂપ ધારણ કરી નાભિસ્થાનમાં રહેવા લાગ્યો. (૮) જલદેવતા વીર્ય બની શિશ્નમાં રહેવા લાગી."

આ ઐતરેય ઉપનિષદ્‌ના કથન મુજબ અગ્નિ, વાયુ, સૂરજ, દિશા, ઔષધિ, ચંદ્ર, મૃત્યુ, આપ (પાણી) આ આઠ દેવતાઓનો નિવાસ ઉપર કહેલા આઠ સ્થાનમાં થયો છે. વાચક આ ઉપરથી જાણી શકે છે, આ જ પ્રકારે બીજી દેવતાઓ જે બહાર દુનિયામાં છે અને જેમનું વર્ણન વેદમાં બધે જ છે, તેમના અંશ મનષ્યના શરીરમાં જુદા જુદા સ્થાનોમાં રહે છે. આ પ્રકારે આપણું શરીર બધી દેવતાઓનું દિવ્યસામ્રાજ્ય છે અને તેનો અધિષ્ઠાતા આત્મા છે. તેમજ તે જ આત્માની શક્તિ બધી દેવતાઓમાં પ્રવિષ્ટ થઇ કાર્ય કરે છે. તેનો અધિક વિચાર કરતાં પહેલાં અથર્વવેદના નીચેના મંત્રો જોવા જેવા છે—

१ दश साकमजायन्त देवा देवेभ्यः पुरा ।
यो वै तान्विद्यात् प्रत्यक्षं स वा अद्य महद्वदेत् ॥३॥
२ ये त आसन् दश जाता देवा देवेभ्यः पुरा ।
पुत्रेभ्यो लोकं दत्वा कस्मिंस्ते लोक आसते ॥१०॥
३ संसिचो नाम ते देवा ये संभारान्त्समभरन् ।
सर्वं संसिच्य मर्त्यं देवाः पुरुषमाविशन् ॥ १३ ॥
४ यदा त्वष्टा व्यतृणत् पिता त्वष्टुर्य उत्तरः ।
गृहं कृत्वा मर्त्यं देवाः पुरुषमाविशन् ॥ १८ ॥
५ अस्थि कृत्वा समिधं तदष्टापो असादयन् ।
रेतः कृत्वाऽऽज्यं देवाः पुरुषमाविशन् ॥ २९ ॥
६ या आपो याश्च देवता या विराड् ब्रह्मणा सह ।
शरीरं ब्रह्म प्राविशच्छरीरेऽधि प्रजापतिः ॥ ३० ॥
७ सूर्यश्चक्षुर्वातः प्राणः पुरुषस्य विभेजिरे ।
अथास्येतरमात्मानं देवाः प्रायच्छन्नग्नये ॥ ३१ ॥
८ तस्माद्वै विद्वान् पुरुषमिदं ब्रह्मेति मन्यते ।
सर्वा ह्यस्मिन् देवता गावो गोष्ठ इवासते ॥ ३२ ॥
(અથર્વ. ૧૧।૮)

"બધાથી પહેલાં (देवेभ्यः दश देवाः) દેવોથી દસ દેવ ઉત્પન્ન થયા. જે તેમને પ્રત્યક્ષ (विद्यात्) જાણશે તે (अद्य) આજે (महत् वदेत्) મહત્ બ્રહ્મના વિષયમાં કહેશે. (૨) જે પહેલા દેવોથી દસ દેવો થયા હતા, પુત્રોને સ્થાન આપી તે પોતે કયા લોકમાં રહેવા ગયા? (૩) સિંચન કરનારા તે દેવો છે જે બધી સામગ્રી એકત્રિત કરે છે. (देवाः) તે બધા દેવો (मर्त्यं) મરણધર્મી શરીરને સિંચિત કરી, પુરુષમાં પ્રવિષ્ટ થયા. (૪) જે

( त्वष्टुः पिता ) કારીગર જીવનો પિતા ( उत्तरः त्वष्टा ) અધિક સારો કારીગર છે. તે આ શરીરમાં કાણાં પાડે છે. ત્યારે મરણધર્મવાળું ( गृहं ) ઘર બનાવી બધા દેવો આ પુરુષમાં પ્રવિષ્ટ થાય છે. ( ૫ ) હાડકાઓની સમિધા બનાવી, રેતનું ઘી બનાવી , ( अष्ट आपः ) આઠ પ્રકારનો વારસો લઈ બધા દેવોએ પુરુષમાં પ્રવેશ કર્યો છે. ( ૬ ) જે આપ ( જળ ) તેમજ બીજી દેવતાઓ છે અને બ્રહ્મની સાથે વર્તમાન વિરાટ્ છે તે બધાની સાથે ( शरीरं प्राविशन् ) શરીરમાં પ્રવિષ્ટ થયો અને પ્રજાપતિ શરીરમા અધિષ્ઠાતા થયો. ( ૭ ) સૂરજ દૃષ્ટિ બન્યો, વાયુ પ્રાણ થયો અને આ દેવો આ પુરુષમાં રહેવા લાગ્યા. પછી તેના આત્માને દેવોએ અગ્નિને અર્પણ કર્યો. ( ૮ ) તેથી આ પુરુષને ( विद्वान् ) એટલે જાણનારો જ્ઞાની ( इदं ब्रह्म इति ) તેજ બ્રહ્મ છે એમ ( मन्यते ) માને છે. કારણ કે તેમાં બધી દેવતાઓ આ પ્રકારે ભેગી રહે છે. જે પ્રમાણે ગાયો કોઢમાં રહે છે.

આ મંત્રનું સ્પષ્ટ કહેવુ છે કે અગ્નિ, વાયુ વગેરે દેવતાઓ આ શરીરમાં નિવાસ કરે છે એટલે પ્રત્યેક દેવતાનો થોડો થોડો અંશ આ શરીરમાં વાસ્તવ્ય કરે છે. આ જ દેવોનું " અંશાવતરણ " છે જે આ પ્રકારે પોતાના શરીરમાં દેવતાઓના અંશને જાણે છે તેજ પોતાના આત્માની શક્તિ જાણી લે છે અને જે શરીરમાં રહેનારી દેવતાઓ સાથે પોતાના આત્માને જાણે છે તેજ પરમેષ્ઠી પરમાત્માને જાણે છે. આ વિષે નીચે લખેલ મંત્ર જુઓ—

ये पुरुषे ब्रह्म विदुः ते विदुः परमेष्ठिनम् ।
यो वेद परमेष्ठिनं यश्च वेद प्रजापतिम् ।
ज्येष्ठं ये ब्राह्मणं विदुस्ते स्कंभमनुसंविदुः ॥
( અથર્વ. ૧૦।૭।૧૭ )

" જે પુરુષમાં બ્રહ્મ જાણે છે, તે પરમેષ્ઠીને જાણે છે અને જે પ્રજાપતિને જાણે છે તેમજ જે ( ज्येष्ठ ब्राह्मणं ) શ્રેષ્ઠ બ્રહ્મને જાણે છે તે સ્કંભને સારી પ્રકારે જાણે છે. "

પોતાના શરીરની અંદર બ્રહ્મનો અનુભવ કરવાનું આ ફળ છે. પરમાત્માના સાક્ષાત્કારનો આ જ માર્ગ છે. માટે પોતાના શરીરમાં દેવતાઓના અંશનું જ્ઞાન પ્રાપ્ત કરી તે દેવતાઓનો અધિષ્ઠાતા જે એક આત્મા છે તેનો અનુભવ પ્રથમ કરવો જોઈએ. ઉપર આપેલા ઐતરેય ઉપનિષદ્ વચનમાં પ્રત્યેક દેવતાનું ભિન્ન ભિન્ન સ્થાન કહ્યું છે. તે તે સ્થાનમાં કહેલી દેવતાના અંશનું સ્થાન સમજવું જોઈએ.

બહારની સૃષ્ટીમાં અગ્નિ, વાયુ વગેરે દેવતા વિશાળ રૂપમાં રહે છે, તેમના અંશ પ્રત્યેક શરીરમાં આવી રહે છે અને આ પ્રકારે તે જીવાત્માનુ શરીર એ સામ્રાજ્ય બની જાય છે. અહીં એક એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આ દેવતાઓ મનની સાથે છે કે મન વિરહિત છે? આ પ્રશ્નનુ ઉત્તર બ્રહ્મચર્ય સૂક્તના મંત્રે આપ્યું છે કે " तस्मिन् देवाः समनसो भवन्ति " એટલે તે બ્રહ્મચારીમાં કહેલા બધા દેવો અનુકૂળ મન ધારણ કરી રહે છે. " આ મંત્રમાં ' संमनसः देवाः ' આ બે શબ્દો વિશેષ લક્ષપૂર્વક જોવા જેવા છે. તેમનો અર્થ જુઓ—

सं= મળેલા, અનુકૂળ; मनसः= મનથી યુક્ત.

देवा = અગ્નિ વગેરે દેવો તેમજ શરીરમાં નિવાસ કરનારા દેવતાઓના અંશ.

" જે બ્રહ્મચારી સૃષ્ટિની અંદર આવેલા અગ્નિ, વાયુ વગેરે વિશાળ દેવતાઓનું નિરીક્ષણ કરી તેમનું અનુકરણ કરી ઉપદેશ લે છે, તેમને અનુકૂળ બનાવી પોતે તેમને અનુકૂળ વ્યવહાર કરે છે, તે બ્રહ્મચારીની અંદર તે જ દેવો એટલે તેમના અંશ અનુકૂળ બની રહે છે. તાત્પર્ય તે બ્રહ્મચારીના મનની સાથે પોતાના મન મેળવી તે દેવો નિવાસ કરે છે. "

પ્રત્યેક ઇન્દ્રિયમાં એક એક દેવ છે અને તે દેવ આ બ્રહ્મચારીને અનુકૂળ બની રહે છે. આ બધાનું તાત્પર્ય બ્રહ્મચારીના બધા ઇન્દ્રિયોની શક્તિઓ તેની કાબુમાં રહે છે, એટલું જ નહિ પણ પ્રત્યેક દેવતાના ભિન્ન ભિન્ન મન પણ હોય છે. એટલે પ્રત્યેક ઇન્દ્રિયસ્થાનની તે તે દેવતાઓના અંશનું મન પણ ભિન્ન ભિન્ન હોય છે; આંખ, નાક, કાન, મુખ, હૃદય, નાભિ, શિશ્ન, હાથ, પગ વગેરે પ્રત્યેક ઇન્દ્રિય અને અવયવનું મન વિભિન્ન છે. પણ બધા મનો તે પોતાની કાબુમાં રાખનારા " જીવાત્માનું મુખ્ય મન " હોય છે. બ્રહ્મચર્યના નિયમાનુસાર પોતાનું આચરણ કરી બ્રહ્મચારી બને છે, તેના શરીરમાં નિવાસ કરનારી દેવતાઓના સંપૂર્ણ અંશ બ્રહ્મચારીના મનને અનુકૂળ પોતાનું મન ધારણ કરે છે. તેને અનુકૂળ જ પોતાનું કાર્ય કરવામાં તત્પર રહે છે. પણ જે

નિયમ છોડી વ્યવહાર કરે છે તે સ્વચ્છંદી માણુસની ઇન્દ્રિય-સ્થાનની દેવતાઓ પણ સ્વેચ્છાચારી હોય છે અને પ્રત્યેક ઇન્દ્રિય સ્વચ્છંદી હોવાથી અંતે તે મનુષ્યનો જ નાશ થાય છે. જેથી બ્રહ્મચારી માટે યોગ્ય તો એ છે કે તેણે નિયમાનુસાર આચરણ કરી ઇન્દ્રિયસ્થાનીય બધી દેવતાઓને પોતાની કાબુમાં રાખી તેમની પાસેથી પોતાને અનુકૂળ એવું કાર્ય કરાવે.

## દેવતાઓનું સામ્રાજ્ય

પોતાનું શરીર આ મુજબ "દેવતાઓનું સામ્રાજ્ય" સમજવું અને બધી દેવતાઓનો અધિષ્ઠાતા હું છું આ વિચાર પોતાના મનમાં દઢ કરવો જોઇએ. પોતાના મનની શક્તિ શરીરના પ્રત્યેક ઇન્દ્રિયમાં જઇ ત્યાં કેવું વિલક્ષણ કાર્ય કરે છે, તે વિચારપૂર્વક જોવાથી પોતાની આત્મશક્તિનો અનુભવ દરેકને પ્રાપ્ત થઇ શકે છે. આ અનુભવથી ઇન્દ્રિયશમન અને ઇન્દ્રિયદમન સાધ્ય થાય છે.

પ્રત્યેક ઇન્દ્રિય ભિન્ન દેવતાઓના અંશથી બન્યું છે. આ દેવતાઓમાં ભૂસ્થાનીય, અંતરિક્ષસ્થાનીય તેમજ દ્યુસ્થાનીય એમ દેવતાઓના ત્રણ વર્ગ છે. બધા-દેવતાઓના નિવાસ શરીરમાં છે, એમ કહેવાથી ઉપર કહેલા ત્રણ લોકનો નિવાસ આ શરીરમાં છે આ વાત સ્પષ્ટ થઈ ગઇ છે. કારણ કે ભૂલોક, ભુવર્લોક અને સ્વર્ગલોક આ ત્રણ સ્થાનમાં જ બધી દેવતાઓ રહે છે. જ્યારે આ ત્રણે લોકોનો એક એક પદાર્થનો અંશ શરીરમાં આવે છે, તો જાણે કે ત્રૈલોક્યનો જ થોડો અંશ લઇ આ માનવદેહ બનાવવામાં આવ્યો છે. આ વિષયનું સ્પષ્ટીકરણ નીચે આપેલા કોષ્ટક ઉપરથી થઇ શકશે.

આ પ્રકારે બહારના ત્રણલોકના અંશ શરીરમાં આવ્યા છે. તે કારણે કહેવામાં આવે છે કે, આ બ્રહ્મચારી ત્રૈલોક્યનો આધાર છે. જુઓ— "**स दाधार पृथिवीं दिवं च**" એટલે તે સંયમી બ્રહ્મચારી પૃથ્વી અને દ્યુલોક તેમજ તદન્તર્ગત વચમાં અંતરિક્ષલોકને પણ આધાર આપે છે. આ વાત નીચેના કોષ્ટક ઉપરથી હવે સ્પષ્ટ થઇ ગઇ છે. આ પ્રકારે મંત્રનો પ્રત્યેક ભાગ અનુભવની વાત જ બતાવી રહ્યો છે. અહીં કોઇ અલંકારની કલ્પના કરવાની આવશ્યકતા જ નથી પ્રત્યેક મનુષ્ય વિચારની દૃષ્ટિએ મંત્રમાં કહેલી વાતો પોતાનામાં જોઇ શકે છે. કેવળ કાલ્પનિક વાતો વેદમાં નથી.

## ત્રિલોકીનું કોષ્ટક

આત્મસ્થાનનું ત્રૈલોક્ય (સમષ્ટિ) — શરીરમાં ત્રૈલોક્ય (વ્યષ્ટિ)

| લોક | દેવતા | | મનુષ્યના ઇન્દ્રિય |
|---|---|---|---|
| સ્વર્ગલોક [ દ્યુલોક સ્વઃ ] | દ્યૌઃ<br>સૂરજ<br>દિશા<br>અગ્નિ | શિર | મસ્તક<br>આંખ<br>કાન<br>મુખ, વાગિન્દ્રિય |
| [ ભુવર્લોક અંતરિક્ષલોક ] ભુવઃ | ઇન્દ્ર<br>ચંદ્ર<br>વાયુ અને મરુત્ | ઉર, હૃદય-છાતી | આત્મા<br>મન<br>મુખ્ય અને ગૌણ પ્રાણ |
| ભૂલોક [ પૃથિવીલોક ભૂઃ ] | મૃત્યુ<br>આપ, જલ<br>ભૂમિ | નાભિ, શિશ્ન, પગ | અપાન<br>રેત, વીર્ય<br>પગ |

પ્રત્યક્ષ થનારી વાતો જ વેદમાં વર્ણન કરેલી છે. પણ તે પ્રત્યક્ષ જોવાની રીતે જ જોવી જોઇએ. જે રીતે અહીં બતાવી છે, તેથી દરેક મનુષ્ય પોતાની અંદર જ મંત્રોમાં કહેલી વાતો પ્રત્યક્ષ જોઇ શકે છે.

હવે મંત્રનો અંતિમ ભાગ રહ્યો છે. તે એ છે કે ' **स आचार्यं तपसा पिपर्ति** ' એટલે ઉપર વર્ણવેલો " બ્રહ્મચારી પોતાના તપથી પોતાના આચાર્યનું પાલન અને પૂર્ણત્વ કરે છે. જે તપ બ્રહ્મચારીએ કરવાનું છે તેનું સ્વરૂપ મંત્રના ત્રણ ચરણોમાં કહ્યું જ છે. સૃષ્ટિના અગ્નિ વગેરે દેવતાઓનું નિરીક્ષણ કરવું, તેમને પોતાને અનુકૂળ બનાવવા, તેમના અનુકૂળ પોતાના વ્યવહાર કરવા તેમજ પોતાના શરીરમાં જે તેમના અંશ રહે છે તેમને પોતાના મનને અનુકૂળ ચલાવવા, આ બધું તપ જ છે, આ પ્રકારનું તપ જે બ્રહ્મચારી કરે છે, તે જ આચાર્યને પરિપૂર્ણ બનાવે છે, એટલે નિયમ વિરુદ્ધ આચરણ કરનારો વિદ્યાર્થી ગુરુજીની પૂર્ણતા તો શાની કરે પણ તે તેમનામાં ન્યૂનતા ઉત્પન્ન કરે છે, આ વાત સ્પષ્ટ છે.

ઉપરના મંત્ર ભાગમાં " **पिपर्ति** " પદ છે. તેનો અર્થ " ( ૧ ) પાલન કરે છે અને ( ૨ ) પરિપૂર્ણ કરે છે " આ છે. તાત્પર્ય એમ કે આચાર્યના પાલન પોષણનો ભાર વિદ્યાર્થીઓ ઉપર ( અથવા વિદ્યાર્થીઓના પાલકો ઉપર ) હોય છે. તેમજ આચાર્યની ઇચ્છા પૂર્ણ કરવાનો ભાર પણ વિદ્યાર્થીઓ ઉપર રહે છે.

બીજા મંત્રમાં કહ્યું છે કે દેવ, પિતર, ગંધર્વ અને મનુષ્ય આ ચારે વર્ણોના લોક બ્રહ્મચારીનું અનુકરણ કરે છે. આ મંત્રનું પહેલું કથન છે. બ્રહ્મચારી જેવું આચરણ કરે તેવો જ વ્યવહાર બીજા લોકો કરવા લાગે છે. આ વાત બ્રહ્મચારીએ અવશ્ય ધ્યાનમાં રાખવી જોઇએ. આથી બ્રહ્મચારી ઉપર એક જાતની ખરેખર જવાબદારી છે. જો કોઇ દોષ બ્રહ્મચારીના આચરણમાં થાય તો તેનું અનુકરણ બીજા લોકો કરશે, વિશેષતઃ ગુણો કરતાં દોષોનું અનુકરણ વધારે થાય છે. શ્રેષ્ઠ મનુષ્ય જેવું આચરણ કરે છે તેનું બીજા લોકો વર્તે છે, એમ કહેવાય છે. પણ આ નિયમ સદાચારના અનુકરણ કરતા દુરાચારના અનુકરણ બાબતે વધારે સાચો પ્રત્યક્ષમાં જોવાય છે. જો કોઇ મોટો માણસ સારું આચરણ કરે છે તે અનુસાર સામાન્ય માનવી સારું આચરણ કરશે એ વાત નક્કી નહિ, પરંતુ જો કોઇ મોટો માણસ ખરાબ કામ કરે તો ઘણા ભાગે તેનું અનુકરણ બીજા લોકો કરવા લાગશે. માટે મોટા માણસોએ પોતાનું આચરણ વિચારપૂર્વક શુદ્ધ રાખવું. આ જવાબદારી બ્રહ્મચારી ઉપર પણ રહે છે. કારણ કે પોત-પોતાના સ્થાન ઉપર બ્રહ્મચારીની પ્રશંસા થશે, ત્યાંના મોટા મોટા લોકો તેને જોઇ તેના જેવા બનવાનો પ્રયાસ કરશે. જે બહારથી વિદ્યા મેળવી આવે છે તેના ઉપર આ જાતની જવાબદારી હોય છે. માટે નવશિક્ષિતોએ પોતાની જવાબદારી સમજી વ્યવહાર કરવો તે સારું.

પ્રત્યેક પ્રાણીમાત્રમાં જે ચાર વર્ણો છે તે બ્રહ્મચારીના દેહમાં પણ છે. એટલે તેના દેહમાં ચાર વર્ણ એક બીજાની સાથે મળીને રહે છે, એક બીજાને અનુકૂળ બની રહે છે. શરીરની અંદરનું જ્ઞાન ગ્રહણ કરી જ્ઞાનસંચય કરનારા જે ભાગ છે તેમને દેવ અથવા બ્રાહ્મણ માનો, દેહમાં વિરોધી દોષોને દૂર કરનારા જે સંરક્ષક વિભાગ છે તેમને ક્ષત્રિય સમજવું, જે પોષક અંશ છે તેમને વૈશ્ય કહેવું અને જે સ્થૂલ ભારવાહક અંશ હશે તેમને શૂદ્ર કહો. શરીરમાં મગજ બ્રાહ્મણ છે, વીર્ય ક્ષત્રિય છે, રસ વૈશ્ય છે અને હાડકાં શૂદ્ર છે. તમને યોગ્ય લાગે તો તમે તેમના માટે બીજા શબ્દો પણ વાપરી શકો છો. અહીં તો ફક્ત કહ્યું છે તેનો ભાવ ધ્યાનમાં લેવો જોઇએ. ચાતુર્વર્ણ્યના ચાર શબ્દો જે આ મંત્રમાં આવ્યા છે તે ગુણ, કર્મ તેમજ ભાવબોધક પણ છે.

મંત્રમાં કહ્યું છે કે દેવ, પિતર, ગંધર્વ અને દેવજન, આ બધા બ્રહ્મચારીને અનુકૂળ બની ચાલે છે. એટલે અનુકૂળ બની પોતપોતાના વ્યવહાર કરે છે. આ જેટલું બાહ્યસમાજ-માં સત્ય છે તેથી કેટલાએ ગણું વધારે શરીરના શક્તિકેન્દ્રોની અંદર સાચું છે. શરીરના હાડકાં–રસ–વીર્ય–મજ્જા વગેરે મૂળભૂત આધારતત્ત્વ બ્રહ્મચારીને અનુકૂળ બની રહે છે. બ્રહ્મચારીના શરીરની બધી શક્તિઓ તેની અનુકૂળ રહે છે, કારણ કે તે સંયમી પુરુષ હોય છે. શરીરમાં અંગો, અવયવ, ઇંદ્રિયો અને તત્ત્વોનો ચાતુર્વર્ણ્ય છે, તે બધા તેને અનુકૂળ બને છે. આ વાત હવે પાઠકોના ધ્યાનમાં આવી ગઇ હશે. ઉપર મુજબ વિચાર કરવાથી વૈદિકજ્ઞાનનો પ્રકાશ વાચકોના મનમાં પડી શકે છે અને વૈદિકવિચારની સૂક્ષ્મતા પણ જાણી શકાય છે.

## ત્રણ અને ત્રીસ દેવો

અગ્નિ, વાયુ, ઇંદ્ર વગેરે બાહ્ય દેવતાઓમાં ચાતુર્વર્ણ્ય છે, એટલું ફક્ત કહેવાથી શરીરની અંદર દેવતાંશમાં ચાતુર્વર્ણ્ય છે આ વાત સિદ્ધ થઇ ગઇ છે, કારણ કે સંપૂર્ણ દેવતાઓના અંશ પોતાના શરીરમાં વિદ્યમાન છે. એટલે જે તેમના ગુણધર્મ બહાર છે, તેજ અંદર છે તેમાં વિવાદ હોઇ શકે જ નહિ. હવે આ દેવતાઓની સંખ્યા કેટલી છે તેનું ઉત્તર આ મંત્રમાં નીચે મુજબ આપ્યું છે —

| | | |
|---|---|---|
| त्रय | — ત્રણ | ૩ |
| त्रिंशत् | — ત્રીસ | ૩૦ |
| त्रिशता | — ત્રણસો | ૩૦૦ |
| षट् सहस्राः | — ૭ હજાર | ૬૦૦૦ |

પ્રથમ મંત્રના સ્પષ્ટીકરણના કોષ્ટકમાં બતાવ્યું છે કે નાભીથી નીચેનો ભાગ પૃથિવીસ્થાનીય, નાભીથી ગળા સુધીનો ભાગ અંતરિક્ષસ્થાનીય અને માથું દ્યુસ્થાનીય છે એટલે શરીરની અંદરના આ ત્રણ સ્થાનોમાં બહારના ત્રણ સ્થાનોમાં રહેનારા બધા દેવો છે વેદમાં બીજે પણ કહ્યું છે કે, પ્રત્યેક સ્થાનમાં અગિયાર અગિયાર દેવતાઓ રહે છે, તેમાં પણ દસ ગૌણ અને એક મુખ્ય છે

માથામાં મગજ છે તેની દેવતા સૂરજ છે, હૃદયમાં મન અને તેની દેવતા ચંદ્ર અથવા ઇંદ્ર છે, તેમજ જઠરમાં અગ્નિ દેવતા છે. આ પ્રકારે ત્રણે સ્થાનોમાં આ ત્રણ દેવતાઓ મુખ્ય છે પ્રત્યેક દેવતાના આધીન દસ ગૌણ દેવતાઓ છે. ત્રણ મુખ્ય અને ત્રીસ ગૌણ મળી તેત્રીસ દેવતા હોય છે. પ્રત્યેક દેવતા એક એક અંગમાં રહે છે, એટલે ૩૩ દેવતાઓના આધીન ૩૩ અંગો છે આ ભાવ બતાવનારા નીચેના મંત્રો જુઓ—

(१) यस्य त्रयस्त्रिंशद्देवा अंगे सर्वे समाहिता ॥ १३ ॥

(२) यस्य त्रयस्त्रिंशद्देवा अंगे गात्रा विभेजिरे।
तान्वै त्रयस्त्रिंशद्देवानेके ब्रह्मविदो विदु: ॥ २७ ॥

(३) यस्य त्रयस्त्रिंशद्देवा निधिं रक्षन्ति सर्वदा ॥
निधिं तमद्य को वेद यं देवा अभिरक्षथ ॥२३॥
(અથર્વ. ૧૦।૭)

"(૧) જેના અંગમાં તેત્રીસ દેવો રહે છે. (૨) જેના અંગોના ગાત્રમાં તેત્રીસ દેવો વિશેષ સેવા કરે છે, તે તેત્રીસ દેવોને બ્રહ્મજ્ઞાની પુરુષ જ કેવળ જાણે છે. (૩) તેત્રીસ દેવ જેના ખજાનાનું સર્વદા રક્ષણ કરે છે, તે નિધિને આજે કોણ જાણે છે?"

આ વર્ણન પરમાત્મામાં પૂર્ણરૂપથી અને જીવાત્મામાં અંશરૂપથી લાગુ પડે છે, કારણ કે આ વાત પૂર્વસ્થળમાં કહી છે કે, અગ્નિ, ઇંદ્ર અને સૂરજ વગેરે દેવતા પૂર્ણરૂપે પરમાત્માની સાથે દુનિયામાં છે અને અંશરૂપે જીવાત્માની સાથે શરીરમાં છે પરમાત્માનું વ્યાપકત્વ અને મહત્ત્વ તેમજ જીવાત્માનું અવ્યાપકત્વ અને અણુત્વ છોડી દઇએ તો તત્ત્વરૂપે બંનેનું વર્ણન એક જેવું જ હોય છે વેદમાં આ પ્રકારનું વર્ણન હજારો ઠેકાણે આવેલું છે

ત્રણ અને ત્રીસ દેવોનું આ સ્વરૂપ છે આ તેત્રીસ દેવો મેરુ પર્વતમાં રહે છે "મેરુપર્વત" પૃષ્ઠવંશ જ છે, જેને મેરુદંડ કહેવામાં પણ આવે છે આ પૃષ્ઠવંશમાં નાનાં નાનાં હાડકાં એકની ઉપર બીજું એમ લાગેલા છે અને વચ્ચે સાંધામાં એક ગાંઠ છે ત્યાં ગાંઠમાં આ દેવતાઓનું સ્થાન છે યોગમાં જે 'ગ્રંથિભેદન'નું મહાત્મ્ય વર્ણવ્યું છે તે ગ્રંથિઓ આ જ છે પ્રાણાયામાદિ સાધનો વડે પ્રાણને તેમનામાંથી લઇ જવો પડે છે યોગસાધનમાં આ પ્રત્યેક સ્થાનનું અત્યંત મહત્ત્વ હોય છે આ બધી દેવતાઓની ગ્રંથીઓમાંથી પસાર થઇ મેરુપર્વત અથવા મેરુદંડના બધાથી ઉપરના ભાગમાં, મગજની વચ્ચોવચ જ્યારે આત્માની સાથે પ્રાણ પહોંચે છે ત્યારે તે સ્થિતિને "બ્રહ્મલોકની પ્રાપ્તિ" કહે છે.

આ તેત્રીસ દેવતાઓ અથવા ત્રણ અને ત્રીસ દેવતાઓ બ્રહ્મચારીના તાબામાં હોય છે કારણ કે બ્રહ્મચર્યાશ્રમમાં વીર્યરક્ષણ વડે યોગાભ્યાસ કરી આ બધાને સ્વાધીન રાખવાનું જ હોય છે તેથી જ આ બ્રહ્મચર્ય-સૂક્તમાં ફરી ફરી કહ્યું છે કે આ બધા દેવો બ્રહ્મચારીને અનુકૂળ રહે છે. બ્રહ્મચારી આ બધા દેવોને પૂર્ણ તૃપ્ત અને સ્વાધીન કરે છે. પૂર્ણ કરવાનું તાત્પર્ય પ્રાણ ભરવા અને પૂર્ણ વિકસિત કરવું એ જ છે.

ઉપર કહેલાં તેત્રીસ દેવોથી જુદા (त्रिशता) ત્રણસો દેવ છે ત્રણ સ્થાનમાં સો સો મળી ત્રણસો થાય છે મગજ સ્થાનમાં સો, હૃદયના સ્થાનમાં સો અને નાભીના સ્થાનમાં

સો, આ પ્રકારે ' શિવજીના ત્રિ-શત ગણ ' હોય છે સાથે સાથે ( ષટ્ સહસ્રા ) ૭ હજાર પણ હોય છે. પૃષ્ઠવંશની સાથે ૭ ચક્રો છે ( ૧ ) ગુદાસ્થાનમાં મૂલાધાર ચક્ર ( ૨ ) નાભી સ્થાન પાસે સ્વાધિષ્ઠાન ચક્ર અને ( ૩ ) મણિપૂરકચક્ર, ( ૪ ) હૃદય સ્થાનની પાસે અનાહત ચક્ર, ( ૫ ) કંઠસ્થાનમાં વિશુદ્ધિ ચક્ર અને ( ૬ ) બન્ને ભ્રોવોની વચ્ચે આજ્ઞા ચક્ર છે પ્રત્યેક ચક્રમાં સહસ્ર શક્તિઓના અંશ કેન્દ્રિત થએલા છે. આ પ્રકારે ૭ સ્થાનમાં ૭ હજાર શક્તિઓ વિભક્ત થએલી છે અહીં ' ત્રણસો " અને ' ૭ હજાર ' આ સંખ્યા ગણત્રીની અથવા પુષ્કળતા બતાવનારી પણ છે એમ મનાય આ વિષે મને પોતાને કંઇ ખાસ જ્ઞાન નથી અનુભવી યોગી તે વિષે કહી શકે છે તેથી તે વિષે વધારે લખવું યોગ્ય ન ગણાય

આ દેવતાઓની સંખ્યા વેદ અને બ્રાહ્મણોમાં ત્રણ તેત્રીસ, ત્રણસો ત્રીસ, આ પ્રકારે વધારેલી છે હજારે, લાખો, કરોડો સુધી આ ગણત્રી ગએલી છે મગજ એ મજ્જા તંતુઓનું મુખ્ય કેંદ્ર છે તેના આધીન મસ્તક, હૃદય અને નાભિ આ ત્રણ સ્થાન છે, પ્રત્યેક સ્થાનમાં દસ દસ ગૌણ વિભાગ મળી ત્રીસ અને સૂક્ષ્મસોમો વિભાગ મળી ત્રણસો, આ પ્રમાણે ગણિત સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિભાગ થયા છે તેમને કરોડોમાં અથવા લાખોમાં વિભક્ત કરવા એ કેવળ કલ્પનાથી જ બની શકે એમ છે પ્રત્યક્ષ ગણત્રી કદાચ ન પણ થઇ શકે પણ આ વિષયમાં સત્યાસત્ય નિર્ણય વિશેષ અધિકારી પુરુષ જ કરી શકે છે

આ પ્રકારે ( ૧ ) ત્રણ, ( ૨ ) ત્રીસ, ( ૩ ) ત્રણસો અને ( ૪ ) ૭ હજાર દેવતાઓનું સ્વરૂપ સ્થાન અને માહાત્મ્ય છે બ્રહ્મચારીના આધીન આ બધા દેવો રહે છે. જે બ્રહ્મચર્યનું પાલન કરી શકતો નથી તેમજ યોગાદિ સાધન નથી કરતો તેના આધીન આ દેવો રહી શકતા નથી જ્યારે આ દેવો સ્વાધીન નહિ રહેતાં, સ્વેચ્છાએ પોતાના વ્યવહાર કરવા લાગે છે ત્યાં મોટી ભયાનક અવસ્થા નિર્માણ થાય છે પ્રત્યેક ઇંદ્રિય સ્વતંત્ર બનવાથી મનુષ્યની કેટલી અવનતિ થઇ શકે છે તેની કલ્પના વાચક પોતે કરી શકે છે

બ્રહ્મચર્ય, વીર્યરક્ષણ સારા ગ્રંથો વાંચવા, સત્સમાગમ, સારા વિચારો ધારણ કરવા, યમનિયમ, ઇશ્વરોપાસના વગેરે બધા સાધનોથી એજ કરવું છે કે, પોતાના શરીરમાં રહેલી દેવતાઓના અંશ પોતાના આધીન બની જાય એટલે પોતાની અંદરની સંપૂર્ણ શક્તિઓ સ્વાધીન બની આત્માની શક્તિ પૂર્ણતાથી વિકસિત થઇ જશે

આ પ્રકારે બ્રહ્મચર્યની પરમસિદ્ધિનું વર્ણન આ મંત્રમાં કર્યું છે વાચક આ મંત્રના અર્થની વધારે શોધ કરે અને શક્ય તેટલા પ્રયત્ન કરી આ દૃષ્ટિએ પોતાની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરે

પછી ત્રીજા મંત્રમાં બ્રહ્મચર્યાશ્રમમાં કરવા યોગ્ય " ત્રણ પ્રકારના અજ્ઞાનોનું નિવારણ ' બતાવ્યું છે સાધારણ મનુષ્ય ત્રણ અજ્ઞાનરૂપી અંધેરામાં રહે છે, તે ત્રણે અજ્ઞાનોનું નિરાકરણ કરવું અને ત્રણે જ્ઞાનોની પ્રાપ્તિ કરવી આ કામ આ આશ્રમમાં થાય છે.

## ગુરુશિષ્ય-સંબંધ

આ ત્રીજા મંત્રના પહેલા અર્થ ભાગમાં કહ્યું છે કે " જ્યારે આચાર્ય બ્રહ્મચારીને શિષ્ય ગણીને પોતાની પાસે રાખી લે છે ત્યારે તે તેને પોતાની અંદર કરી લે છે " અહીં અંદર કરવાનો કેવળ તાત્પર્યાર્થ કેવળ પોતાના પરિવારમાં અથવા કુળમાં તેને સંમિલિત કરે છે એટલો જ નથી પણ તે વિદ્યાર્થીને પોતાના હૃદયમાં રાખે છે એવો ભાવ છે હૃદયમાં અથવા પોતાના ગર્ભમાં રાખવાનો અર્થ એમ છે કે તેનાથી કંઇ છુપાઇને રાખવું નહિ જેનો પ્રવેશ પોતાના ઘરમાં અથવા પરિવારમાં હોય છે તેનાથી કોઇ વાત છુપાવી રખાતી નથી પરંતુ આ બ્રહ્મચારીનો પ્રવેશ તો અંદરના ગર્ભમાં હોય છે માટે હૃદયની કોઇ પણ વાત તેનાથી છુપી રહેતી નથી આજ છે ગુરુ શિષ્યનો સંબંધ ગુરુએ પોતાના શિષ્યથી કોઇ વાત છળ-કપટથી છુપાવી દૂર સંતાડી રાખવી નહિ, જે વિદ્યા પોતે પ્રાપ્ત કરી છે તે પૂર્ણ રીતે શિષ્યને ભણાવવી તેમજ શિષ્યે પણ આચાર્યના પેટમાં રહીને તે ગુરુને કોઇ પણ પ્રકારના કષ્ટ આપવા નહિ

## ત્રણ રાત્રિનો નિવાસ

આ મંત્રનું બીજું કહેવું છે કે " આચાર્ય પોતાના પેટમાં તે બ્રહ્મચારીને ત્રણ રાત સુધી ધારણ કરે છે " ઉદરમાં બ્રહ્મચારીને ધારણ કરવાનો અર્થ ઉપર બતાવ્યો છે. અહીં ત્રણ રાત્રીનો શું અર્થ થાય તે જોવાનું છે " ત્રણ દિવસ " એમ કહ્યું નથી, પરંતુ " तिस्रः रात्री " ( ત્રણ રાત ) એમ કહ્યું છે રાત્રી શબ્દ અંધેરાનો ભાવ

બતાવે છે અને અંધારૂં અજ્ઞાનનું બોધક છે તે વાતો સ્પષ્ટ છે. એટલે ત્રણ રાત્રીઓનું તાત્પર્ય ત્રણ પ્રકારનું અજ્ઞાન છે, તે માટે ત્રણ રાત્રિ ગુરુની પાસે રહેવાનો આશય હવે સ્પષ્ટ થશે કે ત્રણ પ્રકારનું અજ્ઞાન દૂર થતાં સુધી ગુરુની પાસે વાસ્તવ્ય કરવું. એક અજ્ઞાન સ્થૂલ-સૂક્ષ્મ સૃષ્ટિવિષયક હોય છે, બીજું અજ્ઞાન આત્માના વિષયમાં હોય છે અને ત્રીજું આત્મા અનાત્માના સંબંધના વિષયક અજ્ઞાન હોય છે. આ ત્રણે અજ્ઞાનોને દૂર કરવા એજ વિદ્યાધ્યયનનો ઉદ્દેશ છે. ઉપર કહેલા ત્રણ પ્રકારના ગાઢ અજ્ઞાન અંધેરાની રાતમાં જીવ સૂતો હોય છે. આચાર્ય કૃપાથી જ્ઞાન સૂરજનો ઉદય થવાના કારણે તે પ્રબુદ્ધ શિષ્ય રાતનો સમય વ્યતીત કરી સ્વચ્છ અને પવિત્ર પ્રકાશમાં આવે છે.

આ ત્રણ રાત્રીનો વિષય કઠોપનિષદ્‌માં પણ આવ્યો છે. વાચકોએ તે ત્યાં વિસ્તારપૂર્વક જોવો. અહીં તેનું થોડું દિગ્દર્શન કરવામાં આવે છે.

**तिस्रो रात्रीर्यदवात्सीर्गृहे मेऽनश्नन् ब्रह्मन् अतिथिर्नमस्यः । ( કઠ ઉ૦ ૧૯ )**

યમ નચિકેતાને કહે છે કે " તું નમસ્કાર કરવા યોગ્ય બ્રાહ્મણ અતિથિ મારા ઘરમાં ત્રણ રાત્રી રહ્યો છે. " માટે—

**त्रीन् वरान् वृणीष्व । ( કઠ૦ ૧૯ )**

" ત્રણ વર પ્રાપ્ત કર. " ત્યાર પછી નચિકેતાએ ત્રણ વર માગી લીધા. ઉત્તરમાં મહારાજ યમે (૧) આત્મવિદ્યા, (૨) જગત્‌વિદ્યા અને આ બંનેનો સંબંધ બતાવનારી (૩) કર્મવિદ્યા પણ બતાવી છે. આ ઉપનિષદ્‌માં નચિકેતાને વિદ્યા આપનારા ગુરુનું નામ " યમ " છે. આ બ્રહ્મચર્ય સૂક્તના ૧૪ મા મંત્રમાં પણ " **आचार्यो मृत्युः** " એટલે આચાર્ય મૃત્યુ છે એમ સ્પષ્ટ કહ્યું છે. તેથી પ્રતીત થાય છે કે આ બ્રહ્મચર્ય સૂક્તની સાથે કઠોપનિષદ્‌નો સંબંધ છે અને કઠોપનિષદ્‌ની કથાનું સ્પષ્ટીકરણ બ્રહ્મચર્ય સૂક્તના સ્પષ્ટીકરણથી થવાનો સંભવ છે. તેનો વિચાર પાઠકો કરે.

મંત્રનું ત્રીજું કથન છે કે, " જ્યારે તે બ્રહ્મચારી જન્મ લઇ ગુરુના ઉદરથી બહાર આવે છે ત્યારે તેને જોવા માટે બધા વિદ્વાનો ભેગા મળે છે. " ઉપર કહ્યા મુજબ ત્રણ રાત્રી પુરી થતાં સુધી એટલે ત્રણ પ્રકારનું અજ્ઞાન દૂર થતાં સુધી બ્રહ્મચારી ગુરુની પાસે રહે છે અથવા ગુરુના આધીન રહે છે. જ્યારે ત્રણ પ્રકારનું અજ્ઞાન દૂર થઇ જાય છે ત્યારે તે સ્વતંત્રતાથી દુનિયામાં સંચાર કરવા યોગ્ય થાય છે. મંત્રના આખરી ચરણમાં " **जातं** " શબ્દ છે. તેનો અર્થ " જેણે જન્મ લીધો છે " એવો થાય છે. ગુરુ પિતા અને વિદ્યા માતા છે. આ વિદ્યારૂપી માતાથી આ વખતે જન્મ થાય છે. આ બીજો જન્મ છે. તે વિષે કહ્યું છે—

**स हि विद्यातस्तं जनयति । तच्छ्रेष्ठं जन्म । शरीरमेव मातापितरौ जनयतः ॥**

( આપ૦ ધ૦ સૂ. ૧।૧।૧૫ થી ૧૭ )

" તે આચાર્ય વિદ્યાર્થીને બ્રહ્મચારીને ઉત્પન્ન કરે છે, આ શ્રેષ્ઠ જન્મ છે માતા પિતા કેવળ શરીર ઉત્પન્ન કરે છે. " આ પ્રકારે આચાર્ય વડે જે દ્વિતીય જન્મ થાય છે તે શ્રેષ્ઠ જન્મ છે. આ જન્મને પ્રાપ્ત કરવાથી જ દ્વિજ બને છે. દ્વિજ બનવાથી સર્વત્ર સન્માન થવો યોગ્ય જ છે. ગુરુકુળમાંથી આ પ્રકારે દ્વિજ બન્યા પછી સ્નાતક જ્યારે પોતાના ઘરે પાછો ફરે છે ત્યારે ત્યાંના સગાસંબંધી લોકો તેનો ત્યાં મોટો સન્માન કરે છે.

આ ચતુર્થ મંત્રમાં પૃથ્વીની પ્રથમ સમિધાથી ' ભોગ ' અને દ્યુલોકની બીજી સમિધાથી ' જ્ઞાન ' નું તાત્પર્ય અહીં અભીષ્ટ છે. જ્ઞાન અને ભોગ આ બંને સમિધાઓ દ્વારા અંતરિક્ષસ્થાનીય હૃદયની સંતુષ્ટતા અને પરિપૂર્ણતા કરવી એ બ્રહ્મચર્યનો ઉદ્દેશ છે. આ મંત્રમાં ' પૃથ્વી, અંતરિક્ષ અને દ્યૌ ' આ ત્રણ શબ્દો બાહ્ય લોકોના વાચક નથી. કારણ કે દ્યુલોક તો તેને અપ્રાપ્ય જ છે. તે જ કારણે પોતાની અંદરના સ્થાનોનો ભાવ જ અહીં લેવો ઉચિત છે. બધી કેળવણીની પરંપરા હૃદયની શુદ્ધતા માટે જ હોવી જોઇએ. કેવળ ભોગની સમૃદ્ધિ અથવા કેવળ જ્ઞાનની સમૃદ્ધિ થવાથી પણ કાર્ય થઇ શકતું નથી. કેવળ ઉદર પોષણ અથવા કેવળ ગ્રંથાવલોકન થવાથી કાર્ય ભાગ થઇ શકતો નથી, પણ જ્યારે હૃદયની શુદ્ધિ, પવિત્રતા અને નિર્મલતા થશે, ત્યારે જીવનોદ્દેશની પૂર્તિ થશે. આ ઉદ્દેશની સ્પષ્ટતા કરવા માટે આ મંત્ર છે. ભૂમિના લોક અને દ્યુલોકનું જ્ઞાન આ બંનેનો ઉપયોગ અંતઃકરણની શુદ્ધિ કરવાના માટે જ હોવો જોઇએ. દુનિયામાં શાંતિ સ્થાપન થવાનું તે જ એક સાધન છે. સાધારણ લોક કેવળ જ્ઞાનવિજ્ઞાનનો પ્રચાર કરે છે અથવા ભોગ વધારવામાં પ્રવૃત્ત બને છે; પણ વેદ અહીં બધાને

સાવધાન કરે છે અને સ્પષ્ટતાથી કહે છે કે, " ભોગ અને દાન કું " સમર્પણ જ્યારે હૃદયની પૂર્ણતા માટે થશે ત્યારે જ માનવજાતિની સાચી ઉન્નતિ થઈ શકે છે આ મંત્રભાગથી વાચકો ઘણો બોધ લઈ શકે છે

## શ્રમનું તત્વજ્ઞાન

હવે પછીના મંત્રભાગમાં કહ્યું છે કે, " બ્રહ્મચારી પોતાની સમિધા, મેખલા, પરિશ્રમ અને તપથી બધા લોકોને આશરો આપે છે " સમિધા શબ્દનો અર્થ પહેલા કહ્યો છે 'મેખલા' શબ્દ કટિબદ્ધ થવાની સૂચના આપે છે જનતાના હિતનું કાર્ય તેમજ બધાની ઉન્નતિનું કાર્ય કરવા માટે અને પોતાના અભ્યુદય નિઃશ્રેયસનું સાધન કરવા માટે બ્રહ્મચારીએ હમેશા 'કટિબદ્ધ' રહેવું જોઈએ 'શ્રમ' નું તાત્પર્ય પરિશ્રમ-કષ્ટ છે. બધા પ્રકારના પુરુષાર્થ સાધ્ય કરવા એ પરિશ્રમથી જ બની શકે છે વેદમાં કહ્યું છે કે—

न ऋते श्रांतस्य सख्याय देवाः । ( ઋ ૪।૩૩।૧૧ )

" શ્રમ કર્યા વગર દેવો મદદ કરતા નથી " તેમજ ઐતરેય બ્રાહ્મણમાં કહ્યું છે કે—

नाऽनाश्रांताय श्रीरस्ति । पापो नृषद्वरो जन इन्द्र
इच्चरत सखा । चरैवेति चरैवेति ॥ १ ॥
पुष्पिण्यौ चरतो जंघे भूष्णुरात्मा फलग्रहिः ।
शेरे अस्य सर्वे पाप्मानः श्रमेण प्रपथे हताः ।
चरैवेति चरैवेति ॥ २ ॥
आस्ते भग आसीनस्योर्ध्वास्तिष्ठति तिष्ठतः ।
शेते निपद्यमानस्य चराति चरतो भग
चरैवेति चरैवेति ॥ ३ ॥
कलिः शयानो भवति संजिहानस्तु द्वापरः ।
उत्तिष्ठंस्त्रेता भवति कृतं संपद्यते चरन् ॥
चरैवेति चरैवेति ॥ ४ ॥
चरन्वै मधु विन्दति चरन् स्वादुमुदुम्बरम् ।
सूर्यस्य पश्य श्रेमाणं यो न तन्द्रयते चरन् ॥
चरैवेति चरैवेति ॥ ५ ॥    ( ઐત૦ બ્રા૦ ૭।૧૫ )

"( ૧ ) શ્રમ કર્યા વગર શ્રીની પ્રાપ્તિ થતી નથી સુસ્ત મનુષ્ય પાપી છે પુરુષાર્થ કરનારાનો મિત્ર ઈશ્વર છે માટે પ્રયત્ન કરો, પુરુષાર્થ કરો ( ૨ ) જે ચાલે છે તેની સાથળ પુષ્ટ બને છે ફળ મળતાં સુધી પ્રયત્ન કરનારો આત્મા પ્રગતિ કરે છે અને પ્રયત્ન કરનારાના પાપ માર્ગમાં મટી જાય છે માટે પ્રયત્ન કરો અને શ્રમ કરો ( ૩ ) જે બેસે છે, તેનું દૈવ બેસે છે, જે ઉભો છે તેનું દૈવ ઉભું રહે છે, જે સુઈ જાય છે તેનું દૈવ પણ આડું પડે છે તેમજ જે ચાલે છે તેનું દૈવ પણ પ્રગતિ કરે છે. માટે પ્રયત્ન કરો, પરિશ્રમ કરો ( ૪ ) સુઈ જવું તે કલિયુગ, આળસ છોડવો તે દ્વાપર યુગ, ઉઠી ઉભું રહેવું તે ત્રેતાયુગ અને પુરુષાર્થ કરવો તે કૃતયુગ છે. માટે પુરુષાર્થ કરો ( ૫ ) મધમાખી ફરે છે તેથી મધ ભેગો કરી શકે છે. પક્ષી ફરે છે તેથીજ મીઠાં ફળ પ્રાપ્ત કરે છે સૂરજની શોભા છે તેના નિરાલસ ફરવાના કારણે જ છે. માટે પ્રયત્ન કરો, પરિશ્રમ કરો "

આ પ્રકારે પરિશ્રમ કરવાનો ઉપદેશ બ્રાહ્મણગ્રંથકાર કરે છે દરેક માણસે આ ઉપદેશ સ્મરણ રાખવા લાયક છે તેમજ—

श्रमयुवः पदव्यो धियधास्तस्थुः पदे परमे चार्वग्नेः ॥    ( ઋ ૧।૭૨।૨ )

"( श्रम-युवः ) પરિશ્રમ કરનારા ( पद-व्यः ) માર્ગ ઉપર ચાલનારા, ( धिय-धाः ) ધારણાવતી બુદ્ધિને ધારણ કરનારા પુરુષાર્થી લોકજ ( अग्ने परमे पदे ) આત્માગ્નિના સુંદર પરમસ્થાનને પ્રાપ્ત કરે છે " તેમજ—

श्रान्ताय सुन्वते वरूथमस्ति । ( ઋ ૮।૬૭।૬ )

" પરિશ્રમ કરી યજ્ઞ કરનારાઓ માટે જ ( ઈશ્વરનું ) સંરક્ષણ પ્રાપ્ત થાય છે " આ પ્રકારે પરિશ્રમનું મહત્ત્વ વેદ વર્ણન કરે છે પરિશ્રમ કરનારો, પુરુષાર્થ પ્રયત્ન કરનારો મનુષ્ય પોતાનો તેમજ જનતાનો અભ્યુદય કરી શકે છે. હવે તપના વિષયમાં થોડું લખવું બાકી છે. જુઓ તપનું સ્વરૂપ કેટલું વ્યાપક છે—

ऋतं तपः, सत्यं तपः, श्रुतं तपः, शान्तं तपो, दमस्तपः, शमस्तपो, दानं तपो, यज्ञस्तपो, भूर्भुवः स्वर्ब्रह्मैतदुपास्यैतत्तपः ।    ( તૈ આ ૧૦।૮ )

" જ્ઞાન, સત્ય, અધ્યયન, શાન્તિ, ઇંદ્રિયદમન, મનોવિકારોનું શમન, દાન, યજ્ઞ ( भूः ) અસ્તિત્વ, ( भुवः ) જ્ઞાન, ( स्वः ) આનંદ વગેરે બધું તપ જ છે " વિચાર કરવાથી ખબર પડે છે કે જન્મથી માંડી મરણ સુધી દરેક સંગ પ્રયત્ન તે તપ જ છે. તપના કારણે આપણે બધા જીવતા રહી શકીએ છે, તપથી ઉન્નતિ કરીએ છીએ, તપથી ઉચ્ચ અવસ્થામાં પહોંચીએ છે અને તપથી જ પોતાનો તેમજ જનતાનો

અભ્યુદય સાધ્ય કરાય છે, માટે વેદે આ મંત્રમાં કહ્યું છે કે "બ્રહ્મચારી શ્રમ અને તપથી બધા લોકોને પૂર્ણ ઉન્નત કરે છે." જો બ્રહ્મચારી શ્રમ કરશે નહિ અને તપ આચરણ કરશે નહિ તો તેની ઉન્નતિ થશે નહિ અને તે બીજાનું કંઇ ભલું પણ કરી શકશે નહિ. (૧) આત્મશક્તિની સમિધા અર્પણ કરવી છે, (૨) હમેશા કટિબદ્ધ થઇ જનતાના હિતના માટે પણ પુરુષાર્થ કરવાનો છે, (૩) આનંદથી પરિશ્રમ કરી પ્રારંભ કરેલું શુભ કર્મ સમાપ્ત કરવું છે તેમજ (૪) સત્યનિષ્ઠાપૂર્વક બધા યોગ્ય શ્રેષ્ઠ કાર્ય કરતાં જે કષ્ટ થશે તે શાંતિથી સહન કરવા અને ફલ પ્રાપ્ત થતાં સુધી પ્રારંભ કરાએલું શુભ કાર્ય વચ્ચે જ ન છોડવું આ બોધ આ મંત્ર વડે પ્રાપ્ત થઇ રહ્યો છે.

### મૃત્યુ સ્વીકારવાની સિદ્ધતા

આ મંત્રનો વિચાર કરતી વેળા નીચેનો મંત્ર જુઓ—

**મૃત્યોરહં ब्रह्मचारी यदस्मि निर्याचन् भूताद्**
**पुरुषं यमाय। तमहं ब्रह्मणा तपसा श्रमेणा-**
**नयैनं मेखलया सिनामि ॥** ( અથર્વ. ૬।૧૩૩।૩ )

" ( **मृत्योः ब्रह्मचारी** ) હું મૃત્યુને સમર્પિત થએલો બ્રહ્મચારી છું, માટે ( **भूतात्** ) મનુષ્ય પાસેથી યમની માટે અને એક પુરુષની ( **याचन्** ) ઇચ્છા કરૂં છું. [ જે પુરુષ આવશે ] તેને પણ હું ( **ब्रह्मणा** ) જ્ઞાન વડે, તપથી, પરિશ્રમથી અને આ મેખલાથી ( **सिनामि** ) બાંધુ છું."

બ્રહ્મચારીનો સંબંધ મૃત્યુ અથવા યમની જોડે છે. આ વાત આ મંત્રમાં કહેલી છે. બ્રહ્મચારી પણ સમજે છે કે, હવે હું માતા પિતાનો નહિ પણ મૃત્યુને સમર્પિત થઇ ચૂક્યો છું. એટલે ઘરનાં પ્રલોભન દૂર થઇ ચૂક્યાં છે. પ્રથમ જન્મથી પ્રાપ્ત શરીરનો મૃત્યુ થતાં પહેલાં બીજો જન્મ પ્રાપ્ત થઇ શકતો નથી. માટે જે "**द्वि-जन्मा**" હોય છે તેમને "**द्विज**" થતાં પહેલાં એકવાર મૃત્યુના તાબે થવું જ જોઇએ. આવા પ્રસંગે આચાર્ય જ મૃત્યુનું કાર્ય કરે છે. માતાપિતાથી પ્રાપ્ત શારીરિક અને માનસિક સ્થિતિમાં યોગ્ય પરિવર્તન કરવું તેમજ તેને સુયોગ્ય બનાવવું આ આચાર્યનું કાર્ય છે. કઠોપનિષદ્‌માં પણ આ દૃષ્ટિએ ગુરુના સ્થાને મૃત્યુને માન્યો છે. બ્રહ્મચર્યસૂક્તમાં પણ "આચાર્યને મૃત્યુ" કહ્યો છે. તેમજ આ મંત્રમાં પોતે બ્રહ્મચારી કહે છે કે, "હું હવે મૃત્યુને સમર્પિત થયો છું." આ પ્રકારે મૃત્યુને સમર્પિત બ્રહ્મચારી 'ગુરુકુળનું' વિદ્યામૃત પાન કરતો આનંદથી કહી રહ્યો છે કે "હું જનતાથી અનેક પુરુષ આ પ્રકારે મૃત્યુને (આચાર્યને) સમર્પિત કરવાની ઇચ્છા કરૂં છું." એટલે બ્રહ્મચારીની આ ભાવના હોવી જોઇએ કે તે પોતાના ગુરુકુળમાં વધારે બ્રહ્મચારી આકર્ષિત કરે. પોતે એટલો યોગ્ય બને કે તેને જોઇ બીજા વિદ્યાર્થીઓ ત્યાં જાય. બ્રહ્મચારીઓનો પરસ્પર સંબંધ પણ "જ્ઞાન, તપ, પરિશ્રમ" વગેરે ઉચ્ચ ભાવોનો હોવો જોઇએ. એક બ્રહ્મચારીનો બીજા સહપાઠી સાથે આવો જ સંબંધ છે. એટલે એક બ્રહ્મચારીએ બીજા બ્રહ્મચારીને જ્ઞાન આપવું, જે પોતે જાણે છે તે બીજાને સમજાવવું, બીજાના કલ્યાણ માટે પરિશ્રમ કરવા અને બીજાનું હિત કરવા માટે પોતે ક્લેશ પણ સહન કરવા.

બધા બ્રહ્મચારીઓએ પોતે પોતાને મૃત્યુને સમર્પિત થએલા માનવા જોઇએ. તેમજ બ્રહ્મચારીના માતાપિતા પણ સમજે કે અમે અમારો પુત્ર મૃત્યુની માટે સમર્પિત કર્યો છે. કારણ કે ગુરુકુળમાં પ્રવિષ્ટ થએલો બ્રહ્મચારી સંપૂર્ણ જનતાનો બની જાય છે. તે હવે એકલા માતા પિતાનો રહેતો નથી, તે હવે સંપૂર્ણ જનતાનો પુત્ર છે. એટલું જ નહિ પણ હવે તે બ્રહ્મચારી પોતે જ પોતાને મૃત્યુને સમર્પિત સમજવા લાગે છે. જે આનંદથી મૃત્યુને સ્વીકારવા કટિબદ્ધ બને છે, જે પોતાના હાડકાંને સમિધા બનાવવા તૈયાર થાય છે, જે પોતાનું વીર્ય, બળ, પરાક્રમના ઘીથી રાષ્ટ્રના નરમેધમાં આહુતિ આપવા ઉત્સુક બને છે, તેમ જે આત્મસર્વસ્વની પૂર્ણાહુતિ હાથમાં લઇ તૈયાર છે, તેને બીજા ક્લેશ સતાવી શકતા નથી, પરિશ્રમોના ભયથી તે સ્વકાર્યથી પરાવૃત્ત થઇ શકતો નથી. આ છે બ્રહ્મચારીનો પરાક્રમ.

### તપથી ઉન્નતિ

પાંચમા મંત્રમાં તપનું મહત્ત્વ કહ્યું છે. બ્રહ્મચર્યમાં "ધર્મ અને તપ" નું જીવન વ્યતીત કરવું જોઇએ. ગર્મી ઉષ્ણતાનું નામ ઘર્મ છે, અને યોગ્ય વ્યવહાર કરતી વેળા જે ક્લેશ થાય છે, તે આનંદથી સહન કરવા તેનું નામ તપ છે. બંનેની મદદથી હરકોઇની ઉન્નતિ થાય છે. શીત-ઉષ્ણ સહન કરવાથી શરીરનું આયુષ્ય વધે છે, હાનિલાભનું ધ્યાન છોડી કર્તવ્યતત્પર બનવાથી ફલસિદ્ધિ સુધી કાર્ય કરવાનો ઉત્સાહ કાયમ રહે છે. તેજ પ્રકારે બીજાં દ્વંદ્વ સહન કરવાથી

પોતાનું બળ વધે છે. શારીરિક, માનસિક બૌદ્ધિક અને આત્મિકબળ વધવું એજ ઉચ્ચતા પ્રાપ્ત થવાનું ફળ છે. આજ વાત " **घर्मं वसानः तपसा उदतिष्ठन् ।** " એટલે " ઉષ્ણતા ધારણ કરી કષ્ટ સહન કરવાથી ઉચ્ચ થાય છે, આ મંત્રમાં એમ સ્પષ્ટતાથી કહી છે.

બ્રહ્મચારી જ શ્રેષ્ઠજ્ઞાનનો પ્રચાર કરે છે. ઉપર કહ્યા મુજબ બ્રહ્મચર્યના સુનિયમોનું પાલન કર્યા પછી જ્યારે તે જ્ઞાની બને છે અને પોતાની યોગ્યતા ઉચ્ચ બનાવે છે, ત્યારે તેનાથી શ્રેષ્ઠ જ્ઞાનનો પ્રચાર થાય છે. આ ભાવ " **तस्माद् ज्येष्ठं ब्रह्म जातं** " આ મંત્રભાગમાં કહ્યું છે. જ્ઞાનનો પ્રચાર થતાં પહેલાં જે પ્રકારની યોગ્યતા જોઇએ, તે પ્રકારની યોગ્યતા આ મંત્રમાં કહેલી છે. સત્ય ધર્મજ્ઞાનના પ્રચારક, વેતન લેનારા હો અથવા ફોગટનું કામ કરતા હો, પણ તે ઉપર કહ્યા મુજબ બ્રહ્મચર્ય સમાપ્ત કરી શ્રમ અને તપથી પોતાની ઉચ્ચતા જેમણે પ્રાપ્ત કરી છે તે પ્રકારના ધર્મોપદેશકોથી જ બ્રહ્મ સંબંધી શ્રેષ્ઠજ્ઞાનનો પ્રચાર થઇ શકે છે. બીજા ઉપદેશકો સત્યધર્મના પ્રચાર માટે લાયક નથી.

તેમજ તેજ જ્ઞાની અને અનુષ્ઠાની બ્રહ્મચારી " **देवाः अमृतेन साकं** " બધા દેવોને અમર વચનની સાથે મેળવી દે છે. અહીં ' દેવ ' શબ્દથી વ્યવહાર કરનારા સજ્જનો એવો અર્થ લેવો જોઇએ. ' ભૂદેવો ' બ્રાહ્મણ છે, વીરોનું નામ ' ક્ષાત્રદેવ ' છે વૈશ્યોને ' ધનદેવ ' કહે છે તેમજ શૂદ્રોને ' કર્મદેવ ' કહે છે.આ ચારે પ્રકારના તેમજ નિષાદ નામના પાંચમા ' વનદેવ ' પણ ઉપર કહેલા બ્રહ્મચારીના ઉપદેશથી અમરત્વ પ્રાપ્ત કરે છે. આ પ્રકારે બધાને અમૃત પ્રદાન કરવું, આવી પ્રકારના સુયોગ્ય, સત્ય ધર્મજ્ઞાની ઉપદેશકોને જ સાધ્ય થઇ શકે છે, તેથી વેદમાં બીજે પણ એમ કહ્યું છે કે—

**ब्रह्म ब्रह्मचारिभिरुदक्रामत् । तां पुरं प्रणयामि वः । तामा विशत, तां प्रविशत । सा वः शर्म च वर्म च यच्छतु ॥** ( અથર્વ. ૧૯।૧૯।૮ )

" બ્રહ્મચારીઓથી જ જ્ઞાનની ઉત્ક્રાંતિ થાય છે. તે જ્ઞાનની નગરીમાં હું આપને લઇ જાઉં છું. તેમાં પ્રવેશકરો, તેમાં ઘુસી જાવ, તે જ્ઞાનની નગરી જ આપને સુખ અને સંરક્ષણ આપે. "

આ છે જ્ઞાનનું મહત્ત્વ ઉપર મુજબના સાચા બ્રહ્મચારી જ આ જ્ઞાનની ઉન્નતિ કરે છે. બીજા પગાર ખેંચનારા ઉપદેશકોથી આ પવિત્ર કાર્ય થઇ શકતું નથી. આ જ્ઞાનની નગરી જ્ઞાનીઓની વિચારક્ષેત્રમાં હોય છે. જે સજ્જનો આવા વિચારક્ષેત્રમાં પોહોંચી જાય છે, તેમાં પેસી જાય છે, અને ત્યાં વાસ્તવ્ય કરે છે તેમને જ સાચું સુખ અને સાચું સંરક્ષણ પ્રાપ્ત થઇ શકે છે. આ જ્ઞાનની નગરીનો માર્ગ બ્રહ્મચર્ય આશ્રમ છે. કોઇ બીજે રસ્તો આ નગરી સુધી જતો નથી.

ખરી રીતે દરેકને આ પવિત્ર ભૂમિમાં જવું જોઇએ, જે તેમાં પ્રવેશ કરે છે તે દેવતાનો અંશ બની જાય છે. જુઓ—

**ब्रह्मचारी चरति वेविषद्विषः स देवानां भवत्येकमंगम् ।** ( ઋ. ૧૦।૧૦૯।૫; અથર્વ. ૫।૧૭।૫ )

" બ્રહ્મચારી ( **विषः** ) સત્કર્મોને ( **वेविषत् चरति** ) કરતો ચાલે છે, માટે તે દેવોનું એક અંગ બની જાય છે. '

બ્રહ્મચારી નિયમાનુકૂલ વ્યવહાર કરે છે, તેમજ સત્કર્મ દક્ષતાપૂર્વક કરે છે. માટે તે દેવોનો એક અવયવ, ભાગ અથવા અંગ મનાય છે. તેને કોઇ સામાન્ય માનવી ન સમજવું. બ્રહ્મચારી સાધારણ મનુષ્ય નથી પણ તે દેવોનું અંગ છે. પણ જે નિયમપૂર્વક ચાલનારો હોય છે તેજ આ પ્રકારે શ્રેષ્ઠ છે, નકલી બ્રહ્મચારી શ્રેષ્ઠ હોતો નથી.

છઠ્ઠા મંત્રના પૂર્વાર્ધમાં બ્રહ્મચારીની રહેણીકરણી અત્યંત સીધી અને સરળ હોવી જોઇએ એમ સૂચના આપેલી છે. કાળી કાંબળ અથવા કૃષ્ણાજીન તેનું ઓઢવાનું વસ્ત્ર છે, ઠંડી દૂર કરવા અગ્નિ બાળવાનું સાધન સમિધાઓ તૈયાર છે, હજામત વગેરેની ઝંઝટ નથી. આ પ્રકારનો સાદો સીધો બ્રહ્મચારી હોવો જોઇએ. જેટલી સફાઇથી રહેવું શકય છે તેટલું રહેવું જોઇએ. ખાદીની લંગોટ, ખાદીનું ધોતીયું, ઉત્તરીય અને કુડતું, કાળી કાંબળ આજ બ્રહ્મચારીનો પોશાખ છે. આ પ્રકારે સાદાઇ સાથે બ્રહ્મચર્યના નિયમોનું ઉત્તમ પ્રકારે પાલન કરી પોતે પોતાને પવિત્ર બનાવવાના કામમાં ધ્યાન પરોવી વિદ્યાધ્યયન મોટી મહેનત લઇ કરવું જોઇએ અને સુફલતા સાથે સફલતા પ્રાપ્ત કરવી જોઇએ. આવી રીતે વિદ્યાધ્યયન સમાપ્ત કર્યા પછી તે ગામોમાં ફરતો ફરતો લોકસંગ્રહ કરે છે. એકજ વિચારથી લોકોને એકત્રિત કરે છે, તેમને મહાન્ કાર્ય માટે પ્રવૃત્ત કરે છે. આ લોકસંગ્રહનું તાત્પર્ય છે. જનતાની ઉન્નતિ કરવા માટે આ પ્રકારે તે કાર્ય કરે છે. વારંવાર ઠેકઠેકાણે ફરી તે બધે જ

જાગૃતિ કરે છે. પૂર્વથી ઉત્તર સમુદ્ર સુધી તે પ્રચાર કરતો પહોંચી જાય છે. એટલે પૂર્વ અવસ્થાથી ઉચ્ચતર અવસ્થા સુધી તે પોતે પહોંચે છે અને જનતાને પહોંચાડે છે. આ પ્રકારે બ્રહ્મચર્યાશ્રમરૂપી પૂર્વ અવસ્થાથી ગૃહસ્થાશ્રમરૂપી ઉત્તર અવસ્થાને પ્રાપ્ત કરે છે.

" સમુદ્ર " ( सं+उत्+द्रु ) શબ્દ હલચલનો વાચક છે ( सं ) એક થઇ ( उत् ) ઉત્કર્ષના માટે ( द्रु ) ગતિ અથવા હલચલ કરવી તેનું નામ સમુદ્ર છે. આ સમુદ્રમાં હવે તે પોતાની હોડી ચલાવવા તૈયાર થાય છે. જનતાની ઉન્નતિ કરવા માટે જે જે હલચલ કરવી આવશ્યક છે તે હલચલ હવે તે કરવા લાગે છે.

## બ્રહ્મચારીની હલચલ

સાતમા મંત્રમાં કહ્યું છે કે પહેલી અવસ્થામાં બ્રહ્મચારી માતા-પિતા અને ઘરબારનો મોહ છોડી પોતે પોતાને મૃત્યુના માટે સમર્પિત સમજી બધા પ્રકારના કષ્ટ અને કલેશ સહન કરવાના દૃઢ નિશ્ચય સાથે ગુરુકુલમાં વાસ્તવ્ય કરી વિદ્યા પ્રાપ્ત કરવાના કાર્યમાં તે લાગેલો હતો. આ અવસ્થામાં તે વિદ્યા સમાપ્તિ સુધી રહ્યો. સાદાઇથી રહેવું અને ઉચ્ચ વિચાર રાખવા એવો તેનો સહજ સ્વભાવ બની જાય છે. જ્યારે તે વિદ્યાના ગર્ભમાંથી બહાર આવ્યો એટલે જ્યારે તે દ્વિજ બન્યો ત્યારે તે ( ब्रह्म ) સત્યજ્ઞાનનો પ્રચાર કરવા લાગ્યો, સત્યજ્ઞાનના પ્રચારથી લોકોને ( अपः ) સત્કર્મનો ઉપદેશ તેણે આપ્યો. સત્યજ્ઞાન તેમજ સત્કર્મનું જ્ઞાન જનતામાં સ્વકર્તવ્ય વિષે જાગૃતિ ઉત્પન્ન થઇ. પોતાની પરિસ્થિતિની જાગૃતિથી ( लोकं ) લોકોને પોતાની વાસ્તવિક જગ્યાનો ખ્યાલ આવ્યો. આ અમારો જન્મ સિદ્ધ અધિકાર છે, એવી અમારી યોગ્યતા છે, અમારી ઉન્નતિ આ રીતે થઇ શકે છે વગેરે વાતોનું જ્ઞાન જનતામાં પ્રસર્યું. એટલું જ કરી તે બ્રહ્મચારી ચુપ ન રહ્યો પણ તેણે ( प्रजापतिं ) પ્રજાનું પાલન કરનારાના ધર્મ પણ બતાવ્યા. રાજાએ આ પ્રકારે વર્તવું જોઇએ, અધિકારીઓનું આ કર્તવ્ય છે વગેરે બધું સારી રીતે બતાવ્યું. સાથે સાથે પરમેષ્ઠી પરમેશ્વરનું રૂપ પણ લોકોને બતાવ્યું. જગતનો સાચો નિયમન કરનારો એકજ પરમેશ્વર છે, તેની સામે રાજા અને પ્રજાના પ્રત્યેક માણસે ઉભું રહેવાનું છે, તેજ બધાનો સાચો મદદગાર છે, ન્યાય કરનારો છે માટે તેને જ બધાએ સર્વ શ્રેષ્ઠ માનવો જોઇએ વગેરે સત્ય અને ધર્માનુકૂલ તત્ત્વોનો ઉપદેશ તેમણે કર્યો.

આ પ્રકારે બ્રહ્મચારી તરફથી જે જાગૃતિ થઇ ગઇ તેથી રાષ્ટ્રના બધા લોકોને ખબર પડી કે આ સુર છે અને આ અસુર છે. અસુરોને દૂર કરવા અને દેવોના અધિષ્ઠાન હેઠળ રાષ્ટ્ર રહે નહિ ત્યાર સુધી ધર્મની સ્થિરતા થઇ શકતી નથી. એવી ખાત્રી થતાં જ બધી જનતાએ તેને પોતાનો ઇંદ્ર એટલે કે પ્રમુખ બનાવ્યો અને હવે તે અસુરોને દૂર કરવાની તૈયારીમાં લાગી ગયો છે. પહેલાં જે કેવળ જ્ઞાન પ્રચારનું કાર્ય કરતો હતો તે હવે ક્ષાત્રધર્મનો પુરસ્કાર કરવા લાગ્યો. " इंद्र " શબ્દ ( इन् ) શત્રુઓનો ( द्रु ) વિદારણ કરનારો એવા અર્થમાં અહીં છે. આ મંત્રથી ખબર પડે છે કે અને અનુમાન પણ થાય છે કે બ્રહ્મચર્ય અવસ્થામાં જે અધ્યયન કરવું જોઇએ તેમાં બ્રહ્મવર્ચસતી સાથે ક્ષાત્રતેજનું પણ સંવર્ધન થવું આવશ્યક છે દરેક બ્રહ્મચારીએ બ્રહ્મ-ક્ષત્રત્વનું પૂર્ણ અધ્યયન કરવું જોઇએ. જનતાનું હિત કરતી વેળા જે જે કાર્ય આવશ્યક હશે, તે તે ઉત્સાહની સાથે કરવાની શકિત અને ઓજ તેમાં હોવું જોઇએ, આ આશય અહીં આ મંત્રમાં પ્રતીત થાય છે.

હવે તેજ બ્રહ્મચારી ઇંદ્ર એટલે ક્ષાત્રદળનો મુખ્ય બની ( असुरान् ततर्ह ) અસુરોને નસાડી મૂકે છે. " ततर्ह " શબ્દ વિનાશ કરવાના અર્થમાં જ વપરાય છે સંપૂર્ણ જનતાને ઉપદ્રવ આપનારાને અસુર કહેવાય છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતા અધ્યાય ૧૬ શ્લોક ૬ થી ૧૮ સુધી અસુરોનાં લક્ષણો આપેલાં છે. " નાસ્તિક નિરીશ્વરવાદી, ગર્વિષ્ઠ, ઘમંડી, સ્વાર્થી, દુષ્ટ, ભોગી, કામી, ક્રોધી, અત્યાચારી, ક્રૂર " વગેરે અસુરોના લક્ષણો છે. બધી ઘાતકપ્રવૃત્તિ કરનારા લોક અસુર હોય છે. બધી જનતા તેમનાથી ત્રસ્ત થાય છે. માટે તે બ્રહ્મચારી જનતાનો આગેવાન બની આ પ્રકારના અસુરોને દૂર કરી જનતાને શાંતિ આપે છે, આજ બ્રહ્મચારી નો આત્મયજ્ઞ છે.

આઠમા મંત્રમાં કહ્યું છે કે ' आचार्य ततक्ष ' એટલે આચાર્ય આવીને શિષ્યને આકાર આપે છે; ' तक्ष् ' ધાતુનો અર્થ તર્ખાણના હથિયારોથી કામ કરવું, આકાર બનાવવો, લાકડાના જુદા જુદા પદાર્થો બનાવવા, કલ્પનાથી નવીન યંત્રાદિકની રચના યોગ્ય રીતે કરવી " એવો છે. આ

ધાતુથી, ' तक्षक, तक्षन् ' એવા શબ્દો બન્યા છે, જેમનો અર્થ ' સુથાર, લાકડાંનું કામ કરનારો, ખરાદી, લાકડાને જુદા જુદા આકાર આપનારો '' એવા થાય છે. ' तक्षण ' શબ્દનો ભાવ કાપવુંએવો છે. આથી વાચકોને ખબર પડશે કે ' ततक्ष ' શબ્દોનો ' ભાવ આકાર આપવો ' એવો છે, ગુરુ–આચાર્યનો ભાવ ' પરમેશ્વર ' એવો પણ છે. યોગદર્શનમાં પતંજલી મહામુનિએ કહ્યું છે કે—

स पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् ॥ (યો. ૬)

'' તે ઇશ્વર પ્રાચીનોનો પણ આચાર્ય છે, કારણ કે ત્યાં સમયની કોઇ સીમા નથી. '' આ કહેવા ઉપરથી આચાર્યોનો આચાર્ય અને ગુરુઓનો ગુરુ પરમેશ્વર છે. અને તે પૃથ્વીથી લઇ દ્યુલોક સુધી સંપૂર્ણ પદાર્થોના આકાર બનાવે છે. આ ભાવ સ્પષ્ટ જ છે. જે કાર્ય પરાત્પર ગુરુ પરમેશ્વર કરે છે તે જ કાર્ય અહીં શિષ્યની માનસિક સૃષ્ટિમાં ગુરુ કરે છે. સંપૂર્ણ દુનિયાની યથાવત્ કલ્પના શિષ્યના મનમાં ઉત્પન્ન કરવી આ કાર્ય અહીં અધ્યાપકનું છે અને તે દૃષ્ટિએ કહેવામાં આવ્યું છે કે ગુરુ શિષ્યના માટે પૃથ્વી અને દ્યુલોક બનાવે છે. સૃષ્ટિની કલ્પના અમારા જ્ઞાનમાં છે. સૃષ્ટિ વિષે જેટલું જ્ઞાન અમને હોય છે, તેટલી જ સૃષ્ટિ અમારા માટે હોય છે. જે પદાર્થોનું જ્ઞાન અમને હોતું નથી તે પદાર્થોનું અસ્તિત્વ અમારા માટે હોતું નથી એટલે જ્ઞાનપૂર્વક જ સૃષ્ટિનું અસ્તિત્વ અમારા માટે હોય છે. આ કારણે પણ કહેવામાં આવે છે કે આચાર્ય જે જે પદાર્થનું જ્ઞાન આપે છે, સાથે સાથે તે પદાર્થ પણ આપે છે. આચાર્ય પૃથ્વીથી માંડી દ્યુલોક સુધી બધા પદાર્થોનું જ્ઞાન આપે છે માટે ઉપર કહેલા લોક જ શિષ્યને અર્પણ કરે છે.

જે આ સમયે આચાર્ય છે તે પોતે એક વખત શિષ્ય અને બ્રહ્મચારી હતો. તે વખતે તેના ગુરુએ ત્રિભુવન વિષયક જે જે જ્ઞાન તેને આપ્યું, તેનું સંરક્ષણ કરી તેણે આચાર્ય બન્યા પછી તે જ જ્ઞાન પોતાના શિષ્યોને આપ્યું. જ્ઞાન આપવાથી ઋષિઋણ ચૂકતે થાય છે. તે જ પ્રમાણે આ શિષ્ય માટે પણ ઉચિત છે કે ગુરુથી પ્રાપ્ત થએલું ત્રિભુવન અને તેનું જ્ઞાન પોતાની પાસે સંભાળી રાખે. આ મંત્રમાં જ કહ્યું છે કે '' ते रक्षति तपसा ब्रह्मचारी '' એટલે '' બ્રહ્મચારી પોતાના તપથી તેમનું રક્ષણ કરે છે. '' આચાર્ય જે જે વાત શિષ્યને માટે ઘડે છે, બનાવે છે, તૈયાર કરી આપે છે અથવા જ્ઞાનરૂપે આપે છે, તેનું સંરક્ષણ શિષ્ય કરે છે, અથવા પ્રાપ્ત જ્ઞાનનું સંરક્ષણ શિષ્યે કરવું જોઇએ. જ્ઞાનરૂપથી ત્રિભુવનની સ્થિતિ ગુરુશિષ્યોના મનમાં જ છે, આ વાત જે જાણી લેશે તે આ મંત્રનો આશય સારી રીતે સમજશે.

મંત્રના છેલ્લા ભાગમાં કહ્યું છે કે, ઉપર વર્ણવેલા '' બ્રહ્મચારીમાં તેના મન સાથે અનુકૂળ મન ધારણ કરી બધા દેવો વસે છે. '' પ્રથમ મંત્રના સ્પષ્ટીકરણમાં તેનો વિચાર થઇ ગયો છે. આ પ્રકારના સુયોગ્ય બ્રહ્મચારીના બધા ઇન્દ્રિયો અને અવયવ તેના મનની ઇચ્છાને અનુકૂળ રહે છે, તે સંયમી બની જાય છે. મન વગેરે આંતરિક ઇન્દ્રિયોનું દમન અને બધા બાહ્ય ઇન્દ્રિયોનું શમન થવાથી તે દાન્ત અને શાન્ત થાય છે. આ જ સંયમ છે. જેનો પૂર્ણ રીતે '' સં–યમ '' સિદ્ધ થાય છે, તેનું નામ '' યમ '' છે અને ઉત્તમ યમનું નામ જ '' સં–યમ '' છે. તેનાથી વાચકો સમજી શકે છે કે જે પહેલાં સામાન્ય બ્રહ્મચારી હતો તે પછી આચાર્ય બનતાં પહેલાં '' યમ '' અથવા '' સં–યમી '' બને છે. આચાર્યનું જ નામ ' યમ ' હોય છે.

## બ્રહ્મચારીની ભિક્ષા

નવમાં મંત્રનું કથન હવે જુઓ. બ્રહ્મચારી ગુરુની પાસે જાય છે અને તેની પાસેથી બંને લોકોની ભિક્ષા લે છે. ભૂલોકની ભિક્ષાથી તેને બધા ભોગોની પ્રાપ્તિ થાય છે અને દ્યુલોકની ભિક્ષાથી તેને આત્મિકજ્ઞાન પ્રાપ્ત થાય છે. આ પ્રકારે શારીરિક અને આત્મિકપુષ્ટિ તે બ્રહ્મચારી પ્રાપ્ત કરે છે. પૃથ્વી અને દ્યુલોકનો સંબંધ શારીરિક અને આત્મિક અભિવૃદ્ધિ સાથે છે, આ વાત આ પહેલાં સિદ્ધ કરેલી છે. તેમ જ આ લોકોના અંશ પોતાના શરીરમાં કર્યા રહે છે, આ પણ પહેલાં બતાવ્યું છે. આચાર્યની પાસેથી તે જ્ઞાનમય ભિક્ષા પ્રાપ્ત કરે છે અને આચાર્ય પોતાના શિષ્યને પૃથ્વીથી માંડી દ્યુલોક સુધી સંપૂર્ણ વિશ્વની ભિક્ષા અર્પણ કરે છે. પૃથ્વી અને દ્યુલોકની અંદર સંપૂર્ણ વિશ્વ આવી ગયું છે. એટલે શારીરિક, માનસિક અને આત્મિક ઉન્નતિના સંપૂર્ણ સાધનો આ ભિક્ષાથી તે બ્રહ્મચારીને પ્રાપ્ત થાય છે.

## બ્રહ્મચારીનો આત્મયજ્ઞ

જ્યારે આ પ્રકારે પરિપૂર્ણ સાધનોથી સંપન્ન થઇ જાય છે, ત્યારે તે બ્રહ્મચારી તે બંને લોકોની બે સમિધા બનાવી હવન કરે છે. આ જ્ઞાનયજ્ઞમાં તે બ્રહ્મચારીને પોતાની બધી ભિક્ષા અર્પણ કરવાની હોય છે. આ તેનો સર્વસ્વત્યાગ છે.

જે પ્રાપ્ત થયું હતું તે બધું ભલાઇ માટે અર્પણ કરવાનું નામ જ આત્મયજ્ઞ છે. શારીરિક, માનસિક અને આત્મિક શક્તિઓનું સમર્પણ કરી અંતે પોતાની પૂર્ણ આહુતિ આપી આ આત્મયજ્ઞની સમાપ્તિ થાય છે.

જે કંઇ પ્રાપ્ત થયું તેનું સમર્પણ સમષ્ટિ એટલે સમુદાયના ભલા માટે કરવું તેનું જ નામ યજ્ઞ છે. સમષ્ટિનું જ એક અંગ વ્યષ્ટિ છે. સમાજનું એક અંગ વ્યક્તિ છે. આ કારણે વ્યક્તિની અંતિમ સફળતા સંપૂર્ણ સમાજની પૂર્ણતા માટે પોતે પોતાને સમર્પણ કરવું એ જ છે. તે જ યજ્ઞ છે, તે જ પૂજા અને ઉપાસના છે, જેની પાસે શક્તિ છે તેનો વ્યય સંપૂર્ણ સમાજના ઉદયના માટે કરવો એ જ તે શક્તિનો સારામાં સારો ઉપયોગ છે. આ પ્રકારે બ્રહ્મચારી આત્મયજ્ઞ કરે છે.

### બે કોશ

દસમા મંત્રમાં બે કોશનું વર્ણન છે. એક ભૂલોકનો કોશ અને બીજો દ્યુલોકનો કોશ છે. બંને કોશ બ્રાહ્મણની બુદ્ધિમાં રહે છે. બ્રાહ્મણ એટલે ગુરુ પોતાના શિષ્યોને જે ઉક્ત બંને લોકોની ભિક્ષા આપે છે, તે પોતાની બુદ્ધિથી જ આપે છે. વિદ્વાનની બુદ્ધિમાં પૃથ્વી, અંતરિક્ષ અને દ્યુલોક તેમજ બીજી બધી દુનિયા રહે છે અને તે જ્ઞાની પોતાના શિષ્યને ઉપદેશ દ્વારા તેનું પ્રદાન કરે છે. આ મંત્રમાં આ વાત સ્પષ્ટ થઇ છે કે પૃથ્વી અને દ્યુલોક વાસ્તવિક રીતે જ્ઞાનીની બુદ્ધિમાં છે, બુદ્ધિમાં સંપૂર્ણ દુનિયાનું વાસ્તવ્ય છે. જ્ઞાની પોતાની ઇચ્છાનુસાર બીજાને આ વિશ્વનું દાન કરે છે.

### કોશ રક્ષક બ્રહ્મચારી

આચાર્યની પાસેથી ઉપર કહેલા બંને કોશ શિષ્યની બુદ્ધિમાં આવે છે, એટલે પૃથ્વીથી માંડી સ્વર્ગ સુધી સંપૂર્ણ જ્ઞાન તેને પ્રાપ્ત થાય છે. હવે વિચાર કરવો કે આ બંને ખજાનાનું કેવી રીતે સંરક્ષણ થાય છે. મંત્રમાં જ કહ્યું છે કે તપથી સંરક્ષણ થાય છે. જે બ્રહ્મચારી તપ કરે છે, શીત, ઉષ્ણ વગેરે દ્વંદ્વ સહન કરવાની શક્તિ વધારે છે, તે જ ઉપર કહેલા કોશોનું રક્ષણ કરી શકે છે. તપ વગર, કષ્ટ સહન કર્યા વગર તેમનું રક્ષણ થઇ શકતું નથી. આ વાત આ મંત્રમાં સ્પષ્ટ કહેલી છે.

### બે અગ્નિ

અગીઆરમા મંત્રમાં અગ્નિનું વર્ણન છે. પૃથ્વી ઉપર એક અગ્નિ છે અને દ્યુલોકમાં બીજો અગ્નિ છે, તે સુરજના રૂપે છે. આ બંને પ્રકાશકિરણો વચ્ચે એટલે અંતરિક્ષમાં મળે છે. તેમનાં કિરણો બધે જ પ્રસરે છે અને બ્રહ્મચારી તેમનો અધિકારી હોય છે. પ્રથમના બંને મંત્રોની સાથે આ મંત્રના કથનની તુલના કરવાથી ખબર પડશે કે (૧) બંને લોકોની ભિક્ષા, (૨) બુદ્ધિમાં રહેનારા બંને કોશ, (૩) તેમજ બે લોકમાં બે અગ્નિ આ બધું એક જ મુખ્ય વાત બતાવી રહ્યા છે.

શરીરમાં ભૂસ્થાનીય જઠરાગ્નિ અને દ્યુસ્થાનીય મગજમાં નિવાસ કરનારો સુરજ અગ્નિ છે. જઠરાગ્નિ અને મગજનો ચૈતન્ય અગ્નિ એમનો મેળાપ વચ્ચે હૃદયના સ્થાનમાં થાય છે. ત્યાંથી જ બધા સ્થાનોમાં કિરણો પ્રસરે છે. આ પ્રકારના બંને અગ્નિ છે.

### ઉર્ધ્વરેતા મેઘ અને બ્રહ્મચારી

બારમા મંત્રમાં મેઘોનું બ્રહ્મચર્ય કહ્યું છે. વૃષ્ટિ કરનારા મેઘ મોટી ગર્જના કરી વૃષ્ટિ કરે છે અને બધાને જીવન આપે છે. બીજા કેટલાક મેઘ હોય છે તે જલહીન હોય છે પણ મોટી ગર્જના કરે છે. તેમની ગર્જનાથી જનતાને ફક્ત કષ્ટ જ થાય છે. તે કારણે પહેલા પ્રકારના મેઘ (ऊर्ध्वरेताः) પાણીથી ભરપૂર હોય છે અને બીજી પ્રકારના મેઘ (निर्वीर्य) જલહીન હોય છે.

તે જ પ્રકારે ઉર્ધ્વરેતા બ્રહ્મચારી મેઘનાદની જેમ પોતાના મોટા અવાજથી વ્યાખ્યાન આપી પોતાના જ્ઞાનામૃતની વૃષ્ટિ કરે છે અને જનતામાં 'નવજીવન' પ્રસરાવે છે. પણ બીજા કેટલાક નિઃસત્ત્વ ઉપદેશક એવા હોય છે કે જે વ્યાખ્યાનનો મહાટોપ કરે છે, પરંતુ તેમના વ્યાખ્યાનોથી કોઇને કશો લાભ થતો નથી તેનું કારણ પહેલામાં વીર્યની સાથે તપ હોય છે અને બીજામાં બંને હોતાં નથી.

### મોટા બ્રહ્મચારીનું કાર્ય

તેરમા મંત્રમાં બધાથી મોટા બ્રહ્મચારી પરમાત્મા કહ્યો છે. તે અગ્નિ, સુરજ, ચંદ્રમા, વાયુ, જલ વગેરે દેવતાઓમાં વિશેષ પ્રકારની સમિધાઓ નાંખી દે છે. તે સમિધાઓ વડે તે દેવો પોતાનું કાર્ય કરવા શક્તિશાળી બને છે. અગ્નિ, સુરજ વગેરે દેવ પરમાત્માના તેજથી પ્રકાશે છે, વાયુ પરમાત્માના બળથી વહે છે, જળ તેનીજ શાંતિથી બીજાને શાંતિ આપી રહે છે. એટલે પરમાત્મા પોતાની શક્તિરૂપ સમિધા તેઓમાં મૂકે છે તે કારણે અગ્નિ વગેરે દેવતાઓ પોતાનું કાર્ય કરે છે. પ્રત્યેક દેવતાથી જુદું જુદું તેજ ઉત્પન્ન થાય છે અને તે તેજ અંતરિક્ષમાં એકત્રિત થાય છે. તેથી વૃષ્ટિ અને જળ

થાય છે. જળથી વૃક્ષ વનસ્પતિઓ, તેમાંથી અન્ન, અન્નથી વીર્ય અને વીર્યથી પુરુષ અથવા મનુષ્ય વગેરે પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે. આ મોટા બ્રહ્મચારીનું દુનિયામાં કાર્ય છે.

## નાના બ્રહ્મચારીનું કાર્ય

હવે નાના બ્રહ્મચારીનું કાર્ય જુઓ. નાનો બ્રહ્મચારી તે છે જે ગુરુના ઘરે જાય અને યમનિયમોનું પાલન કરી વિદ્યાધ્યયન કરે છે. પરમાત્મામાં જે ( ૧ ) અગ્નિ, ( ૨ ) સૂરજ, ( ૩ ) ચંદ્રમા, ( ૪ ) વાયુ, ( ૫ ) જલ વગેરે દેવતા છે તેમના અંશ બ્રહ્મચારીમાં ક્રમશઃ ( ૧ ) વાક્, ( ૨ ) નેત્ર, ( ૩ ) મન, ( ૪ ) પ્રાણ, ( ૫ ) વીર્ય વગેરે છે. આ નાનો બ્રહ્મચારી પોતાની સમિધા તેમનામાં નાખે છે અને તેમને પ્રજ્વલિત કરે છે. વક્તૃત્વ શકિત, દૃષ્ટિ, વિચારશકિત, જીવનની કલા, અને વીર્ય તેમજ બીજી શકિતઓનો વિકાસ કરવો એ આ નાના બ્રહ્મચારીનું કાર્ય છે. પોતાના આત્મિકશકિતની સમિધા તે પોતાની ઉક્ત અગ્નિઓમાં નાખે છે અને તેમને પ્રજ્વલિત એટલે વધારે તેજસ્વી કરે છે. જ્યારે તે શકિતઓ વધી જાય છે ત્યારે તેમની જ્વાળાઓ અંતરિક્ષમાં એટલે અંતઃકરણમાં અથવા હૃદયમાં બળી જાય છે. વાણી, નેત્ર, કર્ણ, મન, પ્રાણ વગેરેનો સંબંધ અંતઃકરણમાં હોઇ શકે છે. તેથી એક પ્રકારનું વિલક્ષણ તેજ ઉત્પન્ન થાય છે, જેથી પુરુષની પ્રસિદ્ધિ થાય છે. તેથી જ્ઞાનની વૃષ્ટિ થવાથી બધે જ શાંતિ પ્રસરે છે.

નાના અને મોટા બ્રહ્મચારીના આ કાર્યો જોવાં જેવા છે. આ કાર્યો જોવાથી બંનેના કાર્યક્ષેત્રોની સમાન વ્યક્ત થાય છે. આ સમાનતા જોવા જેવી છે. આત્મા પરમાત્માનું કાર્ય ક્ષેત્ર અને ગુણસાધર્મ્ય આ પ્રકારે જોવા લાયક છે.

## આચાર્યનું સ્વરૂપ

ચૌદમા મંત્રમાં આચાર્યને જ મૃત્યુ કહ્યું છે. કારણ કે તેની કૃપાથીજ બીજો જન્મ પ્રાપ્ત થાય છે અને શિષ્ય '**द्वि-ज**' બને છે. પહેલો જન્મ માતાપિતાથી પ્રાપ્ત થાય છે. પહેલા પ્રાપ્ત શરીરનો મૃત્યુ અથવા મરણ ઉપનયન સંસ્કારના વખતે થાય છે. ત્યાર પછી તે બ્રહ્મચારીનો આત્મા વિદ્યાદેવીના ગર્ભમાં રહે છે. વિદ્યા અને આચાર્યના ગર્ભમાં નિયત સમય એટલે ૧૨, ૨૪, ૩૬, ૪૮ વરસ સુધી રહી તે ગર્ભથી બાહર આવે છે, આ તેનો બીજો જન્મ છે. પરમાત્માનું નામ મૃત્યુ છે, માટે આ પહેલું જીર્ણ શરીર છોડાવી બીજું કાર્યક્ષમ નવું શરીર આપે છે. આચાર્ય પણ તેજ કાર્ય સંસ્કારરૂપે કરે છે; માટે આચાર્ય પણ મૃત્યુ છે.

આચાર્ય વરુણ છે. વરુણને નિવારક કહે છે, તે પાપથી નિવારણ કરે છે અને પુણ્ય માર્ગમાં પ્રવૃત્ત કરે છે. માટે આચાર્ય જ વરુણ છે. વરુણ શબ્દ વરત્વ એટલે શ્રેષ્ઠત્વ દર્શક પણ છે. આચાર્યની શ્રેષ્ઠતા સુપ્રસિદ્ધ છે. આચાર્યનો અર્થ જ એવો છે કે ( **आचारं ग्राहयति** ) જે સદાચારની કેળવણી આપે છે.

આચાર્ય સોમ એટલે કે ચંદ્ર છે. ચંદ્રની જેમ શાંતિ અને આનંદ આપવાનું કામ આચાર્ય કરે છે. આચાર્ય પાસેથી જે વિદ્યા પ્રાપ્ત થાય છે તે શિષ્યના અંતરમાં શાંતિ અને આનંદ સ્થિર કરવા કારણરૂપ બને છે. '**सोम**' શબ્દનો બીજો અર્થ ( **स+उमा** ) જ્ઞાની એવો પણ છે. '**उमा**' શબ્દ સંરક્ષક વિદ્યા અથવા જ્ઞાન અથવા મૂલશકિતનો વાચક કેન ઉપનિષદ્ ( ૩।૧૨ ) માં આવ્યો છે. ઉમા શબ્દનો 'બ્રહ્મવિદ્યા ' અથવા ' મૂળશકિત ' એવો અર્થ થાય છે, ( **अवति इति उमा** ) જે રક્ષક વિદ્યા અથવા શકિત હોય છે તેનું નામ છે ' ઉમા '. આ પ્રકારની સંરક્ષકશકિત અથવા વિદ્યા જેની પાસે હોય છે ( **उमया सहितः सोमः** ) તેને જ્ઞાની અથવા સમર્થ કહે છે.

આચાર્ય ઔષધિ છે. ઔષધિ શબ્દ ' **दोषधि** ' શબ્દથી નિરુકતકાર ( નિરુ૦ દૈ૦ ૩।૩।૨૮ ) બનાવે છે. દોષોને દૂર કરવું અને સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવાનું કામ ઔષધિનું છે. તે જ કાર્ય આચાર્ય કરે છે. શિષ્યના દોષ દૂર કરી તેની અંદર ( **स्व-स्थ-ता** ) સ્વાવલંબન એટલે પોતાની શકિતથી ઉભું રહેવું. તે માટે બળ આચાર્ય આપે છે, તે કારણે આચાર્ય ઔષધિ છે.

આચાર્ય દૂધ છે. ' **पयः** ' શબ્દનો અર્થ " દૂધ, જલ, વીર્ય, અન્ન, બળ, ઉત્સાહ " એટલા છે. આ બધા અર્થોનો ભાવ " પુષ્ટિનું સાધન " એટલો જ છે.

પંદરમા મંત્રમાં ગુરુ શિષ્યના સહવાસનું મહત્ત્વ કહ્યું છે. તેમાં વિશેષ લાભ શિષ્યને થાય છે અને તે ગુરુના સહેવાસથી થાય છે.

' **अमा** ' શબ્દ સહવાસ એટલે સાથે રહેવાનો ભાવ બતાવે છે. સૂરજ અને ચંદ્રના સહવાસના કારણે અહોરાત્રનું

નામ ' अमा ' અથવા ' અમાવાસ્યા ' થયું છે. અહીં સૂરજ સ્વયંપ્રકાશી હોવાથી ગુરુ પોતે છે અને ચંદ્ર પર પ્રકાશી હોવાના કારણે અથવા સૂરજના તેજથી જ પ્રકાશિત થાય છે માટે તેનો શિષ્ય છે. આ જે ચંદ્ર સૂરજનો સહવાસ ' अमा-वास्या ' ના દિવસે થય છે તે જ સહવાસ ગુરુ શિષ્યના વિષે અહીં ' अमा ' શબ્દ બનાવે છે. આચાર્યરૂપી સૂરજના વિદ્યાતેજથી શિષ્યરૂપી ચંદ્રમા પ્રકાશિત થાય છે અને આ સૂરજ અને ચંદ્રમા વિદ્યાધ્યયનની સમાપ્તિ સુધી એકત્રિત રહે છે. એટલું જ નહિ પણ અહીંનો ' अमा ' શબ્દ સૂચિત કરે છે કે ગુરુ શિષ્યનો સહવાસ વિદ્યાધ્યયનની સમાપ્તિ સુધી અવશ્ય રહેવો જોઇએ. નક્કી થયેલા સમયે ભણાવવા ખાતર ગુરુએ આવવું અને ભણાવવાનું કાર્ય થયા પછી ચાલ્યા જવું, આ અધ્યાપનનો પ્રકાર સારો નથી. શિષ્ય ગુરુના કાયમ સહેવાસમાં રહે તો તેને જરૂર અત્યંત લાભ પ્રાપ્ત થાય છે, તે જ ઉદ્દેશથી ગુરુકુળોની પ્રણાલી વેદે બતાવી છે. ગુરુના ઘરમાં તેના પુત્રની જેમ શિષ્યો રહેતા હતા, આ સમયે તેઓ ગુરુના બધા ગુણો જોઇ શકતા હતા અને તેમનું અનુકરણ કરી શકતા હતા. ગુરુ શિષ્યનો નિત્ય સહવાસ શિષ્યના માટે અત્યંત લાભકારક છે એમ હવે બધા લોકો માનવા લાગ્યા છે.

આ મંત્રમાં ' घृत ' શબ્દ છે. ' घृ-क्षरण-दीप्त्योः ' આ ધાતુથી તે શબ્દ બનેલો છે. ( ૧ ) પ્રવાહ ચાલુ રહેવો અને ( ૨ ) તેજ પ્રસારવું આ બે અર્થો ' घृ ' ધાતુના છે. ઘૃત શબ્દમાં પણ આ બંને ભાવ છે. ગુરુ-શિષ્યનો સહવાસ ઘૃત કરે છે, એવું આ મંત્રનું કહેવું છે. એટલે ગુરુ શિષ્યના સહવાસથી વિદ્યાનો પ્રવાહ ચાલતો રહે છે અને જ્ઞાનનું તેજ પ્રસરે છે. આજ સુધી જ્ઞાનનો પ્રવાહ ગુરુ શિષ્યના સંબંધથી જ અમારી પાસે પહોંચેલો છે અને તેજ જ્ઞાન મનુષ્યનું તેજ વધારે છે તેમાં કોઇ શંકા હોઇ શકે જ નહિ.

હવે અહીં એવો પ્રશ્ન નિર્માણ થાય છે કે ગુરુ શિષ્યની પાસે કેવી ગુરુદક્ષિણા માગતા હશે? ગુરુદક્ષિણાનું સ્વરૂપ બતાવનારો શબ્દ આ મંત્રમાં ' प्रजा-पतौ ' આ છે. આ ગુરુદક્ષિણા પ્રજાનું પાલન કરવાના વિષયમાં હોય છે. પ્રજાના પાલન વિષયમાં અથવા જનતાના હિત સંબંધમાં જ દક્ષિણા હોય છે. એટલે ગુરુ પોતાના સ્વાર્થના કાજે દક્ષિણા માગતા નથી. એટલે આચાર્ય એવી દક્ષિણા માગે છે, જેથી બધી જનતાના પાલન સંબંધી કંઇક ભાગ થઇ રહે. આ આચાર્યનો સાર્વજનિક હિત કરવાનો નિઃસ્વાર્થી ભાવ જોવા જેવો છે. એ પ્રકારે આચાર્ય પોતે શિષ્યને બતાવી રહ્યો છે કે સંપૂર્ણ પ્રજાજનોના પાલન વિષે ઉચિત કર્તવ્ય કરવામાં પોતેપોતાને સમર્પિત કરવું, એ જ મનુષ્યનું મનુષ્યત્વ છે અને રાષ્ટ્રીય શિક્ષણનો આ જ આદર્શ છે. ગુરુની જેમ શિષ્ય પણ પ્રજા-પાલનના કર્તવ્યનો પોતાના ભાગનો બોજો ઉપાડે અને પોતાને ઉત્તમ નાગરિક સિદ્ધ કરે.

સ્વરાજ્યમાં બધા નાગરિક પ્રજાપાલનાત્મક કાર્ય કરનારી ' પ્રજાપતિ સંસ્થા ' ના અંગભૂત હોય છે, માટે પ્રત્યેક અંશભૂત નાગરિક સંપૂર્ણપણે રાષ્ટ્રના અભ્યુદય માટે પોતાના કર્તવ્ય પાલનની પરાકાષ્ઠા કરવી અત્યંત આવશ્યક છે.

સોળમા મંત્રમાં કહ્યું છે કે, ' आचार्यः ब्रह्मचारी ' એટલે ' રાષ્ટ્રમાં જે અધ્યાપકો છે તે બધા બ્રહ્મચારી હોવા જોઇએ. બ્રહ્મચારીનો અહીં વિવાહ ન કરેલા સજ્જનો એવો અર્થ નથી. વિવાહ થયા પછી પણ ઋતુગામી થવાથી અને બીજા કેટલાક નિયમોનું પાલન કરવાથી બ્રહ્મચારી રહેવાય છે. નાના મોટા બધા જ અધ્યાપકો અને જે બીજા કોઇ લોક-હિતના કામમાં લાગી ગયા હોય તે બધા બ્રહ્મચારી હોવા જોઇએ, કામી, ભોગી, લોભી તેમજ સ્વાર્થી ન હોવા જોઇએ. જ્યારે બ્રહ્મચર્યનું મહત્ત્વ બધા અધ્યાપકોને ખબર થશે ત્યારે જ તે પોતાના શિષ્યોને તેની દીક્ષા આપી શકે છે અને આ પ્રકારે જે વાત અધ્યાપકો તરફથી રાષ્ટ્રના યુવકોના મનમાં સ્થિર કરાય છે તે રાષ્ટ્રમાં દૃઢ મૂળ બની જાય છે.

## આદર્શ રાજ્યશાસન

ક્ષત્રિયો પણ બ્રહ્મચારી હોવા જોઇએ. રાજા, મહારાજા, સમ્રાટ્, પ્રધાનમંત્રી, સેનાનાયક, સૈનિક, ગ્રામાધિકારી તેમજ બધા બીજા હોદ્દેદારો પોતે બ્રહ્મચર્યનું પાલન કરનારા જ હોવા જોઇએ. અહીં બ્રહ્મચારી હોવાનું તાત્પર્ય કેવળ બાલ્ય અવસ્થામાં બ્રહ્મચર્ય પાલન કરવાનું નથી, પરંતુ ત્યાર બાદ ગૃહસ્થ બન્યા પછી પણ બ્રહ્મચર્યના નિયમોનું પાલન કરનારા બધા રાજ્યાધિકારી હોવા જોઇએ. જ્યાં એવા અધિકારીઓ બ્રહ્મચારી ન હોય ત્યાંની રાજ્યવ્યવસ્થા સારી રીતે ધર્માનુસાર થશે નહિ. જે જે અધિકારી પ્રજાપાલનનું કાર્ય કરે છે, તેણે બ્રહ્મચારી સાથે સંયમી બની પોતાની ફરજ પૂરી કરવી એ તેના માટે યોગ્ય છે, રાજ્યના મુખ્ય અધિકારીઓને પણ

અહીં સૂચના મળે છે કે હોદ્દેદાર નીમતિ વેળા તેમની બીજી લાયકાત સાથે તે બ્રહ્મચારી અને ધાર્મિક છે કે નહિ તે પણ જોવું

જે રાજ્યમાં જ્ઞાનપ્રચાર કરનારા વિદ્યાધિકારી અને સંરક્ષણનું કાર્ય કરનારા ક્ષત્રિય અધિકારી ઉત્તમ બ્રહ્મચારી હશે ત્યાંની રાજ્યવ્યવસ્થા વિષે કહેવાપણું રહેતું નથી. તે જ 'આદર્શ રાજ્યવ્યવસ્થા' વેદની દષ્ટિએ છે. હાલમાં આ પૃથ્વી ઉપર જે રાજ્યવ્યવસ્થાઓ છે તે બધી ભોગી લોકોની છે. ભોગીલોક આસુરી સંપત્તિવાળા હોય છે. ભોગી અસુરોથી પ્રજાને કષ્ટ જ પહોંચે છે. તેથી જ મંત્ર ૭ માં કહ્યું છે કે, 'બ્રહ્મચારીએ ઇન્દ્ર બની અસુરોને દૂર કર્યા.' ભોગી અસુરોને દૂર કરી ત્યાગી, સંયમી, જીતેંદ્રિય બ્રહ્મચારીઓને અધિકાર ઉપર લાવવા એ બ્રહ્મચારીની રાજકીય ચળવળનું કાર્ય હોય છે.

## બ્રહ્મચર્યથી રાષ્ટ્રનું સંરક્ષણ

રાજા, રાજપુરુષો વગેરે ક્ષત્રિય, તેમજ આચાર્ય અને અધ્યાપક વગેરે બ્રાહ્મણ, પોતે બ્રહ્મચર્ય પાલન કરનારા હોવા જોઇએ. આ વિષે ઉપદેશ મંત્ર ૧૬ માં આપ્યો છે. હવે આ ૧૭ મા મંત્રમાં કહ્યું છે કે રાજ્યવ્યવસ્થાથી તેમજ પાઠશાળા, ગુરુકુળ વગેરેની વ્યવસ્થાથી બ્રહ્મચર્યનું પાલન થવું જોઇએ.

રાજાએ પોતાના રાજ્યમાં શાસનની એવી વ્યવસ્થા રાખવી કે બધા અધિકારીઓ બ્રહ્મચર્યનું પાલન કરતાં થાય અને તે પોતાના અધિકારક્ષેત્રમા રહેનારી પ્રજાને બ્રહ્મચર્ય પાલનની શિખામણ આપી તેમની પાસેથી તેનું આચરણ કરાવે. આ પ્રકારે પ્રત્યેક અધિકારી વ્યવસ્થા કરે તો સંપૂર્ણ રાજ્યમાં બ્રહ્મચર્ય પાલન શરૂ થશે અને સંપૂર્ણ રાષ્ટ્ર બ્રહ્મચર્યપાલન કરનારૂં થશે. અહીં બ્રહ્મચર્યનું તાત્પર્ય સંયમ છે. રાજ્યમાં બાલ વિવાહ ન થવા જોઇએ, વિવાહ યોગ્ય સમયે થાય, વિવાહ પછી ઇંદ્રિય વિષયક અત્યાચાર અથવા વ્યભિચાર ન થાય, સંયમ અને ત્યાગવૃત્તિથી વ્યવહાર કરવામાં આવે, આ પ્રકારે મરણ સુધી બ્રહ્મચર્યનું પાલન થઇ શકે છે. આ પ્રકારના બ્રહ્મચર્યનું પાલન રાજ્યવ્યવસ્થા દ્વારા લોકો પાસેથી રાજા કરાવી શકે છે અને તે વડે તેમનું અને રાષ્ટ્રનું સારી રીતે સંરક્ષણ કરી શકે છે.

સામાન્ય જનતા અજ્ઞાની હોવાથી સુનિયમોનું પાલન પોતે કરી શકતી નથી. પણ જ્યારે રાજ્યવ્યવસ્થા દ્વારા સારા નિયમોનું પાલન કરાવવામાં આવે છે ત્યારે તે લોકો પણ તે નિયમોનું પાલન કરવાથી લાભ પ્રાપ્ત કરી શકે છે. સમાજની ઉન્નતિ–અવનતિની અવસ્થા અનુસાર નિયમોમાં પરિવર્તન થઇ શકે છે. પણ અહીં બ્રહ્મચર્ય, વીર્યરક્ષણ, બલસંવર્ધન, યોગાભ્યાસ, જ્ઞાન સંપાદન, ઉપાસના વગેરેનો સંબંધ છે. રાજ્યવ્યવસ્થાથી જ બધા લોકો એનું પાલન કરી શકે છે અને રાજા તેનું પાલન કરાવી જનતાનું સંરક્ષણ કરે. એજ આ મંત્રનું તાત્પર્ય છે.

## કન્યાઓનું બ્રહ્મચર્ય

પહેલાના મંત્રોમાં સૂચિત કરાયું છે કે રાજાએ રાજ્યવ્યવસ્થાથી જ બધી જનતા પાસેથી બ્રહ્મચર્યનું પાલન કરાવવું અને પ્રજાનુ વિશેષ પાલન કરવું. બધી જનતામાં પુત્રો મુજબ કન્યાઓનું પણ બ્રહ્મચર્ય પાલન થવું જોઇએ. પુત્રોના બ્રહ્મચર્ય વિષે કોઇને શંકા હોતી નથી. કારણ કે બ્રહ્મચારી શબ્દ નર જાતિનો છે, તેથી પુરુષો માટે બ્રહ્મચર્યની આજ્ઞા વેદો દ્વારા સિદ્ધ થઇ ગઇ છે. આ અઢારમા મંત્રમાં '**कन्या**' શબ્દ વડે સ્ત્રી જાતિના બ્રહ્મચર્યની સૂચના થઇ છે, એટલે બાળક અને બાલિકાઓ માટે સમાન બ્રહ્મચર્ય છે અને પૂર્વ મંત્ર અનુસાર બંનેનું બ્રહ્મચર્યનું પાલન રાજ્યવ્યવસ્થાથી થવું જોઇએ.

## પશુઓનું બ્રહ્મચર્ય

ઘોડા, બળદ વગેરે પશુ ખરેખર બ્રહ્મચારી જ હોય છે. તેમનામાં અતિ કામભાવ હોતો નથી. કામુક માણસની જેમ પશુઓમાં સ્ત્રૈણત્વ હોતું નથી. મનુષ્યની જોડે સરખામણી કરતાં પશુઓમાં સ્ત્રી સંબંધ ઓછો હોય છે. એટલે તે તો પૂર્ણજીવનભર બ્રહ્મચર્યનું પાલન કરે છે. તેમને જોઇ માણસે પુષ્કળ બોધ લેવા જેવો છે.

## અપમૃત્યુને હટાવવાનો ઉપાય

ઓગણીસમા મંત્રમાં કહ્યું છે કે અપમૃત્યુ દૂર કરવાનો ઉપાય બ્રહ્મચર્ય જ છે. બ્રહ્મચર્ય આયુષ્ય વધારનારૂં અને રોગ દૂર કરનારૂં છે. જે બ્રહ્મચર્યનું પાલન કરે છે તે મૃત્યુને દૂર કરી શકે છે. આ પ્રકારે જ દેવો અમર બન્યા છે, જે દેવોને સાધ્ય થયું છે તે મનુષ્યો તપશ્ચર્યા વડે મેળવી શકે છે. દેવોનો રાજા ઇન્દ્ર બધાથી તેજસ્વી છે કારણ કે તેણે બધાથી

વધારે બ્રહ્મચર્યનું પાલન કર્યું છે જે આ પ્રકારે બ્રહ્મચર્યનું વધારે પાલન કરશે તે વધારે તેજસ્વી બની શકે છે, બ્રહ્મચર્યનું તેજ તેના મોઢા ઉપર દેખાય છે. બ્રહ્મચારી જીતેંદ્રિય પુરુષનું મોઢું કમળની જેમ તેજસ્વી, ઉત્સાહી અને સ્ફૂર્તિયુકત હોય છે. માટે દરેકે બ્રહ્મચર્યનું પાલન અવશ્ય કરવું જોઈએ.

## ઔષધિ વગેરેનું બ્રહ્મચર્ય

સૂરજ બ્રહ્મચારી છે કારણ કે તે બ્રહ્મની સાથે સંચાર કરે છે અથવા તેજની સાથે રહે છે આ બ્રહ્મચારી-સૂરજથી સંવત્સર એટલે વર્ષ, ઋતુ, માસ, દિવસ, રાત્રી તેમજ ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાલ પ્રગટ થઈ રહ્યા છે. આ સૂરજના બ્રહ્મચર્યનું મહાત્મ્ય છે.

ઔષધિ વનસ્પતિ પણ ઉર્ધ્વરેતા હોવાના કારણે બ્રહ્મચારી છે. ઔષધિ વનસ્પતિનો જનક મેઘ અથવા પર્જન્ય છે. તે વાદળાં પણ બ્રહ્મચારી છે કારણ કે તે 'ऊर्ध्व-रेतः' છે, 'ऊर्ध्व' એટલે ઉપર ધારણ કર્યું છે. 'रेतः' એટલે ઉદક જેમાં, એવો મેઘ છે માટે તે 'ऊर्ध्वरेता' છે અને તે કારણે તે બ્રહ્મચારી પણ છે. આ બ્રહ્મચર્ય-સૂકતના ૧૨ મા મંત્રમાં મેઘ બ્રહ્મચારીનું વર્ણન આવી ગયું છે ત્યાં કહ્યું છે કે આ 'મેઘ ગર્જના કરતો કરતો પહાડ ઉપર અને ભૂમિ ઉપર (रेतः) ઉદકનું સિંચન કરે છે. તેથી બધી દિશાઓ જીવિત રહે છે.' ઊર્ધ્વરેતા હોવાના કારણે મેઘમાં સૃષ્ટિનું પાલન કરવાની શકિત આવી ગઈ આ પ્રકારે જે ઊર્ધ્વરેતા હશે તેનામાં પણ પાલન કરવાની શકિત આવી શકે છે. સૂરજ પણ પોતાના કિરણોથી ઉદકરૂપી રેતને ઉપર ખેંચી લે છે. મનુષ્ય પણ પ્રાણના આકર્ષણથી વીર્યને ઉપર ખેંચી શકે છે. આ પ્રકારે મેઘ અને સૂરજના દાખલાથી બ્રહ્મચર્યનું મહાત્મ્ય વર્ણન કર્યું છે.

## પશુપક્ષીઓનું બ્રહ્મચર્ય

બળદ અને ઘોડાના વિષે મંત્ર ૧૮ માં કહ્યું છે કે તે બ્રહ્મચારી છે. વાંદરાઓ વગેરેમાં વીર્યનો નાશ કરવાનો પ્રયાસ જણાય છે પણ સામાન્યતઃ પશુઓ ઋતુગામી હોય છે, ઋતુકાળ વગર તે સ્ત્રી પાસે જતાં નથી અથવા સ્ત્રી તેમને પાસે આવવા દેતી નથી. સિંહ, વાઘ વગેરે ક્રૂર પશુઓમાં તો આ બ્રહ્મચર્ય અને એક પત્નીવ્રત વિશેષ તીવ્ર હોય છે. પરમાત્માએ તેમની માટે એવી ગોઠવણ કરી છે કે ઋતુકાળ સિવાયના સમયે તેમને સ્ત્રીપુરુષ એવા ભાવ પણ હોતા નથી. કેટલાક પશુ-પક્ષીએ આ નિયમને અપવાદરૂપ પણ છે.|પણ તે અપવાદો પ્રથમ કહેલો નિયમ જ સિદ્ધ કરે છે. પશુ-પંખીઓનું બ્રહ્મચર્ય જોઈ તે બાબતમાં માણસે બોધ લેવો જોઈએ. આ પહેલાના મંત્રોમાં કહ્યું છે કે વનસ્પતિ ઔષધિઓ ઋતુકાળમાં પુષ્પવતી થાય છે, એટલે તે ઋતુગામી હોવાથી બ્રહ્મચારી જ છે. સંવત્સર તો ઋતુઓમાં જ ગમન કરે છે. માટે તે પણ ઋતુગામી હોવાથી બ્રહ્મચારી છે.

બ્રહ્મચારીનું જ્ઞાન બધાનું રક્ષણ કરે છે, આ મંત્રનું કહેવું સ્પષ્ટ છે. કારણ કે જ્ઞાનથી જ બધાનું સંરક્ષણ થાય છે એમ ૨૨ મા મંત્રમાં કહ્યું છે.

## દેવોનું તેજ

તેવીસમા મંત્રમાં દેવોના તેજનુ વર્ણન છે. જે ઉત્સાહ અને સ્ફુરણ આપે છે, જે બધાથી શ્રેષ્ઠ ભાવ ઉત્પન્ન કરે છે અને જે પોતે તેજયુકત હોઈ બીજાને પણ તેજસ્વી કરે છે તે દેવોનુ તેજ છે. રાષ્ટ્રમાં વિદ્વાન્ દેવો હોય છે અને તે ઉપર કહ્યા મુજબ ચૈતન્યયુકત તેજ પોતાના રાષ્ટ્રમાં ઉત્પન્ન કરે છે. શરીરમાં જ્ઞાન-ઇન્દ્રિય તેમજ અંતઃકરણ વગેરે દેવો છે કે જેઓ જડ શરીરમાં રહીને તેમાં વિલક્ષણ સ્ફૂર્તિનું કાર્ય કરી રહ્યા છે તેમજ સંપૂર્ણ જગતમાં સૂરજ-ચંદ્ર વગેરે દેવો પોતાનું વિલક્ષણ તેજ પ્રસરાવી બધી દુનિયાને ચૈતન્ય આપે છે. તાત્પર્ય એવો નિયમ છે કે જે દેવો છે તે શ્રેષ્ઠતેજનો પ્રસાર કરી વિલક્ષણ ઉત્સાહ ઉત્પન્ન કરે છે.

તે તેજ, જ્ઞાન અને સ્ફૂર્તિ બ્રહ્મચારીથી પ્રસરે છે અને દેવોમાં કાર્ય કરે છે તેથી અમરપણું પણ આપે છે.

## ઉપદેશનો અધિકારી

ચોવીસ અને પચીસમા મંત્રમાં બ્રહ્મચારીના વિશેષ જ્ઞાનનો ઉલ્લેખ છે. બ્રહ્મચારી વિલક્ષણ જ્ઞાન પ્રાપ્ત કરે છે અને તે કારણે તેનું તેજ અદ્ભુત હોય છે તે કારણે બધી દેવતાઓ તેની અંદર સંપૂર્ણ ભરાઈ રહે છે તેનાથી કોઈ દેવના અથવા શકિત અવગ થતી નથી એટલે બધી દેવતાઓ પૂર્ણશકિતની સાથે પોતાનું તે કાર્ય ચલાવે છે. પ્રાણાયામાદિ યોગ સાધનો વડે તે પોતાના પ્રાણ, અપાન, વ્યાન વગેરે બધા પ્રાણોને પોતાના તાબે કરે છે, પ્રાણ કાબુમાં આવવાથી તેનું મન વશ થાય છે કારણ કે પ્રાણ અને મન શરીરમાં એક

હળીમળી રહે છે. પ્રાણ જો નિર્મળ હોય તો મન પણ નિર્મળ બનશે અને મન સ્થિર બનવાથી પ્રાણની ચંચળતા પણ દૂર થઇ શકે છે. પ્રાણ અને મન સ્થિર થવાથી હૃદયની દિવ્ય શક્તિ પ્રગટ થાય છે. તેમજ હૃદય અને મન નિયમબદ્ધ થવાથી મેધાબુદ્ધિમાં જ્ઞાનનો સંચય થાય છે અને વધવા લાગે છે. ત્યાર પછી તેની એટલી યોગ્યતા થાય છે કે વાણી વડે તે પોતાના જ્ઞાનનો પ્રચાર અને પ્રસાર કરી શકે છે આ પ્રકારે સુયોગ્ય ઉપદેશકના વ્યાખ્યાનોથી જનતા પ્રભાવિત થાય છે. કારણ કે તેનું કહેવુ અનુભવ સિદ્ધ હોય છે.

તે કારણે જ લોક ઇચ્છે છે કે પોતાનો ઉદ્ધાર થવા લાયક કોઇ ઉપદેશ તેની પાસેથી મળે જ્યાં એવો બ્રહ્મચારી પહોંચે છે ત્યાંના સજ્જનો તેને કહે છે કે, ' હે બ્રહ્મચારી ! અમને ઉપદેશ આપો ' ચક્ષુ, શ્રોત્ર વગેરે ઇન્દ્રિયોની શક્તિ વધે અને તે સ્વાસ્થ્યપૂર્ણ અને પ્રભાવશાળી બને એવી રીત બતાવો " કોઇ કહે છે કે અન્નની અછતથી ઘણી તકલીફ વેઠી રહ્યા છીએ માટે પુષ્કળ અનાજ કેવી રીતે પ્રાપ્ત થાય, તે કહો. કોઇ મહાજન પૂછે છે કે પેટ સાફ કરવાનો ઉપાય કહો. પચન સારી પેઠે થતુ નથી તે માટે કંઇ ઇલાજ છે ? કોઇ કહે છે કે અમારૂ વીર્ય સ્થિર નથી અને લોહી પણ બગડી ગયુ છે, તે માટે શું ઇલાજ કરવો જોઇએ ?

ઉપર કહેલા જે જે સવાલો લોકો પૂછે છે તેના યથાયોગ્ય જવાબ બ્રહ્મચારી આપે છે. યોજના અને યુક્તિ વડે બધાની બધી શંકા દૂર કરે છે અને તેમને યોગ્ય રસ્તે દોરે છે. એટલી યોજના હોવા છતાં પોતાનુ આત્મિકબળ વધારવા તે પવિત્ર સ્થાનમાં રહી તપશ્ચર્યા કરે છે અને તે વડે આત્મિકશક્તિનો વિકાસ કરતો રહે છે. આ પ્રકારે તપસ્વી જયારે પોતાની તપશ્ચર્યાની સમાપ્તિ કરે છે અને તપસ્યાના પ્રભાવથી આત્મ-શક્તિથી યુક્ત બને છે ત્યારે તે અત્યંત તેજસ્વી હોવાથી આ પૃથ્વી ઉપર તેની શોભા ખૂબ જ વધે છે. આ છે બ્રહ્મચર્યનું તેજ માટે દરકોઇએ બ્રહ્મચર્યના સારા નિયમોનું પાલન કરી પોતાના આત્મશક્તિનો વિકાસ કરવો જોઇએ.

---

## બ્રહ્મૌદન

### કાંડ ૧૧, સૂક્ત ૧

( ऋषिः- ब्रह्मा । देवता- ब्रह्मौदन । )

अग्ने जायस्वादितिर्नाथितेयं ब्रह्मौदनं पचति पुत्रकामा ।
सप्तऋषयो भूतकृतस्ते त्वा मन्थन्तु प्रजया सहेह ॥ १ ॥
कृणुत धूमं वृषणः सखायोऽद्रोघाविता वाचमच्छ ।
अयमग्निः पृतनाषाट् सुवीरो येन देवा असहन्त दस्यून् ॥ २ ॥

અર્થ— હે અગ્ને ! ( जायस्व ) પ્રગટ થા. ( इयं नाथिता अदितिः ) આ પ્રાર્થના કરનારી અદીન માતા

अग्नेऽजनिष्ठा मह॒ते वी॒र्या॑य ब्रह्मौद॒नाय॒ पक्त॑वे जातवेदः ।
स॒प्त॒ऋ॒षयो॑ भूत॒कृत॑स्ते त्वाजीजनन्न॒स्यै र॒यिं सर्व॑वीरं॒ नि य॑च्छ ॥ ३ ॥
समि॑द्धो अग्ने स॒मिधा॒ समि॑ध्यस्व वि॒द्वान्दे॒वान्य॒ज्ञियाँ॒ एह व॑क्षः ।
तेभ्यो॑ ह॒विः श्र॒पयं॑ जातवेद उ॒त्तमं॒ नाक॒मधि॑ रोहये॒मम् ॥ ४ ॥
त्रे॒धा भा॒गो निहि॑तो॒ यः पु॒रा वो॑ दे॒वानां॑ पि॒तॄणां॒ मर्त्या॑नाम् ।
अंशा॑न् जानीध्वं॒ वि भ॑जामि॒ तान्वो॒ यो दे॒वानां॒ स इ॒मां पा॑रयाति ॥ ५ ॥
अग्ने॒ सह॑स्वानभि॒भूर॒भीद॑सि॒ नीचो॒ न्युब्ज द्वि॒ष॒तः स॒पत्ना॑न् ।
इ॒यं मात्रा॑ मी॒यमा॑ना मि॒ता च॑ स॒जा॒तांस्ते॑ बलि॒हृतः॑ कृणोतु ॥ ६ ॥
सा॒कं स॑जा॒तैः पय॑सा स॒हैध्युदु॑ब्जैनां मह॒ते वी॒र्या॑य ।
ऊ॒र्ध्वो नाक॒स्याधि॑ रोह वि॒ष्टपं॑ स्व॒र्गो लो॒क इ॒ति यं वद॑न्ति ॥ ७ ॥

---

અર્થ— હે અગ્ને ! હે જાતવેદ ! તું ( महते वीर्याय अजनिष्ठाः ) મોટો પરાક્રમ કરવા પ્રગટ થયો છે. ( ब्रह्मौदनाय पक्तवे ) અને જ્ઞાનવર્ધક અન્ન રાંધવા માટે પ્રગટ થયો છે. ( भूतकृतः सप्तऋषयः त्वा अजीजनन् ) ભૂતોની ઉન્નતિ કરનારા સાત ઋષિઓએ તને પ્રગટ કર્યો છે. ( अस्यै सर्ववीरं रयिं नि यच्छ ) આ માતા માટે બધા પ્રકારનું ધન પ્રદાન કર. [ ૩ ]

હે અગ્ને ! ( समिधा समिद्धः सं इध्यस्व ) સમિધાથી પ્રદીપ્ત થયેલો તું પ્રદીપ્ત થા ( यज्ञियान् देवान् इह आवक्षः ) યજ્ઞને યોગ્ય દેવોને તું અહીં લઈ આવ. હે જાતવેદ ! ( तेभ्यः हविः श्रपयन् ) તેમના માટે હવિ રાંધતાં ( इमं उत्तमं नाकं अधिरोहय ) આને ઉત્તમ સ્વર્ગ પર ચઢાવ [ ૪ ]

( यः पुरा त्रेधा भागः निहितः ) જે પહેલાં ત્રણ પ્રકારનો ભાગ રાખ્યો છે, તે ( देवानां पितृणां मर्त्यानां ) દેવોનો પિતરોનો, અને મર્ત્યોનો છે. ( अहं वः तान् विभजामि ) હું તમને તે ભોગને જુદા જુદા કરી અર્પણ કરું છું. ( अंशान् जानीध्वं ) તે ભોગને સમજી લો ( यः देवानां सः इमां पारयाति ) જે દેવોનો ભાગ છે તે આ સ્ત્રીને આપત્તિમાંથી પાર કરશે. [ ૫ ]

હે અગ્ને ! ( सहस्वान् अभिभूः इत् अभि असि ) તું બળવાન્ અને શત્રુનો પરાજય કરનારો છે. તેથી ( द्विषतः सपत्नान् नीचः न्युब्ज ) દ્વેષ કરનારા શત્રુઓને નીચે દબાવ. ( इयं मात्रा मीयमाना मिता च ) આ પરિમાણ માપેલું છે, તે પરિમિત પ્રમાણમાં ( ते सजातान् बलिहृतः कृणोतु ) તારા સજાતીય વીરોને તારો કર દેનારા બનાવે. [ ૬ ]

( पयसा सजातैः साकं एधि ) તું દૂધની સાથે સ્વજાતિઓની સાથે વધ. ( महते वीर्याय एनां उत् उब्ज ) મોટા પરાક્રમ માટે તૈયાર કર. ( ऊर्ध्वः नाकस्य विष्टपं अधि रोह ) ઉંચો થઈ સ્વર્ગની ઉપર ચઢ. ( यं स्वर्गः लोकः इति वदन्ति ) જેને સ્વર્ગલોક કહે છે. [ ૭ ]

---

ભાવાર્થ— તું મોટો પરાક્રમ કરવા માટે ઉત્પન્ન થયો છે. ઉત્તમ અન્ન વડે અન્ન યજ્ઞ કરી સાત ઋષિઓને સંતોષિત કરવાથી તે બધા પ્રકારના વીર ભાવોથી યુક્ત સત્પુત્ર અવશ્ય આપશે અને ઉત્તમ ધન આપશે ( ૩ )

અગ્નિ પ્રદીપ્ત કર, તેમાં હવિનું હવન કર, તેથી ઉત્તમ સ્વર્ગ અવશ્ય પ્રાપ્ત થશે. ( ૫ )

દેવ, પિતર અને મર્ત્ય આ ત્રણેનો ભાગ અન્નમાં હોય છે. તેથી તેમને તે ભાગ અર્પણ કરવો યોગ્ય છે. ( ૫ )

બળવાન્ અને શત્રુનો પરાભવ કરનારો થા, શત્રુઓને દૂર નસાડી દે અને તે તને કર આપશે એવો પરાક્રમ કર. ( ૬ )

મોટો પરાક્રમ કરવા તૈયાર થા, દૂધ પીને સ્વજાતિઓ જોડે પુષ્ટ થા. આ પ્રકારે પરાક્રમ કરી સ્વર્ગ માટે યોગ્ય થા. ( ૭ )

इयं मही प्रति गृह्णातु चर्म पृथिवी देवी सुमनस्यमाना ।
अथ गच्छेम सुकृतस्य लोकम् ॥ ८ ॥
एतौ ग्रावाणौ सयुजा युङ्ग्धि चर्मणि निर्भिन्ध्यंशून्यजमानाय साधु ।
अवघ्नती नि जहि य इमां पृतन्यव ऊर्ध्वं प्रजामुद्भरन्त्युदूह ॥ ९ ॥
गृहाण ग्रावाणौ सकृतौ वीर हस्त आ ते देवा यज्ञिया यज्ञमगुः ।
त्रयो वरा यतमांस्त्वं वृणीषे तास्ते समृद्धीरिह राधयामि ॥ १० ॥
इयं ते धीतिरिदमु ते जनित्रं गृह्णातु त्वामदितिः शूरपुत्रा ।
परा पुनीहि य इमां पृतन्यवोऽस्यै रयिं सर्ववीरं नि यच्छ ॥ ११ ॥
उपश्वसे द्रुवये सीदता यूयं वि विच्यध्वं यज्ञियासस्तुषैः ।
श्रिया समानानति सर्वान्त्स्यामाधस्पदं द्विषतस्पादयामि ॥ १२ ॥

---

અર્થ — ( इयं मही पृथिवी देवी ) આ મોટી પૃથ્વી દેવતા ( सुमनस्यमाना चर्म प्रति गृह्णातु ) શુભ વિચારોવાળી થઈ આ ચામડાની ઢાલ પોતાના રક્ષણ માટે લે. એથી ( अथ सुकृतस्य लोकं गच्छेम ) અમે પુણ્યલોકને પ્રાપ્ત થઈશું. [ ૮ ]

( एतौ सयुजौ ग्रावाणौ ) આ સાથે રહેનારા બે પથ્થર ( चर्मणि युङ्ग्धि ) ચામડા ઉપર મૂકો. ( यजमानाय अंशून् निर्भिन्धि ) યજમાનની માટે સોમરસને વાટીને કાઢો. ( ये इमां पृतन्यवः ) જે આ સ્ત્રી ઉપર હુમલો કરે છે તેમનો ( निजहि ) નાશ કર. ( अवघ्नती उद्भरन्ती प्रजा ऊर्ध्वं उदूह ) કૂટતી અને ભરણ પોષણ કરતી પ્રજાનો ઉદ્ધાર કર [ ૯ ]

હે વીર ! ( सुकृतौ ग्रावाणौ हस्ते गृहाण ) ઉત્તમ કામ કરનારા આ બે પત્થર હાથમાં લે. ( यज्ञियाः देवाः ते यज्ञं आ अगुः ) પૂજ્ય દેવો તારા યજ્ઞમાં આવી જાય. ( यतमान् त्वं वृणीषे ) જે તું માગે છે તે ( त्रयः वराः ) ત્રણ વર છે. ( ताः समृद्धीः ते इह राधयामि ) તે સંપત્તિઓને તારા માટે સિદ્ધ કરું છું. [ ૧૦ ]

( इयं ते धीतिः ) આ તમારું સોમરસ પીવાનું ઠેકાણું છે અને ( इदं उ ते जनित्रं ) આ તારું જન્મ સ્થાન છે. ( शूरपुत्रा अदितिः त्वां गृह्णातु ) શૂરપુત્રોની અદીન માતા તારો સ્વીકાર કરે. ( ये पृतन्यवः इमां परा पुनीहि ) જે સેનાવાળા શત્રુ આ સ્ત્રીને કષ્ટ આપે છે તેમને દૂર કર અને ( अस्यै सर्ववीरं रयिं नि यच्छ ) એને સર્વ વીરોથી યુક્ત ધન આપ. [ ૧૧ ]

( यूयं द्रुवये उपश्वसे सीदत ) તમે બધા ઉત્તમ જીવન માટે બેસો. હે ( यज्ञियासः ) યાજકો ! તમે ( तुषैः विविच्यध्वं ) ભુસાને દૂર કરો. અમે ( समानान् सर्वान् श्रिया अति स्याम ) બધા સમાન લોકોથી ધનના કારણે શ્રેષ્ઠ થઈશું અને હું ( द्विषतः अधः पदं आपादयामि ) શત્રુઓનું સ્થાન નીચે કરું છું. [ ૧૨ ]

---

**ભાવાર્થ** — આ પૃથ્વી મોટી દેવી છે, પોતાના મનને શુભસંકલ્પયુક્ત બનાવી તેના રક્ષણ માટે તૈયાર રહે. જેથી તને પુણ્યવાનોનો લોક પ્રાપ્ત થશે. ( ૮ )

આ સોમરસ કાઢવાના પત્થર છે, એનાથી સોમરસ કાઢો. જે સેના વડે તમારો નાશ કરવા ઇચ્છે છે તેમનો નાશ કર અને પોતાની પ્રજાનો ઉદ્ધાર કર. ( ૯ )

યજ્ઞમાં બોલાવવા જે યોગ્ય દેવો છે તેમને યજ્ઞમાં બોલાવ. જે વિષયમાં તમે પ્રયત્ન કરશો તેમાં તમારી પ્રગતિ થશે, તે તમને પ્રાપ્ત થશે અને તે વડે યથેષ્ટ સમૃદ્ધિ મળશે. ( ૧૦ )

આ જન્મભૂમિ છે, અહીં યજ્ઞમાં સોમપાન થાય છે. જે શત્રુ તમારા ઉપર હુમલો કરે છે તેમનો પરાજય કરી સર્વ વીરોથી યુક્ત ધન તમને પ્રાપ્ત થાવ. ( ૧૧ )

જેમ ભુસાને દૂર ફેંકી દેવામાં આવે છે તેવી રીતે શત્રુને નસાડી મૂક, સ્વજાતિયોને ધન સંપત્તિથી યુક્ત કર અને શત્રુઓને દાબી નાંખ. ( ૧૨ )

परेहि नारि पुनरेहि क्षिप्रमपां त्वा गोष्ठोऽध्यरुक्षद्भराय
तासां गृह्णीताद्यतमा यज्ञिया असन्विभाज्य धीरीतरा जहीतात् ॥ १३ ॥
एमा अगुर्योषितः शुम्भमाना उत्तिष्ठ नारि तवसं रभस्व ।
सुपत्नी पत्या प्रजया प्रजावत्या त्वागन्यज्ञः प्रति कुम्भं गृभाय ॥ १४ ॥
ऊर्जो भागो निहितो यः पुरा व ऋषिप्रशिष्टाप आ भरैताः ।
अयं यज्ञो गातुविन्नाथवित्प्रजाविदुग्रः पशुविद्वीरविद्वो अस्तु ॥ १५ ॥
अग्ने चरुर्यज्ञियस्त्वाध्यरुक्षच्छुचिस्तपिष्ठस्तपसा तपैनम् ।
आर्षेया दैवा अभिसंगत्य भागमिमं तपिष्ठा ऋतुभिस्तपन्तु ॥ १६ ॥

---

અર્થ— હે નારી ! ( परा इहि ) દૂર જા અને ( पुनः क्षिप्रं एहि ) ફરી વહેલો પાછો આવ. ( अपां गोष्ठः भराय त्वा अधि अरुक्षत् ) જળનું સ્થાન ભરવા માટે તારા માટે તૈયાર છે. ( तासां यतमाः यज्ञियाः असन् ) તેમાં જે પૂજનીય અથવા યજ્ઞ માટે યોગ્ય જળ છે, તેનો ( गृह्णीतात् ) સ્વીકાર કર અને ( धीरी इतराः विभाज्य जहीतात् ) બુદ્ધિથી બીજાઓને જુદા કરી છોડી દે. [ ૧૩ ]

( इमाः योषितः शुम्भमाना आ अगुः ) આ સ્ત્રીઓ સુશોભિત થઇ અહીં આવેલી છે. હે નારી ! ( उत्तिष्ठ तवसं रभस्व ) ઉઠ અને બળથી પ્રાપ્ત થા. તું ( पत्या सुपत्नी ) ઉત્તમ પતિની સાથે ઉત્તમ પત્ની થા. ( प्रजया प्रजावती ) ઉત્તમ સંતાનના કારણે પ્રજાયુક્ત થા. ( यज्ञः त्वा आ अगन् ) યજ્ઞ તારી પાસે પહોંચ્યો છે, ( कुम्भं प्रति गृभाय ) ઘડાનું ગ્રહણ કર. [ ૧૪ ]

હે ( आपः ) પાણીઓ ! ( यः वः ऊर्जः भागः पुरा निहितः ) જે તમારો બળવાન્ ભાગ પહેલાં રાખવામાં આવ્યો છે. ( ऋषिप्रशिष्टाः एता आभर ) ઋષિઓની આજ્ઞાથી તેને ભરી લાવ. ( अयं यज्ञः वः ) આ યજ્ઞ તમારા માટે ( गातुवित् नाथवित् प्रजावित् ) માર્ગદર્શક, ઐશ્વર્યવર્ધક, પ્રજાને આપનારો ( उग्रः पशुवित् वीरवित् अस्तु ) ઉમંગ આપનારો, પશુ આપનારો અને વીર વધારનારો થાય. [ ૧૫ ]

હે અગ્ને ! ( यज्ञियः शुचिः तपिष्ठः चरुः त्वा अधि आरुक्षत् ) યજ્ઞ માટે યોગ્ય, પવિત્ર અને તપ સામર્થ્યથી યુક્ત અન્ન તને પ્રાપ્ત થયું છે, માટે તું ( एनं तपसा तप ) તેને પોતાની ઉષ્ણતાથી તપાવ. ( आर्षेयाः दैवाः तपिष्ठाः ) ઋષિઓ અને દેવોથી નિર્માણ થએલું તપ સામર્થ્ય ( इमं भागं अभिसंगत्य ऋतुभिः तपन्तु ) આ અન્ન ભાગની પાસે આવી ઋતુઓની અનુકૂલ તપાવે. [ ૧૬ ]

---

ભાવાર્થ— સ્ત્રીએ પોતાના ઘરની આજુબાજુએ ફરી બધું જોવું જોઇએ. જ્યાં પાણીનું સ્થાન હોય ત્યાંથી પાણી ભરી લાવવું જોઇએ. જે જળ ઉત્તમ હોય તે જ લઇ આવવું, બીજું જળ દૂર મૂકવું. ( ૧૩ )

સ્ત્રીઓએ સુંદર વસ્ત્રો અને આભૂષણોથી શણગાર કરી રહેવું જોઇએ. સ્ત્રીઓ ઉત્તમ પતિ પ્રાપ્ત કરે, તે સુપુત્ર ઉત્પન્ન કરે, ઘરનું સૌંદર્ય વધારે અને ઉત્તમ પાણીથી ઘરના વાસણો ભરી રાખે. ( ૧૪ )

જે જળ ઉત્તમ બળ વધારનારું હશે તે જ લાવવામાં આવે, ઘેરેઘેર હોમહવન થતું રહે. તે જ માર્ગદર્શક, ઐશ્વર્યવર્ધક, સારી પ્રજા ઉત્પન્ન કરનારું, બળ વધારનારું પશુઓની વૃદ્ધિ કરનારું, વીરભાવ વધારનારું છે. ( ૧૫ )

આ અન્ન પવિત્ર, નિર્મળ અને તેજ વધારનારું છે, આ અન્ન દેવતાઓને અર્પણ કરવામાં આવે અને તેથી સંસ્કારિત બની પોતાનો તપ પ્રભાવ વધારે. ( ૧૬ )

शुद्धाः पूता योषितो यज्ञिया इमा आपश्चरुमव सर्पन्तु शुभ्राः ।
अदुः प्रजां बहुलान्पशून्नः पक्तौदनस्य सुकृतामेतु लोकम् ॥ १७ ॥
ब्रह्मणा शुद्धा उत पूता घृतेन सोमस्यांशवस्तण्डुला यज्ञिया इमे ।
अपः प्र विशत प्रति गृह्णातु वश्चरुरिमं पक्त्वा सुकृतामेत लोकम् ॥ १८ ॥
उरुः प्रथस्व महता महिम्ना सहस्रपृष्ठः सुकृतस्य लोके ।
पितामहाः पितरः प्रजोपजाहं पक्ता पञ्चदशस्ते अस्मि ॥ १९ ॥
सहस्रपृष्ठः शतधारो अक्षितो ब्रह्मौदनो देवयानः स्वर्गः ।
अमूंस्त आ दधामि प्रजया रेषयैनान्बलिहाराय मृडतान्मह्यमेव ॥ २० ॥
उदेहि वेदिं प्रजया वर्धयैनां नुदस्व रक्षः प्रतरं धेह्येनाम् ।
श्रिया समानानति सर्वान्त्स्यामाधस्पदं द्विषतस्पादयामि ॥ २१ ॥

અર્થ — ( **इमाः शुद्धाः पूताः यज्ञियाः योषितः** ) આ શુદ્ધ, પવિત્ર અને પૂજનીય સ્ત્રીઓ ( **शुभ्राः आपः चरुं अवसर्पन्तु** ) અને સ્વચ્છ પાણી આ અન્નની પાસે આવી જાય. ( **नः प्रजां बहुलान् पशून् अदुः** ) અમને સંતાન અને ઉત્તમ પશુ આપે. ( **ओदनस्य पक्ता सुकृतां लोकं एतु** ) અન્નને રાંધનારો પુણ્યલોકને પ્રાપ્ત થાવ. [૧૭]

( **ब्रह्मणा शुद्धाः उत घृतेन पूताः** ) જ્ઞાનથી પવિત્ર અને પાણી અથવા ઘીથી પુનીત થએલા ( **सोमस्य अंशव तण्डुलाः** ) આ સોમના ભાગ જેવા ચોખા છે. હે ( **आपः** ) પાણીઓ ! ( **प्रविशत** ) તમે અંદર પ્રવેશ કરો, ( **वः चरुः प्रति गृह्णातु** ) તમને આ અન્ન પ્રાપ્ત થાય, ( **इमं पक्त्वा सुकृतां लोकं एत** ) આને રાંધી પુણ્યવાનના લોકમાં જાવ. [ ૧૮ ]

( **उरुः महता महिम्ना प्रथस्व** ) મોટો થઇ મોટી મહત્તા સાથે પ્રસરી જા. ( **सहस्रपृष्ठः सुकृतस्य लोके** ) હજારો પીઠવાળો બની પુણ્યલોકમાં વાસ્તવ્ય કર. ( **पितमहाः पितरः प्रजाः उपजाः** ) પિતામહ, બાપ, પિતર, સંતતિ અને તે સંતતિની સંતતિ એવો ક્રમ ચાલતો રહે. ( **अहं पक्ता पञ्चदशः अस्मि** ) હું રાંધનારો પંદરમો થાઉં. [ ૧૯ ]

( **सहस्रपृष्ठः शतधाः अक्षितः** ) હજારો પીઠવાળો સેંકડો ધારવાળો અક્ષય ( **ब्रह्मौदनः देवयानः स्वर्गः** ) જ્ઞાન વધારનારા અન્ન વડે પ્રાપ્ત થનારો દેવયાન સ્વર્ગ છે. ( **ते अमून् आदधामि** ) તારા માટે તેમને હું ધારણ કરું છું. ( **एनान् प्रजया बलिहराय रेषय** ) તેમને સંતતિ સાથે કર આપવા માટે સિદ્ધ કર. તે બધા ( **मह्यं एव मृडतात्** ) મને જ સુખી કરે. [ ૨૦ ]

( **वेदिं उदेहि** ) વેદીને ઉઠાવો. ( **एनां प्रजया वर्धय** ) તેની પ્રજા વડે ઉન્નતિ કર. ( **रक्षः नुदस्व** ) શત્રુઓને નસાડી મૂક. ( **एनां प्रतरं धेहि** ) તેમને વિશેષ રીતે ધારણ કર. ( **समानान् सर्वान् श्रिया अति स्याम** ) બધા સમાનો કરતાં ધનથી અમે વધારે થઇએ. ( **द्विषतः अधः पदं पादयामि** ) શત્રુઓને નીચે પાડી નાંખું છું. [ ૨૧ ]

**ભાવાર્થ** — આ સ્ત્રીઓ શુદ્ધ અને પવિત્ર હોવાથી સન્માન કરવા લાયક છે તેઓ ઉત્તમ અન્ન તૈયાર કરે. અમને ઉત્તમ સંતાન અને ઘણાં પશુ પ્રાપ્ત થાવ, ઉત્તમ અન્નનું પ્રદાન કરનારો પુણ્યલોક પ્રાપ્ત થાવ. ( ૧૭ ]

આ ચોખા પવિત્ર અને ઉત્તમ છે, તેમની સાથે જળ મળે, બધુ ભેગું કરી રાંધવામાં આવે, બધા લોકો તેનાથી આનંદ પ્રાપ્ત કરે. ( ૧૮ )

મોટા મહત્વનું સ્થાન પ્રાપ્ત કરી પુણ્યલોકમાં બિરાજ. પિતામહ, પિતા, પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર વગેરે ક્રમથી વંશનો વિસ્તાર અખંડ થતો રહે. દરેકને પોતાના પંદર પૂર્વજોનું જ્ઞાન હોવું જોઇએ અને તેણે કહેવું જોઇએ કે હું અમુકથી પંદરમો છું. ( ૧૯ )

આ અન્ન જ સ્વર્ગ છે. આ અન્નથી આ બધાનું ધારણ પોષણ થતું રહે આ બધા સુખની વૃદ્ધિ કરે અને તેમની સંતતિ બીજા પાસેથી કર લેનારી થાવ. ( ૨૦ )

યજ્ઞ કરો, પ્રજાની વૃદ્ધિ કરો, શત્રુઓને દૂર નસાડી મૂકો, સ્ત્રીઓને ધારણ કરો, સ્વજાતિઓને ધનથી સમૃદ્ધ કરીને તેમનાથી અધિક બની જાઓ અને શત્રુને દાબી નાખો. ( ૨૧ )

अभ्यावर्तस्व पशुभिः सहैनां प्रत्यङेनां देवताभिः सहैधि ।
मा त्वा प्रापच्छपथो माभिचारः स्वे क्षेत्रे अनमीवा वि राज ॥ २२ ॥
ऋतेन तष्टा मनसा हितैषा ब्रह्मौदनस्य विहिता वेदिरग्रे ।
अंसद्रीं शुद्धामुप धेहि नारि तत्रौदनं सादय दैवानाम् ॥ २३ ॥
अदितेर्हस्तां स्रुचमेतां द्वितीयां सप्तऋषयो भूतकृतो यामकृण्वन् ।
सा गात्राणि विदुष्योदनस्य दर्विर्वेद्यामध्येनं चिनोतु ॥ २४ ॥
शृतं त्वा हव्यमुप सीदन्तु दैवा निःसृप्याग्नेः पुनरेनान्प्र सीद ।
सोमेन पूतो जठरे सीद ब्रह्मणामार्षेयास्ते मा रिषन्प्राशितारः ॥ २५ ॥
सोम राजन्त्संज्ञानमा वपैभ्यः सुब्राह्मणा यतमे त्वोपसीदान् ।
ऋषीनार्षेयांस्तपसोऽधि जातान्ब्रह्मौदने सुहवा जोहवीमि ॥ २६ ॥

---

અર્થ— ( एनां पशुभिः सह अभि आवर्तस्व ) આ સ્ત્રીને પશુઓની સાથે પ્રાપ્ત થા અને ( एनां देवताभिः सह प्रत्यङ् एधि ) આ સ્ત્રીને દેવતાઓની સાથે પ્રત્યક્ષ મળો. ( त्वा शपथः मा प्रापत् ) તને શાપ ન મળો. ( अभिचारः मा ) વધ પ્રાપ્ત ન થાય. ( स्वे क्षेत्रे अनमीवा विराज ) પોતાની ભૂમિમાં નિરોગી થઈ પ્રકાશિત થા. [ ૨૨ ]

( ऋतेन तष्टा ) સત્યથી બનાવેલી, ( मनसा हिता ) મનથી મૂકેલી, ( एषा ब्रह्म-ओदनस्य वेदिः ) આ જ્ઞાન વધારનારી અન્નની વેદી ( अग्रे विहिता ) પહેલાં બનાવેલી છે. હે નારી! ( शुद्धां अंसद्रीं उपधेहि ) શુદ્ધ થાળીને ઉપર મૂક અને ( तत्र देवानां ओदनं सादय ) ત્યાં દેવોનું અન્ન તૈયાર કર. [ ૨૩ ]

( भूतकृतः सप्त-ऋषयः ) ભૂતમાત્રને બનાવનારા સાત ઋષિઓએ ( अदितेः हस्तां यां एतां द्वितीयां स्रुचं अकृण्वन् ) અદિતિ માતાના બીજા હાથ જેવો આ ચમચો બનાવ્યો છે. ( सा दर्विः ओदनस्य गात्राणि विदुषी ) આ કડછી અન્નના ભાગ જાણે છે. ( एनं वेद्यां अधि चिनोतु ) એને વેદીની મધ્યમાં મૂક. [ ૨૪ ]

( त्वा शृतं हव्यं देवाः उप सीदन्तु ) તૈયાર થએલા અન્નની પાસે દેવો આવી બેસો. ( अग्नेः निः सृप्य पुनः एनान् प्रसीद ) અગ્નિ બાજુએ જઈને દેવોને પ્રસન્ન કર. ( सोमेन पूतः ब्रह्मणां जठरे सीद ) સોમથી પવિત્ર થઈ જ્ઞાનીના પેટમાં જા. ( ते प्राशितारः आर्षेयाः मा रिषन् ) તારું પ્રાશન કરનારા ઋષિપુત્રો દુઃખી ન થાય. [ ૨૫ ]

હે ( सोम राजन् ) રાજા સોમ! ( यतमे सुब्राह्मणाः त्वा उपसीदन् ) જે સારા બ્રાહ્મણો તારી પાસે આવી બેસશે, ( एभ्यः संज्ञानं आवप ) તેમને ઉત્તમ જ્ઞાન આપ. ( तपसः अधिजातान् आर्षेयान् ऋषीन् ) તપથી ઉત્પન્ન થએલા ઋષિપુત્રો ઋષિજનોને ( ब्रह्मौदने सुहवा जोहवीमि ) જ્ઞાન વધારનાર અન્નમાં ઉત્તમ બોલાવવા લાયક એવાઓને પણ હું બોલાવું છું. [ ૨૬ ]

---

ભાવાર્થ— દેવતા અને ગાય વગેરે પશુઓની સાથે સ્ત્રીને સુરક્ષિત રાખો. શાપ તને કષ્ટ ન આપે, વધથી તમને દુઃખ ન થાવ, પોતાની માતૃભૂમિમાં નિરોગી બની શોભતા રહો. ( ૨૨ )

સત્યથી ન નિર્મિત, મનથી સુરક્ષિત, આ અન્નનું સ્થાન છે. આ અન્ન શુદ્ધ પાત્રમાં મૂક અને દેવોને અર્પણ કર. ( ૨૩ )

દુનિયા નિર્માણ કરનારા સાત ઋષિઓએ આ કડછી નિર્માણ કરી છે. આ કડછીથી વારંવાર અન્ન લઈ વેદી ઉપર મૂક. ( ૨૪ )

અન્ન તૈયાર કરી દેવતાઓને સમર્પણ કર, તેનાથી તે પ્રસન્ન થાય. સોમની સાથે બ્રાહ્મણો અન્નનું સેવન કરે અને ખાનાર પુષ્ટ બને ( ૨૫ )

જે ઉત્તમ બ્રાહ્મણ છે, તેમને સોમ અને અન્ન આપવામાં આવે. તપ કરનારા ઋષિઓનો સત્કાર ઉત્તમ અન્નથી કરવામાં આવે. ( ૨૬ )

शुद्धाः पूता योषितो यज्ञिया इमा ब्रह्मणां हस्तेषु प्रपृथक्सादयामि ।
यत्काम इदमभिषिञ्चामि वोऽहमिन्द्रो मरुत्वान्त्स ददादिदं मे ॥ २७ ॥
इदं मे ज्योतिरमृतं हिरण्यं पक्वं क्षेत्रात्कामदुघा म एषा ।
इदं धनं नि दधे ब्राह्मणेषु कृण्वे पन्थां पितृषु यः स्वर्गः ॥ २८ ॥
अग्नौ तुषाना वप जातवेदसि परः कम्बूकाँ अप मृड्ढि दूरम् ।
एतं शुश्रुम गृहराजस्य भागमथो विद्म निर्ऋतेर्भागधेयम् ॥ २९ ॥
श्राम्यतः पचतो विद्धि सुन्वतः पन्थां स्वर्गमधि रोहयैनम् ।
येन रोहात्परमापद्य यद्वय उत्तमं नाकं परमं व्योम ॥ ३० ॥
बभ्रेरध्वर्यो मुखमेतद्वि मृड्ढ्याज्याय लोकं कृणुहि प्रविद्वान् ।
घृतेन गात्रानु सर्वा वि मृड्ढि कृण्वे पन्थां पितृषु यः स्वर्गः ॥ ३१ ॥

---

અર્થ — **( इमाः शुद्धाः पूताः यज्ञिया योषित )** આ શુદ્ધ અને પવિત્ર સ્ત્રીઓ યજ્ઞના યોગ્ય છે તેમને **( ब्रह्मणां हस्तेषु पृथक् प्रसादयामि )** બ્રાહ્મણોના હાથમાં અલગ અલગ અર્પણ કરૂ છુ. **( यत्कामः अहं वः इदं अभिषिञ्चामि )** જે કામનાથી હું તમને દેવતાઓને ઉદ્દેશ્યથી આ આપું છુ, **( मरुत्वान् सः इन्द्रः मे इदं ददात् )** મરુતોની સાથે રહેનારાઓ તે ઇન્દ્ર મને તે આપે [ ૨૭ ]

**( इदं हिरण्यं मे क्षेत्रात् पक्व अमृत ज्योतिः )** આ સુવર્ણ મારા ખેતરમાં પાકેલું અમર તેજ જ છે **( एषा मे कामदुघा )** આ મારી ઇચ્છા મુજબ દૂધ આપનારી ગાય છે **( ब्राह्मणेषु इदं धनं निदधे )** બ્રાહ્મણોને આ ધન આપુ છુ **( यः स्वर्ग पन्थां पितृषु कृण्वे )** જે સ્વર્ગનો માર્ગ છે તેને હુ પિતરો માટે બનાવુ છુ. [ ૨૮ ]

**( जातवेदसि अग्नौ तुषान् आ वप )** જાતવેદ અગ્નિમાં ભૂસો નાંખ, **( कंबूकान् दूरं अपमृड्ढि )** છોતરા દૂર ફેંકી દો, **( एत गृहराजस्य भागं शुश्रुम )** આ શ્રેષ્ઠ ગૃહસ્થના ઘરનો ભાગ છે એવુ અમે સાંભળીએ છીએ. **( अथो निर्ऋतेः भागधेयं विद्म )** એનાથી જુદો તે અધોગતિનો ભાગ છે એવુ અમે સમજીએ છીએ [ ૨૯ ]

**( श्राम्यतः पचत सुन्वतः विद्धि )** પરિશ્રમી, અન્ન રાંધનારા અને ઔષધિનો રસ કાઢનારાઓને તું જાણી લે. **( एनं स्वर्गं पन्थां अधिरोहय )** એને સ્વર્ગના માર્ગે ઉપર ચઢાવો. આ **( येन पर वयः आपद्य )** જેથી પરમ આયુષ્યને પ્રાપ્ત થઇને **( उत्तमं नाक परमं व्योम रोहत् )** ઉત્તમ સ્વર્ગરૂપ પરમ આકાશ ઉપર જઇ પહોંચે [ ૩૦ ]

હે અધ્વર્યુ ! **( बभ्रेः एतत् मुख विमृड्ढि )** આ વાસણનું આ મોઢું સાફ કર **( प्रविद्वान् आज्याय लोक कृणुहि )** જાણીને ઘીને માટે સ્થાન બન્યું. **( घृतेन सर्वा गात्रा विमृड्ढि )** ઘીથી બધા ગાત્રો સાફ કર **( यः स्वर्ग पन्थां पितृषु कृण्वे )** જે સ્વર્ગનો માર્ગ છે તેને હુ પિતરો માટે કરૂ છુ [ ૩૧ ]

---

ભાવાર્થ — શુદ્ધ પવિત્ર, સન્માન કરવા યોગ્ય સ્ત્રીઓને બ્રાહ્મણોના હાથમા અલગ અલગ આપવામા આવે. એટલે એક એક બ્રાહ્મણે એક એક સ્ત્રીનુ પાણીગ્રહણ કરવુ, જેની જે ઇચ્છા હશે તે પૂર્ણ થાય ( ૨૭ )

આ સોનુ છે અને આ ખેતરમા પાકેલુ ઉત્તમ ધાન્ય છે, તે હુ બ્રાહ્મણોને આપુ છુ આ સ્વર્ગનો જ માર્ગ છે ( ૨૮ )

ભૂસાને અગ્નિમા મૂક અને છોતરા દૂર નાખી દે બાકી રહેલુ ઉત્તમ ધાન્ય એ જ ઘરનો રાજા છે, તેને સુરક્ષિત રાખ નહિ તો વિનાશનો સમય પ્રાપ્ત થશે ( ૨૯ )

પરિશ્રમ કરો, અન્ન રાંધો, ઔષધિનો રસ કાઢો, તેથી સ્વર્ગ સુખ પ્રાપ્ત થશે, જીવન વધશે અને શ્રેષ્ઠ આનંદ પ્રાપ્ત થશે ( ૩૦ )

વાસણ સાફ કરી તેમા ઘી ભરી રાખો. ઘીથી બધા ઇન્દ્રિયો સ્વચ્છ બની ઉત્તમ સુખ પ્રાપ્ત થશે ( ૩૧ )

वभ्रे रक्षः समदमा वपैभ्योऽब्राह्मणा यतमे त्वोपसीदान् ।
पुरीषिणः प्रथमानाः पुरस्तादार्षेयास्ते मा रिषन्प्राशितारः ॥ ३२ ॥
आर्षेयेषु नि दध ओदन त्वा नानार्षेयाणामप्यस्त्यत्र ।
अग्निर्मे गोप्ता मरुतश्च सर्वे विश्वे देवा अभि रक्षन्तु पक्वम् ॥ ३३ ॥
यज्ञं दुहानं सदमित्प्रपीनं पुमांसं धेनुं सदनं रयीणाम् ।
प्रजामृतत्वमुत दीर्घमायू रायश्च पोषैरुप त्वा सदेम ॥ ३४ ॥
वृषभोऽसि स्वर्ग ऋषीनार्षेयान्गच्छ । सुकृतां लोके सीद तत्र नौ संस्कृतम् ॥ ३५ ॥
समाचिनुष्वानुसंप्रयाह्यग्ने पथः कल्पय देवयानान् ।
एतैः सुकृतैरनु गच्छेम यज्ञं नाके तिष्ठन्तमधि सप्तरश्मौ ॥ ३६ ॥

---

અર્થ— હે ( वभ्रे ) વાસણ ! ( यतमे ब्राह्मणाः त्वा उपसीदान् ) જે બ્રાહ્મણો તારી પાસે આવી બેસે છે ( एभ्य स-मदं रक्षः आवप ) તે બધાથી ઘમંડી રાક્ષસોને દૂર કર. ( ते प्राशितारः पुरीषिण. ) તારામાંથી પ્રાશન કરનારા અન્નવાળા ( प्रथमानाः आर्षेयाः पुरस्तात् मा रिषन् ) યશસ્વી ઋષિપુત્રો કદી ન નષ્ટ થવા પામે. [ ૩૨ ]

હે ( ओदन ) અન્ન ! ( आर्षेयेषु त्वा निदधे ) ઋષિપુત્રોમાં તમને મૂકું છું. ( अनार्षेयाणां अपि अत्र न अस्ति ) જે ઋષિ સંતતિ નથી તેમનો અહીં ભાગ નથી. ( मे गोप्ता अग्निः ) મારું રક્ષણ કરનારો અગ્નિ છે ( सर्वे मरुतः विश्वे देवाः च पक्वं अभि रक्षन्तु ) બધા મરુત્ અને બધા દેવો આ પરિપક્વનું રક્ષણ કરે. [ ૩૩ ]

( यज्ञं दुहानं प्रपीनं सदं इत् ) યજ્ઞ કરનારી હંમેશા સમૃદ્ધ, ( रयीणां सदनं धेनुं ) સંપત્તિનું ઘર એવી ગાય છે. ( त्वा पुमांसं ) તું પુરુષની પાસે ( पोषैः प्रजाऽमृतत्वं उत दीर्घं आयुः ) પુષ્ટિઓથી પ્રજાની પુષ્ટિ અને તેમને દીર્ઘજીવન ( रायः च उप सदेम ) અને ધન લઇને આવે છે. [ ૩૪ ]

( वृषभः असि ) તું બળવાન્ છે, તું ( स्वर्गः असि ) સુખદાયક છે. ( आर्षेयान् ऋषीन् गच्छ ) ઋષિપુત્રો અને ઋષિઓની પાસે જા, ( सुकृतां लोके सीद ) પુણ્યવાનોના સ્થાનમાં રહે. ( तत्र नौ संस्कृतं ) તે અમને બંનેને સુસંસ્કૃત કર્મ ફળ થાવ [ ૩૫ ]

હે અગ્ને ! ( सं आ चिनुष्व ) સંગઠન કર, ( अनुसम्प्रयाहि ) અનુકૂળતાની સાથે મળી જા ( देवयानान् पथः कल्पय ) દેવોને જવાલાયક માર્ગ તૈયાર કર ( एतैः सुकृतैः सप्तरश्मौ नाके तिष्ठन्त ) આ પુણ્ય કર્મોની સાથે સાત કિરણોવાળા સ્વર્ગ સ્થાનમાં રહેનારા ( यज्ञं अनुगच्छेम ) યજ્ઞને અનુકૂળ થઇને જઇશું [ ૩૬ ]

---

ભાવાર્થ— જે બ્રાહ્મણો આવશે તેમની પાસેથી શત્રુઓને દૂર નસાડી મૂક તે બ્રાહ્મણોને અન્ન આપ, જેથી તેઓ પુષ્ટ થશે ( ૩૨ )

બ્રાહ્મણોને અન્ન આપો, અહીં બીજાઓનું કામ નથી એનાથી બધાનું રક્ષણ થશે ( ૩૩ )

ગાય બધી સંપત્તિઓનું ઘર છે, તેનાથી પ્રજાની પુષ્ટિ અને જીવનદીર્ઘ બનાવવું જોઇએ ( ૩૪ )

બળવાન્ બનો, સ્વર્ગ પ્રાપ્ત કરો, ઋષિઓની પાછળ ચાલો, પુણ્યલોક પ્રાપ્ત કરો, પોતે પોતાને સુસંસ્કૃત બનાવો ( ૩૫ )

સંગઠન કરો, અનુકૂળ બનો, દેવોના માર્ગે જાઓ, સુકૃત એટલે પુણ્યકર્મ કરો સૂરજના કિરણોના સ્થાનમાં રહો, યજ્ઞ કરો, આજ સુખકારક માર્ગ છે ( ૩૬ )

*

येनं देवा ज्योतिषा द्यामुदायंन्ब्रह्मौदनं पक्त्वा सुकृतस्यं लोकम् ।
तेनं गेष्म सुकृतस्यं लोकं स्वऽरारोहंन्तो अभि नाकमुत्तमम् ॥ ३७ ॥

અર્થ— ( येन ज्योतिषा देवाः द्यां उदायन् ) જે જ્યોતિથી દેવ સ્વર્ગમાં પહોંચ્યા, ( ब्रह्मौदनं पक्त्वा सुकृतस्य लोकं ) જ્ઞાન વધારનારૂં અન્ન પકાવી પુણ્યલોકને પ્રાપ્ત થએલા ( तेन स्वः आरोहन्तः ) તે વડે સ્વર્ગ પર ચઢતો ( उत्तमं नाकं सुकृतस्य लोकं ) ઉત્તમ સુખકારક પુણ્યલોકને ( गेष्म ) પ્રાપ્ત થાવ. [ ૩૭ ]

ભાવાર્થ— તેજની સાથે પુણ્યલોક પ્રાપ્ત કરો, સ્વર્ગ ઉપર ચઢો, તેથી કલ્યાણ પ્રાપ્ત થશે. ( ૩૭ )

---

# બ્રહ્મૌદન

### જ્ઞાન વધારનારૂં અન્ન

બ્રહ્મનો અર્થ જ્ઞાન છે અને ઓદનનો અર્થ અન્ન છે. ખાસ કરી રાંધેલા ચોખાને ઓદન કહે છે. આ અન્ન મનુષ્યની જ્ઞાનશક્તિ વધારનારૂં હોય છે, તે કારણે તેને બ્રહ્મૌદન કહે છે. ચોખા સાથે ઉત્તમ દૂધ, ઘી, પાણી, સોમ વગેરે વનસ્પતિનો રસ મિશ્રિત કરી આ અન્ન બને છે. બુદ્ધિવર્ધક ઔષધિઓના રસ તેનામાં મિશ્રિત કરેલા હોય છે. તેથી જ્ઞાન, બુદ્ધિ અને આયુની પ્રાપ્તિ થઇ પુષ્ટિ પ્રાપ્ત થાય છે. ગૃહસ્થો માટે આ અન્ન સારામાં સારૂં છે, કારણ કે તેનાથી વીર્યની વૃદ્ધિ થઇ ગૃહસ્થસુખની પ્રાપ્તિ કરાવનારૂં આ અન્ન છે

ગૃહસ્થોને સારી પ્રજા નિર્માણ કરવાનું મુખ્ય કાર્ય હોય છે. તે માટે સ્ત્રીઓએ " पुत्रकामा अदिति " ના આદર્શનું પાલન કરવું જોઇએ. સત્પુત્ર નિર્માણ કરવાની ઇચ્છા ધારણ કરી તદનુસાર દીનતાની બધી ભાવનાઓ દૂર કરવી જોઇએ. ઘરમાં અને પોતાના રાજ્યમાં, દેશમાં અદીન બની બિરાજવું. અદિતીનો આદર્શ બધી આર્યસ્ત્રીઓની સામે છે. તેમાં ફક્ત સત્પુત્રોની જ કામના છે. તે સંતતિના કલ્યાણ માટે જે ખોરાક ખાવો જોઇએ તે જ ખોરાકને ખાય છે, તે જ ખોરાક તે રાંધે છે. પોતાની સંતતિના કલ્યાણ માટે જ તે સારો ખોરાક રાંધે છે. સત્પુત્રોનું જ્ઞાન વધે, તેમની બુદ્ધિ વિકસિત થાય, એટલા માટે તે પુરતા પરિશ્રમ કરે છે. એવો જ આદર્શ આર્ય-સ્ત્રીઓએ પોતાની સામે રાખવો જોઇએ.

સાત ઋષિ આ સંપૂર્ણ વિશ્વની રચના કરે છે, સાત ઋષિ આકાશમાં છે, તેમાં સાત તત્ત્વો મુખ્ય છે, તેમના મેળાપથી આ સંપૂર્ણ વિશ્વ બને છે, સાત ઋષિ પ્રાણાદિ તત્ત્વોના વાચક છે, જે બધી દુનિયાની નિર્માતા તરીકે સુપ્રસિદ્ધ છે. તેમની પ્રસન્નતાથી સંતાનની ઉત્પત્તિ અને વૃદ્ધિ થાય છે. આ એક મહત્ત્વનું વિજ્ઞાન છે. આ સાત ઋષિઓનું વર્ણન આ સૂક્તમાં ઘણીવાર આવ્યું છે. તેથી તેમનો શોધ કરવાનો નિશ્ચય કરવો જોઇએ કે આ વિશ્વની રચના તેઓ કેવી રીતે કરે છે.

બીજા મંત્રમાં કહ્યું છે કે યજ્ઞ માટે અગ્નિ પ્રદીપ્ત કરવો, દ્રોહરહિત ભાષણ કરવું આ વાગ્યજ્ઞ છે અને બીજો હવનયજ્ઞ છે. આ બંને યજ્ઞોથી માનવોની ઉન્નતિ થાય છે. દ્રોહ ન કરવો આજ એક મોટો યજ્ઞ છે, આવા બધા પ્રકારના યજ્ઞોથી સુપુત્ર એવા બને છે કે જે ( पृतनाषाट् सुवीरः ) યુદ્ધમાં વિજય મેળવનારા અને ઉત્તમ વીર હોય છે, જે પોતાના શત્રુનો પરાજય કરી શકે છે.

### શત્રુઓને પરાજિત કરવા

પોતાના શત્રુઓને પરાજિત કરવા એ એક મહત્ત્વપૂર્ણ કાર્ય આ સંસારમાં છે. જે વગર મનુષ્ય ક્ષણમાત્ર જીવિત રહી શકતો નથી. મનુષ્યના શત્રુ આધ્યાત્મિક, બૌદ્ધિક, માનસિક, શારીરિક, સામાજીક અને રાષ્ટ્રીયક્ષેત્રમાં હોય છે. તે બધાને પરાજિત કરવાથી જ માણસ ઉન્નત બની શકે છે. માટે અહીં વેદ શત્રુનો નાશ કરવા ઉપર આટલો ભાર મૂકે છે.

વાચકોએ તેનો વિચાર કરવો અને શત્રુને પરાજિત કરવાનું મહત્ત્વ જાણવું.

ત્રીજા મંત્રમાં કહ્યું છે ( **महते वीर्याय अजनिष्ठाः** ) માણસ મોટો પુરુષાર્થ કરવાના માટે અહીં ઉત્પન્ન થયો છે પુરુષાર્થ કરી પોતાના બધા શત્રુઓને દૂર નસાડી મૂકવા અને ( **सर्ववीरं रयिं** ) બધા પ્રકારના વીરતાના ભાવથી યુક્ત ધન પ્રાપ્ત કરવું. અહીં વેદનું મહત્ત્વ આ વાતમાં છે કે તે કેવળ ધન કમાવવા કહેતો નથી પણ ધનની સાથે વીરત્વ પણ પ્રાપ્ત કરવાનું કહે છે. કારણ કે વીરતા વગર ધનનું રક્ષણ થઈ શકતું નથી. માટે જો ધનની સાથે વીરતા ન હોય તો ધન સ્થિર રહી શકતું નથી.

ચોથા મંત્રમાં કહ્યું છે કે યજ્ઞના યોગ્ય દેવોને યજ્ઞમાં બોલાવો. અહીં સહાયકોને અને સન્માન્ય લોકોને બોલાવવા તથા તેમને પોતાની પાસે કરવાની સૂચના મળે છે. જે મદદ કરતા નથી તેમને બોલાવવા નહિ. જેમ કે ( **सातघ्नो देवान् निषेध** અથર્વ ૭।૧૫।૫ ) લાભનો નાશ કરનારાને દેવોનો નિષેધ કરનારા કહ્યા છે. તેથી પણ મદદ કરનારાઓને પાસે રાખવા અને વિરોધ કરનારાઓને દૂર કરવાની સૂચના મળે છે.

પાંચમા મંત્રમાં કહ્યું છે કે અન્નમાં દેવો, પિતરો અને માનવોનો ભાગ હોય છે. તે જેનું હોય તેને આપવું એ મનુષ્યનું કર્તવ્ય છે. એકનો ભાગ બીજાએ લેવો યોગ્ય નથી. તે અન્યાય અને અધર્મ છે. મનુષ્ય પોતાના અન્નમાંથી તેમનો ભાગ તેમને આપે અને પછી બાકી રહેલો પોતે આરોગે.

છઠ્ઠા મંત્રનું કહેવું છે કે માણસ ( **सहस्वान्** ) બળવાન્ બને, સશક્ત બને ( **अभिभूः** ) શત્રુનો પરાભવ કરનારો બને અને ( **सपत्नान् नीचः न्युब्ज** ) શત્રુઓને નીચે દબાવી રાખે. તેમને ઉઠવા ન દે. એટલું જ નહિ પણ તેમને ( **बलिहृतः** ) કર આપનારા બનાવે. એટલે જ પહેલાં શત્રુત્વ કરતા હતા તે હવે તેમને કર આપનારા થાય એટલી શક્તિ એણે પોતાની અંદર વધારવી જોઈએ.

સાતમા મંત્રમાં ( **महते वीर्याय** ) મોટો પરાક્રમ કરવાની ફરી સૂચના આપી છે. ત્રીજા મંત્રમાં તેજ વાત કહી હતી, તે જ અહીં ફરી કહી છે. કારણ કે માનવી જીવનમાં પરાક્રમનું સ્થાન ઘણું ઉંચું છે. ( **पयसा** ) દૂધ પીને બળવાન્ બનવું અને મોટો પરાક્રમ કરવો એ દરેકોઈને માટે યોગ્ય વાત છે. આ પ્રકારે જ સ્વર્ગનો રસ્તો ખુલ્લો થાય છે.

ત્યાર પછીના ત્રણ મંત્રોમાં પત્થર વડે સોમરસ કાઢવાનું વર્ણન છે. આ સોમરસ સર્વ પ્રકારે મનુષ્યનું સ્વાસ્થ્ય વધારનારો અને ઉત્સાહ વધારનારો હોય છે. યજ્ઞના અગ્નિમાં તેનું હવન કરી બધા લોકો તેનું પાન કરે છે. આ રસ પીવામાં આવે છે દૂધની સાથે મેળવીને પીવાય છે તથા સેકેલા લોટ સાથે મેળવીને પણ ખવાય છે. પુષ્કળ પ્રકારથી આ રસનું સેવન કરી શકાય છે.

## શૂરપુત્રા સ્ત્રી

અગીઆરમા મંત્રમાં આદર્શ સ્ત્રી '**शूरपुत्रा**' હોય છે, એમ કહ્યું છે. સ્ત્રીઓએ આ વાત ધ્યાનમાં રાખવી જોઈએ. પોતાની સંતતિ ઘણી શૂર હોવી જોઈએ, બીકણ અને ડરપોક ન હોવી જોઈએ. ગૃહસ્થોએ આ વાત ધ્યાનમાં રાખવી જોઈએ, કારણ કે ( **सर्ववीरा रयिं** ) બધા વીરત્વના ગુણોની સાથે ધન પ્રાપ્ત કરવું, આ ગૃહસ્થોનો ધર્મ છે. વીર પુત્ર હોય તો જ સર્વવીર યુક્ત ધન પ્રાપ્ત થવાનો સંભવ હોઈ શકે છે.

બારમા મંત્રમાં બે મંત્રભાગ મુખ્ય છે. ( ***धिया समानान् अतिस्याम*** ) સંપત્તિ વડે બધાથી વધીને રહેવું અને ( *द्विषतः पदं अध आपादयामि* ) શત્રુઓનું સ્થાન નીચે કરું છું. હવે પછીના ૨૧ મા મંત્રમાં એમ જ કહ્યું છે. સંસારી માણસે આજ ઉપદેશ હમેશા ધ્યાનમાં રાખવો જોઈએ. હમેશા આજ માર્ગ બધાએ પોતાની સામે રાખવો જોઈએ.

## સ્ત્રીઓનું કર્તવ્ય

ઘરમાં પાણી ભરવું એ પહેલું કર્તવ્ય છે. સાગમાં સારું પાણી ઘરમાં ભરવું જોઈએ. ઘડો લઈ સારું પાણી ભરવાનો પ્રયાસ સ્ત્રીઓએ કરવો જોઈએ. સ્ત્રીઓએ ભેગા મળી પાણી ભરવામાટે જવું, સારું પાણી ઘરમાં લાવવું આ ( **यः ऊर्जः भागः** ) બળ વધારનારો ભાગ છે. સંતતિ, પાળેલા પશુઓ વગેરે માટે એની ઘણી જરૂરી હોય છે. આવો ઉપદેશ ૧૬મા મંત્ર સુધી આપેલો છે.

સેત્રમા મંત્રમાં ( **चरुः** ) ચોખા વગેરે અન્ન રાંધવાની આયોજના કરવાનો ઉત્તમ ઉપદેશ છે. ( **ऋतुभिः** ) ઋતુઓ

અનુકૂલ અન્ન તૈયાર કરવામાં આવે, જેનું સેવન કરવાથી બધી આયુના લોકો સુદૃઢ અને દીર્ઘજીવી થશે.

સત્તરમા મંત્રમાં કહ્યું છે કે સ્ત્રીઓ શુદ્ધ, પવિત્ર અને સુંદર વસ્ત્ર-ઘરેણાંથી યુક્ત થઇ ઘરમાં પાણી લઇ આવે અને અન્ન રાંધે, યજ્ઞમાં હાજર થાય, બધા અતિથિનો સત્કાર કરે, પશુઓ અને પોતાના છોકરાઓને સંતોષિત કરે, તૃપ્ત રાખે અને ઘરની બધી સારી વ્યવસ્થા કરે. કોઇ પ્રકારે ન્યૂનતા રહેવા ન દે

અઢારમા મંત્રમાં ચોખા, ઘી, સોમરસ વગેરેથી ઉત્તમ પક્વ અન્ન તૈયાર કરવાનો ઉપદેશ છે. ઉત્તમ અન્ન રાંધવું એ સ્ત્રીઓનું મુખ્ય ગૃહકૃત્ય જ છે.

ઓગણીસમા મંત્રમાં કહ્યું છે કે પિતામહ, પિતા, પુત્ર વગેરે પંદર પુરુષો સુધી અવિચ્છિન્ન વંશ હોવો જોઇએ. ઘરમાં ખાવાપીવાનો એવો બંદોબસ્ત રહેવો જોઇએ અને એવી સારી વ્યવસ્થા હોવી જોઇએ કે વંશ વચ્ચે જ ખંડિત ન થાય. પુરુષ દીર્ઘજીવી બને અને વંશ અટૂટ રહે. પછી જેટલો લાંબો ચાલે તેટલું સારૂં. પણ ઓછામાં ઓછો આટલો તો ચાલવો જ જોઇએ. આ બધું બ્રહ્મૌદન એટલે જ્ઞાન વધારનાર અન્નથી થઇ શકે છે. બ્રહ્મૌદનનો અર્થ બુદ્ધિવર્ધક અન્ન એવો છે. તેથી બુદ્ધિ વધે છે અને બુદ્ધિથી આ સીધો માર્ગ દેખાય છે. તેથી માણસો ( **रक्षः नुदस्व** ) રાક્ષસોને દૂર કરી શકે છે અને પોતે પોતાની પ્રગતિ કરી શકે છે.

બાવીસમા મંત્રમાં કહ્યું છે કે ( **शपथः अभिचारः मा प्रापत्** ) શાપો અને હુમલાઓથી આ દૂર રહે, શરીરમાં રોગ ન થાય, બધા પ્રકારથી કુશળતા રહે. વાચકો સમજી શકે છે કે શરીરની નિરોગિતા શરીર શુદ્ધ રહેવાથી થાય છે, વાણીની શુદ્ધતા શાપ, ગાળો, ખરાબ શબ્દો વગેરે ન ઉચ્ચારવાથી થાય છે. સમાજની નિરોગિતા વધાદિ અપરાધ ન થવાના કારણે થઇ શકે છે. શરીર, વાણી અને સમાજ શુદ્ધ રહેવાં જોઇએ. એવી જો ઇચ્છા હોય તો બધે જ નિર્દોષતા જાળવવી જોઇએ. પરેજી ન પાળવાથી શરીરમાં રોગ થાય છે. અપશબ્દોથી વાણી રોગીષ્ટ બને છે અને ગુન્હાનું પ્રમાણ વધી જવાથી સમાજ રોગી બને છે. વાચકોએ આ બધા ક્ષેત્રોમાં આરોગ્ય રાખવાનો પ્રયત્ન કરવો જોઇએ.

તેવીસમા મંત્રમાં ચોખા વગેરે અન્ન રાંધીને તૈયાર કર્યા પછી તે પીરસવાનો વિધિ બતાવ્યો છે. ચોવીસમા મંત્રમાં કડછીનો ઉપયોગ કરી ભાગ ઠીક કરવા કહ્યું છે. પચીસમા મંત્રમાં કહ્યું છે કે—

**प्राशितारः मा रिषन् ।**

અન્ન ભક્ષણ કરનારા કૃશ અથવા રોગી ન થાય. અન્ન એવું ઉત્તમ હોવું જોઇએ કે જે ખાવાથી તૃપ્તિ થઇ પુષ્ટિ મળતી જાય, આજ છે રાંધનારાની કુશળતા. ખાનારા તે અન્ન આનંદથી ખાય અને પચાવી હૃષ્ટપુષ્ટ બને. એવું અન્ન રાંધી સારા વિદ્વાનોને ખવડાવવું જોઇએ, એવું સૂચન ૨૬ મા મંત્રમાં કર્યું છે.

## વિવાહ

સત્તાવિસમા મંત્રમાં વિવાહનો વિષય સંક્ષેપમાં કહ્યો છે. સ્ત્રીઓ ( **शुद्धाः पूताः योषितः यज्ञियाः** ) શુદ્ધ, પવિત્ર અને પૂજ્ય છે, આ વાક્ય અહીં ઘણું મહત્ત્વનું લખ્યું છે. સ્ત્રીઓની નિંદા ન કરવી જોઇએ, તેમની ઘરે ઘરે પૂજા થવી જોઇએ જ્યાં તેમનો માન સન્માન જળવાય, તેમથી પૂજા થાય ત્યાં પવિત્રતા રહેશે અને પવિત્રતાના કારણે ઉચ્ચતા સાધ્ય થશે. આ વર્ણનથી સ્ત્રીઓનો સમાજમાં દરજ્જો કેવો ઉચ્ચ છે, એનો સ્પષ્ટ નિર્દેશ કરેલો જણાય છે.

આવી સ્ત્રીઓનો વિવાહ જ્ઞાની પુરુષો જોડે થવો જોઇએ. ( **ब्रह्मणां हस्तेषु प्र पृथक् सादयामि** ) જ્ઞાનિયોના હાથમાં અલગ અલગ એક એકના હાથમાં એક એક સ્ત્રી આપવી યોગ્ય છે. એક પુરુષે અનેક સ્ત્રીઓ જોડે પરણવું ન જોઇએ, તેમજ એક સ્ત્રીએ અનેક પુરુષો જોડે સંબંધ ન રાખવો. એક સ્ત્રીએ એક જ પુરુષ જોડે રમમાણ થવું અને એક પુરુષે એક જ સ્ત્રીની સાથે આનંદથી રહેવું. આ આદર્શ ગૃહસ્થાશ્રમનું વર્ણન અહીં અત્યંત સંક્ષેપમાં કર્યું છે. આ મંત્રનો ' **पृथक्** ' શબ્દ ઘણો મહત્ત્વનો છે. આ શબ્દના કારણે વિવાહનો નિયમ સ્પષ્ટ થાય છે.

પછી અઠ્ઠાવીસમા મંત્રમાં ગૃહસ્થાશ્રમમાં ' કામધેનુ ' ( **कामदुघा** ) રાખવી જોઇએ એવો આદેશ છે. ઘરે ઘરે ગાયનું પાલન થવું જોઇએ. ઇચ્છા થાય તે વખતે દૂધ આપે તેને કામધેનુ કહે છે. ઘરમાં નાના બાળકો, વૃદ્ધ અને રોગી હોય તો તેમનું પાલન આ ગાયના દૂધ વડે થશે. ગોમાતાનું એવું મહત્ત્વ છે, ગૃહસ્થે ત્રણ વાતોની યાદ રાખવી જોઇએ. ( **ज्योतिः अमृतं हिरण्यं** ) તેજસ્વી જીવન,

અમરત્વ અને સુવર્ણ. સુવર્ણ એટલે સોનાનું મહત્ત્વ તો બધા જ જાણે છે. ગૃહસ્થીને દરેક વ્યવહારમાં તેની જરૂરી પડે છે. બધા દૈનિક અને સાર્વકાલિક વ્યવહારો ધનથી સાધ્ય થાય છે. અમૃત નામ મોક્ષનું છે, તે જ અમરત્વ છે. બધી દુનિયા મૃત્યુથી ઘેરાએલી છે. તે મૃત્યુના પાશ તોડી અમરત્વ પ્રાપ્ત કરવું એ મનુષ્ય જીવનનો ઉદ્દેશ છે. બધા ધર્મકર્મો આ ઉદ્દેશથી કરાય છે. આ પ્રકારનું તેજસ્વી જીવન અહીં વ્યતિત કરવું જોઇએ. આ પ્રકારે ( **स्वर्गः पन्थाः कृणवे** ) સ્વર્ગીય માર્ગ તૈયાર થાય છે. સ્વર્ગ માર્ગના આ ત્રણ પાસાં છે. ધન અહીંના સુખ માટે જોઇએ, તેજસ્વી જીવન સન્માનના માટે જોઇએ અને અમરત્વ પારમાર્થિક ઉન્નતિ માટે જોઇએ. આ સ્વર્ગનું આ સ્વરૂપ વાચકોએ અહીં જોવું.

### ગૃહરાજ

ઓગણત્રીસમા મંત્રમાં ( **गृहराजस्य भागं** ) ગૃહરાજના કાર્ય ભાગનું વર્ણન છે. ગૃહરાજ ઘરનો સ્વામી અથવા ઘરોમાં જે શ્રેષ્ઠ ઘર છે તેમાં કયું કાર્ય થવું જોઇએ ? ભૂસો અને છોટલાં દૂર કરી સ્વચ્છ ચોખા પોતાની પાસે રાખવા જોઇએ. આજ નિયમ બધા વ્યવહાર કરતી વેળા ધ્યાનમાં રાખવો જોઇએ. કચરો દૂર કરી સારદ્રવ્ય પોતાની પાસે રાખી લેવું. કોઇ પણ વ્યવહાર તરફ વાચકો નજર કરે તો તેમને દરેક વ્યવહારમાં આજ નિયમ જણાશે, ઉત્તમ સિદ્ધિ માટે આજ એક નિયમ છે. અભ્યાસ માટે પણ તત્ત્વજ્ઞાન સ્વીકારવું જોઇએ, કાચા ગ્રંથો દૂર કરવા જોઇએ.

એક ભાગ નિર્ઋતિ એટલે નાશનો હોય છે અને બીજો ઉન્નતિનો. વિનાશ કરનારા ભાગને દૂર કરો અને ઉન્નતિકારક ભાગને પોતાની પાસે રાખો, આ સરળ–સાદો નિયમ છે. જે તે નિયમનું પાલન કરશે તે પોતે ઉન્નત થશે, ઉન્નતિ પ્રાપ્ત કરશે તેમાં કોઇ શંકાને સ્થાન નથી.

( **श्राम्यतः पचतः सुन्वतः विद्धि** ) પરિશ્રમ કરનારા, રાંધનારા અને રસ કાઢનારા કોણ છે, તેમને જાણો. પરિશ્રમ કરવાથી માણસોની ઉન્નતિ થાય છે; માટે પરિશ્રમ કરવાનો સ્વભાવ મનુષ્યે અપનાવવો જોઇએ, પણ પરિપક્વ બનાવવો જોઇએ. દરેકની પરિપક્વ અવસ્થા ઉત્તમ હોય છે, તેજ પ્રાપ્ત કરવી જોઇએ, તેમજ રસગ્રહણ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. વનસ્પતિમાં સારભૂત રસ હોય છે. તે સારભૂત રસનું ગ્રહણ કરવું જોઇએ અને અવશિષ્ટ સાર વગરનો ભાગ ફેંકી દેવો જોઇએ. આ ઉપદેશ વ્યાપક દૃષ્ટિએ વિશેષ ઉપયોગી છે. સ્વર્ગ પ્રાપ્તિ માટે આ ત્રણ ઉપદેશ અત્યંત મહત્ત્વના છે.

( **घृतेन सर्वा गात्रा विमृड्ढि** ) ઘીથી બધા અવયવોને માલિશ કરો, શરીરના અવયવોને સુસ્થિતિમાં રાખવા માટે ઘીના માલીશની ખાસ જરૂરી છે. ઘીથી પગના તળીયે માલીશ કરવાથી આંખ એટલે દૃષ્ટિ સારી સ્થિતિમાં રહે છે, સાંધા ઉપર માલિશ કરવાથી સંધિરોગ થતો નથી, માથા ઉપર માલિશ કરવાથી મગજ અને માથું શાંત રહે છે અને ગરમી દૂર થાય છે. આ પ્રમાણે બીજા અવયવો ઉપર માલીશ કરવાથી અનેક લાભ થાય છે. આ સિવાય બીજી જુદી જુદી ઔષધિઓથી ઘૃત એટલે ઘી ઉપર સંસ્કાર કરવાથી ઘીના ગુણો વધે છે. જેમ બ્રાહ્મી વનસ્પતીથી ઘી બનાવી તે માથા ઉપર ધારણ કરવાથી અથવા ઘસવાથી તે માલિશ બુદ્ધિ વધારનારું અને ગર્મી હઠાવનારું થાય છે. તે પ્રમાણે આયુર્વેદમાં આમલક્યાદિ ઘૃત તેમજ બીજાં ઘૃત વૈદ્યશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે, તેના વડે શરીર ઉપર માલીશ કરવાથી લાભ થાય છે. આ વાત એકત્રીસમા મંત્રમાં કહી છે.

### પોષક અન્ન

ઘરે ઘરે અન્ન રાંધવું જોઇએ અને તે અન્ન પોષક હોવું જોઇએ. ( **प्राशितारः मा रिषन्** ) તે અન્ન ખાનારા કદિ દુઃખી ન થવાં જોઇએ, કદિ હિંસિત ન થવા જોઇએ, કદી ક્ષીણ ન થવા જોઇએ. એવું અન્ન ગૃહસ્થના ઘરમાં રાંધવામાં આવે એવી સૂચના ૩૨ મા મંત્રમાં કરેલી છે.

જે અન્ન પરિપક્વ કરેલું હોય તે ( **आर्षेयेषु निदधे** ) ઋષિપ્રણાલી અનુસાર ચાલનારાઓને અર્પણ કરવું જોઇએ. ( **न अनार्षेयाणां** ) ઋષિપ્રણાલી વિરૂદ્ધ વર્તનારાઓને આપવું નહિ. ઋષિપ્રણાલીને સંજીવિત રાખવા માટે જ દરેક પ્રયત્ન કરવો જોઇએ.

### ઘર કેવું હોવું જોઇએ ?

ઘર એવું હોવું જોઇએ કે ત્યાં હમેશા ( **यक्षं दुहानं** ) યજ્ઞ થતાં રહે, ( **सदनं रयीणां** ) ઐશ્વર્યનું સ્થાન હોય, ( **प्रपीनं सर्वं** ) પુષ્ટિ અને સમૃદ્ધિનું કેન્દ્ર હોય, ( **पोषं**

**પ્રજા અમૃતત્વ** ) અનેક પુષ્ટિના સાધનોની સાથે પ્રજા-જનોને અમૃતત્વ આપનારું હોય. જ્યાં ( **ઘેનું** ) ગાયો હોય અને ધન સંપત્તિઓની સાથે ( **દીર્ઘં આયુઃ** ) લાંબુ જીવન ગાળનારા લોકો હોય. એવું ઘર હોવું જોઇએ. ઘરમાં આવી સ્થિતિ હોવી જોઇએ, ઘરમાં ધન કદિ કમી ન થાય, દરેક હૃષ્ટપુષ્ટ હેય, સત્કારસંગતિદાનાત્મક યજ્ઞ થતો રહે, બધા લોક આનંદ પ્રસન્ન રહે, કોઇ દુઃખી કષ્ટી ન હોય. આ ઉપદેશ ૩૪ મા મંત્રમાં આપ્યો છે.

૩૫ મા મંત્રમાં ( **વૃષભઃ અસિ** ) તું બળવાન્ છે, તું નિર્બળ નથી, તું ( **સ્વર્ગઃ અસિ** ) સ્વર્ગનો અધિકારી છે, તું સુખાત્મક સ્થાનનો અધિકારી છે માટે જે રસ્તે ઋષિલોકો ગયા અને જે રસ્તે ઋષિઓને સુખસ્થાન પ્રાપ્ત થયા તે રસ્તે તું જા. તેજ પુણ્યવાનોનો લોક છે, ત્યાં જઇ રહે, અમારી સંસ્કૃતિનું તેજ ધ્યેય છે.

પછીના મંત્રમાં કહ્યું છે કે ( **देवयानान् पथः कल्पय** ) દેવોના આવવાજવાના માર્ગોને સુદૃઢ કર, તેજ તારા માટે પણ આવવાજવાનો માર્ગ છે, ( **एतैः सुकृतैः यज्ञं अनुगच्छेम** ) આ સુકૃતોની સાથે જ અમારે યજ્ઞ તરફ જવું જોઇએ, સત્કૃત્ય કરી આગળ વધવું જોઇએ, સત્કૃત્ય કરતાં પાછા ફરવું નહિ, હમેશા સત્કર્મ જ મનુષ્યને માર્ગદર્શક હોય છે, મનુષ્યે સત્કાર્યથી દૂર ન રહેવું જોઇએ.

આજે સ્વર્ગમાં જે દેવો છે તે આજ માર્ગથી જઇ તેજસ્વી થયા છે, તેથી માણસે આ યજ્ઞમાર્ગનું અવલંબન કરવું જોઇએ.

આ પ્રકારે અનેક જાતનો ઉપદેશ આ સૂક્તમાં કર્યો છે, જેનું મનન કરવાથી વાચકોને સન્માર્ગ સુસ્પષ્ટ રીતે દેખાશે.

---

# સ્વર્ગ અને ઓદન

## કાંડ ૧૨, સૂક્ત ૩

( ऋषिः - यमः । देवता - स्वर्गः, ओदनः, अग्निः । )

पुमान्पुंसोऽधि तिष्ठ चर्मेहि तत्र ह्वयस्व यतमा प्रिया ते ।
यावन्तावग्रे प्रथमं संमेयथुस्तद्वां वयो यमराज्ये समानम् ॥ १ ॥
तावद्वां चक्षुस्तति वीर्याणि तावत्तेजस्ततिधा वाजिनानि ।
अग्निः शरीरं सचते यदैधोऽधा पक्वान्मिथुना सं भवाथः ॥ २ ॥

---

અર્થ ( **पुंसः पुमान्** ) મનુષ્યોમાં વીર્યવાન્ પુરુષ તું ( **अधितिष्ठ** ) બીજાઓના અધિષ્ઠાતા બની બિરાજ. ( **चर्म इहि** ) આસન ઉપર બેસ. ( **तत्र ते यतमा प्रिया ह्वयस्व** ) ત્યાં જે તારા વિશેષ પ્રિય છે તેમને બોલાવ. ( **अग्रे यावन्तौ प्रथमं सं ईयथुः** ) પહેલાં જે બધાથી પહેલાં મળી ગયા હતા ( **तत् वां वयः** ) તે આપનું સામર્થ્ય ( **यमराज्ये समानं** ) યમરાજ્યમાં સમાન છે. [ ૧ ]

( **तावतः वां चक्षुः** ) તેવી બળવાન્ આપની દૃષ્ટિ છે, ( **तति वीर्याणि** ) તેવા આપના પરાક્રમ છે. ( **तावत् तेजः** ) તેવું આપનું તેજ છે. ( **ततिधा वाजिनानि** ) અને તેવું આપનું બળ છે. ( **यदा अग्निः एधः शरीरं सचते** ) જ્યારે અગ્નિ સમિધાની જેમ આ શરીરને પ્રદીપ્ત કરે છે. ( **अधा** ) ત્યારે હે ( **मिथुना** ) પતિપત્ની! ( **पक्वात् संभवाथः** ) પરિપક્વ થયા પછી તમે ઉત્પન્ન થાવ છો. [ ૨ ]

---

**ભાવાર્થ**— માણસોમાં જે બધાથી વધારે બળવાન્ હશે તે બધાનો અધિષ્ઠાતા થવા લાયક છે એવો માણસ અધિષ્ઠાતા બને, તે મુખ્ય આસન ઉપર બેસે, ત્યાં પોતાના હિતકારક અનુયાયીઓને બોલાવે, બધાને ભેગા કરે, આ મેળાપ જ શક્તિ નિર્માણ કરે છે અને આ શક્તિ વડે રાજ્યનું નિયંત્રણ થાય છે. રાષ્ટ્રમાં આ શક્તિ સમાન રીતે વહેંચાઇ જવી જોઇએ એટલે કોઇ એક જ ઠેકાણે તે પ્રમાણ ઉપરાંત વધારે ભેગી ન થાય. ( ૧ )

એમ થવાથી જ એની દૂર દૃષ્ટિ બનશે. તેનાથી પરાક્રમ થશે, તેનું તેજ પ્રસરશે અને બળ વધશે. જેમ અગ્નિ લાકડાનું તેજ વધારે છે, તેમ આ સાંઘિક બળ મનુષ્યનું તેજ વધારે છે. આનાથી બધા પ્રકારની શક્તિઓની પરિપક્વતા થાય છે અને તેનાથી જ વૃદ્ધિ પણ થઇ શકે છે. ( ૨ )

समस्मिँल्लोके समु देवयाने सं स्मा समेतं यमराज्येषु ।
पूतौ पवित्रैरुप तद्ध्वयेथां यद्यद्रेतो अधि वां संबभूव ॥ ३ ॥
आपस्पुत्रासो अभि सं विशध्वमिमं जीवं जीवधन्याः समेत्य ।
तासां भजध्वममृतं यमाहुर्यमोदनं पचति वां जनित्री ॥ ४ ॥
यं वां पिता पचति यं च माता रिप्रान्निर्मुक्त्यै शमलाच्च वाचः ।
स ओदनः शतधारः स्वर्ग उभे व्याप नभसी महित्वा ॥ ५ ॥
उभे नभसी उभयांश्च लोकान्ये यज्वनामभिजिताः स्वर्गाः ।
तेषां ज्योतिष्मान्मधुमान्यो अग्रे तस्मिन्पुत्रैर्जरसि सं श्रयेथाम् ॥ ६ ॥

---

**અર્થ**— ( अस्मिन् लोके सं एतं ) આ લોકમાં હળીમળીને રહો. ( देवयाने उ सं एतं ) દેવમાર્ગમાં મળીને ચાલો ( यमराज्येषु सं समेतं ) નિયન્તાના રાજ્યમાં પણ મળીને જાઓ. ( यत् यत् वां रेतः ) જે જે તમારા બંનેનું વીર્ય પરાક્રમ વગેરે ( सं बभूव ) મળીને થવાનો છે, ( तत् ) તે ( पूतौ ) પોતે પવિત્ર થઈને તમે બંને ( उप ह्वयेथां ) પ્રાપ્ત કરો, પોતાને પાસે બોલાવો [ ૩ ]

હે ( पुत्रासः ) પુત્રો ! ( आपः अभिसंविशध्वं ) પાણીમાં પેસી જાવ. હે ( जीवधन्याः ) જીવને ધન્ય કરનારાઓ ! ( इमं जीवं समेत्य ) આ જીવદશાને પ્રાપ્ત થઈને ( तासां अमृतं भजध्वं ) તે જીવદશાઓથી અમૃત પ્રાપ્ત કરો. ( यं ओदनं वां जनित्री पचति ) જે અમૃતાન્નને તમારી માતા-પ્રકૃતિ રાંધી રહી છે તેનું બધા ( आहुः ) વર્ણન કરે છે. [ ૪ ]

( वां पिता माता च ) આપના માતા અને પિતા ( रिप्रात् शमलात् च वाचः निर्मुक्त्यै ) પાપ અને મલીનતાથી યુક્ત વાણીથી મુક્ત થવા માટે ( यं पचति ) જેને પરિપક્વ કરી રહ્યા છે, ( सः शतधारः स्वर्गः ओदनः ) તે સેંકડો પ્રવાહોથી સુખ આપનારું સ્વર્ગદાયક અન્ન ( महित्वा उभे नभसी व्याप ) પોતાના મહાત્મ્યથી બંને લોકોને વ્યાપે છે. [ ૫ ]

( ये यज्वनां अभिजिताः स्वर्गाः ) જે યાજકોને પ્રાપ્ત થનારા સ્વર્ગલોકો છે, તે ( उभे नभसी, उभयान् च लोकान् ) તે બંને લોકોને પ્રાપ્ત થાવ. ( तेषां यः मधुमान् ज्योतिष्मान् ) તેઓમાં જે મીઠો અને તેજસ્વી સ્વર્ગ છે તે પ્રાપ્ત કરો. ( तस्मिन् अग्रे ) તેમાં મુખ્ય સ્થાને ( पुत्रैः जरसि संश्रयेथाम् ) પુત્રોની સાથે વૃદ્ધ અવસ્થામાં આશ્રય કરો [ ૬ ]

---

**ભાવાર્થ**— બંનેએ હળીમળીને રહેવું, આપસમાં કદિ વિરોધ કરવો નહિ આ લોકમાં કરવાના કાર્યમાં, દેવમાર્ગના પ્રવાસમાં અને યમરાજ્યમાં મળીને રહેવાથી જ લાભ થશે, આપસમાં વઢ હોવાથી દુઃખ થશે જે કંઈ વીર્ય પરાક્રમ કરવો હોય તે બધો પોતે પવિત્ર બની પોતે સંગઠન કરી કરવો ( ૩ )

હે પોતાના આત્માને ધન્ય બનાવનાર સાધકો ! તમે પોતાના જીવનમાં શુદ્ધ રહો. કદિ અશુદ્ધ ન બનો આ જીવનને પ્રાપ્ત કરી અમર બનો, તમારા માટે અમૃત આપવા માટે જ તમારી માતા પ્રકૃતિ આ અપૂર્વ અમૃતાન્નને તૈયાર કરી રહી છે. ( ૪ )

પાપ પ્રવૃત્તિ અને મલીન વાણીના દોષથી મુક્ત થવું જોઇએ એ જ માતા પિતા અને પુત્રે કરવું જોઇએ બધા લોકો વાણી શુદ્ધ કરે, તેથી સેંકડોગણું સ્વર્ગ સુખ પ્રાપ્ત થઇ શકે છે, જે અહીં અને પરલોકમાં પણ મળી રહેશે ( ૫ )

યજ્ઞકર્તાઓને જે શુભલોક પ્રાપ્ત થાય છે, તેમાં જે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સ્થાન છે, જે વધારે સુખદાયક અને વધારે તેજસ્વી છે; તેને પ્રાપ્ત કરી વૃદ્ધ અવસ્થામાં પુત્રોની સાથે ત્યાં આનંદથી રહો. ( ૬ )

प्राचींप्राचीं प्रदिशमा रभेथामेतं लोकं श्रद्दधानाः सचन्ते ।
यद्वां पक्वं परिविष्टमग्नौ तस्य गुप्तये दंपती सं श्रयेथाम् ॥ ७ ॥
दक्षिणां दिशमभि नक्षमाणौ पर्यावर्तेथामभि पात्रमेतत् ।
तस्मिन्वां यमः पितृभिः संविदानः पक्वाय शर्म बहुलं नि यच्छात् ॥ ८ ॥
प्रतीचीं दिशामियमिद्वरं यस्यां सोमो अधिपा मृडिता च ।
तस्यां श्रयेथां सुकृतः सचेथामधा पक्वान्मिथुना सं भवाथः ॥ ९ ॥
उत्तरं राष्ट्रं प्रजयोत्तरावद्दिशामुदीची कृणवन्नो अग्रम् ।
पाङ्क्तं छन्दः पुरुषो बभूव विश्वैर्विश्वाङ्गैः सह सं भवेम ॥ १० ॥
ध्रुवेयं विराण्नमो अस्त्वस्यै शिवा पुत्रेभ्य उत मह्यमस्तु ।
सा नो देव्यदिते विश्ववार इर्य इव गोपा अभि रक्ष पक्वम् ॥ ११ ॥

**અર્થ**—( **प्राचीं प्राचीं प्रदिशं आरभेथां** ) પૂર્વ દિશા તરફ આગળ વધો, ( **एतं लोकं श्रद्दधानाः सचन्ते** ) આ લોકને શ્રદ્ધાવાન્ લોકો પ્રાપ્ત કરે છે, ( **यत् वां पक्वं अग्नौ परिविष्टं** ) જે તમારૂં પરિપકવ થઇ અગ્નિમાં હવન કરવામાં આવ્યું છે, હે ( **दंपती** ) સ્ત્રીપુરુષો ! ( **तस्य गुप्तये संश्रयेथाम्** ) તેના રક્ષણ માટે ગૃહસ્થધર્મનો આશ્રય કરો. [ ૭ ]

( **दक्षिणां दिशं अभिनक्षमाणौ** ) દક્ષિણ દિશા તરફ પોતાનાં પગલાં વધારતાં ( **एतत् पात्रं अभिपर्यावर्तेथां** ) આ પાત્રના ચારે બાજુ પરિભ્રમણ કરો. ( **तस्मिन् वां** ) તેમાં તમને ( **पितृभिः संविदानः यमः** ) પિતરોની સાથે હરનારો યમ ( **पक्काय बहुलं शर्म नियच्छात्** ) પરિપકવ થવા માટે પુષ્કળ સુખ આપે. [ ૮ ]

( **इयं प्रतीची** ) આ પશ્ચિમ દિશા છે, ( **इत् दिशां वरं** ) આ દિશાઓમાં શ્રેષ્ઠ દિશા છે, ( **यस्यां सोमः अधिपा मृडिता च** ) જે દિશામાં સોમ અધિપતિ અને સુખ આપનારો છે, ( **तस्यां श्रयेथां** ) તેમાં આશ્રમ કરો અને ( **सुकृतं सचेथां** ) સુકૃતને પ્રાપ્ત થાવ. હે ( **मिथुनौ अधा पक्वात् सं भवाथः** ) સ્ત્રી પુરુષો ! બાદ હે પછી પરિપકવ થયા પછી મળીને ઉન્નતિ પ્રાપ્ત કરો. [ ૯ ]

( **उत्तरं राष्ट्रं प्रजया उत्तरावत्** ) શ્રેષ્ઠ રાષ્ટ્ર સુપ્રજાથી અધિક શ્રેષ્ઠ થાય છે. ( **उदीची दिशां नः अग्रं कृणवत्** ) આ ઉત્તર દિશા અમને આગળ વધારે. ( **पुरुषः पाङ्क्तं छन्दः बभूव** ) મનુષ્ય પંચવિધ છન્દવાળો હોય છે. અમે બધા ( **विश्वैः विश्वांगैः सह सं भवेम** ) બધા અંગો સાથે પરિપૂર્ણ ઉન્નત થઇશું. [ ૧૦ ]

( **इयं ध्रुवा विराट्** ) આ ધ્રુવ દિશા ઘણી શોભાદાયક છે. ( **अस्यै नमः अस्तु** ) તેના માટે નમસ્કાર હો. ( **पुत्रेभ्यः उत मह्यं शिवा अस्तु** ) તે પુત્રોના માટે તેમજ મારા માટે શુભ થાવ. હે ( **विश्ववारे अदिते देवि** ) વિશ્વનું કલ્યાણ કરનારી અન્ન આપનારી દેવી ! ( **सा नः इर्य इव** ) એવી તું અમને અન્નની જેમ ( **गोपा पक्वं अभिरक्ष** ) સુરક્ષિત કરતી પરિપકવ કરી સુરક્ષિત કર. [ ૧૧ ]

---

**ભાવાર્થ**—શ્રદ્ધાથી પ્રકાશની દિશાએ આગળ વધો, શ્રદ્ધાથી જ ઉન્નતિ પ્રાપ્ત થાય છે. જે કંઈ પરિપકવ ફળ થયું છે તેનું રક્ષણ કરવાનો પ્રયત્ન હળીમળીને કરો. ( ૭ )

ગૃહસ્થાશ્રમમાં દક્ષતાની દિશામાં આગળ પ્રગતિ કરતાં પાત્રતાના કેન્દ્ર સાથે રહો. ત્યાં તમારી પરિપકવતા થવા માટે નિયામક દેવ તમને મદદ કરશે, તે તમને સુખ આપશે અને તમારી પ્રગતિ કરશે. ( ૮ )

પશ્ચિમ દિશા વિશ્રામની દિશા છે, અહીં સોમદેવ સુખ આપે છે, આમાં-ગૃહસ્થાશ્રમમાં વિશ્રાંતિ લઇ સારા કામો કરો અને પોતે પોતાને પરિપકવ કરી પોતે ઉન્નત બનો. ( ૯ )

પ્રજાની ઉન્નતિના કારણે રાષ્ટ્ર ઉન્નત બને છે, વધારે ઉન્નત થયું આ ઉત્તર ( **उच्चतर** ) દિશાનો સંદેશો છે, મનુષ્યોના પાંચ ભેદ છે અને તેની સર્વાંગીણ ઉન્નતિ સંઘટનાથી જ થઈ શકે છે ( ૧૦ )

આ ધ્રુવ દિશા છે, તે અન્ન આપનારી પૃથ્વી છે, તે માતૃભૂમિને મારો નમસ્કાર હો. તે મને અને મારા સંતતિને માટે શુભ થાવ, તે અમારૂં સારૂં રક્ષણ કરે. ( ૧૧ )

पितेव पुत्रानभि सं स्वजस्व नः शिवा नो वाता इह वान्तु भूमौ ।
यमोदनं पचतो देवते इह तं नस्तप उत सत्यं च वेत्तु ॥ १२ ॥
यद्यत्कृष्णः शकुन एह गत्वा त्सरन्विषक्तं बिल आससाद ।
यद्वा दास्यार्द्रहस्ता समङ्क्त उलूखलं मुसलं शुम्भतापः ॥ १३ ॥
अयं ग्रावा पृथुबुध्नो वयोधाः पूतः पवित्रैरप हन्तु रक्षः ।
आ रोह चर्म महि शर्म यच्छ मा दंपती पौत्रमघं नि गाताम् ॥ १४ ॥
वनस्पतिः सह देवैर्न आगन्रक्षः पिशाचाँ अपबाधमानः ।
स उच्छ्रयातै प्र वदाति वाचं तेन लोकाँ अभि सर्वान् जयेम ॥ १५ ॥

---

અર્થ— ( पिता इव पुत्रान् नः अभि सं स्वजस्व ) જેમ પિતાપુત્રને તેમ તમે અમને બધાને મળો. ( इह भूमौ नः वाताः शिवाः वान्तु ) આ ભૂમિમાં અમારા માટે શુભ પવનો વહેતા રહે. હે દેવતા ! ( इह यं ओदनं पचतः ) અહીં જે અન્નને આ બે રાંધે છે ( तं नः तपः सत्यं च वेत्तु ) તે આમારા તપ અને સત્યને જાણે. [ ૧૨ ]

( यत् यत् कृष्णः शकुनः इह आगत्वा ) જો કાળો પંખી-કાગડો અહીં આવી ( त्सरत् विषक्तं बिले आससाद ) હાલતો છુપાઈને પોતાના દરમાં-માળામાં ઘૂસીને બેસી જાય, ( यत् वा आर्द्रहस्ता दासी ) અથવા તો ભીના હાથવાળી દાસી ( उलूखलं मुसलं समंक्त ) ખાંડણી અને સાંબેલાને ભીનું કરે, ( आपः शुम्भत ) તે જળ અમને પવિત્ર કરે. [ ૧૩ ]

( अयं ग्रावा पृथुबुध्नः वयोधाः ) આ પત્થર વિશાળ આધારવાળું અન્ન આપે છે-અન્ન કૂટીને તૈયાર કરી આપે છે. ( पवित्रैः पूतः रक्षः अप हन्तु ) પવિત્ર કરનારા સાધનોથી પુનીત થતો તે દુષ્ટોનો નાશ કરે. ( आरोह चर्म ) ચામડા ઉપર બેસ, ( महि शर्म यच्छ ) મોટું સુખ આપ. ( दम्पती पौत्रं अघं मा निगातां ) સ્ત્રીપુરુષો ઉપર પુત્રનું પાપ ન આવે. [ ૧૪ ]

( वनस्पतिः देवैः सह नः आगन् ) વૃક્ષ બધા દેવોની શક્તિ સાથે અહીં અમારી પાસે આવ્યો છે. ( रक्षयः पिशाचान् अपः बाधमानः ) તે રાક્ષસો અને પિશાચોને દૂર કરે છે ( स उच्छ्रयातै वाचं प्रवदाति ) તે ઉંચો ઉઠે છે અને ઘોષણા કરે છે કે ( तेन सर्वान् लोकान् अभिजयेम ) તેથી બધા લોકોને જીતીશું. [ ૧૫ ]

---

ભાવાર્થ— પિતા પોતાના પુત્રને ચાહે છે. તેમ બધા પરસ્પર એકબીજાને ચાહો. અમને જળ, વાયુ કલ્યાણકારક થાવ. યજ્ઞ માટે અન્ન રાંધનારા તપ અને સત્યનું મહત્ત્વ જાણે. ( ૧૨ )

જો કાગડો આવી પોતાના માળામાં એકદમ ઘૂસી જાય અથવા ભીના હાથે દાસી ખાંડણી અને સાંબેલાને ભીના કરે તો તે બને સારૂં નથી. એટલે કે ભીના હાથે કોઇએ સ્પર્શ કરવો જોઇએ નહિ. ( ૧૩ )

પત્થરની ખાંડણી અને સાંબેલું અનાજ સાફ કરવા ઉત્તમ છે. પહેલાં તે પાણી વગેરેથી સાફ કરવાં અને પછી તેનો ઉપયોગ કરવો. કોઈ ચામડા ઉપર મૂકી કૂટવું. કૂટવાથી બધા દોષ દૂર થાય છે અને તે અનાજ કલ્યાણકારક બને છે તેથી સ્ત્રીપુરુષોને પુત્ર નાશનું દુઃખ વેઠવું ન પડે, એટલે તેમના પુત્ર વહેલા મરશે નહિ ( ૧૪ )

વનસ્પતિ બધા રોગબીજરૂપી પિશાચ અને રાક્ષસોને દૂર કરે છે. તેણે ઘોષણા કરી છે કે તેના બળથી બધા પ્રકારના સુખ પ્રાપ્ત થાય છે. ( ૧૫ )

सप्त मेधान्पशवः पर्यगृह्णन्य एषां ज्योतिष्माँ उत यश्चकर्श ।
त्रयस्त्रिंशद्देवतास्तान्त्सचन्ते स नः स्वर्गमभि नेष लोकम् ॥ १६ ॥
स्वर्गं लोकमभि नो नयासि सं जायया सह पुत्रैः स्याम ।
गृह्णामि हस्तमनु मैत्वत्र मा नस्तारीन्निर्ऋतिर्मो अरातिः ॥ १७ ॥
ग्राहिं पाप्मानमति ताँ अयाम तमो व्यस्य प्र वदासि वल्गु ।
वानस्पत्य उद्यतो मा जिहिंसीर्मा तण्डुलं वि शरीर्देवयन्तम् ॥ १८ ॥
विश्वव्यचा घृतपृष्ठो भविष्यन्त्सयोनिर्लोकमुप याह्येतम् ।
वर्षवृद्धमुप यच्छ शूर्पं तुषं पलावानप तद्विनक्तु ॥ १९ ॥
त्रयो लोकाः संमिता ब्राह्मणेन द्यौरेवासौ पृथिव्यन्तरिक्षम् ।
अंशून्गृभीत्वान्वारभेथामा प्यायन्तां पुनरा यन्तु शूर्पम् ॥ २० ॥

અર્થ— ( पशवः सप्त मेधान् परि अगृह्णन् ) પશુ સાતે યજ્ઞોને ઘેરે છે. ( त्रयः त्रिंशत् देवताः तान् सचन्ते ) તેત્રીસ દેવતાઓ તેમનું સેવન કરે છે. ( यः एषां ज्योतिष्मान् उत यः चकर्श ) જે તેઓમાં તેજસ્વી અને જે તેઓમાં સૂક્ષ્મ હોય છે ( सः नः स्वर्गं लोकं अभिनेष ) તે સોમ અમને સ્વર્ગલોક પ્રાપ્ત કરાવે. [ ૧૬ ]

( नः स्वर्गं लोकं अभिनयासि ) અમને તું સ્વર્ગલોકમાં પહોંચાડે છે, ( जायया पुत्रैः सह स्याम ) સ્ત્રી અને પુત્ર સાથે અમે અહીં સુખેથી રહીએ. ( हस्तं गृह्णामि ) જેનું હું પાણીગ્રહણ કરૂં તે સ્ત્રી ( मा अत्र अनु एतु ) મારૂં અહીં અનુસરણ કરે. ( निर्ऋतिः अरातिः नः मा तारीत् ) દુર્ગતિ અને દુશ્મન અમને કષ્ટ ન આપે. [ ૧૭ ]

( तां पाप्मानं ग्राहिम् ) તે પાપથી ઉત્પન્ન થનારા રોગને ( अति अयाम ) પાર કરીશું. ( तमः व्यस्य वल्गु प्रवदासि ) અંધારાને દૂર કરી મનોહર વચન બોલીશું. હે ( वानस्पत्य ) વનસ્પતિથી બનેલા ! તું ( उद्यतः मा जिहिंसीः ) ઉઠીને હિંસા કરતો નહિ. ( मा तंडुलं ) ચોખાનો નાશ કરતો નહિ. ( देवयन्तं मा वि शरीः ) દેવ બનવાની ઇચ્છા કરનારનો નાશ કરતો નહિ [ ૧૮ ]

( *विश्वव्यचाः घृतपृष्ठः भविष्यन्* ) ચારો તરફ પ્રસરેલું ઘી જેના ઉપર નાખ્યું એવો થતો ( सयोनिः एतं लोकं उपयाहि ) એક સ્થાનમાં ઉત્પન્ન થએલો તું આ લોકને પ્રાપ્ત થા. ( वर्षवृद्धं शूर्पं उपयच्छ ) એક વર્ષનું સુપડું પાસે લે અને ( तत् तुषं पलावान् अप विनक्तु ) તે ભુસો અને વાદડાને દૂર કર. [ ૧૯ ]

( ब्राह्मणेन त्रयः लोकाः संमिताः ) બ્રાહ્મણના જ્ઞાનથી ત્રણે લોક પ્રાપ્ત થયા છે. ( असौ द्यौः एव, पृथिवी अन्तरिक्षं ) આ દ્યુ, આ અંતરિક્ષ અને આ પૃથ્વી છે. ( अंशून् गृभीत्वा अनु आरभेथां ) ધાન્યના અંશોને લઇ અનુકૂળતાથી ઝટકવા પ્રારંભ કરો અને ( आप्यायतां ) વૃદ્ધિ પ્રાપ્ત થાવ તેમજ ( पुनः शूर्पं आयन्तु ) ફરી સુપડામાં સાફ કરવા અનાજ લેવામાં આવે. [ ૨૦ ]

ભાવાર્થ— સાત પ્રકારના યજ્ઞમાં ગાયનું અને બીજાઓના ઘીનો તેમજ બીજા પદાર્થોનો ઉપયોગ થાય છે, તેત્રીસ દેવતાઓનો આ યજ્ઞમાં સંબંધ આવે છે. શુક્લ પક્ષમાં તેજસ્વી થનારો અને કૃષ્ણપક્ષમાં ક્ષીણ થનારો સોમ એટલે યજ્ઞ અમને સ્વર્ગલોકમાં પહોંચાડશે. ( ૧૬ )

મૃત્યુ પછી અમે સ્વર્ગલોકમાં જઇશું ત્યાં સુધી અહીં સ્ત્રી અને પુત્રોની સાથે આનંદથી રહીશું. હું જે સ્ત્રીને પરણીશ તે સ્ત્રી મારી સાથે મને અનુસરનારી થઇને રહે. અમને કોઇ દુર્ગતિ અથવા શત્રુ કષ્ટ ન આપે. ( ૧૭ )

હીન આચારથી રોગ ઉત્પન્ન થાય છે, તે દૂર કરવા જોઇએ, અજ્ઞાનરૂપી અંધારૂં દૂર કરવું જોઇએ, મનોહર ભાષણ બોલવું જોઇએ. ઝાડના લાકડાથી બનાવેલી ખાંડણી અને સાંબેલું કોઇનો નાશ ન કરે અને તેમાં ચોખાનો પણ નાશ ન થાય, દૈવીશક્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરનારનો નાશ ન થાવ. ( ૧૮ )

સારૂં પ્રસરેલું એટલે પહોળું સુપડું હાથમાં લઇ અનાજમાંથી કુસકી–ભૂસો દૂર કરી સારા અનાજનો સંગ્રહ કરો ( ૧૯ )

બ્રાહ્મણના જ્ઞાનથી ભૂમિ, અંતરિક્ષ અને દ્યુલોકની પ્રાપ્તિ થાય છે, તેમજ સુપડાથી અનાજ સાફ થાય છે. ભૂસો દૂર થાય છે અને સ્વચ્છ અનાજ મળે છે. આ પ્રકારે અનાજને વારંઘડી સાફ કરવું જોઇએ. ( ૨૦ )

पृथग्रूपाणि बहुधा पशूनामेकरूपो भवसि सं समृद्ध्या ।
एतां त्वचं लोहिनीं तां नुदस्व ग्रावा शुम्भाति मलग इव वस्त्रा ॥ २१ ॥
पृथिवीं त्वा पृथिव्यामा वेशयामि तनूः समानी विकृता त एषा ।
यद्यद् द्युत्तं लिखितमर्पणेन तेन मा सुस्रोर्ब्रह्मणापि तद्वपामि ॥ २२ ॥
जनित्रीव प्रति हर्यासि सूनुं सं त्वा दधामि पृथिवीं पृथिव्या ।
उखा कुम्भी वेद्यां मा व्यथिष्ठा यज्ञायुधैराज्येनातिपक्वा ॥ २३ ॥
अग्निः पचन्रक्षतु त्वा पुरस्तादिन्द्रो रक्षतु दक्षिणतो मरुत्वान् ।
वरुणस्त्वा दृंहाद्धरुणे प्रतीच्या उत्तरात्त्वा सोमः सं ददातै ॥ २४ ॥
पूताः पवित्रैः पवन्ते अभ्राद्दिवं च यन्ति पृथिवीं च लोकान् ।
ता जीवला जीवधन्याः प्रतिष्ठा पात्र आसिक्ताः पर्यग्निरिन्धाम् ॥ २५ ॥

---

અર્થ— ( पशूनां पृथक् बहुधा रूपाणि ) પશુઓના અનેક પૃથક પૃથક રૂપો છે, તો પણ ( समृद्ध्या एकरूपः भवसि ) પોતાના મહાત્મ્યથી સોમ એકરૂપ બને છે ( एतां तां लोहिनीं त्वचं नुदस्व ) આ લાલ ત્વચાને દૂર કર. ( मलग वस्त्रा इव ) જેમ ધોબી વસ્ત્રોને શુદ્ધ કરે છે તેમજ ધોવાનો ( ग्रावा शुंभाति ) પત્થર પણ શુદ્ધ કરે છે [૨૧]

( त्वा पृथिवीं पृथिव्यां आवेशयामि ) પૃથ્વીતત્ત્વને પૃથ્વીમાં જ સ્થાપિત કરૂ છુ ( एष ते विकृता तनूः ) આ તારી [ સૃષ્ટિરૂપી ] વિકૃત થએલી કાયા છે બીજી તારી ( समानी ) એટલે ન બગડેલી [ પ્રકૃતિરૂપી ] કાયા છે ( यत् यत् द्युत्त अर्पणेन लिखितं ) જે કઇ પહેરવાથી ઘસાઇ અથવા ખરબચડુ થઇ ગયુ છે, ( तेन मा सुस्रो. ) તે કારણે તે ખુચે નહિ ( तत् ब्रह्मणा अपि वपामि ) તે જ્ઞાન વડે ઠીક કરૂ છુ [ ૨૨ ]

( जनित्री सूनुं इव ) માતા જેમ પોતાના પુત્રને લે છે તેમજ ( त्वा प्रति हर्यासि ) તને પ્યાર કરે છે. ( पृथिवीं पृथिव्या संदधामि ) પૃથ્વીતત્ત્વને પૃથ્વી સાથે ભેળવુ છુ ( उखा कुम्भी वेद्यां मा व्यथिष्ठाः ) ઘડા અને વાસણ અગ્નિ ઉપર તુટે નહિ, ( यज्ञायुधैः आज्येन अतिपक्वा ) તે યજ્ઞ સાધનો અને ઘી વડે સિચન થએલા છે [ ૨૩ ]

( पचन् अग्निः पुरस्तात् त्वा रक्षतु ) પકાવનારો અગ્નિ તારૂ આગળથી રક્ષણ કરે ( मरुत्वान् इन्द्रो दक्षिणत रक्षतु ) મરુતોની સાથે ઇન્દ્ર દક્ષિણ બાજુથી રક્ષણ કરે ( प्रतीच्या वरुण धरुणे त्वा दृंहात् ) પશ્ચિમથી વરુણ તને આધારના સ્થાનમાં સુદૃઢ કરે. ( सोम त्वा उत्तरात् सददाते ) સોમ તને ઉત્તર દિશાથી જોડીને સુરક્ષિત રાખે [ ૨૪ ]

પાણીની ધારાઓ ( पवित्रैः पूता अभ्रात् पवन्ते ) પવિત્રતાથી પુનીત બની મેઘોમાંથી આવી બધાને પવિત્ર કરે છે. ( दिवं पृथिवीं च लोकान् यन्ति ) દ્યુ અને પૃથ્વીને પ્રાપ્ત થાય છે ( ता जीवला. जीवधन्या. प्रतिष्ठाः ) તે જીવન આપનારી અને જીવને ધન્યતા આપનારી તેમજ બધાને આધાર આપનારી ( पात्रे आसिक्ता ) પાત્રમા નાખેલી જળધારાઓને ( अग्निः परि इन्धां ) અગ્નિ ચારે બાજુથી તપાવે [ ૨૫ ]

---

ભાવાર્થ— પશુઓમા અનેક રગ રૂપ છે, પણ ઔષધિ એકજ હોય છે તેજ ઔષધિ લાલ ચામડીને ઠીક કરે છે ધોબી કપડા ધોઇને સાફ કરે છે તે પ્રકારે ધોવાનો પથ્થર પણ કપડાને સાફ કરે છે ( ૨૧ )

પૃથ્વીમા પૃથ્વીતત્ત્વ છે. તે પ્રમાણે બીજા તત્ત્વો બીજામા છે. મૂળ પ્રકૃતિ ગુણ સામ્ય છે, તે બગડીને આ સૃષ્ટિ બનેલી છે તેથી તે પણ વિકૃત છે ઉપયોગના કારણે તેમા બગાડ થાય છે જ્ઞાનથી આ વિકૃતિ કમી કરાય છે ( ૨૨ )

માતા પુત્રને જેમ પ્યારથી ઉચકે છે, તેમ વાસણો જોડે વર્તવુ જોઇએ વાસણો ઉડધૂતવર્તી તોડવા ન જોઇએ ઘણ, દેગડામા ઘી ભરેલુ હોય છે અને તેનો સબધ યજ્ઞ સાધનો જોડે હોય છે ( ૨૩ )

અગ્નિ ઇન્દ્ર, વરુણ અને સોમ આ દેવો પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશાથી બધાનું રક્ષણ કરો ( ૨૪ )

વાદળાઓથી પૃથ્વી ઉપર વરસાદ થાય છે અને તે જળ પાત્રોમા ભરી રખાય છે આ જળ જીવોને જીવન આપે છે, તૃપ્ત કરે છે અને ધન્ય બનાવે છે. તેને અગ્નિથી તપાવવુ જોઇએ. ( ૨૫ )

आ यन्ति दिवः पृथिवीं संचन्ते भूम्याः सचन्ते अध्यन्तरिक्षम् ।
शुद्धाः सतीस्ता उ शुम्भन्त एव ता नः स्वर्गमभि लोकं नयन्तु ॥ २६ ॥
उतेव प्रभ्वीरुत संमितास उत शुक्राः शुचयश्चामृतासः ।
ता ओदनं दंपतिभ्यां प्रशिष्टा आपः शिक्षन्तीः पचता सुनाथाः ॥ २७ ॥
संख्याता स्तोकाः पृथिवीं संचन्ते प्राणापानैः संमिता ओषधीभिः ।
असंख्याता ओप्यमानाः सुवर्णाः सर्वं व्यापुः शुचयः शुचित्वम् ॥ २८ ॥
उद्योधन्त्यभि वल्गन्ति तप्ताः फेनमस्यन्ति बहुलांश्च बिन्दून् ।
योषेव दृष्ट्वा पतिमृत्वियायैतैस्तण्डुलैर्भवता समापः ॥ २९ ॥
उत्थापय सीदतो बुध्न एनानद्भिरात्मानमभि सं स्पृशन्ताम् ।
अमासि पात्रैरुदकं यदेतन्मितास्तण्डुलाः प्रदिशो यदीमाः ॥ ३० ॥

અર્થ—( **दिव॰ आयन्ति** ) જળધારાઓ ઘુલોકથી આવે છે, ( **पृथिवीं सचन्ते** ) પૃથ્વી ઉપર એકત્રિત થાય છે, ( **भूम्याः अन्तरिक्षं अधिसचन्ते** ) ભૂમિથી અ તરિક્ષમાં વરાળના રૂપમાં ભેગી થાય છે. તે ( **शुद्धा॰ सती ता उ शुंभन्ते एव** ) શુદ્ધ થએલુ જળ બધાને પવિત્ર કરે છે. ( **ता नः स्वर्गं लोकं अभिनयन्तु** ) તે અમને સ્વર્ગલોકને પ્રાપ્ત કરાવે [ ૨૬ ]

( **उत एव प्रभ्वी॰, उत संमितासः** ) પાણી ખાત્રીથી પ્રભાવયુક્ત છે અને સ મત ( **उत शुक्रा शुचय अमृतासः च** ) અને તે બળવર્ધક, પવિત્ર અને અમૃત છે ( **ताः प्रशिष्टाः सुनीथाः आपः** ) તે ઉત્તમ શિષ્ટસ મત ઉત્તમ આણેલુ જળ ( **दंपतीभ्यां ओदनं पचत** ) સ્ત્રીપુરુષો માટે ચોખા રાધે છે [ ૨૭ ]

( **संख्याता स्तोकाः पृथिवीं सचन्ते** ) ગણ્યાગાંઠ્યા નાના જળના ટીપાં પૃથ્વી ઉપર આવે છે તે ( **प्राणापानै ओषधीभिः समिता** ) ઔષધિઓની સાથે મળવાથી પ્રાણાપાનના ગુણોથી યુક્ત હોય છે ( **असंख्याता ओप्यमानाः सुवर्णा॰ शुचय॰** ) અસ ખ્ય વિખરાએલા ઉત્તમ ર ગવાળા શુદ્ધ જળબિ દુ ( **सर्वं शुचित्वं व्यापुः** ) બધા પવિત્રને વ્યાપે છે [ ૨૮ ]

( **तप्ता उद्योधन्ति अभिवल्गन्ति** ) તપેલુ જળ શુદ્ધ કરે છે, પોકારે છે, ( **फेनं बहुलान् बिन्दून् च अस्यन्ति** ) ફીણુ અને પરપોટા ફે કે છે હે ( **आपः** ) પાણી ! ( **योषा पतिं दृष्ट्वा ऋत्वियाय सभवति** ) જેમ ઉત્સુક સ્ત્રી પતિને જોઇને ઋતુકર્મ માટે એકત્ર આવે છે તે પ્રકારે ( **एतैः तण्डुलैः सभवत** ) આ ચોખાની સાથે આ જળ મળી જાય [ ૨૯ ]

( **बुध्ने सीदतः एनान् उत्थापय** ) નીચે બેસેલા ચોખાને ઉપર ઉઠાડો ( **अद्भि आत्मानं अभिसस्पृशन्ताम्** ) પાણી સાથે તે પોતે સારી રીતે સ યુક્ત બની જાય ( **यत् एतत् उदक पात्रैः अमासि** ) આ જળ પાત્રોથી મે માપી લીધુ છે ( **इमा प्रदिश तण्डुला मिता** ) તેમજ આ ચારે દિશાઓમાં જનારા ચોખા પણ મે માપેલા છે [ ૩૦ ]

---

ભાવાર્થ— પાણી વરાળ બની ઉપર આકાશમા જાય છે અને ત્યાથી વરસાદ બની નીચે પૃથ્વી ઉપર આવે છે આ શુદ્ધ અવસ્થામા બધાને શુદ્ધ કરી સુખ આપે છે ( ૨૬ )

જળ પ્રભાવશાળી, પ્રશ સનીય, બલવર્ધક, પવિત્ર, રોગ દૂર કરનાર હોય છે, એવુ ઉત્તમ પાણી પરિશુદ્ધ રીતે લાવેલા અનાજને રાધવામા સહાય થાય ( ૨૭ )

કઇક થોડા પાણીના ટીપા ઔષધિ જોડે ભેગા થઈ પ્રાણીઓના પ્રાણ ધારણ કરે છે. પણ અગણિત સુદર જળબિન્દુ આમ તેમ વિખરાઇ જાય છે તેજ બધે પ્રસરી રહે છે ( ૨૮ )

પાણી ગરમ થવાથી ઉકળે છે, અવાજ કરે છે ટીપા અને પરપોટાને ઉપર ઉછાળે છે, યુદ્ધ કરવા સમાન હલચલ કરે છે જેમ ઉત્સુક સ્ત્રી પતીની જોડે મળી જાય છે તેમ આ પાણી ચોખામા ભેળુ થાય છે ( ૨૯ )

ચોખા રાધતી વેળા અડધા ચઢયા પછી નીચેના ઉપર એમ હલાવવા જોઇએ જેથી તે બધા પાણી જોડે મળી જાય રાધવાના વાસણમા પાણી અને ચોખા પણ મળી જવા જોઇએ ( ૩૦ )

प्र यच्छ पर्शुं त्वरया हरौपमहिंसन्त ओषधीर्दान्तु पर्वन् ।
यासां सोमः परि राज्यं बभूवामन्युता नो वीरुधो भवन्तु ॥ ३१ ॥
नवं बर्हिरोदनाय स्तृणीत प्रियं हृदश्चक्षुषो वल्ग्वस्तु ।
तस्मिन्देवाः सह दैवीर्विशन्त्विमं प्राश्नन्त्वृतुभिर्निषद्य ॥ ३२ ॥
वनस्पते स्तीर्णमा सीद बर्हिरग्निष्टोमैः संमितो देवताभिः ।
त्वष्ट्रेव रूपं सुकृतं स्वधित्यैना एहाः परि पात्रे ददृश्राम् ॥ ३३ ॥
षष्ट्यां शरत्सु निधिपा अभीच्छात्स्वः पक्वेनाभ्यश्नवातै ।
उपैनं जीवान्पितरश्च पुत्रा एतं स्वर्गं गमयान्तमग्नेः ॥ ३४ ॥
धर्ता ध्रियस्व धरुणे पृथिव्या अच्युतं त्वा देवताश्च्यावयन्तु ।
तं त्वा दंपती जीवन्तौ जीवपुत्रावुद्वासयातः पर्यग्निधानात् ॥ ३५ ॥

---

અર્થ—( पर्शुं प्रयच्छ ) કોહાડી આપો, ( त्वरय ) ઉતાવળ કરો અને ( ओपं हर ) અહીં લઇ આવો. ( अहिंसन्तः ओषधीः पर्वन् दान्तु ) હિંસા ન કરતાં શાકને સમાર વામાં આવે. ( यासां राज्यं सोमः परि बभूव ) આ આષધિઓના રાજ્યનો રાજા સોમ છે. ( वीरुधः नः अमन्युता भवन्तु ) ઔષધિઓ અમારી સાથે ક્રોધરહિત બને. [૩૧]

( नवं बर्हिः ओदनाय स्तृणीत ) નવીન ચટાઇ આ ચોખા માટે પાથરો. ( हृदः प्रियं चक्षुषः वल्गु अस्तु ) આ બધું હૃદયને સંતોષ આપનારું પ્રિય અને જોવાના માટે સુંદર થાવ. ( तस्मिन् देवाः दैवीः सह विशन्तु ) ત્યાં દેવીઓ સાથે બધા દેવ આવી જાય. ( निपद्य इमं ऋतुभिः प्राश्नन्तु ) બેસીને આ અન્નને ઋતુઓની અનુસાર ખાવામાં આવે. [ ૩૨ ]

( वनस्पते स्तीर्णं बर्हिं आसीद ) હે વનસ્પતિથી ઉત્પન્ન સ્તંભ ! આ પ્રસરેલા આસન ઉપર તું બેસ. તું ( अग्निष्टोमैः देवताभिः संमितः ) અગ્નિષ્ટોમ યજ્ઞના દેવોથી સંમાનિત થા. ( त्वष्टा स्वधित्या रूपं सुकृतं ) ત્વષ્ટા પોતાના શસ્ત્રથી તારા રૂપને સુંદર બનાવે છે. ( एना एहाः पात्रे परि ददृश्रां ) આ સાથવાળા આ પાત્રમાં રહે. [ ૩૩ ]

( निधिपाः षष्ट्यां शरत्सु ) અન્નનો પાલક દાતા સાઠવર્ષોમાં ( पक्वेन अश्नवातै स्वः अभीच्छात् ) રાંધેલા અન્નના દાનથી સ્વર્ગની પ્રાપ્તિની ઇચ્છા કરે. ( पितरः पुत्राः च एनं उपजीवान् ) પિતા અને પુત્ર તેનાથી જીવિત રહે. ( एतं अग्ने अन्तं स्वर्गं गमय ) એને અગ્નિના પાસેથી સ્વર્ગમાં પહોંચાડો. [ ૩૪ ]

( धर्ता पृथिव्याः धरुणे ध्रियस्व ) ધારણ કરનારો તું અગ્નિ પૃથ્વીના આધાર ઉપર સ્થિર રહે. ( अच्युतं त्वा देवताः च्यावयन्तु ) ન હલનારા તને દેવતાઓ હલાવે. ( जीवपुत्रौ जीवन्तौ दम्पती ) જેમના પુત્રો જીવિત છે એવા જીવિત સ્ત્રીપુરુષો ( तं त्वा अग्निधानात् परि उद् वासयातः ) તને અગ્નિધાનના સ્થાનથી ઉઠાડે. [ ૩૫ ]

---

ભાવાર્થ—શાકભાજી સમારવા સમયસર હાથમાં છુરી લેવી. જલ્દી જલ્દી સાંધા પર કાપો પણ ઔષધિઓનો નાશ કરો નહિ. આ બધું શાક સોમ રાજાના રાજ્યમાં છે. તેનાથી અમારું પોષણ થાય છે. ( ૩૧ )

ચોખા રંધાયા પછી તે પ્રસારવા માટે નવી ચટાઇ પાથરો. તે એવી હોય કે દેખાવામાં સુંદર અને હૃદયને પ્રિય લાગે. અહીં બધા દેવો આવી બેસી તેનું યથેષ્ટ સેવન કરે. ( ૩૨ )

યજ્ઞ સ્તંભો તેના સ્થાન ઉપર મૂકવામાં આવે. તે સ્તંભ તખાણના ઓજારોથી બનાવેલા છે. કોતરકામથી તેનું રૂપ સુંદર બનાવવામાં આવ્યું છે. તેની સાથે પાત્રમાં આ અનાજ રહે. ( ૩૩ )

જે અન્નનો સંગ્રહ કરી તેને રાંધી તેનું દાન કરે છે. તે સાઠ વરસ સુધી દાન કરતો રહેશે અને તેથી તે સ્વર્ગનો અધિકારી બનશે. આ અન્નથી જ બધા કુટુંબીજનો જીવતા રહે છે. અને આ અન્નનું અગ્નિમાં હવન થાય છે. તે અગ્નિ એને સ્વર્ગમાં પહોંચાડે છે. ( ૩૪ )

અગ્નિ બધાને ધારણ કરે છે, તે ભૂમિ ઉપર સ્થિર રહે. દેવતાગણ તેને પોતાના સ્થાનથી દૂર કરે જેમના પુત્ર-પૌત્ર જીવતા છે એવા સ્ત્રી પુરુષોએ અગ્નિ સ્થાનમાંથી અગ્નિ ઉપાડી હવન સ્થાનમાં મૂકવો. ( ૩૫ )

वसोर्या धारा मधुना प्रपीना घृतेन मिश्रा अमृतस्य नाभयः ।
सर्वास्ता अव रुन्धे स्वर्गः षष्ट्यां शरत्सु निधिपा अभीच्छात् ॥ ४१ ॥
निधिं निधिपा अभ्येनमिच्छादनीश्वरा अभितः सन्तु येऽन्ये ।
अस्माभिर्दत्तो निहितः स्वर्गस्त्रिभिः काण्डैस्त्रीन्त्स्वर्गानरुक्षत् ॥ ४२ ॥
अग्नी रक्षस्तपतु यद्विदेवं क्रव्यात्पिशाच इह मा प्र पास्त ।
नुदाम एनमप रुध्मो अस्मदादित्या एनमङ्गिरसः सचन्ताम् ॥ ४३ ॥
आदित्येभ्यो अङ्गिरोभ्यो मध्विदं घृतेन मिश्रं प्रति वेदयामि ।
शुद्धहस्तौ ब्राह्मणस्यानिहत्यैतं स्वर्गं सुकृतावपीतम् ॥ ४४ ॥

---

અર્થ— ( याः मधुना प्रपीनाः घृतेन मिश्राः ) જે મધથી ભરપૂર અને ઘીથી મિશ્રિત ( अमृतस्य नाभयः वसोः धाराः ) અમૃતના કેન્દ્ર સમી ધનની ધારાઓ છે, ( ताः सर्वाः स्वर्गः अवरुन्धे ) તે બધાને સ્વર્ગ પોતાની પાસે રાખે. ( निधिपाः षष्ट्यां शरत्सु अभीच्छात् ) નિધિનો રક્ષક સાઠ વરસની આયુમાં તેની ઇચ્છા કરે. [ ૪૧ ]

( निधिपाः एनं निधिं अभीच्छात् ) ખજાનાનું રક્ષણ કરનારો યજમાન તે ખજાનાની ઇચ્છા કરે. ( ये अन्ये अनीश्वराः अभितः सन्तु ) જે બીજા ઐશ્વર્યહીન છે તે ચારે તરફ ભટકતા રહે. ( अस्माभिः दत्तः स्वर्गः निहितः ) અમારા તરફથી દાન વડે પ્રાપ્ત થએલો સ્વર્ગ સુરક્ષિત રાખ્યો છે. ને ( त्रिभिः काण्डैः त्रीन् स्वर्गान् अरुक्षत् ) ત્રણ વિભાગોથી ત્રણ સ્વર્ગો ઉપર ચઢે. [ ૪૨ ]

( यत् विदेवं रक्षः अग्निः तपतु ) જે ઇશ્વરના વિરોધી રાક્ષસો છે તેમને અગ્નિ તાપ આપે ( क्रव्यात् पिशाचः इह मा प्रपास्त ) રક્તમાંસભક્ષક લોક અહીં જળપાન પણ ન કરે. ( एनं नुदामः ) આ દુષ્ટને અમે દૂર કરીએ છીએ, ( अस्मत् अपरुध्मः ) એને પોતાની પાસે આવવા દેતા નથી. ( आदित्याः अंगिरसः एनं सचन्तां ) આદિત્ય અને અંગિરસ આ દુષ્ટોને પકડી રાખે. [ ૪૩ ]

( इदं मधु घृतेन मिश्रं ) આ મધ ઘીની સાથે ભેળવેલો ( आदित्येभ्यः अंगिरोभ्यः प्रतिवेदयामि ) આદિત્યો અને અંગિરસો માટે છે, એમ કહું છું. ( शुद्ध-हस्तौ ब्राह्मणस्य अनिहत्य सुकृतौ ) જે શુદ્ધ હાથ જ્ઞાની મનુષ્યનું અકલ્યાણ નથી કરતા, તેઓ પુણ્યવાન્ હોય છે. તે ( एतं स्वर्गं अपि इतं ) આ સ્વર્ગને પ્રાપ્ત થાવ. [ ૪૪ ]

---

**ભાવાર્થ**— જે ઐશ્વર્યનો પ્રવાહ મધ અને ઘીથી મળેલા અમરત્વ આપનારા સ્વર્ગમાં છે, તેની ઇચ્છા યજમાને પોતાની ઉમર સાઠ વર્ષ થયા પછી કરવી. (૪૧)

નિધિનો રક્ષક યજમાન દાન વડે શ્રેષ્ઠ ઐશ્વર્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે જે બીજા શક્તિહીન છે તે ચારે તરફ ભટકતા રહે. અમારા દાનથી પ્રાપ્ત થએલો સ્વર્ગ તે આજ છે, જે ત્રણે વિભાગોથી, ત્રણે સ્વર્ગોથી શ્રેષ્ઠ છે. (૪૨)

જેઓ ઇશ્વરનો વિરોધ કરે છે, જેઓ રક્ત અથવા માંસ ખાય છે, તેમને પાસે આવવા દેશો નહિ, દૂર રાખો ત સમાજના દુશ્મન છે (૪૩)

મધ અને ઘી બધી દેવતાઓને આપવામાં આવે જે કોઇની હિંસા કરતા નથી તેઓને પવિત્ર હાથ કહેવાય છે. તેજ સ્વર્ગને પ્રાપ્ત કરી શકે છે. (૪૪)

सर्वान्त्समागा अभिजित्य लोकान्यावन्तः कामाः समतीतृपस्तान् ।
वि गाहेथामायवनं च दर्विरेकस्मिन्पात्रे अध्युद्धरैनम् ॥ ३६ ॥
उप स्तृणीहि प्रथय पुरस्ताद् घृतेन पात्रमभि घारयैतत् ।
वाश्रेवोस्रा तरुणं स्तनस्युमिमं देवासो अभिहिङ्कृणोत ॥ ३७ ॥
उपास्तरीरकरो लोकमेतमुरुः प्रथतामसमः स्वर्गः ।
तस्मिञ्छ्रयातै महिषः सुपर्णो देवा एनं देवताभ्यः प्र यच्छान् ॥ ३८ ॥
यद्यज्जाया पचति त्वत्परः परः पतिर्वा जाये त्वत्तिरः ।
सं तत्सृजेथां सह वां तदस्तु संपादयन्तौ सह लोकमेकम् ॥ ३९ ॥
यावन्तो अस्याः पृथिवीं सचन्ते अस्मत्पुत्राः परि ये संबभूवुः ।
सर्वांस्ताँ उप पात्रे ह्वयेथां नाभिं जानानाः शिशवः समायान् ॥ ४० ॥

---

અર્થ — ( तान् सर्वान् लोकान् अभिजित्य ) તે બધા લોકોને જીતીને ( समागाः यावन्तः कामाः समतीतृपः ) સંગત થએલી જે કામનાઓને તેં તૃપ્ત કરી છે. ( आयवनं च दर्विः विगाहेथां ) કડછી અને ચમસ અંદર નાંખો અને ( एकस्मिन् पात्रे एनं अधि उद्धर ) એક જ પાત્રમાં એને મૂક. [ ૩૬ ]

( उपस्तृणीहि, पुरस्तात् प्रथय ) ઘી નાંખો, આગળ પ્રસરો, ( घृतेन एतत् पात्रं अभिघारय ) ઘીથી આ પાત્ર ભરી નાંખો. હે ( देवासः ) દેવો ! ( स्तनस्युं तरुणं वाश्रा उस्रा इव ) સ્તન પીનારા વાછરડાને ,જેમ ગાય ચાહે છે તેમજ દેવો એને ( अभि हिंकृणोत ) પ્રસન્નતાનો શબ્દ કરતા સ્વીકાર કરે. [ ૩૭ ]

તેં ( एतं लोकं अकरः ) આ લોક બનાવ્યો અને ( उपः अस्तरीः ) તેને વ્યવસ્થિત કર્યો છે. ( असमः स्वर्गः उरुः प्रथतां ) જેના જેવો કોઇ નથી એવો આ સ્વર્ગ પુષ્કળ પ્રસરે. ( तस्मिन् महिषः सुपर्णः श्रयातै ) તેમાં બળવાન સુપર્ણ-સૂરજ આશ્રય લે છે. ( एनं देवाः देवताभ्यः प्रयच्छान् ) એને દેવો દેવતાઓ માટે આપે છે. [ ૩૮ ]

( यत् यत् त्वत् परः परः जाया पचति ) જે કંઇ તારાથી અલગ તારી ધર્મપત્ની રાંધે છે, હે ( जाये ) સ્ત્રી ! ( त्वत् तिरः पतिः वा ) તારાથી જુદું છુપાવી જે કંઇ તારો પતિ કરે છે, ( तत् संसृजेथाः ) તે તમે બંને ભેગું કરો, ( तत् वां सह अस्तु ) તે તમે બંનેએ સાથે કરેલું હોય. ( एकं लोकं सह संपादयन्तौ ) તમે બંને એકજ લોકને સાથે સાથે પ્રાપ્ત કરો છો. [ ૩૯ ]

( यावन्तः अस्मत् अस्याः पुत्राः ) જેટલા મારાથી આ સ્ત્રીમાં ઉત્પન્ન થએલા પુત્રો, ( ये परि संबभूवुः ) જેઓ અહીં ચોતરફ છે અને જેઓ ( पृथिवीं सचन्ते , માતૃભૂમિની સેવા કરે છે, ( तान् सर्वान् पात्रे उपह्वयेथां ) તે બધાને પાત્રમાં ભોજન કરવા બોલાવું છું. ( शिशवः जानानाः नाभिं समायान् ) પુત્રો પણ જાણીને બધા આ એકજ ઠેકાણે આવી જાય. [ ૪૦ ]

---

**ભાવાર્થ** — સ્વર્ગ વગેરે બધા લોકોને યજ્ઞ વડે જીતી પોતાની બધી મનકામનાઓ તૃપ્ત કરવા માટે આ અન્નમાં ચમસ મૂકી તેનો થોડો ભાગ આ પાત્રમાં લો ( ૩૬ )

પાત્રમાં ઘી નાંખો, તે પ્રસરો ઘીથી પાત્ર ભરી દો અને ચારે બાજુ ચોપડો, તેમાં અન્ન રાખી તે દેવતાઓને આપો, તેઓ તેનો સ્વીકાર કરે. જેમ સ્તનને ધાવનાર વછેરાનો ગાય સ્વીકાર કરે છે. ( ૩૭ )

ઇશ્વરે આ લોકને અને સ્વર્ગને બનાવ્યો છે અને વિશાળ કરી પ્રસાર્યો છે તેમાં પ્રકાશવાળો સૂરજ વિરાજે છે. બધા દેવો આ પ્રકાશ વડે પ્રકાશિત થાય છે. ( ૩૮ )

પત્ની અથવા પતિ જે કરે. તે બધું ભેગું કરવામાં આવે. બંનેનો મેળીને એક સંસાર હોય, બંનેમાં ભેદ ન હોવો જોઇએ, બને હળીમળીને રહે અને એકજ ગૃહસ્થધર્મની શોભા વધારે. ( ૩૯ )

પતિપત્નીને જેટલાં સંતાનો હશે, તે બધાને ભોજનની વખતે એકત્ર બોલાવવામાં આવે, કારણ કે એક કેંદ્રમાં આવવું , બધાના માટે યોગ્ય છે. બધા માતૃભૂમિની સેવા કરે. ( ૪૦ )

वसोर्या धारा मधुना प्रपीना घृतेन मिश्रा अमृतस्य नाभयः ।
सर्वास्ता अव रुन्धे स्वर्गः षष्टयां शरत्सु निधिपा अभीच्छात् ॥ ४१ ॥
निधिं निधिपा अभ्येनमिच्छादनीश्वरा अभितः सन्तु येऽन्ये ।
अस्माभिर्दत्तो निहितः स्वर्गस्त्रिभिः काण्डैस्त्रीन्त्स्वर्गानरुक्षत् ॥ ४२ ॥
अग्नी रक्षस्तपतु यद्विदेवं क्रव्यात्पिशाच इह मा प्र पास्त ।
नुदाम एनमप रुध्मो अस्मदादित्या एनमङ्गिरसः सचन्ताम् ॥ ४३ ॥
आदित्येभ्यो अङ्गिरोभ्यो मध्विदं घृतेन मिश्रं प्रति वेदयामि ।
शुद्धहस्तौ ब्राह्मणस्यानिहत्यैतं स्वर्गं सुकृतावपीतम् ॥ ४४ ॥

---

અર્થ— ( याः मधुना प्रपीनाः घृतेन मिश्राः ) જે મધથી ભરપૂર અને ઘીથી મિશ્રિત ( अमृतस्य नाभयः वसोः धाराः ) અમૃતના કેન્દ્ર સમી ધનની ધારાઓ છે, ( ताः सर्वाः स्वर्गः अवरुन्धे ) તે બધાને સ્વર્ગ પોતાની પાસે રાખે. ( निधिपाः षष्टयां शरत्सु अभीच्छात् ) નિધિનો રક્ષક સાઠ વરસની આયુમાં તેની ઇચ્છા કરે. [ ૪૧ ]

( निधिपाः एनं निधिं अभीच्छात् ) ખજાનાનું રક્ષણ કરનારો યજમાન તે ખજાનાની ઇચ્છા કરે. ( ये अन्ये अनीश्वराः अभितः सन्तु ) જે બીજા ઐશ્વર્યહીન છે તે ચારે તરફ ભટકતા રહે. ( अस्माभिः दत्तः स्वर्गः निहितः ) અમારા તરફથી દાન વડે પ્રાપ્ત થએલો સ્વર્ગ સુરક્ષિત રાખ્યો છે. ને ( त्रिभिः काण्डैः त्रीन् स्वर्गान् अरुक्षत् ) ત્રણ વિભાગોથી ત્રણ સ્વર્ગો ઉપર ચડે. [ ૪૨ ]

( यत् विदेवं रक्षः अग्निः तपतु ) જે ઇશ્વરના વિરોધી રાક્ષસો છે તેમને અગ્નિ તાપ આપે. ( क्रव्यात् पिशाचः इह मा प्रपास्त ) રક્તમાંસભક્ષક લોક અહીં જળપાન પણ ન કરે. ( एनं नुदामः ) આ દુષ્ટને અમે દૂર કરીએ છીએ, ( अस्मत् अपरुध्मः ) એને પોતાની પાસે આવવા દેતા નથી ( आदित्याः अंगिरसः एनं सचन्तां ) આદિત્ય અને અંગિરસ આ દુષ્ટોને પકડી રાખે. [ ૪૩ ]

( इदं मधु घृतेन मिश्रं ) આ મધ ઘીની સાથે ભેળવેલો ( आदित्येभ्यः अंगिरोभ्यः प्रतिवेदयामि ) આદિત્યો અને અંગિરસો માટે છે, એમ કહું છું. ( शुद्ध-हस्तौ ब्राह्मणस्य अनिहत्य सुकृतौ ) જે શુદ્ધ હાથ વાની મનુષ્યનું અકલ્યાણ નથી કરતા, તેઓ પુણ્યવાન્ હોય છે. તે ( एतं स्वर्गं अपि इतं ) આ સ્વર્ગને પ્રાપ્ત થાવ. [ ૪૪ ]

---

ભાવાર્થ— જે ઐશ્વર્યનો પ્રવાહ મધ અને ઘીથી મળેલા અમરત્વ આપનારા સ્વર્ગમાં છે, તેની ઇચ્છા યજમાને પોતાની ઉમર સાઠ વર્ષ થયા પછી કરવી. (૪૧)

નિધિનો રક્ષક યજમાન દાન વડે શ્રેષ્ઠ ઐશ્વર્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે. જે બીજા શક્તિહીન છે તે ચારે તરફ ભટકતા રહે. અમારા દાનથી પ્રાપ્ત થએલો સ્વર્ગ તે આજ છે. જે ત્રણે વિભાગોથી, ત્રણે સ્વર્ગોથી શ્રેષ્ઠ છે. (૪૨)

જેઓ ઇશ્વરનો વિરોધ કરે છે, જેઓ રક્ત અથવા માંસ ખાય છે, તેમને પાસે આવવા દેશો નહિ, દૂર રાખો. તે સમાજના દુશ્મન છે. (૪૩)

મધ અને ઘી બધી દેવતાઓને આપવામાં આવે. જે કોઇની હિંસા કરતા નથી તેઓને પવિત્ર હાથ કહેવાય છે. તેજ સ્વર્ગને પ્રાપ્ત કરી શકે છે. (૪૪)

इदं प्रापमुत्तमं काण्डमस्य यस्माल्लोकात्परमेष्ठी समाप ।
आ सिञ्च सर्पिर्घृतवत्समङ्ग्ध्येष भागो अङ्गिरसो नो अत्र ॥ ४५ ॥
सत्याय च तपसे देवताभ्यो निधिं शेवधिं परि दद्म एतम् ।
मा नो द्यूतेऽव गान्मा समित्यां मा स्मान्यस्मा उत्सृजता पुरा मत् ॥ ४६ ॥
अहं पचाम्यहं ददामि ममेदु कर्मन्करुणेऽधि जाया ।
कौमारो लोको अजनिष्ट पुत्रोऽन्वारभेथां वय उत्तरावत् ॥ ४७ ॥
न किल्बिषमत्र नाधारो अस्ति न यन्मित्रैः सममममान एति ।
अनूनं पात्रं निहितं न एतत्पक्तारं पक्वः पुनरा विशाति ॥ ४८ ॥
प्रियं प्रियाणां कृणवाम तमस्ते यन्तु यतमे द्विषन्ति ।
धेनुरनड्वान्वयोवय आयदेव पौरुषेयमप मृत्युं नुदन्तु ॥ ४९ ॥

---

**अर्थ**—( **यस्मात् लोकात् परमेष्ठी समाप** ) જે લોકથી પરમેષ્ઠી પરમેશ્વર પ્રાપ્ત થાય છે, ( **अस्य इदं उत्तमं काण्डं प्रापं** ) તેનો આ ઉત્તમ ભાગ મેં પ્રાપ્ત કર્યો છે. ( **घृतवत् सर्पिः आसिञ्च, समङ्ग्धि** ) ઘી ભેળવેલું મધ અહીં મૂક અને ભેળવ, ( **नः एष भागः अत्र अंगिरसः** ) અમારો આ ભાગ અંગિરસોનો છે. [ ४५ ]

( **सत्याय तपसे देवताभ्यः च** ) સત્ય, તપ અને દેવતાઓના માટે, ( **एतं शेवधिं निधिं परि दद्मः** ) આ ખજાનારૂપી નિધિને આપે છે. ( **द्यूते समित्यां नः मा अव गात्** ) ખેલ અને સભામાં તે અમારાથી દૂર ન જાય અને ( **मत् पुरा अन्यस्मै मा उत्सृजत** ) મને છોડી બીજાને ન મળે. [ ४६ ]

( **अहं पचामि, अहं ददामि** ) હું રાંધુ છું. હું દાન આપું છું. ( **मम जाया करुणे कर्मन् अधि** ) મારી ધર્મપત્ની દયાયુક્ત કર્મો કરવાનો પ્રયત્ન કરે છે. ( **कौमारः पुत्रः लोक अजनिष्ट** ) કુમાર પુત્ર આ લોકના માટે થયો છે. ( **उत्तरावत् वयः अन्वारभेथां** ) ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરનારા પોતાનું જીવન સારી રીતે વ્યતીત કરે. [ ४७ ]

( **अत्र न किल्बिषं** ) અહીં અર્પણમાં કોઇ પાપ નથી, ( **न आधारः अस्ति** ) આધાર માટે કંઇ પાછું રાખવું નહિ. ( **यत् मित्रैः सं-अममानः न एति** ) જે મિત્રોની સાથે હળીમળી પણ જતો નથી. ( **एतत् पात्रं अ-नूनं निहितं** ) આ પાત્ર પરિપૂર્ણ રાખ્યું છે. ( **पक्वः पक्तारं पुनः आविशाति** ) રંધિલું ફરી રાંધનારા પાસે આવી જાય છે. [ ४८ ]

( **प्रियाणां प्रियं कृणवाम** ) મિત્રોનું પ્રિય અમે કરીએ. ( **यतमे द्विषन्ति ते तमः यन्तु** ) જે દ્વેષ કરે છે તે અંધારામાં જાય. ( **धेनुः अनड्वान् वयोवयः आयत् एव** ) ગાય અને બળદ એ બળ જ લાવે છે. તેઓ ( **पौरुषेयं मृत्युं अप नुदन्तु** ) મનુષ્યોનો મૃત્યુ દૂર કરે. [ ४९ ]

---

**ભાવાર્થ**— જ્યાંથી પરમેશ્વર સાધકને પ્રાપ્ત થાય છે, તેનું સારું સ્થાન મનુષ્ય પ્રાપ્ત કરે. ઘી અને મધ ભરપૂર સેવન કરવામાં આવે અને દેવતાઓને ઉદ્દેશીને અર્પણ કરવામાં આવે. ( ४५ )

સત્ય, તપ અને દેવાતાઓ માટે આ અમે સમર્પણ કરીએ છીએ આ ફળ અમારાથી કોઇ કારણે દૂર ન થાય, રમતમાં કે સભામાં દૂર ન થાય એટલે હમેશ માટે અમારી પાસે રહે ( ४६ )

માણસે અન્ન રાંધવું અને દાન કરવું. સ્ત્રીએ પણ ધર્મકર્મમાં દક્ષતાથી પ્રયત્ન કરવો. આ પ્રકારે બંને પુત્ર ઉત્પન્ન કરે અને ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરે ( ४७ )

દાન કરવામાં કોઇ પાપ નથી, દાન વેળા કંઇ પાછળ શેષ રાખવું નહિ. તે ઇષ્ટ મિત્ર સાથે પણ જતું નથી. તે દાન-પાત્ર પૂર્ણ ભરીને રાખવું, જે પરિપક્વ થયા પછી ફરી ફળરૂપે દાતાની પાસે પહોંચશે ( ४८ )

માણસે પોતાના મિત્રનું હિત કરવું, દ્વેષી શત્રુને દૂર હટાવે. ગાય પોતાના દૂધથી મનુષ્યને આરોગ્ય, જીવન અને બળ આપે છે અને મૃત્યુને દૂર કરે છે. ( ४९ )

समुग्रयो विदुरन्यो अन्यं य ओषधीः सचते यश्च सिन्धून् ।
यावन्तो देवा दिव्या३तपन्ति हिरण्यं ज्योतिः पचतो बभूव ॥ ५० ॥
एषा त्वचां पुरुषे सं बभूवानग्नाः सर्वे पशवो ये अन्ये ।
क्षत्रेणात्मानं परि धापयाथोऽमोतं वासो मुखमोदनस्य ॥ ५१ ॥
यदुक्षेषु वदा यत्समित्यां यद्वा वदा अनृतं वित्तकाम्या ।
समानं तन्तुमभि संवसानौ तस्मिन्त्सर्वं शमलं सादयाथः ॥ ५२ ॥
वर्षं वनुष्वापि गच्छ देवांस्त्वचो धूमं पर्युत्पातयासि ।
विश्वव्यचा घृतपृष्ठो भविष्यन्त्सयोनिर्लोकमुप याह्येतम् ॥ ५३ ॥
तन्वं स्वर्गो बहुधा वि चक्रे यथा विद आत्मन्नन्यवर्णाम् ।
अपाजैत्कृष्णां रुशतीं पुनानो या लोहिनी तां ते अग्नौ जुहोमि ॥ ५४ ॥

**અર્થ**—( अग्नयः अन्यो अन्यं सं विदुः ) અગ્નિ પરસ્પરને જાણે છે. ( यः ओषधीः सचते, यः च सिन्धून् ) જે ઔષધિઓની સાથે રહે છે અને જે બીજો પાણીમાં રહે છે. ( यावन्तः देवाः दिवि आतपन्ति ) જેટલા દેવો દ્યુલોકમાં પ્રકાશે છે, તેમની ( हिरण्यं ज्योतिः पचतः बभूव ) તેજસ્વી જ્યોતિ અન્ન રાંધનારા દાતાના માટે મળે. [૫૦]

( पुरुषे एषा त्वचां संबभूव ) મનુષ્યમાં આ ત્વચા બીજી ત્વચાથી ઉત્પન્ન થાય છે. ( ये अन्ये सर्वे पशवः अ-नग्नाः ) જે બીજા પશુઓ છે તે નગ્ન નથી. ( क्षत्रेण आत्मानं परि धापयाथः ) શૌર્યથી પોતે પોતાને માટે ઓઢવા લો. ( अमा-उतं वासः ओदनस्य मुखं ) મળીને વણેલું વસ્ત્ર ચોખા ઉપર નાંખવાલાયક મુખ્ય વસ્ત્ર છે. [ ૫૧ ]

( यत् अक्षेषु वदाः ) રમતમાં જે તમે બોલો છો, ( यत् समित्यां ) જે સભામાં તમે બોલો છો, ( यत् वा वित्तकाम्या अनृतं वदाः ) જે ધનની ઇચ્છાથી અસત્ય ભાષણ કર્યું હશે, તેના ( सर्वं शमलं तस्मिन् सादयाथः ) બધા દોષો તેમાં જ મૂકી દો અને ( समानं तंतुं अभिसंवसानौ ) સરખા વસ્ત્રો પહેરવાનું તમે કરી દો [ ૫૨ ]

( वर्षं वनुष्व ) વૃષ્ટિની પ્રાપ્તિ કરો, ( देवान् अपि गच्छ ) દેવોની પાસે જાઓ, ( त्वचः परि धूमं उत्पातयासि ) ત્વચાની ઉપરની ધૂળ ઉડાવી દો, ( विश्वव्यचाः घृतपृष्ठः भविष्यन् ) વિશ્વમાં વિસ્તૃત, ઘૃતથી યુક્ત થવાની ઇચ્છા કરનારો ( सयोनिः एतं लोकं उपयाहि ) સજાતિય બની આ લોકોને પ્રાપ્ત થાવ. [ ૫૩ ]

( स्वर्गः बहुधा तन्वं विचक्रे ) દ્યુલોક જ ઘણા પ્રકારથી પોતાના શરીરને બનાવે છે, ( यथा आत्मन् अन्य-वर्णां विद ) પોતાની જેમ બીજા રંગને પણ જુએ છે. ( रुशतीं पुनानः ) તેજસ્વી આકારને પવિત્ર કરે છે, ( कृष्णां अपाजैत् ) કાળારૂપને દૂર કરે છે. ( या लोहिनी तां ते अग्नौ जुहोमि ) જે લાલરૂપ છે તેનું અગ્નિમા હવન કરું છું. [ ૫૪ ]

**ભાવાર્થ**— અગ્નિઓનો પરસ્પર સંબંધ છે. એક ઔષધિમાં અને બીજો પાણીમા રહે છે આકાશમાં પ્રકાશનારા દેવ પોતાનો પ્રકાશ ઉદાર દાતાને આપે. ( ૫૦ )

બધા બીજા પશુ નાગા નથી, તેમને ઇશ્વર નિર્મિત વસ્ત્ર છે. પણ મનુષ્યને ઓઢવા માટે વસ્ત્ર જોઇએ, એવી ચામડી કુદરતી રીતે મનુષ્યને મળી છે. માટે હળીમળી વસ્ત્ર વણવાં અને પહેરવાં. આજ વસ્ત્રો ચોખા વગેરે અનાજ ઉપર ઢાંકવા રાખો. ( ૫૧ )

જે રમતમાં અસત્ય બોલે છે, જે સભામાં અને જે ધનની ઈચ્છાથી અસત્ય બોલે છે, તેના બધા દોષો દૂર કરો. સમાનતા ધારણ કરો અને અસમાનતા માટે સમાન વસ્ત્રો જ પહેરો. ( ૫૨ )

વરસાદનો યોગ્ય ઉપયોગ કરો, પાણી ફોગટ ન જાય, દેવતાની ઉપાસના કરો, પોતાની નિર્મલતા કરો. દુનિયામાં પ્રસિદ્ધ થાવો, પુષ્ટિકારક પદાર્થ પાસે રાખો, આ ભૂલોકમાં માનવજાતીની સેવા કરો. ( ૫૩ )

દ્યુલોકે જે અનેક રૂપો ધારણ કર્યાં છે અને તેથી આ વિશ્વ બનાવ્યું છે. જ્ઞાની બધાને પોતાની જેમ જુએ છે માણસે તમોગુણ દૂર કરવો જોઇએ, સત્વગુણ વધારવો અને રજોગુણનો ત્યાગ કરવો. ( ૫૪ )

*

प्राच्यै त्वा दिशेऽग्नयेऽधिपतयेऽसिताय रक्षित्र आदित्यायेषुमते ।
एतं परि दद्मस्तं नो गोपायतास्माकमैतोः ।
दिष्टं नो अत्र जरसे नि नेषज्जरा मृत्यवे परि णो ददात्वथ पक्वेन सह सं भवेम ॥ ५५ ॥
दक्षिणायै त्वा दिश इन्द्रायाधिपतये तिरश्चिराजये रक्षित्रे यमायेषुमते ।
एतं परि दद्मस्तं नो गोपायतास्माकमैतोः ।
दिष्टं नो अत्र जरसे नि नेषज्जरा मृत्यवे परि णो ददात्वथ पक्वेन सह सं भवेम ॥ ५६ ॥
प्रतीच्यै त्वा दिशे वरुणायाधिपतये पृदाकवे रक्षित्रेऽन्नायेषुमते ।
एतं परि दद्मस्तं नो गोपायतास्माकमैतोः ।
दिष्टं नो अत्र जरसे नि नेषज्जरा मृत्यवे परि णो ददात्वथ पक्वेन सह सं भवेम ॥ ५७ ॥
उदीच्यै त्वा दिशे सोमायाधिपतये स्वजाय रक्षित्रेऽशन्या इषुमत्यै ।
एतं परि दद्मस्तं नो गोपायतास्माकमैतोः ।
दिष्टं नो अत्र जरसे नि नेषज्जरा मृत्यवे परि णो ददात्वथ पक्वेन सह सं भवेम ॥ ५८ ॥
ध्रुवायै त्वा दिशे विष्णवेऽधिपतये कल्माषग्रीवाय रक्षित्र ओषधीभ्य इषुमतीभ्यः ।
एतं परि दद्मस्तं नो गोपायतास्माकमैतोः ।
दिष्टं नो अत्र जरसे नि नेषज्जरा मृत्यवे परि णो ददात्वथ पक्वेन सह सं भवेम ॥ ५९ ॥
ऊर्ध्वायै त्वा दिशे बृहस्पतयेऽधिपतये श्वित्राय रक्षित्रे वर्षायेषुमते ।
एतं परि दद्मस्तं नो गोपायतास्माकमैतोः ।
दिष्टं नो अत्र जरसे नि नेषज्जरा मृत्यवे परि णो ददात्वथ पक्वेन सह सं भवेम ॥ ६० ॥

( प्राच्यै दिशे ) પૂર્વ દિશામાં ( अग्नये अधिपतये ) અગ્નિ અધિપતિ, ( रक्षित्रे असिताय ) રક્ષણકર્તા અસિત, ( इषुमते आदित्याय ) બાણવાળો આદિત્ય, ( दक्षिणायै दिशे० ) દક્ષિણ દિશામાં ઇન્દ્ર અધિપતિ, રક્ષણકર્તા તિરશ્ચિરાજી, યમ બાણવાળો ( प्रतिच्यै दिशे० ) પશ્ચિમ દિશામાં વરુણ અધિપતિ, રક્ષણકર્તા પૃદાકૂ, અન્ન, બાણવાળો ( उदीच्यै दिशे० ) ઉત્તર દિશામાં સોમ અધિપતિ, સ્વજ રક્ષણકર્તા અને અશનિ બાણવાળી છે, ( ध्रुवायै दिशे० ) ધ્રુવ દિશામાં વિષ્ણુ અધિપતિ, કલ્માષગ્રીવ રક્ષણકર્તા અને ઔષધિઓ બાણવાળી છે, ( उर्ध्वायै दिशे० ) ઉર્ધ્વ દિશામાં બૃહસ્પતિ અધિપતિ, શ્વિત્ર રક્ષક અને વરસાદ બાણવાળો છે. તેમના માટે ( एतं परिदद्मः ) અમે એનું દાન કરીએ છીએ. ( तं नः गोपायत ) તેનો સ્વીકાર કરી અમારું રક્ષણ કરો. ( अस्माकं आ एतोः ) અમારી ઉન્નતિ માટે સહાયક થાવ. ( अत्र नः जरसे दिष्टं निनेषत् ) અહીં અમારી વૃદ્ધ આયુ થવા માટે અમને યોગ્ય રસ્તે લઇ જાય. ( जरा नः मृत्यवे परि ददातु ) વૃદ્ધાવસ્થા અમને મૃત્યુ સુધી પહોંચાડે. ( अथ पक्वेन सह सं भवेम ) અને પરિપક્વ ફળની સાથે અમે ફરી ઉત્પન્ન થઇશું. [ ૫૫-૬૦ ]

**ભાવાર્થ**— પ્રત્યેક દિશામાં અધિપતિ, રક્ષક અને ઇષુમાન્ એટલે બાણવાળા યોદ્ધા છે, તેઓ બધાનું રક્ષણ કરે. તેમને અમે યોગ્ય દાન આપીએ તે અમારું પાલન કરી અમારી ઉન્નતિ સુધી અમને પહોંચાડે, તે અમને વૃદ્ધાવસ્થા સુધી સુરક્ષિત પહોંચાડે અને ત્યાંથી મૃત્યુ સુધી લઇ જાય, મૃત્યુના પછી પરિપક્વ કર્મફળની સાથે અમે ફરી જન્મ લઇશું અને ત્યાં ઉન્નતિ પ્રાપ્ત કરીશું. ( ૫૫-૬૦ )

# સ્વર્ગ અને ઓદન

## સ્વર્ગનું સામ્રાજ્ય

સ્વર્ગનું સામ્રાજ્ય બધી માનવજાતિ માટે ખુલ્લું છે. તે પ્રાપ્ત કરી ત્યાં લાંબા સમય સુધી રહેવું દરેકના માટે યોગ્ય છે. પણ તે સુકૃતનો લોક હોવાથી તે સારા કામો કર્યા વગર પ્રાપ્ત થઇ શકતો નથી. આ વાત બધાએ ધ્યાનમાં રાખવી જોઇએ. આ સ્વર્ગ આ ભૂમિ પર પણ છે અને પરલોકમાં પણ છે. પરલોકનો સ્વર્ગ પ્રાપ્ત કરવા માટે પણ પ્રયત્ન કરવા પડે છે. એથી સ્પષ્ટ થશે કે અહીં અથવા પરલોકમાં સ્વર્ગસુખ પ્રાપ્ત કરવું એ મનુષ્યના પુરુષાર્થ ઉપર અવલંબીને છે. આ સૂક્તનું તાત્પર્ય સંક્ષેપમાં એમ છે. હવે ક્રમશઃ આ મંત્રોમાં જે મુખ્ય મુખ્ય ઉપદેશ છે તેનું નિરીક્ષણ કરીશું—

## બળનું મહત્ત્વ

સ્વર્ગ પ્રાપ્ત કરવામાં બળનું મહત્ત્વ છે. બળ સિવાય કોઇ પણ પ્રકારની ઉન્નતિ થઇ શકતી નથી. તે બળ દરેકે પ્રાપ્ત કરવું જોઇએ. મનુષ્યમાં જે વધારે સામર્થ્યસંપન્ન અને પ્રભાવશાળી હોય છે તે રાષ્ટ્રનો અધિષ્ઠાતા બને, કોઇ નબળો રાજગાદી ઉપર આવવો ન જોઇએ. કારણ કે રાષ્ટ્રની ઉન્નતિ પ્રબળ રાજશક્તિ ઉપર આધારિત હોય છે. રાજા નબળો હોય તો સંપૂર્ણ રાષ્ટ્ર નબળું બની જાય છે. તેથી સુખ પ્રાપ્તિની ઇચ્છા કરનારાઓ માટે એ યોગ્ય છે કે તેઓએ કોઇ શક્તિશાળી સામર્થ્યસંપન્ન પુરુષને રાષ્ટ્રનો અધિષ્ઠાતા તરીકે નિયુક્ત કરવો, તેજ અધિષ્ઠાતા પોતાના સુયોગ્ય સામર્થ્યવાન્ અનુયાયીઓને એકત્રિત કરે અને તેમની સહાયતાથી રાષ્ટ્રનું શાસન ચલાવે. બધાનું ઉત્તમ નિયંત્રણ કરે અને બધાની ઉન્નતિ થવા માટે યોગ્ય સારી એવી વ્યવસ્થા રાખે. તેનુ નામ યમરાજ્ય એટલે નિયમ અનુસાર ચાલનારૂં રાજ્ય છે. (મં.૧)

આ પ્રકારનું રાજ્યશાસન થયા પછી પોતે પોતાની દૃષ્ટિ સૂક્ષ્મ અને પરિશુદ્ધ કરવી જોઇએ. એટલે સારૂં જ્ઞાન પ્રાપ્ત કરવું, વીર્ય એટલે અનેક બળોને પ્રાપ્ત કરવા. પોતાના રાષ્ટ્રમાં દૂરદૃષ્ટિ અને સામર્થ્ય જેટલું વધારે હોય તેટલો પોતાનો ઉત્કર્ષ થવાનો છે. તેથી તેજ, બલ, સામર્થ્ય, જ્ઞાન અને દૂરદૃષ્ટિ વધારવી એ આપણું મુખ્ય કર્તવ્ય છે. ફળ પરિપક્વ થયા પછી જ તેમાં મિઠાસ આવે છે. માટે પોતે પોતાને પરિપક્વ કરવું જેથી પોતાનું કલ્યાણ થશે. ( મં. ૨ )

## એકતાનો સંદેશ

આ લોકોમાં તમે બધા હળીમળી એક ભાવથી રહો, પરમેશ્વરની ઉપાસના પણ મળીને કરો. રાજ્યવ્યવસ્થા પણ મળીને ચલાવો, જે કંઇ પરાક્રમ કરવો હોય તે મળીને એટલે સહકારથી જ થઇ શકે છે, મળવાથી બળ વધે છે, મિલન થવા માટે પોતે નિર્દોષતા અને પવિત્રતા સંપાદન કરવી જોઇએ. જેટલું સંગઠન વધશે, તેટલી શક્તિ વધશે અને જેટલી શકિત વધશે તેટલો પ્રભાવ વિશેષ થશે. આ પ્રકારનો આ એકતાનો સદેશ માનવી ઉન્નતિ માટે અહીં કહ્યો છે. ( મં. ૩ )

બધા લોકોને એમ કહેવાનુ છે કે તેઓએ પોતાનું જીવન ધન્ય બનાવવાનો પ્રયાસ કરવો આ પ્રયત્ન જેટલો મળીને થશે એટલું યશ તમને પ્રાપ્ત થશે. આપસમાં તડ-મતભેદ હોય તે નાશનું બીજ છે. તમારા પૈકી દરેકને અમૃત પ્રાપ્ત કરવાનો અધિકાર છે. ઘરમાં સ્ત્રી, પુત્ર અને ગૃહપતિ હળીમળીને રહે. અહીં એકતાનો ઉપદેશ મળે છે અને અહીં જ સુખની પ્રાપ્તિ થઇ શકે છે. આ ગૃહસ્થાશ્રમમાં માતા અન્ન રાંધે છે, પિતા અન્ન લાવે છે, પુત્ર બીજાં ઘરનાં-સંસારનાં કાર્યો કરે છે. આ પ્રકારે પરસ્પર સહકાર્ય હોવાથી બધાને વધારામાં વધારે સુખ પ્રાપ્ત થઇ શકે છે. આ પ્રકારે વિચાર કરી વાચકે એકતાનો બોધ પ્રાપ્ત કરી તેનું આચરણ કરી ઉન્નતિ સાધવી. ( મં. ૪–૫ )

ઘરમાં પુત્ર, પૌત્ર મોટા થયા છે, તે કાર્યભાર સંભાળી રહ્યા છે, વૃદ્ધોની યોગ્ય પ્રકારે સેવા કરે છે, જુવાનોનો વૃદ્ધોને સારી પેઠે આસરો મળી રહ્યો છે, આજ આ લોકનો તેજસ્વી સ્વર્ગ છે, જે પ્રત્યેક ગૃહસ્થે પ્રાપ્ત કરવો જોઇએ. ( મં. ૬ )

## ચારે દિશામાં હલચલ

ઉન્નતિ માટે તો ચારે દિશાઓમાં હલચલ શરૂ કરવી જોઇએ. પૂર્વ દિશા જ્ઞાનની દિશા છે, બધો પ્રકાશ આ દિશાથી પ્રાપ્ત થાય છે. શ્રદ્ધાવાન્ લોક જ્ઞાન પ્રાપ્ત કરી જ્ઞાનનો પ્રચાર કરે, જેમ સૂરજ બધાને પ્રકાશ આપે છે, તેનો પ્રકાશ બધાને મળે છે. જ્ઞાનનો ઉપયોગ પોતાના રક્ષણ માટે કરવામાં આવે. સ્ત્રીપુરુષ હળીમળીને કાર્ય કરે અને બધા લોક જ્ઞાન વડે સુપ્રકાશિત થાય. ( મં. ૭ )

જ્ઞાન પ્રાપ્ત થયા પછી દક્ષતાથી ઉદ્યોગ કરવો જોઇએ. દક્ષતા ન હોય તો બધા પ્રયત્નો નિષ્ફળ થઇ જાય છે આ સંદેશો દક્ષિણ દિશા આપે છે. અહીં યમ એટલે નિયામક દેવતા છે. તે કહે છે કે "નિયમમાં રહો, નિયમ છોડી ચાલશો તો મારો દણ્ડ તૈયાર છે. તેમાંથી છુટકારો થશે નહિ" આ નિયામકની સાથે પિતરો પણ છે. તે બધાના રક્ષક છે. રક્ષણ કરવું અને નિયમ વિરુદ્ધ આચરણ ન કરવું એ જ અહીંનો ઉપદેશ છે. જે આ ઉપદેશ લઇ તે અનુસાર ચાલશે તે જ ઉન્નતિ પ્રાપ્ત કરી શકશે. ( મં. ૮ )

પશ્ચિમ દિશા વિશ્રામની સૂચના આપે છે. યોગ્ય પુરુષાર્થ કર્યા બાદ વિશ્રામ જરૂરી છે જ. જેથી ફરી પ્રયત્ન કરવા માટે બળ પ્રાપ્ત થાય છે, એટલે વિશ્રામ વધારે પુરુષાર્થ કરવા માટે જોઇએ. અહીં સોમ વગેરે ઔષધિઓ છે, જેમનું સેવન કરવાથી બળ, પુષ્ટિ અને આયુ વધે છે. ( મં. ૯ )

ઉત્તર દિશા ઉચ્ચતર અવસ્થા પ્રાપ્ત કરવાની સૂચના આપી રહી છે. પોતાના રાષ્ટ્રની ઉચ્ચતર અવસ્થા કરો, શ્રેષ્ઠ કરો, સર્વ પ્રકારે આગળ વધો. પાંચ પ્રકારના લોકોનો સમુદાય ઉન્નતિ પ્રાપ્ત કરે, સર્વાંગીણ ઉન્નતિ થવી જોઇએ, જેથી કોઇ પણ એક ભાગમાં પાછળ રહી ન જાવો. આ ઉપદેશ અહીં મળે છે. ( મં. ૧૦ )

ધ્રુવ દિશા સ્થિરતાનો સંદેશ આપે છે. પોતાના વચન પર સ્થિર રહો, આપણી પ્રતિજ્ઞા ઉપર સ્થિર રહો, યુદ્ધમાં પોતાના સ્થાને સ્થિર રહો, વ્યર્થ ચંચલ બનતા નહિ પોતાનુ રક્ષણ કરવા માટે, પુત્રોનું યોગ્ય રીતે પાલન કરવા માટે, અનેક શુભ કર્મો કરવા માટે સ્થિર થવાની સૂચના આ દિશા વડે પ્રાપ્ત થાય છે.

આ પ્રકારે આ બધી દિશાઓ મનુષ્યને જે ઉપદેશ આપી રહી છે તે સાંભળી મનુષ્યને ઉન્નતિનું સાધન કરવાનો માર્ગ વિદિત થાય છે આ માર્ગે માણસે જવું અને પોતાની ઉન્નતિ સાધી લેવી. ( મં. ૧૧ )

### ખાંડણી અને સાંબેલું

પુત્રોનું પાલન સારી રીતે કરવામાં આવે. જળ, વાયુ બધે જ શુદ્ધ અને કલ્યાણકારક રાખવામાં આવે. સત્યની પ્રીતિ અને તપની રુચિ મનુષ્યમાં વધે અને બધાને અન્ન પણ પુરતા પ્રમાણમાં પ્રાપ્ત થાય. ઘરમાં ખાંડણી અને સાંબેલું કોઇ પાણી વડે ભીનું ન કરે, કારણ કે તે સુકું રહે તો જ સારું કામ આપી શકે છે. તે પવિત્ર સ્થાનમાં રાખવું અને ધાન્ય વગેરે સાફ કરી ફરી જગ્યા ઉપર સાફસૂફ કરી મૂકી દેવું જોઇએ. ( એટલે અહીં વેદનો આદેશ છે કે યંત્ર [ મશીન ] વગેરે વડે સાફ કરેલા ચોખા, લોટ વગેરે કોઇએ ન ખાવા. ) પણ દરેક ઘરમાં ખાંડણી અને સાંબેલું રાખી હાથે લોટ પીસી અને ખાંડણી-મુશલ વડે હાથે સાફ કરેલી ચોખા. મનુષ્યોએ ખાવા વાચકોએ તેનો વિચાર કરવો. કારણ કે આ કાર્યના માટે બધે જ યંત્રો શરૂ થયાં છે. યંત્ર વડે સાફ કરવાથી ધાન્યના જીવનકણ નષ્ટ થાય છે અને હાથથી સાફ કરવાથી તે જીવનકણ સુરક્ષિત રહે છે. વેદ ઉપદેશ વડે સમજાવે છે કે યંત્ર વડે બનાવેલો લોટ કોઇએ ન ખાવો અને યંત્ર વડે સાફ કરેલા ચોખા પણ ન ખાવા; તેથી પરિપૂર્ણ જીવનસત્ત્વ પ્રાપ્ત થશે અને ઉત્તમ આરોગ્ય રહેશે. એવો કયો વૈદિકધર્મી છે કે જે આજથી જ એમ વર્તશે અને ઓછામાં ઓછું ખાવાં પીવામાં તો વેદનો ઉપદેશ માનશે. ( મં. ૧૨-૧૪ )

આ લાકડાની ખાંડણી અને સાંબેલું દૈવીશક્તિશાળી છે, જે રાક્ષસો અને પિશાચોને અમારાથી દૂર કરી શકે છે. એવી તે ખાંડણીની ઘોષણા છે. જનતાએ તે ઘોષ સાંભળવો. જો લોકો દરેક ઘરમાં ખાંડણી-સાંબેલા વડે અનાજ સાફ કરી તેનું સેવન કરશે, તેમના ઉપર રાક્ષસ અને પિશાચોનો ( રોગજંતુનો ) હુમલો થશે નહિં, ( એટલે જે મશીન-યંત્ર દ્વારા સાફ કરેલા ચોખા-લોટ વગેરે વાપરશે તેમનો નાશ આજ રાક્ષસો અને પિશાચો કરશે. માટે લોકોએ ચેતી રહેવું. ) ( મં. ૧૫ )

### પશુપાલન

ઘર ઘરમાં ગાય વગેરે પશુઓનું પાલન થાય. ઘર ઘરમાં યજ્ઞયાગ થતાં રહે. દરેક ઘરમાં દેવતાઓનો સંતોષ થતો રહે. જળ, વાયુ વગેરે દેવતા કોઇ પણ ઘર ઉપર અપ્રસન્ન ન રહે. કોઇ પણ ઠેકાણે અપ્રસન્નતા ઉત્પન્ન ન થાય. ( મં. ૧૬ )

### ગૃહવ્યવસ્થા

સ્ત્રી અને પુત્ર તેમજ ગૃહપતિ મળીને ઘર થાય છે, તે બધા ઘરમાં સંપીને રહે. આ એકતા વિષે અથર્વવેદમાં કાં ૩, સૂ ૩૦ માં જે ઉપદેશ આપેલો છે તે વાચકોએ અહીં

સરખાવી જોવો. તે સારો ઉપદેશ છે, અને દરેક ગૃહસ્થાશ્રમીએ હમેશા ધ્યાનમાં ધારણ કરવા યોગ્ય છે. પુરુષ જે સ્ત્રીનું પાણી-ગ્રહણ કરે તે બંને પરસ્પરને અનુકૂલ બની રહે, આપસમાં કલેશ-કંકાસ ન થવા દે જો આપસમાં ઝગડા વધશે તો દુર્ગતિ અને નાશ પ્રાપ્ત થશે, આ વાતની દરેક ગૃહસ્થાશ્રમીએ યાદ રાખવી. ઘરના બધા લોકો આનંદપ્રસન્ન અને હળી-મળીને રહે અને પ્રયત્ન કરી પોતાની ઉન્નતિનું સાધન કરતા રહે. ( મં. ૧૭ )

બધા મળી દક્ષતાથી બધા રોગોને દૂર કરે, અજ્ઞાન અને અંધકાર દૂર કરે, ઘરમાં અંધારૂં ન રહે, કારણ કે અંધારાના કારણે રોગજંતુ વધે છે અને રોગ થાય છે તેથી ઘરમાં પુષ્કળ અંધારૂં ન રહેવા પામે એવું ઘર બનાવવું. ઘર ઘરમાં લાકડાની બનાવેલી ખાંડણી અને સાંબેલું હોય અને તે વડે ચોખા સાફ કરી તેનું જ સેવન ઘરના લોકોએ કરવું.
( મં. ૧૮ )

ખાંડણી-સાંબેલાથી સાફ કરેલા અનાજમાંથી, ભૂસો-કુસકી દૂર કરવા ઘરમાં સુપડું હોવું જોઇએ. સુપડાથી ચોખા વગેરે સાફ કરી, ભૂસો દૂર કરી ચોખા સાફ કરવામાં આવે અને ગૃહસ્થોએ તેનું જ સેવન કરવું. ( મં. ૧૯ )

જેથી ત્રણે લોકોમાં આનંદ અને સ્વાસ્થ્ય પ્રાપ્ત થાય છે એવા શુદ્ધ ચોખા આ પ્રકારે જ સાફ થાય છે. ( યંત્ર-મશીન વડે સાફ કરેલા ચોખા તો રાક્ષસો અને પિશાચો એટલે અનેક રોગજંતુને બોલાવનારા હોય છે. ) જે ચોખા ખાંડણી-સાંબેલું-સુપડું વગેરે દ્વારા સાફ કરવામાં આવે છે તે તો આપ્યાયન-એટલે બધા પ્રકારની પુષ્ટિ આપનારા હોય છે. ( મં. ૨૦ )

સુપડામાં ફરી ફરી લઇ આ પ્રકારે અનાજ સાફ કરવું જોઇએ. ચોખા ઉપર જે લાલ રંગનું આવરણ હોય છે તે સાંબેલાથી કૂટી કૂટીને દૂર કરવું જોઇએ. જેમ ધોબી કપડાં પત્થર ઉપર પછાડીને સાફ કરે છે, તેમ સાંબેલા વડે ચોખા સાફ કરાય છે અને તેનું સેવન ગૃહસ્થોએ કરવું. પશુઓના રંગ વિવિધ હોય છે પણ એક જ પ્રકારનું ઘાસ ખાઇને પુષ્ટ બને છે આ પ્રકારે વિવિધ રંગરૂપવાળા મનુષ્યો આ ચોખાનું સેવન કરી હૃષ્ટપુષ્ટ અને દીર્ઘજીવી બને. ( મં. ૨૧ )

## રાંધવાનું કાર્ય

હવે રાંધવાનો સમય આવે છે. તે માટે ઘણી જાતના વાસણો હોય છે. આ વાસણ માટીના વિવિધ આકારના બનાવવામાં આવે છે. તે ફૂટેલા તુટેલા અથવા કાણા ન હોય. કોઇ ઠેકાણે કાણું હોય તો તે જાણી લઇ બંધ કરવું જોઇએ. જેમ માતા પુત્રનો પ્રેમથી સંભાળ રાખે છે તે પ્રકારે આ વાસણો સંભળાવા જોઇએ, એવી રીતે તે વાપરવાં જોઇએ કે તૂટે નહિ. તપેલાં, ડેગચી, કડછી વગેરે વાસણ ચૂલા ઉપર સંભાળી રાખવામાં આવે. તેમાં ચમસ રાખવામાં આવે અને તે પાત્રોને ઘી વગેરેથી સિંચવું. ( મં. ૨૨-૨૩ )

આ પાત્રોનું રક્ષણ ચારે તરફથી કરવું. અગ્નિથી રક્ષણ થાય એટલે પાત્ર સારી પ્રકારે સેકેલું હોવું જોઇએ. વરુણ દેવતાના જળ વડે તેનું રક્ષણ થાય એટલે કે પાણી ગળી ન જાય. વનસ્પતિઓ વડે તુટી જવાનો સંભવ ન હો. (મં.૨૪)

## જળનું મહત્ત્વ

પૃથ્વી ઉપરના જળની વરાળ બની મેઘમંડળમાં આકાશ-માં ભેગી થાય છે, તે વાદળાં કહેવાય છે. તેમાંથી વરસાદ પૃથ્વી રૂપે ઉપર ફરી વરસે છે. આ જળ પ્રાણીઓને જીવન આપનારૂં અને જીવનની ધન્યતા કરનારૂં છે. તે પાત્રોમાં ભરી રાખવું અને રાંધતી વેળા પાત્ર ચૂલા ઉપર ચઢાવવું. આ પરિશુદ્ધ જળ મનુષ્યને સુખ આપનારૂં છે. ( મં. ૨૫-૨૬ )

આ જળ મનુષ્યમાં બળ લાવે છે, પ્રસન્નતા આપે છે, વીર્ય નિર્માણ કરે છે, પવિત્રતા અને આરોગ્ય અર્પે છે, મૃત્યુ દૂતોને દૂર કરે છે આજ પાણી ગૃહસ્થોએ રાંધવા માટે વાપરવું. ( મં. ૨૭ )

પાણી વરસાદના રૂપે ભૂમિ ઉપર ઔષધિ-વનસ્પતિમાં જાય તેનો ગુણ આપનારો ઔષધિરસ બને છે. તે મનુષ્યનું હિત કરનારો છે. તે સિવાય બીજું ઘણું પાણી મેઘોમાંથી વરસે છે તે બધું જ દુનિયાને વ્યાપી રહે છે. ( મં. ૨૮ )

જ્યારે વાસણમાં પાણી મૂકી તપાવવામાં આવે છે, ત્યારે પાણીના અણું એક બીજા ઉપર ઉછળે છે અને એવું લાગે છે કે તે જાણે પરસ્પર લઢે છે, અથવા વાર્તાલાપ કરે છે અથવા ઝગડો કરી રહ્યા છે. જેમ સ્ત્રી પતિને જોઇ તેની સાથે પ્રેમ-થી મળવા ઇચ્છે છે, તેમજ પાણી રાંધતી વેળા ચોખાની સાથે મળે છે. જેથી ચોખા રંધાય છે. ( મં. ૨૯ )

રાંધતી વેળા વાસણમાં કડછી નાંખી ઉપરના ચોખા નીચે અને નીચેના ઉપર કરવા જોઇએ. એટલે સારી રીતે ચોખા

હલાવવા જોઇએ, જેથી પાણી દરેક ચોખાના દાણા જોડે મળી જાય અને ચોખા ઉત્તમ રીતે રંધાય. ( મં. ૩૦ )

### શાકભાજી

જેમ ચોખા રાંધવાના હોય છે તેજ પ્રકારે આ ભાજી ગંધવાની પણ રીત હોય છે ઉત્તમ ફરસ (કોહાડી), છરી વગેરે ભાજી સમારવા માટે લેવા તેમની ધાર તેજ હોવી જોઇએ, ન હોય તો તે સારી તેજ કરવા જોઇએ. તે એવી રીતે સમારવી જોઇએ કે તેથી તેનું ( શાકભાજીનું ) સત્ત્વ બગડે નહિ ઔષધિઓની હિંસા ન થાય અને તે કારણે તેમનો અમારા ઉપર ગુસ્સો ન થાય ( મં. ૩૧ )

### રંધાઈ રહ્યા પછી

ચોખા રંધાઇ રહ્યા પછી તેમને વાસણમાંથી કાઢવા જોઇએ. તેમને મૂકવા માટે સારી નવી ચટાઇ ( વાંસની બનાવેલી ) શુદ્ધ, સાફ કરેલી પવિત્ર જમીન ઉપર પ્રસારવી અને તે ઉપર વાસણમાંથી બધા રંધાએલા ચોખા એટલે ભાત કાઢી રાખવો. એની રચના એવી કરવી જોઇએ કે દૃશ્ય આંખને આનંદ આપનારૂં હૃદયને મનોહર લાગે, દેવતાઓ ત્યાં પોતાની ધર્મ-પત્નીઓ સાથે આવે અને તે અન્નનુ સેવન કરે. ( મં. ૩૨ )

આ પ્રકારનો યજ્ઞ કરવાથી યજમાનને સ્વર્ગ પ્રાપ્ત થાય છે. સાઠ વરસ સુધી કોઇ ગૃહસ્થ આ મુજબ યજ્ઞ કરશે તો તેને સ્વર્ગ મળશે ઘરમાં માતા, પિતા, પુત્ર વગેરે બધાં સંતુષ્ટ રહેશે તો જ તે ભૂલોકનો સ્વર્ગ છે અને અન્નદાન વડે પર-લોક સ્વર્ગ પ્રાપ્ત થાય છે. ( મં. ૩૩–૩૫ )

બધા સુખો વિજય પ્રાપ્ત થવાથી પ્રાપ્ત થાય છે વિજય વગર ભોગ મળશે નહિ. આ એક ઉન્નતિના માટે મોટી મહત્ત્વની સૂચના અહીં આપેલી છે. શુદ્ધ અન્ન, ઉત્તમ ઘી, મધ વગેરે પદાર્થ હિતકારક, પુષ્ટિકારક અને બલવર્ધક છે. તેમનુ પોતે સેવન કરવું અને બીજાને આપવું તેમજ દેવતા-ઓને ઉદ્દેશીને તેનું સમર્પણ કરવું જોઇએ. આ લોકમાં એટલે પૃથ્વી ઉપર પોતાના પુરુષાર્થથી જે કાંઇ થશે તે થશે. માટે આ લોક પુરુષાર્થપ્રધાન છે જે પુરુષાર્થ કરે છે તેને બધા દેવતાઓનું સહાય મળે છે ( મં. ૩૬–૩૮ )

### કુટુંબમાં એકતા

સ્ત્રી ઘરમાં કંઇક કામ કરે છે, પુરુષ પણ પોતાના કામધંધે લાગેલો છે, યુવક પોતાના કાર્યો કરે છે. આ બધા જે કંઇ કરે તે કુટુંબના રક્ષણ માટે અને ઉન્નતિ માટે હોય છે. સંગઠનથી ઘરમાં સ્વર્ગસુખ પ્રાપ્ત થઇ શકે છે. તેથી ભોજનના સમયે ઓછામાં ઓછા ઘરમાં બધા છોકરા છોકરી-ઓ અને કોટુંબિક જનોને બોલાવવાં જોઇએ અને સાથે બેસી બધાએ ભોજન કરવું જોઇએ. બધા બાળકોને તેથી એકતાનો પાઠ મળે છે અને આ એકતામાં જ બધા સુખનાં બીજો છે. ( મ. ૩૯–૪૦ )

મધ, ઘી વગેરેથી મિશ્રિત અન્ન હોય, ધનનો પ્રવાહ ચાલતો રહે, જીવનના સાઠ વરસ સુધી તેનુ દાન થતુ રહે. તે વસ્તુ-ઓ બધે જ ભરપૂર હોય, કદિ કોઇ પ્રકારની ન્યૂનતા ન હોય. આજ સ્વર્ગ આપનારૂં છે. બીજા લોકો જેટલા પ્રમાણમાં કંજુસ હશે તેમને તેટલા પ્રમાણમાં આનંદ મળશે નહિ, જે ઉપર મુજબના દાતાને સારી રીતે પ્રાપ્ત થાય છે. ( મં. ૪૧–૪૨ )

### દેવની નિંદા કરનારાઓને દૂર કરો

કેટલાક લોકો દેવતાઓની નિંદા કરનારા હોય છે, તેમને સમાજના બહાર કાઢી મૂકવા જોઇએ, તેમને કોઇ અધિકારનું સ્થાન ન આપવું બધો રાજ્યાધિકાર એવા લોકોના હાથમાં રહેવો જોઇએ કે જે દેવોને અનુકૂળ બની ચાલે છે. દેવદ્રોહી ઓને બધાએ એકત્ર મળી બહિષ્કૃત કરવા જોઇએ. જે જ્ઞાની, શૂર આ કાર્યમાં મદદરૂપ થશે તેમને મધ, ઘી તેમજ અન્ન ભરપૂર મળવું જોઇએ. ( મં. ૪૩–૪૪ )

### પરમેષ્ઠિ પ્રજાપતિ

પરમેષ્ઠિ પ્રજાપતિ પરમ ઉચ્ચ સ્થાનમાં બીરાજેલો છે, તેથી તેને ( **પરમે-સ્થિ** ) પરમેષ્ઠી કહે છે. તેને પ્રાપ્ત કરવા માટે જ બધા ધર્મકર્મો કરાય છે. આપણે જે દાન કરીએ છીએ તે ઘીનું હોય, મધનું હોય કે ગમે તેનું હોય ને બધું આ એકજ કાર્ય માટે હોય છે. સત્ય અને તપ મુખ્યતઃ તેની પ્રાપ્તિ માટે છે. સત્યનું અવલંબન કરવાથી મોટું ફળ પ્રાપ્ત થાય છે. તપ ઘણી પવિત્રતા કરનારૂં હોય છે. આ જ તપ અને સત્ય મોટું આધ્યાત્મિક ઐશ્વર્ય તેમજ ઐહિક ધન આપે છે. માણસે સાવધાન રહેવું જોઇએ કે ભૂલથી રમતમાં પણ તે સત્યથી દૂર ન જાય સભામાં, સમાજમાં હમેશા સત્યનું જ અવલંબન કરવું જોઇએ, જે સત્ય અને તપ છોડી દે છે તેમની ઉન્નતિ કદાપિ થતી નથી. દરેક કાર્ય કરે છે તેમાં ઉન્નતિ ઇચ્છે છે. તેથી તેમનુ અવલંબન કરવું અનિવાર્ય છે. ( ૪૫–૪૬ )

## આદર્શ ગૃહસ્થાશ્રમ

'હું અન્ન રાંધું છું, હું દાન આપું છું, મારી ધર્મપત્ની ધર્મકાર્યમાં સહાય કરે છે, મારા પુત્રો જનહિતના કાર્યો કરી રહ્યા છે, હું દીર્ઘજીવન પ્રાપ્ત કરી તેનો ઉપયોગ ધર્મકાર્ય કરવામાં કરીશ, એવું બોલવાનું–કહેવાનું ભાગ્ય હરેક ગૃહસ્થીને પ્રાપ્ત થાય, આજ એક મોટું ઐશ્વર્ય છે. જેનું કુટુંબ એવું હોય તે ધન્ય છે. તેજ પ્રમાણે અમારા ઘરમાં પાપ કરનારો કોઇ ન રહે, દાન આપતી વેળા તેમાંથી કંઇ બચાવવાની ઇચ્છા રાખનારો કોઇ કંજુસ ન હોય, ચોતરફ મિત્ર વધતા રહે, દાનના પાત્રો સર્વદા ભરેલા રહે અને બધા શુભ કર્મોનું પરિપક્વ ફળ એવા ગૃહસ્થીને પ્રાપ્ત થતું રહે. આ છે આદર્શ ગૃહસ્થાશ્રમ. ગૃહસ્થે મિત્રોનું પ્રિય કરવું જોઇએ, સતત પ્રયત્ન કરતા રહેવું જોઇએ, ગાયનું દૂધ પીવું, બળદનો ઉપયોગ ખેતી માટે કરતા રહેવું, રોગ અને મૃત્યુ દૂર થાય. (૪૭–૪૯)

પરસ્પરનું હૃદય જાણવું જોઇએ, મિત્રતા માટે તેની ખાસ જરૂરી છે. હૃદયના જ્ઞાન વગર સંગઠન પણ થઇ શકે નહિ. જે પૃથિવ્યાદિ દેવતાઓ છે, તે બધી યોગ્ય માણસને સુવર્ણ અને તેજ આપવા તૈયાર છે. પણ તેમની પાસેથી લેવાના પ્રયત્ન તો કરવા જોઇએ. પોતાની અંદર ક્ષાત્રતેજ વધારવું અને તેથી પોતાનું રક્ષણ કરવું જોઇએ. આ આત્મ-રક્ષણ કરવાનું કાર્ય તો દરેકનું છે. માટે કોઇએ આવા ક્ષાત્ર-તેજ વગર ન રહેવું. બધા લોકોએ તેજસ્વી બનવું.
(૫૦–૫૧)

જો કોઇ કાર્ય માટે અસત્ય બોલવું હોય, તો તે બધું પાપના હેતુથી હોય છે. પછી તે અસત્ય ભાષણ રમતમાં હોય કે ધન લોભથી હોય. બધાની ઉન્નતિનો એકજ તંતુ છે અને તે કેવળ એકમાત્ર સત્ય જ છે. સત્ય વગર કોઇની ઉન્નતિ થવાની જ નથી. ( ૫૨ )

જે વરસાદ વરસે છે તેનો સારો ઉપયોગ કરો, એટલે પડેલું પાણી ફોગટ ન જવા દો. બધા પદાર્થો સ્વચ્છ રાખો, કોઇ પણ સ્થાને મલીનતા ન રહે. પોતાનો પ્રભાવ ચારે તરફ પ્રસારો, ઘી વગેરે પદાર્થો ભરપૂર હોય, અન્ન વગેરેની કમી ન હોય. ( ૫૩ )

આખું વિશ્વ આ સ્વર્ગધામના જ તત્ત્વથી જુદા જુદા રૂપમાં બન્યું છે. આ વિશ્વમાં સત્ત્વ, રજ અને તમ ગુણો છે, તેમની તેજસ્વિતા, લાલાશ અને મલીનતા આ ચિહ્નો પ્રખ્યાત છે. મલીનતા દૂર કરવી જોઇએ, તેજસ્વિતા મેળવવી જોઇએ, અને રજોગુણનું દાન કરવું જોઇએ આ ઉન્નતિનો નિયમ સામાન્ય છે. ( ૫૪ )

દરેક દિશામાં અધિપતિ, રક્ષણકર્તા, શસ્ત્રાસ્ત્રધારી સૈનિક રાખી પોતાના રાષ્ટ્રનું સંરક્ષણ કરવું જોઇએ. આ રક્ષણ કરનારા અને સુરક્ષિત રાખનારાઓની ઉપજીવિકા સારી રીતે ચાલે તે માટે તેમને સારૂં એવું દાન આપવું. તેમના રક્ષણથી સુરક્ષિત થએલા લોકો વૃદ્ધાવસ્થા સુધી પોતાનું ઉન્નતિનું કાર્ય કરતા રહે. આ પ્રકારે વર્તવાથી આ પૃથ્વી ઉપર જ સ્વર્ગ-ધામ થશે અને મરણ પછી સ્વર્ગલોક પણ પ્રાપ્ત થશે.
(૫૫–૬૦)

અહીં સુધી આ સૂક્તનો સરળ આશય સ્પષ્ટ ભાષામાં આપ્યો છે. મંત્રનો હૃદ્દગતભાવ તેનાથી વાચકો જાણી શકશે. આ સૂક્તમાં વેદે આ ભૂલોકને જ સ્વર્ગધામ બનાવવાનો વિધિ બતાવ્યો છે. જે લોકો તેમ વર્તશે તેઓ ફક્ત આ સંસારમાંજ સ્વર્ગસુખ પ્રાપ્ત કરશે એટલું જ નહિ, પરંતુ મરણોત્તર મળનારો સ્વર્ગલોક પણ ચોક્કસ મેળવશે અને ત્યાં ઘણો સમય અપૂર્વ સુખ ભોગવતા રહેશે, ત્યાર બાદ ઉત્તમ કુળમાં જન્મ લઇ ફરી પણ આગળ ઉન્નતિ કરતા રહેશે.

આ ઉપદેશ વૈદિકધર્મિઓના આચારમાં આવી જાય અને બધા સંસારનું સ્વર્ગધામ બને એવી આશા છે.

# વિરાટ્ અન્ન

## કાંડ ૧૧, સૂક્ત ૩

( ऋषिः– अथर्वा । देवता – ओदनः । )

तस्यौदनस्य बृहस्पतिः शिरो ब्रह्म मुखम् ॥ १ ॥
द्यावापृथिवी श्रोत्रे सूर्याचन्द्रमसावक्षिणी सप्तऋषयः प्राणापानाः ॥ २ ॥
चक्षुर्मुसलं काम उलूखलम् ॥ ३ ॥
दितिः शूर्पमदितिः शूर्पग्राही वातोऽपाविनक् ॥ ४ ॥
अश्वाः कणा गावस्तण्डुला मशकास्तुषाः ॥ ५ ॥
कब्रु फलीकरणाः शरोऽभ्रम् ॥ ६ ॥
श्याममयोऽस्य मांसानि लोहितमस्य लोहितम् ॥ ७ ॥
त्रपु भस्म हरितं वर्णः पुष्करमस्य गन्धः ॥ ८ ॥
खलः पात्रं स्फ्यावंसावीषे अनूक्ये ॥ ९ ॥
आन्त्राणि जत्रवो गुदा वरत्राः ॥ १० ॥
इयमेव पृथिवी कुम्भी भवति राध्यमानस्यौदनस्य द्यौरपिधानम् ॥ ११ ॥

---

અર્થ— ( तस्य ओदनस्य बृहस्पतिः शिरः ) તે અન્નનું માથું બૃહસ્પતિ છે, ( ब्रह्म मुखं ) બ્રાહ્મણ મુખ છે. [ ૧ ]

( द्यावापृथिवी श्रोत्रे ) દ્યુ અને પૃથ્વી કાન છે, ( सूर्याचन्द्रमसौ अक्षिणी ) સૂરજ અને ચંદ્રમા આંખો છે, ( सप्तऋषयः प्राणापानाः ) સાત ઋષિઓ પ્રાણ અને અપાન છે. [ ૨ ]

( मुसलं चक्षुः, उलूखलं कामः ) સાંબેલુ દૃષ્ટિ અને ખાંડણી કામ છે. [ ૩ ]

( दितिः शूर्पं ) વિભાગ સુપડું છે, ( अदितिः शूर्पग्राही ) અવિભક્તતા સુપડાને ઝાલનારી છે, ( वातः अपाविनक् ) પવન ભૂસાને અને કુસકીને દૂર કરનારો છે. [ ૪ ]

( कणाः अश्वाः ) અન્નના કણ ઘોડા છે, ( तण्डुलाः गावः ) ચોખા ગાયો છે, ( तुषाः मशकाः ) ભૂસો મશક-મચ્છરો છે. [ ૫ ]

( फलीकरणाः कब्रु ) કકડાએ દરપ છે, ( अभ्रं शरः ) વાદળાં જ ઉપરની છાલ છે. [ ૬ ]

( श्यामं अयः अस्य मांसानि ) કાળું લોઢું એનું માંસ છે, ( लोहितं अस्य लोहितं ) લાલ લોખંડ તેનું રક્ત છે. [ ૭ ]

( त्रपु भस्म ) ટીન-કથીલ એનું ભસ્મ છે, ( हरितं वर्णः ) લીલો તેનો રંગ છે, ( पुष्करं अस्य गन्धः ) પુષ્કર તેનો વાસ છે. [ ૮ ]

( खलः पात्रं ) ખલ તેનું પાત્ર છે, ( स्फ्या अंसौ ) બંને સ્ફ્ય નામના યજ્ઞસાધનો તેના ખભા છે, ( ईषे अनूक्ये ) ઇષા નામક સાધન તેના ઢીંચણુ નીચેની પગની હડ્ડી છે. [ ૯ ]

( जत्रवः आन्त्राणि ) દોરીઓ આતરડાં છે અને ( वरत्राः गुदाः ) બળદ જોડવાનું ચામડું ગુદા છે. [ ૧૦ ]

( राध्यमानस्य ओदनस्य ) રાંધવામાં આવતા ચોખાની ( इयं एव पृथिवी कुंभी भवति ) આજ ભૂમિ ડેગચી થાય છે અને ( द्यौः अपिधानं ) દ્યુલોક ઢાંકણું થાય છે. [ ૧૧ ]

सीताः पर्शवः सिकता ऊवध्यम् ॥ १२ ॥
ऋतं हस्तावनेजनं कुल्योपसेचनम् ॥ १३ ॥
ऋचा कुम्भ्यधिहितार्त्विज्येन प्रेषिता ॥ १४ ॥
ब्रह्मणा परिगृहीता साम्ना पर्यूढा ॥ १५ ॥
बृहदायवनं रथन्तरं दर्विः ॥ १६ ॥
ऋतवः पक्तार आर्तवाः समिन्धते ॥ १७ ॥
चरुं पञ्चबिलमुखं घर्मोऽभीन्धे ॥ १८ ॥
ओदनेन यज्ञवचः सर्वे लोकाः समाप्याः ॥ १९ ॥
यस्मिन्त्समुद्रो द्यौर्भूमिस्त्रयोऽवरपरं श्रिताः ॥ २० ॥
यस्य देवा अकल्पन्तोच्छिष्टे षडशीतयः ॥ २१ ॥
तं त्वौदनस्य पृच्छामि यो अस्य महिमा महान् ॥ २२ ॥
स य ओदनस्य महिमानं विद्यात् ॥ २३ ॥
नाल्प इति ब्रूयान्नानुपसेचन इति नेदं च किं चेति ॥ २४ ॥

---

અર્થ— ( सिताः पर्शवः ) હળ પાંસળીઓ છે અને ( सिकताः ऊवध्यं ) રેત અને મલસ્થાન છે. [ ૧૨ ]

( ऋतं हस्तावनेजनं ) સત્ય જ હાથ ધોવાનું પાણી છે, ( कुल्या उपसेचनम् ) નહેરો સિંચન કરવા માટે જળ છે. [ ૧૩ ]

( ऋचा कुम्भी अधिहिता ) ઋગ્વેદમંત્રો વડે ઉંગચી મૂકાય છે. ( आर्त्विज्येन प्रेषिता ) યજુર્વેદ વડે હલાવવામાં આવી છે. [ ૧૪ ]

( ब्रह्मणा परिगृहिता ) અથર્વવેદ વડે પકડાએલી અને ( साम्ना पर्यूढा ) સામવેદથી ઢંકાએલી છે [ ૧૫ ]

( बृहद् आयवनं रथंतरं दर्विः ) બૃહત્સામ મેળવનારો છે અને રથન્તર સામ કડછી છે. [ ૧૬ ]

( ऋतवः पक्तारः, आर्तवाः समिंधते ) ઋતુ રાંધનારાઓ અને ઋતુના દિવસો અગ્નિ ચેતવનારા છે. [ ૧૭ ]

( पंचबिलं उखं चरुं घर्मः अभीन्धे ) પાંચ મોઢાવાળા ઉંગચીમાં રહેનારા ચોખાને ગરમી ઉકાળે છે. [ ૧૮ ]

આ ( ओदनेन यज्ञवचः सर्वे लोकाः समाप्याः ) અન્નથી યજ્ઞદ્વારા મળનારા બધા લોક પ્રાપ્ત થાય છે. [ ૧૯ ]

( यस्मिन् समुद्रः द्यौः भूमिः त्रयः ) જેમાં દરિયો, દ્યુ અને ભૂમિ આ ત્રણે ( अवरपरं श्रिताः ) ઉપર નીચે આશ્રિત થયેલા છે. [ ૨૦ ]

( यस्य उच्छिष्टे षट् अशीतयः देवाः ) જેના શેષ ભાગમાં છ ગુણ્યા એંશી દેવો ( अकल्पयन्त ) સમર્થ, શકિતશાળી બન્યા છે. [ ૨૧ ]

( त्वा ओदनस्य तं पृच्छामि ) તને હું તે અન્નનો તે મહિમા પૂછું છું, ( यः अस्य महान् महिमा ) જે તેનો મોટો મહિમા છે. [ ૨૨ ]

( सः यः ओदनस्य महिमानं विद्यात् ) તે જે આ અન્નના મહાત્મ્યને જાણે છે. [ ૨૩ ]

તે ( अल्प इति न ब्रूयात् ) થોડું છે એમ ન કહે, ( अनुपसेचन इति न ) પાણીનો અભાવ છે એમ પણ ન કહે, ( इदं च किं इति न ) આ શું છે એમ પણ ન કહે. [ ૨૪ ]

*

यावद्दाताभिमनस्येत तन्नाति वदेत् ॥ २५ ॥
ब्रह्मवादिनो वदन्ति पराञ्चमोदनं प्राशी३ः प्रत्यञ्चा३मिति ॥ २६ ॥
त्वमोदनं प्राशी३स्त्वामोदना३ इति ॥ २७ ॥
पराञ्चं चैनं प्राशीः प्राणास्त्वा हास्यन्तीत्येनमाह ॥ २८ ॥
प्रत्यञ्चं चैनं प्राशीरपानास्त्वा हास्यन्तीत्येनमाह ॥ २९ ॥
नैवाहमोदनं न मामोदनः ॥ ३० ॥
ओदन एवौदनं प्राशीत् ॥ ३१ ॥

[ २ ]

ततश्चैनमन्येन शीर्ष्णा प्राशीर्येन चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
ज्येष्ठतस्ते प्रजा मरिष्यतीत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् ।
बृहस्पतिना शीर्ष्णा । तेनैनं प्राशिषं तेनैनमजीगमम् ।
एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति य एवं वेद ॥ ३२ ॥

---

અર્થ— ( यावत् दाता अभिमनस्येत तत् न अतिवदेत ) જેટલી દાતાની ઇચ્છા હોય તેને ઓછુ ન કહે [ ૨૫ ]

( ब्रह्मवादिन वदन्ति ) બ્રહ્મવાની લોક કહે છે કે ( पराञ्चं ओदनं प्राशीः प्रत्यंचां इति ) દૂરના ચોખા તમે ખાધા કે પાસેના ખાધા ? [ ૨૬ ]

( त्व ओदन प्राशीः, त्वां ओदनः इति ) તે અન્નને ખાધું કે અન્ને તને ખાધો ? [ ૨૭ ]

( पराञ्च ओदनं प्राशी ) જો તે ઉપરનું અન્ન ખાધુ હોય તો ( त्वा प्राणा हास्यन्ति इति एन आह ) તને પ્રાણ છોડી દેશે એમ એને કહે છે { ૨૮ }

( प्रत्यञ्चं च एन प्राशी· ) જો સામેનું ખાધુ હોય તો ( अपानाः त्वा हास्यन्ति इति एनं आह ) અપાન તને છોડી દેશે એમ એને કહે [ ૨૯ ]

( नएव अह ओदन ) મે અન્નને ખાધુ નથી અને ( न मां ओदनः ) અન્ને મને ખાધો નથી [ ૩૦ ]

પરંતુ ( ओदनः एव ओदन प्राशीव् ) અન્ને જ અન્નને ખાધુ છે [ ૩૧ ]

( तत· च एन अन्येन शीर्ष्णा प्राशीः ) પછી તેનું અન્ય શિરથી તું પ્રાશન કરીશ, ( येन च पूर्वे ऋषयः प्राश्नन् ) જેન થી પહેલા ઋષિઓએ પ્રાશન કર્યું હતું તેનાથી જો પ્રાશન ન કરીશ તો ( ज्येष्ठत· ते प्रजा मरिष्यति इति एन आह ) મોટાથી આરંભ કરી તારી સંતતિ મરી જશે એમ એને કહે ( तं वा अह न अर्वाञ्चं न पराञ्चं ) તેનું મે નીચેથી, ઉપર તરફ અથવા પેલી તરફથી પ્રાશન કર્યું નથી, મે ( बृहस्पतिना शीर्ष्णा ) બૃહસ્પતિને મુખી બનાવીને ( तेन एन प्राशिष ) તેન થી આ અન્નનું પ્રાશન કર્યું, ( तेन एनं अजीगम ) તેનાથી આને પ્રાપ્ત કર્યું. તેથી ( एष ओदन सर्वांग· वै ) આ અન્ન પરિપૂર્ણ છે, ( सर्वपरुः सर्वतनू ) સર્વ અંગો અને સર્વ અવયવોથી યુક્ત છે. આ પ્રકારે ( य एवं वेद सर्वांग· सर्वपरु सर्वतनू भवति ) એમ જે જાણે છે તે સર્વાંગ અને સર્વ અંગો અને અવયવોથી યુક્ત થય છે [ ૩૨ ]

ततश्चैनमन्याभ्यां श्रोत्राभ्यां प्राशीर्याभ्यां चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
बधिरो भविष्यसीत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् ।
द्यावापृथिवीभ्यां श्रोत्राभ्याम् । ताभ्यामेनं प्राशिषं ताभ्यामेनमजीगमम् ।
एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति य एवं वेद ॥ ३३ ॥
ततश्चैनमन्याभ्यामक्षीभ्यां प्राशीर्याभ्यां चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
अन्धो भविष्यसीत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् ।
सूर्याचन्द्रमसाभ्यामक्षीभ्याम् । ताभ्यामेनं प्राशिषं ताभ्यामेनमजीगमम् ।
एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति य एवं वेद ॥ ३४ ॥
ततश्चैनमन्येन मुखेन प्राशीर्येन चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
मुखतस्ते प्रजा मरिष्यतीत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम्
ब्रह्मणा मुखेन । तेनैनं प्राशिषं तेनैनमजीगमम् ।
एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति य एवं वेद ॥ ३५ ॥
ततश्चैनमन्यया जिह्वया प्राशीर्यया चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
जिह्वा ते मरिष्यतीत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् ।
अग्नेर्जिह्वया । तयैनं प्राशिषं तयैनमजीगमम् । एष वा ओदनः सर्वाङ्ग सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति य एवं वेद ॥ ३६ ॥

---

અર્થ— ( याभ्यां च एतं पूर्वे ऋषयः प्राश्नन् ) જેનાથી આનું પહેલાં ઋષિઓએ પ્રાશન કર્યું હતું તેનાથી ( अन्याभ्यां श्रोत्राभ्यां ततः एनं प्राशीः ) જુદાજ બીજા કાનેથી પ્રાશન કરશે તો ( बधिरो भविष्यसि इति एनं आह ) બહેરા થશે એમ એને કહે ( तं वा०... द्यावापृथिवीभ्यां श्रोत्राभ्यां ) તેને મેં... દ્યુલોક અને પૃથ્વીલોકના કાનેથી ( ताभ्यां एतं प्राशिषं ) તેને મેં પ્રાશન કર્યું ( ताभ्यां एवं अजीगमं ) તેમનાથી એને મેળવ્યો૦ [ ૩૩ ]

( याभ्यां च एतं पूर्वे ऋषयः प्राश्नन् ) જેમનાથી પહેલાના ઋષિઓએ પ્રાશન કર્યું હતું, તેમનાથી જુદું ( ततः च एनं अन्याभ्यां अक्षिभ्यां प्राशीः ) બીજી આંખો તું એનું સેવન કર્યું તો ( अंधः भविष्यसि इति एनं आह ) આંધળો થશે એમ એને કહે. ( तं वा०...सूर्याचंद्रमसाभ्यां अक्षीभ्यां ताभ्यां एवं०...) તેનું મેં સૂરજ અને ચંદ્રમારૂપી આંખો વડે સેવન કર્યું. વ૦ [ ૩૪ ]

( येन च एतं पूर्वे ऋषयः प्राश्नन् ) જે વડે એનું પહેલાના ઋષિઓએ પ્રાશન કર્યું તેનાથી જુદાજ ( ततः च एनं अन्येन मुखेन प्राशीः ) બીજા મોઢાથી પ્રાશન કરશે તો ( मुखतः ते प्रजा मरिष्यति इति एनं आह ) મોઢાથી તારી સંતતિ મરશે એમ એને સમજાવો. ( तं वा०... ब्रह्मणा मुखेन तेन एनं प्राशिषं तेन अजीगमं ) તેનું... મેં જ્ઞાનના મુખથી સેવન કર્યું અને તેના વડે એને પ્રાપ્ત કર્યું૦ [ ૩૫ ]

( यया एतं पूर्वे ऋषयः प्राश्नन् ) જેનાથી પહેલાના જ્ઞાનીઓએ તે પ્રાશન કર્યું હતું તેનાથી બીજી જ ( ततः

ततश्चैनमन्यैर्दन्तैः प्राशीर्येश्चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
दन्तास्ते शत्स्यन्तीत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् ।
ऋतुभिर्दन्तैः । तैरेनं प्राशिषं तैरेनमजीगमम् । एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति य एवं वेद ॥ ३७ ॥
ततश्चैनमन्यैः प्राणापानैः प्राशीर्येश्चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
प्राणापानास्त्वा हास्यन्तीत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् ।
सप्तर्षिभिः प्राणापानैः । तैरेनं प्राशिषं तैरेनमजीगमम् ।
एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति य एवं वेद ॥ ३८ ॥
ततश्चैनमन्येन व्यचसा प्राशीर्येन चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
राजयक्ष्मस्त्वा हनिष्यतीत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् ।
अन्तरिक्षेण व्यचसा । तेनैनं प्राशिषं तेनैनमजीगमम् ।
एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति यः एवं वेद ॥ ३९ ॥
ततश्चैनमन्येन पृष्ठेन प्राशीर्येन चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
विद्युत्त्वा हनिष्यतीत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् ।
दिवा पृष्ठेन । तेनैनं प्राशिषं तेनैनमजीगमम् । एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति य एवं वेद ॥ ४० ॥

---

एनं अन्यया जिह्वया प्राशीः ) જીભથી તેનું સેવન કરશો તો ( जिह्वा ते मरिष्यति इति एनं आह ) તારી જીભ મરશે, એમ એને કહે, ( तं वा०... अग्नेः जिह्वया प्राशिषं० ) તેનું મેં અગ્નિની જીભથી પ્રાશન કર્યું૦ [ ૩૬ ]

જેનાથી પહેલાના ઋષિઓએ એનું સેવન કરેલું તેનાથી જુદા જ ( तत. च एनं अन्यैः दन्तैः प्राशीः ) બીજા દાંતો વડે તેં એનું સેવન કર્યું તો ( दन्ताः ते शत्स्यन्ति इति० ) તારા દાંતો તૂટી જશે, એમ એને કહે. ( तं... ऋतुभिः दन्तैः० ) તેનું મેં ઋતુરૂપી દાંતો વડે પ્રાશન કર્યું હતું. [ ૩૭ ]

જેનાથી પહેલના ઋષિઓએ સેવન કર્યું હતું તેનાથી જુદા જ ( अन्यैः प्राणापानैः प्राशीः ) પ્રાણ અને અપાન વડે તેં એનો સ્વીકાર કર્યો તો તારા પ્રાણ અને અપાન તને છોડી જશે, એમ એને કહે. એને મેં ( सप्तर्षिभिः प्राणापानैः० ) સપ્તઋષિરૂપી પ્રાણ અને અપાન વડે સેવન કર્યું હતું૦ [ ૩૮ ]

જેના વડે એને પહેલાના ઋષિઓએ સેવન કર્યો હતો તેનાથી જુદા જ ( अन्येन व्यचसा प्राशीः ) બીજા પ્રાણોથી પ્રાશન કરશો તો ( राजयक्ष्मः त्वा हनिष्यति ) રાજયક્ષ્મા તારો નાશ કરશે, એમ એને કહે. ( तं वै०... अन्तरिक्षेण व्यचसा तेन एनं प्राशिषं० ) તેને મેં અંતરિક્ષરૂપ અંતઃપ્રાણોથી સેવન કર્યો અને તેનાથી પ્રાપ્ત કર્યો. [ ૩૯ ]

જેનાથી પહેલાના ઋષિઓએ પ્રાશન કર્યો તેનાથી ભિન્ન બીજા ( पृष्ठेन० ) પૃષ્ઠભાગથી તું પ્રાશન કરીશ તો ( विद्युत् त्वा हनिष्यति ) વિજળી તારો નાશ કરશે, એમ એને કહે ( तं वा०...दिवा पृष्ठेन० ...) તેને મેં દ્યુલોકરૂપી પીઠથી પ્રાશન કર્યો૦ [ ૪૦ ]

ततश्चैनमन्येनोरसा प्राशीर्येन चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
कृष्या न रात्स्यसीत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् ।
पृथिव्योरसा । तेनैनं प्राशिषं तेनैनमजीगमम् । एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति य एवं वेद ॥ ४१ ॥
ततश्चैनमन्येनोदरेण प्राशीर्येन चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
उदरदारस्त्वा हनिष्यतीत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् ।
सत्येनोदरेण । तेनैनं प्राशिषं तेनैनमजीगमम् । एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति य एवं वेद ॥ ४२ ॥
ततश्चैनमन्येन वस्तिना प्राशीर्येन चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
अप्सु मरिष्यसीत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् ।
समुद्रेण वस्तिना । तेनैनं प्राशिषं तेनैनमजीगमम् । एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति यः एवं वेद ॥ ॥ ४३ ॥
ततश्चैनमन्याभ्यामूरुभ्यां प्राशीर्याभ्यां चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
ऊरू ते मरिष्यत इत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् ।
मित्रावरुणयोरूरुभ्याम् । ताभ्यामेनं प्राशिषं ताभ्यामेनमजीगमम् ।
एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति य एवं वेद ॥ ४४ ॥

---

અર્થ— જેનાથી પહેલાના ઋષિઓએ સેવન કર્યો તેનાથી ભિન્ન ( अन्येन उरसा ) છાતીથી સેવન કરશો તો ( *कृष्या न रात्स्यसि इति०...* ) ખેતીની ઐશ્વર્ય વધશે નહિ ( *तं वै०... पृथिव्या उरसा०...* ) તેને મેં પૃથ્વીરૂપ ઉરથી સેવન કર્યો૦ [ ૪૧ ]

જેનું પહેલાના ઋષિઓએ જે વડે સેવન કર્યું હતું તેનાથી જુદા ( अन्येन उदरेण० ) બીજા પેટ વડે તમે સેવન કરશો તો ( उदरदारः त्वा हनिष्यति इति ) પેટને ફાડનારો અતિસાર રોગ તારો નાશ કરશે, એમ એને કહે. ( तं वा०... सत्येन उदरेण०... ) તેને મેં સત્યરૂપ પેટ વડે સેવન કર્યો૦ [ ૪૨ ]

પહેલાના ઋષિઓને જે વડે સેવન કર્યું હતું તેથી જુદા જ ( अन्येन वस्तिना प्राशीः... ) બીજી વસ્તીથી તું સેવન કરીશ તો તું ( अप्सु मरिष्यसि ) પાણીમાં મરી જઇશ, એમ એને કહે. ( तं वै०...समुद्रेण वस्तिनाः०... ) તેનું મેં સમુદ્રરૂપી વસ્તીથી સેવન કર્યું૦ .. [ ૪૩ ]

જેના વડે પહેલાના ઋષિઓએ સેવન કર્યું હતું તેનાથી જુદી જ ( अन्याभ्यां ऊरुभ्यां प्राशीः ) બીજી જંઘાથી તેનું સેવન કરશો તો ( ते ऊरू मरिष्यतः ) તારી જંઘાઓ નષ્ટ થશે, એમ એને કહે. ( तं वा०... मित्रावरुणयोः ऊरुभ्यां प्राशिषं०... ) તેનું મેં મિત્ર અને વરુણના ઉરુઓથી સેવન કર્યું૦... [ ૪૪ ]

ततश्चैनमन्याभ्यामष्ठीवद्भ्यां प्राशीर्याभ्यां चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
स्रामो भविष्यसीत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् ।
त्वष्टुरष्ठीवद्भ्याम् । ताभ्यामेनं प्राशिषं तेनैनमजीगमम् । एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति य एवं वेद ॥ ४५ ॥
ततश्चैनमन्याभ्यां पादाभ्यां प्राशीर्याभ्यां चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
बहुचारी भविष्यसीत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् ।
अश्विनोः पादाभ्याम् । ताभ्यामेनं प्राशिषं ताभ्यामेनमजीगमम् ।
एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति य एवं वेद ॥ ४६ ॥
ततश्चैनमन्याभ्यां प्रपदाभ्यां प्राशीर्याभ्यां चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
सर्पस्त्वा हनिष्यतीत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् ।
सवितुः प्रपदाभ्याम् । ताभ्यामेनं प्राशिषं ताभ्यामेनमजीगमम् ।
एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति य एवं वेद ॥ ४७ ॥
ततश्चैनमन्याभ्यां हस्ताभ्यां प्राशीर्याभ्यां चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
ब्राह्मणं हनिष्यसीत्येनमाह । तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् ।
ऋतस्य हस्ताभ्याम् । ताभ्यामेनं प्राशिषं ताभ्यामेनमजीगमम् ।
एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति य एवं वेद ॥ ४८ ॥

---

અર્થ— પહેલાના ઋષિઓએ જે વડે તેનું સેવન કર્યું હતું તેનાથી જુદી જ ( अन्याभ्यां अष्ठीवद्भ्यां प्राशीः ) બીજી ઢીંચણોથી સેવન કરશે તો તું ( स्रामः भविष्यसि ) લંગડો થઈ જઈશ, એમ એને કહે. ( तं वै०...त्वष्टुः अष्ठीवद्भ्यां ) તેનું મેં ત્વષ્ટાના ઢીંચણોથી સેવન કર્યું૦...[ ૪૫ ]

જેના વડે પહેલાના ઋષિઓએ સેવન કર્યું હતું ને સિવાય જુદા જ ( अन्याभ्यां पादाभ्यां ) બીજા પગોથી સેવન કરશો તો ( बहुचारी भविष्यसि ) તમને પુષ્કળ ચાલવું પડશે, એમ એને કહે. ( तं वै०...अश्विनोः पादाभ्यां०... ) તેનું મેં અશ્વિદેવોના પગોથી સેવન કર્યું૦... [ ૪૬ ]

જેના વડે પહેલાના ઋષિઓએ સેવન કર્યું હતું તેનાથી જુદા જ ( अन्याभ्यां प्रपदाभ्यां० ) બીજા પંજાથી તું સેવન કરીશ તો ( सर्पः त्वा हनिष्यति ) સાપ તને મારશે, એમ એને કહે. ( तं वै०... सवितुः प्रपदाभ्यां०... ) તેનું મેં સવિતાના પંજા વડે સેવન કર્યું૦ [ ૪૭ ]

જેના વડે પહેલના ઋષિઓએ સેવન કર્યું તેનાથી જુદા જ ( अन्याभ्यां हस्ताभ्यां०... ) બીજે હાથોથી જો તું એનું સેવન કરીશ તો ( ब्राह्मणं हनिष्यसि ) તું બ્રાહ્મણનો ઘાત કરીશ. ( तं वै...ऋतस्य हस्ताभ्यां०... ) એનું મેં ઋતના હાથો વડે સેવન કર્યું૦.. [ ૪૮ ]

तर्तश्चैनमुन्यया प्रतिष्ठया प्राशीर्यया चैतं पूर्व ऋषयः प्राश्नन् ।
अप्रतिष्ठानो॑ऽनायतनो मरिष्यसीत्येनमाह ।
तं वा अहं नार्वाञ्चं न पराञ्चं न प्रत्यञ्चम् । सत्ये प्रतिष्ठाय ।
तयैनं प्राशिषं तयैनमजीगमम् । एष वा ओदनः सर्वाङ्गः सर्वपरुः सर्वतनूः ।
सर्वाङ्ग एव सर्वपरुः सर्वतनूः सं भवति य एवं वेद ॥ ४९ ॥

[ ३ ]

एतद्वै ब्रध्नस्य विष्टपं यदोदनः ॥ ५० ॥
ब्रध्नलोको भवति ब्रध्नस्य विष्टपि श्रयते य एवं वेद ॥ ५१ ॥
एतस्माद्वा ओदनात्त्रयस्त्रिंशतं लोकान्निरमिमीत प्रजापतिः ॥ ५२ ॥
तेषां प्रज्ञानाय यज्ञमसृजत ॥ ५३ ॥
स य एवं विदुष उपद्रष्टा भवति प्राणं रुणद्धि ॥ ५४ ॥
न च प्राणं रुणद्धि सर्वज्यानिं जीयते ॥ ५५ ॥
न च सर्वज्यानिं जीयते पुरैनं जरसः प्राणो जहाति ॥ ५६ ॥

અર્થ— જેના વડે પહેલાના ઋષિઓએ એનુ સેવન કર્યું હતું તેનાથી ( अन्यया प्रतिष्ठया प्राशीः ) બીજી પ્રતિષ્ઠાથી તું સેવન કરીશ તો ( अप्रतिष्ठानः अनायतनः मरिष्यसि ) તું પ્રતિષ્ઠારહિત આધારરહિત થઈ મરીશ, એમ એને કહે. ( तं वै०... सत्ये प्रतिष्ठाय तया एतं प्राशिषं० ) સત્યમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત થવા માટે સેવન કર્યું જેથી હું બધા અંગો અને અવયવોથી યુક્ત થયો. જે આ જાણે છે તે પણ બધા અંગો અને અવયવોથી યુક્ત થશે [ ૪૯ ]

( यत् ओदनः एतत् वै ब्रध्नस्य विष्टपं ) જે અન્ન છે તે ખરેખર સ્વર્ગધામ છે [ ૫૦ ]

( यः एवं वेद ) જે એવું જાણે છે, તે ( ब्रध्नलोको भवति ) સ્વર્ગલોક માટે યોગ્ય હોય છે, ( ब्रध्नस्य विष्टपि श्रयते ) સ્વર્ગલોકમાં રહે છે. [ ૫૧ ]

( तस्मात् ओदनात् प्रजापतिः त्रयस्त्रिंशतं लोकान् निरमिमीत ) તે અન્નથી પ્રજાપતિએ તેત્રીસ લોકોને નિર્માણ કર્યા. [ ૫૨ ]

( तेषां प्रज्ञानाय यज्ञं असृजत ) તેમના જ્ઞાનને માટે યજ્ઞ નિર્માણ કર્યો. [ ૫૩ ]

( सः यः एवं विदुषः उपद्रष्टा भवति प्राणं रुणद्धि ) તે જે એને જાણનારાઓનો નિંદક હોય છે તે પ્રાણોનો નાશ કરે છે. [ ૫૪ ]

( न च प्राणं रुणद्धि सर्वज्यानिं जीयते ) કેવળ પ્રાણનો જ નાશ થાય છે એમ નહિ, પણ બધા જીવનનો નાશ થાય છે. [ ૫૫ ]

( न च सर्वज्यानि जीयते ) સર્વસ્વ નાશ થાય છે એમ પણ નહિ પરંતુ ( जरसः पुरा एनं प्राणः जहाति ) વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં પહેલાં જ એને પ્રાણ છોડી જાય છે. [ ૫૬ ]

# વિરાટ્ અન્ન

### અન્નનું મહત્વ

અન્નના મહત્ત્વનું વર્ણન આ સૂક્તમાં કાવ્યની આલંકારિક ભાષાથી કર્યું છે. તે જોવાથી ખાત્રી થાય છે કે અન્ન પણ મનુષ્યને સ્વર્ગ સુખ આપનારૂં છે. સંપૂર્ણ વિશ્વ અન્નમય છે. આ બધું જે કંઇ છે તે બધું અન્ન જ છે. એજ અન્નનું વિશ્વરૂપ છે.

અન્નનું સેવન કરવું હોય તો જેમ ઋષિઓ તેનું સેવન કરતા હતા તેમજ કરવુ જોઇએ, નહિ તો મનુષ્યનો નાશ થશે. એવી સૂચના આ સૂક્તમાં આપેલી છે, તે અત્યંત મહત્ત્વની છે. વાચકે એવી દૃષ્ટિથી આ સૂક્તનું મનન કરવું આ સૂક્તના પ્રારંભમાં તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ કેટલીક વાતો વિચાર કરવા લાયક છે. ૨૭ મા મંત્રમાં એક પ્રશ્ન પૂછેલો છે—

**त्वं ओदनं प्राशीः त्वां ओदनः इति ? ( મં. ૨૭ )**

" તેં આ અન્નનું સેવન કર્યું છે, કે અન્ને તારૂં સેવન કર્યું છે ? " આ પ્રશ્ન ઘણો વિચાર કરવા જેવો છે. આપણે જે અન્ન ખાઇએ છીએ તે અમને ખાઇ રહ્યું છે કે અમે તે અન્નનો ભોગ લઇએ છીએ ? અમે જે ભોગ ભોગીએ છીએ તે ભોગો અમારો ઉપભોગ લઇ રહ્યા છે કે અમે તે ભોગોનો ઉપભોગ લઇ રહ્યા છીએ ? કેટલો ગંભીર પ્રશ્ન છે ! પ્રત્યેક માણસે આનો વિચાર કરવો જોઇએ. આ શું બની રહ્યું છે ? મનુષ્યો ભોગ વધારી રહ્યા છે. તે ભોગ વધારવામાં કેટલી શક્તિનો વ્યય થાય છે ?. એટલી શક્તિનો ખર્ચ કરી મનુષ્ય ભોગનો ઉપભોગ કરી રહ્યા છે કે તે ભોગ જ મનુષ્યનું જીવન ખાઇ રહ્યા છે, એનો તો કોઇ વિચાર કરતું નથી ! કેટલું આશ્ચર્ય છે ?

માણુસના અન્ન, વસ્ત્ર, ઘર, સ્ત્રી, રાજ્ય, ધન, ઐશ્વર્ય આ ભોગ માણસને ખાઇ રહ્યા છે માણસે ઉપર જણાવેલી વસ્તુઓનો ભોગ કરી આનંદ પ્રાપ્ત કરવો જોઇએ. પણ થાય છે એમકે માણુસના દુઃખો જ વધતાં રહે છે. એમ કેમ થતું હશે ? તેનો વિચાર માણસે કરવો જોઇએ, આ મંત્રના પ્રશ્નમાં એવો મહત્ત્વપૂર્ણ આશય છે. વાચકો વિચાર કરે કે વેદે એકજ પ્રશ્નથી કેટલી મહત્ત્વપૂર્ણ વિચારપરંપરાને ચાલના આપી છે. જેઓ વિચાર કરશે તેમના માટે આ પ્રશ્ન જીવનનું પરિવર્તન કરનારો છે.

આ પ્રશ્નનું ઉત્તર કેવું હોવું જોઇએ, આ વાત આ જ સૂક્તે બતાવી છે. મંત્ર જ ઉત્તર આપે છે—

**न एव अहं ओदनं न मां ओदनः । ( ૩૦ )**

" અન્ને મને ખાતો નથી કે મેં અન્ન ખાધું નથી." એટલે અમે બંને એવા નિર્વિકારભાવથી એક બીજાની પાસે આવી ગયા કે જેથી બનેમાંથી કોઇનો જ ખરાબ પ્રભાવ બીજા ઉપર પડયો નહિ. મેં અન્ન ખાઇ ખાઇને કમી કર્યું. એટલે જરૂરથી વધારે મેં ખાધું નહિ અને પોતાની પાસે ભોગ્ય વસ્તુઓનો સગ્રહ કરી બીજાઓને વંચિત કર્યા નહિ, અને અન્ને પણ મને ખાધો નથી, એટલે અન્ન મારા ઉપર સવાર થઇ મારો નાશ કરી શક્યું નહિ હું અને અન્ન સાથે સાથે રહેવા લાગ્યા, એકબીજાને સહાયક બન્યા, એક બીજાની પ્રતિષ્ઠા વધારવા લાગ્યા, એક બીજાનું મહાત્મ્ય વધારતા દુનિયા ઉપર ઉપકાર કરવામાં મદદરૂપ બન્યા.

વાચકોએ આ ઉત્તરનો વિચાર કરવો. શું આ ઉત્તર વાચકો-ની બાબતમાં સાર્થ થઇ શકે છે ? વાચકોના જીવનમાં આ ઉત્તર ઘટી રહ્યું છે કે નહિ તેનો વિચાર વાચકોએ જ કરવો. ભોગ અને ભોગ કરનારો એક બીજાની પાસે આવી ગયા તો પરસ્પર ઉપકારક થવા જોઇએ, એવો નિયમ અહીં બતાવ્યો છે, એકબીજાની શક્તિ ઓછી કરવાવાળા થવા ન જોઇએ. કેટલો સુંદર ઉપદેશ છે, તેનું મનન વાચકોએ કરવું. જીવનમાં એટલાથી તત્ત્વજ્ઞાનની સમાપ્તિ થતી નથી. ત્યારબાદના મંત્રમાં બધાની એકરૂપતા કહે છે—

**ओदनं एव ओदनं प्राशीत् । ( ૩૧ )**

" અન્ને જ અન્નને ખાધું છે. " એટલે ભોક્તા અને ભોગ્ય એકજ તત્ત્વ છે. જેમ ભગવદ્ગીતામાં કહ્યું છે—

**ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
( ગી. ૪।૨૫ )

**अहं क्रतुरहं यज्ञः स्वधाऽहमहमौषधम् ।**
**मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ ( ગી. ૯।૧૬ )**

" બ્રહ્મજ અર્પણ દ્રવ્ય છે અને બ્રહ્મ જ અર્પણકર્તા છે." આ જે ગીતામાં કહ્યું છે તે આજ મંત્રના આધારથી કહ્યું છે, અથવા આપણે એમ કહી શકીએ છીએ કે વેદ અને ગીતાના અહીં વિચાર સમાન છે.

અમે ખાનારા પણ અન્ન જ છીએ અને અમે જે ખાઇએ છીએ તે પણ અન્ન જ છે. વાચક વિચાર કરશે તો તેમને એ વાત સમજાશે કે મનુષ્ય પણ અન્ન જ છે. મનુષ્યનું શરીર હિંસ્રપ્રાણીનું અન્ન છે જ, પણ મનુષ્ય વગેરે પ્રાણીઓ જે ઉચ્છ્વાસ વડે વાયુ બહાર ફેંકે છે તે લેવાથી વનસ્પતીઓ પુષ્ટ થાય છે. આ પ્રકારે આ વિચાર અનેક પ્રકારથી અનુભવમાં આવી શકે છે.

એકતત્ત્વનો અભ્યાસ આ પ્રકારે અહીં વેદમંત્રોએ વાચકોને કરાવ્યો છે. આ પ્રકારે વિચાર કરી વાચકો આ સૂક્તથી યોગ્ય બોધ લેશે એવી આશા છે.

---

# હૃદયના બે ગીધ

## કાંડ ૭, સૂક્ત ૯૫

( ऋषिः- कपिञ्जलः । देवता- गृध्रौ । )

उदस्य श्यावौ विथुरौ गृध्रौ द्यामिव पेततुः । उच्छोचनप्रशोचनावस्योच्छोचनौ हृदः ॥ १ ॥
अहमेनावुदतिष्ठिपं गावौ श्रान्तसदाविव । कुर्कुराविव कूजन्तावुदवन्तौ वृकाविव ॥ २ ॥
आतोदिनौ नितोदिनावथो संतोदिनावुत । अपि नह्याम्यस्य मेढ्रं य इतः स्त्री पुमाञ्जभार ॥ ३ ॥

**અર્થ**— ( **अस्य विथुरौ गृध्रौ** ) એની વ્યથા વધારનારા બે ગીધ ( **श्यावौ गृध्रौ इव** ) શ્યામરંગના ગીધ જેવા ( **द्यां उत पेततुः** ) આકાશમાં ઉડે છે. આ ( **उच्छोचनप्रशोचनौ** ) શોક વધારનારા અને સુકવી નાખનારા છે. એ ( **अस्य हृदः उच्छोचनौ** ) એના હૃદયને સુકાવનારા છે. ( ૧ )

( **श्रान्तसदौ गावौ इव** ) થાકી ગએલી ગાયો અથવા બળદોની જેવા ( **कूजन्तौ कुर्कुरौ इव** ) ભસતા કુતરાની જેમ, ( **उत अवन्तौ वृकौ इव** ) હુમલો કરનારા વરૂની જેવા ( **अहं एनौ उत् अति ष्ठिपं** ) હું તે બંનેને ઓળંગું છું. [ ૨ ]

( **आतोदिनौ नितोदिनौ** ) પીડા આપનારા અને વ્યથા કરનારા ( **अथो उत संतोदिनौ** ) અને દુઃખ આપનારા તે બંનેને ( **अपि नह्यामि** ) હું બાંધું છું. ( **यः पुमान्** ) જે પુરુષ અથવા ( **स्त्री** ) સ્ત્રી ( **इतः मेढ्रं जभार** ) અહીંથી પ્રજનનસામર્થ્ય ધારણ કરે છે, તેમનો પણ સંયમ કરૂં છું. [ ૩ ]

**ભાવાર્થ**— કામ અને લોભ આ બે ગીધની જેમ બે ભાવના મનુષ્યમાત્રમાં રહે છે તે બંને પીડા વધારનારા છે. તે બંને શોક વધારનારા અને સુકાવનારા છે. તેઓ હૃદયને પણ સુકાવે છે. ( ૧ )

બળદો, કુતરાઓ અથવા વરૂના જેવા તે બંને ભાવોને હું ઓળંગી પાર જાઉં છું. એટલે હું તેમને કાબુમાં રાખું છું. ( ૨ )

સ્ત્રી અથવા પુરુષ એમના ઇન્દ્રિયોનો તેમાં સંબંધ છે માટે આ પીડા આપનારા બંને ભાવોને હું બંધનમાં રાખું છું. ( ૩ )

સ્ત્રી-પુરુષ વિષયક કામ અને લોભ આ મનુષ્યના અંતઃકરણને સુકાવનારા, પીડા અને કષ્ટ આપનારા છે. તે ગીધની જેમ મનુષ્યના અંતઃકરણ ઉપર હુમલો કરે છે. તેથી તેમને બંધનમાં-પ્રતિબંધમાં રાખવા જોઇએ. એટલે આ વૃત્તિઓનો સંયમ કરવો જોઇએ. સંયમ કરવાથી જ મનુષ્ય સુખી થાય છે.

*

# તૃષ્ણાનું ઝેર

## કાંડ ૭, સૂક્ત ૧૧૩

( ऋषिः- भार्गवः । देवता- तृष्टिका । )

तृष्टिके तृष्टवन्दन उदुमूं छिन्धि तृष्टिके । यथा कृतद्विष्टासोऽमुष्मै शेप्यावते ॥ १ ॥
तृष्टासि तृष्टिका विषा विषातक्यसि । परिवृक्ता यथासस्यृषभस्य वशेव ॥ २ ॥

અર્થ — હે ( तृष्टिके तृष्टिके ) હીન તૃષ્ણા ! હે ( तृष्टवन्दने ) લોભમયી ! ( अमूं उत् छिन्धि ) એને કાપ. ( यथा अमुष्मै शेप्यावते ) જેથી આ બળશાલી પુરુષનો ( कृत-द्विष्टा असः ) દ્વેષ કરનારી તું થાય છે. [ ૧ ]

( तृष्टा तृष्टिका असि ) તું તૃષ્ણા અને લોભમયી છે. ( विषा विषातकी असि ) તું ઝેરી અને ઝેરથી યુક્ત છે. ( यथा परिवृक्ता असासि ) જેથી તું પકડવા યોગ્ય છે, ( इव ऋषभस्य वशा ) બળદના માટે જેમ ગાય હોય છે. [ ૨ ]

તૃષ્ણા લોભવૃત્તિ ઘણી વિષમય મનોવૃત્તિ છે તે બધાને કરડે છે. તે બધા શક્તિશાળીઓનો દ્વેષ કરે છે. આ એક પ્રકારની ઝેરીલી મનોવૃત્તિ છે, માટે તેને ઘેરી સારી રીતે દાબી રાખવી જોઇએ. તે વૃત્તિ મનુષ્ય ઉપર કદિ કાબુ ન મેળવે પણ માણસે તેની ઉપર કાબુ મેળવવો જોઇએ.

---

# અમાવાસ્યા

## કાંડ ૭, સૂક્ત ૭૯

( ऋषिः- अथर्वा । देवता- अमावास्या । )

यत्ते देवा अकृण्वन्भागधेयममावास्ये संवसन्तो महित्वा ।
तेना नो यज्ञं पिपृहि विश्ववारे रयिं नो धेहि सुभगे सुवीरम् ॥ १ ॥
अहमेवास्म्यमावास्या३ मामा वसन्ति सुकृतो मयीमे ।
मयि देवा उभये साध्याश्चेन्द्रज्येष्ठाः समगच्छन्त सर्वे ॥ २ ॥

અર્થ — હે ( अमावास्ये ) અમાવાસ્યા ! ( ते महित्वा ) તારા મહત્ત્વથી ( संवसन्तः देवाः ) એકત્ર વાસ્તવ્ય કરનારા દેવો ( यत् भागधेयं अकृण्वन् ) જે ભાગ્ય બનાવે છે, ( तेन नः यज्ञं पिपृहि ) તેનાથી અમારા યજ્ઞની પૂર્ણતા કર હે ( विश्ववारे सुभगे ) બધાએ વરવા યોગ્ય ભાગ્યવતી દેવી ! ( सुवीरं रयिं नः धेहि ) ઉત્તમ વીરવાળું ધન અમને આપ [ ૧ ]

( अहं एव अमावास्या अस्मि ) હું જ અમાવાસ્યા છું. ( मां इमे सुकृतः मयि आवसन्ति ) મારી ઇચ્છા કરતાં આ પુણ્ય કરનારા લોક મારા આશ્રયથી રહે છે. ( साध्याः इन्द्रज्येष्ठाः सर्वे उभये देवाः ) સાધ્ય અને ઇન્દ્ર વગેરે બધા બંને પ્રકારના દેવો ( मयि समगच्छन्त ) મારામાં આવી મળે છે. [ ૨ ]

ભાવાર્થ — બધા દેવો જે ભાગ્ય આપે છે તે અમને પ્રાપ્ત થાય અને તેથી અમારો યજ્ઞ પૂર્ણ થાય, તેમજ અમને એવું ધન પ્રાપ્ત થાય કે જેની સાથે વીર હોય ( ૧ )

હું અમાવાસ છું, તેથી સાધ્ય વગેરે બધા દેવો તેમજ પુણ્યકર્મ કરનારા મનુષ્યો મારા આસરે રહે છે ( ૨ )

आगुत्रात्रीं संगमनी वसूनामूर्जं पुष्टं वस्वावेशयन्ती ।
अमावास्यायै हविषा विधेमोर्जं दुहाना पयसा न आगन् ॥ ३ ॥
अमावास्ये न त्वदेतान्यन्यो विश्वा रूपाणि परिभूर्जजान ।
यत्कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणाम् ॥ ४ ॥

**અર્થ**— ( **वसूनां संगमनी** ) બધા વસુઓનો ભેગાં કરનારી, ( **पुष्टं ऊर्जं वसु आवेशयन्ती** ) પુષ્ટિકારક અને બલવર્ધક ધન આપનારી ( **रात्री आगन्** ) રાત આવેલી છે. ( **अमावास्या वै हविषा विधेम** ) અમાવાસના માટે અમે હવનથી યજન કરીએ છીએ, કારણ કે તે ( **ऊर्जं दुहाना पयसा नः आगन्** ) અન્ન આપનારી દૂધની સાથે આવી ગઇ છે. [ ૩ ]

હે અમાવાસ્યા ! ( **त्वत् अन्यः एतानि विश्वा रूपाणि** ) તારાથી જુદા આ બધા રૂપોને ( **परिभूः न जजान** ) ઘેરીને કોઇ બનાવી શકતું નથી. ( **यत् कामाः ते जुहुमः** ) જેની ઇચ્છા કરી અમે તારૂં યજન કરીએ છીએ, ( **तत् नः अस्तु** ) તે અમને પ્રાપ્ત થાય. ( **वयं रयीणां पतयः स्याम** ) અમે ધનોના સ્વામી બનીશું [ ૪ ]

**ભાવાર્થ**— અમાવસ્યા બધું ધન આપે છે, પુષ્ટિ, બળ અને ધન પણ આપે છે, તેથી તેના માટે યજ્ઞ કરવામાં આવે (૩)

હે અમાવાસ ! તારાથી ભિન્ન બીજું કોઇ પણ નથી કે જે આ દુનિયાને ઘેરી બનાવી શકે છે, જે કામનાથી અમે તારૂ યજન કરીએ છીએ, તે અમારી કામના પૂર્ણ થાવ અને અમે ધનના સ્વામી બનીએ (૪)

### અમાવાસ્યા

' અમાવાસ્યા ' નો અર્થ ' એકત્ર વાસ્તવ્ય કરનારી, એવો છે. સૂરજ અને ચંદ્રમા એક સ્થાને રહે છે તેથી તે તિથિને અમાવાસ્યા કહે છે. સૂરજ ઉગ્ર સ્વરૂપનો અને ચંદ્રમા શાંત સ્વરૂપ છે. ઉગ્ર અને શાંતને એક જ ઘરમાં રાખનારી આ અમાવાસ્યા છે. તેજ પ્રકારે બધા દેવોનું એકત્ર વાસ્તવ્ય કરનારી પણ તે છે. આ ગુણો માણસે પોતાની અંદર ધારણ કરવા જોઇએ. પરસ્પર વિરોધી સ્વભાવવાળા જેટલા વધારે માણસોને એકત્ર ધારણ કરવાની શકિત મનુષ્યમાં હોય તેટલી તેની યોગ્યતા વધારે થશે ' અમાવાસ્યા ' થી આ બોધ મનુષ્યને પ્રાપ્ત થઇ શકે છે.

આ સૂકત અમાવાસ્યા વિષે એક સુંદર કાવ્ય છે. તે કાવ્યરસની સાથે મનુષ્યને ઉત્તમ બોધ પણ આપે છે. જુદા જુદા સ્વભાવવાળા માણસોને એક ઘરમાં, એક જાતિમાં, એક ધર્મમાં, એક રાષ્ટ્રમાં, એક કાર્યમાં પ્રવૃત્ત કરી તેમની પાસેથી એકજ કાર્ય કરાવવું અને તે બધાની ઉન્નતિ સિદ્ધ કરવી, એમ આ સૂકતનો ઉપદેશ વિષય છે. જે પ્રત્યેક વ્યવહારમા નિઃસંદેહ બોધપ્રદ છે.

## પૂર્ણિમા

### કાંડ ૭, સૂકત ૮૦

( ऋषिः- अथर्वा । देवता- पौर्णमासी, प्रजापतिः । )

पूर्णा पश्चादुत पूर्णा पुरस्तादुन्मध्यतः पौर्णमासी जिगाय ।
तस्यां देवैः संवसन्तो महित्वा नाकस्य पृष्ठे समिषा मदेम ॥ १ ॥

**અર્થ**— ( **पश्चात् पूर्णा** ) પાછળથી પરિપૂર્ણ, ( **उत पुरस्तात् पूर्णा** ) અને આગળથી પણ પૂર્ણ તેમજ ( **मध्यतः** ) વચમાંથી પણ પરિપૂર્ણ ( **पौर्णमासी उत् जिगाय** ) પૂર્ણિમા થઇ છે. ( **तस्यां देवैः संवसन्तः** ) તેમાં દેવોની સાથે રહેતાં અમે બધા ( **महित्वा नाकस्य पृष्टे इषा संमदेम** ) મહાત્મ્યથી સ્વર્ગના પૃષ્ઠ ઉપર ઇચ્છાની અનુસાર આનંદનો ઉપભોગ કરીશું. [ ૧ ]

**ભાવાર્થ**— બધા પ્રકારે પરિપૂર્ણ હોવાથી પૌર્ણમાસીને પૂર્ણિમા કહે છે. આ વખતે જે લોકો દેવોની સભામાં-યજ્ઞમાં

वृ॒षभं वा॒जिनं॑ व॒यं पौ॒र्णमा॒सं य॑जामहे । स नो॑ ददा॒त्वक्षि॑तां र॒यिमनु॑पदस्वतीम् ॥ २ ॥
प्रजा॑पते न त्वदे॒तान्य॒न्यो विश्वा॑ रू॒पाणि॑ परि॒भूर्जजान ।
यत्का॑मास्ते जुहु॒मस्तन्नो॑ अस्तु व॒यं स्या॑म॒ पत॑यो रयी॒णाम् ॥ ३ ॥
पौ॒र्णमा॒सी प्र॑थ॒मा य॒ज्ञिया॑सी॒दह्नां॒ रात्री॑णामतिशर्व॒रेषु॑ ।
ये त्वां य॒ज्ञैर्य॑ज्ञिये अ॒र्धय॑न्त्य॒मी ते नाके॑ सु॒कृत॒: प्रवि॑ष्टाः ॥ ४ ॥

અર્થ— ( वृषभं वाजिनं पौर्णमासं ) બળવાન્ અન્નથી યુક્ત પૌર્ણમાસનું ( वयं यजामहे ) અમે હવન કરીએ છીએ. ( सः नः ) તે અમને બધાને ( अक्षितां अनुपदस्वतीं रयिं ददातु ) અક્ષય અને અવિનાશી ધન આપે. [ २ ]

હે પ્રજાપતે! ( त्वत् अन्यः ) તારાથી ભિન્ન ( एतानि विश्वा रूपाणि ) આ બધાં રૂપોને ( परिभूः न जजान ) બધે વ્યાપી કોઇ નિર્માણ કરી શકતું નથી. ( यत् कामाः ते जुहुमः ) એની ઇચ્છા કરતાં અમે તારું યજન કરીએ છીએ, ( तत् नः अस्तु ) તે અમને પ્રાપ્ત થાય. ( वयं रयीणां पतयः स्याम ) અમે બધા ધનોના સ્વામી થઇશું. [ ૩ ]

( पौर्णमासी ) પૂનમ ( अह्नां रात्रीणां अतिशर्वरेषु ) દિવસે અને રાત્રીના અંધારામાં ( प्रथमा यज्ञिया आसीत् ) પ્રથમ પૂજનીય છે. હે ( यज्ञिये ) પૂજનીય ! ( ये त्वां यज्ञैः अर्धयन्ति ) જે તને હવન દ્વારા પૂજે છે, ( ते अमी सुकृतः नाके प्रविष्टाः ) તે આ સત્કર્મ કરનારા સ્વર્ગની પીઠ ઉપર પ્રવિષ્ટ થાય છે. [ ૪ ]

ભાવાર્થ— પૂર્ણમાસ બલ અને અન્નથી યુક્ત હોય છે, માટે અમે બધા તેનું યજન કરીએ છીએ. તેથી અમે અક્ષય ધન પ્રાપ્ત કરીશું ( ૨ )

આ દુનિયાના અનંત રૂપોને નિર્માણ કરનારો પ્રજાપતિથી ભિન્ન કોઇ નથી. જે કામનાથી-ઇચ્છાથી અમે યજ્ઞ કરીએ છીએ તે પૂર્ણ થાય અને અમે ધનસંપન્ન થઇશું ( ૩ )

પૂર્ણિમા દિવસે અને રાત્રે પૂજવા યોગ્ય છે. હે પૂર્ણિમા! તારું યજન અમે કરીએ છીએ. અમને સ્વર્ગધામમાં પ્રવેશ પ્રાપ્ત થાય ( ૪ )

આ બંને સૂકતો અમાવાસ્યા અને પૂનમના ' દર્શ અને પૂર્ણમાસ ' યજ્ઞોના સૂચક છે. અમાવાસ્યાના વખતે જેમ યજન કરવું જોઇએ તેમ પૂનમના સમયે પણ કરવું જોઇએ. તેથી ઇહલોક અને પરલોકમાં લાભ થાય છે.

તેનું વર્ણન વાચકોને આ બન્ને સૂકતમાં જોવા મળે છે. દર્શ-પૂર્ણમાસ યજ્ઞની આવશ્યકતા આ બંને સૂકતોમાં ૨૫૯ શબ્દોમાં કહેલી છે.

---

# અનુમતિ

## કાંડ ૭, સૂક્ત ૨૦

( ऋषिः- अथर्वा । देवता- अनुमतिः । )

अ॒न्व॒द्य नोऽनु॑मतिर्य॒ज्ञं दे॒वेषु॑ मन्यताम् । अ॒ग्निश्च॑ हव्य॒वाह॑नो॒ भव॑तां दा॒शुषे॒ मम॑ ॥ १ ॥

અર્થ— ( अद्य नः अनुमतिः ) આજે અમારી અનુમતિ ( देवेषु यज्ञं अनुमन्यतां ) દેવતાલોકોમાં સત્કર્મ કરવા માટે અનુકૂળ થાય. ( हव्यवाहनः अग्निः ) હવનીય પદાર્થોને લઇ જનારો અગ્નિ ( मम दाशुषे भवतां ) અમારા દાતાઓના માટે અનુકૂળ થાય. [ ૧ ]

ભાવાર્થ— આજે જ અમારી બુદ્ધિ સત્કર્મ કરવા માટે અનુકૂળ થાય અને અગ્નિ વગેરેની અનુકૂળતા અમને પ્રાપ્ત થાય ( ૧ )

अन्विदनुमते त्वं मंससे शं च नस्कृधि । जुषस्व हव्यमाहुतं प्रजां देवि ररास्व नः ॥ २ ॥
अनु मन्यतामनुमन्यमानः प्रजावन्तं रयिमक्षीयमाणम् ।
तस्य वयं हेडसि मापि भूम सुमृडीके अस्य सुमतौ स्याम ॥ ३ ॥
यत्ते नाम सुहवं सुप्रणीतेऽनुमते अनुमतं सुदानु ।
तेना नो यज्ञं पिपृहि विश्ववारे रयिं नो धेहि सुभगे सुवीरम् ॥ ४ ॥
एमं यज्ञमनुमतिर्जगाम सुक्षेत्रतायै सुवीरतायै सुजातम् ।
भद्रा ह्यस्याः प्रमतिर्बभूव सेमं यज्ञमवतु देवगोपा ॥ ५ ॥
अनुमतिः सर्वमिदं बभूव यत्तिष्ठति चरति यदु च विश्वमेजति ।
तस्यास्ते देवि सुमतौ स्यामानुमते अनु हि मंससे नः ॥ ६ ॥

---

અર્થ— હે ( अनुमते ) અનુકૂળ બુદ્ધિ ! ( त्वं इदं अनुमंससे ) તું આ કાર્ય માટે અનુમોદન આપે છે. ( नः च शं कृधि ) અમારૂં કલ્યાણ કર. ( आहुतं हव्यं जुषस्व ) હવન કરેલા પદાર્થનો સ્વીકાર કર હે દેવી ! ( नः प्रजां ररास्व ) અમને ઉત્તમ સંતાન આપ. [ ૨ ]

( अनुमन्यमानः ) અનુમોદન કરનારો ( अक्षीयमाणं प्रजावन्तं धनं अनुमन्यतां ) ક્ષીણ ન થનારૂં પ્રજા યુક્ત ધન પ્રાપ્ત કરવા માટે અનુમતિ આપે. ( तस्य हेडसि वयं मा अपि भूम ) તેના ક્રોધમાં અમે ક્ષીણ ન થઇએ. ( अस्य सुमृडीके सुमतौ स्याम ) તેના સુખકારક કર્મો અને સુમતિમાં અમે રહીએ. [ ૩ ]

હે ( सु-प्र-नीते अनुमते ) ઉત્તમ પ્રકારની નીતિ રાખનારી અનુમતિ ! હે ( विश्ववारे ) બધાને સ્વીકારવા યોગ્ય ! ( यत् ते सुदानु सुहवं अनुमतं नाम ) જે તારૂં ઉત્તમ દાનશીલ, ઉત્તમ ત્યાગમય, અનુમતિયુક્ત યશ છે, ( ततः नः यज्ञं पिपृहि ) તેનાથી અમારા સત્કર્મને પરિપૂર્ણ કર. હે ( सुभगे ) સૌભાગ્યશાળી ! ( नः सुवीरं रयिं धेहि ) ઉત્તમ વીરોથી યુક્ત ધન અમને આપ. [ ૪ ]

( इमं सुजातं यज्ञं ) આ સુપ્રસિદ્ધ સત્કર્મના તરફ ( अनुमतिः सुक्षेत्रतायै सुवीरतायै आजगाम ) અનુમતિ ઉત્તમ સ્થાન બનાવવા સારૂં અને ઉત્તમ વીરતા ઉત્પન્ન થવા માટે આવી ગઇ છે. ( अस्याः प्रमतिः भद्रा बभूव ) તેની શ્રેષ્ઠ બુદ્ધિ કલ્યાણ કરનારી થઇ છે. ( सा देवगोपा इमं यज्ञं आ अवतु ) તે દેવો દ્વારા રક્ષણ કરાએલી સુમતિ બધા પ્રકારથી આ સત્કર્મનું રક્ષણ કરે. [ ૫ ]

( यत् तिष्ठति ) જે સ્થિર છે, ( यत् चरति ) જે ચાલે છે, ( यत् च विश्वं एजति ) જે બધાને ચલાવી રહી છે, ( इदं सर्वं अनुमतिः बभूव ) તે બધું આ અનુમતિ જ બને છે. હે દેવી ! ( तस्याः ते सुमतौ स्याम ) તારી તે સારી મતિમાં અમે રહીશું હે અનુમતિ ! ( नः हि अनुमंससे ) અમને તું અનુમતિ આપતી રહે [ ૬ ]

---

**ભાવાર્થ**— અનુકૂળ મતિ હોવાથી જ આ બધાં કાર્યો થઇ શકે છે, માટે અમારી અનુમતિથી એવા કાર્યો થવાં જોઇએ કે જે અમારૂં કલ્યાણ કરનારાં હોય અમે જે દાન કરીએ છીએ તે સત્કર્મના, ઉપયોગમાં આવે અને અમને ઉત્તમ સંતતિ પ્રાપ્ત થાય ( ૨ )

ક્ષીણ ન થનારૂં ધન અને ઉત્તમ પ્રજા પ્રાપ્ત થવા માટે જેમ સત્કર્મ કરવુ જોઇએ, તેમ કરવામાં અમારી બુદ્ધિ અનુકૂળ બને. એટલે સાચું ઉત્તમ સુખ આપનારી સુમતિ અમારી પાસે હોય ! અને અમે કદી ક્રોધમાં આવી સુમતિની વિરુદ્ધ કાર્ય કરીએ નહિ. ( ૩ )

ઉત્તમ નીતિ અને સુમતિનું મોટું યશ છે અને તેમાં દાન, ત્યાગ વગેરે શ્રેષ્ઠ ગુણો છે આ ગુણોથી યુક્ત અમારા સત્કર્મ થાય અને અમને વીરતાયુક્ત ધન પ્રાપ્ત થાય. ( ૪ )

સુપ્રસિદ્ધ સત્કર્મના માટે અમારી બુદ્ધિ અનુકૂળ થાય અને તેથી અમને ઉત્તમ વીરત્વ અને ઉત્તમ કાર્યક્ષેત્ર પ્રાપ્ત થાય. એવી જે સદ્બુદ્ધિ હોય છે તે જ કલ્યાણ કરે છે આ દેવોથી રક્ષાએલી બુદ્ધિ અમે ચલાવેલા સત્કર્મનું રક્ષણ કરે ( ૫ )

જે સ્થિર અને ચર પદાર્થો છે અને જે તેની ચાલકશક્તિ છે, તે બધા અનુમતિથી બનેલા છે આ અનુમતિ અમને અનુકૂળ રહે એટલે અમારાથી પ્રતિકૂળ વર્તાવ ન કરાવે અને અમને હમેશા સત્કર્મ કરવાનીજ પ્રેરણા કરતી રહે ( ૬ )

# અનુમતિ

## અનુમતિની શક્તિ

' અનુકૂળ બુદ્ધિ ' ને જ ' અનુમતિ ' કહે છે. દુનિયામાં જે કંઇ બની રહ્યું છે તે બધુ અનુકૂળ બુદ્ધિથી થઇ રહ્યુ છે. ચોર ચોરી કરે છે તે પોતાની અનુમતિથી કરે છે યોગી યોગાભ્યાસ કરે છે તે પણ પોતાની અનુમતિથી કરે છે અને દેશભક્ત સ્વરાજ્યયુદ્ધમાં સામેલ થઇ પોતાનું માથાનુ બલિદાન આપે છે, તે પણ પોતાની અનુકૂળ બુદ્ધિ વડે જ તાત્પર્ય એ છે કે માણસ જે જે કંઇ કાર્ય, સારૂં યા ખરાબ, હિતકારક અથવા અહિતકારક, દેશનો ઉદ્ધાર કરનારૂં અથવા દેશવિઘાતક કરે છે. તે બધાજ કાર્યો પોતાની અનુમતિથી નિશ્ચિત કરે છે તેથી આ સૂક્તમાં કહ્યુ છે કે—

**यत् तिष्ठति, चरति, यत् उ च विश्वमेजति,**
**इदं सर्वं अनुमतिः बभूव ॥** ( મં. ૬ )

" જે સ્થિર છે, જે ચ ચલ છે અને જે બધાને ચલાવે છે, તે બધું અનુમતિથી થએલું છે. " આ મંત્ર નાનકડા કાર્યથી મોટા વિશ્વવ્યાપક કાર્યનું તત્ત્વ સહેલાઇથી કહી રહ્યો છે. જે સ્થિર જગતની વ્યવસ્થા છે, જે ચર જગતનો પ્રબંધ છે અને આ બધુ સ્થિરચર સંપૂર્ણ દુનિયા જે ચાલી રહી છે તે પરમેશ્વરની અનુમતિથી ચાલે છે. વાચકોને એવો અનુભવ થશે કે એટલી શક્તિ અનુમતિની છે. તેજ પ્રમાણે માણસો જે કંઇ પ્રતિકૂળ અથવા અનુકૂળ કાર્યો કરે છે તે બધા પોતાની અનુમતિથી જ કરે છે, એટલું અનુમતિનું સામ્રાજ્ય આખી દુનિયામાં ચાલી રહ્યું છે, માટે પોતાની અનુકૂળ બુદ્ધિ સારા કાર્યો માટે જ હોય અને ખરાબ કાર્યોમાં ન વાપરવી એવી દક્ષતા ધારણ કરવી અત્યંત આવશ્યક છે. આ સૂચના નીચે લખેલા મંત્રભાગો આપે છે—

**देवेषु यज्ञं अनुमन्यताम् ।** ( મં. ૧ )
**अनुमते । त्वं अनुमंससे, नः शं कृधि ।** ( મં. ૨ )
**वयं तस्य हृदसि मा अपि भूम** ( મં. ૩ )
**सुमृडीके सुमतौ स्याम ।** ( મં. ૩ )
**सुशानुं सुहवं अनुमतं नाम** ( મં. ૪ )
**सुवीरं रयिं धेहि ।** ( મં. ૪ )
**सुमतौ स्याम ।** ( મં. ૬ )

" દેવોમાં ચાલનારા સત્કર્મો માટે અનુમતિ થઇ જાય, એટલે રાક્ષસો વડે કરવામાં આવતા ઘાતક કાર્યો માટે અનુકૂળ બુદ્ધિ કદિ ન થાય અનુમતિથીજ બધા કાર્યો થાય છે, તેથીજ એવા કામો માટે અનુમતિ હોય કે જેથી કલ્યાણ થાય. અમે કદિ ક્રોધના માટે પોતાની અનુકૂળમતિ ન વાપરીએ, બીજા કોઇના ક્રોધ માટે પોતે અનુકૂળ ન થવું. બધાનું સુખ વધારવાના કાર્યમાં અને ઉત્તમ બુદ્ધિના કાર્યમાં અમારી બુદ્ધિ અનુકૂળ થાય એટલે દુઃખ વધારનાર કોઇ કાર્ય માટે અમે અમારી અનુમતિ આપીએ. દાન, ત્યાગ, પરોપકાર, જે કાર્યોમાં હોય છે એવા કાર્યો માટે અનુમતિ આપવાની હોય, તેજ યશ વધારનારી હોય છે એટલે જે કાર્યોમાં પરોપકાર નથી, ખરાબજ થતું રહે છે એવા કાર્યોને અનુમતિ આપવાથી અપકીર્તિ થાય છે. તેથી હમેશા અનુમતિ એવા કાર્યોમાં જ રાખવી જે વીરતાયુક્ત ધન વધારે. કાયરતા અને નીચતાથી ધન મેળવવાના કાર્યોમાં કદિ કોઇએ પોતાની અનુમતિ ન આપવી. સારાંશ એમકે સુમતિ માટે અમારી અનુકૂળ બુદ્ધિ હોવી જોઇએ અને દુર્મતિ માટે અનુકૂળના કદિ ન થાય "

આ સૂક્તમાં જે વિશેષ મહત્ત્વના ઉપદેશ છે તે અહીં આપેલા છે. અનુમતિની શક્તિ મોટી છે, માટે તે અનુમતિને સારા કામમાં જ લગાડવી યોગ્ય છે, નહિ તો નુકસાન થશે. આ વિષે બધાથી પહેલી આજ્ઞા એમ છે—

**नः अनुमतिः देवेषु यज्ञं अद्य अनुमन्यताम् ।** ( મં. ૧ )

" અમારી અનુમતિ દેવોમાં ચલાવવામ આવતાં સત્કર્મો માટે આજે જ અનુમોદન આપે. " અહીં કાલનો વાયદો નથી, શુભકર્મ આજે જ કરવું જોઇએ, કાલના માટે ન રાખવું જે સત્કર્મ કરવું હોય તે આજે જ શરૂ કરો. સત્કર્મનું લક્ષણ–ચિન્હ એવું છે કે ( **देवेषु यज्ञं** ) દેવોમાં જેવો યજ્ઞ જેમ થાય છે, તેવો તેમજ કરવા માટે પોતાની બુદ્ધિ અનુકૂળ બનાવવી જોઇએ. દેવો કયો યજ્ઞ કરી રહ્યા છે તે જુઓ. જે દાન આપે છે, પ્રકાશ આપે છે, પરોપકાર કરે છે તેઓ દેવ છે. જુઓ પૃથ્વી દેવતા છે કારણ તે બધાને આધાર આપે છે, જળ દેવતા છે તે બધાને શાન્તિ સુખ આપવા આત્મસમર્પણ કરે છે, અગ્નિ દેવતા છે તે ઠંડીથી અકળાયેલાને ગર્મી આપી

સુખદાયક થાય છે, સૂરજ દેવતા છે તે બધાને જીવન અને પ્રકાશ આપે છે, વાયુ બધાનો પ્રાણ બની બધાને જીવન અર્પણ કરે છે, ચંદ્રમા પોતે કષ્ટ ભોગવીને બીજાને શાંતિ આપવામાં તત્પર રહે છે, આજ પ્રકારે બીજી દેવતાઓ રાત અને દિવસ પરોપકારમાં જ કાર્યરત હોય છે. આજ દેવતાઓમાં થનારો પરોપકારમય યજ્ઞ છે. એવા શુભકર્મોના માટે અમારી મતિ અનુકૂળ થાય. આ દેવોમાં—

**दाशुषे हव्यवाहनः अग्निः भवताम्** । ( મં. ૧ )

" દાની પુરુષના માટે હવ્યવાહક અગ્નિ આદર્શ થાય " અગ્નિ જ પરોપકારનો આદર્શ છે, કારણ કે તે પોતે બળતો રહી બીજાને સુખ આપવા માટે પ્રકાશે છે, ઠંડીથી અકળાયેલાઓને ગર્મી આપે છે અને પોતાની ઉર્ધ્વગતિ કાયમ રાખે છે. હરેક અવસ્થામાં પોતાની ઉચ્ચગતિ સ્થિર રાખવાના કાર્યમાં અગ્નિ જ એક શ્રેષ્ઠ આદર્શ છે. અગ્નિનો ગુણ જ છે, ( **अग्नेः ऊर्ध्वज्वलनं** ) 'ઉચ્ચ દિશામાં પ્રકાશિત થઇ પ્રગતિ સાધવાનો આદર્શ' અગ્નિ જ બધાને આપે છે. આવો આદર્શ હરેકોઇ પોતાની બુદ્ધિમાં રાખે અને કોઇએ પોતાની ગતિ હીન દિશામાં કદાપિ ન થવા દેવી. સૂરજ પણ અગ્નિરૂપ હોવાના કારણે બધાથી ઉચ્ચસ્થાને રહી બધાને પ્રકાશ આપવાનું કાર્ય કરતો રહે છે. તે જ પ્રમાણે માણસે પણ ઉચ્ચમાં ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરવી અને પ્રગતિ સાધવી. કદી નીચ અવસ્થામાં પડી અથવા અંધારાના, કીચડમાં ન ફરવું. કયા કાર્યને અનુમતિ આપવી યોગ્ય છે તે વિષે નીચેનો મંત્રભાગ જુઓ—

**अक्षीयमाणं प्रजावन्तं रयिं अनुमन्यताम्** । ( મં. ૩ )
**सुवीरं रयिं ( अनुमन्यताम् )** । ( મં. ૪ )

" ક્ષીણ ન થનારું, પ્રજાયુક્ત અને વીરોથી યુક્ત ધન વધારનારું જે જે શ્રેષ્ઠ કર્મ હોય " તેવા બધા કર્મોમાં અનુમતિ આપવી જોઇએ. એટલે કોઇ દુષ્ટ વ્યસનમાં ધનનો નાશ થતો હોય એવા કામમાં કદાપિ અનુમતિ ન હોવી જોઇએ માણસે શું કરવું જોઇએ તે વિષે નીચેનો મંત્રભાગ મનન કરવા યોગ્ય છે—

**सुक्षेत्रतायै सुवीरतायै अनुमतिः** । ( મં. ૫ )

" પોતાનો પ્રદેશ ઉત્તમ બને અને તેમાં વીરત્વ વધતું રહે, આ બે કાર્યોના માટે પોતાની અનુમતિ આપવી જોઇએ. " હરેક પ્રકારનું ક્ષેત્ર ( **सु-क्षेत्र** ) સારામાં સારું ક્ષેત્ર બને, હરએક ગામ, નગર અને પ્રાંત સુધરી જાય, હરેક રાષ્ટ્ર સુધરી બધાથી શ્રેષ્ઠ બની જાય, એવા કાર્યો માટે પ્રયત્નો હોવા જોઇએ અને જેથી સુધારો થઇ જાય એવા કાર્યે કરવા અનુમતિ આપવી જોઇએ. જેથી સ્થાન હીન બનશે, જેથી દેશ દીન બનશે, એવાં કોઇ કાર્યોમાં અનુમતિ આપવી ન જોઇએ. આ પ્રકારે આપણા દેશમાં, નગરમાં અને ગામોમાં, ઘરઘરમાં અને વ્યક્તિ વ્યક્તિઓમાં ઉત્તમ વીરતા ઉત્પન્ન થવા યોગ્ય શ્રેષ્ઠ કર્મો માટે પોતાની અનુમતિ આપવી જોઇએ. પોતાના દેશના એકાદ માણસમાં પણ કાયરતા નિર્માણ થાય એવું કર્મ કદિ ન કરવું જોઇએ

'અવીરતા'નો નાશ કરવાની વેદમાં સ્પષ્ટ આજ્ઞા છે.

સુમતિ-સારી બુદ્ધિ હમેશા ( **देवगोपा** ) દેવો વડે સુરક્ષિત એવી બુદ્ધિ હોય છે, એટલે જે દુર્મતિ હોય છે તે રાક્ષસો વડે સુરક્ષિત હોય છે. માટે પોતાની બુદ્ધિ રાક્ષસોના હવાલે કરવી કોઇના માટે યોગ્ય નથી. દેવો વડે સુરક્ષિત એવી જે પ્રમતિ અને વિશેષ શ્રેષ્ઠ બુદ્ધિ હોય છે, તે જ '**भद्रा**' એટલે સર્વું કલ્યાણ કરનારી હોય છે.

આ પ્રકારે આ સૂક્તનો ઉપદેશ અત્યંત મહત્ત્વપૂર્ણ છે, વાચકો જો તેનું વિશેષ મનન કરશે, તો તેમને પોતાની બુદ્ધિ કેવા પ્રકારે '**प्रमति, सुमति, भद्रा अनुमति**' બનાવી શકાય છે, તેનો રસ્તો જણાશે. આત્મશુદ્ધિ કરવા ઇચ્છનાર લોકોને આ સૂક્ત સારી પેઠે માર્ગદર્શક થઇ શકે છે. તે દૃષ્ટિએ આ સૂક્તનું એક એક વાક્ય ઘણું જ બોધપ્રદ છે.

# હૃદયમાં અગ્નિની જ્યોતિ

### કાંડ ૬, સૂક્ત ૭૬

( ऋषिः- कबन्धः । देवता- सान्तपनाग्निः । )

य एनं परिपीदन्ति समादधति चक्षसे । संप्रेद्धो अग्निर्जिह्वाभिरुदेतु हृदयादधि ॥ १ ॥
अग्नेः सांतपनस्याहमायुषे पदमा रभे । अद्धातिर्यस्य पश्यति धूममुद्यन्तमास्यतः ॥ २ ॥
यो अस्य समिधं वेद क्षत्रियेण समाहिताम् । नाभिह्वारे पदं नि दधाति स मृत्यवे ॥ ३ ॥
नैनं घ्नन्ति पर्यायिणो न सन्नाँ अव गच्छति । अग्नेर्यः क्षत्रियो विद्वान्नाम गृह्णात्यायुषे ॥ ४ ॥

---

અર્થ— ( ये एनं परिषीदन्ति ) જે એના ચારે તરફ બેસે છે, એની ઉપાસના કરે છે અને ( चक्षसे सं आदधति ) દિવ્ય દૃષ્ટિના માટે એનું આધાન કરે છે, તેમના ( हृदयात् अधि ) હૃદયના ઉપર ( संप्रेद्धः अग्निः जिह्वाभिः उदेतु ) પ્રદીપ્ત થએલો અગ્નિ પોતાની જ્વાળાઓથી ઉદિત થાય. [ ૧ ]

( सांतपनस्य अग्नेः पदं ) તપનારા અગ્નિના પદને હું ( आयुषे आरभे ) જીવન વૃદ્ધિ માટે પ્રાપ્ત કરું છું. ( यस्य आस्यतः ) જેના મોઢાથી ( उद्यन्तं धूमं अद्धातिः पश्यति ) નિકળનારા ધૂમાડાને સત્યજ્ઞાની જુએ છે. [ ૨ ]

( यः क्षत्रियेण समाहितां ) જે ક્ષત્રિયો તરફથી સમર્પિત થએલી ( अस्य समिधं वेद ) એની સમિધાને જાણે છે ( सः अभिह्वारे मृत्यवे ) તે કુટિલ સ્થાનમાં પણ મૃત્યુના માટે ( पदं न निदधाति ) પગ મૂકતો નથી. [ ૩ ]

( पर्यायिणः एनं न घ्नन्ति ) ઘેરનારા એનો ઘાત કરતા નથી અને ( सन्नान् न अवगच्छाति ) પાસે બેસનારા તેને જાણતા પણ નથી. ( यः विद्वान् क्षत्रियः ) જે જ્ઞાની ક્ષત્રિય ( अग्नेः नाम आयुषे गृह्णाति ) અગ્નિનું નામ જીવન માટે લે છે. [ ૪ ]

---

ભાવાર્થ— જે આ અગ્નિના ચારે તરફ બેસી હવન વગેરે કરે છે, જે દૃષ્ટિની શુદ્ધતા માટે અગ્નિનું સાધન કરે છે, તેમના હૃદયમાં પ્રજ્વલિત થઈ ખીલે જ આત્માગ્નિ પ્રકાશિત થાય છે. ( ૧ )

આ હૃદયસ્થાનમાં પ્રદીપ્ત આત્માગ્નિના સ્થાનને દીર્ઘજીવન માટે પ્રાપ્ત કરીએ છીએ, આ આત્માગ્નિના મુખમાંથી વાણી વડે નિકળનારો ધૂમાડો એટલે એનું ચિન્હ જ્ઞાની લોક જ જાણી-જોઇ શકે છે. ( ૨ )

જે ક્ષત્રિય આત્મસમર્પણ દ્વારા એના મૂળ સ્થાનને જાણે છે, તે કઠણ પ્રસંગમાં પણ મૃત્યુના માટે પોતાનો પગ પણ આપતો નથી, એટલે તે અજરામર થાય છે. ( ૩ )

જે ઘેરનારા શત્રુઓ છે તે આ આત્માગ્નિનો ઘાત કરતા નથી અને સમીપ રહેનારા પણ તેને જાણવામાં સમર્થ હોતા નથી. જે જ્ઞાની ક્ષત્રિય આ આત્માગ્નિનું નામ લે છે તે દીર્ઘાયુ પ્રાપ્ત કરે છે. ( ૪ )

---

## હૃદયમાં અગ્નિની જ્યોતિ

### અગ્નિથી દિવ્ય દૃષ્ટિ

અગ્નિના તાપથી દૃષ્ટિની શુદ્ધતા થવાનું કથન આ સૂક્તના પહેલા મંત્રમાં છે, તે જુઓ—

चक्षसे सं आ दधति । ( મં. ૧ )

" દૃષ્ટિના માટે અગ્નિનું આધાન કરે છે. " એટલે યજ્ઞકુંડમાં અગ્નિની સ્થાપના કરી યજ્ઞ કરે છે અને અગ્નિમાં હવન કરે છે. અગ્નિના સમીપ બેસી હવન કરવાથી દૃષ્ટિ સુધરે છે. એવું આ મંત્રનું તાત્પર્ય છે.

ઔંધ સંસ્થાનમાં કરાડ સ્ટેશનની પાસે ઓગલેવાડી નામના ગામમાં એક કાચ બનાવવાનું મોટું કારખાનું છે. તેમાં દરેક પ્રકારની કાચની વસ્તુઓ બને છે. કાચનો રસ બનાવવા જે ભઠ્ઠી હોય છે, તેમાં એટલી બધી ગરમી હોય છે કે સામાન્ય

માણસ તેની પાસે એક ક્ષણપણ ઉભો રહી શકતો નથી. પણ જે માણસ ત્યાં કામ કરે છે તે તો ત્યાં ભટ્ટીની પાસે જ રહે છે. ગયા પંદર વરસનો ત્યાંના અધિકારીએ અનુભવ કહ્યો છે કે જેટલા આંખના રોગી અથવા નબળી દૃષ્ટિવાળા માણસો ત્યાં કામ કરવા આવ્યા અને તે ભટ્ટી પાસે કામ કરવા લાગ્યા, તેમની દૃષ્ટિ સુધરી ગઇ. અને એવો એક પણ દાખલો બન્યો નથી કે એટલી ઉષ્ણતા નજીક કામ કરવાથી કોઇની દૃષ્ટિ બગડી ગઇ. આ અનુભવ વિચાર કરવા જેવો છે.

એથી અનુમાન કરી શકાય કે દરરોજ સવારે અને સાંજે તેમજ વૈદિક રીતે જુઓ તો સવારે, બપોરે અને સાંજે નિયમપૂર્વક અગ્નિનું આધાન કરી નિયમથી હવન કરનારાઓને નેત્રદોષની બાધા થતી નથી. તેમજ તે હવનમાં જો નેત્રદોષ દૂર કરનારા પદાર્થો નાંખવામાં આવે તો વધારે લાભ થશે એમાં કોઇ જાતની શંકા નથી

આ કારણે યજ્ઞથી નેત્રદોષ દૂર થઇ શકે છે. વાચકોએ એનો વિચાર કરવો અને તે વિષે વધારે શોધખોળ કરવી.

### હૃદયનો અગ્નિ

યજ્ઞનો બાહ્ય અગ્નિ પ્રદીપ્ત થયા પછી અને યજ્ઞાગ્નિના હવન વડે ઉપાસના કર્યા પછી બીજો જ એક અગ્નિ હૃદયમાં પ્રગટ થાય છે તેનું વર્ણન જુઓ—

**हृदयात् अधि अग्निः उदेतु ।** ( મં. ૧ )

" હૃદયની વેદી પર એક અગ્નિ પ્રદીપ્ત થાય છે. " એટલે આ અગ્નિ કેવળ ભૌતિક અગ્નિ નથી. આ અલૌકિક આત્મારૂપ અગ્નિ છે હૃદયમાં બુદ્ધિની પેલીપાર આત્માની ઉપસ્થિતિ છે, આ વાત બધા જાણે છે. તેનું નામ ' **सांतपनाग्नि** ' છે, જેનાથી અંતઃકરણમાં પ્રસન્નતા અને ઉત્સાહ રહે છે, તેને હૃદયની ગર્મી અથવા મનનો ઉત્સાહ કહે છે. આ અગ્નિને પ્રજ્વલિત કરવાનું જ્ઞાન જ્ઞાનીનેજ હોય છે, બીજો કોઇ તે જાણી શકતો નથી—

**अस्य धूमं अद्धातिः पश्यति ।** ( મં. ૨ )

" એનો ધૂમાડાને જ્ઞાની જુએ છે. " ધૂમાડાથી જ અગ્નિનું જ્ઞાન થાય છે. જ્યાં ધૂમાડો હોય છે ત્યાં અગ્નિ હોય છે, આ સર્વમાન્ય ન્યાય છે, એટલે ધૂમાડો જોવાનો અર્થ ધૂમાડાની નીચે રહેલા અગ્નિનો અનુભવ કરવો એવો છે. અગ્નિહોત્ર કરવાથી આ હૃદયસ્થાનના આત્માગ્નિની જાગૃતિ થય છે.

ક્ષત્રિય આત્મસમર્પણથી આ અગ્નિને જાણી શકે છે અને જે સ્વાર્થ છોડે છે તેને પણ એનું જ્ઞાન થાય છે, કેવળ જે માણસ સ્વાર્થી હોય છે તેને આ શક્તિની ઓળખાણ હોતી નથી.

આ આત્મશક્તિ પ્રગટ થવાથી શત્રુ તેનું કંઇ કરી શકતો નથી એટલે કોઇના દબાવવાથી તે દબાઇ જતો નથી. વિદ્વાન્ ક્ષત્રિય એનાજ બળથી દીર્ઘજીવન પ્રાપ્ત કરે છે અને અમર બને છે.

ભૌતિક અગ્નિની સહાયતાથી અલૌતિક આત્માગ્નિનું જ્ઞાન આ સૂક્તે આપ્યું છે. તે દૃષ્ટિએ આ સૂક્તનું મહત્ત્વ વિશેષ છે.

---

# બધાની સ્થિરતા

## કાંડ ૬, સૂક્ત ૭૭

( ऋषिः- कबन्धः । देवता- जातवेदाः । )

**अस्थाद् द्यौरस्थात्पृथिव्यस्थाद्विश्वमिदं जगत् । आस्थाने पर्वता अस्थु स्थाम्न्यश्वाँ अतिष्ठिपम् ॥ १ ॥**

**અર્થ**— ( **द्यौः अस्थात्** ) દ્યુલોક સ્થિર થયો છે, ( **पृथिवी अस्थात्** ) પૃથ્વી સ્થિર છે, ( **इदं विश्वं जगत् अस्थात्** ) આ બધું જગત્ સ્થિર છે, ( **आस्थाने पर्वता अस्थुः** ) પોતાના સ્થાને પર્વતો પણ સ્થિર થયા છે. તેથી મેં પણ મારા ( **अश्वान् स्थाम्नि अतिष्ठपं** ) ઘોડાઓને યોગ્ય સ્થાને સ્થિર કર્યા છે. [ ૧ ]

**ભાવાર્થ**— પૃથ્વી, દ્યુલોક તેમજ સંપૂર્ણ દુનિયા પોતપોતાના સ્થાને સ્થિત છે, પર્વતો પણ પોતાના સ્થાને સ્થિર છે તેજ પ્રકારે માણસો, ઘોડાઓ વગેરે, પોતપોતાના સ્થાનમા સ્થિર રહે. ( ૧ )

*

य उदानट् परायणं य उदानण्न्यायनम् । आवर्तनं निवर्तनं यो गोपा अपि तं हुवे ॥ २ ॥
जातवेदो नि वर्तय शतं ते सन्त्वावृतः । सहस्रं त उपावृतस्ताभिर्नः पुनरा कृधि ॥ ३ ॥

અર્થ— (यः गोपाः परायणं उदानट्) જે પૃથ્વીપાલક રાજાએ શ્રેષ્ઠ સ્થાન પ્રાપ્ત કર્યું, (यः न्यायनं उदानट्) જેણે નીચલું સ્થાન પ્રાપ્ત કર્યું છે, (आवर्तनं निवर्तनं) જેનામાં આવવાનું અને જવાનું સામર્થ્ય છે, (तं अपि हुवे) તેની હું પ્રાર્થના કરું છું. [ २ ]

હે (जातवेदः) જ્ઞાની! (निवर्तय) પાછો જા, (ते आवृतः शतं) તારા આવરણો સેંકડો છે અને (ते उपावृतः सहस्रं) તારી પાસે અનેક રસ્તા છે. (ताभिः नः पुनः आकृधि) તેઓ વડે અમને ફરી સામર્થ્યશાળી કર. [ ૩ ]

ભાવાર્થ— જે પૃથ્વીપાલક રાજાએ ઉચ્ચ અને નીચલા સ્થાનો પ્રાપ્ત કર્યા છે, જે યોગ્ય સ્થાનમાં આવતો જતો રહે છે તેની પ્રશંસા કરવી યોગ્ય છે. ( ૨ )

જ્ઞાની પુરુષ! પોતાના સ્થાનમાં પાછો જાય તારા આવરણ અને ઉપાવરણની શક્તિઓ અનેક છે, તે વડે તે અમને સમર્થ કરે. ( ૩ )

### સ્થિરતા

સર્વ દુનિયા પોતાના સ્થાને સ્થિર છે. સૂરજ વગેરે ગોલગ્રહો ભ્રમણ કરે છે, તો પણ તેમાંથી કોઇ પોતાની મર્યાદા છોડતો નથી, અને બધા પોતાની મર્યાદામાં રહેવાના કારણે જ પોતપોતાની જગ્યાએ દુનિયાના બધા અવયવો સ્થિર છે. આ પ્રકારે બધા મનુષ્યો પોતાના ધર્મની મર્યાદામાં રહી સ્થિર બની જાય, આ પ્રકારે રહેવાથી બધાનું સામર્થ્ય વધે છે.

## અમારૂં સંરક્ષણ

કાંડ ૬, સૂક્ત ૯૩

( ऋषिः- शन्तातिः । देवता- रुद्रः । )

यमो मृत्युरघमारो निर्ऋथो बभ्रुः शर्वोऽस्ता नीलशिखण्डः ।
देवजनाः सेनयोत्तस्थिवांसस्ते अस्माकं परि वृञ्जन्तु वीरान् ॥ १ ॥
मनसा होमैर्हरसा घृतेन शर्वायास्त्र उत राज्ञे भवाय ।
नमस्येभ्यो नम एभ्यः कृणोम्यन्यत्रास्मदघविषा नयन्तु ॥ २ ॥

અર્થ— (यमः) નિયામક, (मृत्युः) મારક, (अघ-मारः) પાપીઓને હણનારો, (निर्ऋथः) પીડા આપનારો, (बभ्रुः) પોષણ કરનારો, (शर्वः) હિંસક, (अस्ता) શસ્ત્ર ફેંકનારો, (नीलशिखण्डः) વાદળી રંગના પીંછાથી યુક્ત તેમજ (देवजनाः) બધા દિવ્યજનો, (सेनया उत्तस्थिवांसः) સેનાની સાથે ચઢાઇ કરનારા (अस्माकं वीरान् परिवृञ्जन्तु) અમારા વીરોને બચાવે. [ ૧ ]

(अस्त्रः शर्वाय) અસ્ત્રો ફેંકનારા હિંસકને માટે (उत भवाय राज्ञे) અને ઉત્પત્તિ કરનારા રાજાના માટે (मनसा घृतेन होमैः हरसा) મનથી, ઘીથી, હોમોથી અને શક્તિથી (एभ्यः नमस्येभ्यः नमः कृणोमि) આ નમસ્કાર કરવા યોગ્યોને નમન કરું છું. (अघविषः अस्मद् अन्यत्र नयन्तु) પાપરૂપી વિષથી પરિપૂર્ણ લોકોને અમારાથી દૂર કરો. [ ૨ ]

ભાવાર્થ— બધા શૂરવીર અમારું અને અમારા બાલબચ્ચાઓનું તેમજ વીરોનું રક્ષણ કરે. ( ૧ )

જે નમન કરવા લાયક છે તેમનો મનથી અને દાનથી સત્કાર કરવામાં આવે. પાપી અમારાથી દૂર રહે. ( ૨ )

त्रायध्वं नो अघविषाभ्यो वधाद्विश्वे देवा मरुतो विश्ववेदसः ।
अग्नीषोमा वरुणः पूतदक्षा वातापर्जन्ययोः सुमतौ स्याम ॥ ३ ॥

( विश्वेदेवाः विश्ववेदसः मरुतः ) બધા દિવ્ય અને બધું જાણનારા, મરણ સુધી કાર્ય કરનારા વીરો તેમજ ( अग्निषोमौ पूतदक्षाः वरुणः ) અગ્નિ, સોમ અને પવિત્રબળવાળો વરુણ ( अघविषाभ्यः वधात् त्रायध्वम् ) પાપીઓના વધથી અમને બચાવે. ( वातपर्जन्ययोः सुमतौ स्याम ) વાયુ અને વરસાદની સુમતિમાં અમે હમેશ રહીએ. [ ૩ ]

ભાવાર્થ— બધા દેવો અમને પાપીઓથી બચાવે અને અમે તેમની ઉત્તમ મતિમાં રહી સારા કામો કરતા રહીએ ( ૩ )

# સમૃદ્ધિની પ્રાપ્તિ

### કાંડ ૩, સૂક્ત ૨૪

( ऋषिः- भृगुः । देवता- वनस्पतिः, प्रजापतिः । )

पयस्वतीरोषधयः पयस्वन्मामकं वचः । अथो पयस्वतीनामा भरेऽहं सहस्रशः ॥ १ ॥
वेदाहं पयस्वन्तं चकार धान्यं बहु ।
संभृत्वा नाम यो देवस्तं वयं हवामहे यो यो अयज्वनो गृहे ॥ २ ॥
इमा याः पञ्च प्रदिशो मानवीः पञ्च कृष्टयः । वृष्टे शापं नदीरिवेह स्फातिं समावहान् ॥ ३ ॥

અર્થ— ( ओषधयः पयस्वतीः ) ઔષધિઓ રસયુક્ત છે અને ( मामकं वचः पयस्वत् ) મારું વચન પણ સરસવાળું છે. ( अथो ) માટે ( पयस्वतीनां सहस्रशः ) રસવાળી ઔષધિઓનુ હજારો પ્રકારથી ( अहं आभरे ) હું ભરણ-પોષણ કરું છું [ ૧ ]

( पयस्वन्तं बहुधान्यं चकार ) રસવાળું ઘણું અનાજ ઉત્પન્ન કર્યું છે તેની રીત ( अहं वेद ) હું જાણું છું. ( यः यः अयज्वनः गृहे ) જે કંઈ અયાજકના ઘરમાં છે તેને ( संभृत्वा नाम यः देवः ) સંગ્રહ કરી લાવનારો એ નામનો જે દેવ છે, ( तं वयं हवामहे ) તેનું અમે હવન કરીએ છીએ [ ૨ ]

( इमाः याः पञ्च प्रदिशः ) આ જે પાંચે દિશાઓમાં રહેનારી ( मानवीः पञ्च कृष्टयः ) માણસની પાંચ જાતિઓ છે તે ( इह स्फातिं समावहान् ) અહીં વૃદ્ધિને પ્રાપ્ત કરે ( इव ) જે પ્રકારે ( वृष्टे नदीः शापं ) વરસાદ વરસવાના કારણે નદીઓ બધુંજ કંઈ ભરી લાવે છે. [ ૩ ]

ભાવાર્થ— મારું ભાષણ મધુર હોય છે, તેવી જ ઔષધિઓ ઉત્તમ રસયુક્ત હોય છે, માટે હું વિશેષ પ્રકારથી ઔષધિઓનું પોષણ કરું છું. ( ૧ )

રસવાળુ ઉત્તમ ધાન્ય નિર્માણ કરવાનો વિધિ હું જાણું છું. માટે તે દયાળુ ઇશ્વરનું હું યજન કરું છું, જે અયાજક લોકોના ઘરમાં પણ સમૃદ્ધિ કરે છે ( ૨ )

આ પાંચે દિશાઓમાં રહેનારી માનવોની પાંચ જાતિ ઉત્તમ સમૃદ્ધિ પ્રાપ્ત કરે. જેમ નદીઓ વરસાદના કારણે ભરાઇ જાય છે ( ૩ )

उदुत्सं शतधारं सहस्रधारमक्षितम् । एवास्माकेदं धान्यं सहस्रधारमक्षितम् ॥ ४ ॥
शतहस्त समाहर सहस्रहस्त सं किर । कृतस्य कार्यस्य चेह स्फातिं समावह ॥ ५ ॥
तिस्रो मात्रा गन्धर्वाणां चतस्रो गृहपत्न्याः । तासां या स्फातिमत्तमा तया त्वाभि मृशामसि ॥ ६ ॥
उपोहश्च समूहश्च क्षत्तारौ ते प्रजापते । ताविहा वहतां स्फातिं बहुं भूमानमक्षितम् ॥ ७ ॥

---

( **शतधारं सहस्रधारं अक्षितं उत्सं उत्** ) સેંકડો અને હજારો ધારાઓવાળા કાયમ વહેનારા ઝરણાં અથવા તળાવ વગેરે જેમ વૃષ્ટિથી ભરાઇ જાય છે, ( **एव अस्माकं इदं धान्यं** ) તે પ્રકારે અમારું આ ધાન્ય ( **सहस्रधारं अक्षितं** ) હજારો ધારાઓને આપતો અક્ષય થાય. [ ૪ ]

હે ( **शत-हस्त** ) સો હાથવાળા માણસો ! ( **समाहर** ) એકત્ર કરી લઇ આવો. હે ( **सहस्र हस्त** ) હજારો હાથવાળા મનુષ્ય ! ( **सं किर** ) તેને પ્રસારી દે, દાન કર અને ( **कृतस्य कार्यस्य च** ) કરેલા કાર્યની ( **इह स्फातिं समावह** ) અહીં વૃદ્ધિ કર. [ ૫ ]

( **गन्धर्वाणां तिस्रः मात्राः** ) ભૂમિનું ધારણ કરનારાઓની ત્રણ માત્રાઓ અને ( **गृहपत्न्याः चतस्रः** ) ગૃહપત્નીઓની ચાર હોય છે ( **तासां या स्फाति-मत्-तमा** ) તેમનામાં જે અત્યંત સમૃદ્ધિવાળી છે ( **तया त्वा अभि मृशामसि** ) તેનાથી તને અમે સંયુક્ત કરીએ છીએ. [ ૬ ]

હે ( **प्रजापते** ) પ્રજાના પાલક ! ( **उपोहः च** ) ઉઠાવીને લાવનારો અને ( **समूहः च** ) એકત્રિત કરનારો આ બંને ( **ते क्षत्तारौ** ) તારું સહકાર્ય કરનારા છે. ( **तौ इह स्फातिं** ) તે બંને અહિં વૃદ્ધિને લઇ આવે અને ( **बहु अक्षितं भूमानं आवहतां** ) પુષ્કળ અક્ષય ભરપૂરતાને લાવે. [ ૭ ]

---

**ભાવાર્થ**— વરસાદ વરસવાથી તળાવ વગેરે જલાશયો ભરપૂર ભરાઈ જાય છે તે પ્રકારે અમારા ઘરમાં અનેક પ્રકારનું ધાન્ય ભરપૂર અને અક્ષય થઇ જાય ( ૪ )

હે મનુષ્ય ! તુ સો હાથવાળો થઈ ધન પ્રાપ્ત કર અને હજારો હાથવાળો બની તેનું દાન કર. આ પ્રકારે પોતાનું કર્તવ્ય કરી પોતાની ઉન્નતિ કરી લે. ( ૫ )

એમ કરવાથી વધારામાં વધારે સમૃદ્ધિ અમે તમને આપીએ છીએ ( ૬ )

આણનારો અને સંગ્રહ કરનારો એ બંને પ્રજાપાલન કરનારાના સહકારી છે. તેથી તે બંને આ સ્થાને સમૃદ્ધ બની અક્ષય સમૃદ્ધિ પ્રાપ્ત કરે ( ૭ )

# સમૃદ્ધિની પ્રાપ્તિ

## સમૃદ્ધિ-પ્રાપ્તિના ઉપાય

સમૃદ્ધિ પ્રાપ્ત કરવાની ઇચ્છા હરકોઇને હોય છે પણ તે મેળવવાના ઉપાય ઘણા થોડા જાણે છે. સમૃદ્ધિ મેળવવાના કેટલાક રસ્તાઓ આ સૂક્તમાં કહ્યા છે. જે લોક સમૃદ્ધિ પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેમણે આ સૂક્તનું સારી પેઠે મનન કરવું. સમૃદ્ધિ પ્રાપ્તિના માટે પહેલો નિયમ 'મધુર બોલવું' એવો છે—

**पयस्वान् मामकं वचः ।** ( મં. ૧ )

" દૂધ જેમ મધુર મારું બોલવું હોય. " ભાષણમાં મધુરતા, રસયુક્ત, મીઠાસ, સાંભળનારાની તૃપ્તિ કરવાનો ગુણ તેમાં રહે સમૃદ્ધિ પ્રાપ્ત કરવા માટે મધુર ભાષણ કરવાના ગુણની અત્યંત આવશ્યકતા છે. આત્મશુદ્ધિનો તે પહેલો અને આવશ્યક નિયમ છે. તેના પછી સમૃદ્ધિ વધારવાનો બીજો નિયમ છે, " કાળજીથી, હોશિયારીથી ખેતી વધારવી. "

**पयस्वतीनां आभरेऽहं सहस्रशः ।** ( મં. ૧ )
**वेदाहं पयस्वन्तं चकार धान्यं बहु ॥** ( મં. ૨ )

" રસયુક્ત ઔષધીઓને હું હજારો પ્રકારે પોષણ આપું છું, પુષ્કળ ધાન્ય કેવી રીતે ઉત્પન્ન કરવામાં આવે છે તે વિદ્યા હું જાણું છું. " એટલે ઉત્તમ ખેતી કરવાની વિદ્યા જાણવી

અને તે મુજબ ખેતી કરી પોતાનો અનાજનો જથો વધારવો એ સમૃદ્ધિ થવા અત્યંત જરૂરી છે. રસદાર અનાજ પોતાની પાસે ન હોય તો બીજી કોઈ સમૃદ્ધિ થવાથી લાભ થાય નહિ. મધુર ભાષણ કરતો માણસ થયો તો તેની પાસે પુષ્કળ માણસો ભેગા થશે અને તેની પાસે રસયુક્ત અનાજ હોય તો તેઓ આનંદથી તૃપ્ત બની જશે. ત્યાર " બાદ સામુદાયિક ઉપાસના કરવી " સમૃદ્ધિ માટે આવશ્યક હોય છે.

**सम्भृत्वा नाम यो देवस्तं वयं हवामहे**
**यो-यो अयज्वनो गृहे ॥ ( મં. ૨ )**

" જે યજ્ઞ ન કરનારાઓની ઘરમાં પણ ( તેમના પોષણ માટે સમાન રાખે છે તે દયામય ) ભરણુ પોષણ કરનારો દેવ છે તેની ઉપાસના અમે કરીએ છીએ. " પરમેશ્વર બધાનો પાલનહાર છે, તેની કૃપાદષ્ટિ સર્વશ્રેષ્ઠ છે, એવો જે દયામય ઇશ્વર છે, તેની ઉપાસના કરવાથી સમૃદ્ધિ વધી જાય છે. જે દેવ તેનું ભજન-પૂજન ન કરનારાઓને સુદ્ધાં પુષ્ટીનું સાધન આપે છે તે તો યાજકોનું પોષણ કરશે જ, માટે ઇશ્વરની ભક્તિ કરવી સમૃદ્ધિ પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન છે. આ મંત્રમાં " **हवामहे** " એવું બહુવચની પદ આવ્યું છે, એટલે પુષ્કળ લોકોએ ભેગા થઇ ઉપાસના-યજ્ઞ-કરવાનો ભાવ તેથી સ્પષ્ટ થાય છે.

મળીને ઉપાસના કરવાથી અને પહેલા બે નિયમનું પાલન કરવાથી " પાંચે પ્રકારના મનુષ્યોની એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને નિષાદ એ બધાની મળીને ઉન્નતિ થઇ શકે છે. " ( મં. ૩ ) ઉન્નતિનો આજ નિયમ છે. જે પ્રકારે વરસાદ થવાથી નદીમાં પાણી વધે છે નહિ તો નહિ, તેમ ઉપર કહેલા ત્રણ નિયમોનું પાલન થયું તો જ મનુષ્યની ઉન્નતિ નિઃસંશય થશે. વાચકો આ નિયમોને અવશ્ય યાદ રાખે.

સમૃદ્ધિ થવા માટે રસદાર ધાન્યની પુષ્કળતા પોતાની પાસે અવશ્ય હોવી જોઇએ. આ ભાવ વિશેષ દઢ કરવા માટે ચોથા મંત્રમાં " હજારો પ્રકારની મધુર રસધારાઓથી યુક્ત અક્ષય ધાન્યનો સંગ્રહ " પોતાની પાસે રાખવાનો ઉપદેશ કરાયો છે. તે વિશેષ મહત્ત્વનો ઉપદેશ છે.

આ પ્રકારે ધનધાન્યની પુષ્કળતા થયા પછી સ્વાર્થ ઉત્પન્ન થશે અને તે સ્વાર્થના કારણે આત્મોન્નતિ થવી સર્વથા અસંભવિત છે. માટે પાંચમા મંત્રમાં દાન આપવાના સમયે વિષે ઉદારતા રાખવાનો ઉપદેશ કર્યો છે—

**शतहस्त समाहर, सहस्रहस्त सं किर ।** (મં. ૫)

" સો હાથ વડે કમાવો અને હજાર હાથવાળા બની તેનું દાન કરો. " આ ઉપદેશ હરએક માણસે પોતાના હૃદયમાં સ્થિર કરવો અત્યંત જરૂરી છે એવી ઉદાર ભાવના વગર મનુષ્યની ઉન્નતિ થવી અશક્ય છે. ત્યાર પછી વેદ કહે છે કે—

**कृतस्य कार्यस्य चेह स्फातिं समावह ।** ( મં. ૫ )

" આ પ્રકારે પોતાના કર્તવ્યકર્મની અહીં ઉન્નતિ કરો. " આ પહેલાં જે ઉન્નતિના નિયમો કહ્યા છે, તે નિયમો પાલન કરવાથી આપણા કર્તવ્યક્ષેત્રનો વિસ્તાર કરવો. આ ઉપદેશ અત્યંત મનન કરવા યોગ્ય છે. " **कार्यस्य स्फातिं समावह** " " આ શબ્દો પ્રત્યેક માણસના કાર્યક્ષેત્ર વિષે કહેલા છે, બ્રાહ્મણ પોતાનું જ્ઞાનવિષયક કાર્યક્ષેત્ર વધારે, ક્ષત્રિય પોતાના પ્રજારક્ષણરૂપ કાર્યક્ષેત્ર વધારે, વૈશ્ય ખેતી ગોરક્ષણ, વાણીજ્ય વગેરે પોતાનાં કાર્યક્ષેત્રની વૃદ્ધિ કરે, શૂદ્ર પોતાની કારીગરી વધારે અને નિષાદ પોતાના જે જંગલ રક્ષણ નિષયક કર્તવ્યો છે તેની વૃદ્ધિ કરે. આ પ્રકારે બધાની ઉન્નતિ થઇ તો સંપૂર્ણ પંચજનોનું એટલે બધા રાષ્ટ્રનું સુખ વધી શકે છે અને બધાની સામુદાયિક ઉન્નતિ થઇ શકે છે. દરેકે પોતાની ( **स्फाति** ) બઢતી, ઉન્નતિ, વૃદ્ધિ, સમૃદ્ધિ કરવા માટે અવશ્ય કટિબદ્ધ થવું જોઇએ. પોતાની સંપૂર્ણ શક્તિઓનો વિકાસ અવશ્ય કરવો જોઇએ.

### મુખ્ય બે સાધનો

સમૃદ્ધિ પ્રાપ્ત કરવાના બે મુખ્ય સાધનો છે. " **उपोहः** " અને " **समूहः** ", તેમના વિશેષ અર્થ જુઓ—

૧ **उपोहः**– ( **उप+ऊहः** ) એકત્રિત કરવું, સંગ્રહ કરવો, એક સ્થાને લાવવું.

૨ **समूहः**– સમુદાયમાં વહેંચી વર્ગીકરણ કરવું.

પહેલી વાત છે સંગ્રહ કરવો અને બીજી વાત છે તે સંઘરેલા દ્રવ્યોનું વર્ગીકરણ વડે યોગ્ય રીતે વ્યવસ્થિત રાખવું. એથી જ શાસ્ત્ર તૈયાર થાય છે અને વધે છે. વૃક્ષવનસ્પતિઓનો સંગ્રહ કરવાથી અને તેનું વર્ગીકરણ કરવાથી વનસ્પતિશાસ્ત્રની ઉત્પત્તિ થઇ. વસ્તુ સંગ્રહાલયમાં જુઓ, ત્યાં પદાર્થોનો સંગ્રહ કરવામાં આવે છે અને તેમને વર્ગોમાં સુવ્યવસ્થિત રાખવામાં આવે છે. જો એમ ન કરવામાં આવે તો એ સંગ્રહાલયોથી કંઇ જ લાભ થશે નહિ. તે જ પ્રકારે પોતાના ઘરમાંની વસ્તુઓનો સંગ્રહ કરવો જોઇએ અને તેને

પોતપોતાના યોગ્ય ક્રમપૂર્વક સુવ્યવસ્થાથી રાખવાં જોઈએ. ત્યારે જ ઉન્નતિ અને સમૃદ્ધિ થઈ શકે છે.

સાતમાં મંત્રમાં " उपोहः ( સંગ્રહ ) અને समूहः સમુદાયમાં વર્ગીકરણ કરવું " આ બે વાતો સમૃદ્ધિની સાધક એવી કહેલી છે. આ ઘણો મહત્ત્વનો વિષય છે. માટે વાચકો એનું મનન કરે અને પોતાના જીવનભર લાભ આપનારો આ ઉત્તમ ઉપદેશ છે એમ જાણી તેથી ઘણો લાભ કરી લે.

સંગ્રહ અને વર્ગીકરણ ઉન્નતિના સાધક છે તે વિષે સાતમા મંત્રનું કહેવું સ્પષ્ટ જ છે—

तौ इह स्फातिं आ वहताम् ।
अक्षितं वहुं भूमानम् ॥ ( મં. ૭ )

" તે ( એટલે સંગ્રહ અને વર્ગીકરણ એ બંને ) આ સંસારમાં ( स्फातिं ) સમૃદ્ધિ આપે છે અને ( भूमानं ) પુષ્કળ ધન અથવા વિશેષ મહત્ત્વ આપે છે. "

જેને સમૃદ્ધિ અને ધન જોઈએ તે આ ગુણોને અપનાવે અને તેથી પોતાનો લાભ સિદ્ધ કરે. જે લોક અભ્યુદય પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે તેઓએ આ સૂક્તનું ઘણું મનન કરવું જોઈએ. ઓછામાં ઓછું આ સૂક્તમાં કહેલો મહત્ત્વપૂર્ણ ઉપદેશ છે તે તો કદિ ભૂલવો ન જોઈએ. જે વાચકો આ સૂક્તનું મનન કરશે તે પોતાના અભ્યુદયનો માર્ગ આ સૂક્તના વિચારો ઉપરથી નિઃસંશય જાણી શકે છે.

---

# ઘેરી ઉંઘ

## કાંડ ૪, સૂક્ત ૫

( ऋषिः- ब्रह्मा । देवता - स्वापनं, ऋषभः । )

सहस्रशृङ्गो वृषभो यः संमुद्रादुदाचरत् । तेनां सहस्येना वयं नि जनान्त्स्वापयामसि ॥ १ ॥
न भूमिं वातो अति वाति नाति पश्यति कश्चन । स्त्रियश्च सर्वाः स्वापय शुनश्चेन्द्रसखा चरन् ॥ २ ॥
प्रोष्ठेशयास्तल्पेशया नारीर्या वह्यशीवरीः ।
स्त्रियो याः पुण्यगन्धयस्ताः सर्वाः स्वापयामसि ॥ ३ ॥
एजदेजदजग्रभं चक्षुः प्राणमजग्रभम् । अङ्गान्यजग्रभं सर्वा रात्रीणामतिशर्वरे ॥ ४ ॥

---

અર્થ— ( सहस्रशृंगः वृषभः ) હજાર સીંગડાવાળો એટલે હજારો કિરણોથી યુક્ત બળવાન્ ચન્દ્ર ( यः समुद्रात् उदाचरत् ) જે સમુદ્રથી ઉદય પામ્યો છે ( तेन सहस्येन ) તે બળવાનની સહાયતાથી ( वयं जनान् नि स्वापयामसि ) અમે લોકોને સુવાડી દઈએ છીએ. [ ૧ ]

( न वातः भूमिं अति वाति ) આ સમયે ન તો પવન ભૂમિ ઉપર વધારે ચાલે છે, ( न कश्चन अतिपश्यति ) અથવા ન કોઈ ઉપરથી જુએ છે, ( इन्द्रसखा चरन् ) ઇન્દ્રનો મિત્ર બની વહેનારો તું પવન ( सर्वाः स्त्रियः शुनः च स्वापय ) બધી સ્ત્રીઓને અને કુતરાઓને સુવાડી દે. [ ૨ ]

( प्रोष्ठ-शयाः तल्पे-शयाः ) પલંગ ઉપર સુઈ જનારીઓ, ખાટલા ઉપર સુઈ જનારીઓ ( वह्य-शीवरी ) હિંચકા વગેરે ઉપર સુઈ જનારી ( याः नारीः ) જે સ્ત્રીઓ છે ( याः पुण्यगन्धाः स्त्रियः ) જે પુણ્ય ગંધવાળી સ્ત્રીઓ છે. ( ताः सर्वाः स्वापयामसि ) તે બધાને અમે સુવાડી દઈએ છીએ. [ ૩ ]

( एजत्-एजत् चक्षुः अजग्रभम् ) આમ તેમ રખડનારી આંખોને હું નિગ્રહમાં રાખી છે, તેજ પ્રકારે ( प्राणं अजग्रभम् ) પ્રાણને પણ મેં કાબુમાં રાખ્યો છે, ( रात्रीणां अतिशर्वरे ) રાતના અંધારામાં ( सर्वा अंगानि अजग्रभम् ) બધા અંગોને મેં નિગ્રહમાં રાખ્યા છે. [ ૪ ]

य आस्ते यश्चरति यश्च तिष्ठन्विपश्यति । तेषां सं दध्मो अक्षीणि यथेदं हर्म्यं तथा ॥ ५ ॥
स्वप्तु माता स्वप्तु पिता स्वप्तु श्वा स्वप्तु विश्पतिः ।
स्वपन्त्वस्यै ज्ञातयः स्वप्त्वयमभितो जनः ॥ ६ ॥
स्वप्न स्वप्नाभिकरणेन सर्वं नि ष्वापया जनम् ।
ओत्सूर्यमन्यान्त्स्वापयाव्युषं जागृतादहमिन्द्र इवारिष्टो अक्षितः ॥ ७ ॥

અર્થ— ( यः आस्ते, यः चरति ) જે બેસે છે, જે ચાલે છે, ( यः तिष्ठन् वि पश्यति ) જે ઉભો રહી જુએ છે, ( तेषां अक्षीणि संदध्मः ) તેમની આંખો અમે બંદ કરીએ છીએ જેમ ( यथा इदं हर्म्यं तथा ) આ મંદિરના દ્વાર બંદ કરાય છે. [ ૫ ]

( माता स्वप्तु, पिता स्वप्तु ) માતા સુઇ જાય, પિતા સુઇ જાય ( श्वा स्वप्तु, विश्पतिः स्वप्तु ) કુતરૂં સુઇ જાય અને પ્રજારક્ષક સુઇ જાય, ( अस्यै ज्ञातयः स्वपन्तु ) એની જાતિના લોકો સુઇ જાય, ( अयं जनः अभितः स्वप्तु ) આ બધા ચારે તરફના લોકો ઉંઘી જાય. [ ૬ ]

હે ( स्वप्न ) ઉંઘ ! ( स्वप्न-अभिकरणेन ) ઉંઘના ઉપાયથી ( सर्वं जनं नि ष्वापय ) બધા લોકોને સુવડાવી દે. ( अन्यान् जनान् उषं वि आ-उत-सूर्यं स्वापय ) બીજા લોકોને સૂરજનો ઉદય થતા સુધી-સુવડાવી દે. પણ ( अहं इन्द्र इव ) હું શૂર પુરુષની જેમ ( अ-रिष्टः अ-क्षितः ) નાશરહિત અને ક્ષયરહિત થઇને ( जागृतात् ) જાગતો રહું. [૭]

[ આ સૂકત અત્યંત સરળ હોવાના કારણે તેનો ભાવાર્થ આપવાની જરૂર નથી. ]

### ઘેરી ઉંઘ લાવવાનો ઉપાય

આ સૂકતમાં મનની દૃઢ ભાવનાથી ઘેરી ઉંઘ પ્રાપ્ત કરવાનો ઉપાય બતાવ્યો છે. ચંદ્રમા ઉગ્યો હોય તો તેની શાંતિનું ધ્યાન કરવાથી મન શાંત બની ઘેરી ઉંઘ આવી શકે છે. ( મં. ૧ ) ઠંડો પવન વહે છે એવી ભાવનાથી પણ ઘેરી ઉંઘ આવી શકે છે. ( મં. ૨ ) આંખ, અવયવો, પ્રાણ વગેરેને શાંતિ આપવાથી પણ ઉંઘ આવી શકે છે. ( મં. ૪ ) જુવાન સ્ત્રીઓ અને પુરુષો પ્રયત્નપૂર્વક પોતાની વૃત્તિઓ શાંત બનાવી નિદ્રા પ્રાપ્ત કરી શકે છે. મનની શાંતિ વધારવી જોઇએ, જેથી સુખપૂર્વક તે ઉંઘી શકે છે. પાસે રક્ષણ માટે કુતરાઓને સુવડાવવા. ( મં. ૬ ) જે સંરક્ષક પુરુષો હોય તે બીજાને શાંતિથી ઉંઘવા દે પણ પોતે સારી રીતે જાગ્રત રહી બધાનું રક્ષણ કરે. ( મં. ૭ )

---

## ઐશ્વર્યમય સંકટ

### કાંડ ૫, સૂકત ૭

( ऋषिः- अथर्वा । देवता- बहुदैवत्यम् । )

आ नो भर मा परि ष्ठा अराते मा नो रक्षीर्दक्षिणां नीयमानाम् ।
नमो वीर्त्साया असमृद्धये नमो अस्त्वरातये ॥ १ ॥

અર્થ— હે ( अराते ) દાન ન આપનાર ! ( नः आभर ) અમને ભરપૂર ધન આપ, અમારાથી ( मा परि स्थाः ) છૂટો થઇશ નહિ, ( नः नीयमानां दक्षिणां मा रक्षीः ) અમે આપેલી દક્ષિણાને તારી પાસે રાખતો નહિ. એવી ( वीर्त्सायै असमृद्धये नमः ) ઇર્ષ્યાયુકત અસમૃદ્ધિને નમસ્કાર હો અને ( अरातये नमः अस्तु ) દાન ન આપનારાને દૂરથી નમસ્કાર હો. [ ૧ ]

ભાવાર્થ— દાન આપવાનો ગુણ સંપત્તિનો સંગ્રહ કરે છે, માટે તે ગુણ કેટલીક મર્યાદા સુધી વેગળો ન થાય. પણ આપવા યોગ્ય દક્ષિણાનું દાન કમી ન થાય. એવી મર્યાદા સુધીની કંજુસાઇ અને અસમૃદ્ધિનો અમે આદર કરીએ છીએ. ( ૧ )

यमरा॑ते पुरो॒धत्से॒ पुरु॑षं परिरा॒पिण॑म् । नम॑स्ते॒ तस्मै॑ कृण्मो॒ मा व॒निं व्य॑थयी॒र्मम॑ . ॥ २ ॥
प्र णो॑ व॒निर्दे॒वकृ॑ता॒ दिवा॒ नक्तं॑ च कल्पताम् । अरा॑तिमनु॒प्रेमो॑ व॒यं नमो॑ अ॒स्त्वरा॑तये ॥ ३ ॥
सर॑स्वती॒मनु॑मतिं॒ भगं॒ यन्तो॑ हवामहे । वाचं॑ जु॒ष्टां मधु॑मतीमवादिषं दे॒वानां॑ दे॒वहू॑तिषु ॥ ४ ॥
यं याचा॒म्यहं॒ वा॒चा सर॑स्वत्या मनो॒युजा॑ । श्र॒द्धा तम॒द्य वि॑न्दतु द॒त्ता सोमे॑न ब॒भ्रुणा॑ ॥ ५ ॥
मा व॒निं मा वाचं॑ नो॒ वीर्त्सी॑रु॒भावि॑न्द्रा॒ग्नी आ भ॑रतां नो॒ वसू॑नि ।
सर्वे॑ नो अ॒द्य दित्स॒न्तोऽरा॑तिं॒ प्रति॑ हर्यत ॥ ६ ॥
प॒रोऽपे॑ह्यसमृद्धे॒ वि ते॑ हे॒तिं न॑यामसि । वेद॑ त्वा॒हं नि॒मीव॑न्तीं नितु॒दन्ती॑मराते ॥ ७ ॥

---

अर्थ— હે ( अराते ) અદાની ! ( यं परिरापिणं पुरुषं पुरोधत्से ) જે બડબડ કરનાર પુરુષને તું આગળ કરે છે ( ते तस्मै नम कृण्म ) તારા તે પુરુષને અમે નમસ્કાર કરીએ છીએ પરંતુ ( मम वनिं मा व्यथयीः ) મારા મનની ઇચ્છાને તું પીડા કરતો નહિ [ २ ]

( नः देवकृता वनिः ) અમારી દેવો દ્વારા નિર્મિત ઇચ્છા ( दिवा नक्तं च कल्पतां ) દિવસ અને રાત્ર સમર્થ બને. ( वयं अरातिं अनुप्रेमः ) અમે અદાન શીલતાને પ્રાપ્ત થઇએ. ( अरातये नमः अस्तु ) અદાન શક્તિને નમસ્કાર હો [ ३ ]

( यन्तः सरस्वतीं अनुमतिं भगं हवामहे ) હલચલ કરનારા અમે વિદ્યા, સુમતિ અને ઐશ્વર્યને પાસે બોલાવીએ છીએ. ( देवहूतिषु देवानां जुष्टां वाचं अवादिषं ) દેવોને બોલાવવાના પ્રસંગે દેવોના માટે હું પ્રિય વચનોજ બોલુ છુ. [ ४ ]

( यं अहं मनोयुजा सरस्वत्या वाचा याचामि ) જેથી હું ઉત્તમ મનથી યુક્ત જ્ઞાનમય વાણીને માગું છુ ( तं अद्य बभ्रुणा सोमेन दत्ता ) તેને આજે ભરણ પોષણ કરનાર સોમે આપેલી ( श्रद्धा विन्दतु ) શ્રદ્ધા પ્રાપ્ત થાય. [ ५ ]

( नः वनिं मा ) અમારી ભક્તિને કમી કરતા નહિ અને ( वाचं मा वि ईर्त्सीः ) વાણીને પણ રોકતા નહિ. ( उभौ इन्द्राग्नी नः वसूनि आभरतां ) બંને ઇન્દ્ર અને અગ્નિ અમને ધન પ્રાપ્ત કરાવે ( न दित्सन्तः सर्वे ) અમને દાન કરનારા બધા તમે ( अरातिं प्रतिहर्यत ) અદાનશીલતાને વિરોધની સાથે પ્રાપ્ત થાઓ. [ ६ ]

હે ( असमृद्धे ) અસમૃદ્ધિ ! ( परः अपः इहि ) દૂર ચાલી જા ( ते हेतिं विनयामसि ) તારા શસ્ત્રને અમે અલગ કરીએ છીએ. હે ( अराते ) ! અદાનશીલતા ! ( अहं त्वा निमीवन्तीं नितुदन्तीं वेद ) હું તને નિર્બળ કરનારી અને અંદરથી શોષનારી એમ જાણું છું [ ७ ]

---

ભાવાર્થ— જે પુરુષ પર ઉપર કહ્યા મુજબની અદાનશીલતાનો પ્રભાવ થયો છે, તેને પણ અમે નમસ્કાર કરીએ છીએ, છતાં પણ મારા મનની ઇચ્છાઓને તેનાથી વ્યથા ન પહોંચે. ( २ )

દેવો વડે પ્રેરિત થએલી અમારી સદિચ્છાઓ દિવસ અને રાત વધતી રહે અમને ઉપર કહ્યા મુજબની અદાનશીલતા પ્રાપ્ત થાય ( ३ )

અમે હલચલ કરનારા લોકો વિદ્યા, સુમતિ અને ઐશ્વર્યની ઇચ્છા કરીએ છીએ અમે હમેશા પ્રિય ભાષણ કરીશું. ( ४ )

હું ઉત્તમ સુસંસ્કૃત મન અને જ્ઞાનમય વાણીને ચાહું છું ઉત્તમ શ્રદ્ધા પણ અમને બધાને પ્રાપ્ત થાય ( ५ )

અમારી સદિચ્છા કદિ કમી ન થાય અને વાણી ન રોકાય, દેવ અમને ધન આપે દાન આપનારા બધા દાની ઉપર કહ્યા મુજબના પ્રકારની અદાનશીલતાને દૂરથી નમસ્કાર કરે. ( ६ )

અસમૃદ્ધિ દૂર ચાલી જાય. તારા આઘાતને અમે દૂર હટાવીએ છીએ હું જાણુ છુ કે અસમૃદ્ધિથી નિર્બળતા થાય છે અને તે અંદરથી કષ્ટ આપે છે ( ७ )

उत नग्ना बोभुवती स्वप्नया सचसे जनम् । अराते चित्तं वीर्त्सन्त्याकूर्तिं पुरुषस्य च ॥ ८ ॥
या महती महोन्माना विश्वा आशा व्यानशे । तस्यै हिरण्यकेश्यै निर्ऋत्या अकरं नमः ॥ ९ ॥
हिरण्यवर्णा सुभगा हिरण्यकशिपुर्मही । तस्यै हिरण्यद्रापयेऽरात्या अकरं नमः ॥ १० ॥

અર્થ— હે ( अराते ) ! અદાનશીલતા ! ( उत नग्ना बोभुवती ) વધારે નાગી થઇ ( जनं स्वप्नया सचसे ) માણસને આળસથી યુક્ત કરે છે. આ પ્રકારે ( पुरुषस्य चित्तं आकूतिं च वि ईर्त्सन्ति ) માણસનું ચિત્ત અને સંકલ્પને મલીન કરે છે. [ ૮ ]

( या महती महोन्माना ) જે મોટી અને વિશાળ હોવાના કારણે ( विश्वा आशा व्यानशे ) બધી દિશાઓમાં પ્રસરેલી છે. ( तस्यै हिरण्यकेश्यै निर्ऋत्यै ) તે સોનાના જેવા વાળવાળી વિપત્તિને ( नमः अकरं ) હું નમસ્કાર કરૂં છું. [૯]

( हिरण्यवर्णा सुभगा ) સોનાના જેવા વર્ણવાળી, ઐશ્વર્યવાળી ( मही हिरण्यकशिपुः ) મોટી સોનાના વસ્ત્રવાળી છે ( तस्यै हिरण्यद्रापये अरात्यै ) તે તે સોનાના વસ્ત્રોથી આચ્છાદિત અદાનશીલતા માટે ( नमः अकरं ) નમસ્કાર કરૂં છું. [ ૧૦ ]

ભાવાર્થ— કજુંસી માણસને નાગો અને આળસુ બનાવે છે અને માણસના અંતઃકરણને અને સંકલ્પને મલીન બનાવે છે. (૮) તે ઘણી વિશાળ છે અને બધે જ પ્રસરે છે. તે સોનાના જેવા રંગવાળી વિપત્તિને દૂરથી જ નમસ્કાર હો. ( ૯ ) સોનાની જેમ સુંદર, ઐશ્વર્યયુક્ત, સોનાના આભૂષણોવાળી તે અદાનશીલતાને અમે દૂરથી જ નમસ્કાર કરીએ છીએ (૧૦)

---

# ઐશ્વર્યમય સંકટ

## વિપત્તિપૂર્ણ સંપત્તિ

આપત્તિપૂર્ણ વિપત્તિ અને સંપત્તિમય વિપત્તિ, એવી બે પ્રકારની વિપત્તિઓ છે. તે બંને નિંદાસ્પદ જ છે; પણ વેદમાં પહેલીનો પૂર્ણ નિષેધ અને બીજીનો કેટલાક નિયમોથી નિષેધ કરેલો છે. જે પરિપૂર્ણ નિર્ધનતાની સાથે અનંત–અગણિત આપત્તિઓ લાવે છે તે આપત્તિપૂર્ણ વિપત્તિ કહેવાય છે. આ અવસ્થા તો પુરુષાર્થથી દૂર કરવી જોઇએ. પણ બીજી જે સંપત્તિયુક્ત વિપત્તિ છે, જેને ભાષામાં ' કજુંસાઇ ' કહે છે. તે અવસ્થામાં મનુષ્ય પાસે સંપત્તિ પુષ્કળ રહે છે પણ દાન ન કરવાના કારણે ઘરમાં પુષ્કળ ધન હોવા છતાં તેની સ્થિતિ કંગાલ જેવી હોય છે. આ અવસ્થા પણ દૂરથી નમસ્કાર કરવા લાયક છે અને તેનું જ વર્ણન આ સૂક્તમાં કરેલું છે.

વાચકોએ એવા માણસની કલ્પના પોતાના મનમાં કરવી કે જે પુષ્કળ ધનવાન છે પણ અત્યંત કંજુસ છે। અત્યંત આવશ્યક ધર્મકૃત્યો માટે પણ દાન આપતો નથી, એવો મનુષ્ય સંપત્તિયુક્ત વિપત્તિથી ઘેરાએલો હોય છે. તેનું વર્ણન આ સૂક્તના નવમા અને દસમા મંત્રમાં કરેલું છે. જે વાચકો આ બંને મંત્રોનો આશય સારી પ્રકારે સમજશે તેમને આ સૂક્તનો સારાંશ સમજવામાં કોઇ કઠીનતા પડશે નહિ.

નવમા મંત્રમાં ( हिरण्यकेशी निर्ऋती ) સોનાના વાળવાળી વિપત્તિનું વર્ણન છે અહીં વાળોમાં સોનું ભરેલું છે. એવી આ ધનયુક્ત નિર્ધનતા છે. આવાને ધન પાસે હોવા છતાં નિર્ધન કહેવાય છે. તેનું વધુ વર્ણન દસમાં મંત્રમા જુઓ—

हिरण्यवर्णा, सुभगा हिरण्यकशिपुः मही,
हिरण्यद्रापी अरातिः । ( મં. ૧૦ )

" સોનાના વર્ણથી યુક્ત, ઉત્તમ ભાગ્યવતી, સોનાના શરીરથી યુક્ત, મોટી અને સોનાના કપડા પહેરનારી આ અદાનશીલતા છે. " જે ધનવાનની પાસે સોનુ, ચાંદી પુષ્કળ છે, બીજું ઐશ્વર્ય જેટલું જોઇએ તેની કરતાં પણ વધારે છે, દરેક ઠેકાણે સોનાના ઢગલા ભરેલા છે, ઘરમાં કપડાં, વાસણ અને બીજા સાધનો પણ સોનાના બનાવેલાં છે, એવા મહા ધનવાન પુરુષમાં જે દાન ન આપવાની ભાવના હોય છે તેનું નામ " ધનયુક્ત નિર્ધનતા " છે. નિર્ધન મનુષ્યે દાન ન

*

કરવું સમર્થનીય છે, કારણ કે તેની પાસે આપવા કંઈ પણ નથી, પણ જે મનુષ્ય સંપત્તિથી ભરપૂર છે અને છતાં સત્કર્મ માટે યોગ્ય દાન આપતો નથી તેને તો દૂરથી જ ( **नमः अकरं।** મં. ૧૦ ) નમસ્કાર કરવો જોઈએ. તેની પાસે જવું પણ યોગ્ય નથી. આ પ્રકારની ધનયુકત વિપત્તિ ઘણાં ઠેકાણે દેખાય છે. તે વિષે નવમા મંત્રમાં કહ્યું છે—

**या महती महोन्माना विश्वा आशाव्यानशे ।**
( મં. ૯ )

" આ સંપત્તિમય વિપત્તિ ઘણી મોટી અને બધી દિશાઓમાં પ્રસરેલી છે." એટલે તેના વગર કોઈ દિશા ખાલી નથી. હરકોઈ દિશાઓમાં આ સંપત્તિમય વિપત્તિમાં ડુબેલા લોકો છે જ. કોઈ ગામ તેના વગર ખાલી નથી. પોતાની શકિત કરતા વધારે દાન આપનારા અથવા જનતાના કલ્યાણ માટે આત્મસર્વસ્વનુ પૂર્ણપણે સમર્પણ કરનારા ઉદાર દાની મહાત્મા પુરુષો થોડા જ હોય છે. પણ પુષ્કળ લોકો અલ્પદાન કરનારા અથવા બિલકુલ દાન ન આપનારા એવા પુષ્કળ હોય છે. માટે નવમા મંત્રમાં કહ્યું છે કે, " આ દાનહીનતા ઘણી વિશાળ અને બધે જ પ્રસરેલી છે " કોઈ નગર તેના વગરનું નથી. પ્રશસ્ત કર્મ કરવા માટે ધનની ભીખ માંગનારા ધર્મસેવક કોઈ પણ નગરમાં જાય ત્યાં આ પ્રકારના ધનવાન હોવા છતાં નિર્ધનના જેમ વ્યવહાર કરનારા લોકો જ તેમને ચારે તરફ દેખાય છે. આ કંજુસીથી શું થાય છે, તે જુઓ–

### કંજુસાઈથી અધ:પાત

**नग्ना वोभुवती स्वप्नया जनं सचते ।**
**अरातिः पुरुषस्य चित्तं आकूर्ति च वीत्सयन्ती ॥**
( મં. ૮ )

" આ કજુંસાઈ પોતે નાગી રહેવા જેમ લોકોને પણ નાગા બનાવે છે અને તેમને આળસુ પણ બનાવે છે. આ કંજુસાઈ મનુષ્યના ચિત્ત અને સંકલ્પને મલીન કરી નાંખે છે. ઉદારચિત્ત દાની પુરુષ જેમ હમેશા પ્રસન્નચિત્ત રહે છે અને એને જેમ ચારે તરફ મિત્રો મળે છે તે પ્રકારે દાન ન આપનાર કંજુસને નથી, તે હમેશા આળસુ હોય છે અને તેનું ચિત્ત અને સંકલ્પ મલીન હોય છે. તેનામાં કદિ પ્રસન્નતા હોતી નથી. આ કેટલી હાની છે, તેનો વિચાર વાચકોએ કરવો અને કંજુસાઈથી બચવા પ્રયત્ન કરવો. કારણ કે તે મનુષ્યને માણસાઈમાંથી પણ નીચો કરે છે. તેથી સાતમા મંત્રમાં કહ્યું છે—

**असमृद्धे ! परः अपेहि ते हेतिं विनयामसि ।**
**अराते ! अहं त्वा निमीवन्तीं नितुदन्तीं वेद ॥**
( મં. ૭ )

" હે અસમૃદ્ધિ ! તું દૂર નાસી જા તારા શસ્ત્રો અમે દૂર હટાવી દઈએ છીએ, હું સારી પેઠે જાણું છું કે તું લોકોને નબળો બનાવનારી અને અંદરથી દુઃખ આપનારી છે." ખરું જોતાં આ દાનહીનતા કષ્ટ આપનારી છે માટે તેને દૂર કરવી જોઈએ. કોઈએ તેના આધીન ન થવુ જોઈએ. કારણ કે આ નિર્બળતા વધનારી અને અંદરથી કષ્ટ આપનારી છે. તેથી મનુષ્યનુ અધઃપતન થાય છે. માટે કહ્યું છે કે—

**अरातिं प्रतिहर्यत ।** ( મં. ૬ )

" કંજુસાઈનો વિરોધ કરો. " વિરોધ કરી પોતાની અંદર કંજુસાઈ ન રહે એવી વ્યવસ્થા કરો અને પોતાની અંદર—

**अद्य सर्वे दित्सन्तः ।** ( મં. ૬ )

" આજે જ બધા દાન આપવા માટે ઉત્સુક બનો " આપણામાં કોઈ કંજુસ ન રહે. સમાજ એવા ઉદારચિત્ત, દાની, મહાત્માથી યુક્ત થાય અને કદિ કંજુસોથી યુક્ત ન થાય.

### હાર્દિક ઇચ્છા

આપણી હાર્દિક ઇચ્છા શું હોવી જોઈએ ! તે વિષે વિચાર કરતી વેળા નીચે આપેલા મંત્રભાગ આપણી સામે આવે છે.

१ यन्तः सरस्वतीं अनुमतीं भगं हवामहे । ( મં. ૪ )
२ जुष्टां मधुमतीं वाचं अवादिषम् । ( મં. ૪ )
३ सरस्वत्या मनोयुजा वाचा यं याचामि तं अद्य श्रद्धा विन्दतु । ( મં. ૫ )

" ( ૧ ) અમે પ્રગતિનો પ્રયત્ન કરનારા લોકો વિદ્યા, સુમતિ અને ઐશ્વર્ય ઇચ્છીએ છીએ. ( ૨ ) અમે સેવન કરવા જેવી મીઠી વાતો જ કરીએ છીએ ( ૩ ) વિદ્યા અને સુવિચારથી યુક્ત સુસંસ્કૃત વાણીથી જેની પાસે અમે માગીએ છીએ, તેનામાં આપવાની શ્રદ્ધા હોય. " વાસ્તવિક અમે એમ ઇચ્છીએ છીએ કે અમને બધાને વિદ્યા, સુબુદ્ધિ અને સંપત્તિ પ્રાપ્ત થાય. અમે તેથી જ મધુર વાણીથી બોલીએ છીએ. અમે શ્રેષ્ઠ સત્કર્મ કરવા ઇચ્છીએ છીએ, તે કર્મો માટે જેની પાસે ધન વગેરેની યાચના કરીશું, તેનામાં આપવાની બુદ્ધિ રહે. આ પ્રકારના દાનથી જનતાની ભલાઈનાં પ્રકારતતમ

કર્મ કરાય છે જેથી બધાનો ઉદ્ધાર થશે અને બધાનું યશ વધશે. તેમજ—

**१ नः देवकृता वनिः दिवा नक्तं वर्धताम् । ( મં. ૩ )**
**२ नः वनिं वाचं मा वीर्त्सीः । ( મં. ૬ )**

" દેવો દ્વારા બનાવેલી અમારી આ શ્રદ્ધામય બુદ્ધિ રાત અને દિવસ વધતી રહે. ( ૨ ) આ શ્રદ્ધા-ભક્તિયુક્ત વાણી માં ઘટ ન આવે " એટલે દાન બુદ્ધિ પરોપકારનો ભાવ અને આત્મસર્વસ્વ સમર્પણની શ્રદ્ધા અમારામાં સ્થિર રહે અને વધે. આ ધર્મબુદ્ધિથી પરસ્પર સહાયતા કરતાં અમને ઉન્નતિ પ્રાપ્ત થાય.

અહીં સુધી આ સૂક્તના આઠ મંત્રોનો વિચાર થયો. તેથી વાચકોને જ્ઞાન થશે કે આ સૂક્તનો મુખ્ય ઉપદેશ શું છે? દાન ન આપવું અથવા કંજુસાઈનું સ્તોત્ર કરવાનો વિચાર એમાં નથી; પણ મનુષ્યની પ્રગતિને હાની કરનારી કંજુસાઈ-નો નાશ કરી ઉચ્ચતા સ્થાપન કરનારી શ્રદ્ધાપૂર્ણ દાન શીલતા ની તરફ લઈ જવું એ આ સૂક્તને અભીષ્ટ છે.

પહેલા મંત્રમાં પણ દાન ન આપવું એવી પ્રવૃત્તિને દૂરથી નમન કરેલું છે. જે કંજુસાઈ ( **दक्षिणां मा रक्षीः** ) દાન આપવામાં ક્ષતિ ઉત્પન્ન કરતી નથી, એટલે દાન આપવા માટે કાઢેલું ધન પણ ફરી પોતાની પેટીમાં બંધ ન કરતાં એટલે પોતાની યોગ્યતાની લાયક દાન આપે છે તે ખરાબ નથી. તે સંગ્રહવૃત્તિથી ( **आ भर** ) પોતાની પાસે ભરપૂર ધન ભરી દે અને જે પ્રમાણમાં ખજાનો ભરાશે તે પ્રમાણમાં દાન પણ અપાશે. પણ જે ( **अराति** ) કંજુસાઈ અસમૃદ્ધિ કંગાલ હાલતનું પ્રદર્શન કરાવે છે અને ( **वीर्त्सा** ) મલીનતાયુક્ત વ્યવહાર કરાવે છે, તે હાનિકારક છે આ પ્રથમ મંત્રનો ભાવ વિચાર કરવા યોગ્ય છે. તેનો ભાવાર્થ એમ છે કે યોગ્ય પ્રમાણમાં સંગ્રહ કરવો અને યોગ્ય એવું દાન પણ આપવું. જે કંજુસાઈ કંગાલ જેવી દેખાય છે તે હાનિકારક છે. ધન પાસે હોવા છતાં પણ કંગાલની જેમ વ્યવહાર કરવાની બુદ્ધિ થાય તે હાનિકારક છે. માણસમાં ભલે મોટો ઔદાર્યગુણ ન હોય પણ ધન હોવા છતાં કંગાલ જેવી વૃત્તિ તો ન જ રહેવી જોઈએ.

આ પ્રકારનો આ સૂક્તનો આશય છે જો કે આ સૂક્તમાં અદાનશીલતાને નમન કર્યું છે, તો પણ તે તો તેવી વૃત્તિને દૂર કરવા માટે છે. આ દૃષ્ટિથી વિચાર કરવાથી આ સૂક્તમાં મોટો ગંભીર આશય છે આ વાત વાચકોના ધ્યાનમાં આવી જશે. આ સૂક્ત ઘણું કઠણ છે, સહેલાઈથી સમજાય એવું સુગમ નથી. તો પણ જો વાચકો આ સ્પષ્ટીકરણમાં બતાવેલી રીતે તેનું મનન કરશે તો તેઓ આ સૂક્તનો આશય સહેલાઈથી જાણી શકશે.

---

# ઘાતક પ્રયોગ પાછો ફેરવવો

## કાંડ ૫, સૂક્ત ૧૪

( ऋषिः- शुक्रः । देवता- वनस्पतिः, कृत्याप्रतिहरणम् । )

सुपर्णस्त्वान्वविन्दत्सूकरस्त्वाखनन्नसा । दिप्सौषधे त्वं दिप्सन्तमव कृत्याकृतं जहि ॥ १ ॥
अव जहि यातुधानानव कृत्याकृतं जहि । अथो यो अस्मान्दिप्सति तमु त्वं जह्योषधे ॥ २ ॥

---

અર્થ— ( **सुपर्णः त्वा अन्वविन्दत्** ) ગરૂડે તને પ્રાપ્ત કરી અને ( **सूकरः त्वा नसा अखनत्** ) ભુંડે તને પોતાના નાક વડે ખોદી છે. હે ઔષધ! ( **त्वं दिप्सन्तं दिप्स** ) તું નાશકનો નાશક અને ( **कृत्याकृतं अवजहि** ) હિંસા કરનારને મારી નાખ. [ ૧ ]

( **यातुधानान् अवजहि** ) યાતના આપનારાઓને મારી નાખ. ( **कृत्याकृतं अवजहि** ) કૃત્યાને નાખ. ( **अथो यः अस्मान् दिप्सति** ) અને જે અમને મારવા ઇચ્છે છે, હે ઔષધિ! ( **तं उ त्वं जहि** ) માર. [ ૨ ]

रिश्यस्येव परीशासं परिकृत्य परि त्वचः । कृत्यां कृत्याकृते देवा निष्कमिव प्रति मुञ्चत ॥ ३ ॥
पुनः कृत्यां कृत्याकृते हस्तगृह्य परा णय । समक्षमस्मा आ धेहि यथा कृत्याकृतं हनत् ॥ ४ ॥
कृत्याः सन्तु कृत्याकृते शपथः शपथीयते । सुखो रथ इव वर्ततां कृत्या कृत्याकृतं पुनः ॥ ५ ॥
यदि स्त्री यदि वा पुमान्कृत्यां चकार पाप्मने । तामु तस्मै नयामस्यश्वमिवाश्वाभिधान्या ॥ ६ ॥
यदि वासि देवकृता यदि वा पुरुषैः कृता । तां त्वा पुनर्णयामसीन्द्रेण सयुजा वयम् ॥ ७ ॥
अग्ने पृतनाषाट् पृतनाः सहस्व । पुनः कृत्यां कृत्याकृते प्रतिहरणेन हरामसि ॥ ८ ॥
कृतव्यधनि विध्य तं यश्चकार तमिज्जहि । न त्वामचक्रुषे वयं वधाय सं शिशीमहि ॥ ९ ॥
पुत्र इव पितरं गच्छ स्वज इवाभिष्ठितो दश । बन्धमिवावक्रामी गच्छ कृत्ये कृत्याकृतं पुनः ॥१०॥

---

અર્થ— હે ( देवाः ) દેવો ! ( रिश्यस्य परिशासं इव ) હિંસકને ચારો તરફથી ખૂંચનારાઓ જેમ અને ( निष्कं इव ) સુવર્ણ આભૂષણોની જેમ ( त्वचः परि परिकृत्य ) ચામડીની ઉપર ઘા કરીને ( कृत्याकृते कृत्यां प्रतिमुञ्चतं ) હત્યા કરનારાઓ પ્રત્યે તેનાજ કાપનાર પ્રયોગને પાછો કરો. [ ૩ ]

( पुनः कृत्यां हस्ते गृह्य ) ફરી કાપનારા સાધનો હાથમાં પકડી ( कृत्याकृते परा णय ) પ્રાણઘાતક ઉપાયો કરનારા પાસે પાછાં મોકલો. ( अस्मै समक्षं आधेहि ) તેના માટે સામે મૂકી દે, ( यथा कृत्याकृतं हनत् ) જેથી હિંસા કરનારા માર્યા જાય [ ૪ ]

( कृत्याः कृत्याकृते सन्तु ) મારક સાધન હિંસકોની ઉપર જ પાછું ફરે. ( शपथः शपथीकृते ) ગાળો ગાળ આપનારા પાસે પાછી જાય. ( सुखः रथः इव ) સુખ આપનારો રથ જેમ જાય છે તે પ્રકારે ( कृत्याः कृत्याकृतं पुनः वर्ततां ) ઘાતપાતના ઇલાજ ઘાતકના ઉપર જ ફરી પાછા પહોંચી જાય. [ ૫ ]

( यदि स्त्री यदि वा पुमान् ) સ્ત્રીએ અથવા પુરુષે ( कृत्यां पाप्मने चकार ) પાપની ઇચ્છાથી ઘાતક પ્રયોગ કર્યો હોય. ( तां उ तस्मै नयामसि ) તેને તેની પાસે જ અમે પાછો ફેરવીએ છીએ, ( अश्वा-अभि-धान्या अश्वं इव ) ઘોડાને બાંધવાની રાશી જેમ ઘોડાની પાસે લઈ જવાય છે. [ ૬ ]

( यदि वा देवकृता असि ) જો તું દેવો વડે કરાએલી હોય અથવા ( यदि वा पुरुषैः कृता ) અથવા મનુષ્યો તરફથી કરાએલી હોય, ( तां त्वा वयं ) એવા તને અમે ( इन्द्रेण सयुजा ) સહયોગી ઇન્દ્ર વડે ( पुनः नयामसि ) ફરી હટાવીએ છીએ. [ ૭ ]

હે ( पृतनाषाट् अग्ने ) સંગ્રામ જીતનારા તેજસ્વી પુરુષ ! ( पृतनाः सहस्व ) શત્રુસેનાઓનો પરાજય કર. ( पुनः कृत्याकृते ) ફરી ઘાતપાત કરનારાઓ પ્રત્યે ( प्रति हरेण कृत्यां प्रति हरामसि ) પ્રતિહાર કરવાના ઉપાયથી ઘાતક પ્રયોગ પાછો ફેરવીએ છે. [ ૮ ]

હે ( कृत-व्यधनि ) ઘાતકનો વેધ કરનારા ! તું ( तं विध्य ) તેનો વેધ કર. ( यः चकार तं इत् जहि ) જેણે ઘાત કર્યો તેનો નાશ કર. ( अचक्रुषे त्वां वधाय न संशिशीमहि ) હિંસા ન કરનારા તાને વધના માટે અમે ઉત્તેજન આપતા નથી. [ ૯ ]

( पुत्र इव पितरं गच्छ ) પુત્રની જેમ પિતાની પાસે જા. ( स्वज इव अभितिष्ठतः दश ) લપેટાઈ જનારા સાંપની જેમ ઘાત કરનારને કરડ. ( बन्ध इव अवक्रामी ) બંધનના પાસે જવાના જેમ જા. હે ( कृत्ये ) હિંસક કૃત્ય ( कृत्याकृतं पुनः गच्छ ) હિંસકની પાસે ફરી જા. [ ૧૦ ]

उदेणीव वारण्यभिस्कन्दं मृगीव । कृत्या कर्तारमृच्छतु ॥ ११ ॥
इष्वा ऋजीयः पततु द्यावापृथिवी तं प्रति । सा तं मृगमिव गृह्णातु कृत्या कृत्याकृतं पुनः ॥ १२ ॥
अग्निरिवैतु प्रतिकूलमनुकूलमिवोदकम् । सुखो रथं इव वर्ततां कृत्या कृत्याकृतं पुनः ॥ १३ ॥

અર્થ— ( वारणी एणी इव मृगो इव ) હાથણુ હરણી ઉપર હુમલો કરે તેમ ( अभिस्कन्दं कर्तारं कृत्यां उद् ऋच्छतु ) હુમલો કરનારા, ઘાત કરનારા, પ્રત્યે ઘાતક પ્રયોગ પાછો ફરે. [ ૧૧ ]

હે દ્યાવાપૃથ્વી ! ( सा कृत्या तं प्रति इष्वाः ऋजीयः पततु ) તે ઘાતક પ્રયોગ તે કરનારની પાસે બાણુની જેમ સીધો ચાલ્યો જાય અને ( मृग इव ) હરણુની જેમ તે ( तं कृत्याकृतं पुनः गृह्णातु ) તે ઘાતક પ્રયોગ કરનારને ફરી પકડી લે. [ ૧૨ ]

( अग्निः इव प्रतिकूलं ) અગ્નિની જેમ પ્રતિકૂળતા પ્રત્યે અને ( उदकं इव अनुकूलं एतु ) પાણીની જેમ અનુકૂળતાની સાથે તે ચાલે. ( सुखः रथः इव ) સુખકારક રથની જેમ ( कृत्या कृत्याकृतं पुनः वर्ततां ) ઘાતક પ્રયોગ કરનારની પાસે પાછો ફરે. [ ૧૩ ]

## દુષ્ટકૃત્યનો પરિણામ

દુષ્ટ કૃત્ય જો બીજાનો ઘાતપાત કરવા માટે કરવામાં આવે, તો તે અંતે કર્તાનોજ ઘાત કરે છે, એવો આ સૂક્તનો તાત્પર્યાર્થ છે. તેમાં કૃત્યાનામક કેટલાક ઘાતક પ્રયોગો કોઇ દુષ્ટ લોકો કરે છે, એવો જે વિષય કહ્યો છે, તે ઘણો દુર્બોધ છે અને હજુ સુધી તે વિષે અમને કંઇ જાણુવા મળ્યું નથી. માટે તે વિષે અમે વધુ કંઇ લખી શકતા નથી. જો કોઇ વાચક એવા મારણ પ્રયોગ વિષે કંઇ નિશ્ચિત અને સપ્રયોગ જ્ઞાન ધરાવતો હોય, તો તેણે તે પ્રસિદ્ધ કરવું.

# પ્રથમ વસ્ત્ર–પરિધાન

### કાંડ ૨, સૂક્ત ૧૩

( ऋषिः- अथर्वा । देवता- अग्निः, नानादेवताः )

आयुर्दा अग्ने जरसं वृणानो घृतप्रतीको घृतपृष्ठो अग्ने ।
घृतं पीत्वा मधु चारु गव्यं पितेव पुत्रानभि रक्षतादिमम् ॥ १ ॥

અર્થ— હે ( अग्ने अग्ने ) તેજસ્વી અગ્નિ ! તું ( आयुः-दा ) જીવન આપનારો, ( जरसं वृणानः ) સ્તુતિનો સ્વીકાર કરનારો, ( घृत-प्रतीकः ) ઘીના જેમ તેજસ્વી અને ( घृत-पृष्ठः ) ઘીનું સેવન કરનારો છે. તેથી ( मधु चारु गव्यं घृतं पीत्वा ) મીઠું સુંદર ગાયનું ઘી પીને ( पिता पुत्रान् इव ) પિતા જેમ પુત્રોનું રક્ષણ કરે છે તેમ તું ( इमं अभिरक्षतात् ) આનું ચારે તરફથી રક્ષણ કર. [ ૧ ]

ભાવાર્થ— હે તેજસ્વી દેવ ! તું જીવન આપનારો, સ્તુતિ સાંભળનારો, તેજસ્વી અને હવન વડે ઘીનું સેવન કરનારો છે; માટે મધુર સુંદર ગાયનું ઘી પીને આ બાળકનું એવું ઉત્તમ રક્ષણ કરે કે જેમ પિતા પોતાના પુત્રોનું રક્ષણ કરે છે ( ૧ )

परिं धत्त धुत्त नो वर्चसेमं जरामृत्युं कृणुत दीर्घमायुः ।
बृहस्पतिः प्रायच्छद्वास एतत्सोमाय राज्ञे परिधातवा उं ॥ २ ॥
परीदं वासो अधिथाः स्वस्तयेऽभूर्गृष्टीनामभिशस्तिपा उं ।
शतं च जीवं शरदः पुरूची रायश्च पोषमुपसंव्ययस्व ॥ ३ ॥
एह्यश्मानमा तिष्ठाश्मा भवतु ते तनूः । कृण्वन्तु विश्वे देवा आयुष्टे शरदः शतम् ॥ ४ ॥
यस्य ते वासः प्रथमवास्यं१ हरामस्तं त्वा विश्वेऽवन्तु देवाः ।
तं त्वा भ्रातरः सुवृधा वर्धमानमनु जायन्तां बहवः सुजातम् ॥ ५ ॥

---

અર્થ— ( **नः इमं** ) અમારા આ પુરુષને ( **परिधत्त** ) ચારે તરફથી ધારણ કરાઓ, ( **वर्चसा धत्त** ) તેજથી યુક્ત કરો, એનુ ( **दीर्घं आयुः जरामृत्यं कृणुत** ) દીર્ઘજીવન તેમજ વૃદ્ધાવસ્થા પછી મૃત્યુ થાવ. ( **बृहस्पतिः एतत् वासः** ) બૃહસ્પતિએ આ કપડુ ( **सोमाय राज्ञे परिधातवै** ) સોમરાજાને પહેરવા માટે ( **उ प्रायच्छत्** ) નિશ્ચયથી આપ્યું છે. [ ૨ ]

( **इदं वासः स्वस्तये परि अधिथाः** ) આ વસ્ત્ર પોતાના કલ્યાણ માટે ધારણ કરો, ( **गृष्टीनां अभिशस्तिपाः उ अभूः** ) તુ મનુષ્યને વિનાશમાંથી બચાવનારો નિશ્ચયથી એવો થયો છે. આ પ્રકારે ( **पुरूचीः शरदः शतं च जीव** ) પરિપૂર્ણ સો વરસ સુધી જીવો અને ( **रायः पोषं च उप सं व्ययस्व** ) ધન અને પોષણના કપડા વણો. [ ૩ ]

( **एहि, अश्मानं आतिष्ठ** ) આ, પત્થર ઉપર ચઢ, ( **ते तनूः अश्मा भवतु** ) તારૂં શરીર પત્થર જેવું દૃઢ બને. ( **विश्वे देवा** ) બધા દેવો ( **ते आयुः शरदः शतं कृण्वन्तु** ) તારૂં જીવન સો વરસનું કરે. [ ૪ ]

( **यस्य ते प्रथमवास्यं वासः हरामः** ) જે તારા માટે પહેલવહેલાં પહેરવા યોગ્ય એવું આ વસ્ત્ર અમે આણીએ છીએ. ( **तं त्वा विश्वेदेवाः अवन्तु** ) એવા તારૂં બધા દેવો રક્ષણ કરે. ( **तं त्वा सुजातं** ) એવા તને ઉત્તમ જન્મ પામેલા અને ( **वर्धमानं** ) વતા બાળકના ( **बहवः सुवृधाः भ्रातरः अनु जायन्तां** ) પછીથી ઘણાં ઉત્તમ વધનારા ભાઇઓ ઉત્પન્ન થાય. [ ૫ ]

---

**ભાવાર્થ**— આ બાળકને ચારે તરફથી વસ્ત્ર ઓઢાડો, તેનું તેજ વધારો અને એનું જીવન અતિદીર્ઘ કરો એટલે અત્યંત ઘરડી અવસ્થા પછીજ તેને મૃત્યુ આવે. આ વસ્ત્ર બધાથી પહેલા કુલગુરુ બૃહસ્પતિએ સોમરાજાને પહેરવા માટે બનાવ્યું હતું જે આ બાળકને પહેરાવવામાં આવે છે. ( ૨ )

આ વસ્ત્ર પોતાના કલ્યાણની વૃદ્ધિ કરવા માટે ધારણ કરો. માણસને વિનાશમાંથી બચવાનું આજ એક ઉત્તમ સાધન છે. આજ પ્રકારે સો વરસનું દીર્ઘજીવન પ્રાપ્ત કરો અને ધનનો તાણા અને પોષણના વાણોથી બનેલું આ ઉત્તમ વસ્ત્ર પ્રકારથી વણો. ( ૩ )

અહીં આવ, આ પત્થર ઉપર ઉભો થા, તારૂં શરીર પત્થર જેવું સુદૃઢ બને અને તેથી બધા દેવો તારૂં જીવન સો વરસનું બનાવે. ( ૪ )

હે બાળક ! તારા માટે આ પહેલવહેલાં પહેરવા વસ્ત્ર અમે આણ્યું છે, બધા દેવો તારૂં પૂર્ણ રક્ષણ કરે, તું આ ઉત્તમ કુળમાં જન્મ્યો છે અને અહીં તું ઉત્તમ પ્રકારથી વધી રહ્યો છે, આ પ્રકારે તારા પછી ઘણાં હૃષ્ટપુષ્ટ અને બળવાન ભાઇ ઉત્પન્ન થાય અને તારા કુળની વૃદ્ધિ થાય. ( ૫ )

# પ્રથમ વસ્ત્ર—પરિધાન

## પ્રથમ વસ્ત્ર પરિધાન

બાળકના શરીર ઉપર પ્રથમ વસ્ત્ર ઓઢાડવાનો સમારંભ આ સૂક્ત વડે વર્ણવ્યો છે. આ સૂક્તનો પ્રથમ મંત્ર ઘીનું અગ્નિમાં થનારા હવનનું વિધાન કરે છે, એટલે હવન પહેલાનું બધું વિધાન આ પહેલા થઇ ગયું છે, એવું સમજવું યોગ્ય છે. અગ્નિની અંદર પરમાત્માની શકિત છે. આ અગ્નિને ઘી વગેરે પદાર્થો વડે પ્રદીપ્ત કરવામાં આવે છે અને તેની સમક્ષ વસ્ત્ર ઓઢાડવું વગેરે વિધિ કરવામાં આવે છે. બધા સંસ્કાર અગ્નિમાં હવન કરવાની સાથે થાય છે. પરમેશ્વર સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના, શાંતિ, અભય માગવું વગેરે ક્રિયાઓ પૂર્વક હવન થઇ પ્રથમ મંત્રમાં પ્રભુની પ્રાર્થના કરવામાં આવી છે કે તે પરમપિતા અમારૂં એના બધા પુત્રોનું રક્ષણ કરે. આ પ્રકારે વસ્ત્ર પરિધાન કરવાની પૂર્વ તૈયારી થયા પછી વસ્ત્ર આણવામાં આવે છે—

## પુત્રને માટે વસ્ત્ર

અત્રે એ ધ્યાનમાં રાખવું કે આ વસ્ત્ર બજારમાંથી વેચાતું આણેલું ન હોય. પણ પોતાના પુત્રના માટે માતાએ વણેલું હોવું જોઇએ. તે વિષે વેદે બીજે ઠેકાણે કહ્યું છે તે અત્રે સરખાવી જુઓ—

**वितन्वते धियो अस्मा अपांसि वस्त्रा ।**
**पुत्राय मातरो वयन्ति ।** ( ઋ. ૫।૪૭।૬ )

આ મંત્રમાં બે વાકયો છે અને તે વિચાર કરવા લાયક છે. તેનો અર્થ જુઓ—

( ૧ ) **मातरः पुत्राय वस्त्राणि वयन्ति** માતાઓ પોતાના પુત્રો માટે વસ્ત્રો વણે છે. અને ( ૨ ) **अस्मै धियः अपांसि वितन्वते** આ છોકરા માટે સુવિચારો અને સત્કર્મોની શિખામણ આપે છે.

આ મંત્ર માતાનું પુત્ર વિષેનું કર્તવ્ય બતાવે છે. માતાએ પોતાના પુત્રો માટે કપડાં વણે છે, તેમાં પ્રત્યેક તાણા સાથે કેટલું પ્રેમ તે કપડાના તંતુઓમાં વણાય છે તેનો વિચાર વાચકોએ અવશ્ય કરવો. આ કપડું કેવળ કપડું નથી પણ આ સૂક્તના ત્રીજા મંત્રમાં કહ્યું છે કે—

**रायः च पोषं उपसंव्ययस्व ।** ( મં. ૩ )

" અહીં કપડા વણવામાં ઐશ્વર્ય એ ઉભા દોરા ( તાણા ) અને પુષ્ટિ એ આડા દોરા ( વાણા ) છે. આ પ્રકારે આ કપડું વણાય છે. " ખરેખર એવું જ હશે કે જ્યાં માતા પોતાના પુત્રપ્રેમથી નાના બાળક માટે કપડું વણતી હશે. ધન્ય છે તે માતા અને તેનું બાળક કે જ્યાં આ પ્રકારનું પરસ્પર પ્રેમ હોય તેજ પોતાના કુટુંબને ભૂષણરૂપ છે. આ પ્રકારનું કપડું આ નાના બાળકને પહેરાવવામાં આવે છે તે વખતે મંત્ર કહે છે—

**परिधत्त, धत्त, नो वर्चसा इमम् ।**
**जरामृत्युं कृणुत, दीर्घमायुः ॥** ( મં. ૨ )

" પહેરાવો, પહેરાવો આ અમારા બાળકને આ વસ્ત્ર, તેજની સાથે આ દીર્ઘજીવન પ્રાપ્ત કરે અને તેની વૃદ્ધાવસ્થા પછી જ તેનો મૃત્યુ થાય, અકાલે મરણ તેને ન આવે. " જ્યારે માતા પોતાના પુત્રના માટે પ્રેમથી કપડું વણે છે ત્યારે તે પ્રેમજ તે બાળકનું રક્ષણ કરવામાં સામર્થ્યશાળી હોય છે, માટે એવી પ્રેમમય માતાના પુત્રો દીર્ઘજીવન યુકત હોય છે.

પછી બીજા મંત્રમાં કહ્યું છે કે " દેવોના કુલગુરુ બૃહસ્પતીએ સોમરાજાને પણ આ પ્રકારે વસ્ત્ર પહેરાવ્યું હતું. " એટલે આ પ્રથા ઘણી સનાતન છે. કુળના પુરોહિતે માતાએ વણેલું વસ્ત્ર પોતાના આશીષ સાથે બાળકને પહેરાવવું અને બધા હાજર રહેલા સજ્જનો બાળકનું શુભચિંતન કરે. એવું આ વૈદિક રીતીનું સામાન્ય સ્વરૂપ છે. વાચકો તેનો વિચાર કરીને આ શુભસંસ્કાર પોતાના ઘરમાં કરી શકે છે.

## વસ્ત્ર ઘરમાં વણવાનું કારણ

વસ્ત્ર ઘરમાં કેમ વણવું અને બજારમાંથી વેચાતું કેમ ન લાવવું તે વિષે ત્રીજા મંત્રમાં જે કહ્યું છે તે મનન કરવા લાયક છે. તેમાં આ ઘરગથ્થુ વ્યવસાયના ચાર લાભ વર્ણવ્યા છે—

### ૧ स्वस्ति = કલ્યાણ

**इदं वासः स्वस्तये अधि थाः ।** ( મં. ૩ )

" આ કપડું પોતાના કલ્યાણ માટે ધારણ કરો. " **स्वस्ति** નો અર્થ " **सु+अस्ति** " એટલે ઉત્તમ અસ્તિત્વ,

ઉત્તમ હરિત, પોતાની સ્થિતિ ઉત્તમ થવા માટે પોતાનુ વણેલુ કપડુ પહેરવુ જોઇએ બાજાએ વણેલુ વસ્ત્ર પહેરવાથી પોતાને 'स्वस्ति' એટલે કે પોતાનું કલ્યાણ થતુ નથી માટે પોતાનુ વણેલુ વસ્ત્ર પહેરવુ જોઇએ

## ૨ વિનાશથી બચાવ

**गृष्टीनां अभिशस्ति-पा उ अमू ।** ( મ ૩ )

" મનુષ્યમાત્રનો નાશથી બચાવ કરનારૂ છે " પોતાનુ કપડુ પોતે બનાવી પહેરવાથી પોતાનો જ ફક્ત લાભ થતો નથી પરતુ સપૂર્ણ મનુષ્યોનો વિનાશથી બચાવ કરે છે તેથી પ્રત્યેક મનુષ્ય ઉદ્યમી હોવાના કારણે જ તે બધા મનુષ્યોનુ રક્ષણ થઇ જાય છે દુઃસ્થિતિ, હીન અવસ્થા, નાશ વગેરેમાંથી બચાવનારૂ વસ્ત્ર વણવાનો એક ધધો છે.

## ૩ ધન અને પુષ્ટિ

આ ઘરે વણેલુ કપડુ ફક્ત કપડુ નથી, તથા એના તાણા વાણા કેવળ સુતરના નથી પરતુ—

**राय॰ च पोष उपसंव्ययस्व ।** ( મ ૩ )

" તેમાં તાણાનો દોરા ઐશ્વર્ય સૂચક અને વાણાના દોરા પોષકના સૂચક છે " એવુ માનીનેજ તમે કપડાં વણો પોતાના કપડાં પોતે વણવાથી ઐશ્વર્ય અને પોષણ આપોઆપ થઇ જાય છે અને જે કુટુબમાં અને જે પરિવારમાં માતા પોતાના બાળકો માટે કપડાં તૈયાર કરે છે ત્યાં તો તે કુટુબનુ ઐશ્વર્ય અને પોષણ થવામાં કોઇ શકા રહેતી જ નથી જ્યાં આ પ્રકારે સુખ અને શાંતિ રહેશે ત્યા જ—

## ૪ દીર્ઘજીવન

**शतं च जीव शरदः पुरूची ।** ( મ ૩ )

" સો વરસનું દીર્ઘજીવન પ્રાપ્ત થશે " આ વાત સહેલાઇથી ધ્યાનમા આવી શકે છે આ ત્રીજો મત્ર વાસ્તવિક બાળકના માટે આશીર્વાદ રૂપ છે તે પણ તેમાં પોતે કપડાં બનાવવાનું મહત્ત્વ કેવુ છે તે અમે અહીં સૂક્ષ્મ રીતિથી દર્શાવ્યુ છે વાચકોએ તેનો વિચાર કરવો અને તેથી બોધ પ્રાપ્ત કરવો તેમજ પોતાના ઘરમાં આ મહત્ત્વપૂર્ણ વાતનો પ્રચાર કરવો વિશેષતઃ જે વૈદિકધર્મી છે તેમણે તો એવુ આચરણ અવશ્ય કરવુ જોઇએ

## સુદૃઢ શરીર

હાથે કાંતેલા સુતરનું કપડુ પહેરવાથી શરીર નાજુક બનતુ નથી, જેમ બીજા નરમ કપડા પહેરવાથી થાય છે આ કોમલતા ઘણી ખરાબ કહેવાય, તેથી સો વરસનું દીર્ઘજીવન પ્રાપ્ત થતુ નથી માટે પોતાનુ શરીર સુદૃઢ બનાવવાની ઘણી આવશ્યકતા છે. બાળપણમા જ આ ઉપદેશ આ સૂક્ત દ્વારા સમજાવ્યો છે આ 'પહેલાજ વસ્ત્ર પહેરવાના સમયે' એક વિધિ કરવામાં આવે છે જેમા વસ્ત્ર પહેરતાં જ તે બાળકને પત્થર ઉપર મૂકવામાં આવે છે અને આ મત્ર બોલાય છે

**एहि अश्मानं आतिष्ठ, ते तनू अश्मा भवतु ।**
**ते शरद शत आयु॰ विश्वे देवा कृण्वन्तु ॥** (મ.૪)

'અહીં આ પત્થર ઉપર ચઢ તારૂ શરીર પત્થર જેવુ સુદૃઢ બને, તારા સો વરસની આયુ બધા દેવો સિદ્ધ કરે એટલે તને સો વરસનુ જીવન આપે '

બાળક સુદૃઢ અવયવ અને અગોનુ હોવુ જોઇએ એ વિષે ઉત્તમ ઉપદેશ આ મંત્રમાં છે બાળપણમાં માતાપિતા પોતાના બાળક અને બાળીકાઓને સુદૃઢ શરીરના બનાવવાનો પ્રયત્ન કરે અને કદિ એવુ ન કરે કે જેથી બાળકો મૃદુ, નરમ, કોમળ અંગવાળા રહી જાય ઉમર મોટી થતાં કુમાર અને કુમારિકા પણ પોતાનું શરીર ઘાટીલુ અને સુદૃઢ બનાવવાનો પ્રયાસ કર્યા કરે એ પ્રમાણે તેઓ કરશે તો તેઓ વજ્રદેહી બનશે વજ્ર શરીર તો યોગ્ય સાધન વડે પણ બનાવી શકાય છે તે વિષેના પ્રયોગો વાચકોએ યોગસાધનમાં જોવા શીત, ઉષ્ણ વગેરે દ્વદ્વો સહન કરવાની ટેવથી પણ મનુષ્યનું શરીર સુદૃઢ બની જાય છે

પછી પાંચમા મત્રના પૂર્વાર્ધમાં કહ્યુ છે કે " હે બાળક! તારા માટે અમે આ પહેલાં જ પહેરવા લાયક વસ્ત્ર ( **प्रथम वास्यं वास** ) લાવ્યા છીએ, એ વાતને બધા દેવો સહાયક કરનારા થાવ " આ મત્રમાં " પ્રથમ પરિધાન કરવા યોગ્ય વસ્ત્ર " નો ઉલ્લેખ છે, તેથી બાળકના ઉપરનો ખ્યાલ આવી શકે છે જન્મથી કેટલાક મહિના સુધી તો વિશેષ વસ્ત્ર પહેરાવવામાં જ આવતાં નથી ચોથા મત્રમાં " પત્થર ઉપર ઉભો કરવાનો " ઉલ્લેખ છે પોતાના પગે પણ ઉભો ન રહી શકે તો બીજાની મદદથી ઉભુ રહી શકે તેવુ બાળક હોવુ જોઇએ આ મત્ર ઉપરથી એટલુ નક્કી થાય છે કે આ બાળક જે સમયે તેને પહેલુ વસ્ત્ર પહેરવામાં આવે છે ત્યારે ઓછામાં ઓછી બે ત્રણ વરસની ઉમરનું હોવુ જોઇએ. આ

ઉમરમાં ભલે બીજાની મદદથી પણ થોડો સમય બાળક પત્થર ઉપર ઉભું રહી શકે છે. ઓછામાં ઓછું અમે એટલું તો કહી શકીએ છીએ કે એનાથી ઓછી ઉમર આ કાર્ય માટે યોગ્ય તો નથી જ. " अश्मानं आतिष्ठ " આ શબ્દ-પ્રયોગ પોતાની મેળે પત્થર ઉપર ચઢવાનો ભાવ બતાવે છે. માટે બાળકની ઉમર ત્રણ વરસ કરતાં ઓછી માનવી યોગ્ય નથી. ચાર અથવા પાંચ વરસની ઉમર માનવી પણ યોગ્ય થશે. આ ઉમરે આ વસ્ત્ર ધારણ સમારંભ કરવામાં આવે છે. આવા સમયે જે અંતિમ આશીષ આપવામાં આવે છે તે પણ બોધપ્રદ છે—

*तं त्वा सुजातं वर्धमानम्*
*बह्वयः सुवृधाः भ्रातरः अनुजायन्ताम् ।* (મં. ૫)

" ઉત્તમ જન્મે અને ઉત્તમ પ્રકારે વધનારા તુજ બાળકના પછી ઘણાં વધનારા ભાઇઓ તારી માતા જન્મ આપે. "

કેટલાંક માતા પિતાઓ દર વર્ષે સંતાન ઉત્પન્ન કરે છે તે યોગ્ય કે અયોગ્ય છે તેનો વિચાર આ આશીર્વચનથી થઇ શકે છે. ત્રણ ચાર વરસની ઉપરના બાળકનો આ " પ્રથમ વસ્ત્ર ધારણ વિધિ " કરાય છે, તે વિષે પૂર્વે કહેવામાં આવ્યું છે. આજ વખતે આશીષ અપાય છે કે " જેમ આ બાળક હૃષ્ટ-પુષ્ટ અને તેજસ્વી બનતો વધી રહ્યો છે, એવા જ બીજા પણ બાળકો આના પછી જન્મે. " ધારોકે આ આશીષ પ્રથમ બાળકના ચોથા વરસની ઉમરે મળ્યો છે, તે પાંચમા વરસમાં બીજા બાળકનો જન્મ સમય આવશે. આ પ્રકારે પ્રત્યેક બે બાળકોની વચ્ચે પાંચ વરસનું અંતર થશે જુઓ—

( ૧ ) એક બાળકનો જન્મ, ( ૨ ) તેનો ચોથા વરસમાં ' પ્રથમ વસ્ત્ર ધારણ વિધિ ' કરવો છે, ( ૩ ) આમાં જ બાળકને પત્થર ઉપર ચઢાવી ઉભો કરવો અને પત્થર જેવા મજબૂત શરીરનો બનાવવા ઉપદેશ સંભળાવવાનો છે, ( ૪ ) આજ સમયે આશીર્વાદ આપવાનો છે કે તને તારા જેવો જ હૃષ્ટપુષ્ટ ભાઇ તારા પછી થાય.

જો આ પ્રમાણે બીજું બાળક થયું તો પહેલાના પાંચમે વરસે બીજા બાળકનો જન્મ થવો સંભવ છે એટલે પહેલા બાળકને માતાનું દૂધ ચાર વરસ મળશે જેથી પુત્રની પુષ્ટિ સારા પ્રકારે થશે. માતાના અવયવો પણ દ્વિતીય ગર્ભધારણ કરવા યોગ્ય બનશે અને બધું સારૂં થશે. જ્યાં દર વરસે ગર્ભધારણ થાય છે ત્યાં દૂધ ન મળવાના કારણે બાળક નબળું બની જાય છે, વચમાં પૂર્ણ વિશ્રામ ન મળવાના કારણે માતા પણ કમજોર થાય છે અને બધા પ્રકારનું ભય હોય છે. માટે વાચકોએ આનો યોગ્ય વિચાર કરવો અને જો આ પદ્ધતિ પોતાના કુટુંબ માટે યોગ્ય લાગે તો તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરવો.

અમે દર વરસે, દર ત્રણ, પાંચ, સાત વરસે સંતાનોત્પત્તિનુ કર્મ કરનારા કુટુંબો જોયાં છે. પહેલાં કરતાં બીજાની બીજાં કરતાં ત્રીજાની શારીરિક આરોગ્યતા અમે જોઇ છે. એટલે આ વિચાર વિશેષ મહત્ત્વનો અમને લાગવાથી અહીં તેનું વિસ્તારપૂર્વક વિવેચન કર્યું છે. વાચકોએ તે અશ્લીલ ન સમજવું કારણકે તેની જોડે કુટુંબનું આરોગ્ય સંકળાએલું છે.

વાચકોએ આ સૂકતનો યોગ્ય વિચાર કરી લાભ ઉઠાવવો.

---

# ઘાતક પ્રયોગોને અસફળ બનાવવા

## કાંડ ૧૦, સૂક્ત ૧

( ऋषि– प्रत्यङ्गिरसः । देवता– कृत्यादूषणम् । )

**यां कल्पयन्ति वहतौ वधूमिव विश्वरूपां हस्तकृतां चिकित्सवः। सारादेत्वप नुदाम एनाम् ॥ १ ॥**

અર્થ— ( चिकित्सवः ) નિર્માણ કરનારા લોકો ( यां हस्तकृतां विश्वरूपां कल्पयन्ति ) જે કૃત્યા ઘાતક પ્રયોગને પોતાના હાથે અનેક રૂપવાળી બનાવી દે છે, જેમ ( वहतौ वधूं इव ) જાનના સમયે વધૂને શણગારે છે, ( सा ) તે કૃત્યા-તે ઘાતક પ્રયોગ ( आरात् एतु ) દૂર ચાલ્યો જાય ( एनां अप नुदामः ) તે ઘાતક પ્રયોગને અમે દૂર કરીએ છીએ. [ ૧ ]

शीर्षण्वतीं नस्वतीं कर्णिनीं कृत्याकृता संभृता विश्वरूपा । सारादेत्वप नुदाम एनाम् ॥ २ ॥
शूद्रकृता राजकृता स्त्रीकृता ब्रह्मभिः कृता । जाया पत्या नुत्तेव कर्तारं वन्ध्वृच्छतु ॥ ३ ॥
अनयाहमोषध्या सर्वाः कृत्या अदूदुषम् । यां क्षेत्रे चक्रुर्यां गोषु यां वा ते पुरुषेषु ॥ ४ ॥
अघमस्त्वघकृते शपथः शपथीयते । प्रत्यक्प्रतिप्रहिण्मो यथा कृत्याकृतं हनत् ॥ ५ ॥
प्रतीचीनं आङ्गिरसोऽध्यक्षो नः पुरोहितः । प्रतीचीः कृत्या आकृत्यामून्कृत्याकृतो जहि ॥ ६ ॥
यस्त्वोवाच परेहीति प्रतिकूलमुदाय्यम् । तं कृत्येऽभिनिवर्तस्व मास्मानिच्छो अनागसः ॥ ७ ॥
यस्ते परूंषि संदधौ रथस्येवर्भुर्धिया । तं गच्छ तत्र तेऽयनमज्ञातस्तेऽयं जनः ॥ ८ ॥
ये त्वा कृत्वालेभिरे विद्वला अभिचारिणः ।
शंभ्वीदं कृत्यादूषणं प्रतिवर्त्म पुनःसरं तेन त्वा स्नपयामसि ॥ ९ ॥

અર્થ— ( विश्वरूपा शीर्षण्वती नस्वती कर्णिनी ) અનેક રૂપોવાળી, માથાવાળી, નાકવાળી તેમજ કાનવાળી ( कृत्याकृता संभृता ) બનાવેલી કૃત્યા જે તૈયાર થઈ છે ( सा आरात् एतु ) તે દૂર ચાલી જાય. ( एनां अप नुदामः ) તેને અમે દૂર કરીએ છીએ. [ ૨ ]

( पत्या नुत्ता जाया इव ) પતિએ છોડેલી સ્ત્રી જેવી ( कर्तारं बन्धु ) પિતા પાસે અથવા ભાઈ પાસે જ જાય છે ત પ્રમાણે ( शूद्रकृता, स्त्रीकृता, राजकृता, ब्रह्मभिः कृता ) શૂદ્ર, સ્ત્રી, રાજા અથવા બ્રાહ્મણો વડે કરાવેલી કૃત્યા ( कर्तारं ऋच्छतु ) તેના કર્તાની પાસે પાછી જાય. [ ૩ ]

( यां क्षेत्रे ) જે કૃત્યા-ઘાતક પ્રયોગ-ખેતરમાં ( यां गोषु ) જે ગાયોમાં કરાય છે, ( यां वा ते पुरुषेषु चक्रुः ) અથવા જે તારા પુરુષોમાં પુરુષો ઉપર કરાય છે ( सर्वाः ताः कृत्याः ) તે ઘાતક પ્રયોગો ( अहं अनया ओषध्या अदूदुषं ) આ ઔષધિથી અસફલ બનાવું છું. [ ૪ ] ( અથર્વ. ૪।૧૮।૫ અપામાર્ગ ઔષધિ )

( अघकृते अघं अस्तु ) પાપ કૃત્ય કરનારને તેનુ પાપ પ્રાપ્ત થાય. ( शपथीयते शपथः ) શાપ આપનારને શાપ લાગે, ( प्रत्यक् प्रति प्रहिण्मः ) અમે બધું ખરાબપણું પાછું મોકલી આપીએ છીએ ( यथा कृत्याकृतं हनत् ) જેથી ઘાતક પ્રયોગ કરનારનો નાશ થાય. [ ૫ ]

( प्रतिचीनः आंगिरसः ) ઘાતક પ્રયોગને પાછો કાઢવામાં શક્તિશાળી, આંગિરસી વિદ્યામાં કુશળ, ( अध्यक्षः नः पुरोहितः ) અધ્યક્ષ જ અમારો મુખ્ય નેતા છે. તે ( कृत्याः प्रतीचीः आकृत्य ) ઘાતક પ્રયોગોને પાછા કાઢે છે અને તે આ સાધનોથી ( अमून् कृत्याकृतः जहि ) તે ઘાતપાત કરનારાઓનો નાશ કરે. [ ૬ ]

હે ( कृत्ये ) ઘાતક પ્રયોગ ! ( यः त्वा ' परा इहि ' इति उवाच ) જે પ્રયોગ કર્તાએ તને ' આગળ થા ' એમ કહ્યું, ( तं प्रतिकूलं उदाय्यं अभिनिवर्तस्व ) તે વિરોધ કરનાર શત્રુની પાસે પહોંચી જા અને ( अनागसः अस्मान् मा इच्छः ) નિરપરાધી અમારા જેવાની ઇચ્છા કરીશ નહીં એટલે કે અમારા ઉપર આક્રમણ કરીશ નહિ. [ ૭ ]

હે કૃત્યે ! ( ऋभुः धिया रथस्य परूंषि ) જેમ સુથાર પોતાની બુદ્ધિથી રથના જુદા જુદા ભાગ બનાવે છે તેમજ ( यः ते परूंषि संदधौ ) જે તારા-ઘાતક પ્રયોગના અવયવો બને છે, તે નિર્માણ કરનારની પાસે ( तं गच्छ ) પાછા જાય, ( तत्र ते अयनं ) ત્યાંજ તને પાછા પહુંચાડી દે, ( अयं जनः ते अज्ञातः ) આ માણસ તને અજ્ઞાત જ રહે, એટલે કે તેના ઉપર હુમલો ન થાય, ઘાતક પ્રયોગ તેના નિર્માણ કરનારા પાસે પાછો ફરી પહોંચી જાય. [ ૮ ]

( ये विद्वलाः= विद्वराः अभिचारिणः ) જે લુચ્ચા ઘાતક પ્રયોગ કરનારા ( त्वा कृत्वा ) હે કૃત્યે ! તને બનાવી ( आलेभिरे ) ધારણ કરે છે, તે ઘાતક પ્રયોગને ( कृत्यादूषणं इदं ) પ્રતિકાર કરનારું આ ( शं-भु ) શુભ સાધન છે. ( पुनःसरं प्रतिवर्त्म ) તે ફરી ઘાતક પ્રયોગને પાછું કાઢનારું છે, માટે ( तेन त्वा स्नपयामसि ) તેનાથી તને સ્નાન કરાવીએ છીએ, જેથી તારા બધા દોષો દૂર થાય. [ ૯ ]

यद्दुर्भगां प्रस्नपितां मृतवत्सामुपेयिम । अपैतु सर्वं मत्पापं द्रविणं मोप तिष्ठतु ॥ १० ॥
यद्वां पितृभ्यो ददतो यज्ञे वा नाम जगृहुः ।
संदेश्यात्सर्वस्मात्पापादिमा मुञ्चन्तु त्वौषधीः ॥ ११ ॥
देवैनसात्पित्र्यान्नामग्राहात्संदेश्यादभिनिष्कृतात ।
मुञ्चन्तु त्वा वीरुधो वीर्येण ब्रह्मण ऋग्भिः पयस ऋषीणाम् ॥ १२ ॥
यथा वातश्च्यावयति भूम्या रेणुमन्तरिक्षाच्चाभ्रम् । एवा मत्सर्वं दुर्भूतं ब्रह्मनुत्तमपायति ॥ १३ ॥
अप क्राम नानदती विनद्धा गर्दभीव । कर्तॄन्नक्षस्वेतो नुत्ता ब्रह्मणा वीर्यावता ॥ १४ ॥
*अयं पन्थाः कृत्येति त्वा नयामोऽभिप्रहितां प्रति त्वा प्र हिण्मः ।*
तेनाभि याहि भञ्जत्यनस्वतीव वाहिनी विश्वरूपा कुरूटिनी ॥ १५ ॥
पराक्ते ज्योतिरपथं ते अर्वागन्यत्रास्मदयना कृणुष्व ।
परेणेहि नवतिं नाव्या अति दुर्गाः स्रोत्या मा क्षणिष्ठाः परेहि ॥ १६ ॥

---

અર્થ— ( यत् दुर्भगां प्रस्नपितां मृतवत्सां ) જે દુર્ભાગ્યયુક્ત, સ્નાન કરેલાં, મરેલા પુત્રોવાળીને ( उप ईयिम ) પ્રાપ્ત કરવા જે કાર્ય કરવુ પડે છે તે ( मत् सर्वं पापं अप एतु ) બધું જ પાપ મારાથી દૂર થઇ જાય અને ( द्रविणं मा उप तिष्ठतु ) દ્રવ્ય મારી પાસે આવી જાય. [ ૧૦ ]

હે મનુષ્ય ! ( यत् पितृभ्यः ददतः ) જે પિતરોને આપનાના વખતે, તેમજ ( यज्ञे वा ) યજ્ઞમાં ( ते नाम जगृहुः ) તારું નામ લે, તો ( इमाः ओषधीः ) આ ઔષધિઓ તે ( संदेश्यात् सर्वस्मात् पापात् ) બધા થનારા પાપથી ( त्वा मुञ्चन्तु ) તને મુક્ત કરે. [ ૧૧ ]

હે મનુષ્ય ! ( वीरुधः ) ઔષધિઓ ( त्वा ) તને ( देव-एनसात् पित्र्यात् ) દેવતા સંબંધી પાપથી, પિતરોના સંબંધના પાપથી ( नामग्राहात् संदेश्यात् ) નિંદાનામ લેવાના તેમજ ખરાબ અપશબ્દો બોલવાના પાપમાંથી ( अभिनिः कृतात् ) અપમાન કરવાના પાપમાંથી ( ब्रह्मणः वीर्येण ) જ્ઞાનના બળ વડે, ( ऋग्भिः ) મંત્રોની શક્તિ વડે અને ( ऋषीणां पयसा ) ઋષિઓના અમૃત વડે તને ( मुञ्चन्तु ) મુક્ત કરે. [ ૧૨ ]

( यथा वातः ) જેમ પવન ( भूम्याः रेणुं अंतरिक्षात् अभ्रं ) ભૂમિ ઉપરથી ધૂળ અને આકાશમાંના વાદળાને ( च्यावयति ) ઉડાવી દે છે, વિખેરી નાખે છે, ( एवा सर्वं दुर्भूतं ) તેમ બધો દુષ્ટ ભાવ ( ब्रह्मनुत्तं अपायति ) જ્ઞાન વડે નિવારણ થઇ દૂર થઇ જાય. [ ૧૩ ]

હે કૃત્યે ! ( विनद्धा गर्दभी इव ) બંધનમાંથી છૂટેલા ગધેડીની જેમ ( नानदती अप क्राम ) શબ્દ કરતી દૂર ચાલી જા ( वीर्यावता ब्रह्मणा ) વીર્ય યુક્ત જ્ઞાનથી ( नुत्ता ) પાછી ફેંકેલી ( इतः कर्तॄन् नक्षस्व ) અહીંથી કર્તાઓની પાસે નાસી જા [ ૧૪ ]

હે કૃત્યે ! ( अयं पन्था त्वा अति नयामः ) આ માર્ગ છે, તેથી તને દૂર લઇ જઇએ છીએ ( अभि प्रहितां त्वा प्रति प्रहिण्मः ) અમારા ઉપર ફેંકેલા તને અમે પાછા ફેંકી દઇએ છીએ ( तेन भञ्जति अभि याहि ) તેથી તોડીને આગળ વધ ( अनस्वती विश्वरूपा कुरूटिनी वाहिनी इव ) રથયુક્ત અનેક રૂપોવાળી ભયંકર શબ્દ કરતી જેમ સેના જાય છે. [ ૧૫ ]

હે કૃત્યે ! ( ते ज्योतिः पराक् ) તને પાછા જવા માટે આગળ પ્રકાશ દેખાય, ( ते अर्वाक् अपथं ) તને આ બાજુએ આવવા કોઇ રસ્તો ન દેખાય. ( अस्मत् अन्यत्र अयना कृणुष्व ) અમને છોડી બીજે ઠેકાણે જા. ( नाव्याः दुर्गाः नवतिं स्रोत्याः अति परेण इहि ) નૌકા વડે દુર્ગમ એવી નેવું નદીઓ પાર કરી દૂર ચાલી જા. ( मा क्षणिष्ठाः ) મારતી નહિ, ( परा इहि ) દૂર ચાલી જા. [ ૧૬ ]

वातं इव वृक्षान्नि मृणीहि पादय मा गामश्वं पुरुषमुच्छिष एषाम् ।
कर्तृन्निवृत्येतः कृत्येऽप्रजास्त्वाय बोधय ॥ १७ ॥
यां ते बर्हिषि यां श्मशाने क्षेत्रे कृत्यां वलगं वा निचख्नुः ।
अग्नौ वा त्वा गार्हपत्येऽभिचेरुः पाकं सन्तं धीरतरा अनागसम् ॥ १८ ॥
उपाहृतमनुबुद्धं निखातं वैरं त्सार्यन्वविदाम कर्त्रम् ।
तदेतु यत आभृतं तत्राश्व इव वि वर्ततां हन्तु कृत्याकृतः प्रजाम् ॥ १९ ॥
स्वायसा असयः सन्ति नो गृहे विद्मा ते कृत्ये यतिधा परूंषि ।
उत्तिष्ठैव परेहीतोऽज्ञाते किमिहेच्छसि ॥ २० ॥
ग्रीवास्ते कृत्ये पादौ चापि कर्त्स्यामि निर्द्रव । इन्द्राग्नी अस्मान्रक्षतां यौ प्रजानां प्रजावती ॥ २१ ॥
सोमो राजाधिपा मृडिता च भूतस्य नः पतयो मृडयन्तु ॥ २२ ॥
भवाशर्वावस्यतां पापकृते कृत्याकृते । दुष्कृते विद्युतं देवहेतिम् ॥ २३ ॥

---

અર્થ — હે કૃત્યે ! ( वातः वृक्षान् इव ) પવન ઝાડોને તોડે છે તેમ તું ( कर्तृन् नि मृणीहि ) હિંસા કરનારાઓનો નાશ કર અને ( निपादय ) ઉખેડી નાંખ ( एषां गां अश्वं पुरुषं मा उच्छिषः ) એમના ગાય ઘોડા અને પુરુષોને સિલક ન રાખ. ( इतः निवृत्य ) અહીંથી નિવૃત્ત થઇને ( अप्रजास्त्वाय बोधय ) સંતતી નાશની ચેતવણી ઘાતક પ્રયોગ કરનારાઓને આપ. [ ૧૭ ]

( यां कृत्यां ते बर्हिषि ) જે ઘાતક પ્રયોગ તારા ધાન્યમાં ( यां श्मशाने ) જે સ્મશાનમાં અને ( क्षेत्रे निचख्नुः ) ખેતરમાં ગાડ્યા છે, જે [ गार्हपत्ये अग्नौ अभिचेरुः ) જે ગાર્હપત્ય અગ્નિમાં અભિચાર કર્મ કર્યું હોય, ( पाकं अनागसं सन्तं त्वा ) તું પવિત્ર અને નિષ્પાપ થયા પછી પણ ( धीरतराः ) ધૂર્ત લોકોએ જે અભિચાર કર્મ કર્યું હશે તેને નિર્બળ કરીએ છીએ. [ ૧૮ ]

( उपाहृतं अनुबुद्धं ) આણેલા અને જાણેલા ( निखातं वैरं त्सारि कर्म अनुविदाम ) દાટેલો વૈરરૂપી વિનાશક અભિચાર પ્રયોગનું જ્ઞાન અમને થયું છે. ( यतः आभृतं तद् एतु ) જયાંથી તે આવ્યો હોય ત્યાં તે પાછો જાય. ( तत्र अश्व इव वर्ततां ) ત્યાં ઘોડાની જેમ ભ્રમણ કરે અને ( कृत्याकृतः प्रजां हन्तु ) અભિચાર પ્રયોગ કરનારાના સંતાનનો નાશ કરે. [ ૧૯ ]

( स्वायसा असयः न गृहे सन्ति ) ઉત્તમ લોખંડની તરવારો અમારા ઘરમાં છે. હે કૃત્યે ! ( ते परूंषि विद्म ) તારા સાંધાઓ અમે જાણીએ છીએ કે તે ( यतिधा ) કયા પ્રકારના અને કેટલા છે. ( उत्तिष्ठ एव, इतः परा इहि ) ઉઠ અને અહીંથી દૂર નાસી જા. હે ( अज्ञाते ) અજ્ઞાન મારણ પ્રયોગ ! ( इह किं इच्छसि ) અહીં તું શું ઇચ્છે છે ? [૨૦]

હે કૃત્યે ! ( ते ग्रीवाः पादौ च अपि कर्त्स्यामि ) તારી ગર્દન અને પગ હું કાંપી નાંખું છું, તું અહીંથી ( निर्द्रव ) નાસી જા. ( इन्द्राग्नी अस्मान् रक्षतां ) ઇંદ્ર અને અગ્નિ અમારું રક્ષણ કરે. જેમ ( यौ प्रजानां प्रजावती ) સંતતિનું રક્ષણ માતા કરે છે. [ ૨૧ ]

( सोमः राजा मृडिता ) રાજા સોમ અમને સુખ આપે તેમજ ( भूतस्य पतयः नः मृडयन्तु ) ભૂતોના પતિ અમને સુખ આપે. [ ૨૨ ]

( भवाशर्वौ देवहेतिं विद्युतं ) ભવ અને શર્વ આ દેવ દેવોના વીજરૂપી હથીયારને ( कृत्याकृते दुष्कृते पापकृते ) ઘાતક દુરાચારી પાપીના ઉપર ( अस्यतां ) ફેંકે. [ ૨૩ ]

यद्येयथ द्विपदी चतुष्पदी कृत्याकृता संभृता विश्वरूपा ।
सेतोऽष्टापदी भूत्वा पुनः परेहि दुच्छुने ॥ २४ ॥
अभ्यक्ताक्ता स्वरंकृता सर्वं भरन्ती दुरितं परेहि ।
जानीहि कृत्ये कर्तारं दुहितेव पितरं स्वम् ॥ २५ ॥
परेहि कृत्ये मा तिष्ठो विद्धस्येव पदं नय । मृगः स मृगयुस्त्वं न त्वा निकर्तुमर्हति ॥ २६ ॥
उत हन्ति पूर्वासिनं प्रत्यादायापर इष्वा । उत पूर्वस्य निघ्नतो नि हन्त्यपरः प्रति ॥ २७ ॥
एतद्धि शृणु मे वचोऽथेहि यत एयथ । यस्त्वा चकार तं प्रति ॥ २८ ॥
अनागोहत्या वै भीमा कृत्ये मा नो गामश्वं पुरुषं वधीः ।
यत्रयत्रासि निहिता ततस्त्वोत्थापयामसि पर्णाल्लघीयसी भव ॥ २९ ॥
यदि स्थ तमसावृता जालेनाभिहिता इव । सर्वाः संलुप्येतः कृत्याः पुनः कर्त्रे प्र हिण्मसि ॥ ३० ॥

---

અર્થ—( यदि कृत्याकृता संभृता विश्वरूपा ) જે મારણ પ્રયોગ તૈયાર થઇ અનેક રૂપો ધારણ કરી ( द्विपदी चतुष्पदी एयथ ) બે અથવા ચાર પગવાળો બની અમારી પાસે આવી જાય, તો ( हे दुच्छुने ! सा इतः अष्टापदी भूत्वा पुनः परा इहि ) હે દુઃખ આપનાર કૃત્યા ! એવી તું અહીંથી આઠ પગવાળી બની એટલે જલ્દી ચાલવાવાળી બનીને આવી ત્યાં પાછી ચાલી જા. [ ૨૪ ]

( अभ्यक्ता अक्ता स्वरंकृता ) પુષ્કળ તેલ ચોપડેલી અને સુશોભિત કરેલી ( सर्वं दुरितं भरन्ती ) બધી પ્રકારની દુર્દશા આપનારી ( परा इहि ) દૂર ચાલી જા. ( दुहिता स्वं पितरं इव ) જેમ કન્યા પોતાના પિતાને જાણે છે તે પ્રમાણે તુ ( कर्तारं जानीहि ) પોતાના કર્તાને જાણ. [ ૨૫ ]

હે કૃત્યે ! ( परा इहि ) દૂર થઇ જા ! ( मा तिष्ठ ) અહીં રહેતી નહિ. ( विद्धस्य इव पदं नय ) ઘાયલ થએલા જાનવર પાસે જેમ શિકારી જાય છે તેમ તુ પોતાના સ્થાને પહોંચી જા. ( मृगः सः मृगयुः त्वं ) તે હરીણ છે અને તું શિકારી છે. ( त्वा निकर्तुं न अर्हति ) એને કરડવા તું યોગ્ય નથી. માટે તું પાછો જા [ ૨૬ ]

( पूर्वासिनं अपरः प्रति आदाय इष्वा हन्ति ) પહેલા બેસેલા વીરને બીજો શત્રુ પકડી બાણથી મારે છે અને ( पूर्वस्य निघ्नतः अपरः प्रति नि हन्ति ) અને પહેલો મારવા લાગે ત્યારે બીજો પણ સામે મારે છે, આ પ્રમાણે પરસ્પર ઘા કરે છે. [ ૨૭ ]

( एतत् हि मे वचः शृणु ) આ મારૂં કહેલું સાંભળ. ( अथ एहि यतः एयथ ) અને જ્યાંથી આવેલી ત્યાં જા ( यः त्वा चकार तं प्रति ) જેણે તને નિર્માણ કર્યો છે તેની પાસે ઘાતક પ્રયોગ પાછો જાય. [ ૨૮ ]

હે કૃત્યે ! તુ ( अनागः-हत्या भीमा ) નિરપરાધીનો વધ કરનારી ભયંકર છે.( न गां अश्वं पुरुषं मा वधीः ) અમારી ગાયો, ઘોડા અને મનુષ્યોનો વધ ન કર. ( यत्र यत्र निहिता असि ) જ્યાં જ્યાં તને રાખવામાં આવી છે ( ततः त्वा उत्थापयामसि ) ત્યાંથી તને ઉખેડી નાખું છું. ( पर्णात् लघीयसी भव ) તું પાંદડાં કરતાં પણ નાનો બની જા. [ ૨૯ ]

( यदि तमसा आवृताः स्थ ) જો તુ અંધારાથી ઢંકાએલી હોઇશ તો જેમ ( जालेन अभिहिता इव ) જાળથી ઘેરાઇ જાય છે તેમ તારાથી ( सर्वाः कृत्याः इतः संलुप्य ) બધા ઘાતક પ્રયોગ અહીંથી લુપ્ત કરી તેમને હું ( पुनः कर्त्रे इतः प्र हिण्मसि ) ફરી કર્તાની પાસે અહીંથી પાછી મોકલુ છું. [ ૩૦ ]

कृत्याकृतों वलगिनोऽभिनिष्कारिणः प्रजाम् । मृणीहि कृत्ये मोच्छिषोऽमून्कृत्याकृतों जहि ॥३१॥
यथा सूर्यो मुच्यते तमसस्परि रात्रिं जहात्युषसंश्च केतून् ।
एवाहं सर्वं दुर्भूतं कर्त्रं कृत्याकृतां कृतं हस्तीव रजों दुरितं जहामि ॥ ३२ ॥

અર્થ — હે કૃત્યે ! ( कृत्याकृतः वलगिनः ) ઘાતક પ્રયોગ કરનારી બળશાલી દુષ્ટ ( प्रजा अभि निः कारिणः मृणीहि ) જે પ્રજાનો નાશ કરે છે તેમનો જ તું નાશ કર. ( अमून् कृत्याकृतः उच्छिषः ) તે ઘાતકોઓમાંથી એક પણ ન બચે તે બધાને ( जहि ) મારી નાંખ. [ ૩૧ ]

( यथा सूर्यः तमसः परिमुच्यते ) જેમ સૂરજ અંધેરામાંથી છૂટે છે, ( रात्रिं उषसः केतून् जहाति ) રાત તેમજ ઉષાના નિશાણને ત્યજી દે છે, ( एवं अहं कृत्याकृता कृतं ) આ પ્રકારે હું ઘાતક પ્રયોગ દ્વારા કરાએલા ( दुर्भूतं कर्त्रं जहामि ) દુષ્ટ કૃત્ય ત્યજી દઉં છું. જેમ ( हस्ती रजः इव ) હાથી ધૂળ ઉડાડે છે, તેવી સહેલાઇથી હું શત્રુના દુષ્ટ ઘાતક પ્રયોગોને દૂર કરું છું. [ ૩૨ ]

## કૃત્યા-પ્રયોગ

' કૃત્યા ' પ્રયોગ તેનું નામ છે જે પ્રયોગ વડે કોઇને મારી નાંખવામાં આવે છે. કોઇના ઘરમાં, ખેતરમાં, ખાવા પીવાની વસ્તુઓમાં, કપડાઓમાં અથવા કોઇ બીજા સ્થાનમાં કોઇ મારક વસ્તુ મુકવામાં આવે છે જેના પરિણામે તે મરી જાય છે. તે પ્રયોગને કૃત્યાપ્રયોગ અથવા મારણ પ્રયોગ કહે છે.

એકાદ આંખ, કાન, નાકવાળી મૂર્તિ કરે છે, ઘણી શોભાયમાન્ મૂર્તિ બનાવે છે, તેને જે કોઇ હાથમાં પકડે તે મરી જાય છે. મૂર્તિ સિવાય બીજી પણ કોઇ વસ્તુ નિર્માણ કરવામાં આવે છે. જેથી મારણ થઇ શકે છે.

આ પ્રયોગમાં શું થાય છે, તેનો વિધિ શું છે, તેની આજે કોઇને ખબર નથી આજે તે વિષે કોઇ ગ્રંથ ઉપલબ્ધ નથી માટે આ પ્રયોગો વિષે નિશ્ચિત રૂપે અમે કંઇ કહી શકતા નથી.

આ પ્રકારના પ્રયોગોના પરિણામ આપણા લોકો ઉપર ન થાય અને આ ઘાતક પ્રયોગ તેને નિર્માણ કરનારા પાસે પાછો ફરે, એવા કાર્ય માટે આ સૂકત છે. આ સૂકત ઇચ્છાશકિત સાથે વાંચવાથી માનસિકશકિત પ્રાપ્ત થાય છે તે શકિતથી ઉપર કહેલા ઘાતક પ્રયોગ પાછા ફરે છે અને જેણે તે નિર્માણ કર્યા હશે તેની પાસે પાછા ફરી તેને જકડી લે છે.

બધા મંત્રોનો આશય એવો જ છે અને તે સ્પષ્ટ છે. હવે આ પ્રયોગો કેવી રીતે કરવા અને કેવી રીતે પાછા કાઢવા આ એક મોટો સંશોધનનો વિષય છે. કોઇ મંત્ર શાસ્ત્રજ્ઞ કોઇ સાચો જાણકાર તે વિષયનો હોય તો તેજ વધુ કહી શકે છે. માટે તે વિષે અમે કંઇ લખી શકતા નથી. એમ કહી આ સૂકતનું વિવરણ એમ અહીં પુરું કરીએ છીએ.

---

# ઈર્ષ્યા-નિવારણ

### કાંડ ૬, સૂકત ૧૮

( ऋषिः- अथर्वा । देवता- ईर्ष्याविनाशनम् )

ईर्ष्याया ध्राजिं प्रथमां प्रथमस्या उतापराम् । अग्निं हृदय्यं शोकं तं ते निर्वापयामसि ॥ १ ॥

અર્થ — ( ते ईर्ष्यायाः प्रथमां ध्राजिं ) તારી ઇર્ષાના પહેલી લહેરને ( વેગને ) ( उत प्रथमस्याः अपरां ) અને પહેલી ગતિ પછીની ગતિને તેમજ ( हृदय्यं तं शोकं अग्निं ) હૃદયમાં રહેનારા તે શોકરૂપી અગ્નિને ( निर्वापयामसि ) અમે દટાવીએ છીએ. [ ૧ ]

यथा भूमिर्मृतमना मृतान्मृतमनस्तरा । यथोत मम्रुषो मनं एवेर्ष्योर्मृतं मनः ॥ २ ॥
अदो यत्ते हृदि श्रितं मनस्कं पतयिष्णुकम् । ततस्त ईर्ष्यां मुञ्चामि निरूष्माणं दृतेरिव ॥ ३ ॥

---

અર્થ— ( **यथा भूमिः मृतमनाः** ) જેમ ભૂમિ મરેલા મનવાળી છે અથવા ( **मृतात् मृतमनस्तरा** ) મરેલા કરતાં પણ વધારે મરેલા મનવાળી છે, ( **उत यथा मम्रुवः मनः** ) અને જેમ મરનારનું મન હોય છે ( **एव ईर्ष्योः मनः मृतं** ) તે પ્રકારે ઇર્ષ્યા-અદેખાઇ કરનારનું મન મરેલું હોય છે [ ૨ ]

( **अदः यत् ते हृदि श्रितं** ) જે તારા હૃદયમાં રહેલું છે ( **पतयिष्णुकं मनस्कं** ) અધઃપતન પામનારૂં ટૂંકુ મન છે, ( **ततः ते ईर्ष्यां निः मुञ्चामि** ) ત્યાંથી તારી અદેખાઇને હું દૂર કરૂં છું. ( **दृतेः ऊष्माणं इव** ) જે પ્રકારે ધમણથી પવન કાઢવામાં આવે છે. [ ૩ ]

## અદેખાઇ ( ઇર્ષ્યા) ને દૂર કરવી

બીજાની ઉન્નતિ જોઇને તે સહન ન કરી શકાય તેનું નામ છે ' ईर्ष्या ' અથવા અદેખાઇ. જ્યારે બીજાનો ઉત્કર્ષ સહન થતો નથી ત્યારે તે મનમાં ઉત્પન્ન થાય છે. આવી ઇર્ષ્યા કેટલી નુકસાનકારક છે તે વિષે જુઓ—

( ૧ ) **हृदय्यं शोकं अग्निं**- હૃદયની અંદર શોક ઉત્પન્ન કરે છે, શોકના કારણે હૈયું બળવા લાગે છે અને આ આગ જીવનને ક્ષીણ બનાવે છે. ( મં. ૧ )

( ૨ ) **ईर्ष्योः मृतं मनः**- અદેખાઇ કરનારનું મન મરેલું હોય છે, મરેલા જેવું હોય છે. મનમાં કોઇ શુભ વિચાર આવવા પામતા નથી, મન જીવનહીન બને છે માટે તેને " **मृतमनाः** " મરેલા મનવાળો કહે છે. તે ( **मृतात् मृतमनस्तरा** ) મુડદા કરતાં પણ વધારે મરેલો હોય છે. ( મં. ૨ )

( ૩ ) **पतयिष्णुकं मनस्कं**- તેનું મન અધઃપતન પામનારૂં હોય છે અને ઘણું ન્હાનું સંકુચિત હોય છે. (મં.૩)

જુઓ ઇર્ષ્યા કેટલી ઘાતક છે, હૃદયને બાળે છે, મનને મારે છે અને બધાની અધોગતિ સર્જે છે. માટે આવી અદેખાઇને મનમાંથી દૂર કરવી જોઇએ. અદેખાઇ દૂર થવાથી હૃદય શાંત બને છે, મન સજી ચૈતન્યયુક્ત કાર્ય કરવામાં લાગી જાય છે અને ઉન્નત થાય છે, એવા સદ્વિચારોથી પરિપૂર્ણ બને છે. એટલે અદેખાઇ દૂર થવાથી માણસની ઉન્નતિ થાય છે અને જો તે મનમાં રહે તો તેથી નુકસાન પહોંચાડે છે. માટે બની શકે ત્યાં સુધી પ્રયત્ન કરી માણસે અદેખાઇને પોતાના મનમાંથી દૂર કરવી.

---

# ઉદ્ધારક ક્ષત્રિય

### કાંડ ૭, સૂક્ત ૧૦૩

( ऋषिः- ब्रह्मा । देवता- आत्मा । )

को अस्या नो द्रुहोऽवद्यवत्या उन्नेष्यति क्षत्रियो वस्यं इच्छन् ।
को यज्ञकामः क उ पूर्तिकामः को देवेषु वनुते दीर्घमायुः

---

અર્થ— ( **कः= प्रजापतिः क्षत्रियः वस्यः इच्छन्** ) [illegible] પ્રજાનું ધન વધારનાર ( **अस्याः अवद्यवत्याः द्रुहः नः उन्नेष्यति** ) પરસ્પર દ્રોહરૂપ [illegible] દુર્ગતિમાંથી અમને ઉંચે [illegible] **यज्ञकामः** ) પ્રજાનું પાલન કરવું એજ યજ્ઞ તે કરનારો, ( **उ कः पूर्तिकामः** ) અને તેજ પ્રજાનું [illegible] પૂર્ણતા કરનારો છે. ( **देवेषु कः दीर्घं आयुः वनुते** ) દેવોમાં [illegible] દીર્ઘજીવન [illegible]

આ સૂક્તમાં ઉદ્ધાર કરનારા ક્ષત્રિયના ગુણ વર્ણન કર્યા છે તેથી તેનો વિશેષ વિચાર કરવા જેવો છે—

**१ कः क्षत्रियः= ( क = प्रजापतिः= प्रजापालकः। क्षत्रिय- क्षतात् त्रायते )** દુઃખોમાંથી જે પ્રજાજનોનું રક્ષણ કરે છે તેને પ્રજાપાલક ક્ષત્રિય કહે છે પ્રજારક્ષણ આ એક ક્ષત્રિયનો મુખ્ય ગુણ છે. '**क ः**' શબ્દનો અર્થ પ્રજાપાલક એમ છે, એજ રાજા છે.

**२ वस्यः इच्छन्= ( वसु इच्छन् )** ધનની ઇચ્છા કરનારા પ્રજાજનોનું ઐશ્વર્ય વધારવાની ઇચ્છા કરનારો ક્ષત્રિય હોવો જોઇએ.

**३ अस्याः अवद्यवत्या. द्रुहः नः उन्नेष्यति**- આ નિંદ્ય, આપસમાં ઝગડા અને પરસ્પર અદેખાઇ, દ્રોહ, કપટ, વિશ્વાસઘાત કરવાની અમારી અવસ્થામાંથી અમારો પ્રજાજનોનો ઉદ્ધાર કરનારો ક્ષત્રિય હોય. ક્ષત્રિયનું આ કર્તવ્ય જ છે કે તે પ્રજાજનોને એવી કેળવણી આપે કે જેથી તે આપસમાં લડે નહીં, પરસ્પરની અદેખાઇ કરવાનું છોડી દે.

**४ यज्ञकामः क्षत्रियः=** સત્કાર-સંગતિ-દાનાત્મક કર્મનું નામ યજ્ઞ છે. સંગતિકરણ-સંગઠન રૂપ યજ્ઞ કરનારો એટલે પ્રજાજનોનું સંગઠન કરનારો ક્ષત્રિય હોય ક્ષત્રિયે કદી પ્રજામાં તડ ન પાડવી અને કદી આપસમાં અદેખાઇની ભાવના ન વધારવી.

**५ पूर्तिकामः क्षत्रियः**- પ્રજાજનોની બધા પ્રકારની પૂર્તતા કરનારો રાજા હોવો જોઇએ પ્રજાજનોમાં જે જે કમીપણું હોય તેને પૂર્ણ કરે અને પોતાની પ્રજામાં કદી અપૂર્ણતા રહેવા ન દે.

**६ दीर्घं आयुः वनुतेः**- પ્રજાને દીર્ઘજીવન પ્રાપ્ત થાય એવી વ્યવસ્થા કરનારો રાજા હોવો જોઇએ. રાજા રાજ્યશાસનની એવી ગોઠવણ કરે કે જેથી જીવન લાંબુ થાય અને કદી ઓછું ન થાય.

આ સૂક્તનો વાચકોએ આ પ્રકારે વિચાર કરવો અને પ્રજાના ઉદ્ધારક વિષે સારો બોધ પ્રાપ્ત કરવો.

---

# યુદ્ધની રીત

## કાંડ ૧૧, સૂક્ત ૧૦

( ऋषिः- भृग्वंगिराः । देवता- त्रिषन्धिः )

उत्तिष्ठत सं नह्यध्वमुदाराः केतुभिः सह । सर्पा इतरजना रक्षांस्यमित्राननु धावत ॥ १ ॥

ईशां वो वेद राज्यं त्रिषंधे अरुणैः केतुभिः सह । ये अन्तरिक्षे ये दिवि पृथिव्यां ये च मानवाः । त्रिषंधेस्ते चेतसि दुर्णामान उपासताम् ॥ २ ॥

---

અર્થ — હે ( **उदाराः** ) પોતાના જીવન ઉપર ઉદાર થએલા વીર સૈનિકો ! ( **केतुभिः सह उत्तिष्ठत, सं नह्यध्वं** ) પોતાની ધ્વજાઓની સાથે ઉઠો અને તૈયાર થાવ. હે ( **सर्पाः इतरजनाः** ) સાપો અને બીજા લોકો ! હે ( **रक्षांसि** ) રાક્ષસો ! અમારા ( **अमित्रान् अनुधावत** ) શત્રુઓ ઉપર હુમલો કરો. [ ૧ ]

હે ( **त्रिषंधे** ) ત્રિસંધી વજ્ર યુક્ત વીર ! ( **अरुणैः केतुभिः सह** ) લાલ ઝંડાની સાથે ( **ईशां वः राज्यं वेद** ) તમે બધા અધિકારીઓનું જ આ રાજ્ય છે એમ હું માનું છું. ( **ये अन्तरिक्षे ये दिवि, पृथिव्यां च ये मानवाः** ) જે અંતરિક્ષમાં, દ્યુલોકમાં અને આ પૃથ્વી ઉપર મનુષ્યો છે તેમાં જે ( **दुः-नामानः** ) દુષ્ટ નામના છે, તે બધા ( **ते त्रिसंधे चेतसि उपासतां** ) ત્રિસંધી વીરના ચિત્તમાં રહે, એટલે તે વીર તેમનો યોગ્ય વિચાર કરે. [ ૨ ]

अयोमुखाः सूचीमुखा अथो विकङ्कतीमुखाः ।
क्रव्यादो वातरंहस आ सजन्त्वमित्रान्वज्रेण त्रिषंधिना ॥ ३ ॥
अन्तर्धेहि जातवेद आदित्य कुणपं बहु । त्रिषंधेरियं सेना सुहितास्तु मे वशे ॥ ४ ॥
उत्तिष्ठ त्वं देवजनार्बुदे सेनया सह । अयं बलिर्व आहुतस्त्रिषंधेराहुतिः प्रिया ॥ ५ ॥
शितिपदी सं द्यतु शरव्येयं चतुष्पदी । कृत्येऽमित्रेभ्यो भव त्रिषंधेः सह सेनया ॥ ६ ॥
धूमाक्षी सं पततु कृधुकर्णी च क्रोशतु । त्रिषंधेः सेनया जिते अरुणाः सन्तु केतवः ॥ ७ ॥
अवायन्तां पक्षिणो ये वयांस्यन्तरिक्षे दिवि ये चरन्ति ।
श्वापदो मक्षिकाः सं रभन्तामामादो गृध्राः कुणपे रदन्ताम् ॥ ८ ॥
यामिन्द्रेण संधां समधत्था ब्रह्मणा च बृहस्पते ।
तयाहमिन्द्रसंधया सर्वान्देवानिह हुव इतो जयत मामुतः ॥ ९ ॥

---

અર્થ—( त्रिषंधिना वज्रेण ) ત્રણ સાંધાવાળા વજ્રની સાથે ( अयोमुखाः सूचीमुखाः ) લોખંડના મોઢાવાળા, સોયના જેમ અણીવાળા, ( अथो विकंकति मुखाः ) તીક્ષ્ણ કાંસકી જેવા મોઢાવાળા ( क्रव्यादः वातरंहसः ) માંસ ખાનારા અને પવનની ઝડપથી જનારા બાણ ( अमित्रान् आ सजन्तु ) શત્રુઓ ઉપર જઈને પડે. [ ૩ ]

હે જાતવેદ આદિત્ય ! ( बहु कुणपं अंतः धेहि ) તું દુશ્મનની સેનાના પુષ્કળ મુડદા જમીન ઉપર પાડ. ( त्रिपंधेः इयं सेना ) ત્રણ સાંધાવાળા વજ્રને ધારણ કરનારી આ સેના ( मे वशे सुहिता अस्तु ) સારી પેઠે મારા તાબામાં રહે. [ ૪ ]

હે ( देवजन अर्बुदे ) દિવ્યજનો શત્રુનાશક વીરો ! ( त्वं सेनया सह उत्तिष्ठ ) તું સેનાની સાથે ઉઠ. ( वः अयं बलिः आहुतः ) તમારા માટે આ શત્રુરૂપી બળી લાવવામાં આવ્યો છે. ( त्रिषंधेः आहुतिः प्रिया ) ત્રણ સાંધાવાળા ત્રીષંધી નામથી ઓળખાતા વજ્રના માટે આ બળીની આહુતિ અત્યંત પ્રિય છે. [ ૫ ]

( शितिपदी चतुष्पदी इयं शरव्या ) સફેદ પગવાળી તેમજ ચાર પગોવાળી આ બાણોની હાર શત્રુનો ( सं द्यतु ) નાશ કરે. હે ( कृत्ये ) વિનાશ કરનારાઓ ! ( त्रि-षन्धेः सेनया सह ) ત્રિષંધી નામનું વજ્ર ધારણ કરનારી સેનાની સાથે ( अमित्रेभ्यः भव ) શત્રુનો નાશ કરવા તૈયાર થાવ. [ ૬ ]

( धूमाक्षी सं पततु ) ધુમાડાથી આંખો પીડિત બની શત્રુસેના નીચે પડી જાવ. ( कृधुकर्णी च क्रोशतु ) કાનોમાં દર્દ ઉપડી શત્રુસેના રોતી રહે. ( त्रिषंधेः सेनया जिते ) ત્રિષંધીની સેનાનો જય થવાથી ( अरुणाः केतवः सन्तु ) લાલ રંગના ધ્વજો ઉપર ચઢાવવામાં આવે. [ ૭ ]

( ये दिवि अन्तरिक्षे च चरन्ति ) જે દ્યુલોકમાં અને અંતરીક્ષમાં સંચાર કરે છે તે (वयांसि अव-अयन्ताम्) પંખીઓ આ તરફ આવે. ( श्वापदः मक्षिकाः सं रभन्तां ) હિંસ પશુ, માખીઓ શત્રુના મુડદાં ખાવા લાગે ( आमादः गृध्राः कुणपे रदन्तां ) કાચુ માંસ ખાનારા ગીધ મુડદા ખાઈ જાય. [ ૮ ]

હે બૃહસ્પતે ! ( इंद्रेण ब्रह्मणा च यां संधां ) ઇન્દ્ર અને બ્રહ્મા દ્વારા જે સંધિ ( समधत्थाः ) કરી હતો, ( तया इंद्रसंधया अहं सर्वान् देवान् ) તે ઇન્દ્રના સંધીથી હું બધા દેવોને ( इह हुवे ) અહીં બોલાવું છું અને કહું છું કે ( इतः जयत मा अमुतः ) અહીં વિજયી થાવ, ત્યાં નહિ. [ ૯ ]

बृहस्पतिराङ्गिरस ऋषयो ब्रह्मसंशिताः । असुरक्षयणं वधं त्रिषंधिं दिव्याश्रयन् ॥ १० ॥
येनासौ गुप्त आदित्य उभाविन्द्रश्च तिष्ठतः । त्रिषंधिं देवा अभजन्तौजसे च बलाय च ॥ ११ ॥
सर्वाँल्लोकान्त्समजयन्देवा आहुत्यानया । बृहस्पतिराङ्गिरसो वज्रं यमसिञ्चतासुरक्षयणं वधम् ॥१२॥
बृहस्पतिराङ्गिरसो वज्रं यमसिञ्चतासुरक्षयणं वधम् ।
तेनाहममूं सेनां नि लिम्पामि बृहस्पतेऽमित्रान्हन्म्योजसा ॥ १३ ॥
सर्वे देवा अत्यायन्ति ते अश्नन्ति वषट् कृतम् । इमां जुषध्वमाहुतिमितो जयत मामुतः ॥ १४ ॥
सर्वे देवा अत्यायन्तु त्रिषंधेराहुतिः प्रिया । संधां महतीं रक्षत ययाग्रे असुरा जिताः ॥ १५ ॥
वायुरमित्राणामिष्वग्राण्याञ्चतु । इन्द्र एषां बाहून्प्रति भनक्तु मा शकन्प्रतिधामिषुम् ।
आदित्य एषामस्त्रं नि नाशयतु चन्द्रमा युतामगतस्य पन्थाम् ॥ १६ ॥

---

અર્થ — ( आंगिरस बृहस्पति ) આંગિરસના બૃહસ્પતિ અને ( ब्रह्मसंशिताः ऋषयः ) જ્ઞાનથી તીક્ષ્ણ થએલા બધા ઋષિ ( असुरक्षयण त्रिषंधिं वधं ) અસુરનાશક ત્રિષધી નામક વજ્રનો ( दिवि आश्रयन् ) દ્યુલોકમાં આસરો લેતા હતા [ १० ]

( येन असौ आदित्यः गुप्तः ) જેના વડે આ સૂરજ સુરક્ષિત થયો છે, ( उभौ इन्द्र च तिष्ठत ) અને બીજો ઇન્દ્ર આ બન્ને સુરક્ષિત રહે છે તે ( त्रिषंधिं ओजसे बलाय च ) ત્રિષધી નામના વજ્રને ઓજ અને બળના માટે ( देवा अभजन्त ) દેવોએ સ્વીકૃત કર્યું છે [ ११ ]

( आंगिरस बृहस्पति यं असुरक्षयणं वध ) આંગિરસ બૃહસ્પતિએ જે અસુર વિનાશક વજ્રને ( असिंचत ) સિંચીને તૈયાર કર્યું, ( अनया आहुत्या ) તે વજ્રના સ્વીકારથી ( देवाः सर्वान् लोकान् अजयन् ) બધા દેવોએ બધા લોકોને જીતી લીધા [ १२ ]

( आंगिरस बृहस्पतिः य असुरक्षयण वध वज्र असिंचत ) આંગિરસ બૃહસ્પતિએ જે અસુરનાશક વજ્રને સિંચી તૈયાર કર્યું, ( तेन अमू सेनां नि लिंपामि ) તે વજ્ર વડે આ શત્રુસેનાને નષ્ટ કરું છું. હે બૃહસ્પતિ ! ( ओजसा अमित्रान् हन्मि ) સામર્થ્ય વડે શત્રુઓનો નાશ કરું છું [ १३ ]

( ये वषट् कृतं अश्नन्ति ) જેઓ વષટ્કારથી અન્ન ભક્ષણ કરે છે, તે ( सर्वे देवा अति-आयन्ति ) બધા દેવો શત્રુઓનું આક્રમણ કરે છે હે દેવો ! ( इमां आहुतिं जुषध्वं ) આ આહુતિનો સ્વીકાર કરો, અને ( इतः जयत, मा अमुत ) અહીંથી શત્રુને જીતી લ્યો, ત્યાંથી નહિ [ १४ ]

( सर्वे देवा अति आयन्तु ) બધા દેવગણો શત્રુનું અતિક્રમણ કરે, ( त्रिषंध आहुतिः प्रिया ) ત્રિષધી વજ્રને બલિદાન પ્રિય છે ( यथा अग्रे असुरा जिताः ) જેથી શરૂઆતમાં રાક્ષસોનો પરાભવ કર્યો હતો, તે ( महतीं संधां रक्षत ) મોટી સધિની તમે બધા મળી રક્ષણ કરો [ १५ ]

( वायुः अमित्राणां इष्वग्राणि अञ्चतु ) વાયુ શત્રુઓના બાણોના અગ્રભાગોને નષ્ટ કરે ( इन्द्र एषां बाहून् प्रतिभनक्तु ) ઇન્દ્ર તેમના બાહુઓને કાપી નાંખે આ શત્રુ ( इषुं प्रतिधां मा शकन् ) બાણ ધનુષ્ય ઉપર મૂકવા સમર્થ ન થાય. ( आदित्यः एष अस्त्रं विनाशयतु ) સૂરજ તેમના અસ્ત્રોનો નાશ કરે અને ( चंद्रमा अगतस्य पन्थां युता ) ચંદ્રમા અપ્રાપ્ત શત્રુઓનો રસ્તો રોકી નાંખે [ १६ ]

यदिं प्रेयुर्देवपुरा ब्रह्म वर्माणि चक्रिरे ।
तनूपानं परिपाणं कृण्वाना यदुपोचिरे सर्वं तदरसं कृधि ॥ १७ ॥
क्रव्यादानुवर्तयन्मृत्युना च पुरोहितम् । त्रिषंधे प्रेहि सेनया जयामित्रान्प्र पद्यस्व ॥ १८ ॥
त्रिषंधे तमसा त्वममित्रान्परि वारय । पृषदाज्यप्रणुत्तानां मामीषां मोचि कश्चन ॥ १९ ॥
शितिपदी सं पतत्वमित्राणाममूः सिचः । मुह्यन्त्वद्यामूः सेना अमित्राणां न्यर्बुदे ॥ २० ॥
मूढा अमित्रा न्यर्बुदे जह्येषां वरंवरम् । अनया जहि सेनया ॥ २१ ॥
यश्च कवची यश्चाकवचोऽमित्रो यश्चाज्मनि । ज्यापाशैः कवचपाशैरज्मनाभिहतः शयाम् ॥ २२ ॥
ये वर्मिणो येऽवर्माणो अमित्रा ये च वर्मिणः । सर्वांस्ताँ अर्बुदे हतांछ्वानोऽदन्तु भूम्याम् ॥ २३ ॥
ये रथिनो ये अरथा असादा ये च सादिनः । सर्वानदन्तु तान्हतान्गृध्राः श्येनाः पतत्रिणः ॥२४॥
सहस्रकुणपा शेतामामित्री सेना समरे वधानाम् । विविद्धा ककजाकृता ॥ २५ ॥

---

અર્થ— ( यादि देवासुराः प्रेयुः ) દેવો પહેલાના જો એટલે શત્રુરૂપી રાક્ષસ અહીંથી દૂર નાસી ગયા અને તેમણે ( ब्रह्म वर्माणि चक्रिरे ) જ્ઞાન વડે બખ્તર તૈયાર કર્યા છે અને ( तनूपानं परिपाणं कृण्वानाः ) શરીરનું અને ગ્રામ વગેરે બધાનું રક્ષણ કરે છે અને જે ( उपोचिरे ) સ ગ્રહન કરી રહ્યા છે ( तत् सर्वं अरसं कृधि ) તે બધાને નીરસ બનાવો. [૧૭]

હે ત્રિષંધે ! ( क्रव्यादा अनुवर्तयन् ) માંસ ભક્ષકોને ઘેરીને ( मृत्युना च पुरोहितं ) મૃત્યુના આગળ મૂકી ( सेनया प्रेहि ) સેનાની સાથે આગળ વધ. ( अमित्रान् जय प्रपद्यस्व ) શત્રુઓને જીતી લે અને તેમને પ્રાપ્ત કર, એટલે પોતાના આધીન કર. [ ૧૮ ]

હે ત્રિષંધે ! ( त्वं अमित्रान् तमसा परि वारय ) તું શત્રુઓને અંધારાથી ઘેરી લે. ( पृषद्-आज्य-प्रणुत्तानां अमीषां ) પૃષદાજ્યથી પ્રેરીત થએલા આ શત્રુઓમાંથી ( कश्चन मा मोचि ) કોઇને પણ છોડતો નહિ. [૧૯]

( शितिपदी अमित्राणां अमूः सिचः संपततु ) સફેદ પગવાળી શક્તિ શત્રુઓની આ સેના ઉપર હુમલો કરે. હે ન્યર્બુદે ! ( अद्य अमूः अमित्राणां सेनाः मुह्यन्तु ) આજે આ શત્રુઓની સેનાઓ મોહિત જાય. [ ૨૦ ]

હે ન્યર્બુદે ! ( अमित्राः मूढाः ) દુશ્મન મૂરખ બની જાય. ( एषां वरं वरं जहि ) તેમના મુખીઓનો પરાભવ કર અને તેમને ( अनया सेनया जहि ) આ સેના વડે જીતી લે અથવા મારી નાંખ. [ ૨૧ ]

( यः च कवची ) જે કવચધારી છે, ( यः च अकवचः अमित्रः ) અને જે કવચ ધારણ ન કરનારા શત્રુ છે, ( यः च अज्मनि ) અને જે રથમાં છે, તે બધા શત્રુ ( ज्यापाशैः कवचपाशैः अज्मना अभिहतः शयां ) જ્યાના પાશથી અને કવચના પાશથી તેમજ રથના આઘાતથી ઘવાઇને નીચે પડે. [ ૨૨ ]

( ये वर्मिणः ये अवर्माणः ) જે કવચધારી અને જે કવચ ન ધારણ કરનારા અને ( ये च वर्मिणः अमित्रिणः ) જે કવચધારી શત્રુઓ છે, હે અર્બુદે ! ( तान् सर्वान् हतान् ) તે બધા મારેલાઓને ( भूम्यां श्वानः अदन्तु ) ભૂમિ ઉપર કુતરા ખાઇ જાય. [ ૨૩ ]

( ये रथिनः ये अरथाः ) જે રથવાળા છે અને જે રથ વગરના છે ( ये असादाः ये च सादिनः ) જેમની પાસે ઘોડા નથી અને જે ઘોડા ઉપર સવાર થએલા છે. ( सर्वान् तान् हतान् ) ને બધા મારવામાં આવેલા શત્રુઓને ( गृध्राः श्येनाः पतत्रिणः अदन्तु ) ગીધ, બાજ વગેરે પંખીઓ ખાઇ જાય. [ ૨૪ ]

( समरे वधानां आमित्री सेना ) યુદ્ધમાં મરી ગએલી શત્રુઓની સેના ( विविद्धा ककजाकृता शेताम् ) શસ્ત્રોથી વિદ્ધ થઇ અને વિકૃત આકારની બની નીચે પડે [ ૨૫ ]

मर्माविधं रोरुवतं सुपर्णैरदन्तु दुश्चितं मृदितं शयानम् ।
य इमां प्रतीचीमाहुतिममित्रो नो युयुत्सति ॥ २६ ॥
यां देवा अनुतिष्ठन्ति यस्या नास्ति विराधनम् । तयेन्द्रो हन्तु वृत्रहा वज्रेण त्रिषंधिना ॥ २७ ॥

અર્થ— ( यः अमित्रः ) જે શત્રુ ( नः इमां प्रतीचीं आहुतिं युयुत्सति ) અમારી આ પૂર્વાભિમુખ આવેલી સૈન્યની આહુતિની સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે. ( सुपर्णैः मर्माविधं रोरुवतं ) બાણો વડે મર્મોનું છેદન થવાના કારણે રડનારા ( दुश्चितं मृदितं शयानं अदन्तु ) દુઃખી ચિતવાળા મર્દિત થવાના કારણે જમીન ઉપર પડેલા તે શત્રુઓને હિંસ્ર પશુ ખાઇ જાય. [ ૨૬ ]

( यां देवाः अनुतिष्ठन्ति ) જેનું દેવ અનુષ્ઠાન કરે છે ( यस्या विराधनं नास्ति ) જેનો વિરોધ થતો નથી ( तया त्रिषंधिना वज्रेण ) તેના વડે તેમજ ત્રણ સાંધાવાળા વજ્ર વડે ( वृत्रहा इंद्रः हन्तु ) વૃત્રનો નાશ કરનારો ઇન્દ્ર શત્રુને હણી નાંખે. [ ૨૭ ]

---

# યુદ્ધની રીત

### ભયંકર યુદ્ધ

યુદ્ધ ભયંકર હોય છે; પણ શું થાય, માનવજાતીનાં હૈયાં જ્યાં સુધી શુદ્ધ ન બને ત્યાં સુધી યુદ્ધ અપરિહાર્ય છે. જ્યારે યુદ્ધ ટળી શકતું નથી, ઓછામાં ઓછું ત્વરિત ટળી શકવાનું જ નથી તો પછી તે પરિણામકારક બનાવવું જોઇએ. માટે યુદ્ધને પરિણામકારક બનાવવા અને ક્ષાત્રભાવની વૃદ્ધિ કરવા માટે વેદોમાં કેટલાક સૂકતો આપેલાં છે. તેમાં આ સૂકત વિશેષ મહત્ત્વનું છે. વાચકો આ દૃષ્ટિથી આ સૂકતનો અભ્યાસ કરે.

લડનારા વીર પોતાનું સંપૂર્ણ જીવન સમર્પણ કરી યુદ્ધ માટે તૈયાર થાય છે. ( उदाराः ) જીવન ઉપર ઉદાર બની જાય છે. પોતાના જીવનની જરાએ ચિંતા કરતા નથી. બધી સેનાના વીરો પોતપોતાના નિશાણો લઇ હુમલા કરવા તૈયાર બની જાય છે. પોતાના ઝંડાનું રક્ષણ કરવું એ સૈનિકોનું કર્તવ્ય છે. બધા સૈનિકો એટલે આપણી જોડે આપણી મદદ માટે આવેલાં બધા વીરો મળી શત્રુ ઉપર હુમલો કરે. ( મં ૧ ) અહીં સર્ગ, રાક્ષસ અને અન્ય લોકો પણ શત્રુ ઉપર હુમલો કરે એવું કહેલુ છે. એટલે સર્ગ, રાક્ષસ અને બીજા લોકો પણ લડવા આવેલા લાગે છે. જે કોઇ આપણા પક્ષના હોય તે બધાએ ભેગા મળી એક વિચારે શત્રુ ઉપર હુમલો કરવો. આપસમાં તડ ન હોય. હર કોઇના વિચારો જુદા જુદા ન હોય બધાએ એક વિચારે એક યોજના આંકી ભેગા થઇ શત્રુ જોડે લડવું અને શત્રુનો પૂર્ણપણે પરાજય કરવો.

### વજ્ર નિર્માણ

ત્રિસંધી નામનું એક પ્રકારનું વજ્ર છે. તે ઘણું પ્રખર હોય છે. ત્રણ ઠેકાણે આ હથિયારમાં સાંધા હોય છે, તેથી તેનું નામ ત્રિસંધી એવું પાડેલું છે. ત્રિસંધી વજ્ર છે આ વાત નીચે આપેલા મંત્રોમાં કહેલી છે—

**वज्रेण त्रिषंधिना ।** ( મં. ૩।૨૭ )
**यं वज्रं असिंचत ।** ( મં. ૧૨,૧૩ )

આ ત્રણ સાંધાવાળું વજ્ર છે. તેનાં ત્રણ સાંધા હોય છે. અને તે પાણીમાં સિંચન કરી બનાવવામાં આવે છે. એટલે આ પોલાદ હોવું જોઇએ. જે તપાવી પાણીમાં અથવા તેલ વગેરે પાતળા પદાર્થોમાં ભીંજાવી બનાવવામાં આવતું. તે બનાવવા વિષે કેટલાક ઉલ્લેખો આ સૂકતમાં છે. જે વાચકો શસ્ત્રનિર્માણની વિદ્યા જાણવા ઇચ્છાતા હોય તેમણે આ નિર્દેશો ધ્યાનમાં રાખવા જેવા છે.

### લાલ ઝંડાઓ

અરુણ ( લાલ ) રંગવાળા ઝંડા લઇ તેમજ પોતાના વજ્ર

સાથે રાખી બધા સૈનિકોએ તૈયાર થવુ જોઈએ આ રીતે બધુ સૈન્ય તૈયાર થયા પછી રાજા સૈનિકોને ઉદ્બોધન કરવા એવુ ભાષણ આપે-" હે શૂર સૈનિકો ! તમે બધા આ રાજ્યના સાચા માલિક છો, તમેજ આ રાજ્યના રક્ષક છો અને તમેજ તેને વધારનારા છો આ ભૂમિ ઉપર જે મનુષ્યમાત્ર છે તેમાં જે દુષ્ટ અથવા દુશ્ચરિત છે ( દુ -નામ ) દુષ્ટતાની સાથે જેમનું નામ પ્રખ્યાત થએલુ છે, તેમને દંડ કરવો એ બધા વીરોની ફરજ છે આ ભૂમડલનું રાજ્ય નિષ્કંટક કરવા માટે તમે બધા તૈયાર થયા છો તમારા હાથમાં ત્રિસધી ( ત્રણ સધાવાળુ ) નામનું વજ્ર જેવુ શસ્ત્ર છે જે ઘણુ શક્તિશાળી છે તેની મદદ વડે તમે દરેક દુશ્મનને જીતી શકો છો, માટે દુષ્ટ લોકોને શિક્ષા કરવી આ એકમાત્ર તમારી ફરજ છે આ વાત ધ્યાનમાં રાખો, ( चेतसि उपासत ) અને તે કદિ ભૂનતા નહિ (મ ૨) જે કારણે તમારે દુષ્ટોને શિક્ષા કરવાની છે, તે કારણે તમારા હાથે એવાં કર્મો ન થાય કે જે દોષ યુક્ત હોય એવા કર્મો તમારે ન કરવા જોઈએ માટે પોતાનું આચરણ વારવાર તપાસી જુઓ એવુ ભાષણ કરી રાજા પોતાના સૈનિકોને ઉત્સાહિત અને સાવધાન કરે

### બાણોનુ સ્વરૂપ

ત્રિ-સધી વજ્રના જોડે બાણધારી સૈનિકો પણ છે બનેનો હુમલો શત્રુ ઉપર એકી સાથે થાય બાણ અનેક પ્રકારના હોય છે પણ ત્રીજા મત્રમાં નીચે વર્ણવેલા બાણોનો ઉલ્લેખ છે—

૧ **अयोमुखा** – જેના આગળના ભાગમાં પોલાદ વપરાએલુ છે જેથી બાણનુ અગ્ર તીખુ રહી શકે છે

૨ **सूचीमुखा** – સોયની જેમ જેમના અગ્રભાગ છે એવા બાણ એવા બાણ શત્રુના શરીરમાં સહેલાઇથી પેસી-ઘુસી જાય

૩ **विकङ्कतीमुखा** – કાંસકીના જેમ કાંટીવાળા મોઢાના અથવા કંકપખાની ચાંચના જેમ અગ્રભાગવાળા તેથી વિશેષ મારકતા સૂચવેલી છે

: **वातरंहस** ' અને ' **क्रव्यादा** ' આ શબ્દો બાણની ઝડપ અને તેની મારકતા સૂચવે છે આ પ્રકારના બાણ શત્રુ ઉપર ફેંકવામાં આવે અને સાથે સાથે ત્રિસધી વજ્રનો પ્રયોગ થતો રહે (મ. ૩)

ત્રિસધી વજ્રનો પ્રયોગ કરનારી સેના જેની પાસે હોય તે શત્રુને જીતવા ખાતરીથી સમર્થ બનશે કારણ કે તેની સેનાના વીરો પોતના જીવનનું બલિદાન કરવા માટે તૈયાર રહે છે અને યુદ્ધસાધનો પણ તેમની પાસે સારા એવા હોય છે એટલે એવી સેના વડે સમરભૂમીમાં શત્રુના ઘણા મુડદા પાડવાનો સભવ શકયતા રહે છે (મ ૪)

સેનાપતિએ એવી પોતાની સેના તૈયાર કરી શત્રુ ઉપર હુમલો કરવો યુદ્ધમાં પોતાના જીવનની આહુતિ આપનાર સૈનિકો હોવા જોઈએ નહિ તો ત્રિસધી વજ્રનુ સમાધાન થતું નથી ( त्रि-षधेः आहुतिः प्रिया ) ત્રિસધી વજ્રને આ પ્રકારની આહુતિ પ્રિય હોય છે (મ ૫)

આથી જ્ઞાન થાય છે કે ત્રિસધી નામનુ વજ્ર ચલાવવુ સહેલુ નથી શત્રુની સેનામા ઘુસી જઇ તેનો ઉપયોગ કરાય છે અને માટેજ પોતાના જીવનની આહુતિ આપનારા વીરો જ ત્રિસધી વજ્રના માટે પ્રિય સમજવામાં આવતા હતા

ત્રીજા મત્રમાં બાણના ત્રણ પ્રકારો કહ્યા, હવે અહીં ફરી બીજા બે પ્રકાર કહ્યા છે—

૪ **शितिपदी**– તીખા ફાળવાળા બાણ, જે બાણનો અગ્રભાગ પોલાદનો બનાવેલો હોવાના કારણે અત્યત તીણો હોય છે આ વિશેષણ દરેક પ્રકારના બાણ માટે ઉપયોગી જેવું છે

૫ **चतुष्पदी**– ચાર ફાળવાળા બાણ આમાં કાપનારી અણીઓ-અગ્ર-ચાર હોય છે પહેલા બાણોના વર્ણન જોડે આ પ્રકારના બાણોનો વિચાર પણ વાચકોએ કરવો

આ બધા બાણ શત્રુસેનાને પુરતા પ્રમાણમાં કાપે આ મત્રમાં ' कृत्या ' નામનો કોઈ વિનાશક પ્રયોગનો ઉલ્લેખ કર્યો છે 'कृत्या ' નો અર્થ કરનારી આ કૃત્યાનું વર્ણન અથર્વવેદમાં અનેક ઠેકાણે આવેલુ છે આ શુ પ્રયોગ છે ? તેનું સારૂ એવુ જ્ઞાન પ્રાપ્ત થતું નથી આ ત્રિસધી વજ્ર ધારણ કરનારી સેના સાથે આ કૃત્યાનો પ્રયોગ થઈ શત્રુ સેનાના નાશ થતો હશે માટે તે એક વિશેષ પ્રકારનું શસ્ત્ર હોવુ જોઇએ પણ કૃત્યા પ્રયોગની વિશેષ શોધખોળ થવી જરૂર છે (મ ૬)

### ધુમાડાનો પ્રયોગ

' धूमाक्षी ' શબ્દો વડે સાતમા મત્રમાં ધુમાડાથી શત્રુ

સેનાને પીડિત કરવી, એવું વર્ણન છે આ ધુમાડો કઇ પ્રકારે કરવામાં આવતો તેની મ હિતી મળતી નથી પણ શત્રુસેના ખુલ્ના મેદાનમાં હોવાથી આ ધુમાડાથી પીડિત થઇ જતી એમાં કોઇ શ કાને સ્થ ન નથી આ ધૂમાસ્ત્ર પ્રયોગ જ છે ધુમાડાનું કોઇ અસ્ત્ર શત્રુ ઉપર ફેંકવામાં આવતું એમ અહીં લાગે છે તે શત્રુસેનામાં જઇ પડે છે, ફૂટે છે અને તેમાંથી નિકળ નારો ધુમાડો સૈનિકોમાં પ્રસરે છે જેથી તે ગભરાઇ જતાં આ ધુમાડાથી ( **સંતપતુ** ) શત્રુના સૈન્યને તાપ લાગે અને કદાચ તાન આવતો હોય ફક્ત મ નસિક સ તાપનો અહીં ઉલ્લેખ નથી પણ શારીરિકતાપનો જ ઉલ્લેખ છે

આ ધુમાડાથી જેમ તાન આવે તેમજ કાનનું પણ દરદ ( **कृधुकर्णी** ) પણ થતું હશે અને તે દરદ એટલું ભયાનક હોય છે કે સૈનિકો ( **क्रोशतु** ) ચીસો પાડવા લાગે એટલી ભય કર પીડા થતી હશે, એટલો ભય કર આ ધુમાડાનો પ્રયોગ છે આ ધુમાડ ના પ્રયોગથી આંખ, ફેફસા વગેરેને પીડા, શરીરમાં તાન, કાનમાં પીડા અને આ બધાનો પરિણામ શત્રુસેનાનો આક્રોશ, રડવુ, ચીસો પાડવી એટલા પ્રબળ શસ્ત્રા સ્ત્રો જેની પાસે હોય તે વિજયી બનશે એમાં શુ આશ્ચર્ય ! આ પ્રકારનો વિજય પ્રાપ્ત થવાથી સૈનિકો પોતાના લાલ ઝંડા ઉંચા કરી વિજયનો આન દ પ્રગટ કરે છે ( મ ૭ )

ઉપર કહ્યા મુજબ શત્રુસેના કપાઇ ગયા પછી હિંસ્ર પશુ, પ ખીઓ તે મુડદા ખાય છે તે મુડદાઓની વ્યવસ્થા કરવા પણ શત્રુસેનામાંથી કોઇ બચી શકે નહિ એવો આશય અહીં બતાવ્યો છે એટલે ટૂંકમાં કહેવાનો મતલબ એમ છે કે એવા શત્રુનો પરાજય થયો છે ( મં ૮ )

સુસેદ્ધ કરેલા રાજાના સૈનિકો ભેગા થઇ જાય અને નિશ્ચિત કરેલા રસ્તે શત્રુ ઉપર હુમલો કરી શત્રુનો પરાજય કરે, શત્રુસેનાનો નાશ કરવા માટે ત્રિસ ધી નામના વજ્રનો પ્રયોગ કર્યા કરે ( મ. ૯-૧૦ )

ત્રિ-સ ધી વજ્રની સહાયતા થી સૈનિકોમાં વિલક્ષણ સામ ર્થ્ય નિર્માણ થાય છે દેવો પણ આ વજ્રનો આશરો લે છે તો માણસો એ તેનો આસરો કેમ ન લેવો ? ( મ ૧૧ ) શત્રુનો નાશ કરનારા આ વજ્ર વડે દેવો એ બધા લોક જીતી લીધા તેથી મનુષ્યે તે વજ્રનો ઉપયોગ કરવો અને વિજય મેળવો ( મ ૧૨-૧૫ ) આ મ ત્રોમાં એટલું કહ્યું છે કે આ ત્રિસ ધી નામના વજ્રનો ઉપયોગ દેવો પણ કરે છે તેથી સૂચિત થાય છે કે માણસોએ પણ તેનો ઉપયોગ કરવો

શત્રુસેનાના બાણોની ધાર ખરાબ કરવી, તેમના શસ્ત્રા સ્ત્રો નકામાં કરવાં, તેમના હાથ કાપી નાખવા અથવા એવા અશકત બનાવવા કે તેઓ બાણ ચલાવી શકે નહિ તેમના અસ્ત્રોને નકામા બનાવવા, તેમનો માર્ગ અશુદ્ધ કરવો આ પ્રકારે શત્રુનું કાર્ય અસફળ કરવુ જોઇએ ( મ ૧૬ )

શત્રુના ( **तनूपान** ) બખ્તર તોડવા, તેમના ગઢ ( **परि-वाण** ) ફોડવા, પાડવા, તોડવા અથવા આ પ્રકારે તેમની સર ક્ષક સામગ્રીને હાનિ પહોંચાડવી અને તેમની બધી યોજનાઓ અસફલ કરવી અને તેમને જીતવુ જોઇએ. ( મ ૧૭ )

શત્રુસેનાની સામે મરણ જ ઉભુ રહે હિંસક શસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ તેમની ઉપર થતો રહે આ પ્રકારે આપણી સેનાએ શત્રુ ઉપર હુમલો કરવો જોઇએ અને શત્રુઓનો પરાજય કરવો જોઇએ. ( મ ૧૮ )

## તમસાસ્ત્રનો પ્રયોગ

ઓગણીસમા મ ત્રમાં શત્રુ ઉપર ( **तमसा परिवारय** ) અ ધારાનો પ્રયોગ કરવાની સૂચના છે તે પણ ધુમાડા જેવો જ પ્રયોગ હશે કે જેથી અ ધારામાં સપડાયા જેમ શત્રુઓને કંઇ દેખાતુ નહિ હોય આ હુમલો એટલો ભયાનક છે કે તેમાંથી શત્રુપક્ષનો કોઇ વીર બચે જ નહિ ( મ ૧૯ )

## સ મોહનાસ્ત્રનો પ્રયોગ

પછી વીસમા મ ત્રમાં ( **मुह्यतु** ) સ મોહન કરવાનો ઉલ્લેખ છે બધી શત્રુસેના મૂર્છિત બની જાય તેમને કંઇ સૂઝે નહિ અહીં કોઇ શકિત શત્રુ ઉપર ફેંકવાની છે કે જે તેમની વચ્ચે પડતાં બધા મોહિત બની જાય છે જ્યારે બધા સૈનિકો ભ્રાંતચિત્ત બની જાય ત્યારે તેમની પાસે જઇ કોઇ પણ તેમને વાઢી નાખે ( મ ૨૦ ) શત્રુ ( **मूढा** ) મોહિત થઇ મૂઢ બન્યા છે, તેમને કર્તવ્ય કરવાની બુદ્ધિ રહેતી નથી આ પ્રમાણે મોહિત થયા પછી તેમના વીરોને ( **वरं वरं जहि** ) કાપી નાંખવામાં આવે કારણ કે મોહિત અવસ્થામાં કોઇ તેમની પાસે પહોંચે તો કોઇ ડર નહિ પણ આ બધુ જલ્દી કરવુ જોઇએ કારણ કે મોહનાસ્ત્રનો પરિણામ અમુક સમય સુધી રહી શકે છે એટલે તેટલા સમયમાં પોતાનું કામ સમજીને પુરું કરવુ જોઇએ ( મ ૨૧ )

શત્રુ ભલે કવચ ધારણ કરી આવેલો હોય અથવા કવચ ધારણ કર્યા વગર આવેલો હોય, તેને પાશો વડે બાંધી તેનો નાશ કરવો જોઇએ. આ પ્રકારે નાશ પામેલી શત્રુસેના ભૂમિ ઉપર પડી જાય અને તે મુડદાઓને કુતરાઓ ખાઇ જાય. ( મં. ૨૨-૨૩ ) રથો, પદાતી તેમજ બીજા પ્રકારની શત્રુ-સેના સુદ્ધાં આ પ્રકારે નષ્ટ થઇ જાય. ( મં. ૨૪-૨૫ ) યુદ્ધ એવું કરવું જોઇએ કે જેથી એક પણ શત્રુ બચે નહિ શત્રને નિઃશેષ પરાજીત કરવા અથવા કાપી નાંખવા જોઇએ. કારણ કે શત્રુમાંથી થોડા પણ બાકી રહ્યા તો તે ફરી ઉભા થાય છે. અને પીડા આપતા રહે. માટે યુદ્ધમાં તેનો પૂરો નાશ કરવો જોઇએ.

શત્રુનો પૂર્ણ પરાજય થાય, બાણોથી શત્રુના મર્મસ્થાન વિંધાય અને તે ભ્રાંતચિત્ત બની રડવા સિવાય તેનો બીજો રસ્તો બાકી ન રહે. ( મં. ૨૬ ) ત્રિસંધી વજ્ર જ ઘણું મોટું પ્રભાવશાળી શસ્ત્ર છે, તેના પ્રયોગથી શત્રુને પૂરો નષ્ટ કરવામાં આવે. ( મં. ૨૭ )

આ પ્રકારે આ સૂકતમાં યુદ્ધ વિદ્યાનો ઉપદેશ આપ્યો છે. વાચકોએ એને વાચી વેદની યુદ્ધનીતિ જાણવી અને તેમાં જે ગ્રાહ્યભાગ છે તેટલો ગ્રહણ કરવો.

# યુદ્ધની તૈયારી

## કાંડ ૧૧, સૂકત ૯

( ऋषिः- काङ्कायनः । देवता- अर्बुदिः । )

ये बाहवो या इषवो धन्वनां वीर्याणि च । असीन्परशूनायुधं चित्ताकूतं च यद्धृदि ।
सर्वं तदर्बुदे त्वममित्रेभ्यो दृशे कुरूदारांश्च प्र दर्शय ॥ १ ॥
उत्तिष्ठत सं नह्यध्वं मित्रा देवजना यूयम् । संदृष्टा गुप्ता वः सन्तु या नो मित्राण्यर्बुदे ॥ २ ॥
उत्तिष्ठतमा रभेथामादानसंदानाभ्याम् । अमित्राणां सेना अभि धत्तमर्बुदे ॥ ३ ॥
अर्बुदिर्नाम यो देव ईशानश्च न्यर्बुदिः । याभ्यामन्तरिक्षमावृतमियं च पृथिवी मही ।
ताभ्यामिन्द्रमेदिभ्यामहं जितमन्वेमि सेनया ॥ ४ ॥

---

અર્થ— હે ( अर्बुद ) શત્રુનો નાશ કરનાર ! ( ये बाहवः ) જે હાથ છે, ( याः इषवः ) જે બાણો છે. જે ( धन्वनां वीर्याणि ) શસ્ત્ર ધારણ કરનારાઓનો પરાક્રમ છે, તેમજ ( असीन् परशून् आयुधं ) તલવાર, કુહાડી અને આયુધો, તેમજ ( यत् हृदि चित्ताकूतं च ) જે હૃદયમાં સંકલ્પ છે, ( तत् सर्वं ) તે બધું ( त्वं अमित्रेभ्यः दृशे कुरु ) તું શત્રુઓને ડર બતાવવા માટે તૈયાર કર અને ( उदारान् च प्रदर्शय ) મોટા મોટા સ્ફોટક શસ્ત્રો શત્રુ-ઓને બતાવ. [ ૧ ]

હે ( मित्राः देवजनाः ) મિત્રો અને દેવજનો ! ( यूयं उत्तिष्ठत ) તમે ઉઠો અને ( सं नह्यध्वं ) તૈયાર થાવો. હે ( अर्बुदे ) શત્રુનો નાશ કરનાર ! ( या नः मित्राणि ) જે અમારા મિત્રો છે તેમને તમે ધ્યાનમાં રાખો, અને ( वः संदृष्टा गुप्ताः सन्तु ) તમારા બધા સૈનિકો જોઇ શકાય એવા સુરક્ષિત થાવ. [ ૨ ]

હે ( अर्बुदे ) શત્રુનો નાશ કરનાર ! ( उत्तिष्ठतं आरभेथां ) ઉઠો અને યુદ્ધનો પ્રારંભ કરો. ( आदान-संदानाभ्यां ) ધરપકડ કરી ( अमित्राणां सेनाः अभिधत्तं ) શત્રુની સેનાને ઘેરી લો. [ ૩ ]

( यः अर्बुदिः नाम देवः ) જે અર્બુદિ નામનો સેનાનો અધ્યક્ષ છે અને ( यः न्यर्बुदिः ईशानः ) જે ન્યર્બુદિ નામનો સેનાનો પ્રમુખ છે, ( याभ्यां अन्तरिक्षं आवृतं ) જેઓએ આ અંતરિક્ષ ઘેરી નાંખેલું છે. ( इयं च मही पृथिवी ) આ મોટી પૃથ્વી પણ વ્યાપ્ત થએલી છે. ( ताभ्यां इंद्रमेदिभ्यां सेनया जितं इति अहं अन्वेमि ) તે ઇંદ્ર અને મેદીના વડે સેના દ્વારા શત્રુને જીતી લીધો, એટલે તેમની પાછળ હું જાઉં છું. [ ૪ ]

उत्तिष्ठ त्वं देवजनार्बुदे सेनया सह । भञ्जन्नमित्राणां सेनां भोगेभिः परि वारय ॥ ५ ॥
सप्त जातान्न्यर्बुद उदाराणां समीक्षयन् । तेभिष्ट्वमाज्ये हुते सर्वैरुत्तिष्ठ सेनया ॥ ६ ॥
प्रतिघ्नानाश्रुमुखी कृधुकर्णी च क्रोशतु । विकेशी पुरुषे हते रदिते अर्बुदे तव ॥ ७ ॥
संकर्षन्ती करूकरं मनसा पुत्रमिच्छन्ती । पतिं भ्रातरमात्स्वान्रदिते अर्बुदे तव ॥ ८ ॥
अलिक्लवा जाष्कमदा गृध्राः श्येनाः पतत्रिणः ।
ध्वाङ्क्षाः शकुनयस्तृप्यन्त्वमित्रेषु समीक्षयन्रदिते अर्बुदे तव ॥ ९ ॥
अथो सर्वं श्वापदं मक्षिका तृप्यतु क्रिमिः । पौरुषेयेऽधि कुणपे रदिते अर्बुदे तव ॥ १० ॥
आ गृह्णीतं सं बृहतं प्राणापानान्न्यर्बुदे ।
निवाशा घोषाः सं यन्त्वमित्रेषु समीक्षयन्रदिते अर्बुदे तव ॥ ११ ॥
उद्वेपय सं विजन्तां भियामित्रान्त्सं सृज । उरुग्राहैर्बाह्वङ्कैर्विध्यामित्रान्न्यर्बुदे ॥ १२ ॥

---

અર્થ— હે ( देवजन अर्बुदे ) દેવજન-શત્રુનો નાશ કરનાર ! ( त्वं सेनया सह उत्तिष्ठ ) તું સેનાની સાથે ઉઠ. ( अमित्राणां सेनां ) શત્રુઓની સેનાને ( भोगेभिः भञ्जन् परिवारय ) પોતાની પકડ વડે ઘેરી નાશ કર. [ ૫ ]

હે ( न्यर्बुदे ) શત્રુનો નાશ કરનાર ! ( उदाराणां सप्त जातान् समीक्षयन् ) સ્ફોટક અસ્ત્રોના સાત પ્રકાર જોઇ ( आज्ये हुते ) ઘીની આહુતિ આપે છે. ( तेभिः सर्वैः सेनया त्वं उत्तिष्ठ ) તે બધાને સાથે લઇ પોતાની સેનાની સાથે તું ઉઠ. [ ૬ ]

હે ( अर्बुदे ) શત્રુનો નાશ કરનાર વીર ! ( तव रदिते ) તારું આક્રમણ થવાથી ( पुरुष हते ) શત્રુના વીર મરી જવાથી તેની સ્ત્રી ( विकेशी कृधुकर्णी ) વાળ છુટા છોડી ભૂષણ રહિત કાનોથી ( अश्रुमुखी प्रतिघ्नाना ) આંસુઓથી ભરેલા મોઢે રડતી છાતી પીટતી ( क्रोशतु ) મોટો આક્રોશ કરે. [ ૭ ]

હે ( अर्बुदे ) શત્રુનો નાશ કરનાર ! ( तव रदिते ) તારો હુમલો થવાથી ( करूकरं संकर्षन्ती ) હાથ પગ ઘસતી ( मनसा पुत्रं इच्छन्ती ) મનથી પુત્રની ઇચ્છા કરનારી ( पतिं भ्रातरं आत् स्वान् ) પતિ, ભાઇ અને પોતાના સગા સંબંધીનું કલ્યાણ ઇચ્છનારી પત્ની પુષ્કળ શોક પામે. [ ૮ ]

હે ( अर्बुदे ) શત્રુનો નાશ કરનાર ! ( तव रदिते ) તારો હુમલો થવાથી ( अलिक्लवाः जाष्कमदाः ) ભયાનક, માંસ ખાનારા મોટા મોટા પંખીઓ ( गृध्राः श्येनः पतत्रिणः ) ગીધ, બાજ અને પંખીઓ ( ध्वाङ्क्षाः शकुनयः ) કાગડા અને શકુની પંખી ( अमित्रेषु तृप्यन्तु ) શત્રુની મૃત સેનાનું માંસ ખાઇ તૃપ્ત થાય, એવું તું ( समीक्षयन् ) જોતો રહે. [ ૯ ]

હે ( अर्बुदे ) શત્રુનો નાશ કરનાર ! ( तव रदिते ) તારો હુમલો થવાથી ( पौरुषेये कुणपे अधि ) શત્રુ સેનાના વીર પુરુષોના મુડદા ઉપર ( अथो सर्वं श्वापदं ) બધા જાનવર ( मक्षिकाः क्रिमिः तृप्यतु ) માખીઓ અને કીડા બધા તૃપ્ત થાય. [ ૧૦ ]

હે ( अर्बुदे न्यर्बुदे ) શત્રુનો નાશ કરનાર વીરો ! ( तव रदिते ) તારો હુમલો શત્રુ ઉપર થવાથી ( समीक्षयन् ) અને જોઇ જોઇને હુમલો થવાથી ( प्राणापानान् बृहन्तं सं आगृह्णीतं ) શત્રુના પ્રાણોને પકડો અને મોટો હુમલો કરો, તેથી ( अमित्रेषु निवाशाः घोषाः सं यन्तु ) શત્રુસેનામાં મોટો કોલાહલ શરૂ થાય. [ ૧૧ ]

હે ( अर्बुदे ) શત્રુનાશક વીર ! ( अमित्रान् उद्वेपय ) શત્રુઓને ભયભીત કર. ( सं विजन्तां ) શત્રુ ડરના માર્યા નાસવા લાગે. ( भिया संसृज ) શત્રુ ભયભીત બને. ( उरुग्राहैः बाह्वङ्कैः अमित्रान् विध्य ) મોટી પકડવાળા હાથથી ફેંકવા યોગ્ય શસ્ત્રોથી શત્રુઓને મારો. [ ૧૨ ]

मुह्यन्त्वेषां बाहवश्चित्ताकूतं च यद्धृदि । मैषामुच्छेषि किं चन रदिते अर्बुदे तव ॥ १३ ॥
प्रतिघ्नानाः सं धावन्तूरः पटूरावाघ्नानाः ।
अघारिणीर्विकेश्यो रुदत्यः पुरुषे हते रदिते अर्बुदे तव ॥ १४ ॥
श्वन्वतीरप्सरसो रूपका उतार्बुदे । अन्तःपात्रे रेरिहतीं रिशां दुर्णिहितैषिणीम् ।
सर्वास्ता अर्बुदे त्वममित्रेभ्यो दृशे कुरुदारांश्च प्र दर्शय ॥ १५ ॥
खडूरेऽधिचङ्क्रमां खर्विकां खर्ववासिनीम् य उदारा अन्तर्हिता गन्धर्वाप्सरसश्च ये ।
सर्पा इतरजना रक्षांसि ॥ १६ ॥
चतुर्दंष्ट्राञ्छ्यावदतः कुम्भमुष्काँ असृङ्मुखान् स्वभ्यसा ये चोद्भ्यसाः ॥ १७ ॥
उद्वेपय त्वमर्बुदेऽमित्राणाममूः सिचः । जयांश्च जिष्णुश्चामित्राँ जयतामिन्द्रमेदिनौ ॥ १८ ॥
प्रब्लीनो मृदितः शयां हतोऽमित्रो न्यर्बुदे । अग्निजिह्वा धूमशिखा जयन्तीर्यन्तु सेनया ॥ १९ ॥

---

અર્થ— હે ( अर्बुदे ) શત્રુનાશક વીર ! ( तव रदिते ) તારું આક્રમણ થવાથી ( एषां बाहवः मुह्यन्तु ) શત્રુના હાથો શિથીલ બની જાય, ( यत् हृदि चित्ताकूतं च ) જે તેમના અંતરની ઇચ્છાઓ હોય તે નિઃસત્વ બની જાય, ( एषां किंचन मा उच्छेषि ) તે શત્રુઓમાંથી કોઇ પણ બચવા ન પામે. [ ૧૩ ]

હે ( अर्बुदे ) શત્રુનો નાશ કરનાર ! ( तव रदिते ) તારો હુમલો થવાથી ( पुरुषे हते ) શત્રુના વીર પુરુષો મરી ગયા પછી તેમની સ્ત્રીઓ ( उरः प्रतिघ्नानाः ) છાતી કુટતી ( पटूरौ आघ्नानाः ) સાથળ ઉપર હાથ ઠોકતી ( अघारिणीः विकेश्यः रुदत्यः ) તેલ ન લગાવેલ વાળો છુટા વિખેરી રડતી રહેશે. [ ૧૪ ]

હે ( अर्बुदे ) શત્રુનાશક વીર ! ( श्वन्वतीः रूपकाः अप्सरसः ) કુતરાને સાથે લઇ જનારી સ્ત્રીઓ, ( उत ) અને ( अन्त. पात्रे रेरिहतीं रिशां ) વાંસણ ચાટનારી હિંસક પ્રવૃત્તિની સ્ત્રીઓ ( दुर्णिहितैषिणां ) દુષ્ટ દષ્ટિવાળી કુતરીઓ ( सर्वाः ताः त्वं अमित्रेभ्यः दृशे कुरु ) આ બધું તું શત્રુને બતાવવા તૈયાર કર અને ( उदारान् च प्रदर्शय ) સ્ફોટક અસ્ત્ર પણ બતાવ. [ ૧૫ ]

( ख-दूरे अधि चंक्रमां ) આકાશમાં ઘુમનારી ( खर्विकां खर्ववासिनी ) ન્હાની અને ન્હાના સ્થાન પર રહેનારી હિંસ પક્ષિકાને બતાવ ( ये अन्तर्हिताः उदाराः ) જે છુપાવી રાખેલા સ્ફોટક અસ્ત્રો છે તેનો ઉપયોગ કર. ( ये गन्धर्वाः अप्सरसः च सर्पाः इतरजनाः रक्षांसि ) ગંધર્વ, અપ્સરા, સર્પ, રાક્ષસ અને બીજા લોકો છે તેમજ જે ( चतुर्दंष्ट्रान् श्यावदतः ) ચાર દાઢવાળા અને કાળા દાંતવાળા ( कुम्भमुष्कान् असृङ्मुखान् ) ઘડા જેમ ઈંડાવાળા અને મોઢામાંથી લોહી કાઢનારા ( ये स्वभ्यसाः ये च उद्भ्यसाः ) જે પોતે ડરી જનારા અને જે બીજાને ડરાવનારા છે તે બધા શત્રુઓને બતાવ. [ ૧૬-૧૭ ]

હે ( अर्बुदे ) શત્રુનો નાશ કરનારા ! ( त्वं अमित्राणां अमूः सिचः उद्वेपय ) તું આ શત્રુસેના સમૂહને કંપાયમાન કર. ( जिष्णुः अमित्रान् जयान् ) જયશીલ વીર શત્રુઓને જીતે અને ( इन्द्र-मेदिनौ जयतां ) રાજા અને મિત્ર બંનેનો વિજય થાય. [ ૧૮ ]

હે ( अर्बुदे ) શત્રુનો નાશ કરનાર ( अमित्रः प्रब्लीनः मृदितः हता शयां ) શત્રુ ઘેરાઇ જઇ કપાઇને મરી જાય પોતાની ( सेनया अग्निजिह्वाः धूमशिखाः जयन्तीः यन्तु ) સેનાની સાથે અગ્નિની જ્વાળાઓ અને ધુમાડાના ગોટેગોટા વિજય કરતા ચાલ્યા જાય. [ ૧૯ ]

तयार्बुदे प्रणुत्तानामिन्द्रो हन्तु वरंवरम् । अमित्राणां शचीपतिर्मामीषां मोचि कश्चन ॥ २० ॥
उत्कसन्तु हृदयान्यूर्ध्वः प्राण उदीषतु । शौष्कास्यमनु वर्ततामुमित्रान्मोत मित्रिणः ॥ २१ ॥
ये च धीरा ये चाधीराः पराञ्चो बधिराश्च ये । तमसा ये च तूपरा अथो बस्ताभिवासिनः ।
सर्वांस्ताँ अर्बुदे त्वममित्रेभ्यो दृशे कुरुदारांश्च प्रदर्शय ॥ २२ ॥
अर्बुदिश्च त्रिषंधिश्चामित्रान्नो वि विध्यताम् ।
यथैषामिन्द्र वृत्रहन्हनाम शचीपतेऽमित्राणां सहस्रशः ॥ २३ ॥
वनस्पतीन्वानस्पत्यानोषधीरुत वीरुधः । गन्धर्वाप्सरसः सुर्पान्देवान्पुण्यजनान्पितॄन् ।
सर्वांस्ताँ अर्बुदे त्वममित्रेभ्यो दृशे कुरुदारांश्च प्र दर्शय ॥ २४ ॥
ईशां वो मुरुतो देव आदित्यो ब्रह्मणस्पतिः । ईशां व इन्द्रश्चाग्निश्च धाता मित्रः प्रजापतिः ।
ईशां व ऋषयश्चक्रुरमित्रेषु समीक्षयन्रदिते अर्बुदे तव ॥ २५ ॥
तेषां सर्वेषामीशाना उत्तिष्ठत सं नह्यध्वं मित्रा देवजना यूयम् ।
इमं संग्रामं संजित्य यथालोकं वि तिष्ठध्वम् ॥ २६ ॥

---

અર્થ— હે ( अर्बुदे ) શત્રુનો નાશ કરનાર ! ( तया प्रणुत्तानां अमित्राणां ) તે સેનામાંથી નસાડેલા શત્રુઓના ( वरं वरं शचीपतिः इन्द्रः हन्तु ) મુખ્ય વીરોને શક્તિશાળી વીર મારી નાંખે, ( अमीषां कः चन मा मोचि ) તેમના માંથી કોઇ પણ જાય નહિ. [ ૨૦ ]

( हृदयानि उत्कसन्तु ) શત્રુઓના હૃદય ઉખડી જાય. ( प्राणः ऊर्ध्वः उदीषतु ) શત્રુના પ્રાણ ઉંચા ઉંચા ચાલ્યા જાય. ( अमित्रान् शौष्कास्यं अनुवर्तता ) શત્રુઓના મોઢા સુકાઇ જાય. પણ ( मित्रिणः मा उत ) અમારા મિત્રોને આ કષ્ટ ન થવા પામે. [ ૨૧ ]

હે ( अर्बुदे ) શત્રુનો નાશ કરનાર ! ( ये च धीराः ये च अधीराः ) જે ધૈર્યશાળી છે અને જે બીકણ છે, ( ये पराञ्चः ये च बधिराः ) જે દૂર નાસી જનારા અને જે બહેરા છે. ( तमसा ये च तूपराः ) અંધકારથી જે ઘેરાએલા છે ( अथो बस्ताभिवासिनः ) અને જે બકરાની જેમ ગુજરાન કરનારો છે ( सर्वान् तान् त्वं अमित्रेभ्यः दृशे कुरु ) તે બધાને તું શત્રુઓને બતાવવા આગળ કર અને ( उदारान् च प्रदर्शय ) સ્ફોટક અસ્ત્રો શત્રુઓને બતાવ. [ ૨૨ ]

( अर्बुदिः च त्रिषंधिः च ) અર્બુદિ અને ત્રિષંધી એવા અમારા વીરો, ( नः अमित्रान् विविध्यतां ) અમારા શત્રુઓને મારી નાંખે. ( वृत्रहन् शचीपते इन्द्र ) હે વૃત્રનો નાશ કરનાર શચીપતે ઇન્દ્ર પ્રભો ! ( यथा एषां अमित्राणां सहस्रशः हनाम ) આ શત્રુઓને હજારોની સંખ્યામાં અમે મારી નાંખીએ. [ ૨૩ ]

હે અર્બુદે ! વનસ્પતિઓ અને વનસ્પતિથી બનેલા પદાર્થો, ઔષધિઓ, વેલાઓ, ગંધર્વ, અપ્સરા, સર્પ, દેવો, પુણ્યજનો અને પિતરોને તું ( अमित्रेभ्यः दृशे कुरु ) શત્રુઓને બતાવ અને ( उदारान् च प्रदर्शय ) સ્ફોટક અસ્ત્રોને પ્રદર્શિત કર જેથી શત્રુ ગભરાઇ જશે. [ ૨૪ ]

હે અર્બુદે ! ( तव रदिते ) તારો હુમલો થતાં ( अमित्रेषु समीक्षयन् ) શત્રુઓનું નિરીક્ષણ કર્યા પછી અમારા શત્રુઓના ઉપર ( मरुतः देवः आदित्यः ब्रह्मणस्पतिः ) આદિત્ય દેવ, બૃહસ્પતિ અને મરુતો ( ईशां चक्रुः ) અધિકાર ચલાવે. ઇન્દ્ર, અગ્નિ, ધાતા, મિત્ર, પ્રજાપતિ આ દેવો ( वः ईशां चक्रुः ) તમે શત્રુ ઉપર શાસન કરો. ( ऋषयः ) ઋષિઓ ( ईशां चक्रुः ) શાસન કરે. [ ૨૫ ]

હે ( मित्राः ) મિત્રો ! હે ( देवजनाः ) દેવજનો ! ( यूयं तेषां सर्वेषां ईशानाः ) તમે તે બધા શત્રુઓના અધિપતિ થાવ ( उत्तिष्ठत सं नह्यध्वं ) ઉઠો તૈયાર થાવ. ( इमं संग्रामं संजित्य ) આ યુદ્ધમાં સારી રીતે જય પ્રાપ્ત કરી ( यथालोकं वितिष्ठध्वं ) પોતાના દેશમાં જઇ સુખી થાવ. [ ૨૬ ]

# યુદ્ધની તૈયારી

## યુદ્ધની નીતિ

વેદોમાં યુદ્ધ વિષયક અનેક સૂક્તો છે અને અનેક સૂક્તોમાં યુદ્ધોનો નિર્દેશ છે. તે પ્રકારનું જ આ સૂક્ત છે. આ સૂક્તની દેવતા " અર્બુદ " છે. " અર્બુદ " શબ્દ સંખ્યાવાચક છે. તેમ ન્યર્બુદ પણ છે.

અર્બુદ ૧,૦૦,૦૦,૦૦૦

ન્યર્બુદ ૧૦,૦૦,૦૦,૦૦૦

આ પ્રકારની આ સંખ્યાઓ માનેલી છે. અર્બુદથી દસ ગણું તે ન્યર્બુદ છે. એકકરોડ સંખ્યા અર્બુદમાં અને દસ કરોડ ન્યર્બુદમાં હોય છે. કેટલાકનું એવું ધારવું છે કે બંને શબ્દ એકજ અર્થના અને દસકરોડ સંખ્યાના બોધક છે. તે ગમે તેમ હોય પણ દસકરોડ વાચકનો આ શબ્દો છે તેમાં કોઇ શંકાને સ્થાન નથી.

એટલું લશ્કર કોઇ સેનાપતિના તાબામાં રહે એવું લાગતું નથી. દસવીસ લાખસેનાને એક સેનાપતિ ચલાવે છે, એવા દાખલા ઇતિહાસમાં છે. એટલે ત્યાં સુધીજ આ સંખ્યાની મર્યાદા માનવી જોઇએ એમ કેટલાકનું કહેવું છે. તેમના મતે ' અર્બુદ ' એટલે એક લાખ અને ' ન્યર્બુદ ' એટલે દસ લાખ સેના સમજવામાં આવે તો વાંધો નથી. પણ આનો એકમત છે તે વિષે ખાસ કંઇ પુરાવો નથી.

જે સેનાપતિના તાબામાં જેટલી સેના હોય તેવું નામ તે સેનાપતીને પ્રાપ્ત થય છે. એટલે જેની પાસે અર્બુદ સેના હોય તેનું નામ " અર્બુદી " અને જેના પાસે ન્યર્બુદ સેના હોય તેનું નામ " ન્યર્બુદી " હોવું સ્વાભાવિક છે. તેથી આ નામો સેનાપતીના વાચક છે. શ્રી સાયણચાર્ય કહે છે કે આ નામ સર્પના વાચક છે—

**अर्बुदः काद्रवेयः सर्वऋषिर्मन्त्रकृत्** । (ઐ. બ્રા. ૬।૧)

આ વચન અનુસાર અર્બુદ કદ્રુનો પુત્ર સર્પ જાતીના ઋષિ છે, તે ના બે પુત્ર એક અર્બુદી અને બીજો ન્યર્બુદી એમ માનવા છતાં તે બેઉ સેનાપતિ હતા એમ માનવું જ પડે છે.

એટલે અર્બુદી અને ન્યર્બુદી આ નામ આપણા પક્ષના સેનાપતીના છે તેમાં કોઇ શંકા નથી. અમારું એમ માનવું છે કે આ શબ્દોના નિશ્ચિત અર્થ માટે હજુ વધારે શોધખોળ થવી જરૂર છે. તેમ થાય ત્યાં સુધી અમે પૂર્વાપર સંબંધથી તેમને વિશેષ અધિકારના શૂર સેનાપતિ સમજીએ છીએ. આ સૂક્તનો અર્થ ધ્યાનમાં આવવા માટે એમ માનો કે એક રાજા છે, તેની પાસે જુદા જુદા પ્રકારના સૈનિકો અને સેનાપતિઓ છે અને શત્રુ જોડે યુદ્ધ થરૂ થયું છે. આવા પ્રસંગે શું કરવું જોઇએ તે વિષે આ ઉપદેશ છે—

" આપણા સૈનિકોનું જે બાહુબલ છે, તેમની પાસે ધનુષ્ય, બાણ, પરશુ, તલવાર વગેરે શસ્ત્રસમૂહ છે, તે બધાની આવી રીતે રચના કરો કે તે જોઇને જ શત્રુ ડરી જાય. " ( મં. ૧ ) પોતાના સૈન્ય અને શસ્ત્રો એવી રીતે તૈયાર રાખવા જોઇએ અને તેમનો પ્રભાવ શત્રુ ઉપર એવો પડવો જોઇએ કે શત્રુ યુદ્ધ કરવા ઉભો જ ન રહે. આપણા મનના જે સંકલ્પ ઇચ્છાઓ છે, જે કારણે આપણને યુદ્ધ ખેડવું પડે છે, તે બધું એવી યોજનાથી દુનિયાની જાહેરાત માટે જાહિર કરવું જોઇએ કે જેથી જનતાને ખબર થાય કે દોષ તો ઘણો મોટો શત્રુઓનો જ છે, અને આપણે પક્ષ નિર્દોષી છે. અને ધર્મરક્ષણ માટે અમે યુદ્ધ કરવામાં પડ્યા છીએ. એવી રીતે જનતાના મનમાં શત્રુપક્ષ અત્યંત નિર્બલ થાય છે અને જનતાની સહાનુભૂતિ, અનુકૂળતા આપણા પક્ષને મળે છે. યુદ્ધમાં વિજય મળવા માટે આ બાબતની ઘણી જરૂરી છે.

પાંડવોનું સૈન્યબલ કમી હતું અને કૌરવોનું વધારે હતું. શસ્ત્રાસ્ત્રબળ પણ પાંડવો કરતાં કૌરવોનું અધિક હતું. તો પણ કૌરવોની જનતામાં એટલી બધી નિંદા થઇ હતી કે જનતાની દૃષ્ટિએ તે મરી ગયા હતા. તેનો લાભ પાંડવોને મળ્યો. અહીં યુદ્ધનીતિની વાત આ મંત્રમાં સૂચિત કરી છે. જેનો પરાજય કરવો છે તેના ઉપર પોતાના શસ્ત્રાસ્ત્ર સાધનોનો પ્રભાવ પુષ્કળ પાડવો જોઇએ અને મનની શક્તિ વડે પણ તેમને જીતવા જોઇએ આ પ્રકારની જીત થયા પછી પ્રત્યક્ષ રણમેદાનમાં જીત થવાનો સંભવ વધે છે.

શત્રુને આપણા " ઉદારો " નું પ્રદર્શન બતાવવું જોઇએ. ઉદાર આ એવાં શસ્ત્રો છે કે જે શત્રુ ઉપર દૂરથી ફેંકવામાં આવે છે અને તે ત્યાં પડતાં જ શત્રુનો ભયંકર નાશ કરે છે. જેમ દારૂથી ભરેલા વાસણ હોય છે. તેને આગ લગાડવાથી દારૂ બળે છે અને અંધેરામાં તે દારૂ બળવાનો મોટો વૃક્ષ બની બહાર આવે છે તેનું નામ છે ઉદાર ( उत्+आर ) અંદરથી

ઉપર ફેંકવું, અંદરથી એકદમ બહાર આવવું અને ચારે બાજુ ફેંકાવું. જે અંદરથી બહાર અને ઉપર ફેંકાય છે તેનું નામ " उत्+आर " છે. શસ્ત્રને શત્રુ ઉપર ફેંકવામાં આવતાં તે ફાટી જાય છે અને તેની અંદરના વિનાશક પદાર્થો વેગથી બહાર આવી ચોમેર ફેંકાય છે, જેથી શત્રુઓનો નાશ થાય છે. એવા પ્રકારના ઉદાર આપણી પાસે પુષ્કળ પ્રમાણમાં છે અને યુદ્ધ શરૂ થાય તો તે વડે શત્રુનો નાશ ત્વરિત કરવો આપણા માટે અત્યંત સુલભ છે આ વાત શત્રુના હૃદય ઉપર સ્થિર કરવી જોઇએ જેથી શત્રુ ડરી જશે અને યુદ્ધ માટે ઉભો રહેશે નહિ. આવા દેખાવથી પણ ઘણીવાર કાર્ય ભાગ સિદ્ધ થઇ જાય છે.

જેટલો દેખાવ કરવો હોય તેટલો ભલે કરવો પણ પોતાના ગુપ્ત શસ્ત્રાસ્ત્રો શત્રુને બતાવવા જોઇએ નહિ. કારણ કે આપણા બધા શસ્ત્રાસ્ત્રોની માહિતી શત્રુને મળવી નહિ જોઇએ. આપણી પાસે અદ્દભુત શસ્ત્રાસ્ત્રો છે અને તે વડે ભયંકર નાશ થઇ શકે છે એટલી જ શત્રુના મન ઉપર અસર કરવી. યુદ્ધ પ્રત્યક્ષ કર્યા વગર શત્રુનો નાશ કરવાની આ યોજના છે. આ આપણા " ઉદાર " નામનાં શસ્ત્રોનું પ્રદર્શન કરવાનો ઉપદેશ મંત્ર ૧, ૧૫, ૨૨, ૨૪. માં કર્યો છે. તેનો યોગ્ય અર્થ સમજવો જોઇએ. નહિ તો અર્થનો અનર્થ થવામાં વાર લાગશે નહિ. અહીં કેવળ પ્રદર્શન એટલે દેખાવ જ કરવાનો છે. આ દેખાવો કેવળ શત્રુ ઉપર આપણની શક્તિની અસર કરાવવા પુરતો જ છે. જે આપણું અસલ સામર્થ્ય છે તે આ દેખાવમાં બતાવવાનું નથી. એટલે દેખાવો એવો હોય કે શત્રુ આ દેખાવથી જ દબાઇ જશે.

પછી બધી સેનાઓ તૈયાર કરી સેનાપતિએ તૈયાર રહે. ક્યારે લડવું પડશે તે નક્કી નથી હોતું માટે હંમેશા તૈયાર જ રહેવું જોઇએ. પોતાના જે મિત્ર રાજાઓ છે તેમની શક્તિનો પણ ખ્યાલ કરવો જોઇએ. સુરક્ષિતતાથી તે આપણને યોગ્ય સમયે આવી મળશે, મદદ કરશે તે વિષે ઘણી સાવચેતી કાયમ માટે રાખવી જોઇએ. ( મં. ૨ ) પોતાનો વિજય નિશ્ચિત થાય એના માટે આ બધું આ પ્રકારે કરવાની જરૂરી રહે છે.

બહાર સર્વત્ર આપણી શક્તિ મહાન્ છે એવી સમજણ પ્રસરાવવી, અને તે પ્રમાણે આપણી તૈયારી પણ કરવી, હંમેશા આપણું લશ્કર તૈયાર રાખવું અને મિત્રોનું લશ્કર સુરક્ષિત સ્થિર કરવું આ કાર્ય યુદ્ધ શરૂ થતાં પહેલાં કરવું જોઇએ.

જ્યારે યુદ્ધ થવું અપરિહાર્ય જણાય ત્યારે પોતાની તૈયારી કરી ઉઠવું યુદ્ધનો પ્રારંભ કરવો, આમાં શત્રુને વિચાર કરવાની ફુરસદ આપવી નહિ. આ વિશેષ સૂચના મનન કરવા જેવી છે. શત્રુ જોડે જે યુદ્ધ કરવાનું છે તેમાં ' **आदान** અને **संदान** ' આવા બે પ્રકારની યુદ્ધ વિધિ છે એકમાં શત્રુને ચારો તરફથી ઘેરી પકડવાનું હોય છે, અને બીજામાં બધી સેના ભેગી મળી શત્રુ ઉપર હુમલો કરવાનો હોય છે. આ પ્રકારે યુદ્ધ કરવાથી શત્રુસેના મહાન્ હોય તો પણ વિજય પ્રાપ્ત કરી શકાય છે. જ્યારે આવો વિજય પ્રાપ્ત થવાનો સંભવ જણાય ત્યારે જ શત્રુની સામે જઇ ( **अभिघत्त** ) તેના ઉપર ચઢાઇ કરવી જોઇએ. ( મં. ૩ ) આ મંત્રોના શબ્દોનું મનન કરવાથી યુદ્ધની નીતીનો પતો લાગે છે.

એક મોટો સેનાપતિ છે અને બીજો તેના હાથ નીચે કામ કરનારો છે. આ બંન્ને મળી પૃથ્વી અને આકાશમાં એવો પરાક્રમ કરે કે ત્યાંના શત્રુ સંપૂર્ણ વડે ઉખડી જાય. પૃથ્વી ઉપર પૈદલ સેના અને ઘોડાસ્વાર અને શસ્ત્રો વડે યુદ્ધ થશે, આકાશમાં વિમાનોથી યુદ્ધ થશે. પહાડો ઉપર તેમજ પર્વત ટોચ ઉપર તોપો વડે યુદ્ધ થશે. જ્યાં જે પ્રકારનું યુદ્ધ કરવું હોય તે અત્યંત કુશળતાથી કરી પોતાના વિજય અને શત્રુ પરાજય સાધ્ય કરવો જોઇએ. આ પ્રકારે વિજય પ્રાપ્ત કર્યા પછી રાજા પોતાની સેનાની સાથે શત્રુએ પ્રાપ્ત કરેલા પ્રદેશમાં પ્રવેશ કરે. ( **सेनया अहं अचेमि** ) સેના સાથે હું-રાજા તે સ્થાનમાં પ્રવેશ કરીશ. રાજાએ તેમ કરવું. પૂર્ણ વિજય પ્રાપ્ત થયા વગર રાજાએ કોઇ વખતે પણ શત્રુના પ્રદેશમાં પ્રવેશ કરવો નહિ. ( મં. ૪ ) કારણ કે રાજા ઉપર સમગ્ર રાષ્ટ્રનું ભાવી અવલંબિત છે. જો રાજા બેદરકારીથી શત્રુના પ્રદેશમાં ગયો અને ત્યાં શત્રુના કાવતરાનો ભોગ થઇ કેદમાં પકડાયો તો બધી સેનાનો પરાજય અને રાષ્ટ્રની માન હાનીનો પ્રસંગ થવાની શક્યતા છે. માટે આપણો પૂર્ણ જય થયા પછી જ એટલે શત્રુનો પ્રદેશ આપણાં પૂર્ણ કાબુમાં આવી ગયા પછી જ, અને કોઇ પ્રકારની ભીતિને સંભવ નથી એવું જોઇને પછીજ રાજાએ પોતાની સુરક્ષિતના પુરતી સેના ( જેની ઉપર વિશ્વાસ રાખી શકાય એવી ) સાથે લઇ પછી તે જીતેલા પ્રદેશમાં પ્રવેશ કરવો. રાજાની સુરક્ષિતતા ઉપર જ બધું અવલંબીને છે. અહીં રાજાનો અર્થ મુખ્ય રાજ્યશાસક એમ સમજવો.

યોગ્ય સમયે સેનાનો ( उत्थान ) ઉદ્ધાર કરવો, ચઢાઇ હુમલો કરવાને તૈયાર કરી ઘેરો ઘાલવો અને શત્રુસેનાને એ ઘેરો એવો ઘાલવો કે જેમ સાંપ અથવા અજગર કોઇને વળગીને લપેટાઇ જાય છે અને આ પ્રમાણે શત્રુને ઘેરી, શત્રુને મારવા જોઇએ.

શત્રુસેનાને ચારે તરફથી ઘેરવી, એટલા માટે આપણી સેના એટલી અધિક રાખવી જોઇએ કે જેથી શત્રુ ઘેરાઇ જાય પોતાના સેનારૂપી સાંપથી શત્રુસેનાને વીંટાળી નાંખવા અને તેની હલચલ બંદ પાડવી. તેમનો બીજી દુનિયા જોડેનો સંબંધ બંદ પાડવો અને તેમને હેરાણ કરવા. ( મં. ૫ )

જે ઉદાર નામના સ્ફોટક અસ્ત્રો છે તે સાત પ્રકારના હોય છે. એક જમીનમાં ( अन्तर्हिताः उदाराः ) દાટી રાખવાના, બીજા પાણીની અંદર મૂકવાના, ત્રીજા હાથ વડે ફેંકવાના, ચોથા આકાશમાં જઇ ત્યાંથી ફેંકવાના, પાંચમાં બાણપર મૂકી શત્રુસેનાની વચ્ચે છોડવાના, છઠ્ઠા નદી, તળાવ અથવા ન્હાના એવા પાણીના સાધનોમાં મૂકવાના અને સાતમાં પર્વત અને પાડો ઉપર કામ આવે એવા હોય છે. આ મહા ઘાતક સાત પ્રકારના વિસ્ફોટક છે. જ્યાં આ મૂકવામાં આવે છે ત્યાં શત્રુને ઘેરી લાવવામાં આવે છે .અને શત્રુસેના ત્યાં આવતાં જ તેમનું વિસ્ફોટક, દ્રવ્ય ફાટી નિકળે છે અને તે ફાંથી જે અંગાર નિકળે છે તેથી શત્રુ છિન્નભિન્ન બની જાય છે. આ સાત પ્રકારના વિસ્ફોટક પોતાની પાસે લઇ પોતાની સેના સાથે શત્રુ ઉપર હુમલો કરવો જોઇએ. હવનાગ્નિમાં ઘીની આહુતિ આપી બધા સૈનિકોને સિદ્ધ કરી અને એકદમ શત્રુ ઉપર હુમલો કરવા પ્રારંભ કરવો. ( મં. ૬ ) આ હવન જે ચઢાઇનું સૂચક છે તે સવારનું હવન છે.

આ પ્રકારે તૈયાર થઇ શત્રુ ઉપર હુમલો કરવાથી શત્રુ હણાઇ જશે, પરાજીત થઇ નાસી જશે અથવા નાશ પામશે. જેથી તેના રાજ્યમાં સ્ત્રીઓને રડવાનો અને આક્રોશ કરવા સિવાય બીજો રસ્તો રહેશે નહિ. ( મં. ૭-૯ ) શત્રુસેનાના પુરુષ મરી જાય એટલે તે મુડદા ક્રૂર જાનવરો ખાઇ જાય. ( મં. ૧૦ ) તેમની સ્ત્રિઓ છાતી કૂટીને રોવા માંડે ( મં. ૧૪ ) શત્રુ માર્યા ગયાથી તેમની સેનામાં આક્રોશ અને મહાન્ કોલાહલ શરૂ થશે. ( મં. ૧૧ ) એવો હુમલો કરવામાં આવે કે શત્રુ ડરી જઇ નાસી જાય અથવા પકડાઇ જાય અને હણાઇ કપાઇ જાય. ( મં. ૧૨ ) શત્રુ મોહિત થઇ જાય અને તેમનામાંથી કોઇ બચે નહિ. ( મં. ૧૩ ) શત્રુના મુડદા ખાનારા જાનવરો અને પંખીઓ જ દેખાતા રહે, કુતરા તેમના મુડદા ખાતા રહે, હિંસક ક્રૂરશ્વાપદ તેમના સ્થાનમાં પ્રવેશ કરી ફરતા રહે. ( મં. ૧૫ )

( ख-दूरे ) આકાશમાં દૂર ઉપર પોતાની સેના જાય અને ત્યાંથી શત્રુ ઉપર હુમલો કરે. ( खर्व-वासिनी ) નીચે રહેલી શત્રુસેનાને ઉપરથી મારો કરવામાં આવે. ( अंतर्हिताः उदाराः ) જમીનમાં અથવા પાણીમાં અદૃશ્ય મૂકેલાં ઉદાર વિસ્ફોટકો અસ્ત્ર છે તેમનો સ્ફોટ થઇ શત્રુ માર્યો જાય. ગંધર્વ, અપ્સરા, સર્પ, રાક્ષસ અને બીજા લોકોની મદદ લઇ શત્રુનો પૂર્ણ નિઃપાત કરવો, આ પ્રકારે શત્રુનો પૂર્ણ પરાજય કરવો. ( મં. ૧૬-૧૭ )

ઉપર કહ્યા મુજબ શત્રુનો પૂરો નાશ કરવો. પોતાની સેનાનો સર્વત્ર વિજય થાય. ( મં. ૧૮ )

શત્રુને ઘેરીને મારવો. આપણી સેનાની સાથે અગ્નિની જાળ અને ધૂમાડાના ગોટે ગોટા હોવા જોઇએ. એટલે એવા શસ્ત્રો હોય કે તેમાંથી અગ્નિની જ્વાળાઓ અથવા પુસ્કળ ધૂમાડો નિકળે અને તેમાં શત્રુ ઘેરાઇ જાય. આ પ્રકારે શત્રુનો નાશ થાય. ( મં. ૧૮ )

શત્રસેનાના ( वरं वरं हन्तु ) મોટા મોટા વીરો ખોળી ખોળી મારી નાંખવા કે જેથી તેમનામાં કોઇ નેતા રહે નહિ. ( મં. ૨૦ ) આ પ્રકારે પરાજીત થવાથી શત્રુના હૃદય ભાંગી જશે, પ્રાણની વળી જશે, મોઢા સૂકાઇ જાય, એવા શત્રુ ન બચી શકે એવી સ્થિતિ આવતાં સુધી આપણી સેનાના હુમલા થતા રહેવા જોઇએ. પણ એટલું ધ્યાનમાં રાખવું કે આપણા પક્ષના લોકોને ( मित्रिणं मा ) ઉપર કહેલા કોઇ કષ્ટ ન થવા પામે. ( મં. ૨૧ )

ધૈર્યશાળી અને ડરપોક એટલે કાયર જે કોઇ હશે, જ્યાં રહેતા હશે તે બધાને પરાજીત કરવા જોઇએ. શત્રુસેનાના હજારો વીરો કપાઇ જાય, વનસ્પતિ ઔષધિ સ્ફોટક પદાર્થો વગેરે હર પ્રકારે શત્રુને પરાજીત કરવો જોઇએ. ( મં. ૨૨-૨૪ )

અમારા અગ્નિ, સૂરજ, ધાતા, પ્રજાપતિ વગેરે તેમજ અમારા ઋષિ અને અમારા વીર, શત્રુ ઉપર અધિકાર શરૂ કરે એટલે અમારા રાજ્યમાં આવી શત્રુની બધી જનતા આસરો લે. અટલે શત્રુ ઉપર અમારૂં કેવળ ભૌગોલિક સામ્રાજ્ય જ નહિ પણ અમારી આર્ય સંસ્કૃતીનું પણ સામ્રાજ્ય પૂર્ણતયા થઇ જાય. ( મં. ૨૫ )

બધા અમારા સૈનિકો એટલો વિજય સંપાદન કરી પછી પોતપોતાના સ્થાને જઇ વિશ્રામ કરે. તેમનો અધિકાર શત્રુ ઉપર ચાલુ રહે. ( મં. ૨૬ )

એવો આશય આ સૂકતનો છે. આગળ પણ આજ પ્રકારનું સૂકત આવે છે તે હવે જુઓ—

# વિજયપ્રાપ્તિ

## કાંડ ૧૦, સૂકત ૫

( ऋषयः- अनेकाः । देवता- मंत्रोक्ताः । )

( १ ) इन्द्रस्यौज स्थेन्द्रस्य सह स्थेन्द्रस्य बलं स्थेन्द्रस्य वीर्य॑ स्थेन्द्रस्य नृम्णं स्थ ।
जिष्णवे योगाय ब्रह्मयोगैर्वो युनज्मि ॥ १ ॥
इन्द्रस्यौज० । जिष्णवे योगाय क्षत्रयोगैर्वो युनज्मि ॥ २ ॥
इन्द्रस्यौज० । जिष्णवे योगायेन्द्रयोगैर्वो युनज्मि ॥ ३ ॥
इन्द्रस्यौज० । जिष्णवे योगाय सोमयोगैर्वो युनज्मि ॥ ४ ॥
इन्द्रस्यौज० । जिष्णवे योगायाप्सुयोगैर्वो युनज्मि ॥ ५ ॥
इन्द्रस्यौज स्थेन्द्रस्य सह स्थेन्द्रस्य बलं स्थेन्द्रस्य वीर्य॑ स्थेन्द्रस्य नृम्णं स्थ ।
जिष्णवे योगाय विश्वानि मा भूतान्युप तिष्ठन्तु युक्ता म आप स्थ ॥ ६ ॥
( २ ) अग्नेर्भाग स्थ । अपां शुक्रमापो देवीर्वर्चो अस्मासु धत्त ।
प्रजापतेर्वो धाम्नास्मै लोकाय सादये ॥ ७ ॥
इन्द्रस्य भाग स्थ ।०।०।८। सोमस्य भाग स्थ ।०।०।९। वरुणस्य भाग स्थ । ०।० ॥ १० ॥
मित्रावरुणयोर्भाग स्थ ।०।११। यमस्य भाग स्थ ।०।१२। पितृणां भाग स्थ । ०।० ॥ १३ ॥
देवस्य सवितुर्भाग स्थ । अपां शुक्रमापो देवीर्वर्चो अस्मासु धत्त ।
प्रजापतेर्वो धाम्नास्मै लोकाय सादये ॥ १४ ॥

---

અર્થ—( इंद्रस्य ओजः स्थ ) તમે ઇંદ્રનું બળ હો, ( इंद्रस्य सहः स्थ ) તમને ઇન્દ્રનું શત્રુનો પરાજય કરવાનું સામર્થ્ય હો. ( इन्द्रस्य बलं स्थ ) તમને ઇન્દ્રનું બળ હોય ( इन्द्रस्य वीर्य स्थ ) તમને ( તમારામાં ) ઇન્દ્ર જેવો પરાક્રમ હો ! ( इन्द्रस्य नृम्णं स्थ ) તમને ઇન્દ્રનું ઐશ્વર્ય હોય. તમને ( जिष्णवे योगाय ) વિજય પ્રાપ્તના કાર્યમાં ( ब्रह्मयोगैः वः युनज्मि ) જ્ઞાન સાધનો સાથે સંયુક્ત કરું છું. ( ૧ ) ०( क्षत्रयोगैः ) ક્ષાત્રબળની સાથે....( इन्द्रयोगैः ) ઇંદ્રિય શકિતની સાથે...० ( सोम योगैः ) સોમાદિ ઔષધિ વનસ્પતિની શકિત સાથે ०... ( अप्सुयोगैः ) પાણી વગેરે યોજનાઓની શકિતઓ સાથે સંયુક્ત કરું છું. [ ૨–૫ ]

( जिष्णवे योगाय ) વિજય પ્રાપ્તિના માટે ( विश्वानि भूतानि उपतिष्ठन्तु ) બધા ભૂતો તમારી પાસે આવી જાય. ( आपः मे युक्ता स्थ ) પાણી મને સમયસર પ્રાપ્ત થાવ. [ ૬ ]

( ૨ ) ( अग्नेः भागः स्थ ) આપ અગ્નિનો ભાગ છો. હે ( देवीः आपः ) દિવ્ય જળ દેવતા ! ( अस्मासु वर्चः धत्त ) અમારામાં તેજ ધારણ કરો. કારણ કે તમે ( अपां शुक्रं ) પાણીનું વીર્ય જ છો.. ( प्रजापतेः धाम्ना ) પ્રજાપતિના સ્થાનથી આવેલા ( वः ) તેમને ( अस्मै लोकाय सादये ) આ લોકના માટે સ્થિર સ્થાન આપુ છું. [ ૭ ]

તમે ( इन्द्रस्य भागः स्थ ) ઇન્દ્રનો ભાગ છો, ( सोमस्य भागः ० ) સોમાદિ ઔષધિઓનો ભાગ છો. ( वरुणस्य ) વરુણ નો ० ( मित्रावरुणयोः ० ) સૂરજ અને વરુણનો० ( यमस्य० ) યમનો० ( पितृणां० ) પિતૃઓનો० ( देवस्य सवितुः० ) સવિતા દેવનો ભાગ તમે છો. [ ૮–૧૪ ]

(३) यो वं आपोऽपां भागोऽ॒ऽप्स्व॑न्तर्य॑जुष्यो॑ देवयजनः । इदं तमति सृजामि तं माभ्यवनिक्षि
तेन तमभ्यतिसृजामो यो३ऽस्मान्द्वेष्टि यं वयं द्विष्मः
तं वधेयं तं स्तृषीयानेन ब्रह्मणानेन कर्मणानया मेन्या ॥ १५ ॥
यो वं आपोऽपामूर्मिरप्स्व॑न्त०।०।०।०।१६। यो वं आपोऽपां वत्सोऽ॒ऽप्स्व॑न्त०।०।०।० ॥१७॥
यो वं आपोऽपां वृषभोऽ॒ऽप्स्व॑न्त०।०।०।० ॥ १८ ॥
यो वं आपोऽपां हिरण्यगर्भोऽ॒ऽप्स्व॑न्त०।०।०।०।० ॥ १९ ॥
यो वं आपोऽपामश्मा पृश्निर्दिव्योऽ॒ऽप्स्व॑न्त०।०।०।०।० ॥ २० ॥
ये वं आपोऽपाम॒ग्नयोऽप्स्व॑न्तर्य॑जुष्या॑ देवयजनाः ।
इदं तानति सृजामि तान्माभ्यवनिक्षि ।
तैस्तमभ्यतिसृजामो यो३ऽस्मान्द्वेष्टि यं वयं द्विष्मः ।
तं वधेयं तं स्तृषीयानेन ब्रह्मणानेन कर्मणानया मेन्या ॥ २१ ॥
(४) यदर्वाचीनं त्रैहायणादनृतं किं चोदिम । आपो मा तस्मात्सर्वस्माद्दुरितात्पान्त्वंहसः ॥२२॥
समुद्रं वः प्र हिणोमि स्वां योनिमपीतन । अरिष्टाः सर्वहायसो मा च नः किं चनाममत् ॥२३॥
अरिप्रा आपो अप रिप्रमस्मत् ।
प्रास्मदेनो दुरितं सुप्रतीकाः प्र दुष्वप्न्यं प्र मलं वहन्तु ॥ २४ ॥

---

અર્થ— (૩) હે (आपः) પાણીઓ ! (यः वः अपां भागः) જે તમારામાં પાણીનો ભાગ છે, (अप्सु अन्तर् यजुष्यः देवयजनाः) પાણીની અંદર હોઇ યજ્ઞ કર્મમાં ઉપયોગી દેવોના માટે યજન રૂપ છે (इदं तं अतिसृजामि) આ હું એને સોંપી દઉં છું. (तं मा अभि अवनिक्षि) તેનો તિરસ્કાર ન કરો. [ तेन तं अभिअति सृजामः ) તે વડે એમને દૂર કરીએ છીએ (य अस्मान् द्वेष्टि यं वयं द्विष्मः) જે અમારો દ્વેષ કરે છે અને જેનો અમે દ્વેષ કરીએ છીએ, (अनेन ब्रह्मणा अनेन कर्मणा अनया मेन्या) આ જ્ઞાનથી, આ કર્મથી અને આ ઇચ્છાથી (तं वधेय तं स्तृषीय) એનો વધ કરે અને એનો નાશ કરે. (૧૫) (यः आपः अपां ऊर्मिः०) જે પાણીની લહેરો છે० (अपां वृषभः०) જે પાણીનો વરસાદ વરસાવનારો મેઘ છે० (अपां हिरण्यगर्भः) જે પાણીનો સુવર્ણની જેમ તેજસ્વી ભાગ છે० (अपां अश्मा पृश्निः दिव्यः) જે પાણીના પથ્થર જેવો બરફ વગેરેનો દિવ્ય ભાગ છે તેમજ જે (अपां अग्नयः०) પાણીમાં અગ્નિની જેમ ગરમીનો ભાગ છે० તેની સહાયતાથી અમે દ્વેષ કરનારાઓનો નાશ કરીએ છીએ. [ ૧૫-૨૧ ]

(૪) (त्रैहायणात् यत् किंच) ત્રણ વરસની અંદર જે કાંઇ (अनृतं चोदिम) અસત્ય ભાષણ કર્યું છે, (तस्मात् सर्वस्मात् दुरितात् अंहसः) તે બધા પાપથી (आपः मा पान्तु) જલ મારું રક્ષણ કરે. [ ૨૨ ]

હે (आपः) પાણી ! (वः समुद्रं प्रहिणोमि) તમને હું સમુદ્ર ભણી મોકલું છું. તમે (स्वां योनिं अपीतन) પોતાના ઉગમ સ્થાનને પ્રાપ્ત થાવ (सर्व हायसः अरिष्टाः) સંપૂર્ણ જીવન સુધી અહિંસિત થતાં (न किंचन मा अममत्) અમને બધાને કોઇ પ્રકારે રોગ ન થાય. [ ૨૩ ]

(आपः अरिप्राः) પાણી નિર્દોષ છે, માટે (अस्मत् रिप्रं अप) અમારા બધાથી દોષો દૂર કરે. (सुप्रतीकाः अस्मत् दुरितं एनः प्र) ઉત્તમ રૂપવાળું જળ અમારા બધાથી પાપ અને મળને દૂર કરો. (दुष्वप्न्यं मलं प्र प्रवहन्तु) દુષ્ટ સ્વપ્ન અને મળવહાની દૂર લઇ જાય. [ ૨૪ ]

( ૫ ) विष्णोः क्रमोऽसि सपत्नहा पृथिवीसंशितोऽग्नितेजाः ।
पृथिवीमनु वि क्रमेऽहं पृथिव्यास्तं निर्भजामो योऽस्मान्द्वेष्टि यं वयं द्विष्मः ॥
स मा जीवीत्तं प्राणो जहातु ॥ २५ ॥
विष्णोः क्रमोऽसि सपत्नहान्तरिक्षसंशितो वायुतेजाः ।
अन्तरिक्षमनु वि क्रमेऽहमन्तरिक्षात् तं निर्भजामो०।० ॥ २६ ॥
विष्णोः क्रमोऽसि सपत्नहा द्यौसंशितः सूर्यतेजाः । दिवमनु वि क्रमेऽहं दिवस्तं ०।० ॥ २७ ॥
विष्णोः क्रमोऽसि सपत्नहा दिक्संशितो मनस्तेजाः । दिशोऽनु वि क्रमेऽहं दिग्भ्यस्तं०।०॥२८॥
विष्णोः क्रमोऽसि सपत्नहाशासंशितो वाततेजाः । आशा अनु वि क्रमेऽहमाशाभ्यस्तं ०।०। ॥२९॥
विष्णोः क्रमोऽसि सपत्नहा ऋक्संशितः सामतेजाः । ऋचोऽनु वि क्रमेऽहमृग्भ्यस्तं ०।०। ॥ ३० ॥
विष्णोः क्रमोऽसि सपत्नहा यज्ञसंशितो ब्रह्मतेजाः । यज्ञमनु वि क्रमेऽहं यज्ञात् ०।०। ॥ ३१ ॥
विष्णोः क्रमोऽसि सपत्नहौषधीसंशितः सोमतेजाः ।
ओषधीरनु वि क्रमेऽहमोषधीभ्यस्तं ०।० ॥ ३२ ॥
विष्णोः क्रमोऽसि सपत्नहाऽप्सुसंशितो वरुणतेजाः । अपोऽनु वि क्रमेऽहमद्भ्यस्तं०।० ॥ ३३ ॥

---

અર્થ — ( ૫ ) તું ( विष्णोः क्रमः असि ) તું વિષ્ણુના આક્રમણ જેમ આક્રમક છે તેમજ ( सपत्नहा पृथिवी शंसितः अग्नितेजाः ) શત્રુનો નાશ કરનારો, પૃથ્વી ઉપર તેજસ્વી અને અગ્નિની સમાન પ્રતાપી છે, હું ( अहं पृथिवीं अनु विक्रमे ) પૃથ્વી ઉપર પરાક્રમ કરું છું. ( तं पृथिव्याः निर्भजामः ) અમે એને પૃથ્વીથી હટાવીએ છીએ. ( यः अस्मान् द्वेष्टि यं वयं द्विष्मः ) જે અમારો દ્વેષ કરે છે અને અમે જેનો દ્વેષ કરીએ છીએ ( सः मा जीवीत् ) તે જીવતો ન રહે. ( तं प्राणो जहातु ) પ્રાણ તેને છોડી દે. [ ૨૫ ]

તું ( अंतरिक्षसंशितः वायुतेजाः ) અન્તરિક્ષમાં તેજસ્વી અને વાયુના તેજથી યુક્ત છે, ( अहं अन्तरिक्षं अनुविक्रमे ) હું અંતરિક્ષમાં પરાક્રમ કરું છું અને ( अन्तरिक्षात् तं निर्भजामः ) અંતરિક્ષમાંથી એને હટાવીએ છીએ... [ ૨૬ ]

( द्यौः संशितः सूर्यतेजाः ) તું દ્યુલોકમાં તેજસ્વી અને સુરજના તેજથી યુક્ત છે. હું ( दिवं अनु विक्रमे ) દ્યુલોકમાં પરાક્રમ કરું છું. અને દ્યુલોકમાંથી એને હટાવું છું. ( ૨૭ )... ( दिक्संशित मनस्तेजाः ) તું દિશાઓમાં તેજસ્વી અને મનના તેજથી યુક્ત છે. હું ( दिशः० ... ) દિશાઓમાં પરાક્રમ કરું છું અને એને ત્યાંથી હટાવું છું.( ૨૮ )... ( आशासंशितः वाततेजाः ) તું ઉપદિશાઓમાં તેજસ્વી અને પવનના તેજથી યુક્ત છે. બધી ઉપદિશાઓમાં હું પરાક્રમ કરું છું અને એને ત્યાંથી હટાવું છું. ( ૨૯ ) ( ऋक्संशितः सामतेजाः ) ઋગ્વેદના જ્ઞાનથી તેજસ્વી અને સામના તેજથી યુક્ત છે, હું ( ऋचः अनुविक्रमे ) ઋગ્જ્ઞાનમાં પરાક્રમ કરું છું અને ઋચાઓથી એને હટાવું છું.० [ ૩૦ ]

( यज्ञसंशितः ब्रह्मतेजाः ) તું યજ્ઞ વડે તેજસ્વી અને જ્ઞાનના તેજથી યુક્ત છે, હું યજ્ઞક્ષેત્રમાં પરાક્રમ કરું છું અને એને યજ્ઞથી દૂર હટાવું છું... [ ૩૧ ]( औषधिसंशितः सोमतेजाः ) તું ઔષધિ વડે તેજસ્વી અને સોમના તેજથી યુક્ત છે, હું ( ओषधीः अनु विक्रमे ) ઔષધિ વિદ્યામાં પરાક્રમ કરું છું અને ઔષધિઓથી એને દૂર કરું છું... [ ૩૨ ] ( अप्सु संशितः वरुणतेजाः ) તું પાણી વડે તેજસ્વી અને વરુણના તેજથી યુક્ત છે અને હું ( अपः अनु वि क्रमे ) પાણીમાં પરાક્રમ કરું છું અને એને પાણીથી દૂર કરું છું... [ ૩૩ ]

विष्णोः क्रमोऽसि सपत्नहा कृषिसंशितोऽन्नतेजाः । कृषिमनु वि क्रमेऽहं कृष्यास्तं०।० ॥ ३४ ॥
विष्णोः क्रमोऽसि सपत्नहा प्राणसंशितः पुरुषतेजाः ।
प्राणमनु वि क्रमेऽहं प्राणात् तं निर्भजामो योऽस्मान् द्वेष्टि यं वयं द्विष्मः ॥
स मा जीवीत् तं प्राणो जहातु ॥ ३५ ॥
जितमस्माकमुद्भिन्नमस्माकमभ्यष्ठां विश्वाः पृतना अरातीः ।
इदमहमामुष्यायणस्यामुष्याः पुत्रस्य वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥३६॥
सूर्यस्यावृतमन्वावर्ते दक्षिणामन्वावृतम् । सा मे द्रविणं यच्छतु सा मे ब्राह्मणवर्चसम् ॥ ३७ ॥
दिशो ज्योतिष्मतीरभ्यावर्ते । ता मे द्रविणं यच्छन्तु ता मे ब्राह्मणवर्चसम् ॥ ३८ ॥
सप्तऋषीनभ्यावर्ते । ते मे द्रविणं यच्छन्तु ते मे ब्राह्मणवर्चसम् ॥ ३९ ॥
ब्रह्माभ्यावर्ते । तन्मे द्रविणं यच्छन्तु तन्मे ब्राह्मणवर्चसम् ॥ ४० ॥
ब्राह्मणाँ अभ्यावर्ते । ते मे द्रविणं यच्छन्तु ते मे ब्राह्मणवर्चसम् ॥ ४१ ॥
( ७ ) यं वयं मृगयामहे तं वधै स्तृणवामहै । व्यात्ते परमेष्ठिनो ब्रह्मणापीपदाम तम् ॥ ४२ ॥

---

અર્થ— ( कृषिसंशितः अन्नतेजाः ) તું ખેતીના કારણે તેજસ્વી અને અન્નના તેજથી યુક્ત છે, હું ( कृषि अनु वि क्रमे ) ખેતીમાં પરાક્રમ કરૂં છું અને ખેતીથી એને દૂર હટાવું છું.... [ ૩૪ ]

( प्राणसंशितः पुरुषतेजाः ) તું પ્રાણથી તેજસ્વી અને પુરુષના તેજથી યુક્ત છે, ( प्राणं अनु वि क्रमे ) પ્રાણક્ષેત્રમાં હું પરાક્રમ કરૂં છું અને ( प्राणात् तं निर्भजामः ) પ્રાણથી એને દૂર હટાવું છું, જે અમારો દ્વેષ કરે છે અને જેનો અમે દ્વેષ કરીએ છીએ, તે જીવતો ન રહે, તેને પ્રાણ છોડી જાય. [ ૩૫ ]

( ૬ ) ( अस्माकं जितं ) અમારો વિજય થયો છે, ( अस्माकं उद्भिन्नं ) અમારો પ્રભાવ પડયો છે. ( विश्वाः पृतनाः अरातीः अभ्यष्ठां ) બધી શત્રુસેના અને દુશ્મન પરાજીત થયા છે. ( अहं इदं ) હું આ ( आमुष्यायणस्य अमुष्याः पुत्रस्य ) અમુક કુળના અમુક માતાના અમુક પુત્રના શત્રુનું ( वर्चः तेजः प्राणं आयुः निवेष्टयामि ) વર્ચસ, તેજ, પ્રાણ અને જીવિત સંપૂર્ણ રીતે બાંધું છું અને ( इदं एनं अधराञ्चं पादयामि ) આ પ્રકારે હું એને નીચે પાડું છું. [ ૩૬ ]

( सूर्यस्य आवृतं ) સૂરજનું આવર્તન એટલે ( दक्षिणां अन्वावृतं ) દક્ષિણ દિશા તરફ જવું છે, તેની સાથે ( अनु आवर्ते ) હું અનુકૂળ બની જાઉં છું. ( सा मे द्रविणं यच्छतु ) તે મને ધન આપે, ( सा मे ब्राह्मणवर्चसं ) તે મને જ્ઞાનતેજ આપે. [ ૩૭ ]

( ज्योतिष्मतीः दिशः अभ्यावर्ते ) તેજયુક્ત દિશાઓમાં હું ગમન કરૂં છું જો તેઓ ( ताः० ) મને ધન અને જ્ઞાનતેજ આપે [ ૩૮ ]

( सप्तऋषीन् अभ्यावर्ते ) સાત ઋષિઓને અનુકૂલ હું ગમન કરૂં છું ( ते० ) તેઓ મને ધન અને જ્ઞાનતેજ આપે. [ ૩૯ ]

( ब्रह्म अभ्यावर्ते ) જ્ઞાનને અનુકૂળ હું ચાલું છું. ( ते० ) તેઓ મને ધન અને જ્ઞાનતેજ આપે. [ ૪૦ ]

( ब्राह्मणां अभ्यावर्ते ) બ્રાહ્મણોને અનુકૂલ હું ચાલું છું. ( ते० ) તેઓ મને ધન અને જ્ઞાનતેજ આપે. [ ૪૧ ]

( ૭ ) ( यं वयं मृगयामहे ) જેને અમે ખોળીએ છીએ, ( तं वधैः स्तृणवामहै ) અને વધોથી-હથીયારોથી નષ્ટ કરીએ છીએ, અને ( परमेष्ठिनः व्यात्ते ) પરમેશ્વરની વિકાળ દાઢોમાં ( तं ब्रह्मणा अपीपदाम ) એને અમે જ્ઞાનના યોગથી નાંખી દઇએ છીએ. [ ૪૨ ]

*

वैश्वानरस्य दंष्ट्राभ्यां हेतिस्त समधादभि । इयं तं प्सात्वाहुतिः समिद्देवी सहीयसी ॥ ४३ ॥
राज्ञो वरुणस्य बन्धोऽसि । सोऽमुमामुष्यायणममुष्याः पुत्रमन्ने प्राणे बधान ॥ ४४ ॥
यत्ते अन्नं भुवस्पत आक्षियति पृथिवीमनु । तस्य नस्त्वं भुवस्पते संप्रयच्छ प्रजापते ॥ ४५ ॥
अपो दिव्या अचायिषं रसेन समपृक्ष्महि । पयस्वानग्न आगमं तं मा सं सृज वर्चसा ॥ ४६ ॥
सं माग्ने वर्चसा सृज सं प्रजया समायुषा ।
विद्युर्मे अस्य देवा इन्द्रो विद्यात् सह ऋषिभिः ॥ ४७ ॥
यदग्ने अद्य मिथुना शपातो यद्वाचस्तृष्टं जनयन्त रेभाः ।
मन्योर्मनसः शरव्या३ जायते या तया विध्य हृदये यातुधानान् ॥ ४८ ॥
परा शृणीहि तपसा यातुधानान् पराऽग्ने रक्षो हरसा शृणीहि ।
पराऽर्चिषा मूरदेवां छृणीहि परासुतृपः शोशुचतः शृणीहि ॥ ४९ ॥
अपामस्मै वज्रं प्र हरामि चतुर्भृष्टिं शीर्षभिद्याय विद्वान् ।
सो अस्याङ्गानि प्र शृणातु सर्वा तन्मे देवा अनु जानन्तु विश्वे ॥ ५० ॥

---

અર્થ— ( वैश्वानरस्य दंष्ट्राभ्या ) ઇશ્વરની દાઢો વડે બનાવેલું જે ( हेति ) હથીયાર છે, તેથી ( त अभि समधात् ) એનો નાશ કરીએ છીએ ( त प्सात्वा ) તેનો નાશ કરીને ( इय समिद ) આ જે સમિધા આ યજ્ઞમાં નાખી છે, તે ( देवी सहीयसी ) શત્રુને દૂર કરવા માટે સમર્થ છે [ ૪૩ ]

( वरुणस्य राज्ञ बन्ध असि ) વરુણ રાજાના બંધનમાં તું પડયો છે, ( स अमु ) તે ( अमुष्यायण अमुष्या पुत्र ) આ અમુક ગોત્રના અમુક માતાના પુત્રને ( अन्ने प्राणे बधान ) અન્ન અને પ્રાણમાં બાંધી દઉં છું [૪૪]

હે ( भुवः पते ) પૃથ્વીના સ્વામી ! ( यत् ते अन्न ) જે તારૂં અન્ન ( पृथिवीं अनु आक्षियति ) પૃથ્વી ઉપર છે, હે ( प्रजापते ) પ્રજાના પાલક ! ( तस्य त्व न संप्रयच्छ ) તમે તેને અમને પ્રદાન કરો [ ૪૫ ]

હે દિવ્ય ( आप ) પાણી ! ( अचायिष ) યાચના કરૂં છું કે ( रसेन समपृक्ष्महि ) અમને રસથી સંયુક્ત કરો. હે ( अग्ने ) અગ્ને ! ( पयस्वान् आगम ) રસની સાથે હું આવી ગયો છું ( त मा वर्चसा ससृज ) મને તેજથી યુક્ત કર [ ૪૬ ]

હે અગ્ને ! ( मा वर्चसा ससृज ) મને તેજથી યુક્ત કર ( प्रजया आयुषा स ) પ્રજા અને જીવનથી યુક્ત કર ( देवा अस्य मे विद्यु ) દેવતાઓ મારો આ ભાવ જાણે ( इन्द्र ऋषिभि सह विद्यात् ) ઇન્દ્ર ઋષિઓની સાથે આ વિષય જાણે [ ૪૭ ]

હે અગ્ને ( यत् अद्य मिथुना शपात ) આ જે મળીને ગાળો આપે છે, ( यत् रेभा वाच तृष्ट जनयन्त ) જે વકતા વાણીનો દોષ કરે છે, ( या मन्यो मनस शरव्या जायते ) જે ક્રોધથી મનની હિંસા થાય છે ( तया यातुधानान् हृदये विध्य ) તે દુષ્ટોને હૃદયમાં વીંધી નાખ [ ૪૮ ]

( यातुधानान् तपसा परा शृणीहि ) દુષ્ટોને પોતાના ભયથી દૂર નસાડી મૂક હે અગ્નિ ! ( रक्षः हरसा परा शृणीहि ) રાક્ષસોને પોતાના બળથી દૂર કર. ( अर्चिषा मूरदेवान् परा शृणीहि ) પોતાની જ્વાળાથી મૂર્ખોને દૂર ફેંકી દે અને ( असुतृप शोशुचत परा शृणीहि ) બીજાના પ્રાણો ઉપર તૃપ્ત થનારાઓને શોક કરતા એવા દૂર નસાડી મૂક [ ૪૯ ]

( विद्वान् ) હું આ બધું જાણીને ( अस्मै शीर्षभिद्याय ) એનું માથું તોડવા માટે ( अपां चतुर्भृष्टिं वज्र प्र हरामि ) પાણીની ચારે બાજુ નાશ કરનારૂં વજ્ર ફેંકું છું ( स अस्य सर्वा अंगानि प्र शृणोतु ) તે એના બધા અંગોને કરડે ( तत् मे विश्वेदेवा अनु जानन्तु ) તે મારૂં કર્મ બધા દેવો અનુકૂલતાની સાથે જાણે [ ૫૦ ]

# વિજયપ્રાપ્તિ

## શત્રુના પરાજય માટે પ્રયત્ન

શત્રુનો પરાજય કરવા માટે (**ओज:**) શારીરિક શક્તિ, (**सह:**) શત્રુનો હુમલો સહન કરવાની શક્તિ, (**बल**) સૈન્ય તેમજ દરેક પ્રકારનું બળ, (**वीर्य**) પરાક્રમ, વીર્યની શક્તિ, (**नृम्णं**) માનવી અનુકૂલ્યનું સામર્થ્ય, એટલા સાધનો આવશ્યક છે પછી (**जिष्णुयोग**) વિજય પ્રાપ્ત કરવાની ચાતુર્ય ભરેલી યોજના કેવી કરવી જોઇએ તેનું સારું એવું જ્ઞાન જોઇએ, બીજું બધું બળ હોવા છતાં પણ સમયસર '**जिष्णुयोग**'માં ન્યૂનતા થાય તો કંઇ પણ સિદ્ધિ થઇ શકતી નથી. તેની સાથેજ '**ब्रह्मयोग**' એટલે જ્ઞાનથી સિદ્ધ થનારી યોજના પણ જરૂર હોવી જોઇએ. તેજ પ્રમાણે '**क्षत्रयोग**' ક્ષાત્ર યુદ્ધક્ષેત્રમાં કુશળતાથી કરવા યોગ્યવ્યૂહ વગેરેની રચનામાં કુશળતા, વિશેષ પ્રાવિણ્ય જરૂર હોવું જોઇએ. '**इंद्रयोग**' રાજા અને રાજૈશ્વર્ય એમની સાથે યોગ હોવો જોઇએ. આના અભાવમાં બાકી કામોનું કોઇ પણ પ્રયોજન સિદ્ધ થઇ શકતું નથી. '**सोमयोग**'નું બીજું નામ છે "**औषधियोग,**" શત્રુની સાથે યુદ્ધ શરુ થતાં આપણા લોકો ઘવાઇ જાય તો તેમને ત્વરિત આરોગ્યસંપન્ન કરવા માટે આ વૈદ્યોની ઔષધીયોગનો ઘણો ઉપયોગ થઇ શકે છે એજ પ્રમાણે સ્વ પક્ષના લોકોનું શારીરિક બળ વધારવા માટે પણ ઔષધિઓની ઘણી જરૂરી છે.

'**अप्सुयोग**'નું નામ છે જલયોગ. પાણીનેઃ તો માનવી-જીવનમાં ઘણો મોટો ઉપયોગ છે. માટે વિજયપ્રાપ્તિ થવા પાણીનો સંયોગ સારી રીતે થવો જોઇએ. પાણી ન મળે તો પરાભવ થવા વાર લાગશે નહિ.

ટૂંકમાં પ્રથમ ૭ મંત્રમાં વિજયપ્રાપ્તિ માટે અત્યંત જરૂરી વિષયોની સૂચના આ પ્રકારે ઉપર કહ્યા પ્રમાણે આપી છે

મંત્ર ૭ થી ૨૧ સુધી કહ્યુ છે કે જે પાણી વગેરે સાધનો છે તેમનો ઉપયોગ શત્રુનો નાશ કરવા માટે કરવો જોઇએ, જેથી શત્રુ નાશ પામશે અને આપણો વિજય થશે.

મં. ૨૨ થી ૨૪ સુધી કહ્યું છે કે પાણીથી આખું શરીર, મન વગેરેની નિર્દોષતા સિદ્ધ થાય છે, તેથી શરીર અને મનનો મેલ દૂર થાય છે. મનના મળથી સ્વપ્ન દોષ થાય છે અને શરીરના દોષથી રોગો ઉત્પન્ન થાય છે. પાણીના પ્રયોગથી બધા દોષો દૂર થાય છે અને માણુસ નિર્દોષ થાય છે અને વિજય પ્રાપ્ત કરવામાં સમર્થ બને છે. જ્યાં સુધી શરીર અને મનમાં દોષો હોય ત્યાં સુધી વિજય પ્રાપ્ત થઇ શકતો નથી અને પ્રાપ્ત થાય તો તે સ્થિર થઇ રહી શકતો નથી.

પૃથ્વી, અંતરિક્ષ, દ્યૌ, દિશા, ઉપદિશા, ઋચા, યજુ, યજ્ઞ, ઔષધિ, સોમ, આપ, કૃષિ, અન્ન, પ્રાણુ વગેરે બધા સ્થાનોથી શત્રુને દૂર કરવો જોઇએ અને આ સ્થાનો શત્રુરહિત રાખવાં જોઇએ એમ મં. ૨૫ થી ૩૫ સુધી કહેલું છે.

એટલું કરવાથી વિજય થશે અને એવા પવિત્ર વીરો શત્રુને બાંધી તેને પગતળે દબાવી શકે છે. આ વાત ૩૬ મા મંત્રમાં કહી છે.

સૂરજ પાસેથી તેજસ્વિતા, દિશાઓ પાસેથી વિસ્તૃત કાર્ય-ક્ષેત્ર, ઋષિઓ પાસેથી બ્રહ્મજ્ઞાન એટલે મંત્રો પાસેથી વિચાર અને બ્રાહ્મણો પાસેથી ઉત્તમ ઉપદેશ પ્રાપ્ત કરી વિજયી બનવાની સૂચના મંત્ર ૩૭ થી ૪૧ સુધીમાં આપી છે.

૪૨–૪૩ આ બે મંત્રોમાં પોતાના શત્રુને પરમેશ્વરના આધીન એટલે તેના ન્યાયના આધીન કરવા કહ્યું છે. પોતે એનો નાશ ન કરતાં એમ કરવું કે તે આપણું કંઇ બુરૂ કરી શકે નહિ. અને પછી એને ઇશ્વરના હવાલે કરવો પણ એમ કરવા માટે પોતાનું બળ વધારવું જોઇએ, શત્રુનું બળ ઘટાડવું જોઇએ અને એવી વ્યવસ્થા કરવી જોઇએ કે શત્રુ આપણું કંઇજ બગાડી શકે નહિ.

શત્રુ આપણુનો કેદી થાય તો પણ તેને પરમેશ્વરનો કેદી માનવો જોઇએ. તેનો નાશ કરવો હોય તો પરમેશ્વર કરે.

આપણી પાસે બળ, અન્ન, જલ, વીર્ય, શૌર્ય, તેજસ્વિતા વગેરે અધિક પ્રમાણમાં રહે અને શત્રુ પાસે આ વસ્તુઓ કમા હોય એવી યોજના કરવી જોઇએ. આ પ્રમાણે બોધ ૪૭ સુધીના મંત્રથી મળે છે.

આપણા રાજ્યમાં કોઇ ગાળો આવે, ખરાબ શબ્દો ન બોલે, આવો વાણીનો અપવ્યવહાર શત્રુના રાજ્યમાં ભલે ચાલતો રહે. દુષ્ટોનો વિધ્વંસ આ પ્રમાણે કરવો અને સજ્જનનું રક્ષણ કરવું જોઇએ. એવો આ સૂક્તનો સંક્ષેપમાં આશય છે.

# દુષ્ટોનો નાશ

## કાંડ ૭, સૂક્ત ૧૧૪

( ऋषिः-भार्गवः । देवता- अग्नीषोमौ । )

आ ते॑ ददे व॒क्षणा॑भ्य॒ आ ते॒ऽहं हृद॑याद्ददे । आ ते॒ मुख॑स्य॒ संका॑शा॒त्सर्वं॑ ते॒ वर्च॒ आ द॑दे ॥ १ ॥
प्रेतो य॑न्तु॒ व्याध्यः॒ प्रानु॒ध्याः॒ प्रो अश॑स्तयः । अ॒ग्नी र॑क्ष॒स्विनी॑र्हन्तु॒ सोमो॑ हन्तु दुर॒स्यती॑ः ॥ २ ॥

અર્થ— ( ते वक्षणाभ्यः वर्चः आददे ) તારી છાતીથી હું બળ પ્રાપ્ત કરું છું. ( अहं ते हृदयात् आददे ) હું તારા હૃદયથી બળ લઉં છું. ( ते मुखस्य संकाशात् ) તારા મુખની પાસેથી ( ते सर्वं वर्चः आददे ) તારું બધું તેજ હું પ્રાપ્ત કરું છું. [ ૧ ]

( इतः व्याध्यः प्रयन्तु ) અહીંથી વ્યાધીઓ દૂર થઇ જાય. ( अनुध्याः प्र ) દુઃખ દૂર થાય, ( अशस्तयः प्र उ ) અકીર્તિ પણ દૂર થાય, ( अग्निः रक्षस्विनीः हन्तु ) અગ્નિ રાક્ષસીણીઓનો વધ કરે ( सोमः दुरस्यतीः हन्तु ) અને સોમ દુરાચારીણીઓનો નાશ કરે. [ ૨ ]

પોતાની છાતી, મુખ, હૃદય વગેરે બધા અવયવોનું બળ વધારવું જોઇએ અને વ્યાધિઓ, આપત્તિઓ, પીડાઓ અને અકીર્તિઓ દૂર કરવી જોઇએ તેમજ દુરાચારિણી સ્ત્રીઓને પણ દૂર કરવી જોઇએ.



# શત્રુનો નાશ

## કાંડ ૬, સૂક્ત ૬

( ऋषिः- अथर्वा । देवता- ब्रह्मणस्पतिः, सोमः । )

यो॒३॑ऽस्मान्ब्र॑ह्मणस्पते॒ऽदे॑वो अ॒भिमन्य॑ते । सर्वं॒ तं र॑न्धयासि मे॒ यज॑मानाय सुन्व॒ते ॥ १ ॥
यो नः॑ सोम सुशं॒सिनो॑ दुः॒शंस॑ आ॒दिदे॑शति । वज्रे॑णास्य॒ मुखे॑ जहि॒ स संपि॑ष्टो॒ अपा॑यति ॥ २ ॥
यो नः॑ सोमाभि॒दास॑ति॒ सना॑भि॒र्यश्च॒ निष्ट्यः॑ । अप॒ तस्य॒ बलं॑ तिर म॒हीव॒ द्यौर्व॑धत्मना ॥ ३ ॥

અર્થ— હે ( ब्रह्मणस्पते ) જ્ઞાનના સ્વામી ! ( यः अदेवः अस्मान् अभिमन्यते ) જે ઇશ્વરની ભક્તિ ન કરનારો અમને નીચ કરવાની ઇચ્છા કરે છે, ( तं सर्वं ) તે બધા શત્રુઓને ( सुन्वते यजमानाय मे रन्धयासि ) સોમરસ વડે યજ્ઞ કરનારા મારા કારણે નાશ કર. [ ૧ ]

હે સોમ ! ( यः दुःशंसः ) જે દુરાચારી ( सुशंसिनः नः आदिदेशति ) સદાચાર કરનારા અમને બધાને આજ્ઞા કરે છે એટલે અમને પોતાના કાબુમાં લેવા માંગે છે, ( अस्य मुखे वज्रेण जहि ) તેના મોઢા ઉપર વજ્રથી આઘાત કર, જેથી ( सः संपिष्टः अप अयति ) તે ચૂરેચૂરા થઇ દૂર થશે. [ ૨ ]

હે સોમ ! ( यः सनाभिः ) જે સ્વજાતીય ( यः च निष्ट्यः ) અને જે બધાથી નીચે બેસવા યોગ્ય નીચ માણસ ( नः अभिदासति ) અમને દાસ બનાવવા ઇચ્છે છે, અથવા અમારો ઘાત કરે છે, ( तस्य बलं वधत्मना अप तिर ) તેના બળને આપણા વધ સાધનોથી નીચે કર, ( मही द्यौः इव ) જે પ્રકારે મોટો દ્યુલોક પોતાના પ્રકાશથી અંધેરાને દૂર કરે છે. [ ૩ ]

### શત્રુના લક્ષણો

આ સૂક્તમાં શત્રુના લક્ષણો નીચે કહ્યા મુજબ આપ્યાં છે—

૧ अदेवः- જે એક અદ્વિતીય ઇશ્વરને માનતો નથી, દેવની ભક્તિ કરતો નથી, જે નાસ્તિક છે અને સત્યધર્મ પર અવિશ્વાસ કરે છે.

૨ अभिमन्यते- જે અભિમાનથી ભરેલો છે, જે ઘમંડી છે.

૩ दुःशंसः- જેના વિષે બધા લોકો ખરાબ બોલે છે, બધા લોક જેની નિંદા કરે છે. એટલે જે એકલો બધાનું અહિત કરે છે.

૪ आदिदेशति- જે બીજા ઉપર હુકમ ચલાવવાની અભિલાષા રાખે છે, જે બીજાને આજ્ઞા કરવાનું જાણે છે. જે કોઇ પણ રીતે બીજા ઉપર અધિકાર જમાવવાનુ જાણે છે.

૫ अभिदासति- જે બીજાને દાસ બનાવવા ઇચ્છે છે, બીજાનો નાશ કરે છે, બીજાને લૂંટે છે.

શત્રુના આ પાંચ લક્ષણો છે. આ લક્ષણોથી ઓળખાય છે એવા શત્રુઓને દૂર કરવા જોઇએ. પછી તે ( सनाभिः ) સ્વજાતીય પોતાના કુળમાં ઉત્પન્ન થએલા અથવા ( निष्ट्यः ) નિકૃષ્ટ જાતીના અથવા કોઇ હીન જાતીના અથવા હીન કુળમાં ઉત્પન્ન થએલા અથવા આચારહીન હોય અથવા ગમે તેવા હોય, તે બધાને દૂર કરવા જ જોઇએ.



# શરીરમાંથી બાણ કાઢવા

### કાંડ ૬ સૂક્ત ૯૦

( ऋषिः- अथर्वा । देवता- रुद्रः । )

यां ते रुद्र इषुमास्यदङ्गेभ्यो हृदयाय च । इदं तामद्य त्वद्वयं विषूचीं वि वृहामसि ॥ १ ॥

यास्ते शतं धमनयोऽङ्गान्यनु विष्ठिताः । तासां ते सर्वासां वयं निर्विषाणि ह्वयामसि ॥ २ ॥

नमस्ते रुद्रास्यते नमः प्रतिहितायै । नमो विसृज्यमानायै नमो निपतितायै ॥ ३ ॥

---

અર્થ— ( रुद्रः यां इषुं ) રુદ્ર જે બાણને ( ते अङ्गेभ्यः हृदयाय च आस्यत् ) તારા અંગો અને હૃદય ઉપર ફેંકે છે, ( अद्य तां ) આજ તે બાણને ( वयं त्वद् विषूचीं ) અમે તારાથી વિરુદ્ધ દિશાએ ( इदं विवृहामसि ) આ પ્રકારે દૂર કરૂં છું. [ ૧ ]

( याः ते शतं धमनयः ) જે તારા શરીરમાં સેંકડો ધમનીઓ ( अङ्गानि अनु विष्ठिताः ) અવયવોમાં રહે છે, ( ते तासां सर्वासां ) તારી તે બધી ધમનીઓથી ( विषाणि निः ह्वयामसि ) બધા વિષોને નિઃશેષ કરીએ છીએ. [૨]

હે રુદ્ર ! ( ते अस्यते नमः ) ફેંકનારા તને નમસ્કાર હો. ( प्रतिहितायै नमः ) ફેંકેલા બાણને નમસ્કાર હો. ( विसृज्यमानायै नमः ) લક્ષ્ય ઉપર છોડેલા બાણને નમસ્કાર હો ( निपतितायै नमः ) લક્ષ્ય ઉપર પડેલા બાણને નમસ્કાર હો. [ ૩ ]

---

ભાવાર્થ— શરીરમાં પેસી ગએલા બાણોને યુક્તિથી કાઢવા જોઇએ અને શરીરને વિષરહિત કરવું જોઇએ. ( ૧-૩ )

# પાપથી મુક્તિ

## કાંડ ૭, સૂક્ત ૧૧૨

( ऋषिः- ब्रह्मा । देवता- आप. वरुणश्च । )

शुम्भनी द्यावापृथिवी अन्तिसुम्ने महिव्रते । आपः सप्त सुस्रुवुर्देवीस्ता नो मुञ्चन्त्वंहसः ॥ १ ॥
मुञ्चन्तु मा शपथ्यादथो वरुण्यादुत । अथो यमस्य पड्वीशाद्विश्वस्माद्देवकिल्बिषात् ॥ २ ॥

---

અર્થ— ( द्यावापृथिवी शुम्भनि ) દ્યુલોક અને પૃથ્વીલોક આ ( महिव्रते अन्ति-सुम्ने ) મોટું કાર્ય કરનાર અને પાસેથી સુખ આપનારા છે. ( सप्त देवीः आपः ) સાત દિવ્ય નદીઓ અહીં ( सुस्रुवुः ) વહે છે, ( ताः नः अंहसः मुञ्चन्तु ) તે અમને પાપોથી બચાવે [ ૧ ]

( मा शपथ्यात् ) મને શાપથી ( अथो उत वरुण्यात् ) અને વરુણ દેવના ક્રોધથી ( मुञ्चन्तु ) બચાવે ( अथो यमस्य पड्वीशात् ) અને યમના બંધનથી તેમજ ( विश्वस्मात् देव किल्बिषात् ) બધા દેવો પ્રત્યે કરેલા દોષમાંથી મુક્ત કરે. [ ૨ ]

આ દ્યુલોક અને પૃથ્વીલોક મોટા સુખકારક છે. અહીં વહેનારી સાત નદીઓ અમને બધા પાપમાંથી અને બધા પ્રકારના કાયિક, વાચિક, દોષોથી બચાવે. આધ્યાત્મિક પક્ષમાં સાત પ્રવાહ, પંચ જ્ઞાનેન્દ્રિય અને મન તેમજ બુદ્ધિ આ છે. આત્માથી આ સાત નદીઓ આ પ્રકારે વહે છે.




આ સાત પ્રવાહ અમને પાપોથી બચાવે અને પાપ મુક્ત કરે. નિઃસંદેહ આ નદીઓ પાપમાંથી બચાવનારી છે

---

# પાપનાશન

## કાંડ ૪, સૂક્ત ૨૪

( ऋषिः– मृगारः । देवता– इन्द्रः । )

इन्द्रस्य मन्महे शश्वदिदस्य मन्महे वृत्रघ्न स्तोमा उप मेम आगुः ।
यो दाशुषः सुकृतो हवमेति स नो मुञ्चत्वंहसः ॥ १ ॥
य उग्रीणामुग्रबाहुर्ययुर्यो दानवानां बलमारुरोज ।
येन जिताः सिन्धवो येन गावः स नो मुञ्चत्वंहसः ॥ २ ॥
यश्चर्षणिप्रो वृषभः स्वर्विद्यस्मै ग्रावाणः प्रवदन्ति नृम्णम् ।
यस्याध्वरः सप्तहोता मदिष्ठः स नो मुञ्चत्वंहसः ॥ ३ ॥
यस्य वशास ऋषभास उक्षणो यस्मै मीयन्ते स्वरवः स्वर्विदे ।
यस्मै शुक्रः पवते ब्रह्मशुम्भितः स नो मुञ्चत्वंहसः ॥ ४ ॥

---

અર્થ — ( इन्द्रस्य मन्महे ) ઇન્દ્રનું અમે ધ્યાન કરીએ છીએ. ( अस्य वृत्रघ्नः इत् शश्वत् मन्महे ) આ શત્રુનાશક પ્રભુનું નિશ્ચયથી અમે સર્વદા ધ્યાન કરીએ છીએ, ( इमे स्तोमाः मा उप मा अगुः ) આ એની સ્તુતિ મારી પાસે આવી ગઈ છે. ( यः दाशुषः सुकृतः हवं एति ) જે દાન કરનારો સત્કાર્યોના કરનારાની પુકાર સાંભળી આવે છે ( सः नः अंहसः मुञ्चतु ) તે અમને પાપોથી બચાવે. [ ૧ ]

( यः उग्रबाहुः ) જે બળવાન વીર ( उग्रीणां ययुः ) પ્રચંડ વીરોનો પણ સંચાલક છે અને જે ( दानवानां बलं आरुरोज ) અસુરોનું બળ કાપી નાખે છે, ( येन सिन्धवः गावः जिताः ) જેણે નદીઓ અને ગાયો જીતીને કાબુમાં રાખી છે ( सः नः अंहसः मुञ्चतु ) તે અમને પાપથી બચાવે. [ ૨ ]

( यः चर्षणिप्रः वृषभः स्वर्विद् ) જે મનુષ્યોને પૂર્ણ કરનારો બળવાન્ અને આત્મિક પ્રકાશને પાસે રાખનારો છે. ( ग्रावाणः यस्मै नृम्णं प्रवदन्ति ) આ પત્થર જેની પાસે બળ એમ કહે છે, ( यस्य सप्त होता अध्वरः मदिष्ठः) જેના સાત હોતા ગણ જેમાં કાર્ય કરે છે એવો અહિંસામય યજ્ઞ અત્યંત આનંદ આપનારો છે ( सः नः अंहसः मुञ्चतु ) તે અમને પાપથી બચાવે. [ ૩ ]

( यस्य वशासः ऋषभासः उक्षणः ) જેના કાર્યના માટે ગાય, બળદ અને આખલા હોય છે, ( यस्मै स्वर्विदः स्वरवः मीयन्ते ) જે આત્મિક બળવાળા માટે બધા યજ્ઞ હોય છે, ( यस्मै ब्रह्मशुम्भितः शुक्रः पवते ) જેના માટે વેદોચ્ચારથી પવિત્ર થએલો સોમરસ શુદ્ધ કરવામાં આવે છે ( सः नः अंहस मुञ्चतु ) તે અમને પાપોથી બચાવે. [ ૪ ]

---

ભાવાર્થ— આખી દુનિયાના પ્રભુનું અમે ધ્યાન કરીએ છીએ, એના ગુણોનું અમે મનન કરીએ છીએ, તે શત્રુઓનો નાશ કરનારો પ્રભુ છે, તેની પ્રશંસાના સ્તોત્ર જ અમારા મનની સામે આવે છે, ખરેખર તે સત્કર્મ કરનારા દાની મહાનની પ્રાર્થના સાંભળે છે, તે અમને પાપથી છોડાવે. (૧)

જે બળવાન પ્રભુ વીરોને પણ વીર્ય આપનારો છે, દુષ્ટોના બળનો જે નાશ કરે છે જેનો અમૃતરસ ધારણ કરનારી નદીઓ અને ગાયો આ પૃથ્વી ઉપર હરેફરે છે તે પ્રભુ અમને પાપથી બચાવે (૨)

જે મનુષ્યોને પૂર્ણ બનાવનારો બળવાન્ અને આત્મશક્તિનો જ્ઞાતા છે સામાન્ય પત્થર પણ જેના સામર્થ્યની સ્તુતિ કરે છે, અને જેના માટે બધા યજ્ઞ ચલાવવામાં આવે છે તે પ્રભુ અમને પાપથી બચાવે (૩)

જેના યજ્ઞમાં ગાય, બળદ, વગેરે પશુ પણ પોતાનું બળ લગાવે છે, જેના આત્મિક બળના માટે અનેક યજ્ઞ કરાય છે, જેના યજ્ઞમાં મંત્રોથી પવિત્ર થએલો સોમરસ શુદ્ધ કરવામાં આવે છે, તે પ્રભુ અમને પાપથી બચાવે. (૪)

यस्य जुष्टिं सोमिनः कामयन्ते यं हवन्त इषुमन्तं गविष्टौ ।
यस्मिन्नर्कः शिश्रिये यस्मिन्नोजः स नो मुञ्चत्वंहसः ॥ ५ ॥
यः प्रथमः कर्मकृत्याय जज्ञे यस्य वीर्यं प्रथमस्यानुबुद्धम् ।
येनोद्यतो वज्रोऽभ्यायताहिं स नो मुञ्चत्वंहसः ॥ ६ ॥
यः संग्रामान्नयति सं युधे वशी यः पुष्टानि संसृजति द्वयानि ।
स्तौमीन्द्रं नाथितो जोहवीमि स नो मुञ्चत्वंहसः ॥ ७ ॥

---

અર્થ— ( सोमिनः यस्य जुष्टिं कामयन्ते ) સોમયાજક જેના પ્રીતીની ઇચ્છા કરે છે, ( यं इषुमन्तं गविष्टौ हवन्ते ) જે શસ્ત્રવાળાઓને ઇચ્છાપૂર્ણ કરવા માટે બોલાવે છે ( यस्मिन् अर्कः शिश्रिये ) જેમાં સૂરજ આશ્રય લે છે, ( यस्मिन् ओजः ) જેમાં બળ રહે છે, ( सः नः मुञ्चतु ) તે અમને પાપોમાંથી મુક્ત કરે. [ ૫ ]

( यः प्रथमः कर्मकृत्याय जज्ञे ) જે પ્રથમ કર્મ કરવા માટે જ પ્રગટ થયો છે, ( यस्य प्रथमस्य वीर्यं अनुबुद्धम् ) જે અદ્વિતીય દેવનો પરાક્રમ બધે જ જાણવામાં આવે છે, ( येन उद्यतः वज्रः अहिं अभ्यायत् ) જેથી ઉઠાવેલ વજ્ર શત્રુને બધા પ્રકારે હણી નાખે છે, એવો ( सः नः अंहसः मुञ्चतु ) તે અમને પાપોમાંથી બચાવે. [ ૬ ]

( यः वशी संग्रामान युधे सं नयति ) જે કાબુમાં રાખવા જેવા યોદ્ધાઓના સમુદાયને યુદ્ધ કરવા માટે ચલાવે છે, ( यः द्वयानि पुष्टानि संसृजति ) જે બંને પુષ્ટોને સંગતિ માટે છોડે છે અને આ પ્રકારે ( इन्द्रं नाथितः स्तौमि ) પ્રભુના તે નાથને વશ થઇને રહેનારો હું સ્તુતિ કરૂં છું અને ( जोहवीमि ) તેને વારંવાર પોકારી કહું છું કે ( सः नः अंहसः मुञ्चतु ) તે અમને પાપોથી બચાવે. [ ૭ ]

---

ભાવાર્થ— જેના સંતોષ માટે સોમયાજકો યજ્ઞ કરે છે, આપણી ઇચ્છાપૂર્તિ થવા માટે જેની પ્રાર્થના કરવામાં આવે છે. જેના આધારના કારણે સૂરજ ગોલ ફરતો રહ્યો છે, એટલું પ્રચંડ બળ જેનામાં છે તે પ્રભુ અમને પાપથી બચાવે. ( ૫ )

જે પહેલાં જગદ્રૂપી કાર્ય કરવા માટે પ્રગટ થયો, અરે જે કાર્યથી તેનું બળ જાણી શકાય છે, જેના વજ્રની સામે કોઇ શત્રુ ઉભો રહી શકતો નથી, તે પ્રભુ અમને પાપથી બચાવે. ( ૬ )

જે બધાને પોતાના કાબુમાં રાખે છે, જે ધર્મ યુદ્ધ માટે પ્રેરિત કરે છે. બંને બળવાનોને મિત્રતા કરવા માટે પ્રેરિત કરે છે. તેની આજ્ઞામાં રહી હું તેની પ્રાર્થના કરૂં છું કે તે અમને પાપથી બચાવે. ( ૭ )

---

# પાપનાશન

### પાપથી બચાવ

અગ્નિને ઉદ્દેશીને ગયા સૂક્તમાં પ્રાર્થના કરવામાં આવેલી છે, હવે આ સૂક્તમાં પરમેશ્વરની પ્રાર્થના ઇન્દ્ર નામથી કરાએલી છે. ઇન્દ્ર બળની દેવતા છે, બધામાં જે બળનો સંચાર થાય છે, તે ઇન્દ્રના પ્રભાવથી જ થાય છે. ઇન્દ્રના બળથી જ બધા બળવાન્ થયા છે, બળ વિના કૃમીકીટ, પતંગ પણ રહી શકતાં નથી, એમ દર્શાવવા ત્રીજા મંત્રમાં કહ્યું છે કે—

### ग्रावाणः यस्मै नृणां वदन्ति । ( મં. ૩ )

' આ પત્થર જેના માટે બળ કહે છે' એટલે બળના માટે જેની પ્રશંસા કરે છે. બળ એની પાસેથી પ્રાપ્ત થાય છે, એમ નિશ્ચયપૂર્વક બતાયું છે, પત્થર કહે છે કે પોતાની અંદર જે બળ છે, જે દૃઢતા છે, જે શક્તિ છે તે તેનીજ છે. જે પ્રભુના માટે આ બધાય યજ્ઞો થાય છે એવી સાખ જેમ પત્થર આપે છે તેમ બીજા બધા પદાર્થો પણ આપે છે, કારણ કે દરેક પદાર્થને બળ તેની પાસેથી પ્રાપ્ત થયું છે.

આ ઇશ્વર ( **प्रथमः** ) આદિ દેવ છે અને તેનું પ્રગટ થવું ( **कर्मकृत्याय** ) આ જગદ્રૂપી કર્મ કરવા માટે જ છે, એટલે આ પ્રગટ થઇને જગદ્રૂપી કાર્ય કરે છે અથવા આ જગદ્રૂપી મહાન્ કાર્યને જોવાથી તેના અસ્તિત્વનું જ્ઞાન થાય છે અને ( **अस्य प्रथमस्य वीर्यं अनुबुद्धं** ) આ આદિ દેવનું બળ અને પરાક્રમનું જ્ઞાન થઇ શકે છે. જો આ મહાન્ કાર્ય સામે ન આવે તો કોઇને તેની ખબર કેવી રીતે પડે ? આ પ્રચંડ સામર્થ્ય એ પ્રભુનું છે માટે કોઇ શત્રુ તેની સામે ઉભો રહી શકતો નથી. આ તો—

**उग्रीणां उग्र बाहुः** ( મં. ૨ )

ઉગ્ર વીરો ને વીર્ય-બળ આપનારો બાહુબલશાલી વીર પોતે છે.' એટલે અમારા જે વધારામાં વધારે ઉગ્રવીરો છે, તે એના વીર્યથી વીર્યવાન્ થયા છે. તેના બળથી બલિષ્ઠ અને તેના સામર્થ્યથી સામર્થ્યશાળી બન્યા છે. આ અનુભવ જો વીર પુરુષો કરશે તો તેમની સમર્થતા વિશેષ પ્રભાવશાળી બનશે. એથી નિવેદન છે કે કોઇએ પોતાના બળ વિષે ઘમંડ કે અહંકાર કરી બીજાને દુઃખ દેવું નહિ. જે બળના કારણે તેના મનમાં ઘમંડ ઉત્પન્ન થાય છે, તે બળ તો તે પ્રભુનું છે. જો તે પોતાનું બળ પાછું લેશે તો પછી કયા બળના કારણે તે લોકો ઘમંડ કરશે ! એવો વિચાર કરી પોતાની શક્તિનો લાભ બીજાને આપવાનો પ્રયત્ન કરવો, બીજાને પીડા આપવા-માં તેનો ઉપયોગ કરવો નહિ. પાપથી બચવા એ એક ઉત્તમ ઉપાય છે.

વીર લોકો તેના બળથી પ્રેરિત થઇ યુદ્ધ કરે છે. ધર્મયુદ્ધ કરનારાઓ પણ એના જ બળથી યુક્ત થાય છે, તેજ બધાનો સાચો સ્વામી છે. જે લોક એને પોતાનો નાથ માની પોતે પોતાને સનાથ સમજે છે તે જ પાપથી બચી શકે છે.

બધા યજ્ઞકર્તા પોતાના યજ્ઞ એની કૃપા પ્રાપ્ત કરવા ખાતરજ કરે છે. બધા યજ્ઞોમાં એના માટે જ હવન કરાય છે, યજ્ઞમાં આપેલું દાન એને જ પહુંચે છે અને તે દાતાની કામના પૂર્ણ કરે છે. આ પરમેશ્વરની ભક્તિથી માણસે પવિત્ર થવું અને પાપથી બચવું.

---

# મધુ-વિદ્યા

## કાંડ ૧, સૂક્ત ૩૪

( ऋषिः- अथर्वा । देवता- मधु वनस्पतिः । )

**इयं वीरुन्मधुजाता मधुना त्वा खनामसि । मधोरधि प्रजातासि सा नो मधुमतस्कृधि ॥ १ ॥**
**जिह्वाया अग्रे मधु मे जिह्वामूले मधूलकम् । ममेदह क्रतावसो मम चित्तमुपायसि ॥ २ ॥**

---

અર્થ — ( **इयं वीरुत् मधुजाता** ) આ વનસ્પતિ મધુરતા સાથે ઉત્પન્ન થઇ છે, હું ( **त्वा मधुना खनामसि** ) તને મધુ વડે ખોદું છું. ( **मधोः अधि प्रजाता असि** ) મધ સાથે તું ઉત્પન્ન થયો છે માટે ( **सा** ) એવી તું ( **नः मधुमतः कृधि** ) અમને બધાને મધુર કર. [ ૧ ]

( **मे जिह्वायाः अग्रे मधु** ) મારી જીભના અગ્રભાગમાં મધુરતા રહે. ( **जिह्वामूले मधूलकं** ) મારી જીભના મૂળમાં પણ મીઠાસ રહે. હે મધુરતા ! તું ( **मम क्रतौ इत् अह असः** ) મારા કર્મમાં નિશ્ચયથી રહે. ( **मम चित्तं उपायसि** ) મારા ચિત્તમાં મધુરતા બની રહે. [ ૨ ]

---

**ભાવાર્થ**— આ શેરડી નામની વનસ્પતિ સ્વભાવથી જ મધુર રસવાળી હોય છે, તેને વાવનારો અને ઉખેડનારો મધુર ભાવનાથી જ તેને વાવે છે અને ઉખેડે છે. આ પ્રકારે આ વનસ્પતિ પરમાત્મા પાસેથી મીઠાસ પોતાની સાથે લાવે છે. માટે અમે ઇચ્છીએ છીએ કે તે અમને બધાને મધુરતાથી યુક્ત કરે. ( ૧ )

મારી જીભની ટેરવે મધુરતા રહે, જીભની મૂળમાં અને મધ્યમાં મધુરતા રહે, મારા કર્મોમાં મધુરતા રહે અને મારૂં ચિત્ત પણ સારા વિચારોથી ભરેલું રહે. સારા વિચારોનું મનન કરે. ( ૨ )

मधुमन्मे निक्रमणं मधुमन्मे परायणम् । वाचा वदामि मधुमद् भूयासं मधुसंदृशः ॥ ३ ॥
मधोरस्मि मधुतरो मदुघान्मधुमत्तरः । मामित्किल त्वं वनाः शाखां मधुमतीमिव ॥ ४ ॥
परि त्वा परितत्नुनेक्षुणागामविद्विषे । यथा मां कामिन्यसो यथा मन्नापगा असः ॥ ५ ॥

અર્થ— ( मे निक्रमणं मधुमत् ) મારું ચાલચલન મીઠું હોય ( मे परायणं मधुमत् ) મારું દૂર થવું પણ મધુર હોય. મારી ( वाचा मधुमत् वदामि ) વાણીથી હું મીઠું બોલું છું, હું ( मधु सन्दृशः भूयासं ) મધુરતાની મૂર્તિ બનીશ. [ ૩ ]

હું ( मधोः मधुतरः अस्मि ) મધ કરતા પણ મીઠો છું. ( मदुघात् मधुमत्तरः ) મધુર પદાર્થોથી વધારે મધુર છું. ( मां इत् किल त्वं वनाः ) મારા ઉપર જ તું પ્રેમ કર. ( मधुमतीं शाखां इव ) જેમ મધુર રસવાળ વૃક્ષ શાખાની ઉપર લોકો પ્રેમ કરે છે. [ ૪ ]

( अ-विद्विषे ) વેર દૂર કરવા માટે ( परितत्नुना इक्षुणा त्वा परि आगाम् ) પ્રસરેલી શેરડીની જેમ તને ઘેરું છું. ( यथा मां कामिनी असः ) જેથી તું મારી ઇચ્છા કરનારી થાય અને ( यथा मत् न अपगाः असः ) જેથી તું મને છોડી દૂર ન થા. [ ૫ ]

ભાવાર્થ— મારું હલનચલન મીઠું હોય, મારું આવવું જવું મીઠું હોય, મારા ઇશારા અને ભાવ તેમજ મારા શબ્દો મધુર હોય. એમ થવાથી હું અંદર બહારથી મધુરતાની મૂર્તિ બની જઇશ. (૩)

હું મધથી પણ મધુર થાઉં, હું મીઠાઇથી પણ મીઠો બનું, માટે જે પ્રકારે મધુર ફળવાળા વૃક્ષ ઉપર પંખી પ્રેમ કરે છે તે પ્રકારે તું મારા ઉપર પ્રેમ કર. (૪)

કોઇ કોઇનો દ્વેષ ન કરે આ ઉદ્દેશ્યથી વ્યાપક મધુરવલ્લીઓનું એટલે કે મધુર વિચારોનું વાવેતર થઈ તે ચોમેર પ્રસરવા જોઇએ. જેથી સર્વત્ર મધુરતા જ પ્રસરે અને બધા એકબીજાને ચાહે તથા વિદ્વેષથી કોઇ કોઇથી જુદા ન થાય. (૫)

# મધુ–વિદ્યા

## મધુ-વિદ્યા

વેદમાં કેટલીક વિદ્યાઓનો નિર્દેશ છે. અધ્યાત્મવિદ્યા, દેવ-વિદ્યા, જનવિદ્યા, યુદ્ધવિદ્યા. તે પ્રકારે મધુવિદ્યા પણ વેદમાં છે. દુનિયા તરફ કેવી દૃષ્ટિએ જોવું જોઇએ, એ દૃષ્ટિકોન મધુ-વિદ્યા આપે છે. ઉપનિષદોમાં પણ આ મધુવિદ્યા વેદમંત્રો ઉપરથી લીધેલ છે. આ જગત્ મધુરૂપ છે એટલે મીઠું છે એમ માની દુનિયા તરફ જોવું આ વાતનો ઉપદેશ મધુવિદ્યા આપે છે. બીજી વિદ્યાઓ દુનિયાને કષ્ટનો જથ્થો કહે છે. એટલે વાચકો તેવી વિદ્યાઓને કટુ વિદ્યા કહી શકે છે. પણ એવી કટુ વિદ્યા વેદોમાં નથી. વેદ જગત્ તરફ દુઃખની દૃષ્ટિથી જોતું નથી, દુઃખની દૃષ્ટિથી આ દુનિયાને ન જોવાનો ઉપદેશ વેદ આપે છે. વેદમાં મધુવિદ્યા એટલા માટે છે કે તેનું જ્ઞાન પ્રાપ્ત કરી લોકો દુનિયા તરફ મધુર દૃષ્ટિથી જોતા શીખે. આ વિદ્યાના મંત્ર અથર્વવેદમાં ઘણા છે તથા બીજા વેદોમાં પણ છે. તે બધાનો અહીં વિચાર કરવાની કોઇ જરૂરી નથી. આ સૂક્તના મંત્ર પોતે જ આ મધુવિદ્યાનો ઉત્તમ ઉપદેશ આપનારા છે. વાચકોએ આ મંત્રોનો વિચાર કરી યોગ્ય બોધ પ્રાપ્ત કરવો.

## જન્મ સ્વભાવ

વૃક્ષોમાં અથવા પ્રાણીઓમાં દરેકનો વ્યક્તિનિષ્ઠ જન્મ સ્વભાવ રહે છે જે બદલતો નથી. જેમ સૂરજનું પ્રકાશવું, અગ્નિની ઉષ્ણતા, શેરડી મીઠી હોવી, કારેલાનું કડવાપણું વગેરે જન્મજાત સ્વભાવ છે. આ જન્મજાત સ્વભાવ ક્યાંથી આવે છે તે એક વિચાર કરવા જેવો સવાલ છે. શેરડી મીઠી હોય છે અને કારેલા કડવાં હોય છે, એકજ જમીનમાં ઉગેલી બંને વનસ્પતિઓની પરસ્પર ભિન્ન બે રસ સાથે લાવવાની પદ્ધતિ અજબ છે. કોઇ પણ કારેલામાં મીઠો રસ હોતો નથી અને કોઇ પણ શેરડી કડવી હોતી નથી. એમ કેમ થાય છે. એમનામાં રસ ક્યાંથી આવે છે ?

કોઇ કહેશે કે ભૂમિમાંથી કારણ કે ભૂમિનું નામ 'રસા' છે. આ ભૂમિમાં જુદા જુદા રસ છે. જે જે છોડવા એની પાસે

જાય છે તે પોતાના મૂળ સ્વભાવની જેમ રસ ભૂમિ પાસેથી ખેંચી લે છે, અને જનતાને આપે છે. કારેલાનો સ્વભાવ કડવો છે અને શેરડીનો મીઠો છે. આ છોડવા ભૂમિના જુદા જુદા રસોમાંથી પોતાના સ્વભાવને અનુકૂલ રસ લે છે અને તે સાથે દુનિયામાં પ્રગટ થાય છે.

આજ વાત મનુષ્યોમાં હોય છે. જુદી જુદી પ્રકૃતિના મનુષ્યો જુદા જુદા ગુણધર્મ પ્રગટ કરે છે. તેમને એક જ ખજાનામાંથી એક જ જીવનના મહાસાગરમાંથી જીવન રસ મળે છે. પણ એકમાં આ જીવન શાંતિ વધારનારૂં અને બીજામાં અશાંતિ પ્રસારનારૂં હોય છે. આનું કારણ સ્વભાવધર્મ છે. એક જ જળ વાદળામાં જઇ શુદ્ધ, મીઠું બની વરસાદ રૂપે પ્રાપ્ત થાય છે, જે પીને માણસ તૃપ્ત-સંતોષિત થાય છે અને તે જ જળ દરીયામાં જઇ ખારૂં બને છે જેથી તેને કોઇ પી શકતું નથી, આ સ્વભાવ ભેદ છે.

બીજા પદાર્થો અથવા પ્રાણીઓમાં બીજી યોનીઓ પોતાનો સ્વભાવ બદલી શકતા નથી. પણ મનુષ્ય યોની જ એક એવી છે કે જે યોનીના લોકો સારા નિયમોના આચરણથી પોતાનો સ્વભાવ બદલી શકે છે. દુષ્ટતા શુદ્ધતા બની જાય છે, મૂર્ખના પ્રબુદ્ધ જ્ઞાની બને છે, દુરાચારીઓના સદાચારી થઇ શકે છે. તે માટે વેદ મનુષ્યના કલ્યાણ માટે આ મધુવિદ્યાનો ઉપદેશ આપી રહ્યો છે. માણસે પોતાનો કડવો સ્વભાવ ઓછો કરવો અને પોતાની મધુરતા વધારવી એ જ આ વિદ્યાનો અહીં ઉદ્દેશ છે.

હવે મધુવિદ્યાનો પહેલો મંત્ર જુઓ-'આ શેરડી નામની વનસ્પતિ મીઠાસ સાથે જન્મેલી છે, મનુષ્ય મીઠી ભાવનાથી તેને ખોદે છે, તે મધુરતા સાથે આવેલી છે. માટે અમને બધાને આ વલ્લી મીઠાસથી યુક્ત કરે.' (મં. ૧)

આ મંત્ર મોટો અર્થપૂર્ણ છે. તેમાં ચાર વાતો કહી છે.- (૧) પોતે મીઠા સ્વભાવનું હોવું. (૨) મીઠાસ સ્વભાવવાળા જોડે સંબંધ રાખવો. (૩) પોતે મીઠું જીવન વ્યાપ્ત કરવું અને (૪) બીજાને મીઠા બનાવવું વાચક જોઇ શકે છે કે- (૧) શેરડી પોતે મીઠી હોય છે. (૨) મધુરતા નિર્માણ કરવાની ઇચ્છા રાખનારા ખેડૂત જોડે તેની મિત્રાચારી હોય છે. (૩) શેરડી પોતે મધુર રસ સાથે લઇ આવે છે અને (૪) જે વસ્તુ સાથે મેળવાય છે તેને મધુર બનાવે છે. શું વાચકો આવા આદર્શ મધુર જીવનથી યોગ્ય બોધ લઇ શકતા નથી?

આ ચાર ઉપદેશ છે જે વિષે માણસે વિચાર કરવો જોઇએ. આ શેરડી પોતાના વ્યવહાર વડે મનુષ્યને ઉપદેશ આપી રહી છે અને બતાવે છે કે આ પ્રકારે વ્યવહાર કરવાથી મનુષ્ય મધુર બની શકે છે. એના મનનથી પ્રાપ્ત થનારા નિયમો એવા છે—

(૧) પોતાનો સ્વભાવ મીઠો બનાવવો. પોતાનામાં જો કોઇ પ્રકારનું કડવુંપણું અથવા કઠોરતા અથવા તીક્ષ્ણતા અથવા ઉગ્રતા હશે તો તે દૂર કરવી, તેમજ વારે ઘડી આત્મ-પરીક્ષા કરી, દોષ દૂર કરી, પોતાના અંદર મીઠો સ્વભાવ વધારવાનો પ્રયત્ન કરવો.

(૨) માણસે એવા માણસો જોડે મિત્રતા કરવી કે જે મીઠા સ્વભાવના હોય અથવા મધુરતા પ્રસારવા ઇચ્છતા હોય.

(૩) પોતાનું જીવન મીઠું બનાવવું, ચાલચલગત, બોલવું, ચાલવું મીઠું રાખવું, પોતાના ઇશારાથી પણ કટુતાનો ભાવ વ્યક્ત ન કરવો.

(૪) એવા પ્રયત્ન કરતા રહેવું કે જેથી બીજાના સ્વભાવ મીઠા બની શકે અને કઠોર પ્રકૃતિવાળા માણસો પણ સુધરી મધુર પ્રકૃતિવાળા બને.

વાચકો પહેલા મંત્રનું મનન કરશે તો તેમને ઉપર મુજબ ઉપદેશ મળી શકે છે. "શેરડી પોતે મીઠી હોય છે અને મધુરતા પ્રાપ્ત કરવાની ઇચ્છા કરનારા ખેડૂત જોડે મિત્રત્વ કરે છે. પોતાનામાં મધુર જીવનરસ લાવે છે અને જેમાં ભળી જાય તેને પણ મધુર બનાવે છે." આ પ્રથમ મંત્રના ચાર ચરણોનો ભાવ ઉક્ત ચાર ઉપદેશ આપે છે. વાચક આ ઉપદેશને અપનાવી જાણી લે. (મં. ૧)

અહીં અન્યોક્તિ અલંકાર છે. વાચક આ કાવ્યમય મંત્રોનો આ અલંકાર અહીં જુએ અને જાણી લે. વેદમાં એવા અલંકાર વડે ઘણાં ઉપયુક્ત ઉપદેશ આપ્યા છે.

### મધુર જીવન

પ્રથમ મંત્રમાં ત્રીજા ચરણમાં અન્યોક્તિ અલંકારથી સૂચવ્યું છે કે "મનુષ્ય મીઠાસની સાથે જીવન વ્યતીત કરે," એટલે પોતાનું જીવન મધુર બનાવે. આ જ વાતની વ્યાખ્યા પછીના ત્રણ મંત્રોમાં વેદ પોતે કરે છે. માટે તે ત્રણ મંત્રોનો ભાવ અહીં થોડા વિસ્તારથી આપીએ છીએ.

(બીજો મંત્ર)- "મારી જીભના મૂળમાં, મધ્યમાં અને અગ્રભાગમાં મીઠાસ રહે એટલે હું મધુર વાણીથી શબ્દો બોલીશ, કદી કટુ શબ્દોનો પ્રયોગ કરીશ નહિ. બોલવામાં, કે લખવામાં અથવા વર્તનમાં પણ કટુતા બતાવીશ નહિ, જેથી કરીને દુનિયામાં કટુતા પ્રસરે. મારૂં ચિત્ત પણ મીઠા વિચારોથી ભરેલું રહેશે, એવા જ વિચારોનું હું ચિંતન કરીશ. આ

પ્રકારના ચિત્તના વિચાર અને વાણીનો ઉચ્ચાર એક રૂપતાથી મીઠા બની જશે. તો ( ક્રતુ ) આચાર, વ્યવહાર અર્થાત્ કર્મ પણ મીઠાં બની જશે. આ પ્રકારે વિચાર, આચાર, ઉચ્ચાર મીઠા બનશે એટલે હું દુનિયામાં મધુરતા પ્રસરાવીશ. મારા વિચારોથી ભાષણોથી અને મારા આ ચાર વ્યવહાર વડે ચોતરફ મીઠાસ, પ્રસરાવીશ. ”

( ત્રીજો મંત્ર )– “ મારો આચાર વ્યવહાર મીઠો હશે, મારા પાસેના અને દૂરના વ્યવહાર મધુર હશે, મારા ઇશારા મધુર હોય, હું વાણીથી મધુર શબ્દ ઉચ્ચારીશ અને તે ભાષણનો આશય પણ મધુરતા વધારનારો હશે. જે સમયે મારા વિચાર, ઉચ્ચાર અને આચારમાં સ્વાભાવિક એક અકૃત્રિમ મધુરતા ટપકવા લાગશે તે સમયે જ હું માધુર્યની મૂર્તિ બનીશ. ”

( ચોથો મંત્ર )– “ જ્યારે મધ કરતાં પણ વધારે મીઠો હું બનીશ અને મીઠાઇથી પણ વધારે મીઠો હું થાઉં ત્યારે તમે બધા લોકો નિઃસંશય મારા ઉપર પ્રેમ વરસાવશો, જેમ પંખીઓ મધુર ફળ યુક્ત વૃક્ષની ડહાળી ઉપર પ્રેમ કરે છે. ”

આ ત્રણ મંત્ર કેટલો અદ્‌ભુત ઉપદેશ આપી રહ્યા છે તેનો વિચાર વાચકોએ અવશ્ય કરવો. ઉપર ભાવાર્થ આપતી વખતે જ ભાવાર્થ સારી રીતે વ્યક્ત કરવા કેટલાક શબ્દો વધારાના વાપર્યા છે. તેથી હવે તે કારણે તેનું વધારે સ્પષ્ટીકરણ કરવાની કોઇ જરૂરી જણાતી નથી.

## પ્રતિજ્ઞા

આ મંત્ર પ્રતિજ્ઞાના રૂપમાં છે. હું પ્રતિજ્ઞા આ પ્રકારે કરું છું એવો ભાવ આ મંત્રોમાં છે. જે વાચકો આ મંત્રોથી વધારામાં વધારે લાભ ઉઠાવવાની ઇચ્છા રાખતા હોય તેમણે એવી પ્રતિજ્ઞા કરવી. જો તેઓ એવી પ્રતિજ્ઞા કરશે અને તે મુજબ પોતાનો વર્તાવ રાખવાનો પ્રયત્ન કરશે તો તેમની કીર્તિ પ્રસરશે, આ પૂર્ણ અહિંસાની પ્રતિજ્ઞા છે. પોતાના આચાર, વિચાર અને ઉચ્ચારમાં કોઇ પ્રકારની હિંસા ન હો, કોઇનો દ્વેષ ન હો, કોઇના જોડે વેરભાવ ન હો, કોઇની જોડે શત્રુત્વ ન હોય, આ પ્રકારનું પોતાનું આદર્શ જીવન બનાવવાથી દુનિયામાં આનંદનું સામ્રાજ્ય બની જશે. આ આનંદનું સામ્રાજ્ય સ્થાન કરવું વૈદિકધર્મીઓનો પરમધર્મ છે અને તે માટે આ મધુવિદ્યાનો ઉપદેશ આ સૂક્તે કર્યો છે.

## મીઠી વાડ

ખેતરને વાડ હોય છે; જેથી ખેતરનો નાશ કરનારા પશુઓ તે ખેતર સુધી પહોંચી શકતા નથી અને ખેતર સુરક્ષિત રહે છે. આ પ્રકારે પોતે મીઠા અથવા મધુરતા પ્રસારનારા માણસો પોતાની ચારેબાજુ મીઠી વાડ કરવી. જેથી વિરોધી શત્રુની ક્રૂરતા, દ્વેષ ભાવ વગેરે શત્રુ-આપણાં સુધી આવી પહુંચે નહિ. આ વાડ પોતાના મનમાં સુવિચારો હોય, પોતાના ઇન્દ્રિયોનો સંયમ હોય, પોતાના ઘરમાં પરસ્પર પ્રેમ ભાવના હોય, સમાજમાં પરસ્પર મિત્રતા હોય, પોતાના બધા મિત્રો પણ મીઠા વિચાર સંપન્ન પોતાના જીવનમાં મધુરતા લાવનારા અને મધુરતાનો પ્રચાર કરનારા હોય, જો એવી વાડ બની જશે તો અંદરનું મિઠાસનું ખેતર બગડશે નહિ. આ વિષે પાંચમો મંત્ર જોવા જેવો છે.

( પાંચમો મંત્ર )– “ હું વિદ્વેષને હટાવવા માટે ચારો તરફ પ્રસરનારી મીઠી શેરડીની વાડ તમારી ચારે તરફ કરું છું, જેથી તું મારી ઇચ્છા કરીશ અને મારાથી દૂર પણ થઇશ નહિ. ”

આ જેટલું સ્ત્રી-પુરૂષના આપસમાંના અવિદ્વેષ એટલે પ્રેમ માટે સત્ય છે તેટલું જ કુટુંબિજન, નોકરવર્ગ અને મિત્રપરિવારમાં પણ અવિદ્વેષ અને પ્રેમ વધારવા વિષે પણ સત્ય છે, પણ આપણી ચોતરફ મીઠી વાડ કરવાની યુક્તિ વાચકોએ જરૂર જાણી લેવી જોઇએ. શેરડીની ગંડેરી ( નાના કટકા ) પોતાની સાથે લેવાથી આ કાર્ય થશે નહિ આ કાર્ય કરવાને શેરડી જોઇએ. તે વિચાર, ઉચ્ચાર અને આચારની જોઇએ, તેમ જ પોતાની મનોભાવના શેરડી જેવી મીઠી જોઇએ. જે વાચકો પોતાનું અંતઃકરણરૂપી ખેતરમાં શેરડી ( સદ્ ભાવના ) વાવશે અને તેને પોતાના મીઠા જીવનથી મીઠું બતાવશે તે જ આ વૈદિક ઉપદેશ આચરણમાં ઢાળી શકે છે.

આ મંત્ર સ્પષ્ટ છે. અધિક સ્પષ્ટીકરણની જરૂરી નથી. પણ વાચકોએ આ ઉપદેશ તરફ કાવ્ય દષ્ટિથી જોઇ તે સમજવાનો પ્રયત્ન કરી લાભ ઉઠાવવો જોઇએ.

# સંગઠન-મહાયજ્ઞ-સૂક્ત

### કાંડ ૧, સૂક્ત ૧૫

( ऋषि:- अथर्वा । देवता- सिंधुः । )

सं सं स्रवन्तु सिन्धवः सं वाताः सं पतत्रिणः ।
इमं यज्ञं प्रदिवो मे जुषन्तां संस्राव्येण हविषा जुहोमि ॥ १ ॥
इहैव हवमा यात म इह संस्रावणा उतेमं वर्धयता गिरः ।
इहैतु सर्वो यः पशुरस्मिन् तिष्ठतु या रयिः ॥ २ ॥
ये नदीनां संस्रवन्त्युत्सासः सदमक्षिताः । तेभिर्मे सर्वैः संस्रावैर्धनं सं स्रावयामसि ॥ ३ ॥
ये सर्पिषः संस्रवन्ति क्षीरस्य चोदकस्य च । तेभिर्मे सर्वैः संस्रावैर्धनं सं स्रावयामसि ॥ ४ ॥

---

અર્થ— ( सिंधवः ) નદીઓ ( सं सं स्रवन्तु ) સારી રીતે મળી વહેતી રહે, ( वाताः सं ) વાયુ સારી રીતે મળીને વહેતો રહે. ( पतत्रिणः सं ) પંખીઓ પણ ઉત્તમ ગતિથી મળીને ઉડતા રહે. તેજ પ્રકારે ( प्र दिवः ) ઉત્તમ દિવ્ય-જન ( मे इमं यज्ञं ) મારા આ યજ્ઞનું ( जुषन्तां ) સેવન કરે કારણ કે હું ( संस्राव्येण हविषा ) સંગઠનના અર્પણથી ( जुहोमि ) દાન કરી રહ્યો છું. [ ૧ ]

( इह एव ) અહીંજ ( मे हवं ) મારા યજ્ઞ પ્રત્યે ( आयात ) આવો ( उत ) અને હે ( संस्रावणाः ) સંગઠન કરનારાઓ ( गिरः ) વક્તાઓ ! ( इमं वर्धयत ) આ સંગઠનને વધારો. ( यः पशुः ) જે બધો પશુ ભાવ છે તે ( इह एतु ) અહીં આવે અને ( अस्मिन् ) એમાં ( या रयिः ) જે સંપત્તિ છે, તે ( तिष्ठतु ) રહે. [ ૨ ]

( नदीनां ) નદીઓનો જે ( अक्षिताः उत्सासः ) અક્ષય સ્ત્રોત આ ( सदं ) સંગઠન સ્થાનમાં ( संस्रवन्ति ) વહી રહ્યા છે, ( तेभिः मे सर्वैः संस्रावैः ) તે મારા બધા પ્રવાહથી અમે બધા ( धनं ) ધન ( संस्रावयामसि ) એકત્રિત કરીએ છીએ. [ ૩ ]

( ये ) જે ( सर्पिषः ) ઘીની ( क्षीरस्य ) દૂધની ( च उदकस्य ) અને જળની ધારાઓ ( संस्रवन्ति ) વહી રહી છે ( तेभिः मे सर्वैः संस्रावैः ) તે બધી ધારાઓથી અમે ( धनं संस्रावयामसि ) ધન એકત્રિત કરીએ છીએ. [ ૪ ]

---

ભાવાર્થ— નદીઓ મળીને વહે, વાયુ મળીને વહે, પક્ષીપણ મળીને ઉડે, તેજ પ્રકારે દિવ્યજનો પણ આ મારા યજ્ઞમાં બધા ભેગામળી સંમિલીત થાય, કારણ કે હું સંઘટનથી વધનારા અર્પણથીજ આ સંગઠનનો મહાયજ્ઞ કરી રહ્યો છું. ( ૧ )

સરળતાથી તમે મારા આ સંગઠન મહાયજ્ઞમાં આવી જાઓ અને હે સંગઠનના સાધક વક્તા લોકો ! તમે તમારા ઉત્તમ સંગઠન વધારનારા વક્તૃત્વ વડે આ સંગઠન મહાયજ્ઞને પ્રસરાવો અમારા બધામાં જે પશુભાવ છે, તે અહીં આ યજ્ઞમાં આવે અને અમારા બધામાં ધન્યતાનો ભાવ ચિરકાળ સુધી વાસ્તવ્ય કરે. ( ૨ )

જે નદીઓના ઉત્તમ પ્રવાહ આ સંગઠન મહાયજ્ઞમાં વહી રહ્યા છે, તે બધા પ્રવાહથી અમે અમારૂં ધન સંગઠન દ્વારા વધારીએ છીએ. ( ૩ )

ઘી, દૂધ અથવા પાણીની ધારાઓ અમારી પાસે વહેતી રહે, તે બધી ધારાઓથી અમે પોતાનું ધન આ સંગઠન દ્વારા વધારતા રહીશું. ( ૪ )

# સંગઠન—મહાયજ્ઞ—સૂક્ત

### સંગઠનથી શક્તિની વૃદ્ધિ

આ સૂક્ત સંગઠન મહાયજ્ઞનુ છે. એના પહેલા મંત્રમાં સંગઠનથી શક્તિ વધે છે તેનું વર્ણન છે. આ સંગઠન કરનારાઓએ જોવું અને તે ઉપર પુષ્કળ વિચાર કરવો જોઇએ. જુઓ—

૧ **સિંધવઃ**– નદીઓ. જે પાણી વહે છે, તેને પ્રવાહ કહે છે. આ પ્રકારના સેંકડો અને હજારો પ્રવાહો જ્યારે ભેગા થાય છે અને પોતાનો ભેદભાવ છોડી એકરૂપ બની વહે છે ત્યારે તેનું નામ " **નદી** " થાય છે. નદી પણ જ્યારે મોટી રેલથી વહે છે, તે સમયે આવા ન્હાના પ્રવાહો એકરૂપ બનવાના કારણે જે મહાન્ શક્તિ પ્રકટ થાય છે તે અપૂર્વ શક્તિ છે. આ નદી આવા પ્રસંગે મોટા મોટા વૃક્ષોને ઉખેડી નાખે છે જે તેની સાથે આવે છે તેમને પણ પ્રવાહમાં તણાવી નાખે છે, મોટા વૃક્ષો, મોટા મકાન, મોટા પહાડ પણ મહાનદીની ઝડપની સામે તુચ્છ બની જાય છે. આ વેગ–ઝડપ ક્યાંથી આવે છે?

વાચકો વિચાર કરશે તો તેમના ધ્યાનમાં આવશે કે આ વેગ ન્હાના પ્રવાહોમાં હોતો નથી પણ જ્યારે અનંત એવા નાના પ્રવાહો એકરૂપ બની અને પોતાનો ભેદભાવ ભૂલી એકરૂપ બને છે એટલે કે અનંત પ્રવાહ પોતાનું સંગઠન કરે છે ત્યારે જ તેમાં આ અશ્રુતપૂર્વ શક્તિ નિર્માણ થાય છે. આ પ્રકારે નદીઓ મનુષ્યને સંગઠન દ્વારા પોતાની શક્તિ વધારવાનો ઉપદેશ આપી રહી છે.

૨ **વાતઃ**– પવન પણ આજ પ્રકારે માણસને સંગઠનનો ઉપદેશ, આપે છે. ન્હાના પવનો જ્યારે વહે છે ત્યારે ઝાડોના પાન પણ હાલતાં નથી. પણ તેજ બધા ભેગા થઇ પ્રચંડવેગથી જ્યારે વહેવા લાગે છે ત્યારે મહાન્ વૃક્ષો તટી પડે છે અને મનુષ્ય પણ ગભરાઇ જાય છે. વાચકો આ ઝંઝાવાતથી સંગઠનનો ઉપદેશ લઇ શકે છે. આ પ્રકારે વાયુ પણ સંગઠનનો ઉપદેશ માણસને આપી રહ્યો છે.

૩ **પક્ષી**– પંખીઓ સુદ્ધાં સંગઠન કરે છે. જ્યારે એક એક પંખી હોય છે તો બીજો કોઇ પણ મોટો પંખી તેને મારી શકે છે પણ જ્યારે સેંકડો અને હજારો ચકલીઓ એક સમૂહમાં રહી પોતાનું સંગઠન કરે છે, ત્યારે તેમની શક્તિ ઘણી વધી જાય છે. આ પ્રકારના પંખીઓના સમુદાય મોટા ખેતરનો ઉભો પાક ટૂંક સમયમાં ખાઇ જાય છે. આ સંગઠનનું સામર્થ્ય વાચકોએ જોવું અને પોતાનો સંઘ બનાવી પોતાનું ઐશ્વર્ય વધારવું. પંખી આ ઉપદેશ મનુષ્યને પોતાના આચરણથી આપી રહ્યો છે.

આ પ્રકારે પહેલા મંત્રમાં આ ત્રણ દાખલાઓ મનુષ્યની સામે મુકી સંગઠનનું મહત્વ બતાવ્યું છે. જો વાચકો આ ઉદાહરણનું ઉત્તમ મનન કરશે તો તેમને જણાશે કે પોતાનું સંગઠન કયા પ્રકારે કરવું.

### યજ્ઞમાં સંગતિકરણ

" યજ્ઞમાં સંગઠન થાય છે, કોઇ એવો યજ્ઞ નથી કે જેમાં સંગતિકરણ ન હોય. " યજ્ઞનો મુખ્ય અર્થજ સંગઠન છે. માટે જ પ્રથમ મંત્રના બીજા અર્ધા ભાગમાં કહ્યું છે કે નદીઓમાં, વાયુઓમાં અને પંખીઓમાં સંગઠનની શક્તિનો અનુભવ કરી તે પ્રકારે આપણું પોતાનું સંગઠન કરવાના ઉદ્દેશથી અમારા સમાજનું અથવા અમારા દેશનું, જાતિ અથવા રાષ્ટ્રના, લોક આ સંગઠન મહાયજ્ઞમાં સંમિલિત થાય. એક સ્થાન ઉપર બધાએ ભેગા થવું એ એનું પહેલું પગથીયું છે, પછી પરસ્પર સમર્પણ કરવાથી સંગઠનની શક્તિ વધે છે. હવનમાં સાત પ્રકારની સમિધાઓ એકત્રિત હોય છે તે અગ્નિ દ્વારા પ્રકાશ કરે છે. જો તેમાંથી એક એક સમિધા જુદી હોય તો અગ્નિ ઓલવાઇ જશે. તેજ પ્રકારે એકેએક જાતીના બધા લોકો એકત્રિત સંગઠિત થવાથી તે જાતીનો પ્રભાવ ચોતરફ પ્રસરે છે. પરંતુ જે જાતિમાં એકતા નથી તેમની દિનપ્રતિદિન અધોગતિ થતી જાય છે. તેથી આ વાત અહીં સ્પષ્ટ થઇ કે સંગઠન કરનારા લોકોમાં પરસ્પરના માટે આત્મ સમર્પણનો ભાવ અવશ્ય હોવો જોઇએ.

આ પ્રકારે પહેલા મંત્રમાં સંગઠન કરવા માટે મૂળ સિદ્ધાંતનો ઉત્તમ ઉપદેશ આપ્યો છે.

### સંગઠનનો પ્રચાર

" બધા લોકો અહીં આવી જાય, તેમની એક પરિષદ બને અને સંગઠન વધારનારા ઉચ્ચ વક્તાઓ પોતાના ઐક્ય ભાવ વધારનારા વક્તૃત્વથી આ સંગઠન મહાયજ્ઞનો પ્રસાર કરે. " આ બીજા મંત્રના પૂર્વાર્ધનો ભાવ છે.

સભા, પરિષદ્, મહાસભા વગેરે દ્વારા જાતીઓનું સંગઠન કરવાની રીત આ મંત્રાર્થમાં કહી છે બધા લોકો તેનું મહત્ત્વ જાણે છે. પછી આગળ બીજા મંત્રમાં આજ એક મહત્ત્વપૂર્ણ વાત કહી છે તે અવશ્ય ધ્યાનપૂર્વક જોવા જેવી છે—

### પશુભાવનો યજ્ઞ

" જે બધા પશુભાવ અમારા બધામાં હશે ને બધા આ યજ્ઞમાં આવી જાય અને અહીં જ રહે, એટલે ફરી અમારી સાથે તે પશુભાવ ન રહે. " પશુભાવ મુખ્યત્વે જે માણસોમાં હોય છે, તેમનામાં જ આપસમાં ઝગડાઓ થાય છે. જો સંગઠન કરવા માટે પશુભાવ દૂર કરવામાં આવે અને મનુષ્યત્વનો ભાવ વધારવામાં આવે તો આપસમાં ઝગડા થશે નહિ, તેથી પશુભાવની યજ્ઞમાં સમાપ્તિ કરવાની સૂચના આ બીજા મંત્રના ત્રીજા ચરણમાં આવી છે અને સંગઠન માટે તે અત્યંત આવશ્યક છે, તે સિવાય કોઇ પ્રકારનું સંગઠન થઇ શકે જ નહિ.

### પશુભાવ છોડવાનું ફળ

પશુભાવ છોડવાથી એટલે જ મનુષ્યત્વનો વિકાસ સાધવાથી તેમજ સંગઠન વડે પોતાની શક્તિ વધારવાથી જે ફળ મળે છે, તેનું વર્ણન બીજા મંત્રના ચોથા ચરણમાં કર્યું છે—

" જે ધન છે તે આ અમારા સમાજમાં સ્થિર રહે. " સંગઠનનો આ જ પરિણામ હોવો જોઇએ. જેથી માણસ ધન્ય બને છે તેનું નામ છે ધન. મનુષ્યને ધન્યત્વ આપનાર તે ખરું ધન, મનુષ્યે પોતાનું સંગઠન સાધ્યા પછી જ પ્રાપ્ત થાય છે. આ બીજા મંત્રમાં સંગઠનના નિયમો બતાવ્યા છે. તે આ છે—

૧ એક સ્થાને એકત્રિત થવુ. સભા કરવી.

૨ ઉત્તમ વકતા જનતાને સંગઠનનું મહત્ત્વ સમજાવે.

૩ પોતાના અંદરનો પશુભાવ છોડી, પશુભાવથી મુક્ત બની લોકો પાછા જાય, બધા લોકો મનુષ્ય બની પરસ્પર પ્રેમનો વર્તાવ કરે.

આ વાતો કરવાથી સંગઠન થવુ સંભવનીય છે. આ પ્રકારે જે લોકો સંગઠન કરશે તે દુનિયામાં ધન્ય બની જશે.

ત્રીજા અને ચોથા મંત્રમાં ફરી નદી અને પાણીના પ્રવાહનું વર્ણન આવે છે, જે પહેલાની જેમ એકતાનો ઉપદેશ ફરી ફરી આપી રહ્યું છે. સંગઠન કરનારાઓને ઘી, દૂધ, દહી વગેરે પદાર્થો ભરપૂર મળી શકે છે, જાણે કે તેઓમાં આ પદાર્થોની નદીઓ વહે છે. તેથી સંગઠન કરવું માણસની ઉન્નતિનું એક માત્ર સાધન છે.

તે કારણે ત્રીજા અને ચોથા મંત્રના ઉત્તરાર્ધમાં કહ્યું છે, " આ સંઘટિત પ્રયત્નોથી અમે અમારું ધન વધારીએ છીએ " સંઘટિત પ્રયત્નોથી જ યશ, ધન અને નામ વધે છે.

વાચકો આ સૂક્તનો વધારે વિચાર કરશે એવી અમને આશા છે. સંગઠન વડે પોતાની પુરુષાર્થ શક્તિ વધારી પોતાનું યશ ચોતરફ પ્રસરાવશે.

---

# સંગઠનનો ઉપદેશ

## કાંડ ૬, સૂક્ત ૯૪

( ऋषिः- अथर्वांगिराः । देवता- सरस्वती । )

**सं वो मनांसि सं व्रता समाकूतीर्नमामसि । अमी ये विव्रता स्थन तान्वः सं नमयामसि ॥ १ ॥**

---

અર્થ— ( वः मनांसि सं ) તમારા મનો એક ભાવથી યુક્ત કરો. ( व्रता सं ) તમારા કર્મો એક વિચારથી થાવ, ( आकूतीः सं नमामसि ) તમારા સંકલ્પોને એક ભાવમાં નમાવીએ છીએ. ( अमी ये विव्रताः स्थन ) આ જે તમે પરસ્પર વિરુદ્ધ કર્મ કરનારા છો, ( तान् वः सं नमयामसि ) તે બધા તમને અમે એક એક વિચારમાં નમાવીએ છીએ. [ ૧ ]

अहं गृभ्णामि मनसा मनांसि मम चित्तमनु चित्तेभिरेत ।
मम वशेषु हृदयानि वः कृणोमि मम यातमनुवर्त्मान एत ॥ २ ॥
ओते मे द्यावापृथिवी ओता देवी सरस्वती । ओतौ म इन्द्रश्चाग्निश्चर्ध्यास्मेदं सरस्वति ॥ ३ ॥

અર્થ — ( अहं मनसा मनांसि गृभ्णामि ) હું પોતાના મન વડે તમારા મનને જકડી લઉં છું ( मम चित्तं चित्तेभिः अनु आ-इत ) મારા ચિત્તને અનુકૂલ ચિત્ત બનાવી તમે આવો ( वः हृदयानि मम वशेषु कृणोमि ) તમારા હૃદયોને હું મારા તાબે કરું છું ( मम यातं अनु वर्त्मानिः आ-इत ) મારી ચાલચલગતને અનુકૂલ ચાલચલગતવાળા થઈ અહીં આવો. [ ૨ ]

( द्यावापृथिवी मे ओते ) દ્યુલોક અને ભૂલોક આ મારી સાથે હળામળીને રહે ( देवी सरस्वती ओता ) સરસ્વતી દેવી મારી સાથે મળેલી રહે. ( इंद्रः च अग्निः च मे ओतौ ) ઇન્દ્ર અને અગ્નિ મારી સાથે મળેલા રહે. હે સરસ્વતિ! ( इदं ऋध्यास्म ) એથી અમે સમૃદ્ધ બનીએ. [ ૩ ]

## સંઘટનનો ઉપદેશ

### કાંડ ૬, સૂક્ત ૬૪

( ऋषिः- अथर्वा । देवता- सांमनस्यम् । )

सं जानीध्वं सं पृच्यध्वं सं वो मनांसि जानताम् ।
देवा भागं यथा पूर्वे संजानाना उपासते ॥ १ ॥
समानो मन्त्रः समितिः समानी समानं व्रतं सह चित्तमेषाम् ।
समानेन वो हविषा जुहोमि समानं चेतो अभिसंविशध्वम् ॥ २ ॥
समानी व आकूतिः समाना हृदयानि वः । समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥ ३ ॥

અર્થ — ( संजानीध्वम् ) સમાન જ્ઞાન પ્રાપ્ત કરો. ( सं पृच्यध्वं ) સમાનતાથી એકબીજા જોડે સંબંધ જોડો. ( वः मनांसि सं जानतां ) તમારા મન સમાન સંસ્કારથી યુક્ત કરો. ( यथा पूर्वे संजानाना देवाः भागं उपासते ) જે પ્રકારે પૂર્વ સમયના જ્ઞાની લોક પોતાનું કર્તવ્ય સમજી ઉપાસના કરતા હતા તે પ્રમાણે તમે પણ કરો. [ ૧ ]

( मन्त्रः समानः ) તમારા વિચાર સમાન હો, ( समितिः समानी ) તમારી સભા બધા માટે સમાન હોય, ( व्रतं समान ) તમારું બધાનું વ્રત સમાન હોય, ( एषां चित्तं सह ) આ બધા લોકોનું ( તમારું ) ચિત્ત સમાન-એક વિચારવાળું હો. ( समानं चेतः अभि सं विशध्वं ) સમાન ચિત્તવાળા બની બધા પ્રકારે કાર્યમાં પ્રવિષ્ટ થવા માટે ( वः समानेन हविषा जुहोमि ) તમને બધાને સમાન હવિની સાથે યુક્ત કરું છું. [ ૨ ]

( वः आकूतिः समानी ) તમારો સંકલ્પ બધાનો એક જ હોય, ( वः हृदयानि समाना ) તમારા હૃદયો એક સરખા હોય, ( वः मनः समानं अस्तु ) તમારું મન સમાન હોય, ( यथा वः सह सु असति ) જેથી તમે બધા હળીમળીને રહેશો. [ ૩ ]

તમારે સંગઠન કરવું ઇષ્ટ છે, તે માટે તમારા બધાનું જ્ઞાન એક સરખું હોવું જોઇએ. તમે સરખા ભાવથી એકબીજા જોડે મળો, કદી એકબીજા જોડે હીનભાવથી વર્તતા નહિ, બધાના મન શુભ સંસ્કારથી યુક્ત કરો. આપણા પ્રાચીન શ્રેષ્ઠ લોકો વખતોવખત જે પ્રકારે પોતાનું કર્તવ્ય કરતા હતા, તે પ્રકારે તમે પણ પોતાનું કર્તવ્ય કરો. તમે બધા એક વિચારથી રહો, તમારી સભામાં બધાના સમાન અધિકાર હો, તમારા નિયમો બધાના માટે સરખા હો, તમારાં ચિત્ત એકજ ભાવનાથી ભરએલા હોય. એક વિચાર યુક્ત બની કોઇ એક કાર્યમાં મન લગાઓ, તે કારણે તમને બધાને સમાન શક્તિ પ્રાપ્ત થઇ છે. તમારા બધાના સંકલ્પ સમાન હોય, પરસ્પર વિરોધી ન હોય, તમારા અંતઃકરણના ભાવ બધાની સાથે સમાન હોય, એક-બીજાથી વિરોધી ન હોય. તમારા મનના વિચાર સમતા યુક્ત હોય. આ પ્રકારે તમે પોતાની ઐકયતા અને પોતાની સંઘટના કર્યાં પછી તમે અહીં સારી રીતે અત્યંત આનંદપૂર્વક રહી શકો છો એટલે તમારા ઉપર કોઇ શત્રુ આક્રમણ કરશે નહીં. તમારી આવી સંઘટનાથી તમારું બળ એવું વધશે કે કદી કોઇ શત્રુથી તમે દબાઇ જશો નહિ અને પોતાનો ઉદ્ધાર પોતાની શક્તિથી કરી શકશો.

સંઘટના કરનારા વાચકોએ આ સૂક્તનો ઘણો વિચાર કરવો અને પોતાનું બળ વધારવું.



# માતૃભૂમિનું યશ

## કાંડ ૭, સૂક્ત ૬

( ऋषिः– अथर्वा । देवता– अदितिः । )

अदितिर्द्यौरदितिरन्तरिक्षमदितिर्माता स पिता स पुत्रः ।
विश्वे देवा अदितिः पञ्च जना अदितिर्जातमदितिर्जनित्वम् ॥ १ ॥
महीमू षु मातरं सुव्रतानामृतस्य पत्नीमवसे हवामहे ।
तुविक्षत्रामजरन्तीमुरूचीं सुशर्माणमदितिं सुप्रणीतिम् । ॥ २ ॥

---

અર્થ — ( अदितिः द्यौः ) માતૃભૂમિ સ્વર્ગ છે, ( अदितिः अन्तरिक्षं ) માતૃભૂમિ અંતરિક્ષ છે, ( अदितिः माता ) માતૃભૂમિ જ માતા છે. ( सः पिता सः पुत्रः ) તે જ પિતા છે, તે જ પુત્ર છે, ( अदितिः विश्वदेवाः ) માતૃભૂમિ જ બધા દેવો છે, ( अदितिः पंच जनाः ) માતૃભૂમિ જ પાંચ પ્રકારના લોકો છે, ( अदितिः जातं ) માતૃભૂમિ જ ઉત્પન્ન થયેલા પદાર્થો છે અને ( अदितिः जनित्वं ) ઉત્પન્ન થનારા પદાર્થો પણ માતૃભૂમિની જ છે. [ ૧ ]

( सुव्रतानां मातरं ) ઉત્તમ કર્મ કરનારાઓનું કલ્યાણ કરનારી ( ऋतस्य पत्नीं ) સત્યનું પાલન કરનારી, ( तुविक्षत्रां ) ઘણાં પ્રકારનું ક્ષાત્રતેજ બતાવનારી, ( अ-जरन्तीं ) ક્ષીણ ન કરનારી, ( उरूचीं ) વિશાળ, ( सु शर्माणं ) ઉત્તમ સુખ આપનારી, ( सु-प्र-नीतिं ) સુખથી યોગક્ષેમ ચલાવનારી અને ( अदितिं महीं ) અન્ન આપનારી મહાન્ માતૃભૂમિના ( अवसे सु हवामहे ) રક્ષણ માટે પ્રશંસા કરીએ છીએ. [ ૨ ]

---

¹ ભાવાર્થ — માતૃભૂમિ અમારું સ્વર્ગ છે, તે જ અંતરિક્ષ છે, તે જ માતા, પિતા અને પુત્રપૌત્ર છે, તે અમારી બધી દેવતાઓ છે અને તે જ અમારી જનતા છે. થવાનું અને થએલું બધું જ કંઇ અમારા માટે માતૃભૂમિ જ છે ( ૧ )

માતૃભૂમિ સારા પુરુષાર્થી મનુષ્યોનું રક્ષણ કરે છે, સત્યની તે રક્ષક છે. એવી માતૃભૂમિના માટે અનેક પ્રકારનું ક્ષાત્રતેજ પ્રકાશિત થાય છે, માતૃભૂમિ ક્ષીણ ન કરનારી છે, વિશાળ સુખ આપનારી છે, અમને સારા રસ્તે ચલાવનારી અને અમને ભરપુર અન્ન આપનારી છે તેનાથી અમારું રક્ષણ થાય છે માટે અમે તેનું યશ ગાઇએ છીએ ( ૨ )

*

सुत्रामांणं पृथिवीं द्यामनेहसं सुशर्माणमदितिं सुप्रणीतिम् ।
दैवीं नावं स्वरित्रामनागसो अस्रवन्तीमा रुहेमा स्वस्तये ॥ ३ ॥
वाजस्य नु प्रसवे मातरं महीमदितिं नाम वचसा करामहे ।
यस्या उपस्थ उर्वन्तरिक्षं सा नः शर्म त्रिवरूथं नि यच्छात् ॥ ४ ॥

અર્થ— ( **सुत्रामाणं** ) ઉત્તમ રક્ષણ કરનારી ( **द्यां अनेहसं** ) પ્રકાશયુક્ત અને અહિંસક, ( **सुशर्माणं सुप्रणीतिं** ) ઉત્તમ સુખ આપનારી અને ઉત્તમ યોગક્ષેમ ચલાવનારી, ( **सुअरित्रां अस्रवन्तीं दैवीं नावं** ) ઉત્તમ હલેસાવાળી, અંદર પાણી ન આવે એવી હોડી ઉપર ચઢવા જેમ ( **पृथिवीं** ) માતૃભૂમિ ઉપર ( **स्वस्तये आरुहेम** ) કલ્યાણ માટે ( **अनागसः** ) પાપ રહિત થયેલ અમે આરોહણ કરીએ છીએ. [ ૩ ]

( **वाजस्य प्रसवे** ) અન્નની ઉત્પત્તિ કરવા માટે ( **अदितिं मातरं महीं** ) અન્ન આપનારી મોટી માતૃભૂમિનું ( **नाम वचसा करामहे** ) યશ વક્તૃત્વથી અમે ગાઇએ છીએ. ( **यस्याः उपस्थे उरु अन्तरिक्षं** ) જેની ગોદમાં વિશાળ અંતરિક્ષ છે, ( **सा नः त्रिवरूथं शर्म नियच्छात्** ) તે માતૃભૂમિ અમને બધાને ત્રણગણું સુખ આપે. [ ૪ ]

**ભાવાર્થ**— ઉત્તમ હલેસાવાળી, અંદર પાણી ન આવનારી હોડી ઉપર ચઢવાની જેમ અમે ઉત્તમ રક્ષક, તેજસ્વી, અવિનાશી, સુખદાયક, ઉત્તમ ચાલક માતૃભૂમિની ઉપર અમે અમારા કલ્યાણ માટે ઉન્નત થઇએ છીએ ( ૩ )

અન્નની ઉત્પત્તિ કરવા માટે અન્ન આપનારી માતૃભૂમિના યશનું અમે ગાયન કરીએ છીએ. જેના ઉપર આ મોટું અંતરિક્ષ છે, તે માતૃભૂમિ અમને ઉત્તમ સુખ આપે ( ૪ )

---

# માતૃભૂમિનું યશ

### માતૃભૂમિનું યશ

આ સૂક્તમાં માતૃભૂમિનું યશ વર્ણન કર્યું છે. માતૃભૂમિ ખરેખર ઉત્તમ કલ્યાણ કરનારી છે. તેનું વર્ણન જુઓ—

૧ **अदितिः ( अदनात् अदितिः )**— અદત એટલે ભક્ષણ કરવા અન્ન આપે છે. અમારી માતૃભૂમિ અમને અન્ન આપે છે માટે તે અમારું ( **द्यौः** ) સ્વર્ગધામ પણ છે, અમારાં માતા પિતા પણ તે જ છે, કારણ કે માતા અને પિતાની સમાન માતૃભૂમિ અમારું પાલન કરે છે, પુત્ર વગેરે પણ તે જ છે કારણ કે ( **पुनाति त्रायते** ) અમને પવિત્ર કરનારી અને અમારું રક્ષણ કરનારી તે છે, તે સિવાય તે પુષ્ટિ આપે છે અને તે કારણે અમને સંતતિ ઉત્પન્ન થાય છે એટલે તે તેની દયાથી થાય છે, એવું માનવું યોગ્ય છે. અમારા ત્રણે લોકના સુખ માતૃભૂમિના કારણે અમને પ્રાપ્ત થાય છે. ( મં. ૧ )

૨ **विश्वेदेवाः अदितिः**— બધી દેવતાઓ અમારા મને માતૃભૂમિ જ છે. એટલે માતૃભૂમિની ઉપાસના કરવાથી બધી દેવતાઓની ઉપાસના કરવાનું શ્રેય પ્રાપ્ત થાય છે. ( મં. ૧ )

૩ **पंचजनाः अदितिः**— અમારી માતૃભૂમિ જ પાંચ પ્રકારના લોકો છે. જ્ઞાની, શૂર, વ્યાપારી, કારીગર અને અશિક્ષિત એવા પાંચ પ્રકારના લોકો પ્રત્યેક રાષ્ટ્રમાં રહે છે. માતૃભૂમિ તેમનાથી પરિપૂર્ણ છે. માટે કહેવાય છે કે માતૃભૂમિ જ આ પાંચ પ્રકારના લોકો છે અને આ પાંચ પ્રકારના લોકો એ જ માતૃભૂમિ છે. એટલે માતૃભૂમિનો અર્થ આ પાંચ પ્રકારના લોકોની સાથે આપણી ભૂમિ છે. ( મં. ૧ )

૪ **जातं जनित्वं अदितिः**— પૂર્વકાળમાં બનેલાં અને ભવિષ્યમાં બનનારા બધા માતૃભૂમિમાં જ રહે છે. પૂર્વકાળમાં અમે કેવી રીતે વર્તાવ કર્યો એ પણ માતૃભૂમિની આજની અવસ્થા ઉપરથી જ્ઞાન થાય છે અને માતૃભૂમિની ભવિષ્યકાળમાં સ્થિતિ કેવી રહેશે તે પણ આજના અમારા વ્યવહારથી સમજાય છે. ( મં. ૧ )

૫ **सुव्रतानां माताः**— ઉત્તમ સત્કર્મ કરનારા મનુષ્યોની આ માતૃભૂમિ માતાની જેમ કલ્યાણ કરનારી છે. ( મં. ૨ )

૬ **ऋतस्य पत्नी**— સત્યવ્રતનું પાલન કરનારી એટલે સત્યનિષ્ઠ રહેનારાઓનું પાલન કરનારી માતૃભૂમિ છે. ( મં. ૨ )

૭ **તુવિક્ષત્રા**– જેના કારણે વિવિધ શૌર્ય કરવા માટે ઉત્સાહ ઉત્પન્ન થાય છે, એવી આ માતૃભૂમિ છે. ( મં. ૨ )

૮ **અજરન્તી**– જે એની ભક્તિ કરે છે તેમને આ ક્ષીણ, દીન અને અશક્ત થવા દેતી નથી. ( મં. ૨ )

૯ **સુશર્મા**– ઉત્તમ સુખ આપનારી માતૃભૂમિ છે. ( મં. ૨–૩ )

૧૦ **સુપ્રણીતિઃ**– (**સુ–પ્ર–નીતિઃ**) ઉત્તમ માર્ગથી ચાલનારી, ઉત્તમ અવસ્થાએ પહોંચાડનારી માતૃભૂમિ છે. ( મં. ૨–૩ ) નીતિ શબ્દ અહીં, ચાલવાના અર્થમાં છે.

૧૧ **અનેહસ્**– ( **અહનનીયા** ) જે ઘાતપાત કરવા અયોગ્ય અથવા જે ઘાતપાત કરતી નથી. એવી માતૃભૂમિ છે. ( મં. ૩ )

૧૨ **સ્વસ્તયે આરુહેમ**– અમારું કલ્યાણ થવા માટે અમે અમારી માતૃભૂમિમાં રહીએ છીએ. માતૃભૂમિમાં રહીશું નહિ તો અમારું કલ્યાણ થશે નહિ, જે પોતાની માતૃભૂમિમાં રહે છે તેનું કલ્યાણ થાય છે. ( મં. ૩ )

૧૩ **સ્વરિત્રા અસ્રવન્તી દૈવી નૌ**– જે પ્રકારે ઉત્તમ હલેસાવાળી અને જેની અંદર પાણી આવતું નથી એવી દિવ્ય હોડી દરિયો પાર કરવામાં મદદ રૂપ હોય છે, તે પ્રકારે આ માતૃભૂમિ અમને દુઃખસાગરથી પાર કરવા માટે દિવ્ય હોડીની સમાન છે. ( મં. ૩ )

૧૪ **વાજસ્ય પ્રસવે માતરં મહીં વચસા નામ કરામહે**– અન્નની વિશેષ ઉત્પત્તિ કરવાના કાર્યમાં અમે બધા માતૃભૂમિનુ યશ વાણીથી ગાઇએ છીએ. માતૃભૂમિ અમને ઘણું અન્ન આપે છે, તે કારણે તેની અમે ઘણી સ્તુતિ કરીએ છીએ. આ પ્રકારે માતૃભૂમિનું ગીત ગાવું એ દરેકોઇ માણસનુ કર્તવ્ય છે. ( મં. ૪ )

૧૫ **સા નઃ ત્રિવરૂથં શર્મ નિયચ્છાત્**– આ માતૃભૂમિ અમને ત્રણગણું સુખ આપે છે. એટલે સ્થૂલ શરીરનું, ઇન્દ્રિયોનું અને મનનું સુખ. આ પ્રકારે આ ત્રિવિધ સુખ આપે છે. ( મં. ૪ )

આ સૂક્તમાં માતૃભૂમિનું ગુણ વર્ણન કરેલું છે. આ સ્તુતિ દરેકોઇ મનુષ્યે ધ્યાનમાં રાખવા જેવી છે, મનુષ્યને માટે માતૃભૂમિ માતા પિતા છે, માટે જન્મભૂમિને " **માતૃભૂમિ** " તેમ જ " **પિતૃદેશ** " પણ કહે છે આ પ્રકારે તે પુત્રભૂમિ પણ છે. ઉત્તમ પુરુષાર્થી લોકો માટે તે જ સ્વર્ગધામ હોય છે. એટલે પુરુષાર્થ ન કરનારાઓના માટે તે નરક બની જાય છે, તેનું કારણ મનુષ્યોના ગુણ–દોષ જ છે. માતૃભૂમિ જ મનુષ્યનું સર્વસ્વ છે. તેથી બધા લોકો પોતાની માતૃભૂમિની યોગ્ય પ્રકારે ભક્તિ કરે અને ઉન્નતિ પ્રાપ્ત કરી લે

## અદિતિ શબ્દ

અદિતિ શબ્દ વેદોમાં કેટલાક સ્થાનોમાં વિલક્ષણ અર્થમાં યોજેલો જણાયો છે. એક અદિતિ શબ્દ " **અદ્**– ભક્ષણ કરવું " આ ધાતુથી બનેલો છે. તેનો અર્થ અન્ન આપનારી એવો થાય છે. આ શબ્દ આ સૂક્તમાં તેવા અર્થમાં આવેલો છે. " **ગૌ** " અદિતિ છે, કારણ કે તે દૂધ આપે છે ભૂમિ અદિતિ છે કારણ કે તે અન્ન, ધાન્ય, વનસ્પતિ વગેરે આપે છે. દ્યૌ અદિતિ છે, કારણ કે દ્યુલોકમાંથી પાણી વરસે છે અને તેથી અન્ન, જલ મનુષ્યને મળે છે. આ પ્રકારે અન્ન આપનારી એવા અર્થમાં આ અદિતિ શબ્દ છે. પરંતુ તેનો બીજો પણ અર્થ છે. અથવા જાણે કે તે અદિતિ શબ્દ બીજો જ છે. તે ( **અ+દિતિ** ) જે દિતિ એટલે ખંડિત અથવા પ્રતિબંધ યુક્ત નથી તે અદિતિ " **સ્વતંત્રતા** " છે.. આ બંને શબ્દો પરસ્પર ભિન્ન છે. તેમાંથી પહેલા અર્થવાળો શબ્દ આ સૂક્તમાં યોજેલો છે. એટલે વાચકોએ ધ્યાનમાં રાખવું.

# માતૃભૂમિના ભક્તોનો સહાયક ઇશ્વર

## કાંડ ૭, સૂક્ત ૭

( ऋषिः– अथर्वा । देवता– अदितिः । )

**दितेः पुत्राणामदितेरकारिषमव देवानां बृहतामनर्मणाम् ।**
**तेषां हि धाम गभिषक्समुद्रियं नैनान्नमसा परो अस्ति कश्चन ॥ १ ॥**

**અર્થ** — ( **दितेः** ) પ્રતિબંધકતાના ( **तेषां पुत्राणां** ) ઉત્પન્ન કરનારા તે પુત્રોનો ( **धाम समुद्रियं गभिषक् हि** ) નિવાસ દરીયાના ગંભીર સ્થાનમાં છે. ત્યાથી તેમને ( **अदितेः बृहतां अनर्मणां देवानां** ) સ્વાધીનતાથી યુક્ત માતૃભૂમિના મોટા અહિંસાશીલ દેવી ગુણોથી યુક્ત સુપુત્રોના માટે ( **अव अकारिषं** ) દૂર કરું છું, કારણ કે ( **एनान् मनसा परः** ) એમના મનથી અધિક યોગ્ય ( **कश्चन न अस्ति** ) કોઇ પણ નથી. [ ૧ ]

**ભાવાર્થ**— પરાધીનતા ફેલાવનારા રાક્ષસો અથવા અસુરો દરીયાની વચ્ચે અતિ ઉંડા સ્થાનમાં રહે છે ત્યાંથી તેમને હટાવું છું અને માતૃભૂમિની સ્વતંત્રતા સંપાદન કરનારા દૈવી શ્રેષ્ઠ ગુણોથી યુક્ત અહિંસાશીલ સજ્જનો માટે યોગ્ય સ્થાન તૈયાર કરું છું, કારણ કે આ સજ્જનો કરતાં બીજા કોઇ વધારે યોગ્ય નથી ( ૧ )

### દિતિ અને અદિતિ

દિતિ અને અદિતિ શબ્દોના અર્થ અહીં વિશેષ રીતે જોવા જેવા છે. કોશમાં આ શબ્દોના અર્થ નીચે મુજબ મળી આવે છે—

( ૧ ) **अदिति**– સ્વતંત્રતા, સ્વાતંત્ર્ય, મર્યાદા ન રહેવી, અમર્યાદ, અખંડિત, સુખી, પવિત્ર, પૂર્ણત્વ, વાણી, પૃથ્વી, ગાય, દેવમાતા વગેરે અર્થ અદિતીના છે.

( ૨ ) **दिति**– ખંડિત, પરાધીનતા, મર્યાદિત, દુઃખી, અપવિત્ર, અપૂર્ણત્વ, રાક્ષસમાતા આ અર્થ દિતિના છે.

અદિતિની પ્રજા ' દેવતાઓ ' છે અને દિતિની ' રાક્ષસ ' છે. આ બધું મહાભારતાદિ ગ્રંથોમાં વર્ણવેલું છે. આ સૂક્તોમાં ( **दितेः पुत्राणां** ) દિતીના પુત્રોનુ સ્થાન એટલે રાક્ષસોનું સ્થાન નષ્ટ કરીને દેવોને સુખ આપું છું એમ પરમેશ્વર તરફથી કહેવામાં આવ્યું છ. દિતીના પુત્રોનું સ્થાન દરિયામાં ઉંડું છે. તે આ એક સ્થાન પ્રવેશ કરવા લાયક નથી એમ કહેવાની પદ્ધતિ છે. ખરું જોતાં રાક્ષસો જેમ દરિયામાં રહેતા તેમ જમીન ઉપર પણ રહેતા હતા. ગીતામાં રાક્ષસોના ગુણોનું વર્ણન આ પ્રમાણે કર્યું છે—

**दम्भोदर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।**
**अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥**

( ભ. ગી. ૧૬।૪ )

" દંભ, દર્પ, અભિમાન, ગુસ્સો, કઠોરતા અને અજ્ઞાન આ રાક્ષસગુણો છે. " એટલે રાક્ષસો તે કહેવાય જે દંભી, ઘમંડી, અભિમાની, ક્રોધી, કઠોર અને અજ્ઞાની એટલે બંધમુક્ત થવાનું જ્ઞાન જેમને નથી એવા લોકો રાક્ષસ હોય છે. તે એવા છે એટલે તેમના વ્યવહારથી પારતંત્ર્યાદિ દુઃખો પ્રસરે છે અને જે તેમના સહવાસમાં આવે છે તે પણ પરાધીન બને છે. માટે મંત્રમાં કહ્યું છે કે એવા દુષ્ટોને હું ઉખેડી નાખું છું અને દેવોનું સ્થાન સુદૃઢ બનાવું છું.

અદિતીના પુત્રો દેવો છે. પરમેશ્વર તેમને મદદ કરે છે. રાક્ષસોને દૂર કરવા એ પણ તેના માટે જ છે કે ત્યાં દેવો સુદૃઢ બને. દૈવી ગુણો નીચે પ્રમાણે છે—

" નિર્ભયતા, પવિત્રતા, બંધમુક્ત થવાનું જ્ઞાન, દાન, ઇન્દ્રિયદમન, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરળતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, ચહાડી ન કરવી, પ્રાણીમાત્ર ઉપર દયા કરવી, અલોભ, મૃદુતા, ખરાબ કર્મ કરવા માટે શરમ, તેજસ્વિતા, ક્ષમા, ધીરજ, શુદ્ધતા, અદ્રોહ, ઘમંડ ન કરવી વગેરે ગુણો દેવોના છે. ( ભ. ગી. ૧૬।૧-૩ ) આ ગુણો જેઓમાં છે તેઓ દેવો છે. આ દેવો જ સ્વતંત્રતા સ્થાપન કરવાનું કાર્ય કરે છે.

પરમેશ્વર રાક્ષસીકૃતિ કરનારાઓનો અંતે નાશ કરે છે. તેનું કારણ એ છે કે તેઓ દુનિયામાં પરાધીનતા અને દુઃખ વધારે છે અને પરમેશ્વર દૈવીવૃત્તિવાળાઓને મદદે દોડે છે તેનું કારણ એ છે કે તે દેવો દુનિયામાં સ્વાતંત્ર્યવૃત્તિ પ્રસરાવે છે અને બધાને સુખી કરવાના કાર્યોમાં રોકાઇ રહે છે. માટે મંત્રમાં કહ્યુ છે કે ( **एनान् परः कश्चन नास्ति** ) આ દેવોથી શ્રેષ્ઠ કોઇ નથી, તેથી ઇશ્વરની મદદ તેમને મળે છે. આવો વિચાર કરી વાચકોએ દૈવી ગુણો પોતાનામાં વધારી નિર્ભય બનવું અને ઇશ્વરની સહાયતા પ્રાપ્ત કરવી.

# રાષ્ટ્રીય એકતા

## કાંડ ૩, સૂકત ૮

( ऋषि- अथर्वा । देवता- मित्रः, विश्वदेवताः । )

आ यातु मित्र ऋतुभिः कल्पमानः संवेशयन्पृथिवीमुस्रियाभिः ।
अथास्मभ्यं वरुणो वायुरग्निर्बृहद्राष्ट्रं संवेश्यं दधातु ॥ १ ॥
धाता रातिः सवितेदं जुषन्तामिन्द्रस्त्वष्टा प्रति हर्यन्तु मे वचः ।
हुवे देवीमदितिं शूरपुत्रां सजातानां मध्यमेष्ठा यथासानि ॥ २ ॥
हुवे सोमं सवितारं नमोभिर्विश्वानादित्याँ अहमुत्तरत्वे ।
अयमग्निर्दीदायद्दीर्घमेव सजातैरिद्धोऽप्रतिब्रुवद्भिः ॥ ३ ॥
इहेदसाथ न परो गमाथेर्यो गोपाः पुष्टपतिर्व आजत् ।
अस्मै कामायोप कामिनीर्विश्वे वो देवा उपसंयन्तु ॥ ४ ॥

---

**અર્થ**— ( उस्रियाभिः पृथिवीं संवेशयन् ) કિરણોથી પૃથ્વીને સંયુકત કરતો ( ऋतुभिः कल्पमानः मित्रः ) ઋતુઓની સાથે સમર્થ થતો મિત્ર ( आयातु ) આવે. ( अथ ) અને ( वरुणः वायुः अग्निः ) વરુણ, વાયુ અને અગ્નિ ( अस्मभ्यं संवेश्यं बृहत् राष्ट्रं ) અમને બધાને માટે ઉત્તમ પ્રકારે રહેવા યોગ્ય મોટા રાષ્ટ્રને ( दधातु ) ધારણ કરે. [ ૧ ]

( धाता रातिः सविता ) ધારણકર્તા, દાતા સવિતા ( मे इदं वचः ) આ મારું વચન ( जुषन्तां ) પ્રીતીથી સાંભળે અને ( इंद्रः त्वष्टा ) ઇન્દ્ર અને ત્વષ્ટા કારીગર ( मे इदं वच प्रति हर्यन्तु ) મારા આ વચન સ્વીકાર કરે. ( शूरपुत्रां देवीं अदितिं हुवे ) શૂર પુત્રોવાળી અદીન દેવી માતાને હું બોલાવું છું, ( यथा सजातानां मध्यमेस्थाः असानि ) જેથી હું સ્વજાતીઓમાં મધ્ય–પ્રમુખ સ્થાન ઉપર રહેનારો થાઉં. [ ૨ ]

( अहं सोमं सवितारं विश्वान् आदित्यान् ) હું સોમ, સવિતા અને બધા આદિત્યોને ( उत्तरत्वे ) અધિક શ્રેષ્ઠતાની પ્રાપ્તિની માટે ( नमोभिः हुवे ) અનેક સત્કાર્યોની સાથે બોલાવુ છુ. ( अ-प्रति-ब्रुवद्भिः सजातैः इद्धः ) વિરુદ્ધ ભાષણ ન કરનારા સ્વજાતીઓ દ્વારા પ્રદીપ્ત કરાએલો ( अय अग्निः ) આ અગ્નિ ( दीर्घं एव दीदायत ) ઘણા સમય સુધી પ્રકાશિત રહે [ ૩ ]

( इह इत् असाथ ) અહીં જ રહો, ( परः न गमाथ ) દૂર જતા નહિ. ( इर्यः गोपाः ) અન્ન યુકત ગાયનું પાલન કરનારો ( पुष्टपतिः वः आजत् ) પોષણ કરતો તમને અહીં લાવે ( विश्वे देवाः ) બધા દેવો. ( अस्मै कामाय ) આ કામનાની પૂર્તિ માટે ( कामिनीः वः ) ઇચ્છા કરનારી પ્રજાઓના ( उप उप संयन्तु ) એકતાના વિચારથી સંયુકત કરે. [ ૪ ]

---

**ભાવાર્થ**— પોતાના કિરણોથી પૃથ્વીને પ્રકાશિત કરનારો અને ઋતુઓની સાથે સામર્થ્ય વધારનારો સૂરજ, વરુણ, વાયુ, અને અગ્નિ આ બધા દેવો અમને એવુ વિશાળ રાષ્ટ્ર આપે કે જે અમને રહેવા યોગ્ય હોય (૧)

બધાને ધારણ કરનારો, દાતા, સવિતા–સૂરજ અને ઇન્દ્ર તેમજ ત્વષ્ટા આ મારા વચનો સાંભળે અને માને, તેમજ હું શૂર પુત્રોની માતા અદિતીને પણ કહું છું કે આ બધાનું એવું સહાય્ય મને પ્રાપ્ત થાય કે જેથી હું સ્વજાતીઓમા વિશેષ પ્રમુખ સ્થાને વિરાજમાન થવાની યોગ્યતા પ્રાપ્ત કરી શકું (૨)

હું નમનપૂર્વક સોમ, સવિતા તેમજ બધા આદિત્યોને બોલાવું છુ કે તે બધા મને એવી મદદ આપે કે હુ અધિક શ્રેષ્ઠ યોગ્યતા મેળવી યોગ્ય બનું પરસ્પર વિરોધ ન કરનારા, સ્વજાતીય લોકો દ્વારા, જે રાષ્ટ્રીયતાનો અગ્નિ પ્રદીપ્ત કરવામા આવ્યો છે તે ઘણાં સમય સુધી અમારા લોકોમા બળતો રહે (૨)

તમે બધા અહીં એક વિચારથી રહો, પરસ્પર વિરોધ કરી એક બીજાથી વિખૂટા પડતા નહીં પોતાની પાસે અન્ન રાખનારો ખેડૂત અને ગાયોનું પાલન કરનારો, તમારી પુષ્ટિ કરનારો વૈશ્ય તમને એકત્રિત કરીને અહીં લાવે એક ઇચ્છાની પૂર્ણતા માટે પ્રયત્ન કરનારી બધી પ્રજાઓને બધા દેવો એકતાના વિચારથી સંયુક્ત કરે (૪)

सं वो मनांसि सं व्रता समाकूतीर्नमामसि ।
अमी ये विव्रता स्थन तान्वः सं नमयामसि ॥ ५ ॥
अहं गृभ्णामि मनसा मनांसि मम चित्तमनु चित्तेभिरेत ।
मम वशेषु हृदयानि वः कृणोमि मम यातमनुवर्त्मान एत ॥ ६ ॥

**અર્થ—** અમે ( **वः मनांसि सं** ) તમારા મનોને એકતાના ભાવથી યુક્ત કરીએ છીએ, ( **व्रता सं** ) તમારા કર્મોને એક ભાવથી યુક્ત કરીએ છીએ, ( **आकूतीः सं नमामसि** ) સંકલ્પોને એકભાવથી ઝુકાવીએ છીએ ( **अमी ये विव्रताः स्थन** ) આ જે તમે પરસ્પર વિરુદ્ધ કર્મ કરનારા છે, ( **तान् वः सं नमयामसि** ) એ બધા તમને એક વિચારમાં અમે નમાવીએ છીએ [ ૫ ]

( **अहं मनसा मनांसि गृभ्णामि** ) હું મારા મન વડે તમારા મનોને આકર્ષી લઉં છું. ( **मम चित्तं चित्तेभिः अनु आ-इत** ) મારા ચિત્તને અનુકૂલ પોતાનું ચિત્ત બનાવી આવો. ( **मम वशेषु वः हृदयानि कृणोमि** ) મારા કાબુમાં તમારા હૃદયોને હું કરું છુ. ( **मम यातं मनुवर्त्मानः आ-इत** ) મારી ચાલચલગતને અનુકૂલ વર્તનારા બની અહીં આવો. [ ૬ ]

**ભાવાર્થ—** તમારું મન એક કરીએ છીએ તમારા કર્મ એકતા કરીએ છીએ, તમારા સંકલ્પ એક કરીએ છીએ જેથી તમે સંઘ શક્તિથી યુક્ત બની જશો. જે આ આપસમા વિરોધ કરનારાઓ છે તે બધાને અમે એક વિચારથી એકત્ર ઝુકાવી દઇએ છીએ. (૫)

બધાથી પહેલા હું મારા મન વડે તમારા બધાના મનોને આકર્ષિત કરું છું. મારા ચિત્તને અનુકુલ તમે પોતાના ચિત્તને બનાવી અહીં આવો. તમારા હૃદયોને હું પોતાના તાબે કરૂ છું હું જે માર્ગે જાઉં છું તે રસ્તે ચાલતા તમે મારી પાછળ પાછળ ચાલ્યા આવો ( ૬ )

# રાષ્ટ્રીય એકતા

### અધિક ઉચ્ચતા

માણસની અંદર વધારે ઉચ્ચતા પ્રાપ્ત કરવાની ઇચ્છા સ્વભાવિક હોય છે. કોઇ પણ માણસ મનથી એવું ઇચ્છતો ન હોય જે પોતાની ઉન્નતિ ન થાય. હરેક મનુષ્ય જન્મતઃ ઉન્નતિ ચાહે છે. આ વિષે ત્રીજા મંત્રનું કહેલું વિચાર કરવા જેવું છે–

**हुवे सोमं सवितारं नमोभिः**
**विश्वानादित्याँ अहमुत्तरत्वे** । ( મં. ૩ )

" સોમ, સૂરજ અને બધા આદિત્યોને ઉચ્ચ થવાની સ્પર્ધામાં મદદ માટે બોલાવું છું. " એટલે હું દેવતાઓ પાસેથી એવી મદદ ઇચ્છું છું કે જેથી હું દિવ્ય રસ્તે ઉન્નતિને પ્રાપ્ત કરી શકું.

" **उद्, उत्तर,** " આ શબ્દો એક કરતા બીજી ચઢીયાતી અવસ્થા બતાવનારા શબ્દો છે. માણસે હંમેશા " **उत्तर** " અવસ્થા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો એવુ ત્રીજા મંત્રનું સૂચન છે, એટલે મનુષ્યે પોતાની અવસ્થા કરતાં ઉચ્ચ અવસ્થામાં જવાનો પ્રયત્ન અવશ્ય કરતો રહે પણ તેનાથી પણ હજુ ઉંચે જવાનું ધ્યેય પોતાની સાથે રાખે. " **उत्-तर-त्व** " શબ્દમાં આવો બધો અર્થ છે જે વાચકોએ અવશ્ય જોવો

આ અધિક ઉચ્ચ અવસ્થા દેવ માર્ગથી પ્રાપ્ત કરવી જોઇએ " **શ્રેય અને પ્રેય** " અથવા " **દેવ અને અસુર** " એવા માર્ગ મનુષ્યની સામે આવે છે. તેમાંથી શ્રેય એટલે દેવ માર્ગનું અવલંબન કરવાથી માણસનું કલ્યાણ થાય છે અને બીજા રસ્તે ચાલવાથી માણસની હાની થાય છે. અસુર માર્ગને દૂર કરવા માટે અને શ્રેય માર્ગ ઉપર આવવાની પ્રેરણા મેળવવા માટે આ મંત્રમાં " **દેવતાઓની નમનપૂર્વક પ્રાર્થના** " કરવાની સૂચના આપેલી છે. દેવતાઓની નમન પૂર્વક પ્રાર્થના કરનારો માણસ સહસા નીચલા રસ્તે ડગલું ભરશે નહિ. દેવતાઓની પ્રાર્થના કરવાનો આ પ્રકારે એક હેતુ મનુષ્ય તત્વનો વિકાસ સાધવાનો છે. એકવાર આ દૈવી રસ્તે પગલુ ભર્યા પછી કેટલાક માણસો આસુરી માર્ગમાં ફસી જાય છે. પણ આ પ્રકારના પતનમાંથી બચવા માટે ચોથા મંત્રમાં કહ્યું છે કે—

इह इत् असाथ न परो गमाथ । ( मं ४)

" आज दैवी मार्गपर रहो, एने छोडी बीजे रस्ते जाव नहि. " आ सावधानीनी सूचना विशेष ध्यान आपवा जेवी छे. केटलीकवार एवुं जोवामां आव्युं छे के मनुष्य आत्मोन्नतिना रस्ते जइ रह्यो छे अने फरी पाछो घणोज अवनत थाय छे, तेनुं पतन थाय छे. एवुं न थाय ते माटे चोथा मंत्रमां सूचना आपी छे. जो वाचक आ सूचनाने ध्यानमां धारण करशे तो निःसंशय एनाथी तेनो बचाव थइ शके छे.

## उन्नतिनो मार्ग

मनुष्यनी उन्नति माटे, मनुष्य सामाजिक प्राणी होवाना कारणे, तेने सामुहिक जीवनमां रहेवुं आवश्यक छे. ते एकलो अटुलो रही उन्नत थइ शकतो नथी. वैयक्तिक जीवनना माटे एटलो स्वार्थत्याग करवानी आवश्यकता नथी; जेटलो सामुदायिक जीवन माटे जरूरी छे. आ कारणे सामुदायिक जीवन व्यतीत करनारा मनुष्यो माटे योग्य छे के तेओए पोताना व्यवहार एवा करवा के जेथी समाजमां परस्पर विरोध पेदा न थाय. आ विषे पांचमा मंत्रनो उपदेश जुओ—

वः मनांसि सं, वः व्रतानि सं,
वः आकूतीः सम् । ( मं. ५)

" तमारुं मन, तमारुं कर्म अने तमारा संकल्प संपूर्ण रीते एकताने वधारनारा होय. " आ मंत्रमां जे " सं " उपसर्ग छे ते " उत्तमता अने एकता " ना द्योतक छे. मनुष्यना संकल्प, तेना मानसिक विचारो अने बधा प्रकारना कर्मो एवा होय के जे एकतानी अने उत्तमतानी वृद्धि करनारा होय. केटलाक लोको बहारथी कोइ खराब कर्म करशे नहि पण मन एवा खराब विचारोथी भराएलुं होय अने खराब संकल्प करे छे के जेना परिणामे आपसमां झगडा पेदा करवानो हेतु थाय, एम न होवुं जोइए. संकल्प, विचार अने कर्म बधा हंमेशा शुभ होवा जोइए अने कदि वेरनो, अदेखाइ अथवा दुश्मनावटनो भाव एमां होवो जोइए नहि जो आपणा समाजमां एनाथी विरुद्ध वर्तन कोइ करे तो तेने पण समजावी सारा रस्ता उपर लाववुं जोइए. आ विषे पांचमा मंत्रनो उत्तरार्ध जोवा जेवो छे—

अमी ये विव्रता स्थन तान्वः सं नमयामसि ।
( मं. ५ )

" आ जे विरुद्ध आचरण करनारा छे तेमने पण एकताना मार्ग उपर अमे नमावीए छीए. " आ प्रकारे विरोधी लोकोने समजावी तेमने पण एकताना रस्ते आपणे लाववा जोइए. समाजना शासननो एवो प्रबंध होवो जोइए के जेमां रहेनारा लोको विरुद्ध मार्ग उपर जइ शकेज नहि. सारा माणसो तो हमेशा शुभ मार्गथी ज चाले छे पण दुर्जनो पण विरुद्ध रस्ते जवानुं छोडी दे अने सारा रस्ते जवामां पोतानो लाभ छे, आ वात सारी रीते समजी ले. आ प्रकारे बधी जनताने एकताना मार्ग उपर लाववाथी अने समाजमांथी दुर्वर्तन करनारा मनुष्योने दूर करवाथी अथवा एमने सुधारवाथी जनतानी उन्नतिनो रस्तो सरळ बनी शके छे.

## सुधारणानो प्रारंभ

सर्वदा आ वात ध्यानमां राखवी जोइए के सुधारणानो प्रारंभ अंतःकरणना सुधाराथी थाय छे. जे लोको पोताना अंतःकरणनी सुधारणा कर्या वगर बीजा सुधारा करवाना काममां लागी जाय छे, तेओ न तो ते कार्य नभावी शके छे अथवा न तो पोते उन्नत थइ शके छे. माटे वेदे आ सूक्तना छठ्ठा मंत्रमां पोतानी सुधारणाथी दुनियाने सुधारवा उपदेश कर्यो छे. ते अवश्य जुओ—

अहं मनसा मनांसि गृभ्णामि ।
मम वशेषु वः हृदयानि कृणोमि । ( मं. ६ )

" हुं पोताना मनथी बीजा लोकोना मन आकर्षित करुं छुं. आ प्रकारे हुं बीजानां हृदयो मारा काबुमां करुं छुं. "

आ मंत्रमां " पोताना शुभाचरणथी बीजाना मनोने आकर्षित करवानो उपदेश " दरेके ध्यानमां राखवा जेवो छे. वाचकोए विचार करवो अने पोतानी चारेय तरफ जोवुं के कोण बीजाना मनोने आकर्षित करी शके छे ? शुं कोइ दुराचारी अशुभ संकल्पवाळो मनुष्य जनताना मनोने आकर्षित करी शके छे ? आ वात कदि बनी शके ज नहि. सत्पुरुष अने शुभ संकल्पवाळा पुण्यात्मा ज जनतानां मनोने आकर्षित करी शके छे. जीवित होय त्यारे ज नहि पण मर्या पछी पण सद्भाव प्रेरित शब्दो जनताना मनोने आकर्षित करता रहे छे. आ तेमनुं सामर्थ्य तेमना शुभ अने सत्य संकल्पना कारणे ज उत्पन्न थयेलुं होय छे. एवा पुरुषो जे कंइ बोले तेम जनता वर्ते छे. आ तेमनी तपश्चर्यानुं फळ छे. दरेक माणसे एवुं फळ प्राप्त करवा प्रयास करवो. पोताना संकल्पनी पवित्रता करवाथी ज आ वात सिद्ध थइ जाय छे. जे पोतानी जेटली पवित्रता करशे तेटलीज सिद्धि तेने प्राप्त थशे. ते पछी ते पुण्यात्मा कही शके छे के—

**मम चित्तं चित्तेभिः अनु एत ।**
**मम यातं अनु वर्त्मान एत ॥ ( મં. ૬ )**

" મારા ચિત્તને અનુકૂલ પોતાના ચિત્ત તમે બનાવો અને મને અનુકૂલ બની, હું ચાલું તે રસ્તે તમે ચાલો."

વસ્તુતઃ જે પુણ્યવાન્ પોતાના શુભ અને મંગલ સંકલ્પોથી જનતાના મનોને આકર્ષિત કરે છે તેના માટે તો આ સિદ્ધિ અનાયાસ પ્રાપ્ત થાય છે. એટલે તેમના કહ્યા વગર જ બીજા લોકો તેમના અનુકૂલ પોતાના મનો બનાવી તેમને રસ્તે ચાલવાનો પ્રયત્ન કરે છે. આ તો આપોઆપ બને છે. પણ જનતાને ' મારા રસ્તે ચાલો ' એમ કહેવાનો જો કોઇને અધિકાર હોય તો તે એવા પુણ્યાત્માઓને જ હોય છે, આજ વાત અહીં કહી છે. આ પ્રકારે પોતાની સુધારણા કરનારા પુણ્યાત્મા જનતાના માર્ગદર્શક બને છે. દુનિયાને સુધારવાનો સાચો રસ્તો આ પ્રકારે પોતાની સુધારણામાં છે. માટે જે પ્રયત્નો અયોગ્ય પુરુષ જનતાને સુધારવા માટે કરે છે, તેટલા પ્રયત્નો જો તે આત્મસુધારણા માટે કરે તો વધારે સારૂં થઇ શકે છે. જે શક્તિ પ્રાપ્ત થાય છે તે આત્મસુધારણાથી પ્રાપ્ત થાય છે. પોતાની સુધારણા સિવાય સુધારણાનો બીજો સાચો એક પણ રસ્તો નથી. જ્યારે આ માર્ગથી શક્તિની વૃદ્ધિ થાય છે અને જ્યારે તે પોતાના મન વડે બીજાના મનોને આકર્ષિત કરી શકે છે ત્યારે તેને જનતાને " મારી પાછળ આવો " એમ કહેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. તે કહે છે—

" મારા માર્ગથી મારી સાથે સાથે ચાલો. મારા મનને અનુકૂળ પોતાના મનો બનાવી ચાલો. "( મં. ૬ ) એટલે જે માર્ગથી હું જાઉં છું તે માર્ગથી તમે આઓ. આ રસ્તે ચાલવામાં તમારૂં ભલું થશે. આ પ્રકારે આ અવસ્થામાં આ મનુષ્ય જનતાનો માર્ગદર્શક થાય છે, તેનું આચરણ અને તેનું જીવન અન્ય લોકોના માટે દર્શક એટલે આદર્શ બને છે.

### સંવેશ્ય રાષ્ટ્ર

ઉપર કહેલા માર્ગદર્શક, આદર્શ જીવનવાળા ધર્માત્મા અને પુણ્યાત્મા જે રાષ્ટ્રમાં વધારે હોય છે અને જ્યાંના લોકો એમને અનુકૂલ પોતાનું આચરણ બનાવી ચાલે છે તે રાષ્ટ્રને " સંવેશ્ય રાષ્ટ્ર " કહે છે. કારણ કે તેમાં ( **संवेशन** ) પ્રવેશ કરી ત્યાં રહેવા યોગ્ય તે રાષ્ટ્ર બને છે. મનુષ્ય ત્યાં જાય, રહે અને આનંદ પ્રાપ્ત કરે. આ પ્રકારનું રાષ્ટ્ર અમને દેવતાઓની કૃપાથી પ્રાપ્ત થાય, એવી પ્રાર્થના પહેલા મંત્રમાં કહેલી છે, તે જુઓ—

**अस्मभ्यं० बृहद्राष्ट्रं संवेश्यं दधातु । ( મં. ૧ )**

" અમને બધાને પ્રવેશ કરવા યોગ્ય એવું મોટું રાષ્ટ્ર આપો. " એટલે દેવોની કૃપાથી અમને એવું ઉત્તમ આદર્શ રાષ્ટ્ર પ્રાપ્ત થાય અથવા અમારૂં રાષ્ટ્ર એવું બને. આ પ્રકારના રાષ્ટ્રમાં " હું પ્રમુખ બનીશ " આ મહત્વાકાંક્ષા જનતાના અંતઃકરણમાં રહેશે કારણ કે એમાં કોઇ પણ કારણે કોઇને વિષે પક્ષપાત થઇ શકશે નહિ, એવું સૂચક વાક્ય બીજા મંત્રમાં છે. તે જુઓ—

**यथा सजातानां मध्यमेष्ठा असानि । ( મં. ૨ )**

" સ્વજાતીઓની સભામાં મુખ્ય સ્થાને બેસવાવાળો હું થઇશ." આવી ઇચ્છા રાષ્ટ્રના લોકોના અંતઃકરણમાં રહેશે. એ વિષે વધારે કહેવાની જરૂરી નથી. જે પ્રથમ કહેલા આત્મ સુધારાના રસ્તે પોતાની શક્તિનો વિકાસ કરશે તે ઉપર કહેલા સ્થાને જઇ બિરાજશે. બીજા લોકો પોતપોતાની યોગ્યતા મુજબ બીજા સ્થાનોમાં પોતાનું કર્તવ્ય કરશે. પણ કોઇને ઉન્નતિના માર્ગમાં પ્રતિબંધ-રૂકાવટ થશે નહિ. બધા લોકો પોતાના પુરુષાર્થથી પોતાની ઉન્નતિનું સાધન કરશે અને બધા મળી પોતાના રાષ્ટ્રને ઉન્નતિના શિખર ઉપર લઇ જશે. આ વિષે એક પ્રકારે સાત્વિક સ્પર્ધા જ હોય છે, જેને ત્રીજા મંત્રમાં " ઉત્તરત્વની સ્પર્ધા " કહ્યું છે. આ સ્પર્ધામાં પરસ્પરનો ઘાત થતો નથી પણ પરસ્પરની ઉન્નતિ થાય છે. બધી જનતાના મનુષ્યો એકભાવથી આ રાષ્ટ્રોન્નતિનો અગ્નિ પ્રદીપ્ત કરે છે અને તેમાં પોતપોતાના કર્મોની આહુતિઓ નાખે છે, આ વિષે ત્રીજા મંત્રનો ઉત્તરાર્ધ જુઓ—

### રાષ્ટ્રીય અગ્નિ

**अयमग्निर्दीदायद्दीर्घमेव सजातैरिद्धोऽप्रतिब्रुवद्भिः । ( મં. ૩ )**

" ( **अ-प्रति ब्रुवद्भिः** ) આપસમાં વિરોધનું ભાષણ ન કરનારા ( **स-जातैः** ) સ્વજાતીઓ વડે પ્રદીપ્ત થએલો આ એક રાષ્ટ્રીયતાનો અગ્નિ ઘણા સમય સુધી પ્રદીપ્ત સ્થિતિમાં રહે. " એટલે તે વચમાં અથવા થોડા સમયમાં ઓલવાઇ ન જાય. કારણ આ અગ્નિની ગરમીથી બધા જ મનોરથ સફલ અને સુફલ થતા રહે છે. માટે આ રાષ્ટ્રીય અગ્નિ હમેશા પ્રદીપ્ત રહેવો જોઇએ. આ અગ્નિ તે જ મનુષ્યો સળગતો રાખી શકે છે કે જે ( **अ-प्रति-ब्रुवत्** ) આપસમાં વિરોધના શબ્દો બોલતા નથી, આપસમાં ઝગડતા નથી, આપસમાં દ્વેષ વધારતા નથી, પણ આપસમાં મેળ કરવાની જ ભાષા બોલે છે. એવા સજ્જનો રાષ્ટ્રોન્નતીના મહાન્ અગ્નિને સળગતો રાખી શકે છે.

આ સૂક્તમાં "सजात" શબ્દ આવ્યો છે અને આ શબ્દ વેદ મંત્રોમાં અનેક વખત આવે છે. "सजातीय, समान जातीय, स्वजातीय" વગેરે અર્થમાં તે શબ્દ યોજાય છે. જેઓમાં જાતિભેદની ભિન્નતા નથી એવા એક-જાતિના, એક રાષ્ટ્રીયત્વના લોકો, એવો આ શબ્દનો અર્થ છે. જાતિભેદના કારણે એકબીજાની જોડે લડનારા લોક 'सजात' કહેવાય નહિ. એક રાષ્ટ્રના લોકો પરસ્પર 'सजात' જ હોય છે. પણ તેઓમાં રાષ્ટ્રીયતાની ભાવના પ્રબળ હોવી જોઇએ અને નાની જાતોની ભાવના ગૌણ- દુય્યમ હોવી જોઇએ. એવા લોકો જ્યારે આપસમાં એકતાના પ્રેમથી કોઇ કાર્ય કરે છે ત્યારે તેઓમાં એક વિલક્ષણ શક્તિ નિર્માણ થાય છે, તે અગ્નિ શબ્દ વડે ત્રીજા મંત્રમાં વર્ણવી છે. આ રાષ્ટ્ર-ભક્તિનો અગ્નિ છે, જે સંપૂર્ણ રાષ્ટ્રની ઉન્નતિમાં સહાયક થાય છે.

### રાષ્ટ્રનો પોષક

આ પ્રકારના રાષ્ટ્રના સાચા પોષક એજ પ્રકારના લોકો હોય છે, તેમનું વર્ણન ચોથા મંત્રમાં કર્યું છે—

**इर्यो गोपा पुष्टपतिर्व आजत्।** ( મં. ૪ )

"(**इर्यः**) અન્ન ઉત્પન્ન કરનારા અને (**गो-पा**) ગાયોનું રક્ષણ કરનારા, આ બે તમારા લોકોની પુષ્ટિ કરનારા છે." આ મંત્રભાગ ઘણો મનન કરવાલાયક છે. અન્નની ઉત્પત્તિ કરનારા ખેડૂતો અને ગાયોનું રક્ષણ કરનારા ગોવાળો આ બે વર્ગ રાષ્ટ્રની પુષ્ટિના માટે આવશ્યક છે. રાષ્ટ્રનો પાયો પાકો કરવાનું કાર્ય આ લોકો કરે છે. માટે રાજ્ય-શાસનમાં તેમની સ્થિતિ સારી કરવાની વિશેષ વ્યવસ્થા હોવી ઘણી જ જરૂરી છે. જો અન્ન ઉત્પન્ન કરનારા ખેડૂતો અને ગૌરક્ષક ગોવાળ આ બે વર્ગની રાષ્ટ્રમાં અવનતિ થાય તો રાષ્ટ્રની પુષ્ટિ કદાપિ થશે નહિ. વાચકો આ દૃષ્ટિથી એમનું મહત્ત્વ જુએ અને આ ઉપદેશ આવા પ્રસંગે આપવામાં વેદે કેટલી મહત્ત્વપૂર્ણ વાત કહી છે, તે વાત ધ્યાનમાં રાખે.

### શૂરપુત્રોવાળી માતા

"સંતતિ" એ રાષ્ટ્રનો પાયો છે. પુત્ર અને કન્યા એ રાષ્ટ્રની ભાવનો ઉત્કર્ષ અથવા અપકર્ષ કરનારાં હોય છે. તેમને સાચી કેળવણી માતા દ્વારા મળે છે. માતા પોતાના બાળકોને કઇ પ્રકારની કેળવણી આપે, તેની સૂચના બીજા મંત્રમાં અપાઇ છે. તે વિષેના સૂચક શબ્દો આ છે—

**शूरपुत्रां अदितिं देवीं हुवे।** ( મં. ૨ )

"શૂર પુત્રોની અદીન દેવી માતાને હું બોલાવું છું." અથવા એમની હું પ્રશંસા કરું છું. અહીંનો "**अ-दिति**" શબ્દ અદીન, પ્રતિબંધમાં ન રહેનારી, રાષ્ટ્રના સ્વાતંત્ર્યના વિચારોવાળી એવો ભાવ બતાવે છે. "**शूरपुत्रा**" શબ્દનો ભાવ સ્પષ્ટ જ છે. રાષ્ટ્રમાં દેવીઓ એવી હોય કે જેમને અદીન અને વીરપુત્રા કહી શકાય. "**वीरसूर्भव**" એટલે વીરપુત્ર ઉત્પન્ન કર, આ વૈદિક આશીર્વાદ સુપ્રસિદ્ધ છે. તે જ વાત બીજા પ્રકારથી અહીં કહી છે.

### રાષ્ટ્રીય કેળવણી

આ પ્રકારની વીર માતાઓ જ્યાં હશે, ત્યાં જ રાષ્ટ્રીયતાનો ભાવ પરમ ઉત્કર્ષ સુધી પહોંચી શકે છે. દેવીઓને, બહેનોને અને કન્યાઓને કયા પ્રકારની કેળવણી આપવી જોઇએ, તેનો વિચાર પણ અહીં નિશ્ચિત થઇ જાય છે. જે કેળવણીથી માતાઓ વીરપુત્ર ઉત્પન્ન કરનારી બને એવી કેળવણી તેમને આપવી જોઇએ.

### દૈવી સહાયતા

ઉપર કહેલા રાષ્ટ્રીયતાના વિચારોની પૂર્ણતા થઇ સંપૂર્ણ જનતા આ રીતે સમર્થ રાષ્ટ્રશક્તિથી યુક્ત થાય, એ વિષે ચોથો મંત્ર જુઓ—

**असै कामायोप कामिनोर्विश्वे वो देवा उपसंयन्तु।** ( મં. ૪ )

"બધા દેવો આ કામનાની પૂર્તિની ઇચ્છા કરનારી તમારી બધી પ્રજાને એકતાના વિચારોથી સંયુક્ત કરે." એટલે તમારા બધા લોકોમાં એકતાના વિચાર વધતા જાય. આ એક પ્રકારથી પૂર્ણ અને ઉચ્ચ આશીર્વાદ છે. જે વાચકો પરમેશ્વર-ભક્તિપૂર્વક રાષ્ટ્રોન્નતિના માટે પ્રયત્ન કરનારા હોય તે જ આ આશીર્વાદ પ્રાપ્ત કરવાના અધિકારી થઇ શકે છે.

### આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક

આ સૂક્તના બીજા મંત્ર ભાગોમાં "મિત્ર, વરુણ વગેરે દેવતાઓની મદદ આપણને રાષ્ટ્રશક્તિ વધારવાના કામમાં પ્રાપ્ત થાય" એવો આશય છે. આ આશય આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક કાર્યક્ષેત્રમાં જોઇ અર્થબોધ કરવાની રીત આ પહેલાં કેટલાક પ્રસંગોમાં વર્ણન કરેલી છે. માટે તેનો અહીં ફરી વિચાર કરવાની આવશ્યકતા નથી. આ દૃષ્ટિએ વાચકોએ આ સૂક્તનો અધિક વિચાર કરી બોધ પ્રાપ્ત કરવો.

*

# એકતા

## કાંડ ૩, સૂકત ૩૦

( ऋषिः - अथर्वा । देवता - चंद्रमाः, सांमनस्यम् । )

सहृदयं सांमनस्यमविद्वेषं कृणोमि वः । अन्यो अन्यमभि हर्यत वत्सं जातमिवाघ्न्या ॥ १ ॥
अनुव्रतः पितुः पुत्रो मात्रा भवतु संमनाः । जाया पत्ये मधुमतीं वाचं वदतु शन्तिवाम् ॥ २ ॥
मा भ्राता भ्रातरं द्विक्षन्मा स्वसारमुत स्वसा । सम्यञ्चः सव्रता भूत्वा वाचं वदत भद्रया ॥ ३ ॥
येन देवा न वियन्ति नो च विद्विषते मिथः । तत्कृण्मो ब्रह्म वो गृहे संज्ञानं पुरुषेभ्यः ॥ ४ ॥
ज्यायस्वन्तश्चित्तिनो मा वि यौष्ट संराधयन्तः सधुराश्चरन्तः ।
अन्यो अन्यस्मै वल्गु वदन्त एत सध्रीचीनान्वः संमनसस्कृणोमि ॥ ५ ॥

અર્થ— ( स-हृदयं ) સહૃદયતા એટલે પ્રેમપૂર્ણ હૃદય, ( सां-मनस्यं ) સાંમનસ્ય એટલે મન શુભ વિચારોથી પૂર્ણ થવું અને ( अ-विद्वेषं ) પરસ્પર નિર્વૈરતા ( वः कृणोमि ) તમારા માટે હું કરૂં છું. તમારામાંથી ( अन्यः अन्यं अभि-हर्यत ) દરેક પરસ્પરના ઉપર પ્રીતિ કરે., ( अघ्न्या जातं वत्सं इव ) જેમ ગાય જન્મેલા વછેરાને ચાહે છે, પ્રેમ કરે છે. [૧]

( पुत्रः पितुः अनुव्रतः ) પુત્ર પિતાને અનુકૂળ થઇ રહે, અનુકૂલ કર્મ કરનારો બને અને ( मात्रा संमनाः भवतु ) માતાની સાથે ઉત્તમ મનથી રહેનારો થાય ( जाया पत्ये ) પત્ની પતિથી ( मधुमतीं शन्तिवां वाचं वदतु ) મધુર અને શાંતિથી યુકત ભાષણ કરે. [ ૨ ]

( भ्राता भ्रातरं मा द्विक्षत् ) ભાઇ ભાઇથી દ્વેષ ન કરે ( उत स्वसा स्वसारं मा ) અને બહેન પણ બહેનનો દ્વેષ ન કરે. ( सम्यञ्चः सव्रताः भूत्वा ) એકમતવાળાઓ એક કર્મવાળા બની ( भद्रया वाचं वदत ) ઉત્તમ રીતે ભાષણ કરો. [ ૩ ]

( येन देवाः न वियन्ति ) જેનાથી વ્યવહાર ચલાવનારાઓમાં વિરોધ નથી હોતો ( च नो मिथः विद्विषते ) અને ન કદી પરસ્પર દ્વેષ વધે છે, ( तत् संज्ञानं ब्रह्म ) તે એકતા વધારનારૂં પરમ ઉત્તમ જ્ઞાન ( वः गृहे पुरुषेभ्यः कृण्मः ) તમારા ઘરના મનુષ્યોના માટે અમે કરીએ છીએ. [ ૪ ]

( ज्यायस्वन्तः ) વડિલોનો-ઘરડાઓનો સન્માન કરનારા ( चित्तिनः ) ઉત્તમ ચિત્તવાળા, ( संराधयन्तः ) ઉત્તમ સિદ્ધિ સુધી પ્રયત્ન કરનારા, ( स-धुराः चरन्तः ) એક ધૂંસરી નીચે કાર્ય કરનારા અને આગળ વધનારા બની ( मा वि यौष्ट ) તમે વેગળા થતા નહીં, વિરોધ કરશો નહિ. ( अन्यः अन्यस्मै वल्गु वदन्तः एत ) એકબીજાની જોડે પ્રેમપૂર્વક ભાષણ કરતા આગળ વધો. ( वः सध्रीचीनान् ) તમને સાથે પુરુષાર્થ કરનારા અને ( संमनसः कृणोमि ) ઉત્તમ એક વિચારથી યુકત મનવાળા કરૂં છું. [ ૫ ]

ભાવાર્થ— પ્રેમપૂર્ણ હૃદયનો ભાવ, મનના શુભ વિચાર અને આપસમાં નિર્વૈરતા, તમે પોતાના ઘરમાં આવી સ્થિતિ સ્થિર કરો. તમારામાંથી હરકોઇ માણસ બીજા માણસ જોડે એવો પ્રેમપૂર્ણ વર્તાવ કરે કે જે પ્રકારે નૂતન જન્મેલા વછેરાને તેની માતા ગાય પ્રેમ કરે છે. ( ૧ )

પુત્ર પિતાને અનુકૂલ કર્મ કરે અને માતાની સાથે મનના શુભભાવથી વર્તાવ કરે. પત્ની પતિની સાથે હંમેશા મધુર ભાષણ કરતી રહે. ( ૩ )

ભાઇ ભાઇનો દ્વેષ ન કરે, બહેન બહેનનો દ્વેષ ન કરે, એકબીજા જોડે ઝગડે નહિ. એક મનથી એક કર્મ કરનારા બની પરસ્પર નિષ્કપટતાથી ભાષણ કરો. ( ૩ )

જેથી કાર્યવ્યવહાર કરનારાઓમાં આપસમાં કદિ વિરોધ થઇ શકશે નહિ અને કદિ આપસમાં વિખવાદ-ઝગડાઓ પેદા થશે નહિ એવું ઉત્તમ જ્ઞાન તમે પોતાના ઘરમાં પ્રસરાવો. ( ૪ )

વૃદ્ધો-વડિલોનો સન્માન કરો, ચિત્તમાં શુભ સંકલ્પ ધારણ કરો, ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત થાય ત્યાં સુધી પ્રયત્ન કરો, આગળ વધી પોતાના માથે કાર્યનો ભાર લો. અને આપસમાં વિદ્વેષ ન વધારો. પરસ્પર પ્રેમપૂર્ણ ભાષણ કરો, હળીમળી પુરુષાર્થ કરનારા બનો, તે માટે તમને ઉત્તમ મનવાળા બનાવ્યા છે. ( ૫ )

सुमानी प्रपा सह वोऽन्नभागः समाने योक्त्रे सह वो युनज्मि ।
सम्यञ्चोऽग्निं सपर्यतारा नाभिमिवाभितः ॥ ६ ॥
सुध्रीचीनान्वः संमनसस्कृणोम्येकश्नुष्टीन्त्संवननेन सर्वान् ।
देवा इवामृतं रक्षमाणाः सायंप्रातः सौमनसो वो अस्तु ॥ ७ ॥

અર્થ— ( प्रपा समानी ) તમારું જળ પીવાનું સ્થાન એક હો અને ( वः अन्नभागः सह ) તમારો અન્નનો ભાગ પણ સાથે જ હોય. ( समाने योक्त्रे वः सह युनज्मि ) એકજ ધૂસરી નીચે તમને સાથે સાથે હું જોડું છું. ( सम्यञ्चः अग्निं सपर्यत ) હળીમળીને ઇશ્વરની પૂજા કરો, ( अभितः नाभिं अराः इव ) ચારેય તરફથી પૈડાના આરા જેમ કેન્દ્રમાં જોડાએલા થએલા હોય છે. [ ૬ ]

( संवननेन वः सर्वान् ) પરસ્પર સેવા કરવાના ભાવથી તમને બધાને ( सध्रीचीनान् संमनसः एकश्नुष्टीन् कृणोमि ) સાથે મળી પુરુષાર્થ કરનારા, ઉત્તમ મનવાળા અને સમાન નેતાની આજ્ઞામાં કાર્ય કરનારા બનાવું છું. ( अमृतं रक्षमाणाः देवाः इव ) અમૃતનું રક્ષણ કરનારા દેવોની જેમ ( सायं प्रातः वः सौमनसः अस्तु ) સાંજે અને સવારે તમારાં ચિત્ત પ્રસન્ન રહે. [ ૭ ]

ભાવાર્થ— તમારું જળ પીવાનું સ્થાન બધાનું એક હોય, અન્નનો ભોગ પણ બધાને માટે એક જ હોય, સમાન કાર્યની એક ધૂંસરી નીચે આવી કાર્ય કરનારા તમે બનો, ઉપાસના પણ બધા હળીમળી એકજ સ્થાને કરો, જેમ પૈડાના આરા કેંદ્રમાં બધા એકજ ઠેકાણે મળેલા હોય છે, તેમ તમે પોતાના સમાજમાં એકબીજા સાથે હળીમળીને રહો. ( ૬ )

પરસ્પર સહાયતા કરવા માટે પરસ્પરની સેવા કરો, ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરો, મનના ભાવ શુદ્ધ કરી એક વિચારથી એકજ કામમાં ધ્યાન પરોવી રહો, બધાના માટે અન્નાદિ ભોગ સમાન મળે. જે પ્રકારે દેવો અમૃતનું રક્ષણ કરે છે, તે પ્રકારે સાંજ સવાર તમે પોતાના મનના શુદ્ધ સંકલ્પોનું રક્ષણ કરતા રહો. ( ૭ )

## એકતા

### સંજ્ઞાનથી એકતા

આ સૂક્તમાં "સંજ્ઞાન" પ્રાપ્ત કરી આપસમાં સુમેળ રાખવાનો ઉપદેશ છે. મનુષ્ય પ્રાણી સંઘ બનાવી રહેનારો હોવાના કારણે તેને આપસમાં એકતા રાખવી અત્યંત આવશ્યક છે. જાતીય એકતા ન હોય તો મનુષ્યનો નાશ થશે જે જાતિ પોતાની અંદર સંઘશક્તિ વધારી રહે છે તે જ આ દુનિયામાં વિજયી થાય છે. તેમજ જે જાતીમાં આપસમાં તડ વધારે હોય તે પરાજીત થાય છે. માટે આપસમાં સંઘશક્તિ વધારી પોતાની ઉન્નતિ કરવી દરેક જાતિ માટે અત્યંત આવશ્યક છે. સંઘશક્તિ વધારવાનો જે ઉપાય આ સૂક્તમાં વર્ણન કર્યો છે, તે હવે જુઓ—

### અંદરથી સુધારણા

બધાથી પહેલાં વ્યક્તિની અંદર સુધારણા થવી જોઇએ. વૈદિકધર્મમાં જો કોઇ વિશેષ મહત્ત્વપૂર્ણ વાત કહી હોય તો તે એ કહી છે કે સંપૂર્ણ સુધારનો આરંભ મનુષ્યના હૃદયના સુધારાથી થવો જોઇએ. હૃદય સુધરી જવાથી બીજા બધા સુધારા મનુષ્યને લાભ આપી શકે છે, પણ હૃદયમાં દોષ રહશે તો બાહ્યસુધારાથી કંઇ પણ લાભ થઇ શકતો નથી. માટે આ સૂક્તમાં હૃદય સુધારવાની સૂચના પ્રથમ કહેલી છે—

૧ सहृदयं-( स-हृदयं )- હૃદયના ભાવથી સમાનતા. એટલે બીજાના દુઃખથી દુઃખી અને બીજાના સુખમાં સુખી થવું. ( મં. ૧ )

જેમનાં હૃદય એવાં છે તે જ જનતામાં એકતા કરવા અને એકતાનું કાર્ય વધારવા માટે યોગ્ય અધિકારી થાય છે. જે બીજાનું દુઃખ જોઇ દુઃખી થતા નથી તે જનતાને કોઇ પ્રકારે પણ ઉચ્ચ બનાવી શકતા નથી. હૃદયનો સુધારો બધાથી મુખ્ય છે. ત્યાર પછી વેદ કહે છે—

૨ सां मनस्यं- ( सं-मनः )- મન ઉત્તમ શુભ

સંસ્કારોથી પૂર્ણ થવું. મન શુદ્ધ અને પવિત્ર ભાવનાઓ અને શ્રેષ્ઠ વિચારોથી યુક્ત થવું. ( મં. ૧ )

મનના આધીન સંપૂર્ણ ઇન્દ્રિયો હોય છે. માટે જેમ મનમાં વિચારો હોય છે, તેમ જ બીજી બધી ઇન્દ્રિયોની પ્રવૃત્તિ હોય છે. માટે બીજી ઇન્દ્રિયોથી ઉત્તમ પ્રશસ્તતમ કાર્ય થવા માટે મન શુભ સંકલ્પ થવાની અત્યંત જરૂરી છે. પ્રથમ કહ્યા મુજબ સહૃદયતા અને સાંમનસ્યતા સિદ્ધ થયા પછી મનુષ્યનો બાહ્ય વ્યવહાર કેવો હોવો જોઇએ, તે પણ આ મંત્રના ત્રીજા શબ્દ વડે કહ્યું છે–

### બાહ્ય સુધારણા

**૩ અ-વિદ્વેષઃ**- દ્વેષ ન કરવો. એકબીજાની જોડે પરસ્પર દ્વેષ ન કરવો. આપસમાં ઝગડો ન કરવો. ( મં. ૧ )

આ શબ્દ બાહ્ય વ્યવહારમાં સુધારણા કરવાની સૂચના આપે છે. મનુષ્યનો વ્યવહાર કેવો હોવો જોઇએ ? આ પ્રશ્નનું ઉત્તર એવું છે કે **" મનુષ્યનો વ્યવહાર એવો હોવો જોઇએ કે જેમાં કોઈ કોઇનો દ્વેષ ન કરે."** આ માણસના વ્યવહારનો આદર્શ છે. દ્વેષ ન થાય, ઝગડાઓ ન થાય, બે માણસ ભેગા મળે તો કોઇને કોઇની નિંદા કરવાની વાત શરૂ થાય છે, નીચ મનુષ્યનો આ સ્વભાવ જ બન્યો છે પણ સજ્જનોએ એમ કરવું યોગ્ય નથી, તે પોતાનું આચરણ નિર્વૈરતાના ભાવથી પરિપૂર્ણ રાખે.

નિર્વૈરતાનો વ્યવહાર કરવાનું તાત્પર્ય શું છે ? બે પથ્થર અથવા વૃક્ષો સાથે રહે છે. શું અહીં તે પ્રકારની જડ નિર્વૈરતા વર્ણવી છે ? ના, ના. અહીંનો " અ-વિદ્વેષ " શબ્દ પરસ્પર પ્રેમપૂર્ણ વ્યવહારનો સૂચક છે. બધાથી પહેલાં સહૃદયતા અને સાંમનસ્યતા કહી છે, તેનાથી ક્રમશઃ હૃદય અને મનની શુદ્ધિ થશે. આ પરિશુદ્ધ થએલાં હૃદય અને મન જે અવિદ્વેષનો વ્યવહાર કરશે તે બે પથ્થરના આપસના વ્યવહાર જેવો હોઇ શકે જ નહિ. આ અવિદ્વેષના વ્યવહારનો દાખલો આ પ્રથમ મંત્રના ઉત્તરાર્ધમાં આપ્યો છે—

**अन्यो अन्यमभि हर्यत, वत्सं जातमिवाघ्न्या ।** ( મં. ૧ )

" એકબીજાની જોડે એવું પ્રેમ રાખો કે જેમ ગાય પોતાના વછેરા પ્રત્યે રાખે છે." નિર્વૈરતાનો આ દાખલો છે. અહિંસાના વ્યવહારનુ દસ્યરૂપ ગાય માતાના પોતાના નૂતન જન્મેલા વછેરા જોડેના વ્યવહાર જેવું છે. ગાયનું પ્રેમ પોતાના વછેરા પ્રત્યે જેવું હોય છે તેવું જ બીજાની જોડે પ્રેમથી તમે વર્તો. " અ-વિદ્વેષ " નો અર્થ કેવળ 'વેરનો અભાવ ' નથી. કેવળ નિષેધ કરવાથી કશાનો બોધ થઇ શકતો નથી. વેર ન રાખવું, હિંસા ન કરવી આ તો ઉત્તમ છે પણ તેનું વિધાયક રૂપ " પ્રેમ કરવું " એવું છે. એટલે " અ-વિદ્વેષ " નો અર્થ છે બીજાઓ ઉપર પ્રેમ કરવું. પહેલા મંત્રમાં જે ત્રણ શબ્દો વડે માનવી ધર્મનો ઉપદેશ કર્યો છે, તેનો જ દાખલો છેલ્લા મંત્રભાગમાં ગાયનો દાખલો આપી બતાવ્યો છે કે એકબીજાના જોડેનો વ્યવહાર પ્રેમનો જ હોવો જોઇએ. આ પ્રકારે વર્તતાં જાતીય ઐકયતા સિદ્ધ થશે. આ ઉપદેશનું આચરણ કરવાનો ક્રમ પછીના મંત્રમાં કહ્યો છે. બધાથી પહેલાં ઘરમાં આ ઉપદેશ અનુસાર વ્યવહાર કરવાની રીત પછીના ત્રણ મંત્રોમાં કહી છે, તે ગૃહસ્થોએ અવશ્ય મનન કરવી જોઇએ.

" ( ૧ ) પુત્ર પિતાને અનુકૂલ કર્મ કરે અને માતાની સાથે ઉત્તમ ભાવનાઓથી વ્યવહાર કરે, ધર્મપત્ની પતિની સાથે મધુર અને શાંતિમય ભાષણ કરે. ( ૨ ) ભાઇ ભાઇ સાથે દ્વેષ ન કરે અને બ્હેન બ્હેન સાથે ઝગડો ન કરે, બધા મળી આપસમાં મધુર ભાષણ કરતા પોતાના કલ્યાણમાં ચિત્ત પરોવીને રહે. ( ૩ ) જેનાથી વિરોધ અને વિદ્વેષ ન થાય એવું સંજ્ઞાન તમારા ઘરના લોકો માટે હું આપું છું."

આદર્શ કુટુંબનું વર્ણન કરી રહ્યા છીએ. જે કુટુંબ એવું હશે તે નિઃસંદેહ આદર્શ રૂપનું જ હશે. વાચકોએ આ મંત્રોના ઉપદેશને પોતાના પરિવારમાં ઢાળવા પ્રયત્ન કરવો.

આ મંત્રોનો અર્થ કરતી વેળા આ સામાન્ય નિર્દેશ છે એ વાત ભૂલી જવી જોઇએ નહિ. એટલે " પુત્ર પિતાને, અનુકૂલ કાર્ય કરે. " આ વાકયનો અર્થ " કન્યા પણ માતા પિતાને અનુકૂલ કાર્ય કરે " એવો ઘટાવવો જોઇએ. તેમજ " ભાઇ ભાઇની જોડે દ્વેષ ન કરે " એનો અર્થ ભાઇ બહેન જોડે અથવા બહેન ભાઇ જોડે દ્વેષ ન રાખે એવો છે. તેમજ " પત્ની પતિ જોડે મધુર ભાષણ કરે " એમાં પતિ પણ પત્ની જોડે મધુર ભાષણ કરે એવો અર્થ છે. તથા—

**वः गृहे पुरुषेभ्यः संज्ञानं ब्रह्म कृण्मः ।** ( મં. ૪ )

" તમારા ઘરના પુરુષોને આ સંજ્ઞાન બ્રહ્મ આપીએ છીએ. " એનો અર્થ " તમારા ઘરની સ્ત્રીઓને પણ આ સંજ્ઞાન બ્રહ્મ આપીએ છીએ " એવો છે. અને સામાન્ય નિર્દેશ કહે છે. જો વાચકો આ નિર્દેશની સામાન્યતા ધ્યાનમાં લેશે નહિ તો અર્થનો અનર્થ થશે. માટે વાચકોએ એવા અનુસંધાનનો અવશ્ય બોધ લેવા.

### સંઘમાં કર્મ

પાંચમા મંત્રમાં જાતીના લોકો સાથે કેવો વ્યવહાર કરવો

જોઇએ, એ વિષયનો ઉત્તમ ઉપદેશ છે. તેનો સારાંશ એમ છે કે—

૧ **ज्यायस्वन्तः**– વડીલોનો સન્માન કરનારા બનો. વૃદ્ધોનો સન્માન કરો ( મં. ૫ )

૨ **मा वि यौष्ट**– વિભક્ત–અલગ અથવા જુદા પડના નહિ. પોતાનામાં તડો પડવા ન દો. ( મં. ૫ )

૩ **सधुराः चरन्तः**– એક ધૂંસરી નીચે રહી આગે કુચ કરો. અહીં ધુરાનો અર્થ ધુરાણુ, નેતા, આગેવાન એવો સમજવો જોઇએ. પોતાના નેતાના શાસનમાં રહી પોતાની ઉન્નતિના માર્ગ ઉપર કટિબદ્ધ થઇ ચાલવું. ( મં. ૫ )

પોતાના નેતાની આજ્ઞામાં રહી ઉન્નતિનું સાધન કરનારા જ અભ્યુદય અને નિઃશ્રેયસ પ્રાપ્ત કરી શકે છે.

૪ **सध्रीचीनाः**– એકજ કર્મ માટે મળી પુરુષાર્થ કરનારા બનો. એટલે જે કરવું હશે તે તમે બધા મળી કરતા રહો. ( મં. ૫ )

૫ **संराधयन्तः**– મળીને સિદ્ધિના માટે યત્ન કરનારા બનો. ( મં. ૫ )

૬ **अन्यो अन्यास्मै वल्गु वदन्त एत**– પરસ્પર પ્રેમપૂર્વક શુભ ભાષણ કરતા આગળ વધો. ( મં. ૬ )

જ્યારે કદી બીજા કોઇ જોડે ભાષણ કરવું હોય ત્યારે તે પ્રેમપૂર્વક તોલીને મધુર ભાષણ કરો. જેથી આપસમાં ઝગડો વધશે નહિ, આપસમાં તડો પેદા થશે નહિ અને તેથી પોતાનું સામર્થ્ય ક્ષીણ બનશે નહિ.

આ મંત્રના " **चित्तिनः** અને **संमनसः** " આ શબ્દો એ જ ભાવ બતાવે છે કે જે પહેલા મંત્રમાં સામનસ્ય શબ્દે બતાવ્યો છે. ઉત્તમ ચિત્તવાળા અને શુભ મનવાળા બનો એજ એનો આશય છે.

ઘરડાઓનો સન્માન કરવો અને પુરુષાર્થસાધક કર્મમાં ચિત્ત પરોવવું, આ બંને ઉપદેશ અહીં મુખ્યતઃ છે. વાચકો વિચાર કરે તો જાણી શકે છે કે મનુષ્યની પરીક્ષા કર્મથી થાય છે. માટે આ મંત્રમાં અનેક શબ્દો વડે કહ્યું છે કે કોઇ એક કર્મમાં પોતે પોતાને સમર્પિત કરો અને ત્યાં જો બીજા મનુષ્યોનો સંબંધ હોય તો તેમની સાથે અવિરોધથી કર્મ કરો. આ કર્મના કારણે જ મનુષ્ય શ્રેષ્ઠ છે અથવા કનિષ્ઠ છે તે નક્કી થઇ શકે છે.

## ખાનપાનનો પ્રશ્ન

જ્યારે સંઘમાં રહી કર્મ કરવાનું હોય છે ત્યારે જ ખાનપાનનો પ્રશ્ન આવે છે. ઘરમાં તો બધાનું ખાનપાન એકજ હોય છે. કારણ માતા, પિતા, ભાઇ, બાલબચ્ચાં પ્રાયઃ એકજ ભોજન કરે છે અને એકજ પાણી પીએ છે. જે ખાનપાનનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે જાતીય સંઘટનાના સમયે ઉત્પન્ન થાય છે. આ વિષયમાં છઠ્ઠો મંત્ર ઉત્તમ નિયમ આપે છે—

" તમારૂં જમણનું સ્થાન એકજ હોય અને અન્ન પણ એકજ હોય તમને બધાને એકજ નેતાની દોરવણી હેઠળ મુકું છું. તમે મળીને એક ઇશ્વરની ઉપાસના કરો. " ( મં. ૬ )

આ મંત્રમાં બધાનું ખાનપાન અને ઉપાસના એકજ હોવી જોઇએ, એ વિષે ઉપદેશ સ્પષ્ટ છે. જાતીય અને રાષ્ટ્રીય કાર્ય કરનારાઓએ આ ઉપદેશનું વધારે મનન કરવું. મંત્ર કહે છે કે " જાતિ ચક્રની જેમ છે, " જે પ્રકારે પૈડાના આરાઓ કેંદ્ર જોડે બધા જ સંકળાએલા હોય છે, તે પ્રકારે ચારે વર્ણો રાષ્ટ્રના કેંદ્રમાં જોડાએલા છે. જો તે પોતાના સ્થાનથી થોડા પણ વેગળા પડશે તો ચક્રનો નાશ થશે. જનતામાં બધા લોકોની એકતા એવી હોવી જોઇએ કે જે પ્રકારે પૈંડામાં આરાઓ એક સરખા અને ભેગા જોડેલા હોય છે.

## સેવા ભાવથી ઉન્નતિ

સાતમા મંત્રમાં " **सं-वनन** " શબ્દ છે. તેનો અર્થ 'ઉત્તમ પ્રકારનું પ્રેમપૂર્વક સહાય આપવું' એવો છે. " **वन्** " ધાતુનો અર્થ ' પ્રેમપૂર્વક બીજાને મદદ કરવી ' એવો છે. '**सं+वन्**' નો પણ એ જ અર્થ છે. તેથી સંવનનનો અર્થ સ્પષ્ટ થશે. પ્રેમપૂર્વક બીજાની સહાયતા કરવી એજ સેવા–સમિતિનું કાર્ય હોય છે. તે જ ભાવ આ શબ્દોમાં છે. પોતાને કંઇ બક્ષિસ–ઇનામ મળે એવી ઇચ્છા ન રાખતાં જનતાની સેવા કેવળ પ્રેમથી કરવી, એ જ પરમેશ્વરની શ્રેષ્ઠ ભક્તિ છે. એવો ભાવ મનમાં ધારણ કરવો એ શ્રેષ્ઠ મનુષ્યનું લક્ષણ છે. એ ગુણોથી મનુષ્યો ઉપર મોટો પ્રભાવ પડે છે અને ઘણા લોકો અનુકૂળ બને છે. તે વિષે મંત્રમાં કહ્યું છે—

**संवननेन सर्वान् एकश्नुष्टीन् कृणोमि ।** (મં. ૭ )

" પ્રેમપૂર્વક સેવાથી બધાની સહાયના કરતો હું બધાને એક ધ્યેય નીચે કામ કરનારો બનાવું છું. " જે જનતાની નિઃસ્વાર્થી સેવા કરનારો છે, તે જ જનતાનો મહાન્ નેતા છે. સાચું રાષ્ટ્ર કાર્ય, સાચી જનસેવા કરવી એ માણસનું મોટું ભારે મહા કર્મ છે જે જેટલું અને જેમ કરશે તેટલો શ્રેષ્ઠ નેતા તે બનશે. નિઃસ્વાર્થ સેવાથી જનતાનો નેતા બની

શકાય છે. પરમેશ્વર બધાથી મોટો એ માટે જ છે કારણ કે તે બધાથી વધારે ગુપ્ત રહી અજ્ઞાત પ્રકારે જનતાની વધારામાં વધારે મદદ કરે છે, તે તેનો મહાન્ યજ્ઞ છે. તેથી જ તેનો વધારેમાં વધારે સન્માન-આદર–પૂજા વધારે આસ્તિક લોકો કરે છે. તે જ આદર્શ આપણી સામે સત્પુરુષો રાખે છે અને જનતાની સેવા કરતા જાય છે, તે કારણે જ તેઓ સન્માનના ભાગી બને છે.

### કર્મથી મનુષ્યત્વનો વિકાસ

વેદનો સિદ્ધાંત છે કે " क्रतुमयोऽयं पुरुषः " એટલે ' આ મનુષ્ય કર્મમય છે.' તેનું તાત્પર્ય એમ કે મનુષ્ય જેવું કર્મ કરે છે, તેવી તેની સ્થિતિ બની રહે છે. મનુષ્યની ઉન્નતિ તેના કર્મના આધીન છે. માટે પ્રશસ્તતમ કર્મ કરવું મનુષ્યને માટે જરૂરી છે. આ કર્મ એવું હોવું જોઇએ કે જેથી એકતા વધે અને પરસ્પર વિઘાત ન થાય. આ ઉપદેશ આ સૂક્તમાં " सव्रताः, संराधयन्तः, सधुराश्चरन्तः, सध्रीचीनान्, एकश्नुष्टीन् " વગેરે શબ્દો વડે પ્રાપ્ત થાય છે. વાચકોએ આ મહત્ત્વપૂર્ણ ઉપદેશ તરફ ખાસ ધ્યાન આપવું.

આ પ્રકારે આ સૂક્તે અત્યંત મહત્ત્વનો ઉપદેશ આપ્યો છે. વાચકો આ ઉપદેશનું જેટલું વધારે મનન કરશે તેટલો વધારે બોધ પ્રાપ્ત કરી શકશે.

---

## રાષ્ટ્રના પોષક

### કાંડ ૭, સૂક્ત ૧૦૯

( ऋषिः – बादरायणिः । देवता – अग्निः । )

इदमुग्राय बभ्रवे नमो यो अक्षेषु तनूवशी । घृतेन कलिं शिक्षामि स नो मृडातीदृशे ॥ १ ॥
घृतमप्सराभ्यो वह त्वमग्ने पांसूनक्षेभ्यः सिकता अपश्च ।
यथाभागं हव्यदातिं जुषाणा मदन्ति देवा उभयानि हव्या ॥ २ ॥
अप्सरसः सधमादं मदन्ति हविर्धानमन्तरा सूर्यं च ।
ता मे हस्तौ सं सृजन्तु घृतेन सपत्नं मे कितवं रन्धयन्तु ॥ ३ ॥

અર્થ — ( बभ्रवे उग्राय इदं नमः ) ભરણ પોષણ કરનારા ઉગ્ર વીરને આ નમસ્કાર હો. ( यः अक्षेषु तनूवशी ) જે ઇન્દ્રિયોના વિષયમાં પોતાના શરીરને કાબુમાં રાખનારો છે, ( सः नः ईदृशे मृडाति ) તે અમને એવી અવસ્થામાં પણ સુખ આપે છે. માટે હું ( घृतेन कलिं शिक्षामि ) સ્નેહ સાથે ઝગડાને– ઝગડો કરનારને– શિક્ષિત કરું છું. [ ૧ ]

હે અગ્ને ! ( त्वं अप्-सराभ्यः घृतं वह ) તું પાણીમાં સંચાર કરનારા માટે ઘી લઇ જા. ( अक्षेभ्यः पांसून् सिकताः अपः च ) આંખો માટે ધૂળ અને રેતીમાંથી ગાળેલું પાણી મેળવ. ( यथाभागं हव्यदातिं जुषाणाः देवाः ) યથાયોગ્ય પ્રમાણમાં હવ્યભાગનુ સેવન કરનારા દેવો ( उभयानि हव्या मदन्ति ) બંને પ્રકારના હવ્ય પદાર્થ પ્રાપ્ત કરી આનંદિત બને છે. [ ૨ ]

( सूर्यं च हविर्धानं अन्तरा ) સૂરજ અને હવિષ્પાત્રના મધ્યમાં જે ( सध-मादं ) સાથે વસવાનું સ્થાન છે તેમાં ( अप्सरासः मदन्ति ) અપ્સરાઓ આનંદિત થાય છે. ( ताः मे हस्तौ ) તે મારા હાથોને ( घृतेन संसृजन्तु ) ઘીથી યુક્ત કરે અને ( मे कितवं सपत्नं रन्धयन्तु ) મારા જુગાર રમનારા શત્રુઓનો નાશ કરે. [ ૩ ]

ભાવાર્થ — જેઓ રાષ્ટ્રનું ભરણપોષણ કરનારા છે તેમને હું પ્રણામ કરું છું. તેઓ ઇન્દ્રિયો અને શરીરને પોતાની કાબુમાં રાખનારાઓ છે. તેઓજ બધી પ્રજાઓને હમેશા સુખ આપે છે. અમારી અંદર જે આપસમાં કલહ હોય તેને હું સ્નેહથી શાંત કરું છું. (૧)

પાણીમાં સંચાર કરનારાઓને ઘી આપો. આંખો માટે રેતીથી ગાળેલું પાણી પ્રાપ્ત કરો. દેવતાઓને યથાયોગ્ય હવન સમર્પણ કરો, જેથી બધા આનંદિત થાય. ( ૨ )

સૂરજ અને હવિષ્યપાત્રના મધ્યમાં જે સ્થાન છે, તેમાં બધાનું રહેવાનું સ્થાન છે આ સ્થાનમાં અને ઘી પ્રાપ્ત થાય અને જુગારીનો નાશ થાય ( ૩ )

आदिनवं प्रतिदीव्ने घृतेनास्माँ अभि क्षर । वृक्षमिवाशन्या जहि यो अस्मान्प्रतिदीव्यति ॥ ४ ॥
यो नो द्युवे धनमिदं चकार यो अक्षाणां ग्लहनं शेषणं च ।
स नो देवो हविरिदं जुषाणो गन्धर्वेभिः सधमादं मदेम ॥ ५ ॥
संवसव इति वो नामधेयमुग्रंपश्या राष्ट्रभृतो ह्यक्षाः ।
तेभ्यो व इन्दवो हविषा विधेम वयं स्याम पतयो रयीणाम् ॥ ६ ॥
देवान्यन्नाथितो हुवे ब्रह्मचर्यं यदूषिम । अक्षान्यद्बभ्रूनालभे ते नो मृडन्त्वीदृशे ॥ ७ ॥

અર્થ— ( प्रतिदीव्ने आ-दिनवं ) પ્રતિપક્ષીની સાથે હું વિજયની ઇચ્છાથી લડું છુ ( घृतेन अस्मान् अभिक्षर ) ઘીથી અમને યુક્ત કર. ( यः अस्मान् प्रतिदीव्यति ) જે અમારી સાથે પ્રતિપક્ષી બનીને વ્યવહાર કરે છે, તેને ( अशन्या वृक्षं इव जहि ) વીજળીથી વૃક્ષ નાશ પામે છે તેમ નષ્ટ કર. [ ૪ ]

( यः नः द्युवे इदं धनं चकार ) જે અમને ક્રીડાદિ વ્યવહારના માટે આ ધન આપે છે, ( यः अक्षाणां ग्लहनं शेषणं च ) જે અક્ષોનું ગ્રહણ તેમજ વિશેષીકરણ કરે છે ( सः देव इदं नः हविः जुषाणः ) તે દેવ અમારા હવીનું સેવન કરે અને અમે ( गन्धर्वेभिः सधमादं मदेम ) ગંધર્વોની સાથે એક સ્થાનમાં આનંદ કરીશુ. [ ૫ ]

( सं-वसवः इति वः नामधेयं ) 'સમ્યક્ રીતે વસાવનારા ' આ અર્થનું આપનું નામ છે, આપ ( उग्रं-पश्याः ) ઉગ્ર દૃષ્ટિવાળા ( राष्ट्रभृतः ) રાષ્ટ્રનું ભરણપોષણ કરનારા અને ( अक्षाः ) રાષ્ટ્રના જાણે આંખજ છો. હે ( इन्दवः ) ઐશ્વર્યવાનો ! ( तेभ्यः वः हविषा विधेम ) એવા તમને અમે હવિ સમર્પણ કરીએ છીએ અને ( वयं रयीणां पतयः स्याम ) અમે ધનના સ્વામી બનીશું [ ૬ ]

( यत् नाथितः देवान् हुवे ) જે આશીર્વાદ પ્રાપ્ત કરનારો હું દેવોના માટે હવન કરું છુ તેમજ ( यत् ब्रह्मचर्यं ऊषिम ) જે અમે બ્રહ્મચર્ય વ્રતનું પાલન કર્યું છે, ( यत् बभ्रून् अक्षान् आलभे ) જે ભરણ કરનારા અક્ષોનો સ્વીકાર કરું છું, ( ते नः ईदृशे मृडन्तु ) તે અમને એવી અવસ્થામાં સુખી કરે. [ ૭ ]

ભાવાર્થ— પ્રતિપક્ષી ઉપર મને વિજય પ્રાપ્ત થાય અમને પુષ્કળ ઘી પ્રાપ્ત થાય. જે અમારો પ્રતિપક્ષી હોય તેનો નાશ થાય. ( ૪ )

જે અમને વ્યવહાર કરવા ધન આપે છે તેમની સાથે અમે આનંદપૂર્વક રહીશું ( ૫ )

રાષ્ટ્રનું ભરણપોષણ કરનારા વીર ઘણા ઉગ્ર સ્વરૂપના છે તેમને કારણે રાષ્ટ્રના લોકો પોતાના રાષ્ટ્રમા સુખેથી રહી શકે છે તેમને અમે ભોજન સત્કાર આપીએ છીએ અને તેમની વ્યવસ્થાથી અમે ધનના સ્વામી બનીશું ( ૬ )

હું હવન કરી દેવોનો આશીર્વાદ પ્રાપ્ત કરું છું તે માટે હું બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરું છુ. જેઓ રાષ્ટ્રનુ ભરણપોષણ કરનારાઓ છે તેમના પ્રયત્નો વડે અમને બધાને સુખ પ્રાપ્ત થાય છે. ( ૭ )

# રાષ્ટ્રના પોષક

આ સૂક્ત ઘણું દુર્બોધ છે. કેટલાક મંત્ર ભાગોનો ભાવ કંઈજ ધ્યાનમાં આવતો નથી. માટે તેની વધારે શોધ થવી જોઇએ. અત્યંત પ્રયત્ન કર્યો પણ આ સમય સુધી અમે એનો સંમતવાર અર્થ બેસાડી શકયા નથી, તો પણ આ સૂક્ત વિષે જે વિચાર અમારામાં આવ્યા તે અહીં આપ્યા છે, જે શોધ કરનારાઓને માર્ગદર્શક બનશે.

## રાષ્ટ્રભૃત

આમાં ' राष्ट्रभृत ' અથવા રાષ્ટ્રીય સ્વયંસેવક, રાષ્ટ્ર ભૃત્ય, રાષ્ટ્રનું ભરણપોષણ કરનારાઓનું વર્ણન છે. રાષ્ટ્રનું ( भृत ) ભરણપોષણ કરનારાને ' राष्ट्रभृत ' કહેવાય છે તેમનું નામ ' सं-वसवः ' ( सं-वसु ) છે, સારી રીતે બીજાઓનો વસવાટ થવા માટે જે પ્રયત્નો કરે છે તેમનું આ

નામ છે. જેઓ ( उग्रं पश्याः ) ઉગ્રરૂપના હોય છે, જેમનું સ્વરૂપ એટલે દેખાવ ઉગ્ર એટલે કે વીરત્વ યુક્ત હોય છે. તેમને ( अक्षाः ) અક્ષ પણ કહે છે, એટલે તેઓ રાષ્ટ્રની આંખો પણ હોય છે, જાણે તેમની આંખે રાષ્ટ્ર જુએ છે. ' અક્ષ ' નો બીજો અર્થ ગાડીના બને પૈડાના વચ્ચેનું આડું લાકડું એવો પણ થાય છે. જાણે આ રાષ્ટ્રભૃત્ય રાષ્ટ્રચક્રનો મધ્યદંડ છે. તેમના ઉપર જ રાષ્ટ્રનું ચક્ર ફરે છે. ' अक्ष ' શબ્દના બીજા અર્થો ' આત્મા, જ્ઞાન, નિયમ, આધાર સૂત્ર ' એવા છે. વાચકો વિચાર કરશે તો તેમને ખાત્રીથી જણાશે કે આ અર્થો પણ આ વિષયમાં લાગુ પડી શકે છે. ( મં. ૬ )

એમને લોકો ( तेभ्यः हविषा विधेम ) અન્ન વગેરે આપે, રાજ્યવ્યવસ્થા માટે કારભાર આપે અને તેમની સેવામા રહે. ( रयीणां पतय. स्याम ) અમે બધા પ્રજાજનો ધન ધાન્યના સ્વામી બનીશું પ્રજાએ રાજ્યની વ્યવસ્થા માટે કર આપવો અને રાષ્ટ્રસેવકોએ રાષ્ટ્રની એવી ઉત્તમ સેવા કરવી કે જે વ્યવસ્થાના કારણે રાષ્ટ્રના લોકો ધનધાન્ય સંપન્ન બને. ( મં ૬ )

જે ( उग्राय ) ઉગ્રવીર અને રાષ્ટ્રનું ( बभ्रु ) ભરણ-પોષણ કરનારા છે અથવા જેઓ ઘઉંવર્ણના અથવા પીળાશ રંગના છે. તેમને ( इदं नमः ) આ નમસ્કાર હો કારણકે અમને ( सः नः ईदृशे मृडाति ) એવી બિકર અવસ્થામાં પણ સુખ પ્રાપ્ત થાય છે. ( यः अक्षेषु तनूवशी ) જે આ રાષ્ટ્રના આધાર ભૂતવીરોમાં પોતાના શરીરને સ્વાધીન કરનારો છે તેજ વિશેષ પ્રભાવશાળી છે અને તેજ બધાથી વધારે સૌમ્ય છે. ( મં. ૧ )

## આપસમાંના ઝગડાઓ દૂર કરવાનો ઉપાય

આપસમાંના ઝગડાનું નામ ' कलि ' છે. આ કલિ સર્વ-સ્વી નાશ કરનારો છે. આપસના ઝગડાથી એકનું બીજાની સાથે સંઘર્ષણ થાય છે. આ ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન થાય છે. તે બંનેને બાળે છે. આ બંનેની વચ્ચે કંઇ તેલ અથવા ઘી નાંખવાથી સંઘર્ષણ ઓછું થશે. યંત્રમા બે પૈડાઓનું જ્યાં ઘર્ષણ થાય છે, ત્યાં બંને તપી જાય છે, ત્યાં તેલ નાંખવાથી તેમનું ઘર્ષણ ઓછું થાય છે અને તે ગરમ બનતા નથી. કલીને દૂર કરવાનો પણ ઉપાય છે. ( घृतेन कलिं शिक्षामि ) ઘી વડે આપસના ઝગડાઓ દૂર કરવાનો ઉપાય મળી રહે છે. યંત્રચક્રોનું સંઘર્ષણ જેમ ઘીથી ઓછું થાય છે તે પ્રકારે બે મનુષ્યો અથવા બે સમાજોના ઝગડા પણ પરસ્પર. સ્નેહના વર્તાવથી ઓછા થાય છે. માટે સ્નેહ ( તેલ અથવા ઘી ) સંઘર્ષણ ઓછું કરનારા છે. આ સ્નેહ વધારવાથી આપસના ઝગડા દૂર થઇ શકે છે. ( મં. ૧ )

આપસના ઝગડાઓ દૂર કરવા માટે આ અદ્વિતીય ઉપાય છે. આનાથી જેમ વૈયક્તિક લાભ થાય છે તેમ સામાજીક અને રાષ્ટ્રીય શાંતીનો પણ લાભ થઇ શકે છે.

બીજો મંત્ર સમજવા કઠણ છે. ( મં. ૨ ) ' अप्सरस् ' શબ્દનો એક અર્થ પ્રસિદ્ધ છે. તેનાથી જુદો બીજો અર્થ ( अप्-सरः ) પાણીમાં સંચાર કરનારા અથવા ' अपस् ' નામ ' कर्म ' નુ પણ છે. કર્મની સાથે જે સંચાર કરે છે તે ' अप्सरस् ' કહેવામાં આવશે. આ કર્મચારી ( सध-मादं मदन्ति ) એકજ સ્થાને રહેવાનું પસંત કરે છે. કર્મ-ચારીઓને માટે એકજ સુયોગ્ય સ્થાન હોય. એવું સ્થાન હોવાથી તેમને આનંદ થઇ શકે છે. તે બધાને ઘી ભરપૂર મળવું જોઇએ. અને તેજ પ્રમાણમાં બીજા ખાનપાનના પદાર્થો પણ મળવા જોઇએ એટલે કર્મચારીઓની વ્યવસ્થા ઉત્તમ રહેવી જોઇએ. બધાને કામ પણ મળે અને ખાવા-પીવાનું પણ મળતું રહે.

( मे सपत्नं कितवं रन्धयन्तु ) મારો શત્રુ જુગારીની જેમ નાશ પામે. એટલે મારો શત્રુ નાશ પામે તેમજ જુગારીનો પણ નાશ થાય. આપસમાં વેરભાવ, દુષ્મનાવટ જેવો પ્રકાર જુગારની રમત કરતા પણ ખરાબ છે. ( મં. ૩ )

( प्रति दिव्ने आदिनवं ) પ્રતિપક્ષી બંને યુદ્ધ કરવા કોઇ ઉભો થાય તો તેની સાથે યુદ્ધ કરવાની તૈયારી હું રાખું છું. એમ દરેક માણસ કહે. એવી તૈયારી હરકોઇએ રાખવી. એટલે પ્રત્યેક મનુષ્ય બળવાન બને જેથી તેને શત્રુથી બીવાનું કોઇ કારણ ન રહે. ( यः प्रतिदीव्यति जहि ) જે પ્રતિપક્ષી બની યુદ્ધ કરવા આવે તેનો નાશ કર. આ સર્વ સામાન્ય આજ્ઞા છે. શત્રુને દૂર કરવાની તૈયારી દરેકે કરવી જ જોઇએ. ( મં. ૪ )

( यः नः द्युवे धनं चकार ) જે અમને ક્રીડાદિ વ્યવહારો માટે ધન આપે છે તેને અમે પણ પ્રત્યુપકાર રૂપમાં કંઇક આપવું જોઇએ, આ મંત્રભાગમાં જે ' द्युवे, दीव्ने ' વગેરે શબ્દો આવે છે, તેમાં ' दिव् ' ધાતુ છે. આ ધાતુના અર્થ, ક્રીડા, વિજીગીષા, વ્યવહાર, દ્યુતિ, સ્તુતિ, મોદ, મદ, સ્વપ્ન, કાંતિ, ગતિ, પ્રકાશ, દાન વગેરે છે. બહુશઃ લોકો પહેલો એટલે ' ક્રીડા ' અર્થ લે છે, અને એવા શબ્દોનો અર્થ જુગાર એમ કરે છે. એવા લોકો વિજીગીષા, વ્યવહાર વગેરે

બીજા અર્થો તરફ ધ્યાન આપતા નથી. જો તે અર્થોનો સ્વીકાર આ મંત્રમાં કરવામાં આવે તો સુસંગત અર્થ બેસાડવામાં સારી એવી મદદ થાય. એમાં જેમ ક્રીડા અર્થ છે તેમ વિજય મેળવવો, વ્યવહાર કરવો વગેરે પણ અર્થો છે. તે અર્થ લેવાથી, 'यः न· धुवे धनं चकार ' આ મંત્ર ભાગનો અર્થ " જે અમારા વિજયના કાર્ય માટે અમને ધન આપે છે, જે અમારા જુદા જુદા વ્યવહારો માટે ધન આપે છે, " વગેરે અર્થ થઇ શકે છે અને તે અર્થ ઘણા બોધપ્રદ છે જે વ્યવહારના માટે અમને ધન આપે તેને પ્રત્યુપકારના માટે અમે પણ લાભનો કેટલોક ભાગ આપશું (મં. ૫)

અમે (ब्रह्मचर्यं ऊषिम) બ્રહ્મચર્યનું પાલન કરવું જોઇએ, વીર્યનો નાશ ન કરવો અને મોટા લોકો પાસેથી (नाथितः) આશીર્વાદ પ્રાપ્ત કરવા, જેથી અમારું કલ્યાણ થશે. (મં. ૬)

આ સૂક્ત ઘણું કઠણ છે તો પણ આ કેટલાક સૂચક વિચારો છે કે જે વડે આ સૂક્તની વધારે શોધખોળ થઇ શકે.



# બાહ્યશક્તિઓ જોડે અંતઃશક્તિઓનો સંબંધ

કાંડ ૬, સૂક્ત ૧૦

( ऋषिः - शंतातिः । देवता - नानादेवताः, अग्निः, वायुः, सूर्यः । )

पृ॒थि॒व्यै श्रोत्रा॑य॒ वन॒स्पति॑भ्यो॒ऽग्नये॒ऽधि॑पतये॒ स्वाहा॑ ॥ १ ॥
प्रा॒णाया॒न्तरि॑क्षाय॒ वयो॑भ्यो वा॒यवे॒ऽधि॑पतये॒ स्वाहा॑ ॥ २ ॥
दि॒वे चक्षु॑षे॒ नक्ष॑त्रेभ्यः॒ सूर्या॒याधि॑पतये॒ स्वाहा॑ ॥ ३ ॥

અર્થ— પૃથ્વી, (श्रोत्राय) કાન, વનસ્પતિ તેમજ પૃથ્વીના અધિપતિ અગ્નિના માટે (स्व-आह) પ્રશંસા કહેવાય છે. (૧) અન્તરિક્ષ, પ્રાણ (वयोभ्य) પંખીઓ તેમજ અંતરિક્ષના અધિપતિ વાયુના માટે અમારી સ્તુતિ હોય. (૨) દ્યુલોક, આંખ, નક્ષત્ર અને દ્યુલોકના અધિપતિ સૂરજની હું પ્રશંસા કરું છું. (૩)

આ સૂક્તમાં બાહ્યસૃષ્ટીની વ્યક્તિઓનો સંબંધ અંદરની શક્તિઓ જોડે બતાવ્યો છે—

| બાહ્યલોક | તેમાં પ્રાપ્ત પદાર્થ | લોકાધિપતિ | વ્યક્તિના શરીરમાં ઇન્દ્રિય |
|---|---|---|---|
| પૃથ્વી | વનસ્પતિ | અગ્નિ | કાન (શબ્દ ગ્રહણ) |
| અંતરિક્ષ | પંખી | વાયુ | પ્રાણ |
| દ્યુલોક | નક્ષત્ર | સૂરજ | આંખ |

આ પ્રકારે વ્યક્તિના ઇન્દ્રિયોનો બાહ્ય જગતના લોકો અને દેવોની સાથે સંબંધ છે. તે સંબંધ જાણી સૂરજના પ્રકાશથી આંખની, શુદ્ધ વાયુથી પ્રાણની અને અગ્નિથી શ્રવણશક્તિની તાકાત વધારવી. અહીં અગ્નિનો શ્રવણશક્તિ જોડે વર્ણવેલો સંબંધ શોધનો વિષય છે.



# रुद्र देव

## કાંડ ૧૧, સૂક્ત ૨

( ऋषिः– अथर्वा । देवता– भव-शर्व-रुद्र । )

भवाशर्वौ मृडतं माभि यातं भूतपती पशुपती नमो वाम् ।
प्रतिहितामायतां मा वि स्राष्टं मा नो हिंसिष्टं द्विपदो मा चतुष्पदः ॥ १ ॥
शुने क्रोष्ट्रे मा शरीराणि कर्तमलिक्लवेभ्यो गृध्रेभ्यो ये च कृष्णा अविष्यवः ।
मक्षिकास्ते पशुपते वयांसि ते विघसे मा विदन्त ॥ २ ॥
क्रन्दाय ते प्राणाय याश्च ते भव रोपयः । नमस्ते रुद्र कृण्मः सहस्राक्षायामर्त्य ॥ ३ ॥
पुरस्तात्ते नमः कृण्म उत्तरादधरादुत । अभीवर्गाद्दिवस्पर्यन्तरिक्षाय ते नमः ॥ ४ ॥
मुखाय ते पशुपते यानि चक्षूंषि ते भव । त्वचे रूपाय संदृशे प्रतीचीनाय ते नमः ॥ ५ ॥
अङ्गेभ्यस्त उदराय जिह्वाया आस्याय ते । दद्भ्यो गन्धाय ते नमः ॥ ६ ॥
अस्त्रा नीलशिखण्डेन सहस्राक्षेण वाजिना । रुद्रेणार्धकघातिना तेन मा समरामहि ॥ ७ ॥

---

અર્થ— હે ( भवाशर्वौ ) ભવ અને શર્વ ! હે ઉત્પાદક અને સંહારક ! તમે બંને ( मृडतं ) અમને બધાને સુખી કરો. ( मा अभियातं ) અમારા ઉપર હુમલો કરતા નહિ. તમે બંને ( भूतपती, पशुपती ) ભૂતોના અને પશુઓના પાલક છો. ( वां नमः ) તમને બંનેને નમસ્કાર હો ! ( प्रतिहितां आयतां मा वि स्राष्टं ) ધનુષ્ય ઉપર મુકેલા અને તાણેલા બાણને અમારા ઉપર છોડશો નહિ. ( नः द्विपदः चतुष्पदः मा हिंसिष्टं ) અમારા દ્વિપાદ અને ચતુષ્પાદ પ્રાણીઓની હિંસા કરશો નહિ [ ૧ ]

જે ( कृष्णाः अविष्यवः ) કાળા અને હિંસક કૃમિ છે તે ( शुने क्रोष्ट्रे ) કુતરા અને શિયાળો માટે તેમજ ( अलिक्लवेभ्यः गृध्रेभ्यः ) ક્રૂર શબ્દ કરનારા ગીધોના માટે ( शरीराणि मा कर्तं ) શરીરોને કાપતા નહિ. હે ( पशुपते ) પશુઓના પાલક ! ( ते मक्षिकाः ते वयांसि ) તારી માખીઓ અને કાગડા ( विघसे मा विदन्त ) ખાવા માટે તે કપાએલા શરીરો ન પ્રાપ્ત કરે એટલે આપ અમારા શરીરનો આ મુજબ નાશ ન કરો. [ ૨ ]

હે ( भव ) બધાને ઉત્પન્ન કરનાર ! ( ते क्रन्दाय प्राणाय ) તારા શબ્દરૂપી પ્રાણના માટે નમસ્કાર હો. ( ते याः रोपयः ) તારા જે શકિતભાવ છે, હે ( अमर्त्य रुद्र ) અમર રુદ્રદેવ ! ( सहस्राक्षाय ते नमः कृण्मः ) હજાર આંખવાળા તને દેવને અમે નમસ્કાર કરીએ છીએ. [ ૩ ]

( ते पुरस्तात् उत्तरात् उत अधरात् नमः कृण्मः ) તને આગળથી, ઉપરથી અને નીચેથી નમસ્કાર કરીએ છીએ. ( अभीवर्गात् दिवः परि अन्तरिक्षाय ते नमः ) બધા તરફથી દ્યુલોક અને અંતરિક્ષલોકરૂપી તારા રૂપને માટે નમસ્કાર કરીએ છીએ. [ ૪ ]

હે પશુપતે ! હે ભવ ! ( ते मुखाय नमः ) તારા મુખને માટે નમસ્કાર હો ! ( यानि ते चक्षूंषि , જે તારી આંખો છે તેમને નમસ્કાર હો ! તારા ( त्वचे रूपाय संदृशे प्रतीचीनाय नमः ) ત્વચારૂપ દર્શન અને પીઠના માટે નમસ્કાર હો. [ ૫ ]

( ते अंगेभ्यः उदराय जिह्वायै आस्याय ) તારા અંગો, ઉદર, જીભ્હા અને મુખના માટે નમસ્કાર હો. ( ते दद्भ्यः गंधाय नमः ) તારા દાંતો અને ગંધ માટે નમસ્કાર હો. [ ૬ ]

( नीलशिखण्डेन वाजिना अस्त्रा ) વાદળી શીખાવાળા બળવાન્ અસ્ત્ર વડે ( सहस्राक्षेण अर्धकघातिना रुद्रेण ) હજારો આંખોવાળા બધાના વિનાશક રૂદ્રથી ( मा समरामहि ) અમે કદિ વિરૂદ્ધ ન રહીએ. [ ૭ ]

स नो भवः परि वृणक्तु विश्वत आप इवाग्निः परि वृणक्तु नो भवः ।
मा नोऽभि मांस्त नमो अस्त्वस्मै ॥ ८ ॥
चतुर्नमो अष्टकृत्वो भवाय दश कृत्वः पशुपते नमस्ते ।
तवेमे पञ्च पशवो विभक्ता गावो अश्वाः पुरुषा अजावयः ॥ ९ ॥
तव चतस्रः प्रदिशस्तव द्यौस्तव पृथिवी तवेदमुग्रोर्वं१न्तरिक्षम् ।
तवेदं सर्वमात्मन्वद्यत्प्राणत्पृथिवीमनु ॥ १० ॥
स कोशो वसुधानस्तवायं यस्मिन्निमा विश्वा भुवनान्यन्तः ।
नो मृड पशुपते नमस्ते परः क्रोष्टारो अभिभाः श्वानः परो यन्त्वघरुदो विकेश्यः ॥ ११ ॥
धनुर्बिभर्षि हरितं हिरण्ययं सहस्रघ्नि शतवधं शिखण्डिनम् ।
रुद्रस्येषुश्चरति देवहेतिस्तस्यै नमो यतमस्यां दिशी३तः ॥ १२ ॥
यो३भियातो निलयते त्वां रुद्र निचिकीर्षति । पश्चादनुप्रयुंक्षे तं विद्धस्य पदनीरिव ॥ १३ ॥
भवारुद्रौ सयुजा संविदानावुभावुग्रौ चरतो वीर्याय । ताभ्यां नमो यतमस्यां दिशी३तः ॥ १४ ॥

---

**અર્થ—** ( सः भवः विश्वतः नः परिवृणक्तु ) તે ઉત્પત્તિ કરનારો બધી બાજુથી અમને સુરક્ષિત રાખે ( आपः इव अग्निः ) પાણી જેમ અગ્નિને ઘેરી લે છે તેમજ ( भवः नः परि वृणक्तु ) ઉત્પત્તિકર્તા અમને ઘેરી લે. ( नः मा अभि मांस्त ) અમને નષ્ટ ન કરે. ( असै नमः अस्तु ) એને નમસ્કાર હો. [ ૮ ]

હે પશુપતે! ( भवाय चतुः अष्टकृत्वः नमः ) ઉત્પત્તિ કરનારા દેવને ચાર અને આઠ વાર નમસ્કાર હો. ( ते दशकृत्वः नमः ) તારા માટે દસવાર નમસ્કાર હો. ( इमे पंच पशवः तव विभक्ताः ) આ પાંચ પશુ તારા માટે રાખ્યા છે. ( गावः ) ગાયો, ( अश्वाः ) ઘોડાઓ, ( पुरुषाः ) પુરુષો, ( अजावयः ) બકરીઓ અને ઘેટાંઓ પણ છે. [૯]

( तव चतस्रः प्रदिशः ) તારી આ ચારે દિશાઓ છે ( तव द्यौः तव पृथिवी ) તારો દ્યુ અને પૃથ્વીલોક છે, ( तव इदं उग्र उरु अंतरिक्षं ) તારું આ મોટું તેજસ્વી અંતરિક્ષ છે, ( इदं सर्वं आत्मन्वत् तव ) તારું જ આ બધું ચેતનાવાળું છે ( यत् पृथिवीं अनु प्राणत् ) જે પૃથ્વી ઉપર જીવ ધારણ કરે છે તે બધું તારું જ છે. [ ૧૦ ]

( यस्मिन् इमा विश्वा भुवनानि अन्तः ) જેમાં આ બધા જીવનો છે, તે ( वसुधानः अयं उरुः कोशः ) વસુઓનો નિવાસસ્થાન રૂપ આ વિશ્વરૂપી મોટો કોશ ( तव ) તારોજ છે. હે ( पशुपते ) પશુપાલક! ( सः मृड ते नमः ) તેવો તું અમને સુખ આપ, તારા માટે નમસ્કાર હો! ( क्रोष्टारः अभिभाः श्वानः परः ) શીઆળ, વરુ, કુતરાઓ બધા દૂર થાવ. ( अघरुद्रः विकेश्यः ) ખરાબ અવાજે રડનારી અને વાળો છુટા છોડી ચીસો પાડનારી સ્ત્રીઓ પણ દૂર થાય એટલે કે એવા શોક પ્રસંગો અમારી પાસે ન આવે, [ ૧૧ ]

હે ( शिखंडिन् ) કલગી ધારણ કરનાર! તું ( सहस्रघ्नि शतवधं हिरण्ययं हरितं धनुः बिभर्षि ) હજારોનું નાશ કરનારું. સેંકડોનો વધ કરનારું, સોનાનું ધનુષ્ય તું ધારણ કરે છે. ( रुद्रस्य इषुः देवहेतिः चरति ) રુદ્રના બાણ દેવોના શસ્ત્રો વિચરે છે, તે ( इत यतमस्यां दिशि ) જે દિશામાં હોય ( तस्यै नमः ) તેને નમસ્કાર હો! [ ૧૨ ]

હે રુદ્ર! ( यः अभियातः निलयते ) જે હુમલો થતાં જ સંતાઈ જાય છે અને ( त्वां नि चिकीर्षति ) તને નીચે કરવા ચાહે છે ( विद्धस्य पदनीः इव ) ઘાયલના ડગલા ભરવા જેમ ( तं पश्चात् अनु प्रयुंक्षे ) તેના પાછળથી તું તેનો બદલો લે છે. [ ૧૩ ]

( भवारुद्रौ सयुजौ संविदानौ ) ઉત્પત્તિ કરનારા અને સંહાર કરનારા દેવો મળીને રહેનારા જ્ઞાની છે. ( उभौ उग्रौ वीर्याय चरतः ) તે બંને તેજસ્વી પરાક્રમના માટે વિચરે છે. ( इतः यतमस्यां दिशि ) તે અહીંથી જે દિશામાં હો ત્યાં ( ताभ्यां नमः ) તેમને નમસ્કાર હો. [ ૧૪ ]

नमस्तेऽस्त्वायते नमो अस्तु परायते । नमस्ते रुद्र तिष्ठत आसीनायोत ते नमः ॥ १५ ॥
नमः सायं नमः प्रातर्नमो रात्र्या नमो दिवा । भवाय च शर्वाय चोभाभ्यामकरं नमः ॥ १६ ॥
सहस्राक्षमतिपश्यं पुरस्ताद्रुद्रमस्यन्तं बहुधा विपश्चितम् । मोपाराम जिह्वयेयमानम् ॥ १७ ॥
श्यावाश्वं कृष्णमसितं मृणन्तं भीमं रथं केशिनः पादयन्तम् । पूर्वे प्रतीमो नमो अस्त्वस्मै ॥ १८ ॥
मा नोऽभि स्रा मत्यं देवहेतिं मा नः क्रुधः पशुपते नमस्ते ।
अन्यत्रास्मद्दिव्यां शाखां वि धूनु ॥ १९ ॥
मा नो हिंसीरधि नो ब्रूहि परि णो वृङ्ग्धि मा क्रुधः । मा त्वया समरामहि ॥ २० ॥
मा नो गोषु पुरुषेषु मा गृधो नो अजाविषु । अन्यत्रोग्र वि वर्तय पियारूणां प्रजां जहि ॥ २१ ॥
यस्य तक्मा कासिका हेतिरेकमश्वस्येव वृषणः क्रन्द एति ।
अभिपूर्वं निर्णयते नमो अस्त्वस्मै ॥ २२ ॥
योऽन्तरिक्षे तिष्ठति विष्टभितोऽयज्वनः प्रमृणन्देवपीयून् । तस्मै नमो दशभिः शक्वरीभिः ॥ २३ ॥

---

अर्थ— હે રુદ્ર ( **आयत परायते तिष्ठते आसीनाय** ) આવનારા, જનારા, રહેનારા અને બેસનારા ( **ते नमः** ) એવા તને નમસ્કાર હો. [ ૧૫ ]

( **सायं प्रातः रात्र्याः दिवा नमः** ) સાંજે, સવારે, રાત્રે અને દિવસના સમયમાં તને નમસ્કાર હો ! ( **भवाय-शर्वाय च उभाभ्यां नमः अकरं** ) ભવ અને શર્વ આ બંનેને નમસ્કાર કરું છું. [ ૧૬ ]

( **सहस्राक्षं विपश्चितं बहुधा अस्यन्तं रुद्रं** ) હજાર આંખોવાળો જ્ઞાની, ઘણા પ્રકારથી અસ્ત્ર ફેંકનારા રુદ્રને ( **पुरस्तात् अति पश्यं** ) આગળ જોઉં છું. ( **ईयमानं जिह्वया मा उपाराम** ) તે ગતિમાનને અમે અમારી જીભ વડે ધર્ષિત ન કરીએ. [ ૧૭ ]

( **श्यावाश्वं असितं कृष्णं मृणन्तं** ) અશ્વયુક્ત, આકર્ષક, બંધનરહિત, સુખદાયક, ( **भीमं केशिनः रथं पादयन्तं** ) કિરણોવાળાના મોટા ભારી રથને પણ પરાજીત કરનારા ( **पूर्वं प्रतीमः** ) પ્રથમ પ્રાપ્ત કરીએ છીએ અને ( **अस्मै नमः अस्तु** ) એને નમસ્કાર હો. [ ૧૮ ]

હે પશુપતે ! ( **मत्यं देवहेतिं नः मा अभिस्राः** ) જાણી જોઇને ફેંકેલું દેવોનું શસ્ત્ર અમારી પાસે ન આવે. ( **नः मा क्रुधः ते नमः** ) અમારા ઉપર ક્રોધ કરનો નહિ. તારા માટે નમસ્કાર હો ! ( **अस्मत् अन्यत्र दिव्यां शाखां विधूनु** ) દિવ્ય શાખાને અમારાથી દૂર ફેંક. [ ૧૯ ]

( **नः मा हिंसीः** ) અમારી હિંસા ન કર, ( **नः अधि ब्रूहि** ) અમને ઉપદેશ કર, ( **नः परि वृंग्धि** ) અમારું રક્ષણ કર, ( **मा क्रुधः** ) ક્રોધ ન કર ( **त्वया मा समरामहि** ) તારા સાથે અમે વિરોધ ન કરીએ. [ ૨૦ ]

હે ( **उग्र** ) ઉગ્રવીર ! ( **न गोषु पुरुषेषु अजाविषु मा गृधः** ) અમારી ગાયો, મનુષ્ય, ઘેટાં, બકરીઓના વિષે લાલચ-લોભ કરતો નહિ. ( **अन्यत्र विवर्तय** ) ભયને બીજા સ્થાને લઇ જા. ( **पियारूणां प्रजां जहि** ) હિંસકોના પ્રજાનો નાશ કર. [ ૨૧ ]

( **यस्य तक्मा कासिका हेतिः** ) જેના શસ્ત્રો, ક્ષય, જ્વર અને ઉધરસ છે. ( **वृषणः अश्वस्य क्रन्दः इव एकं एति** ) બળવાન્ હણુ હણનારા ઘોડાના અવાજના સમાન ખરેખર એક પુરુષ ઉપર જેનું શસ્ત્ર જાય છે. ( **अभि पूर्वं निर्णयते** ) જે પહેલાં જ નિશ્ચય કરે છે ( **अस्मै नमः अस्तु** ) એને માટે નમસ્કાર હો. [ ૨૨ ]

( **यः अंतरिक्षे विष्टभितः तिष्ठति** ) જે અન્તરિક્ષમાં સ્થિર રહે છે અને ( **अयज्वनः देवपीयून् प्रमृणन्** ) યજ્ઞ ન કરનારા દેવોના દ્વેષકોનો નાશ કરે છે. ( **तस्मै दशभिः शक्वरीभिः नमः** ) તેને દસ શક્તિઓથી અમારો નમસ્કાર હો. [ ૨૩ ]

तुभ्यमारण्याः पशवो मृगा वने हिता हंसाः सुपर्णाः शकुना वयांसि ।
तव यक्षं पशुपते अप्स्वन्तस्तुभ्यं क्षरन्ति दिव्या आपो वृधे ॥ २४ ॥
शिंशुमारा अजगराः पुरीकया जषा मत्स्या रजसा येभ्यो अस्यसि ।
न ते दूरं न परिष्ठास्ति ते भव सद्यः सर्वान्परि पश्यसि भूमिं पूर्वस्माद्धंस्युत्तरस्मिन्त्समुद्रे ॥ २५ ॥
मा नो रुद्र तक्मना मा विषेण मा नः सं स्रा दिव्येनाग्निना ।
अन्यत्रास्मद्विद्युतं पातयैताम् ॥ २६ ॥
भवो दिवो भव ईशे पृथिव्या भव आ पप्र उर्वन्तरिक्षम् ।
तस्मै नमो यतमस्यां दिशीऽतः ॥ २७ ॥
भव राजन्यजमानाय मृड पशूनां हि पशुपतिर्बभूथ ।
यः श्रद्दधाति सन्ति देवा इति चतुष्पदे द्विपदेऽस्य मृड ॥ २८ ॥
मा नो महान्तमुत मा नो अर्भकं मा नो वहन्तमुत मा नो वक्ष्यतः ।
मा नो हिंसीः पितरं मातरं च स्वां तन्वं रुद्र मा रीरिषो नः ॥ २९ ॥

---

અર્થ— ( आरण्या पशवः वने हिताः मृगाः ) જંગલમાં ઉત્પન્ન થઇ જંગલમાં જ રહેનારા હરણો વગેરે જાનવરો તેમજ ( हंसाः सुपर्णाः शकुना वयांसि तुभ्यं ) હંસ, ગરૂડ, શકુનિ અને બીજા પક્ષીઓ એ બધા તારા જ છે. હે પશુપતે! ( तव यक्षं अप्सु अन्तः ) તારો પુજ્ય આત્મા પાણીની અંદર છે ( तुभ्य दिव्य. आपः वृधे क्षरन्ति ) તારા માટે દિવ્ય પાણી તને વધારો આપવા પડે છે. [ २४ ]

( शिंशुमाराः अजगराः पुरीकयाः ) સુસર, અજગર, કાચબાઓ, ( जषा. मत्स्या रजसा येभ्यः अस्यसि ) માછલીઓ અને પાણીમાં રહેતાં ભયંકર પ્રાણીઓ જેઓ ઉપર તું પોતાનું શસ્ત્ર ફેંકે છે, તેઓમાંથી ( न ते दूरं, न ते परिष्ठाः ) દૂર કોઇ નથી, તેમજ તારાથી કોઇ જુદા સ્થાન ઉપર નથી, તું તો ( सर्वान् सद्यः परिपश्यसि ) બધાને એકજ સમયે જોઇ શકે છે અને ( पूर्वस्मात् उत्तरस्मिन् समुद्रे भूमिं हंसि ) પૂર્વથી ઉત્તર સમુદ્ર સુધી વ્યાપનારા બધી ભૂમિ ઉપર આઘાત કરે છે. [ २५ ]

હે રુદ્ર! ( तक्मना नः मा संस्रा ) જ્વરથી અમને પીડા ન થાય. ( विषेण मा ) ઝેરથી પણ ન હો ( दिव्येन अग्निना मा ) દિવ્ય અગ્નિથી કષ્ટ ન હો. ( अस्मात् अन्यत्र एतां विद्युत पातय ) અમારાથી જુદા સ્થાન ઉપર આ વિજળીઓને પાડો. [ २६ ]

( भवः दिवः ईशे ) ભવ દ્યુલોકનો ઇશ્વર છે. ( भवः पृथिव्याः ) ભવ પૃથ્વીનો સ્વામી છે. ( भवः अन्तरिक्षं आपप्रे ) ભવ મોટા એવા અંતરિક્ષમાં વ્યાપેલો છે. તે ( इतः य नमस्यां दिशि तस्मै नमः ) અહીંથી જે દિશામાં હશે ત્યાં અમારો નમસ્કાર એને મળે. [ २७ ]

હે ( राजन् भव ) ઉત્પાદક દેવરાજ! ( यजमानाय मृड ) યજમાનને સુખી કર ( पशूनां पशुपतिः हि बभूव ) તું પશુઓનો સ્વામી થયો ( यः श्रद् दधाति ) જે શ્રદ્ધા રાખે છે, ( देवाः सन्ति इति ) દેવતાઓ એમ માને છે, ( अस्य द्विपदे चतुष्पदे मृड ) તેના બેપગુ અને ચારપગુઓને સુખી કર [ २८ ]

( नः महान्तं मा हिंसीः ) અમારા વડિલોની હિંસા કરનો નહિ. ( नः अर्भकं मा ) અમારા બાળકોની હિંસા કરતો નહિ. ( नः वहन्तं मा ) અમારા પૈકી સમર્થ પુરુષોની હિંસા કરીશ નહિ. ( नः वक्ष्यतः मा ) અમારામાંથી બળવાન થનારાઓની હિંસા ન કર. ( नः पितरं मातरं च मा हिंसीः ) અમારા માતા પિતાની હિંસા ન કર. હે રુદ્ર! ( नः स्वां तन्वं मा रीरिषः ) અમારા શરીરોને દુઃખી ન કર. [ २९ ]

रुद्रस्यैलबकारेभ्योऽसंसूक्तगिलेभ्यः । इदं महास्येभ्यः श्वभ्यो अकरं नमः ॥ ३० ॥
नमस्ते घोषिणीभ्यो नमस्ते केशिनीभ्यः । नमो नमस्कृताभ्यो नमः संभुञ्जतीभ्यः ॥
नमस्ते देव सेनाभ्यः स्वस्ति नो अभयं च नः ॥ ३१ ॥

**અર્થ—** ( **रुद्रस्य ऐलबकारेभ्यः असंसूक्तगिलेभ्यः** ) રુદ્રના ભયાનક શબ્દ કરનારા, અસ્પષ્ટ શબ્દ કરનારા ( **महास्येभ्यः श्वभ्यः** ) મોટા મોઢાવાળા કુતરાઓને ( **इदं नमः अकरं** ) આ નમસ્કાર કરૂં છું. [ ૩૦ ]

હે દેવ ! ( **ते घोषिणीभ्यः केशिनीभ्यः** ) તારો મોટો શબ્દઘોષ કરનારી વાળ રાખનારી ( **नमस्कृताभ्यः संभुञ्जतीभ्यः** ) નમસ્કારોથી સત્કૃત અને ઉત્તમ અન્ન ભોગ કરનારી ( **ते सेनाभ्यः नमः** ) તારી સેનાઓને નમસ્કાર હો, ( **नः स्वस्ति अभयं च** ) અમારૂં કલ્યાણ થાય અને અમને નિર્ભયતા પ્રાપ્ત થાવ. [ ૩૧ ]

---

# રુદ્રદેવ

### ભવ અને સર્વ સૂક્તનો આશય

આ સૂક્ત ભવ અને શર્વ દેવતાના વર્ણનપર છે. કોઇએ એમ સમજવાની જરૂર નથી કે ભવ અને શર્વ એ દેવતાઓ બે જુદી છે. ' **भवाशर्वौ** ' એવો દ્વિવચની શબ્દ પ્રયોગ છે પણ તે એકજ દેવતાના બે ગુણો બતાવે છે. બધા વિશ્વને વ્યાપનારી એકજ દેવતા છે, તે સૃષ્ટિ ઉત્પન્ન કરે છે તેનું નામ છે ' **भव** ' અને તેજ દેવતા બધા વિશ્વનો સંહાર કરે છે તે માટે તેજ દેવતાનું નામ ' **शर्व** ' છે.

પુરાણોમાં પણ ભવ અને શર્વ આ બંને નામ એકજ રુદ્ર દેવના છે. એજ વાત આ વેદના સૂક્તમાં તેમજ બીજે પણ કહી છે. એટલે જ્યાં જ્યાં ભવ અને શર્વ એવા નામ આવે છે ત્યાં એમ સમજવું જ યોગ્ય છે. આ સૂક્તમાં રુદ્ર, ભવ, શર્વ, પશુપતિ વગેરે શબ્દો આવ્યા છે, જે તે એકજ પરમેશ્વરના વાચક છે.

પહેલા મંત્રમાં આ દેવતાના બે ગુણોનું સ્મરણ કર્યું છે. અહીં એવી સૂચના મળે છે કે જો બે ગુણોના કારણે બે દેવતા માનવામાં આવે તો અનેક ગુણોના કારણે ઇશ્વરને અનેક દેવતા માનવાનો સંભવ છે. વૈદિક ધર્મમાં અનેક દેવતાઓની કલ્પના આ પ્રકારે એકજ પરમાત્મા ઉપર અધિષ્ઠિત છે. એક ઇશ્વરના અનેક ગુણોની અનેક દેવતાઓ માનવામાં આવી છે,

ઇશ્વરના મારક ગુણોને અહીં શર્વ કહ્યુ છે. આ દેવતા પોતાનું સ્મરણ, હિંસા અથવા વિનાશક કાર્ય જે સાધનો વડે કરે છે તેમની ગણત્રી આ સૂક્તના અનેક મંત્રોમાં કરેલી છે. કુતરા, વરૂ, શિયાળ, માખીઓ, કાગડા, અસ્ત્ર, શસ્ત્ર, ધનુષ્ય, બાણ, વીજળી, અગ્નિ, જ્વર, ક્ષય આ મારક સાધનો છે. માખીઓને રુદ્રના મારક સાધનોમાં મુકી છે આ વાત ખાસ ધ્યાનમાં રાખવી. માખીઓના કારણે અનેક રોગ પ્રસરે છે અને પ્રાણીઓનો સંહાર થાય છે. એટલે રોગોથી બચવા માટે ચારે તરફ સ્વચ્છતા કરવી જોઇએ જેથી માખીઓ થશે નહિ અને માણસ રોગોથી બચશે. આજ પ્રકારે બીજા મારણ સાધનો વિષે જાણવું જોઇએ. ( મં. ૨ જુઓ. )

પછી મંત્ર ૭ સુધી રુદ્રના અંગ પ્રત્યંગોને નમસ્કાર કર્યા છે. આ એક મૃત્યુ દેવતાના ઉપાસનાનો પ્રકાર છે. સાતમા મંત્રમાં રુદ્ર જોડે વિરોધ ન હો એવી ઇચ્છા પ્રગટ કરેલી છે. એવોજ ભાવ પછીના કેટલાક મંત્રોમાં છે. ( **मा समरामहि** ) આ શબ્દો પછીના કેટલાક મંત્રોમાં વારંવાર આવેલા છે.

નવમા મંત્રમાં અનેકવાર રુદ્રના માટે નમસ્કાર કર્યો છે. દસમા મંત્રમાં કહ્યું છે કે આ રુદ્ર દેવતાના આધીન સંપૂર્ણ વિશ્વ છે. આ કથનથી વિશ્વનું નિયમ કરનારો દેવજ મારક ભાવથી રુદ્રના નામે અહીં વર્ણવ્યો છે એ વાત સ્પષ્ટ થાય છે. કારણ કે બધા વિશ્વનો નિયમન કરનાર દેવ એકજ છે.

ચૌદમા મંત્રમાં ભવ અને શર્વ આ બે નામ ફરી આવ્યાં છે. આ દ્વિવચન જોવાથી આ બે દેવો જુદા છે એમ કેટલાક લોકોને શંકા થઇ શકે છે પણ આ બે દેવો ગુણના કારણે ભિન્ન પણ સ્વરૂપથી એકજ છે તેનું સ્પષ્ટીકરણ પહેલાં જ

કર્યું છે. પછી ૧૯ મા મંત્રમા રૂદ્ર દેવને નમન કર્યું છે. ત્યાર પછીના ત્રણુ મંત્રોમાં મરણને દૂર કરવાની પ્રાર્થના છે.

૨૩ મા મંત્રમાં રૂદ્રદેવ આ અંતરિક્ષમાં વ્યાપી રહ્યો છે એવું કહી દેર વિરોધીઓનો નાશ કરે છે એમ પણુ કહ્યું છે. આ સર્વવ્યાપક દેવનું જ વર્ણુન છે એમાં કંઇ શંકા નથી. પછીના બે મંત્રોમાં બધા પ્રાણીઓ તે એકજ દેવના આધારે રહે છે, તે દેવ બધાને સમદષ્ટિથી જુએ છે અને વિઘાતક શત્રુને નાશ કરે છે વગેરે વર્ણુન જોવા જેવું છે.

સત્તાવીસમાં મંત્રમાં આ દેવ સંપૂર્ણું સ્થિરચર દુનિયાનો ઇશ છે એમ ૨૫૯ શબ્દોમાં કહ્યું છે. આ મંત્ર વાંચતાં જ, સંપૂર્ણ દુનિયાનો એકજ પ્રભુ છે એ વિષે કોઇ શંકા રહેતી નથી. પછીના મંત્રમાં આ દેવ ( भव ) વિશ્વનો રાજા છે એમ કહ્યું છે. તેશિવાય ( देवाः सन्ति ) દેવી શક્તિઓ આ દુનિઆમાં કાર્ય કરી રહી છે એવી જે ( यः श्रद्धाति ) શ્રદ્ધા રાખે છે તે અહીં સુખી થાય છે. આ કથન વિશેષ મહત્ત્વનું છે. આ દુનિયાનો પ્રભુ એકજ છે અને તેની અનંત શક્તિઓ આ વિશ્વમાં કાર્ય કરી રહી છે. જો આ કલ્પના વાચકોને ઠીક રીતે થઇ જશે તો તે મનુષ્યો મટી દિવ્ય બની જશે તેમાં કંઇ જ શંકા નથી.

પછીના મંત્રોમાં સર્વ સાધારણુ નિર્ભયતાની પ્રાર્થના છે. આ પ્રકારે આ સૂક્તનો આશય છે.

# યજ્ઞ

## કાંડ ૭, સૂક્ત ૯૭

( ऋषिः- अथर्वा । देवता- इन्द्राग्नी । )

यदुद्य त्वां प्रयति युज्ञे अस्मिन्होतश्चिकित्वुन्नवृणीमहीह ।
ध्रुवमयो ध्रुवमुता शंविष्ठ प्रविद्वान्यज्ञमुपं याहि सोमम् ॥ १ ॥
समिन्द्र नो मनसा नेष गोभिः सं सूरिभिर्हरिवुन्त्सं स्वस्त्या ।
सं ब्रह्मणा देवहितं यदस्ति सं देवानां सुमतौ यज्ञियानाम् । ॥ २ ॥

અર્થ— હે ( चिकित्वन् होतः ) જ્ઞાની હવનકર્તા! ( यत् अद्य इह ) જે આજ અહીં ( अस्मिन् प्रयति यज्ञे ) આ પ્રયત્નપૂર્વક કરવા યોગ્ય એવા યજ્ઞમાં અમે ( त्वा अवृणीमहि ) તને સ્વીકારીએ છે. હે ( शविष्ठ ) બળવાન્! તું ( ध्रुवं अयः ) સ્થિરતાથી આવ ( उतं ध्रुवं यज्ञं प्र विद्वान् ) અને સ્થિર યજ્ઞને જાણુનારો તું ( सोमं उप याहि ) સોમની પાસે જાઓ. [ ૧ ]

હે ( हरिवन् इन्द्र ) કિરણુયુક્ત તેજસ્વી પ્રભો! ( नः मनसा गोभिः सं ) અમને મનથી ગાયોથી યુક્ત કર, ( सूरिभिः सं ) વિદ્વાનોથી યુક્ત કર, ( स्वस्त्या सं ) કલ્યાણુથી યુક્ત કર અને ( नेष ) લઇ જા. ( यत् देवहित अस्ति ) જે દેવોને હિતકારી છે તે ( ब्रह्मणा सं ) જ્ઞાનથી યુક્ત કર તેમજ ( यज्ञियानां देवानां सुमतौ सं ) પૂજનીય દેવોની ઉત્તમ મતીમાં અમને લઇ જા. [ ૨ ]

ભાવાર્થ— હે જ્ઞાની હોતાગણુ! તમારું વરણુ આ યજ્ઞમાં મેં કર્યું છે, આ યજ્ઞ ઉત્તમ વિધિપૂર્વક કરો. સ્થિર ચિત્તથી રહો અને શાંતિથી યજ્ઞ સમાપ્ત કરો. ( ૧ )

હે દેવ! અમને ગાયો આપો, જ્ઞાનીઓની સંગતિ આપો, અમારું બધા પ્રકારે હિત કરો, જે હિતકારક જ્ઞાન છે તેમને આપો. બધા સજ્જનોનું મન મારા વિષે ઉત્તમ બને. ( ૨ )

यानावह उशतो देव देवांस्तान्प्रेरय स्वे अग्ने सधस्थे ।
जक्षिवांसः पपिवांसो मधून्यस्मै धत्त वसवो वसूनि ॥ ३ ॥
सुगा वो देवाः सदना अकर्म य आजग्म सवने मा जुषाणाः ।
वहमाना भरमाणाः स्वा वसूनि वसुं घर्मं दिवमा रोहतानु ॥ ४ ॥
यज्ञ यज्ञं गच्छ यज्ञपतिं गच्छ । स्वां योनिं गच्छ स्वाहा ॥ ५ ॥
एष ते यज्ञो यज्ञपते सहसूक्तवाकः । सुवीर्यः स्वाहा ॥ ६ ॥
वषड्ढुतेभ्यो वषडहुतेभ्यः । देवा गातुविदो गातुं वित्वा गातुमित ॥ ७ ॥
मनसस्पत इमं नो दिवि देवेषु यज्ञम् ।
स्वाहा दिवि स्वाहा पृथिव्यां स्वाहान्तरिक्षे स्वाहा वाते धां स्वाहा ॥ ८ ॥

---

અર્થ— હે દેવ અગ્ને! ( यान् उशतः देवान् ) જે અભિલાષા કરનારા દેવોને ( आ अवहः ) અહીં લઈ આવ્યો હતો ( तान् स्वे सधस्थे प्रेरय ) તેમના પોતાના સંઘસ્થાનમાં પ્રેરિત કર. હે ( वसवः ) વસુદેવો ! ( जक्षिवांसः ) અન્ન ખાતાં અને ( मधूनि पपिवांसः ) મધુરરસ પીતા અમારા માટે ( वसूनि धत्त ) ધનનું પ્રદાન કરો. [ ૩ ]

હે ( देवाः ) દેવો ! ( वः सु-गा सदना अकर्म ) તમારા માટે ઉત્તમ જવા યોગ્ય ઘર બનાઉં છું. ( सवने मा जुषाणाः आजग्म ) યજ્ઞમાં મારા દાનનો સ્વીકાર કરીને આપ આવ્યા છો હવે ( स्वा वसूनि वहमानाः वसुं भरमाणाः ) પોતાના ધનને ધારણ કરી અને અમારા માટે ધન ધારણ કરનાર તમે બધા ( घर्मं दिवं अनु आरोहत ) પ્રકાશમાન દ્યુલોકના ઉપર જાઓ. [ ૪ ]

હે યજ્ઞ ! તુ ( यज्ञं गच्छ ) યજ્ઞસ્થાન તરફ જા. ( यज्ञपतिं गच्छ ) યજમાનને પ્રાપ્ત થા. ( स्वां योनिं गच्छ ) પોતાના આશ્રયસ્થાનને પ્રાપ્ત થા. ( स्वा-हा ) પોતાની વસ્તુનો ત્યાગ જ યજ્ઞ છે. [ ૫ ]

હે ( यज्ञपते ) યજ્ઞ કરનારા યજમાન ! ( एषः ते यज्ञः ) આ તારો યજ્ઞ ( सहसूक्त-वाकः ) ઉત્તમ સૂક્ત વચનોની સાથે થયો, તેથી ( सुवीर्यः ) તે વીર્યવાન્ થયો છે, ( स्वा-हा ) પોતાના અર્થનો ત્યાગ એજ યજ્ઞ છે. [ ૬ ]

( हुतेभ्यः वषट् ) હવન કરનારાઓને અર્પણ અને ( अहुतेभ्यः वषट् ) હવન ન કરનારાઓને માટે પણ અર્પણ છે. હે ( देवाः ) દેવો ! તમે લોકો ( गातुविदः ) માર્ગોને જાણનારા છો, ( गातुं वित्वा गातुं इत ) માર્ગ જાણીને માર્ગથી જ જાઓ. [ ૭ ]

હે ( मनसः पते ) મનના સ્વામી ! ( नः इमं यज्ञं दिवि देवेषु ) અમારા આ યજ્ઞને દ્યુલોકમાં દેવોના મધ્યમાં ( धां ) ધારણ કરે છે. ( दिवि स्वा-हा ) દ્યુલોકમાં અમારૂં સમર્પણ, ( पृथिव्यां स्वाहा ) પૃથ્વીમાં અમારૂં આ સમર્પણ પહુંચે અને ( अन्तरिक्षे स्वाहा ) અંતરિક્ષમાં તેમજ ( वाते स्वाहा ) વાયુમાં અથવા પ્રાણમાં અમારૂં સમર્પણ પહુંચે. [ ૮ ]

---

ભાવાર્થ— અગ્નિ આ યજ્ઞમાં બધા દેવોને લઇ આવે છે અને પાછો પહુંચાડે છે. બધા દેવો અહીં આવે, અન્ન ખાય, સોમરસ પીએ અને અમને ધન આપે. ( ૩ )

હે દેવો ! આ યજ્ઞ જાણે કે તમારૂં ઘરજ છે. આ સોમાભિષવમાં આવો અને સાથે ધન લેતા આવો. તે ધન અમને આપો અને યજ્ઞસમાપ્તિ પછી સ્વર્ગમાં પોતાના સ્થાને જાવો. ( ૪ )

યજ્ઞ યજ્ઞસ્થાનમાં અને યજમાનની પાસે જ થાય છે. જે સાધનોથી બને છે તેમાં તે રહે છે. સ્વાર્થનો ત્યાગ કરવો તેજ યજ્ઞ છે. ( ૫ )

સૂક્ત અને મંત્રકથનપૂર્વક જે યજ્ઞ થાય છે તેજ વીર્યશાળી હોય છે. સ્વાર્થત્યાગ જ યજ્ઞ છે. ( ૬ )

સમર્પણ તો બધાના માટે કરવું જોઇએ. ભલે તે યજ્ઞ કરનારો હોય કે ન હોય, માર્ગ જાણ્યા પછી તે માર્ગથી જવું એજ સારૂં છે ( ૭ )

હે મન ઉપર અધિકાર રાખનાર યજમાન ! જે યજ્ઞ તમે કરો છો તે દેવોના માટે સમર્પણ કરો. તેનું સમર્પણ પૃથ્વી, અંતરિક્ષ અને દ્યુલોકમાં સ્થિત બધાના માટે હોય. ( ૮ )

આ સૂક્ત યજ્ઞનું મહત્વ વર્ણન કરે છે. વાચકો એના ભાવાર્થનું મનન કરે, તો આ સૂક્તનો આશય તેમના ધ્યાનમાં આવી જશે.

# યજ્ઞ

## કાંડ ૫, સૂકત ૨૬

( ऋषिः- ब्रह्मा । देवता- वास्तोष्पतिः मन्त्रोक्ताः । )

यजूंषि यज्ञे समिधः स्वाहाग्निः प्रविद्वानिह वो युनक्तु ॥ १ ॥
युनक्तु देवः सविता प्रजानन्नस्मिन्यज्ञे महिषः स्वाहा ॥ २ ॥
इन्द्र उक्थामदान्यस्मिन्यज्ञे प्रविद्वान्युनक्तु सुयुजः स्वाहा ॥ ३ ॥
प्रैषा यज्ञे निविदः स्वाहा शिष्टाः पत्नीभिर्वहतेह युक्ताः ॥ ४ ॥
छन्दांसि यज्ञे मरुतः स्वाहा मातेव पुत्रं पिपृतेह युक्ताः ॥ ५ ॥
एयमगन्बर्हिषा प्रोक्षणीभिर्यज्ञं तन्वानादितिः स्वाहा ॥ ६ ॥
विष्णुर्युनक्तु बहुधा तपांस्यस्मिन्यज्ञे सुयुजः स्वाहा ॥ ७ ॥
त्वष्टा युनक्तु बहुधा नु रूपा अस्मिन्यज्ञे सुयुजः स्वाहा ॥ ८ ॥
भगो युनक्त्वाशिषो न्वस्मा अस्मिन्यज्ञे प्रविद्वान्युनक्तु सुयुजः स्वाहा ॥ ९ ॥
सोमो युनक्तु बहुधा पयांस्यस्मिन्यज्ञे सुयुजः स्वाहा ॥ १० ॥

---

અર્થ— ( प्र विद्वान् अग्निः इह यज्ञे ) વિશેષ જ્ઞાની અગ્નિ આ યજ્ઞમાં ( वः यजूंषि समिधः ) તમારા માટે યજુર્વેદ મંત્ર અને સમાધિઓ ( युनक्तु स्वाहा ) ઉપયોગમાં લાવે હું મારી આહુતીઓ સમર્પિત કરૂં છું. [ ૧ ]

( महिषः प्रजानन् सविता देवः ) મહાન્ જ્ઞાની બધા પ્રેરક સવિતા દેવ ( अस्मिन् यज्ञे युनक्तु स्वाहा ) આ યજ્ઞમાં હવન સામગ્રીનો ઉપયોગ કરે. હું પોતાની આહુતીઓ સમર્પિત કરૂં છું. [ ૨ ]

( प्रविद्वान् सुयुजः इन्द्रः ) જ્ઞાની, સુયોગ્ય ઇન્દ્ર ( अस्मिन् यज्ञे उक्थामदानि युनक्तु स्वाहा ) આ યજ્ઞમાં આનંદકારક સ્તુતિસ્તોત્રોને પ્રયુકત કરે, તેમાં મારૂં સમર્પણ હો. [ ૩ ]

( प्रैषाः निविदः इह यज्ञे युक्ताः शिष्टाः ) આજ્ઞાઓ અને આત્મનિવેદન કરવાની રીતિઓ જાણનારા આ યજ્ઞમાં નિયુકત થએલા શિષ્ટલોકો ( पत्नीभिः वहत स्वाहा ) પોતાની ધર્મ પત્નીઓની સાથે યજ્ઞનો ભાર ઉઠાવે, યજ્ઞમાં મારૂં સમર્પણ હો. [ ૪ ]

( माता इव पुत्रं ) માતા જેમ પુત્રને પૂર્ણ કરે છે, તે પ્રકારે ( इह यज्ञे युक्ताः मरुतः ) આ યજ્ઞમાં જોડાએલા મરુત્ દેવો ( छंदांसि पिपृत स्वाहा ) છંદોને પૂર્ણ કરે, મારૂં સમર્પણ યજ્ઞના માટે હોય. [ ૫ ]

( इयं अदितिः बर्हिषा प्रोक्षणीभिः ) આ અદિતી દેવી હવન સામગ્રી અને શોધક સાધનોની સાથે ( यज्ञं तन्वाना आ अगन् स्वाहा ) યજ્ઞનો વિસ્તાર કરતી આવેલી છે, આ યજ્ઞમાં મારૂં સમર્પણ હો. [ ૬ ]

( सुयुजः विष्णुः अस्मिन् यज्ञे ) સુયોગ્ય વિષ્ણુ દેવ આ યજ્ઞમાં ( तपांसि बहुधा युनक्तु स्वाहा ) પોતાની તપવાની શક્તિઓનો ઘણા પ્રકારે ઉપયોગ કરે, આ યજ્ઞમાં મારૂં સમર્પણ હો. [ ૭ ]

( सुयुजः त्वष्टा अस्मिन् यज्ञे ) સુયોગ્ય ત્વષ્ટા દેવ આ યજ્ઞમાં ( रूपाः नु बहुधा युनक्तु स्वाहा ) વિવિધ રૂપોને ઘણાં પ્રકારે પ્રયુકત કરે. આ યજ્ઞમાં મારૂં સમર્પણ હો [ ૮ ]

( सुयुजः प्रविद्वान् भगः अस्मिन् यज्ञे ) સુયોગ્ય જ્ઞાની ભગદેવ આ યજ્ઞમાં ( अस्मै नु आशिषः युनक्तु, स्वाहा ) એના માટે આશિષ આપે, આ યજ્ઞમાં મારૂં સમર્પણ હો. [ ૯ ]

( सुयुजः सोमः अस्मिन् यज्ञे ) સુયોગ્ય સોમ દેવ આ યજ્ઞમાં ( पयांसि बहुधा युनक्तु स्वाहा ) પાણીને ઘણા પ્રકારે પ્રયુકત કરે, મારૂં સમર્પણ આ યજ્ઞમાં હો. [ ૧૦ ]

*

इन्द्रो युनक्तु बहुधा वीर्याण्यस्मिन्यज्ञे सुयुजः स्वाहा ॥ ११ ॥
अश्विना ब्रह्मणा यातमर्वाञ्चौ वषट्कारेण यज्ञं वर्धयन्तौ ।
बृहस्पते ब्रह्मणा याह्यर्वाङ् यज्ञो अयं स्वरिदं यजमानाय स्वाहा ॥ १२ ॥

**अर्थ—** ( सुयुजः इन्द्र. अस्मिन् यज्ञे ) સુયોગ્ય ઇન્દ્ર દેવ આ યજ્ઞમાં ( वीर्याणि बहुधा युनक्तु स्वाहा ) પોતાના સામર્થ્યનો ઘણા પ્રકારે ઉપયોગ કરે, આ યજ્ઞમાં મારૂં સમર્પણ હો. [ ૧૧ ]

હે ( अश्विनौ ) અશ્વિદેવો ! ( ब्रह्मणा वषट्कारेण यज्ञं वर्धयन्तौ ) જ્ઞાન અને દાન દ્વારા યજ્ઞને વધારતા ( अर्वाञ्चौ आयात ) અમારી પાસે આવો. હે બૃહસ્પતે ! ( ब्रह्मणा अर्वाङ् आयाहि ) જ્ઞાનની સાથે પાસે આવ. ( अयं यज्ञः यजमानाय स्वः ) આ યજ્ઞ યજમાનના માટે તેજ વધારનારો હોય. ( स्वाहा ) યજ્ઞમાં આત્મ-સમર્પણ હો. [ ૧૨ ]

### યજ્ઞમાં આત્મસમર્પણ

' **स्वाहा** ' શબ્દનો અર્થ ( **स्व+आ+हा** ) ' પોતાનું કહેવા જેવું જે જે કંઇ છે તે બધાનું વિશ્વના કલ્યાણ માટે સમર્પણ કરવું ' એવો છે ખરી રીતે યજ્ઞમાં આ આત્મશક્તિનું સમર્પણ અત્યંત મુખ્ય ભાગ છે. જાણે એના વગર કોઇ યજ્ઞ જ થઇ શકે નહિ. યજ્ઞમાં આહુતિ આપતી વેળા ' **स्वाहा न मम** ' ( આ પદાર્થ મેં યજ્ઞમાં આપ્યો છે, હવે એ મારો નથી ) એમ મંત્ર જે બોલાય છે તેનું તાત્પર્ય આત્મસમર્પણનો પાઠ આપવો એજ છે. આ સૂક્તના પ્રત્યેક મંત્રમાં ' **स्वाहा** ' શબ્દનો પાઠ એટલા માટે જ કરેલો છે

અગ્નિ, સવિતા, ઇન્દ્ર, મરુત્, અદિતિ, વિષ્ણુ, ત્વષ્ટા, ભગ, સોમ, અશ્વિનૌ, બૃહસ્પતિ વગેરે બધા દેવતાઓ દુનિયાના યજ્ઞમાં પોત પોતાનું કાર્ય કરી રહ્યા છે, એટલે પોતપોતાની શક્તિનું સમર્પણ કરી રહ્યા છે. આ દેવતાઓનું આત્મસમર્પણ જોઇ હરએક મનુષ્ય માટે યોગ્ય છે કે તે પણ પોતાની સંપૂર્ણ શક્તિ યજ્ઞમાં અર્પણ કરે અને પોતાના જીવનની સાર્થકતા યજ્ઞ વડે કરે. અગ્નિ ઉષ્ણતા આપે છે, સવિતા પ્રકાશ આપે છે, ઇન્દ્ર ચમકે છે, મરુત જીવન આપે છે, અદિતિ આધાર આપે છે, વિષ્ણુ સર્વત્રવ્યાપી બધાનું રક્ષણ કરે છે, ત્વષ્ટા બધા પદાર્થોનું રૂપ બનાવે છે, ભગ બધાને ભાગ્યવાન્ બનાવે છે, સોમ બધાને શાંતિ આપે છે, અશ્વિનૌ દેવ બધાના દોષ દૂર કરે છે, બૃહસ્પતિ બધાને જ્ઞાન આપે છે, અથવા એકજ પરમાત્મા દેવ એટલી શક્તિઓ વડે જગતનો યજ્ઞ સાંગસંપૂર્ણ કરે છે. આ બધા દેવો આ કાર્ય પોતાના સુખ માટે કરતા નથી પણ બધી દુનિયાના કલ્યાણ માટે આત્મશક્તિનું સમર્પણ કરે છે તેજ પ્રકારે માણસે પણ પોતાની તન, મન, ધન વગેરે બધી શક્તિઓનો યજ્ઞ જનતાની ભલાઇ માટે કરવો અને આ આત્મસર્વસ્વ સમર્પણના યજ્ઞ વડે પોતાના જીવનની સફલતા કરવી. આ પ્રકારે યજ્ઞમય જીવન વ્યતીત કરવાનો ઉપદેશ આ સૂક્તે આપ્યો છે.

---

## યજ્ઞ

### કાંડ ૫, સૂક્ત ૧૨

( ऋषिः - अङ्गिराः । देवता - जातवेदाः । )

समिद्धो अद्य मनुषो दुरोणे देवो देवान्यजसि जातवेदः ।
आ च वह मित्रमहश्चिकित्वान्त्वं दूतः कविरसि प्रचेताः ॥ १ ॥

**અર્થ—** હે ( जातवेदः ) જ્ઞાનપ્રકાશક દેવ ! ( अद्य मनुषः दुरोणे समिद्धः देवः ) આજ મનુષ્યના ઘરમાં પ્રદીપ્ત થએલો તું દેવ ( देवान् यजसि ) દેવોનું યજન કરે છે. હે ( मित्रमहः ) મિત્રની સમાન પૂજ્યદેવ ! તું ( चिकित्वान् आवह च ) જ્ઞાનવાન્ તમને અહીં લઇ આવે. ( त्वं कविः प्रचेताः दूतः असि ) તું કવિ અને વિશેષ જ્ઞાની દૂત છે. [ ૧ ]

**ભાવાર્થ—** આજે મનુષ્યના ઘરમાં પ્રદીપ્ત થએલો અગ્નિદેવ દેવોના માટે યજ્ઞ કરે છે અને તેમને અહીં લઇ આવે છે ... મિત્રની સમાન પૂજ્ય જ્ઞાની, કવિ, ઉત્તમ ચિત્તવાળો દેવોના દૂત છે ( ૧ )

तनूनपात्पथ ऋतस्य यानान्मध्वा समञ्जन्त्स्वदया सुजिह्व ।
मन्मानि धीभिरुत यज्ञमृन्धन्देवत्रा च कृणुह्यध्वरं नः ॥ २ ॥
आजुह्वान ईड्यो वन्द्यश्चा याह्यग्ने वसुभिः सजोषाः ।
त्वं देवानामसि यह्व होता स एनान्यक्षीषितो यजीयान् ॥ ३ ॥
प्राचीनं बर्हिः प्रदिशा पृथिव्या वस्तोरस्या वृज्यते अग्रे अह्नाम् ।
व्यु प्रथते वितरं वरीयो देवेभ्यो अदितये स्योनम् ॥ ४ ॥
व्यचस्वतीरुर्विया वि श्रयन्तां पतिभ्यो न जनयः शुम्भमानाः ।
देवीर्द्वारो बृहतीर्विश्वमिन्वा देवेभ्यो भवत सुप्रायणाः ॥ ५ ॥
आ सुष्वयन्ती यजते उपाके उषासानक्ता सदतां नि योनौ ।
दिव्ये योषणे बृहती सुरुक्मे अधि श्रियं शुक्रपिशं दधाने ॥ ६ ॥

---

અર્થ— હે ( तनूनपात् सुजिह्व ) શરીરને ન પાડનાર અને ઉત્તમ જીભવાળા દેવ ! ( ऋतस्य यानान् पथः मध्वा समञ्जन् स्वदय ) સત્યના ચાલવા યોગ્ય માર્ગોને મધુરતાથી યુક્ત કરતાં સ્વાદયુક્ત કર. ( धीभिः मन्मानि ) બુદ્ધિઓથી મનનીય વિચારોને ( उत यज्ञं ऋन्धन् ) અને યજ્ઞને સિદ્ધ કરતો ( देवत्रा नः अध्वरं च कृणुहि ) દેવોના મધ્યમાં અમારા અહિંસામય કર્મ પૂર્ણ કર. [ ૨ ]

હે અગ્ને ! ( आजुह्वानः ईड्यः वन्द्यः च ) હવન કરનારો સ્તુતિ અને વંદન કરવા યોગ્ય તું ( सजोषाः वसुभिः आयाहि ) પ્રેમથી વસુઓની સાથે આવ. હે ( यह्व ) પૂજ્ય ! ( त्वं देवानां होता असि ) તું દેવોને આહ્વાન કરનારો છે. ( सः इषितः यजीयान् एनान् यक्षि ) તે ઇષ્ટ અને યાજક તું એમનું યજન કર. [ ૩ ]

( अह्नां अग्रे ) દિવસના પહેલા ભાગમાં ( अस्याः पृथिव्याः प्रदिशा ) આ પૃથ્વીની દિશાથી ( वस्तोः बर्हिः प्राचीनं आवृज्यते ) આચ્છાદનના માટે ઘાસ વગેરે પૂર્વદિશાની તરફ પ્રસરવામાં આવે છે. આ આસન ( वितरं वरीयः ) વિસ્તૃત અને શ્રેષ્ઠ ( देवेभ्यः अदितये स्योनं ) દેવોના માટે તેમજ સ્વતંત્રતાના માટે સુખદાયક ( उ विप्रथते ) પ્રસરવામાં આવે છે. [ ૪ ]

( शुम्भमानाः जनयः पतिभ्यः न ) શોભાયમાન સ્ત્રીઓ જે પ્રકારે પતિઓને માટે આદર બતાવે છે, તે પ્રકારે ( व्यचस्वती उर्विया ) વિસ્તૃત અને મહાન્ ( बृहतीः विश्वं इन्वाः ) મોટા અને બધાને પ્રાપ્ત કરનારા ( देवीः द्वारः ) હે દિવ્ય દ્વારો ! ( देवेभ्यः सुप्रायणाः भवत ) દેવોના માટે સુખેથી જવા આવવા યોગ્ય થાઓ. [ ૫ ]

( सुष्वयन्ती यजते उपाके ) ઉત્તમ ચાલનારી યજ્ઞ કરવા યોગ્ય અને પાસે જ હોય એવી ( दिव्य योषणे ) દિવ્ય અને સેવનીય ( बृहती सुरुक्मे ) મોટી સુંદર ( शुक्रपिशं श्रियं अधिदधाने ) શુદ્ધ શોભાને ધારણ કરનારી ( उषासानक्ता योनौ नि आसदताम् ) દિવસ રાત્ર અમારા ઘરમાં આવે. [ ૬ ]

---

ભાવાર્થ— શરીરને ન પાડનારો અને મધુર બોલનારો દેવ સત્યને પહોંચાડનારા માર્ગોને મધુરતા યુક્ત કરે છે, ઉત્તમ મનનીય વિચારોથી યજ્ઞને સિદ્ધ કરી દેવોની વચ્ચે અમારો યજ્ઞ પહુંચે છે ( ૨ )

ઉત્તમ હવન કરનારો, સ્તુતિ કરવા યોગ્ય અને નમસ્કાર માટે યોગ્ય તું દેવ વસુઓની સાથે અહીં આ યજ્ઞમાં આવ. તુ દેવોને બોલાવનારો છે માટે તુ યાજકોમાં ઉત્તમ યાજક તે દેવોને અહીં લઇ આવ. ( ૩ )

પ્રાતઃકાળમાં જ આ પૃથ્વીને આચ્છાદિત કરવા માટે ઘાસ પૂર્વદિશા તરફથી સારીરીતે પ્રસારે છે. આ વિસ્તૃત અને ઉત્તમ આસન બધા દેવોને બેસવા માટે સુખદાયક છે અને આ સ્વતંત્રતાના માટે પણ ઉત્તમ છે. ( ૪ )

સ્ત્રીઓ જે પ્રકારે પતિને સુખ આપે છે, તે પ્રકારે આ અમારા દિવ્ય દરવાજાઓ છે, વિશાળ, મોટા અને બધાને આવવા જવા માટે યોગ્ય છે, તે દેવોને સહેલાઇથી અંદર લઇ આવનારા બને. ( ૫ )

ઉત્તમ જવા યોગ્ય, એક બીજાની સાથે સંબંધિત, દિવ્ય અને સુંદર પ્રાતઃકાળ અને રાત્રીનો સમય સુખપૂર્વક અમારા ઘરમાં પસાર થાય. ( ૬ )

दैव्या होतारा प्रथमा सुवाचा मिमाना यज्ञं मनुषो यजध्यै ।
प्रचोदयन्ता विदथेषु कारू प्राचीनं ज्योतिः प्रदिशा दिशन्ता ॥ ७ ॥
आ नो यज्ञं भारती तूयमेत्विडा मनुष्वदिह चेतयन्ती ।
तिस्रो देवीर्बर्हिरेदं स्योनं सरस्वतीः स्वपसः सदन्ताम् ॥ ८ ॥
य इमे द्यावापृथिवी जनित्री रूपैरपिंशद्भुवनानि विश्वा ।
तमद्य होतरिषितो यजीयान्देवं त्वष्टारमिह यक्षि विद्वान् ॥ ९ ॥
उपावसृज त्मन्या समञ्जन्देवानां पाथ ऋतुथा हवींषि ।
वनस्पतिः शमिता देवो अग्निः स्वदन्तु हव्यं मधुना घृतेन ॥ १० ॥
सद्यो जातो व्यमिमीत यज्ञमग्निर्देवानामभवत्पुरोगाः ।
अस्य होतुः प्रशिष्यृतस्य वाचि स्वाहाकृतं हविरदन्तु देवाः ॥ ११ ॥

**अर्थ—** ( **प्रथमा सुवाचा दैव्या होतारा** ) પહેલા સુંદર બોલનારા દિવ્ય હોતા ( **मनुषः यज्ञं यजध्यै मिमाना** ) મનુષ્યના યજ્ઞમાં યજન કરવા માટે નિર્માણ કરનારા ( **विदथेषु प्रचोदयन्ता कारू** ) યજ્ઞોમાં પ્રેરણા કરનારા કર્મકર્તા ( **प्राचीनं ज्योतिः प्रदिशा दिशन्तौ** ) પ્રાચીન જ્યોતીને તેની દિશા બતાવે છે. [ ૭ ]

( **भारती नः यज्ञं तूयं आ एतु** ) બધાનુ ભરણ પોષણ કરનારી માતૃભૂમિ અમારા યજ્ઞમાં બળની સાથે આવે ( **इडा मनुष्यवत् यज्ञं चेतन्ती इह** ) માતૃભાષા મનુષ્યોથી યુક્ત યજ્ઞની ચેતના આપતી અહીં આવે. ( **सरस्वती सु अपसः आसदन्तां** ) માતૃસભ્યતા ઉત્તમ કર્મ કરનારાઓની પાસે બેસી અને આ ( **तिस्रः देवीः इदं स्योनं बर्हिः** ) ત્રણે દેવીઓ આ ઉત્તમ આસન ઉપર આવી બીરાજે [ ૮ ]

( **इमे जनित्री द्यावापृथिवी** ) આ ઉત્પન્ન કરનારી દ્યુ અને પૃથ્વીમાં ( **विश्वा भुवनानि रूपैः यः अपिंशत्** ) બધા ભુવનોના જુદા જુદા રૂપોથી જેણે રૂપવાન બનાવ્યા છે. હે ( **होतः** ) યાજક ! ( **यजीयान् इषितः विद्वान्** ) યજ્ઞ કરનારો ઇષ્ટ વિદ્વાન તુ ( **अद्य इह तं देवं त्वष्टारं यक्षि** ) આજ અહીં તે ત્વષ્ટા દેવના માટે યજન કર. [ ૯ ]

( **त्मन्या समञ्जन्** ) પોતે પ્રકટ થનારો તુ ( **देवानां पाथः हवींषि ऋतुथा उप अवसृज** ) દેવોના માટે અન્ન અને હવન ઋતુના અનુસાર આપ ( **वनस्पतिः शमिता देवो अग्निः** ) વનસ્પતિ, શાંતિ કરનારો અગ્નિ દેવ ( **मधुना घृतेन हव्यं स्वदन्तु** ) મધુર ઘૃતની સાથે હવ્યનો સ્વાદ લે [ ૧૦ ]

( **सद्यः जातः अग्निः यज्ञं वि अमिमीत** ) શીઘ્ર પ્રગટ થએલો અગ્નિ યજ્ઞનું નિર્માણ કરે છે. તે ( **देवानां पुरोगाः अभवत्** ) તે દેવોનો અગ્રગામી હોય છે. ( **अस्य ऋतस्य होतुः प्रशिषि वाचि** ) આ સત્યપ્રવર્તક હોતાની પ્રકૃષ્ટ શાસન કરનારી વાણીમાં ( **स्वाहाकृतं हविः देवा अदन्तु** ) સ્વાહાકાર વડે અપાએલું દિવ્ય હવ્ય દેવો ખાય. [ ૧૧ ]

**ભાવાર્થ**— આ સુંદર મંત્રોનું ગાયન કરનારા દિવ્ય હોતાગણ મનુષ્યોનો આ યજ્ઞ પૂર્ણ કરવા માટે પૂર્વદિશાની જ્યોતીનો સંદેશ આપતો બધાને પ્રેરણા કરવા માટે અહીં આવે. ( ૭ )

અમારા આ યજ્ઞમા બધાનું પોષણ કરનારી માતૃભૂમિ યજ્ઞને પ્રેરણા કરનારી માતૃભાષા અને ઉત્તમ કાર્યની પ્રેરણા કરનારી, પ્રવાહથી મળેલી માતૃસભ્યતા અહીં આવી આ યજ્ઞમાં બિરાજે. ( ૮ )

જે બધા ભૂતોને વિવિધ રૂપો આપે છે તે બને દ્યાવાપૃથ્વી છે અમારા યાજકો ત્વષ્ટા દેવોનું અહીં યજન કરે ( ૯ )

પોતે અહીં પ્રગટ થઇ બધા દેવોને ઋતુઓને અનુસાર હવિ અને અન્ન આપે. વનસ્પતિ, શમિતા, અને દેવ અગ્નિ આ બધા અમારા હવિ અને ઘીને મધુરતાથી યુક્ત કરે. ( ૧૦ )

પ્રજ્વલિત અગ્નિ અહીં અમારો યજ્ઞ નિર્માણ કરે છે આ દેવોનો અગ્રણી છે. આ હોતા અગ્નિની વાણીમાં એટલે મોઢામા સ્વાહાકાર સાથે નાંખેલો હવિ બધા દેવો ખાય ( ૧૧ )

# યજ્ઞ

### યજમાનની ઇચ્છા

યજમાન પોતાના ઘરમાં યજ્ઞયાગ અથવા હોમ હવન કરે છે તે વખતે તેના મનમાં જે વિચાર હોવા જોઇએ તે આ સૂક્તમાં ઘણા સુંદર વર્ણન સાથે આપ્યા છે. ઘરમાં કોઇ ધર્મકૃત્ય, ધર્મનો કોઇ સંસ્કાર કરવાના વખતે પણ આ વિચાર યજમાનના મનમાં ધારણ કરવા યોગ્ય છે—

(૧) આ મારા ઘરમાં પ્રગટાવેલો યજ્ઞિય અગ્નિ, નક્કી જ બધી દેવતાઓનું યજન કરે છે, તે ખરેખર બધા દેવોને યજ્ઞસ્થાનમાં લઇ આવે છે, કારણ કે તે દેવોને બોલાવનારો અને હવિ તેમને પોહોંચાડનારો પ્રત્યક્ષ દેવદૂત જ છે.

(૨) આ ઉત્તમ જીભવાળો અગ્નિદેવ સત્યને પોહોંચનારા ધર્મમાર્ગો ઉપર મધુર પાથેય આપનારો છે. તે અહીં આવે છે, ઉત્તમ સ્તોત્રો વડે યજ્ઞ કરે છે અને અહિંસામય કર્મોને દેવતાઓ સુધી પહોંચાડે છે.

(૩) હે અગ્ને! પૃથિવ્યાદિ આઠ વસુદેવોને તું અહિં આ યજ્ઞમાં લઇ આવ. તું વંદનીય અને પ્રશંસનીય દેવ છે. તું દેવોને અહીં બોલાવનારો છે. માટે દેવોને અહીં બોલાવી તેમને માટે યજન કર.

(૪) અમે સવારથી જ દેવોને બેસવા માટે આસન પૂર્વ-દિશાની સામે પ્રસારી મૂક્યું છે. દેવો અહીં આવે અને સુખ-પૂર્વક અહીં બિરાજે.

(૫) અમારા ઘરના બારણા પૂર્ણપણે ખોલીને રાખ્યાં છે, તેમાંથી દેવોએ આરામથી આવવું અને યજ્ઞમાં મંગલ કાર્યો કરવાં.

(૬) સવારથી સાંજ સુધી શોભન અને તેજસ્વી સમય છે. આ બધા સમય ઉત્તમ આનંદકારક રીતે અમારા ઘરમાં પસાર થાય એટલે અમારા માટે આ સમય સુખ આપનારો થાય.

(૭) દિવ્ય હોતાગણ અમારા યજ્ઞમાં આવી જાય. માણસોને બોલાવી એકત્રિત કરે, ઉત્તમ પ્રકારે યજ્ઞકર્મ કરે અને યજ્ઞથી પ્રકાશનો માર્ગ બધાને બતાવે.

(૮) આ યજ્ઞ વડે બધાનું ભરણપોષણ કરનારી માતૃભૂમીનો સત્કાર થાય, અહીં માતૃભાષા બધાને ઉત્તમ પ્રેરણા આપે, પ્રવાહથી મળેલી સભ્યતા સારા કર્મોની પ્રેરણા કરે. આ પ્રકારે આ ત્રણે દેવીઓ આ યજ્ઞમાં આવી કાર્ય કરે.

(૯) આ દ્યાવાપૃથીવી છે, તેમના કારણે બધા સ્થિરચર પદાર્થો રૂપથી સંપન્ન થયા છે. તેમની વચ્ચે આ યજ્ઞ ચાલી રહ્યો છે માટે આ યજ્ઞમાં બધાને આકાર આપનારા ત્વષ્ટા દેવના માટે હવન અવશ્ય થવું જોઇએ.

(૧૦) યજ્ઞની સમિધાઓ અને હવન સામગ્રી ઘીથી યુક્ત હોય. હવન સામગ્રીમાં મધુરતા મેળવવામાં આવે અને ઋતુને અનુકૂલ દેવોના નિમિત્તે હવન થતું રહે.

(૧૧) અગ્નિ પ્રદીપ્ત થતા જ યજ્ઞનો આરંભ થાય છે અને દેવો પણ તે યજ્ઞસ્થાનમાં આવે છે. આ અગ્નિમાં સ્વાહા-કાર પૂર્વક કરેલું હવન બધા દેવો ખાય છે અને તૃપ્ત થઇને અમારું કલ્યાણ ઇચ્છે છે.

આ પ્રકારે યજમાને પોતાની હાર્દિક ઇચ્છા પ્રકટ કરવી. *જે યજમાનના મનમાં વિશ્વાસપૂર્વક ઉપરની વાતો આવશે* અથવા રહે છે તે ખરેખર સમજે છે કે આ યજ્ઞકર્મમાં બધા દેવતાઓ ભાગ લે છે અને મનુષ્યમાત્રનું કલ્યાણ કરે છે. તેજ યજમાન વૈદિક કર્મો કરી આધ્યાત્મિક લાભ ઉઠાવી શકે છે. અવિશ્વાસીના ઉદ્ધાર માટે કોઇ રસ્તો નથી.

આ સૂક્તનાં કથનનુસાર વાચકો પોતે જાણી શકે છે કે સામગ્રી કેવી રીતે તૈયાર કરવી. યજ્ઞની વિધિ જાણવા માટે પણ આ સૂક્તના મનનથી ઘણો લાભ થઇ શકે છે.

આ સૂક્તમાં '**तनू-न-पात्**' એવું અગ્નિનુ નામ આવ્યું છે. તેનો અર્થ 'શરીરને પડવા ન દેનારો' એટલે કે શરીરને ચલાવનારો. આ શરીરમાં અગ્નિ શરીરને ચલાવે છે આ વાત આ મંત્રમાં સ્પષ્ટ કહેલી છે. વાચક સ્થૂલ દૃષ્ટીથી વિચાર કરશે તો તેમને ખબર પડશે કે મૃત શરીર ઠંડુ પડી જાય છે અને જીવતા માણસના શરીરમાં ઉષ્ણતા રહે છે આ અનુભવથી વાચકો જાણી શકે છે કે આપણાં શરીરમાં શરીરને ચલાવનાર અગ્નિ છે. પછી આગળ જતાં આ **तनूनपात्** શબ્દ આત્માનો વાચક બની જાય છે અને આત્મા શરીરને ચલાવનારો છે આ વાત તો બધાજ જાણે છે.

જે યજ્ઞ અગ્નિમાં કરાય છે તેને અધ્વર કહે છે. આ વાત બીજા મંત્રમાં કહેલી છે. '**अ-ध्वर**' નો અર્થ 'અ-હિંસા' છે અથવા '**अ-कुटिलता**' પણ છે, એટલે યજ્ઞનો અર્થ અહિંસાયુક્ત અને કપટરહિત કર્મ એવો છે. માણસે આવા પ્રકારના કર્મો કરવાં જોઇએ. પરંતુ કેટલાક મનુષ્યો યજ્ઞના નામે હિંસાત્મક કર્મ કરે છે અને આશ્ચર્યની વાત તો એ છે કે તે હિંસાને અહિંસા માને છે. એના કરતા અર્થનો અનર્થ બીજો કયો હોઇ શકે? અસ્તુ.

આ પ્રકારે આ સૂક્તનો વિચાર કરી વાચકોએ યોગ્ય તે બોધ લેવો.

## યજ્ઞ

### કાંડ ૭, સૂકત ૯૮

( ऋषिः - अथर्वा । देवता - मंत्रोक्ताः । )

सं बर्हिरक्तं हविषा घृतेन समिन्द्रेण वसुना सं मरुद्भिः ।
सं देवैर्विश्वदेवेभिरक्तमिन्द्रं गच्छतु हविः स्वाहा ॥ १ ॥

અર્થ—( घृतेन हविषा बर्हिः सं अक्तं ) ઘી અને હવન સામગ્રીથી આહુતિ ભરપૂર થાય. ( इन्द्रेण वसुना, मरुद्भिः सं अक्तं ) ઇન્દ્ર, વસુ, મરુતો વગેરે દેવો સાથે ( विश्वेदेवेभिः देवैः सं ) બધા અન્ય દેવોની સાથે ભરપૂર હો. ( हविः इन्द्रं गच्छतु ) આ હવન બધા દેવોનો મુખ્ય પ્રભુ તેને પોહોચે ( स्वा-हा ) આ આત્મસમર્પણ જ છે. [ ૧ ]

આ સૂકતનો સબંધ આ પહેલાના સૂકત જોડે છે. હવનસામગ્રી, ઘી વગેરે વસ્તુઓ પૂર્ણપણે અને વિધિપૂર્વક યજ્ઞમાં સમર્પણ કરવામાં આવે. આ બધો યજ્ઞ પરમેશ્વરને સમર્પણ થાય એવી બુદ્ધીથી એટલે ઇશ્વરાર્પણ બુદ્ધીથી કરવામાં આવે. સ્વાર્થત્યાગ-પોતાની વસ્તુનું સમર્પણ-કરવાથી જ યજ્ઞ સિદ્ધ થાય છે.

---

## યજ્ઞ

### કાંડ ૭, સૂકત ૯૯

( ऋषिः- अथर्वा। देवता- वेदीः । )

परि स्तृणीहि परि धेहि वेदिं मा जामिं मोषीरमुया शयानाम् ।
होतृषदनं हरितं हिरण्ययं निष्का एते यजमानस्य लोके ॥ १ ॥

અર્થ— ( वेदिं परिस्तृणीहि ) વેદીને ચારે બાજુથી સારા પ્રકારે ઢાંકી દે અને ( परि धेहि ) તેનું ધારણ કર ( अमुया शयानां जामिं मा मोषी। ) આ યજ્ઞભૂમીમાં સૂઇ જનારી આ અમારી બહેન એટલે યજમાનની ધર્મપત્નીની સાથે કપટ કરતો નહિ. ( होतृ-सदनं हरितं हिरण्ययं ) આ હવન કરનારનું ઘર લીલા ઘાસથી યુકત અને ઉત્તમવર્ણ યુકત છે. ( यजमानस्य लोके एते निष्काः ) યજમાનના સ્થાન ઉપર આ સિક્કા, સોનાની મોહરો અથવા ઘરેણાં છે. [ ૧ ]

વેદીની ચારેતરફ અત્યંત સ્વચ્છતા રાખવી જોઇએ અને હમેશા તે સ્થિર રાખવી જોઇએ. કોઇ સ્ત્રીની સાથે કપટ યુકત અથવા ખરાબ વર્તાવ ન કરવો જોઇએ. ઘરની સાથે એટલે આજુબાજુમાં બગીચો કરી બધું લીલુછમ દેખાય એવું કરવું જોઇએ અને તે સારી અવસ્થામાં રાખવું જોઇએ ઘરને ઉત્તમ સ્વચ્છ અવસ્થામાં રાખવું જોઇએ. આજ ગૃહસ્થીને માટે ભૂષણ છે.

# અન્નનો યજ્ઞ

## કાંડ ૪, સૂક્ત ૩૪

( ऋषिः- अथर्वा । देवता- ब्रह्मौदनं । )

ब्रह्मास्य शीर्षं बृहदस्य पृष्ठं वामदेव्यमुदरमोदनस्य ।
छन्दांसि पक्षौ मुखमस्य सत्यं विष्टारी जातस्तपसोऽधि यज्ञः ॥ १ ॥
अनस्थाः पूताः पवनेन शुद्धाः शुचयः शुचिमपि यन्ति लोकम् ।
नैषां शिश्नं प्र दहति जातवेदाः स्वर्गे लोके बहु स्त्रैणमेषाम् ॥ २ ॥
विष्टारिणमोदनं ये पचन्ति नैनानवर्तिः सचते कदा चन ।
आस्ते यम उप याति देवान्त्सं गन्धर्वैर्मदते सोम्येभिः ॥ ३ ॥
विष्टारिणमोदनं ये पचन्ति नैनान्यमः परि मुष्णाति रेतः ।
रथी ह भूत्वा रथयान ईयते पक्षी ह भूत्वाति दिवः समेति ॥ ४ ॥

અર્થ — ( अस्य ओदनस्य शीर्षं ब्रह्म ) આ અન્નનું માથું બ્રહ્મ છે. ( अस्य पृष्ठं बृहत् ) આ અન્નની પીઠ મોટું ક્ષેત્ર છે અને ( ओदनस्य उदरं वामदेव्यं ) આ અન્નનું ઉદર-મધ્યભાગ-ઉત્તમ દેવસંબંધી છે. ( अस्य पक्षौ छंदांसि ) એના બંને પાર્શ્વભાગ છંદ છે અને ( अस्य मुखं सत्यं ) એનું મોઢું સત્ય છે. એની ( तपसा ) ઉષ્ણતાથી ( विष्टारी यज्ञः अधिजातः ) પ્રસરનારો યજ્ઞ થાય છે. [ ૧ ]

( अन्-अस्थाः ) અસ્થિરહિત ( पवनेन शुद्धाः पूताः शुचयः ) પ્રાણાયામ વડે શુદ્ધ, પવિત્ર અને નિર્મળ બનેલા ( शुचिं लोकं अपि यन्ति ) શુદ્ધ લોકને પ્રાપ્ત થાય છે. ( जातवेदाः एषां शिश्नं न प्रदहति ) અગ્નિ એમના સુખસાધનરૂપ ઇન્દ્રિયને બાળતો નથી અને ( स्वर्गे लोके एषां बहु स्त्रैणं ) સ્વર્ગલોકમાં એમને પુષ્કળ સુખ પ્રાપ્ત થાય છે. [ ૨ ]

( ये विष्टारिणं ओदनं पचन्ति ) જે આ વ્યાપક અન્નને રાંધે છે, ( एनान् कदाचन अवर्तिः न सचते ) તેમને કદિ પણ દારિદ્ર પ્રાપ્ત થતું નથી. જે ( यमे आस्ते ) નિયમમાં રહે છે ને ( देवान् उप याति ) દેવોને પ્રાપ્ત થાય છે. અને તે ( सोम्येभिः गंधर्वैः सं मदते ) શાંત ગંધર્વોની મળીને આનંદ પ્રાપ્ત કરે છે, [ ૩ ]

( ये विष्टारिणं ओदनं पचन्ति ) જે આ વ્યાપક અન્નને રાંધે છે. ( यमः एनान् रेतः न परि मुष्णाति ) યમ એમના વીર્યને કમી થવા દેતો નથી. તે ( रथी ह भूत्वा रथयाने ईयते ) રથી બનીને રથના માર્ગે જાય છે અને ( पक्षी ह भूत्वा अतिदिवः सं याति ) પંખીની જેમ બની દ્યુલોકને પાર કરી ઉપર જાય છે. [ ૪ ]

ભાવાર્થ — આ અન્નનું માથું બ્રાહ્મણ છે, પીઠ ક્ષત્રિય, મધ્ય ભાગ વૈશ્ય અને (શેષ ભાગ શૂદ્ર) છે. છંદ એના ડાબા જમણા ભાગ છે, તેનું મોઢું સત્ય છે. આ અન્નથી વિસ્તૃત યજ્ઞ સિદ્ધ થાય છે. ( ૧ )

વિદેહી, શુદ્ધ, પવિત્ર અને નિર્મળ થઈ યજ્ઞકર્તા લોકો ઉચ્ચ લોકને પ્રાપ્ત કરે છે. સુખ પ્રાપ્ત કરવા માટેના એમનાં ઇન્દ્રિય અગ્નિથી બળતાં નથી. ઉચ્ચ લોકમાં તે સુખ પ્રાપ્ત કરે છે. ( ૨ )

જે લોક આ અન્નદાનરૂપી યજ્ઞ કરે છે, તેમને કદિ કષ્ટની અવસ્થા પ્રાપ્ત થતી નથી. તે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આ યમ પાલન કરતો દેવત્વ પ્રાપ્ત કરે છે અને ત્યાંનો આનંદ પ્રાપ્ત કરે છે. ( ૩ )

જે લોક આ અન્નદાનરૂપી યજ્ઞ કરે છે, તે કદી નિર્વીર્ય હોતા નથી. તે આ લોકમાં રથોમાં બેસી રથી કહેવડાવે છે અને અંતે દ્યુલોકના પણ ઉપર પહોંચે છે. ( ૪ )

एष यज्ञानां वितंतो वहिंष्ठो विष्टारिणं पक्त्वा दिवमा विवेश ।
आण्डीकं कुमुदं सं तंनोति बिसं शालूकं शफंको मुलाली ।
एतास्त्वा धारा उपं यन्तु सर्वाः स्वर्गे लोके मधुंमत्पिन्वंमाना
उपं त्वा तिष्ठन्तु पुष्करिणीः समन्ताः ॥ ५ ॥
घृतह्रंदा मधुंकूलाः सुरोदकाः क्षीरेणं पूर्णा उदकेनं दध्ना ।
एतास्त्वा धारा उपं यन्तु सर्वाः स्वर्गे लोके मधुंमत्पिन्वंमाना
उपं त्वा तिष्ठन्तु पुष्करिणीः समन्ताः ॥ ६ ॥
चतुरः कुम्भांश्चतुर्धा ददामि क्षीरेणं पूर्णाँ उदकेनं दध्ना ।
एतास्त्वा धारा उपं यन्तु सर्वाः स्वर्गे लोके मधुंमत्पिन्वंमाना
उपं त्वा तिष्ठन्तु पुष्करिणीः समन्ताः ॥ ७ ॥
इममोदनं नि दंधे ब्राह्मणेषु विष्टारिणं लोकजितं स्वर्गम् ।
स मे मा क्षेष्ट स्वधया पिन्वंमानो विश्वरूपा धेनुः कामदुघा मे अस्तु ॥ ८ ॥

અર્થ— ( एष यज्ञानां वहिष्ठः विततः ) આ બધા યજ્ઞોમાં શ્રેષ્ઠ અને વિસ્તૃત છે. આ ( विष्टारिणं पक्त्वा दिवं आ विवेश ) વિસ્તૃત યજ્ઞનું અન્ન રાંધી યજમાન દ્યુલોકમાં પ્રવિષ્ટ થાય છે. ( श-फकः मुलाली ) શાંત ચિત્ત થઇ મૂળ શક્તિની વૃદ્ધિ કરનારો ( आण्डीकं कुमुदं बिसं शालूक ) ઇંડા મુજબ વધારનારા આનંદદાયક કમળકાકડીની જેમ વધનારને ( सं तनोति ) સારી રીતે પ્રસારે છે. ( एताः सर्वाः धाराः त्वा उपयन्तु ) આ બધી ધારાઓ તને પ્રાપ્ત થાય ( स्वर्गे लोके मधुमत् पिन्वमानाः समन्ताः पुष्करिणीः ) સ્વર્ગલોકમાં મધુર રસ આપનારી બધી નદીઓ ( त्वा उप तिष्ठन्तु ) તારા સમીપ ઉપસ્થિત થાય [ ૫ ]

( घृतह्रदा· मधुकूलाः ) ઘીના પ્રવાહવાળી, મધુર રસના કિનારાવાળી ( सुरोदकाः ) નિર્મળ પાણીથી યુક્ત ( उदकेन दध्ना क्षीरेण पूर्णाः ) પાણી, દહીં અને દૂધથી પરિપૂર્ણ ( एताः सर्वा धाराः त्वा उपयन्तु० ) આ બધી ધારાઓ તને પ્રાપ્ત થાય. સ્વર્ગલોકમાં મધુર રસ આપનારી બધી નદીઓ તારી પાસે ઉપસ્થિત થાય. [ ૬ ]

( क्षीरेण दध्ना उदकेन पूर्णान् ) દૂધ, દહીં અને પાણીથી ભરેલા ( चतुरः कुम्भान् चतुर्धा ददामि ) ચાર ઘડાઓનું ચાર પ્રકારે દાન કરૂં છું. આ બધી ધારાઓ તને પ્રાપ્ત થાય, સ્વર્ગલોકમાં મધુર રસ આપનારી બધી નદીઓ તારી પાસે ઉપસ્થિત થાય. [ ૭ ]

( इमं विष्टारिण लोकजितं स्वर्गं ओदनं ) આ વિસ્તૃત લોકોને જીતનારા અને સ્વર્ગ આપનારા અન્નને ( ब्राह्मणेषु नि दधे ) જ્ઞાનીઓ માટે પ્રદાન કરૂં છું. ( स्वधया पिन्वमानः ) પોતાની ધારકશક્તિથી તૃપ્ત કરનારા ( सः मे मा क्षेष्ट ) તે અન્નદાન મારી હાની ન કરે. ( विश्वरूपा· कामदुघा धेनुः मे अस्तु ) વિશ્વરૂપી કામનાપૂર્ણ કરનારી કામધેનુ મારા માટે હોય [ ૮ ]

ભાવાર્થ— આ અન્ન યજ્ઞ બધા યજ્ઞોમા શ્રેષ્ઠ છે જે આ યજ્ઞ કરે છે તે સ્વર્ગ પ્રાપ્ત કરે છે ત્યા શાંતિથી યુક્ત થઇને અંતશક્તિથી સંપન્ન બની આનંદ પ્રાપ્ત કરે છે ત્યાં બધા મધુરરસ તેમને અનાયાસ પ્રાપ્ત થાય છે. ( ૫ )

ઘી, મધ, શુદ્ધ પાણી, દૂધ, દહીં વગેરેના પ્રવાહો મળવાથી જેમ પૂર્ણ તૃપ્તિ તેમને પ્રાપ્ત થાય છે. ( ૬ )

દૂધ, દહીં, પાણી અને મધથી પુરતા ભરેલા ચાર ઘડા વિદ્વાનોને દાન કરવાથી ઉચ્ચ લોક પ્રાપ્ત થઇ પૂર્ણ તૃપ્તિ થાય છે ( ૭ )

આ અન્નનો દાનરૂપી યજ્ઞ કરવાથી અને આ અન્ન જ્ઞાનીઓને આપવાથી કોઇ પણ પ્રકારની હાનિ થતી નથી પોતાની શક્તિથી તૃપ્તિ થવાની અવસ્થા પ્રાપ્ત થવાના કારણે જાણે બધી કામનાઓ પૂર્ણ કરનારી કામધેનુ જ પ્રાપ્ત થાય છે ( ૮ )

# અન્નનો યજ્ઞ

## અન્નનો વિષ્ટારી યજ્ઞ

'વિષ્ટારી યજ્ઞનું' વર્ણન આ સૂક્તમાં કર્યું છે. '**વિષ્ટારી**' શબ્દનો અર્થ છે. 'વિસ્તાર કરનારો' એટલે જેનો પરિણામ મોટો વિસ્તૃત હોય છે. આ યજ્ઞ (**ઓદનસ્ય**) અન્નથી કરાય છે. અન્ન રાંધેલું હોય કે કાચું હોય, એટલે રાંધીને તૈયાર કરેલું હોય અથવા અનાજના રૂપમાં હોય અથવા જે વડે અનાજ ખરેદી શકાય છે. એવા ધનાદિ રૂપમાં હોય, તે બધાનો અર્થ એકજ છે.

આ સૂક્તમાં '**पचाग्नि**' શબ્દ છે તે ખોરાક રાંધવાની સૂચના આપે છે. તો પણ તે ભાવ ગૌણ મનાય તો તેમાં કંઇ અયોગ્ય નથી. સાતમા મંત્રમાં (**क्षीर, दधि, उदक, मधु**) દૂધ, દહીં, પાણી અને મધ આ ચાર પદાર્થો વિષ્ટારી યજ્ઞમાં આપવા કહ્યું છે. આ પદાર્થો કોઇ રાંધેલા અન્નના રૂપમાં નથી દૂધ તપાવી શકાય છે, પણ મધ અથવા દહીં ચડાવવ ની વસ્તુ નથી માટે આ વિષ્ટારી યજ્ઞના માટે બધું અન્ન ચઢાવેલું હોવું જોઇએ એવી વાત નથી ઉત્તમ પક્ષ તો રાંધેલા અન્નનુ દાન કરવું એટલે વિદ્વાનોને જમાડવું, મધ્ય પક્ષ વિદ્વાનોને ધાન્ય સમર્પણ કરવું અને ગૌણ પક્ષ ધાન્ય ખરીદ કરી શકાય એવા ધનાદિ સાધનો આપવાં. પાણી, મધ, દૂધ, ઘી માખણ તમજ ખાવા પીવાનાં બીજા પદાર્થો પણ આ યજ્ઞના અંગો છે. જળ દાન કરવાનો અર્થ કૂવા ખોદી સમર્પણ કરવા દૂધ આપવાનું તાત્પર્ય દૂધ આપનારી ગાયો આપવી. મધ, ઘી વગેરે તૈયાર અવસ્થામાં આપવા આ વાત તો સ્પષ્ટ છે.

### બ્રાહ્મણોને દાન

આ વિષ્ટારી યજ્ઞનું દાન બ્રાહ્મણોને આપવું જોઇએ, એ વિષે આઠમા મંત્રમાં કહ્યું છે—

**इमं ओदनं निदधे ब्राह्मणेषु**। (મં. ૮)

'આ અન્ન બ્રાહ્મણોને આપું છું.' એટલે અન્ન બ્રાહ્મણોમાં વહેંચી આપું છું કોઇ બીજાને આપવાનું નથી. એમ કેમ કરવાનું તેનો થોડો વિચાર કરવો જોઇએ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને નિષાદ આ પંચજનો છે. તેમાંથી ક્ષત્રિયો રાજ્યની વ્યવસ્થા રાખે છે, તેથી તે ઐશ્વર્ય અને અધિકાર સંપન્ન હોય છે. માટે તેમને દાન આપવાની કંઇ જરૂરી નથી. વૈશ્ય ખેતી અને આપલેના વ્યવહાર, વ્યાપાર કરે છે તેમજ તેના ઉપર વ્યાજ પણ લે છે. તેથી તે ધનસંપન્ન હોય છે એટલે તેને દાન લેવાની જરૂરી રહેતી નથી. શૂદ્ર બધા કારીગરો હોવાથી ઉત્પાદક ધંધા કરનારા છે. તેથી તેમની પાસે ધન હોય છે, તેથી કામ ધંધો કરી વધુ પૈસા મેળવવાની શકયતા હોવાથી તેમને દાન લેવાની કોઇ જરૂરી નથી. નિષાદ ઘણું ભાગે જંગલમાં રહે છે, પોતાને રહેવા માટે કાયમી ઘરો બનાવતા નથી. જંગલમાં રહેવાથી જ ગલી ખાદ્યપેય વસ્તુ તેમને પ્રાપ્ત થાય છે. ત્યાં જઇ તે નિવાસ-વાસ્તવ્ય કરી શકે છે, માટે તે કોઇની પાસેથી દાન લેતા નથી અથવા માગી પણ શકતા નથી. બાકી રહ્યા બ્રાહ્મણ. તેમની પાસે કોઇ ઉત્પાદક ધંદો નથી કે જેમાં ધન મેળવે, રાજ્ય વ્યવસ્થામાં વિશેષ અધિકાર તેમને નથી, જેથી ક્ષત્રિયોની જેમ તેમની સંપન્નતા વધી શકે. આ કારણે તેઓ જન્મસિદ્ધ નિર્ધન હોય છે. બીજાએ ધનધાન્ય આપ્યું તેમજ તેની આજીવિકા ચાલશે, નહિ તો ભૂખ્યા રહેવુ પડશે. માટે બ્રાહ્મણને દાન અવશ્ય આપવું જોઇએ. બ્રાહ્મણ જ દાન લેવાનો અધિકારી છે એનું સામાજિક દ્રષ્ટીએ આ કારણ છે.

### બ્રાહ્મણને દાન શા માટે આપવું

બીજા વર્ણના લોકોએ બ્રાહ્મણને દાન કેમ આપે તેનું પણ કારણ જોવું જોઇએ. આ સૂક્તમાં દાનનું જે ફળ લખ્યું છે તે આ પ્રસંગે જુઓ—

(૧) શુદ્ધ, પવિત્ર, નિર્મળ અને વિદેહી બની પવિત્ર લોકને પ્રાપ્ત કરે છે (મં. ૨)

(૨) સ્વર્ગલોક પ્રાપ્ત કરે છે. (મં. ૪)

(૩) સ્વર્ગલોકમાં તેને મધુરરસની ધારાઓ પ્રાપ્ત થાય છે. (મં. ૫-૭)

આ ફળો અલૌકિક છે એટલે અહીં ભૂલોકમાં તે પ્રાપ્ત થવા જેવાં નથી. સ્વર્ગમાં શું થાય અને શું નહિ તે વિષે તો સામાન્ય માણસને જ્ઞાન પ્રાપ્ત થતું નથી તો પણ તે વિષે થોડી કલ્પના આવવા માટે સ્વર્ગનું થોડુંક સ્વરૂપ કહીએ છીએ—

### મૃત્યુલોક

(૧) **इहलोक**- આ લોકમાં મનુષ્યજીવિત અવસ્થામાં રહે છે, સ્થૂલ શરીરથી હરેફરે છે, પોતાના સ્થૂલ ઇન્દ્રિયોથી સુખ દુઃખનો અનુભવ પ્રાપ્ત કરે છે, માણસનુ જીવન આ લોકમાં હોવાથી અહીંના અનુભવ પ્રત્યક્ષ અનુભવ કરી મેળવી શકાય છે એમ કહેવામાં આવે છે.

### સ્વર્ગલોક

( ૨ ) **परलोक**– બીજો લોક એમાં આ દેહ છોડયા પછી પ્રાપ્ત થનારા લોકનો સમાવેશ થાય છે. આ સ્થૂલ દેહથી આ જગતમાં જે પ્રકારે વ્યવહાર થઇ શકે છે, તે પ્રકારે સૂક્ષ્મ દેહથી અન્ય લોકમાં વ્યવહાર થાય છે પણ તેમાં થોડો ફેર છે. સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ આ ચાર પ્રકારનો દેહ મનુષ્ય પ્રાપ્ત કરી શકે છે. આ દેહ એક બીજાની અંદર રહે છે. જે પ્રકારનું સ્થૂલ દેહનું કાર્યક્ષેત્ર આ દૃશ્ય જગતમાં છે તે પ્રકારે સૂક્ષ્મ દેહનું કાર્યક્ષેત્ર સૂક્ષ્મ જગતમાં હોય છે સ્થૂલદેહ વડે સૂક્ષ્મ જગતમાં કાર્ય થઇ શકતું નથી પરંતુ સૂક્ષ્મદેહથી સ્થૂલ જગતમાં અંશરૂપે પ્રેરણાનું કાર્ય થઇ શકે છે. આ વાત સત્ય છે તેમજ કેવળ સૂક્ષ્મદેહોથી એટલે મરણના પછી અવશિષ્ટ રહેવા છતાં સૂક્ષ્મદેહથી આ સ્થૂલજગતમાં કાર્ય કરી શકાતું નથી. આ મૃત્યુ અને સ્વર્ગલોક વિષે વિચાર કરવા માટે આ વ્યવસ્થાની ઠીક કલ્પના હોવી જોઇએ.

### વાસના દેહ

સ્થૂલ દેહનુ કાર્ય તો બધા જાણે છે. તેની અંદર એક તો પહેલવહેલો સૂક્ષ્મદેહ ' વાસના દેહ ' છે. માણસની વાસનાઓ ભદ્ર અને અભદ્ર હોય છે, તે બધી આ દેહથી કરે છે. જે માણસ ઘાતપાત, હિંસા વગેરે અભદ્ર વાસનાઓ વડે પોતાને અપવિત્ર કરે છે અને એવા દુષ્ટ પ્રકારના વ્યવહારમાં પોતાનું જીવન બરબાદ કરે છે, તેમનો આ વાસનાદેહ ઘણો અત્યંત મલીન હોય છે અને જે લોકો પોતાની વાસનાઓ પવિત્ર રાખે છે, શુદ્ધ અને નિષ્પાપ કામનાઓ ધારણ કરે છે તેમનો વાસનાદેહ શુદ્ધ અને પવિત્ર બને છે.

મૃત્યુ આવવાથી મનુષ્યનો સ્થૂલદેહ નષ્ટ થાય તો પણ સ્થૂલદેહથી આ ' વાસના દેહ ' નષ્ટ થતો નથી. એટલે મરણ પછી પણ અને સ્થૂલદેહ નષ્ટ થઇ ગયા પછી પણ આ જીવ પોતાના વાસના દેહથી પોતાની વાસનાઓ કરતો રહે છે. આમરણાન્ત હિંસકવૃત્તિથી રહેનારા મનુષ્યની વાસનાઓ હિંસામય ક્રૂર હોય છે અને શાંત તેમજ સમવૃત્તિથી રહેનારા મનુષ્યની વાસનાઓ શાંતિના કારણે પૂર્ણનિર્ભયવૃત્તીની હોય છે. હિંસાપૂર્ણ વાસનાઓથી અશાંતિ અને નિર્ભયતાની વાસનાઓના કારણે શાંતિ થાય છે. વાસનાદેહના કાર્યક્ષેત્રમાં મનુષ્યને આ પ્રકારે સુખદુઃખ કેવળ પોતાની વાસનાઓથી જ પ્રાપ્ત થાય છે. ખરાબ વાસનાઓના પ્રાબલ્યથી જે અશાંતિ થાય છે તેનું નામ છે નરક અને શુભ વાસનાઓની પ્રબળતાથી મનુષ્ય સ્વર્ગ સોપાનના માર્ગથી ઉપર ચઢે છે એટલે શાંતિ સુખનો અનુભવ મરણોત્તરના સમયમાં પણ કરે છે. મનુષ્ય સ્વર્ગ અને નરક પોતેજ પોતાના માટે બનાવે છે, એમ જે કહેવામાં આવે છે તેનું આજ કારણ છે. જે માણસ પોતાની અંદર શુભ વાસનાઓ સ્થિર કરે છે અને આત્મશુદ્ધીનું સાધન કરે છે તે પોતાના માટે સ્વર્ગ તૈયાર કરે છે અને જે મનુષ્ય પોતાની અંદર હીન વાસનાઓ વધારે છે તે પોતાના માટે નરકનો અગ્નિ પ્રજ્વલિત કરે છે.

### નરકનું દુઃખ

કામી અને ક્રોધી પુરુષ પોતાની ખરાબ વાસનાઓ અતૃપ્ત રહેવાના સમયે કેવા તડફડતા રહે છે એનો અનુભવ જેમને છે તે જાણી શકે છે કે મરણ પછીના કાળમાં અશુભ વાસનાઓ ભભૂકી ઉઠવાથી મૃતાત્માને કેવી રીતે તડફડવું પડે છે, એજ નરકવાસ છે. આ વાસના દેહની ખરાબ વાસનાઓની જાળ જ્યાં સુધી ચાલુ રહે છે ત્યાં સુધી આ તડફડવું તેના માટે અપરિહાર્ય બને છે અને બીજો કોઇ તે સમયે તેના આ કષ્ટોને દૂર કરી શકતો નથી. કારણ કે તેને આ કષ્ટ તેના પોતાની અંદરની વાસનાઓના કારણે થાય છે. જ્યારે વાસનાઓ જાગૃત થયા પછી તેમનો પરિણામ ન થવાના કારણે થોડી વાર પછી તેની તે વાસનાઓ પોતેજ નષ્ટ થાય છે ત્યારે તેનો નરકવાસ સમાપ્ત થાય છે.

આ રીતે શુભાશુભ વાસનાઓના મોજાં ઉઠવાં જ્યારે બંધ થઇ જાય છે ત્યારે તેનો આ ભોગ સમાપ્ત થાય છે. જાણે આ સમયે તેનો વાસનાદેહ પણ ફાટી જાય છે. એટલે એનો વાસના દેહનો પણ મૃત્યુ થઇ જાય છે. આ વાસના દેહથી મનુષ્ય સ્વપ્ન જુએ છે, શુભ અને અશુભ સ્વપ્નનો અનુભવ થવો શુભાશુભ વાસનાઓના કારણે જ બને છે. જો મનુષ્ય પોતાના સ્વપ્નોનો વિચાર કરશે તો પણ તેને પોતાના મરણોત્તર સ્થિતીની કલ્પના થઇ શકે છે અને પોતાની વાસનાઓની શુભાશુભ અવસ્થાનો તાગ એને લાગી જાય છે. તેમજ મરણ પછી નરક પ્રાપ્ત થવો અથવા સ્વર્ગ પ્રાપ્ત થવું તેનું જ્ઞાન હરકોઇને એથી થઇ શકે છે. આપણી પોતાની વાસનાઓની પરીક્ષાથી આ બધું સમજવા કઠણ નથી.

### કલ્પવૃક્ષ અને કામધેનુ

જ્યારે ઉપર કહેલો વાસના દેહ મૃત્યુ પામે છે ત્યારે તે મૃતાત્માનો કારણદેહ કાર્ય કરવા લાગે છે. અહીં જો તેના વિચારો સત્ય અને શુભ એવા હોય તો તેને પોતાના સંકલ્પોથી સુખ અને આનંદ મળી શકે છે. જે કલ્પના હોય તે આ વખત મૂર્તરૂપમાં પ્રગટ થાય છે. આ જ છે કલ્પવૃક્ષનું

સ્થાન, આ સ્વર્ગીય કામધેનુ પણ છે. જે કલ્પના ઉત્પન્ન થશે તે મૂર્ત સ્વરૂપ લઇ તેની સામે ઉપસ્થિત થશે. શુભ મંગલ કલ્પનાઓથી સુખ અને બીજી કલ્પનાઓથી દુઃખ થશે. કલ્પવૃક્ષ નીચે બેસી જે મનુષ્ય " વાઘનો હુમલો પોતાના ઉપર થવાની કલ્પના ' કરશે તો તેને તેવી કલ્પના આવતાંજ વાઘનો હુમલો થઇ તે મરી જશે; તેમાં કલ્પવૃક્ષનો કોઇ દોષ નથી, પરંતુ કલ્પના કરનારાનો દોષ છે, કારણુ કે બીજો મનુષ્ય સુંદર ફ્ળો જમવાની ઇચ્છા કરી સુમધુર ફ્ળોનો આસ્વાદ પણ લેશે, આ કેવળ કલ્પનાની રમત છે. તે કારણે દેહની અવસ્થામાં આ જ સંકલ્પોની રમત ચાલે છે, જો તેના શુભ સંકલ્પો હશે તો આ સમયે તેના માટે તે શુભ સંકલ્પો અત્યંત સુખકારક થઇને તે સુખ આપે છે. સ્વર્ગલોકમાં ઘી, દૂધ, મધની મધુર નદીઓ પ્રાપ્ત થશે અને બીજું પણ સુખ મળશે, એમ જે આ સૂક્તમાં કહ્યું છે તે સુખ આ પ્રકારે તેના શુભ વિચારોના કારણે તેને પ્રાપ્ત થશે. મધની કલ્પના આવતાં જ તેને તે પ્રાપ્ત થશે અને આ જ પ્રકારે બીજા સુખો પણ તેને મળશે. મંત્ર ૫ થી ૮ સુધી જે સ્વર્ગ સુખનું વર્ણન કરેલું છે તેનું તાત્પર્ય આજ છે. આઠમા મંત્રમાં—

**विश्वरूपा धेनुः कामदुघा मे अस्तु ।** ( મં. ૮ )

' વિશ્વરૂપી કામનાઓ પૂર્ણ કરનારી કામધેનુ મને સ્વર્ગમાં મળે ! એમ જે કહ્યુ છે, તે કામધેનુ આ સમયે આ રીતે પ્રાપ્ત થાય છે. આ સ્વર્ગલોકના સંકલ્પનો પ્રભાવ જુઓ કેવું વર્ણન કરેલું છે—

## સંકલ્પ સિદ્ધિ

**अथ यद्यन्नपानलोककामो भवति... ॥ ७ ॥**
**अथ यदि गीतवादित्रलोककामो भवति... ॥ ८ ॥**
**अथ यदि स्त्रीलोककामो भवति .. ॥ ९ ॥**
**यं यं कामयते सोऽस्य संकल्पादेव समुत्ति-**
**ष्ठति तेन संपन्नो महीयते... ॥ १० ॥**
( છાં. ૮।૨।૭-૧૦ )

' અન્નપાન, ગાયનવાદ્ય, સ્ત્રી સુખ વગેરે જેની ઇચ્છા તે આ સમયે કરે છે, તેના સંકલ્પથી જ તેને તે બધા સુખોની પ્રાપ્તિ થાય છે. ' આ છાંદોગ્ય ઉપનિષદ્‌માં કેટલું વર્ણન આ સૂક્તના વર્ણનની સાથે વાચકો જોશે તો તેમને ખબર પડશે કે બંને વર્ણનનો ભાવ સમાન-એક સરખો જ છે.

સ્વર્ગમાં મધ, દહીં, દૂધ, ઘી શુદ્ધોદક વગેરેની નહેરો છે, આ વાત સાચું કહેવું તો ખરી નથી. પણ મનમાં મધની કલ્પના આવતા વેંત કલ્પના કરે તેટલો જાણે મધનો તલાવ તેને મળી ગયો હોય તો તેના સેવનથી જેટલો આનંદ થાય તેટલો આનંદ કેવળ સંકલ્પના પ્રભાવથી જ તેને મળી શકે છે.

આ સૂક્તમાં ' સ્વર્ગલોકમાં પુષ્કળ ( **बहु स्त्रैणं** ) સ્ત્રી સુખ ( મં. ૨ ), મધુરરસની ધારાઓ ( **मधुमत् पिन्वमानाः धाराः** )( મં. ૫-૬ ), ( **घृतह्रदाः** ) ઘીના તલાવ ( **मधुकूलाः** ) મધની નદીઓ, ( **क्षीरेण दध्ना पूर्णाः** ) દૂધ અને દહીંથી ભરેલા હોજ ( મં. ૮ ) વગેરે જે વર્ણન છે તે ઉપર કહ્યા મુજબ જ અનુભવમાં આવનારું છે, આ વાતનું વાચકોએ સ્મરણ રાખવું. ' કારણુ ' શરીરની આ વ્યવસ્થા છે, જ્યાં સંકલ્પની સિદ્ધિ હોય છે.

## કુરાનમાં બહિશ્ત

કુરાન શરીફ્માં જે ' બહિસ્ત ' ની કલ્પના છે અને તે બહિશ્તમાં પાણીના સ્રોત વહે અને મધની નદીઓ હોવાનું જે વર્ણન છે તે આ સૂક્તમાંથી લીધેલું લાગે છે. આ સૂક્તના પાંચમા મંત્રમાં ' **बहिष्ठाः** ' શબ્દ છે જે સ્વર્ગદાયક યજ્ઞનો વાચક છે અને સાથે સાથે સ્વર્ગનો પણ દૂરતઃ વાચક જ છે, તેનું રૂપાન્તર કુરાન શરીફ્નો ' બહિશ્ત ' છે. નદી અને સ્રોત એટલે જલપ્રવાહ બંને સ્થાન ઉપર સમાન જ છે. પણ વેદાદિ ગ્રંથોમાં જે સ્વર્ગની કલ્પના વિશદ કરેલી છે અને ઉપર બતાવેલી છાંદોગ્યોપનિષદ્‌માં જે કલ્પના સ્પષ્ટ કરાએલી છે, તે પ્રકારે કુરાન શરીફ્માં નથી. તેથી તે ગ્રંથને માનનારાઓને લાગે છે ત્યાં ખરેખર મધની નદીઓ છે. પરંતુ વૈદિક ધર્મના ગ્રંથોમાં સ્વર્ગની સ્પષ્ટ કલ્પના બતાવેલી છે, એટલે અમને ચોક્કસ ખબર છે કે ત્યાં સંકલ્પબળના કારણે ઉપર કહ્યા મુજબ અનુભવ આવે છે અને ત્યાંના અનુભવ આ ' કારણ ' શરીરની અવસ્થામાં ખરેખર સત્ય છે. બીજા ધર્મગ્રંથોના વચનોનો વેદવચનો જોડે આ પ્રકારે તુલનાત્મક વિચાર કરવામાં આવે તો તેમના સંદિગ્ધ વચનોનો સાચો અર્થ ધ્યાનમાં આવી જશે, અને ધર્મ વચનોનો સાચો અર્થ બધાને જ્ઞાત થશે એવું થવાથી કેટલાએ ઝગડા મટી જશે. પરંતુ એમ થવા માટે ધર્મગ્રંથોના વચનોનો તુલનાત્મક વિચાર થવો આવશ્યક છે, જ્યારે તે શુભ સમય આવી જશે ત્યારે જ સત્યધર્મનો પ્રચાર અને વિચાર સંભવનીય છે.

## મનો-રથ

આ પ્રકારે સ્વર્ગની પુષ્કરિણી અને કામધેનુ શું છે, તેનું તાત્પર્ય શું છે અને તેનો અનુભવ કયે વખતે કેવા પ્રકારે પ્રાપ્ત છે આ વાતનો વિચાર થયો. સ્વર્ગધામનો અનુભવ

' કારણ ' શરીરમાં ઉપર કહ્યા મુજબ થાય છે તેને ' મનો-દેહ ' અથવા ' મનોરથ ' એટલે મનરૂપી રથ પણ કહી શકાય છે, તેનું વર્ણન ચોથા મંત્રમાં આ પ્રકારનું છે —

**रथी ह भूत्वा रथयान ईयते । ( મં. ૪ )**

' આ રથમાં બેસે છે અને મહારથી બની ચાલે છે '

આ તેનો ' **મનો-રથ** ' જ છે.

મનના સંકલ્પના રથમાં બેસે છે અને જે સુખની ઇચ્છા કરે છે, કેવળ સંકલ્પ વડે જ તે પ્રાપ્ત કરે છે. હવે વાચકોએ આ ઉપરથી વિચાર કરવો કે માણસે જીવતા શુભ સંકલ્પ સ્થિર કરવાની કેટલી જરૂરી છે. સંકલ્પ અશુભ હોય તો તેજ સંકલ્પો રાક્ષસ બની આ વખતે તેના પાછળ પડે છે અને અનેક ભયંકર દશ્યોનો અનુભવ આ સમયે તેને પ્રાપ્ત થાય છે. ભયંકર ભીતીથી વ્યાકુળ થાય છે. તેની કલ્પના વાચકોને આ પહેલાના વર્ણનથી થશેજ.

શુભ સંકલ્પોને મનમા સ્થિર કરનારાઓ માટે જે લાભ થાય છે, તેનું વર્ણન આ સૂકતમાં નીચે મુજબ કહેલું છે—

**नैवां शिस्नं प्रदहति जातवेदाः । ( મં. ૨ )**
**नैनान् यमः परि मुष्णाति रेतः । ( મં. ૪ )**

' અગ્નિ શુભ સંકલ્પધારી મનુષ્યના શિસ્નને બાળતો નથી. અને યમ તેનું વીર્ય ઓછું કરતો નથી. ' અર્થાત્ જે અશુભ વિચારોનું સતત ચિંતન કરતા રહે છે તેમનું શિસ્ન અગ્નિ બાળે છે અને યમ તેને નિર્વીર્ય કરે છે. આવા અશુભ વિચારોના કારણે તે માણસ ઇન્દ્રિય શક્તિથી હીન થય છે અને ક્ષીણ-વીર્ય બને છે. આ દુનિયામાં પણ આ અનુભવ વાચકોને મળી શકે છે જે દુરાચારી હોય છે અને દુષ્ટ વિચારોથી પોતાના મનને કલંકિત કરે છે તે અહીં ક્ષયી નિર્વીર્ય અને નિસ્તેજ થાય છે. મરણ પછી વાસના દેહમાં જે સમયે તેની વાસનાઓ ભભૂકી ઉઠે છે, તે સમયે તેમાં બળી જવાના કષ્ટ વાચક કલ્પનાથી જ જાણી શકે છે. વિષય વાસનાની જ્વાળાઓ ભભૂકી ઉઠી તેને પ્રતિક્ષણ બાળતી રહે છે અને તે સમયે તેની જલનશક્તિ અસહ્ય થઇ જાય છે. આ તો અનિયમિત વર્તાવ કરનારાઓની અવસ્થા છે. ધર્મ નિયમોથી ચાલનારાઓની અવસ્થા જુઓ—

### યમોનું પાલન

**( यः ) यम आसो ( स ) उप याति देवान् । ( મં. ૩ )**

' જે યમમાં રહે છે તે દેવોને પ્રાપ્ત થાય છે ' એટલે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આ પાંચ યમોને જે પોતાના આચરણમાં આણે છે તે સ્વર્ગ નિવાસી દેવ જ બની જાય છે. શુભ વિચાર તેના મનમાં સ્થિર રહેવાના કારણે મરણ પછી દુષ્ટવાસનાઓના કષ્ટ તેને થતાં નથી પરંતુ તે સરળસ્વર્ગ ધામમાં કલ્પવૃક્ષોના વનમાં કામધેનુઓનું દૂધ પીતો અને અમૃતરસ ધારાઓનો મધુર સ્વાદ લેતો ઉપર કહ્યા મુજબ આનંદમાં રહે છે અને હરેફરે છે. તે શુભ સંકલ્પથી શુદ્ધ પવિત્ર અને મલરહીત બની પરિશુદ્ધ અવસ્થામાં વિચરે છે. ( મં. ૨ )

માણસે પ્રયત્ન કરી પોતાની મનોભૂમિકા આવી બનાવવી આવશ્યક છે. આ બધી ઉન્નતિ યજ્ઞ વડે થાય છે અને આજ કાર્યના માટે આ ' **વિષ્ટારી યજ્ઞ** ' ની રચના કરાએલી છે.

### બ્રાહ્મણનું ઘર

આ યજ્ઞમાં બ્રાહ્મણોને અન્નદાન કરાય છે. અહીં પ્રશ્ન એવો ઉપસ્થિત થાય છે કે આ અન્નદાન બ્રાહ્મણોને જ કેમ થાય છે ? અને તેનું મોટું વિસ્તૃત ફળ કેમ હોય છે ? બ્રાહ્મણની કલ્પના એટલે કોઇ એક ગૃહસ્થની કલ્પના નથી પ્રત્યેક બ્રાહ્મણ અધ્યયન અધ્યાપન કરનારો હોવાના કારણે દરેક સાચા બ્રાહ્મણનું ઘર વિદ્યાલય અથવા વિશ્વવિદ્યાલય બને છે. માટે જે દાન એવા બ્રાહ્મણોને અપાતું તે વિશ્વવિદ્યાલયને જ અપાયું એમ થતું. થોડા વિદ્યાર્થીઓને વિદ્યાદાન કરનાર બ્રાહ્મણ આચાર્ય પદવીને માટે લાયક હતો અને હજારો વિદ્યાર્થીઓને વિદ્યા આપનારા બ્રાહ્મણને કુલપતિ કહે છે. એટલે આ એકેક પાસે વિદ્યાર્થીઓની સંખ્યા અનુસાર સેંકડો અધ્યાપક ગણો હોય. એટલે બ્રાહ્મણનો અર્થ ગુરુકુલ, વિદ્યાલય અને વિશ્વવિદ્યાલયના આચાર્ય અને ભટ્ટાચાર્ય તેમને દાન આપવાથી તે દાન બધા વિદ્યાર્થીઓનું ભલું કરતું એટલે પરંપરાથી તે દાન રાષ્ટ્રના દરેક ઘર સુધી પહોંચી જતું.

### ગુરુ-કુલ

રાષ્ટ્રના વિદ્યાર્થી પ્રાયઃ ત્રણ વર્ણના વિદ્યાર્થી અથવા સમયસર પાંચ વર્ણના પણ વિદ્યાર્થી–બ્રાહ્મણોના ઘરોમાં રહી વિદ્યાભ્યાસ કરતા. કોઇ બ્રાહ્મણ એવો ન હોય કે જે અધ્યાપન કરતો ન હોય એક એક કુલપતીના આશ્રમમાં દસ હજારથી માંડી સાઠ હજાર સુધી વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા અને પ્રાયઃ બ્રાહ્મણોના ઘર ' **ગુરુ-કુલ** ' જ હતાં, વાચક આ અવસ્થા પોતાની આંખ સામે લાવશે તો તેમને પત્તો લાગશે કે બ્રાહ્મણોને આપેલું દાન બધા રાષ્ટ્રમાં અથવા બધી જનતામાં કઇ રીતે વિસ્તૃત બનતું રહેતું, પ્રસરીને દરેકોઇની પાસે કેવી રીતે પહોંચી જતું.

### દાનની રીત

એવા બ્રાહ્મણોના આશ્રમોમાં જમીન ખોદી કુવા બાંધી પાણીનું દાન કરવું, પુષ્કળ દૂધ આપનારી ગાયો તેમને આપી દૂધ, મધ, મીઠું, ખડી સાકાર, ઘી, માખણ વગેરેનું દાન આપવું, ઘઉં, ચોખા વગેરે અનાજ આપવું અથવા જ્યાં અનાજ સારું પાકે છે એવી જમીન દાન આપવી અથવા આશ્રમમાં અનાજ લઇ જઇ ત્યાં રાંધી બધા આશ્રમવાસીઓને જમાડવા; અથવા લાડુ, મિઠાઇ જેવા પદાર્થો બનાવી ત્યાં મોકલવા અથવા બીજી કોઇ રીતે અન્નદાન કરવુ આ વિસ્તારી યજ્ઞની રીત છે, આ મોટો ઉપકારી યજ્ઞ છે. આ દાનયજ્ઞ કરવાથી પ્રથમ કહેલા પ્રકારે સ્વર્ગ વગેરેનું સુખ પ્રાપ્ત થઇ શકે છે

### શુભ ભાવનાની સ્થિરતા

જ્યારે મનુષ્ય આ પ્રકારનું દાન કરે છે ત્યારે તેના મનમાં શુભ ભાવનાઓ થાય છે, વારંવાર આ પ્રકારનું દાન કરવાથી તેવી શુભ ભાવનાઓ મનમાં સ્થિર બની જાય છે દાન કરવાથી મનની પ્રસન્નતા વધે છે. પોતે ભોગ ભોગવવાથી જે પ્રસન્નતા પ્રાપ્ત થાય છે તે કરતાં દાનથી વધારે પ્રસન્નતા પ્રાપ્ત થાય છે અને વાર વાર દાન આપવાથી તે મનમાં સ્થિર બની જાય છે આ રીતે આ વિસ્તારી યજ્ઞ મનુષ્યના મન ઉપર શુભ સંસ્કાર સ્થિર બનાવે છે

આજ શુભ સંસ્કાર તેના મનને જીવિત અવસ્થામાં પ્રસન્ન રાખે છે અને મરણ પછી પણ ઉપર કહ્યા મુજબ પ્રસન્નતા આપે છે આ રીતે આ યજ્ઞ મનુષ્યની ઉન્નતિ કરે છે!

## યજ્ઞનું સાચું ફળ

### કાંડ ૬, સૂકત ૧૧૪

( ऋषिः- ब्रह्मा । देवता- विश्वेदेवाः । )

यद्देवा देवहेडनं देवासश्चकृमा वयम् । आदित्यास्तस्मान्नो यूयमृतस्यर्तेन मुञ्चत ॥ १ ॥
ऋतस्यर्तेनादित्या यजत्रा मुञ्चतेह नः । यज्ञं यद्यज्ञवाहसः शिक्षन्तो नोपशेकिम ॥ २ ॥
मेदस्वता यजमानाः स्रुचाज्यानि जुह्वतः । अकामा विश्वे वो देवाः शिक्षन्तो नोप शेकिम ॥ ३ ॥

---

અર્થ— હે ( देवासः ) દેવો ! ( वयं देवासः यद् देवहेडनं चकृम ) અમે પોતે દેવી શક્તિથીયુક્ત હોવા છતાં પણ જે દેવોનો અનાદર કરીએ છીએ, હે ( आदित्याः ) આદિત્યો ! ( यूय तस्मात् नः ऋतस्य ऋतेन मुञ्चत ) તમે બધા તેનાથી અમને યજ્ઞના સત્ય વડે છોડાઓ. [ ૧ ]

હે ( आदित्याः ) આદિત્યો ! ( यजत्रा ) યાજકો ! હે ( यज्ञवाहसः ) યજ્ઞ ચલાવનારાઓ ! ( यद् यज्ञं शिक्षन्तः न उपशेकिम ) જો અમે યજ્ઞની કેળવણી પ્રાપ્ત કરવા છતાં પણ તે યથાવત્ ન કરીએ ( नः ऋतस्य ऋतेन इह मुञ्चत ) અમને યજ્ઞના સત્ય વડે અહીં જ મુક્ત કરો. [ ૨ ]

હે ( विश्वेदेवाः ) બધા દેવો ! ( वः शिक्षन्तः अकामाः न उपशेकिम ) તમારા પાસેથી જ્ઞાન મેળવવા છતાં અમે નિષ્ફળ બની જો તે પૂર્ણ ન કરી શકીએ તો પણ ( मेदस्वता स्रुचा आज्यानि जुह्वतः ) ઘૃત યુક્ત ચમસથી ઘીનું હવન કરનારા અમે ( यजमानाः ) યજમાન તો બનીશું જ [ ૩ ]

---

ભાવાર્થ— દેવોના વિષે જે તિરસ્કાર કદી કદી અમારાથી બની જાય, તો તે પાપમાંથી અમે યજ્ઞના સાચા ફળ વડે મુક્ત થઇએ. ( ૧ )

અમે પોતાના તરફથી યજ્ઞની સંપૂર્ણ તૈયારી કરીએ છીએ, તો પણ તેમાં જે ખામીઓ રહી હોય, છે તો તે પાપથી અમે યજ્ઞના સત્ય ફળના કારણે મુક્ત થઇશું (૨)

અમે ઉત્તમ જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરવા છતાં પણ જે દોષ અમારાથી થાય છે તેનું નિવારણ યજ્ઞમાં જે ઘીની આહુતિઓ

માણસે પ્રયત્ન કર્યા છતાં અનેક દોષ તેનાથી થાય છે, સત્ય યજ્ઞથી તે દોષ દૂર થઇ શકે છે. યજ્ઞ કરવાનો ભાવ એમ છે કે જનતાના કલ્યાણ માટે આત્મસમર્પણ કરવું. આ યજ્ઞ બધા દોષોને દૂર કરી શકે છે.

---

# યજ્ઞથી ઉન્નતિ

## કાંડ ૬, સૂક્ત ૫

( ऋषिः – अथर्वा देवता– इन्द्राग्नी । )

उदे॑नमुत्त॒रं न॑याग्ने घृ॒तेना॑हुत । समे॑नं॒ वर्च॑सा सृज प्र॒जया॑ च ब॒हुं कृ॑धि ॥ १ ॥
इन्द्रे॒मं प्र॑त॒रं कृ॑धि सजा॒ताना॑मसद्व॒शी । रा॒यस्पोषे॑ण॒ सं सृ॑ज जी॒वात॑वे ज॒रसे॑ नय ॥ २ ॥
यस्य॑ कृ॒ण्मो ह॒विर्गृ॒हे तम॑ग्ने वर्धया॒ त्वम् । तस्मै॒ सोमो॒ अधि॑ ब्रवद॒यं च॒ ब्रह्म॑ण॒स्पतिः॑ ॥ ३ ॥

---

અર્થ— હે ( घृतेन आहुत अग्ने ) ઘી ની આહુતિ મેળવેલા અગ્નિ ! ( एनं उत्तरं उन्नय ) આ મનુષ્યને વધુ ઉપર ઉઠાવ ( एनं वर्चसा संसृज ) એને તેજથી સંયુક્ત કર. ( च प्रजया बहुं कृधि ) અને પ્રજાથી સમૃદ્ધ કર. [૧]

હે ઇન્દ્ર ! ( इमं प्रतरं कृधि ) આ મનુષ્યની ઉન્નતિ કર. આ ( सजातानां वशी असत् ) મનુષ્ય સ્વજાતીના પુરુષોમાં બધાને કાબુમાં રાખનારો બને. ( रायस्पोषेण संसृज ) એને ધન અને પુષ્ટિ ઉત્તમ પ્રકારે પ્રાપ્ત થાય અને ( जीवातवे जरसे नय ) દીર્ઘજીવનના માટે વૃદ્ધ થતાં સુધી સુખ સાથે લઇ જા [ ૨ ]

હે અગ્ને ! ( यस्य गृहे हविः कृण्मः ) જેના ઘરમાં હવન કરીએ છીએ, ( त्वं तं वर्धय ) તું તેને વધાર; ( सोमः अयं च ब्रह्मणस्पतिः ) સોમ અને આ બ્રહ્મણસ્પતિ ( तस्मै अधि ब्रवत ) તેને આશીર્વાદ આપે. [ ૩ ]

### હવનથી આરોગ્ય

જેના ઘરમાં હવન થાય છે તેની વૃદ્ધિ થાય છે, અને બધા પ્રકારની ઉન્નતિ થાય છે. તે વિષે જુઓ—

૧ **एनं उत्तरं**– જેના ઘરમાં હવન થાય છે, તે ( उत्-तरः ) વધારે ઉચ્ચતા પ્રાપ્ત કરે છે. પહેલા કરતાં વધારે ઉન્નત થાય છે.

૨ **वर्चसा सं**– જેના ઘરમાં હવન થાય છે, તે તેજસ્વી બને છે.

૩ **प्रजया बहुः**– જેના ઘરમાં હવન થાય છે, તેને ઉત્તમ સંતતિ પ્રાપ્ત થાય છે.

૪ **इमं प्रतरं**– જેના ઘરમાં હવન થાય છે, તે વધારે ઉંચો બને છે. હરેક પ્રકારે તેની શ્રેષ્ઠતા હરકોઇ બાબતમાં જણાઇ આવે છે.

૫ **सजातानां वशी**– સ્વજાતીઓને પોતાના આધીન રાખનારો બને છે, જે દરરોજ હવન કરે છે.

૬ **रायस्पोषेणं सं**– તેનું ધન વધે છે અને પુષ્ટીપણુ વધે છે. તે હૃષ્ટપુષ્ટ થાય છે.

૭ **जीवातवे जरसे नय**– તેને દીર્ઘ આયુ ( જીવન ) પ્રાપ્ત થાય છે.

એટલે જેના ઘરમાં હવન થાય છે તેની હરેક પ્રકારે ઉન્નતિ થાય છે, દરરોજ તેને સુખ અને સૌભાગ્ય પ્રાપ્ત થાય છે, માટે દરરોજ હવન કરવું લાભદાયક છે. હવનથી આરોગ્ય, બળ, દીર્ઘજીવન પ્રાપ્ત થઇ, ધન, કીર્તિ અને બીજા બધા પ્રકારનો અભ્યુદય અને નિઃશ્રેયસ પણ પ્રાપ્ત થાય છે.

# યજ્ઞમાં આત્મસમર્પણ

### કાંડ ૨, સૂક્ત ૩૫

( ऋषिः – अङ्गिराः । देवता – विश्वकर्मा । )

ये भुक्षयन्तो न वसून्यानृधुर्यानुग्नयो अन्वतप्यन्त धिष्ण्याः ।
या तेषामवया दुरिष्टिः स्विष्टिं नस्तां कृणवद्विश्वकर्मा ॥ १ ॥
यज्ञपतिमृषय एनसाहुर्निर्भक्तं प्रजा अनुतप्यमानम् ।
मथव्यान्स्तोकानप यान्रराध सं नष्टेभिः सृजतु विश्वकर्मा ॥ २ ॥
अदान्यान्त्सोमपान्मन्यमानो यज्ञस्य विद्वान्त्समये न धीरः ।
यदेनश्चकृवान्बद्ध एष तं विश्वकर्मन्प्र मुञ्चा स्वस्तये ॥ ३ ॥
घोरा ऋषयो नमो अस्त्वेभ्यश्चक्षुर्यदेषां मनसश्च सत्यम् ।
बृहस्पतये महिष द्युमन्नमो विश्वकर्मन्नमस्ते पाह्यस्मान् ॥ ४ ॥

---

અર્થ— ( ये भक्षयन्त ) જે માણુસો અન્ન સેવન કરવા છતાં ( वसूनि न आनृधुः ) સારી વાતોની વૃદ્ધિ નથી કરતા, તેમજ ( यान् धिष्ण्या अग्नयः ) જેમના સંબંધે બુદ્ધિના અગ્નિ, ( अन्वतप्यन्त ) પશ્ચાતાપ કરે છે, ( तेषां या अवया दुरिष्टिः ) તેમની જે અવનતિકારક સદોષ ઇષ્ટિની પદ્ધતિ છે, ( विश्वकर्मा तां नः सु-इष्टिं कृणवत् ) વિશ્વની રચના કરનારો પ્રભુ તેને અમારા માટે ઉત્તમ ઇષ્ટિ કરે. [ ૧ ]

( प्रजाः अनुतप्यमानं ) પ્રજાઓ વિષે અનુતાપ કરનારા, ( यज्ञपतिं ऋषयः एनसा निर्भक्तं आहुः ) યજ્ઞના પતીને ઋષિપાપથી જુદો કહે છે, ( यान् मथव्यान् स्तोकान् अप रराध ) જે વલોવવાલાયક રસભાગોને સમર્પિત કરી રહ્યો તે ( विश्वकर्मा तेभिः नः सं सृजतु ) વિશ્વની રચના કરનારો તેમની સાથે અમને સંયુક્ત કરે. [ ૨ ]

( सोमपान् अदान्यान् मन्यमानः ) સોમપાન-યજ્ઞ-કરનારાઓને દાન આપવા અયોગ્ય સમજનારો ( न यज्ञस्य विद्वान् ) ન તો યજ્ઞનો જાણકાર થાય છે અને ( न समये धीरः ) સમયપર ધૈર્ય ધારણ કરનારો પણ થતો નથી. ( एषः बद्धः यत् एनः चकृवान् ) આ બદ્ધ થયેલો મનુષ્ય જે પાપ કરે છે, હે ( विश्वकर्मन् ) વિશ્વની રચના કરનાર ! ( तं स्वस्तये प्रमुञ्च ) તેને કલ્યાણ માટે ખુલ્લો કરી નાંખ. [ ૩ ]

( ऋषयः घोराः ) ઋષિઓ ઘણા તેજસ્વી હોય છે, ( एभ्यः नमः अस्तु ) તેમને નમસ્કાર હો. ( यत् एषां चक्षुः मनः च सत्यं ) કારણ કે તેમની નજર અને મન સત્યભાવથી પૂર્ણ હોય છે. હે ( महिष विश्वकर्मन् ) વિશ્વના ભગવાન્ રચયિતા ! ( बृहस्पतये द्युमत् नमः ) જ્ઞાનપતીના માટે વ્યક્ત નમસ્કાર હો, ( अस्मान् पाहि ) અમારૂં રક્ષણ કર, ( ते नमः ) તારા માટે નમસ્કાર હો. [ ૪ ]

---

ભાવાર્થ— જે અન્ન ખાય છે છતાં પણ શ્રેષ્ઠ કર્તવ્ય કરતા નથી, જેના કારણે તેમની બુદ્ધિઓની અંદર રહેલા અગ્નિ પણ ઘણો પસ્તાવો કરે છે. તેમનાથી જે દોષ થાય છે તે સુધરી જાય અને વિશ્વકર્તાની કૃપાથી તે અમારા સત્કર્મમાં સામેલ થાય. ( ૧ )

દુઃખી પ્રજાજનોના સંબંધમાં હૃદયથી તપનારા યજ્ઞકર્તા પુરુષોને નિષ્પાપ સમજે છે, જે સોમનું મંથન કરી યાગ કરે છે, તેમની સાથે વિશ્વકર્તાની કૃપાથી અમારો સંબંધ જોડાઈ જાય ( ૨ )

જે યજ્ઞ કરનારા બ્રાહ્મણોને દાન આપવા માટે લાયક ગણાતો નથી, જે યજ્ઞનું તત્વ જાણતો નથી, તેમજ જે યોગ્ય સમયે ધીરજ બતાવી શકતો નથી, એવો અજ્ઞાની માણસ એવી બદ્ધ અવસ્થામાં જે પાપ કરે છે, તેમાંથી વિશ્વકર્તા જ તેને છોડાવે અને તેનું કલ્યાણ કરે ( ૩ )

ઋષિ ઘણા તેજસ્વી પ્રભાવશાળી હોય છે, કારણ કે તેઓના મનમાં અને દષ્ટિમાં સત્ય ચમકતું રહે છે તે [illegible] અમે પ્રણામ કરીએ છીએ. હે સર્વ શક્તિમાન્ વિશ્વકર્તા ! અમારૂં બધા પ્રકારે રક્ષણ કર, તારા માટે અમે [illegible] કરીએ છીએ ( ૪ )

यज्ञस्य चक्षुः प्रभृतिर्मुखं च वाचा श्रोत्रेण मनसा जुहोमि ।
इमं यज्ञं विततं विश्वकर्मणा देवा यन्तु सुमनस्यमानाः ॥ ५ ॥

અર્થ — ( यज्ञस्य चक्षुः प्रभृतिः मुखं च ) જે યજ્ઞની આંખ, ભરણકર્તા અને મુખની સમાન છે તેને ( वाचा श्रोत्रेण मनसा जुहोमि ) વાણી કાન અને મનથી હું અર્પણ કરું છું. ( सुमनस्यमानाः देवाः ) ઉત્તમ મનવાળા દેવો ( विश्व कर्मणा विततं इमं यज्ञं आयन्तु ) વિશ્વના કર્તા વડે પ્રસરાએલા આ યજ્ઞ તરફ આવી જાય. [ ૫ ]

ભાવાર્થ— હું પોતની વાણી, કાન અને મનથી યજ્ઞના ચક્ષુ, પેટ અને મુખમા આત્માર્પણ કરું છું, કારણ કે વિશ્વકર્તાએ યજ્ઞ પ્રસાર્યો છે, જેમાં બધા દેવો આવી કાર્ય કરે છે. ( ૫ )

# યજ્ઞમાં આત્મસમર્પણ

### અયાજકોની નિંદા

પ્રથમ અને ત્રીજા મંત્રમાં અયાજકોની નિંદા કરી છે. કહ્યું છે કે—' જે અન્ન ખાય છે છતાં યજ્ઞ જેવા સત્કર્મો કરવામાં રુચી રાખતો નથી, બીજા સત્કર્મો પણ કરતો નથી, સદ્ભાવનાઓ પણ પ્રસરાવતો નથી. ' ( મં. ૧ ) તેને સદ્ગતિ કેમ કરી પ્રાપ્ત થશે ? મનુષ્યની બુદ્ધિમાં કેટલાક પ્રકારના અગ્નિ છે, તે સત્કર્મ, સદ્ભાવના અને સદ્વિચારના અભાવના કારણે, તેની બુદ્ધિમાં વસવાના કારણે પશ્ચાતાપ કરે છે. કારણ કે દુષ્ટ માર્ગમાં આ મનુષ્ય હમેશા મગ્નગુલ રહેવાથી તેની બુદ્ધિ–શક્તિનો વિકાસ થતો નથી. ' धिषणा ' શબ્દ બુદ્ધિનોવાચક છે, તેમાં રહેનારો ' धिष्ण्यः अग्निः ' છે. દરેક મનુષ્યની બુદ્ધિમાં તે રહે છે. એવો માણસ જે દુષ્કર્મ કરે છે, તેનાથી તેને પરમાત્મા જ બચાવે અને તે સુધરી પ્રશસ્તતમ યજ્ઞકર્મમાં રત થઈ જાય. ( મં. ૧ ) યજ્ઞ કરનારા બ્રાહ્મણો શ્રેષ્ઠ હોય છે, એ વિષે કોઈ જાતની શંકા નથી. પરંતુ ' જે મનુષ્ય એવા શ્રેષ્ઠ બ્રાહ્મણોને પણ દાનના માટે યોગ્ય–લાયક માનતો નથી, તે યજ્ઞ તત્ત્વ જાણતો નથી તેમજ જે સમજનું મહત્ત્વ પણ જાણતો નથી; આ તેની બદ્ધ સ્થિતિ છે. આ સ્થિતિમાં તે જે કંઈ કર્મ કરે છે, તે પાપમય જ હોય તેમાં કંઈ શંકા જ નથી, પરમાત્મા જ તેને તે પાપથી બચાવે અને સન્માર્ગ પર ચલાવે. ( મં. ૩ ) '.

આ રીતે આ બે મંત્રોમાં યજ્ઞ ન કરનારાઓની નિંદા છે.

### યાજકોની પ્રશંસા

બીજા મંત્રમાં યાજકોની પ્રશંસા કરેલી છે. ' જે દીન અને દુઃખી પ્રજાની તરફ સહાનુભૂતીથી જુએ છે અને તેમના કલ્યાણનું ચિંતન કરે છે તે યાજક નિષ્પાપ છે, એવા યાજકોની સાથે પરમાત્માની કૃપાથી અમારો સંબંધ સ્થિર થાય. ' ( મં. ૨ ) યજ્ઞથી પાપો દૂર થાય છે અને બીજાઓના કલ્યાણ માટે આત્મસમર્પણ કરવાનો યજ્ઞ છે જે પાપ દૂર કરવા માટે સમર્થ છે.

### ઋષિઓની પ્રશંસા

ચોથા મંત્રમાં ઋષિઓની સ્તુતિ આ પ્રકારે કરેલી છે— ' ઋષિ ઘણા તેજસ્વી હોય છે અને તેમના મનમાં તેમજ આંખમાં સત્ય રહે છે, એવા આ ઋષિઓ માટે નમસ્કાર હો. ( મં. ૪ )

આ વર્ણનમાં ( घोरा ऋषयः ) ઋષિઓના માટે ' घोर ' એવું વિશેષણ આવેલું છે, તેનો અર્થ ' ઉચ્ચ ' ( Sublime ) શ્રેષ્ઠ, ઉન્નત એવો થાય છે. ઋષિ ઉન્નત હોવાનો હેતુ આ મંત્રમાં એવો આપ્યો છે કે ' તેમના મનમાં અને નજરમાં હમેશા સત્ય જ રહે છે, ' તેઓ અસત્ય વિચાર કદી પણ મનમાં આણતા નથી અને તેમની દૃષ્ટિ હમેશા સત્યથી ઉજ્જ્વલ હોય છે. આ વાત તો ઋષિઓ વિષે થઈ. પણ અહીં અમને એવો બોધ મળે છે કે ' જેના મનમાં અને દૃષ્ટિમાં સત્ય તરવરે છે તે માણસ પણ ઋષિઓના સમાન ઉચ્ચ બનશે. ' ઉચ્ચ થવાનો આ ઉપાય છે. સત્યનું પાલન કરવાથી મનુષ્ય ઉચ્ચ બને છે.

### વિશ્વકર્તાની પૂજા

આ સૂક્તની દેવતા ' વિશ્વકર્મા ' છે. વિશ્વનો કર્તા એક પ્રભુ છે, તેની ઉપાસના કરવી એ મનુષ્યમાત્રનું કર્તવ્ય છે. ' આ પ્રભુએ યજ્ઞરૂપી પ્રશસ્તતમ કર્મનો આરંભ કર્યો છે. ' ( મં. ૫ ) આ પ્રભુએ આત્મસમર્પણ કરી સંપૂર્ણ જીવોના કલ્યાણ માટે વિશ્વરૂપી મહાન્ યજ્ઞની રચના બધાથી પહેલાં

કરી છે. તે જોતાં બીજા મહાત્માઓએ પણ જુદા જુદા યત્ન કરવા આરંભ કર્યો. માટે આ 'વિશ્વકર્તાને અમે નમન કરીએ છીએ. તે અમારૂં બધાનું રક્ષણ કરે.' (મં. ૪) આ રીતે તે પ્રભુની પૂજા અને ઉપાસના કરવી મનુષ્યમાત્ર માટે યોગ્ય છે.

આ પ્રકારે આ સૂક્તમાં યજ્ઞમાં આત્મસમર્પણ કરવાનો ઉપદેશ આપેલો છે. આ સૂક્ત દરેકોઇ મનુષ્યને કહે છે કે–

वाचा श्रोत्रेण मनसा च जुहोमि । (મં. ૫)

'વાણી, કાન અને મનથી હું અર્પણ કરૂં છું.' યજ્ઞમાં આત્મસમર્પણ કરવાની તૈયારી પ્રત્યેક મનુષ્યે કરવી, સમર્પણ કરવાના સમયે પાછું ફરવું નહિ. કારણ કે આ પ્રકારના સમર્પણથી જ ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત થય છે.

---

# કાલ (સમય) નો યજ્ઞ

## કાંડ ૩, સૂક્ત ૧૦

(ऋषिः – अथर्वा । देवता – एकाष्टका ।)

प्रथमा ह व्युवास सा धेनुरभवद्यमे । सा नः पयस्वती दुहामुत्तरामुत्तरां समाम् ॥ १ ॥
यां देवाः प्रतिनन्दन्ति रात्रिं धेनुमुपायतीम् । संवत्सरस्य या पत्नी सा नो अस्तु सुमङ्गली ॥ २ ॥
संवत्सरस्य प्रतिमां यां त्वा राज्युपास्महे । सा न आयुष्मतीं प्रजां रायस्पोषेण सं सृज ॥ ३ ॥
इयमेव सा या प्रथमा व्यौच्छदास्वितरासु चरति प्रविष्टा ।
महान्तो अस्यां महिमानो अन्तर्वधूर्जिगाय नवगज्जनित्री ॥ ४ ॥

---

અર્થ—(प्रथमा ह वि+उवास) પહેલી ઉષાની વેળા ઉદયને પ્રાપ્ત થઇ (सा यमे धेनुः अभवत्) તે નિયમમાં ધેનુ જેમ થઇ (सा पयस्वती) તે દૂધ આપનારી ગાય (नः उत्तरां उत्तरां समां दुहां) અમારા માટે ઉત્તરોત્તર એટલે આવનારા વર્ષોમાં દૂધ આપતી રહે [ ૨ ]

(देवाः) દેવો (यां उपायतीं रात्रिं धेनुं) જે આવનારી રાત્રીરૂપી ગાયને જોઇને (प्रतिनन्दन्ति) આનંદિત બને છે, (या संवत्सरस्य पत्नी) જે સંવત્સરની પત્ની રૂપ છે, (सा नः सुमंगली अस्तु) તે અમારા માટે ઉત્તમ મંગલ કરનારી થાય. [ ૨ ]

હે (रात्रि) રાત્રી (यां त्वा) જેવા તને (संवत्सरस्य प्रतिमां) સંવત્સરની પ્રતિમા સમજી (उपास्महे) અમે ભજીએ છીએ, (सा नः आयुष्मतीं प्रजां) તે અમારી દીર્ઘ જીવનવાળી પ્રજાને (रायस्पोषेण संसृज) ધનની પુષ્ટીથી સંયુક્ત કર. [ ૩ ]

(इयं एव सा) આજ તે છે કે (या प्रथमा व्यौच्छत्) જે પહેલા પ્રગટ થઇ અને જે (आसु इतरासु प्रविष्टा चरति) આ ઇતરોમાં પ્રવિષ્ટ થઇ ચાલે છે. (अस्यां अन्तः महान्तः महिमानः) એની અંદર ઘણો મોટો મહિમા છે. (नवगत् वधूः जनित्री जिगाय) આ નવીન કુલવધૂ જનની બની વિજય કરે છે. [ ૪ ]

---

ભાવાર્થ— પ્રથમ ઉષા ઉદયને પ્રાપ્ત થઇ. જે સુનિયમોનું પાલન કરે છે તેના માટે આ વખત કામધેનુ જેવો અમૃત રસ આપનારો બની રહે છે. તે માટે આ સમય અમારા ભવિષ્યના જીવનમાં અમને અમૃત રસ આપનારો બને. (૧)

પ્રાપ્ત થનારી આ રાતરૂપી કામધેનુને જોઇ દેવો આનંદિત થાય છે આ સંવત્સરનો પત્નીરૂપી સમય અમારા માટે ઉત્તમ મંગલ કરનારો બને. (૨)

સંવત્સરની પ્રતિમા સમી આ રાત છે, તેની ઉપાસના અમે કરીએ છીએ માટે તે અમારી સંતતીને દીર્ઘજીવનયુક્ત, ધન અને પુષ્ટિ આપે. (૩)

આજ સમય તે છે કે જે પહેલા પ્રગટ થયો હતો અને અન્ય સમયોની સાથે સંયુક્ત થઇ ચાલતો હતો, આ સમયમા અનેક મહત્ત્વપૂર્ણ શક્તિઓ છે. આ સમય વિજયકારક છે, જે પ્રકારે નવીન કુલવધૂ પ્રથમ સંતાનને જન્મ આપી કુળનું યશ વધારે છે. (૪)

वानस्पत्या ग्रावाणो घोषमक्रत हविष्कृण्वन्तः परिवत्सरीणम् ।
एकाष्टके सुप्रजसः सुवीरा वयं स्याम पतयो रयीणाम् ॥ ५ ॥
इडायास्पदं घृतवत्सरीसृपं जातवेदः प्रति हव्या गृभाय ।
ये ग्राम्याः पशवो विश्वरूपास्तेषां सप्तानां मयि रन्तिरस्तु ॥ ६ ॥
आ मा पुष्टे च पोषे च रात्रि देवानां सुमतौ स्याम ।
पूर्णा दर्वे परा पत सुपूर्णा पुनरा पत । सर्वान्यज्ञान्त्संभुञ्जतीषमूर्जं न आ भर ॥ ७ ॥
आयमगन्त्संवत्सरः पतिरेकाष्टके तव । सा न आयुष्मतीं प्रजां रायस्पोषेण सं सृज ॥ ८ ॥
ऋतून्यज ऋतुपतीनार्तवानुत हायनान् । समाः संवत्सरान्मासान्भूतस्य पतये यजे ॥ ९ ॥

---

**અર્થ**— ( परि वत्सरीणं हविः कृण्वन्तः ) સાંવત્સરિક હવનનું અન્ન તયાર કરનારા ( वानस्पत्याः ग्रावाणः घोषं अक्रत ) વનસ્પતિની સાથે સંબંધ રાખનારા પત્થરો શબ્દ કરી રહ્યા છે. હે ( एकाष्टके ) એક અષ્ટકે ! ( वयं सुप्रजसः सुवीराः ) અમે બધા ઉત્તમ સંતતિવાળા અને ઉત્તમ વીરોવાળા તેમજ ( रयीणां पतयः स्याम ) ધનના સ્વામી થઇએ. [ ૫ ]

હે ( जातवेदः ) ઉત્પન્ન પદાર્થોને જાણનાર અગ્નિ ! ( इडायाः घृतवत् सरीसृपं पदं प्रति ) ગાયના ઘીથી યુક્ત ઝરનારા સ્થાને ( हव्या गृभाय ) હવ્યને ગ્રહણ કર. ( ये ग्राम्याः विश्वरूपाः पशवः ) જે ગ્રામમાં રહેનારા અનેક રૂપના જાનવરો છે ( तेषां सप्तानां रन्तिः मयि अस्तु ) તે સાતોની પ્રીતિ મારામાં થાઓ. [ ૬ ]

હે ( रात्रि ) રાત્રી ! ( पुष्टे च पोषे च मा आभर ) પુષ્ટિ અને પોષણના સંબંધમાં મને ભરી દે. અમે ( देवानां सुमतौ स्याम ) દેવોની સુમતીમાં રહીએ. હે ( दर्वे ) ચમસ ! તું ( पूर्णा परापत ) પૂર્ણ ભરાએલી દૂર જા અને ( सुपूर्णा पुनः आपत ) અને ઉત્તમ પરિપૂર્ણ બની ફરી પાસે આવ. ( सर्वान् सं भुञ्जती ) બધા યજ્ઞોને ઉત્તમ પ્રકારે સેવન કરતી ( नः इष ऊर्जं आभर ) અમારા માટે અન્ન અને બળ લાવી ભરી નાંખ. [ ૭ ]

હે ( एकाष्टके ) એકાષ્ટકે ! ( अयं संवत्सरः ) આ સંવત્સર ( ते पतिः ) તારો પતિ બની ( आ अगन् ) આવ્યો છે. ( सा ) તે તું ( नः आयुष्मतीं प्रजां ) અમારી દીર્ઘ જીવનની પ્રજાને ( रायः पोषेण संसृज ) ધનની પુષ્ટીથી યુક્ત કર. [ ૮ ]

( मासान् ऋतून् आर्तवान् ऋतुपतीन् ) મહિના, ઋતુ, ઋતુ સંબંધી ઋતુપતિઓને તેમજ ( उत हायनान् समाः संवत्सरान् यजे ) અયનવર્ષ, સમવર્ષ અને સંવત્સરને અર્પણ કરું છું અને ( भूतस्य पतये यजे ) ભૂતના સ્વામી માટે યજ્ઞ કરું છું. [ ૯ ]

---

**ભાવાર્થ**— આજે સાંવત્સરિક હવનની સામગ્રી બનાવનારા-સોમરસ નિચોવનારા પત્થરો અને લાકડાનું યંત્ર અવાજ કરી રહ્યાં છે. હે એકાષ્ટકે ! અમે બધા ઉત્તમ સંતાન યુક્ત અને ઉત્તમ વીરોથી યુક્ત બની પુષ્કળ ધનના સ્વામી થઇએ. ( ૫ )

હે જાતવેદ ! તું ગાયના ઘીથી યુક્ત તેમજ જેમાંથી ગાયનું ઘી ઝરી રહ્યું છે એવા ઘીથી પૂર્ણ ભીંજવેલું હવ્ય ગ્રહણ કર. જે અનેક રંગરૂપવાળા સાત ગ્રામ્ય જાનવરો છે તે મારા ઉપર પ્રેમ કરનારા બની મારી સાથે રહે. ( ૬ )

હે રાત્રી ! અમને પુષ્કળ પુષ્ટિ અને શક્તિ આપ. દેવોની મંગલમય બુદ્ધિ અમને સદાય આપે. હે ચમસ ! તું ઘીથી પરિપૂર્ણ બની અગ્નિમાં આહુતિ આપવા માટે આગળ થા અને ત્યાંની દૈવી શક્તિથી પૂર્ણ બની અમારી પાસે ફરી પાછો આવ અને અમારા માટે અન્ન અને બળ વિપુલ પ્રમાણમાં આપ. ( ૭ )

હે એકાષ્ટકે ! આ સંવત્સર તારો પતિરૂપ છે, તેની પત્નીરૂપ તું અમારા બાળકોના માટે દીર્ઘજીવન, આયુષ્ય, ધન અને પુષ્ટિ આપ. ( ૮ )

હું પોતાના દિવસ, પહોર, માસ, ઋતુ, કાલ, અયન અને સંવત્સર વગેરે સમયના અવયવોને ભૂતપતિ પરમેશ્વરને હવન માટે સમર્પિત કરું છું એટલે પોતાના જીવનને યજ્ઞના માટે અર્પણ કરું છું. ( ૯ )

ऋतुभ्यष्ट्वार्तवेभ्यो माद्भ्यः संवत्सरेभ्यः । धात्रे विधात्रे समृधे भूतस्य पतये यजे । ॥ १० ॥
इडया जुह्वतो वयं देवान्घृतवता यजे । गृहानलुभ्यतो वयं सं विशेमोप गोमतः ॥ ११ ॥
एकाष्टका तपसा तप्यमाना जजान गर्भं महिमानमिन्द्रम् ।
तेन देवा व्यसहन्त शत्रून्हन्ता दस्यूनामभवच्छचीपतिः ॥ १२ ॥
इन्द्रपुत्रे सोमपुत्रे दुहितासि प्रजापतेः । कामानस्माकं पूरय प्रति गृह्णाहि नो हविः ॥ १३ ॥

---

અર્થ— ( माद्भ्यः ऋतुभ्यः आर्तवेभ्यः संवत्सरेभ्यः ) મહિના, ઋતુ, ઋતુની જોડે સંબંધ રાખનારા તેમજ વર્ષ આ બધાના માટે અને ( धात्रे विधात्रे समृधे ) ધાતા, વિધાતા તેમજ સમૃદ્ધિના માટે ( भूतस्य पतये यजे ) ભૂતોના પતીના માટે હું અર્પણ કરૂં છું. [ ૧૦ ]

( इडया घृतवता जुह्वत. ) ગાય વડે પ્રાપ્ત થએલા ઘીથી યુક્ત અર્પણ દ્વારા હવન કરનારા ( वयं देवान् यजे ) અમે બધા દેવોનું યજન કરીએ છીએ. ( अलुभ्यतः गोमतः गृहान् ) જેમાં ન્યૂનતા નથી, જે ગાયોથી યુક્ત છે, એવા ઘરોમાં ( वयं उप सं विशेम ) અમે પ્રવેશ કરીશું. [ ૧૧ ]

( एकाष्टका तपसा तप्यमाना ) આ એક અષ્ટકા તપથી તપતી ( महिमानं इन्द्रं गर्भं जजान ) મોટું મહાત્મ્યવાળા ઇન્દ્રરૂપી ગર્ભને પ્રકટ કરતી રહી ( तेन देवाः शत्रून् वि-असहन्त ) તેથી દેવોએ શત્રુઓને જીતી લીધા. ( दस्यूनां हन्ता शचीपतिः अभवत् ) કારણ કે શત્રુઓનો નાશ કરનારો શક્તિશાળી પ્રગટ થયો. [ ૧૨ ]

હે ( इंद्रपुत्रे ) ઇન્દ્ર જેવા પુત્રવાળી ! હે ( सोमपुत्रे ) ચંદ્ર જેવા પુત્રવાળી ! તું ( प्रजापते दुहिता असि ) પ્રજાપતીની કન્યા છે. ( नः हविः प्रति गृह्णीष्व ) અમારો હવિ તું સ્વીકાર કર ( अस्माकं कामान् पूरय ) અને અમારી કામનાઓ પરિપૂર્ણ કર. [ ૧૩ ]

---

ભાવાર્થ— માસ, ઋતુ ( ઠંડી, ઉન્હાળો, વરસાદ સંબંધી ત્રણ ) કાલ, અયન, સંવત્સર વગેરે મારા જીવનના કાલ વિભાગોને ધાતા, વિધાતા, સમૃદ્ધિ આપનારો ભૂતપતિ પરમાત્મા માટે એટલે યજ્ઞના માટે સમર્પિત કરૂં છું. (૧૦)

ગાયના ઘીથી હું દેવોનું હવન કરૂં છું અને એવા યજ્ઞ કરતો હું પોતાના ઘરમાં પ્રવેશ કરૂં છું. અમારા ઘરોમાં પુષ્કળ દૂધ આપનારી ગાયો હમેશા રહે અને અમારા ઘરમાં કદી કોઈ પદાર્થની ઉણપ ન આવે. (૧૧)

આ એકાષ્ટકા તપ કરતાં મહાન્ પ્રભાવશાળી ઇન્દ્ર નામના ગર્ભને ધારણ કરે છે અને પછી પ્રકટ કરે છે આ ઇન્દ્રના પ્રભાવથી શત્રુ દૂર નાસી જાય છે અથવા પૂર્ણ પરાજીત બને છે આ શક્તિશાળી ઇન્દ્ર શત્રુઓનો નાશ કરનારો છે (૧૨)

હે ઇન્દ્રને જન્મ આપનારી ! અને હે સોમને જન્મ આપનારી અષ્ટકે ! તું પ્રજાપતીની પુત્રી છે. આ યજ્ઞમાં જે હવિ અમે અર્પણ કરીએ છીએ તેનો સ્વીકાર કર અને અમારી બધી ઇચ્છાઓ પૂર્ણ કર (૧૩)

## કાલ ( સમય ) નો યજ્ઞ

### કામધેનુ

કાલ એટલે સમય અથવા વખત, આ એક મોટી શક્તિશાળી કામધેનુ છે. આ કયા મનુષ્ય માટે કામધેનુ બને છે અને કોના માટે થતી નથી, તે વિષે પ્રથમ મંત્રમાં કહેલું છે તે મનન કરવા જેવું છે—

प्रथमा व्युवास, सा धेनुरभवद्यमे । ( મં. ૧ )

' પ્રથમ ઉષા પ્રગટ થઇ, તે નિયમોનું પાલન કરનારાઓ માટે દૂધ આપનારી ગાય જેવી થાય છે. ' ઉષા એ સમયની પ્રથમ અવસ્થા છે. આ ઉષાના સમયથી કાલનું માપ શરૂ થાય છે. આ વેળા ' यम ' ના માટે જ દૂધ આપનારી ગાય બનતા બને છે. આ યમ કોણ છે ? યમ તે છે કે—

### યમ

अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः ।

( યોગદર્શન )

' અહિંસા, સત્ય, ચોરી ન કરવી, બ્રહ્મચર્યનું પાલન અને અપરિગ્રહ આ પાંચ યમ છે. ' આ મનુષ્યના માટે યમ-

સલામતના નિયમો છે. તેમની સાથે જ ' શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરભક્તિ આ પાંચ નિયમો પણ જોડાએલા છે. તેમનું પાલન કરનારા એટલે આ નિયમ ઉપનિયમોની અનુસાર આચરણ કરનારા ' યમ ' કહેવાવે છે. નિયમથી ચાલનારા મનુષ્યો ઘણા પ્રભાવશાળી મહાત્મા હોય છે. એવાજ મનુષ્યો માટે આ ' સમય ' કામધેનુ બને છે. પરંતુ અનિયમથી વ્યવહાર કરનારાઓના માટે આ સમય ભયાનક કાલરૂપ બને છે. માટે ઉન્નતિ ઇચ્છનારા મનુષ્યોએ ઉત્તમ નિયમોને અનુકૂલ રહી ચાલવું, સમયનો ઉપયોગ ઉત્તમ રીતથી કરવો અને અભ્યુદય તેમજ નિઃશ્રેયસ પ્રાપ્ત કરી યશના ભાગીદાર બનવું. પ્રત્યેક મનુષ્ય ઇચ્છે છે કે—

સા નઃ પયસ્વતી દુહામુત્તરામુત્તરાં સમામ્ । ( મં. ૧ )

' તે સમય અમારા માટે ઉત્તરોત્તરના જીવનમાં અમૃત રસ આપનારો થાય. ' આ દરેકોઇની ઇચ્છા રહે એ સ્વાભાવિક છે. કારણ કે સુખ તો દરેકોઇને જોઇએ. પરંતુ ઘણા થોડા લોકો સમયનો ઉપયોગ કરવાનું જાણે છે અને યમનિયમોનું ઉત્તમ રીતે પાલન કરનારા તો એમનામાંથી ઘણાં જ થોડા હોય છે. માટે દરેકોઇની ઇચ્છા હોવા છતાં પણ ઘણા લોકો માટે સમય પ્રતિકૂલ હોય છે અને જે પ્રથમ કહ્યા મુજબ યમનિયમોનું પાલન કરી પોતાનું આચરણ સુયોગ્ય બનાવે છે, તેમના માટે જ તે અનુકૂલ હોય છે. વાચકોએ આ નિયમ સર્વપ્રથમ ધ્યાનમાં રાખવો કારણ કે ઉન્નતિ માટે તેની બધાથી પહેલાં જરૂરી છે.

ઉષાથી આ કાલનો પ્રારંભ થાય છે. સમયનો પ્રારંભ ઉષામાં છે. એ બધા જાણે છે કે ઉષાથી દિવસનો પ્રારંભ થાય છે. માટે કેટલાક ઠેકાણે ઉષાને દિવસની માતા કહી છે. રાત્રી ઘણા ભાગે ઉંઘમાં જાય છે માટે ' નિયમોને આચરણમાં લાવવા, સમયનો યોગ્ય ઉપયોગ કરવો. ' વગેરે વાતો ઘણાં ભાગે દિવસની સાથે સંબંધ ધરાવે છે. રાત્રીના સાત આઠ કલાક ઉંઘમાં જાય છે, તે છોડી જે કાર્યનો વખત શેષ રહે છે તેનો સદુપયોગ અથવા દુરુપયોગ મનુષ્ય કરે છે અને ઉન્નત અથવા અવનત થાય છે.

એકપૂર્ણ દિવસમાં ' દિવસ અને રાત ' એવા બે વિભાગ હોય છે. એટલા સમયના આઠ પ્રહર હોય છે. આઠ પ્રહરનું નામ ' अष्टक ' અથવા ' अष्टका ' છે. એક પૂરા દિવસની આ ' एकाष्टका ' છે એટલે આઠ પ્રહરનો સમય છે. દિવસમાં ચાર પ્રહર અને રાત્રીમાં ચાર પ્રહર હોય છે. આ બધાનું મળી એનામ ' એકાષ્ટકા ' છે. આજ આ સૂક્તની દેવતા છે. દિવસના આઠ પ્રહરોનો ઉત્તમ ઉપયોગ કેવી રીતે કરવો એ બતાવવું એજ આ સૂક્તનો ઉદ્દેશ ૨૫૯ છે. પ્રત્યેક દિવસનો ઉપયોગ યોગ્ય રીતે થતો રહે તો સંપૂર્ણ જીવન ઉત્તમ ઉપયોગ થશે. સંપૂર્ણ જીવનનો યજ્ઞ કરવાનું તાત્પર્ય એજ છે.

### અંધકારમય રાત

દિવસે પ્રકાશ હોય છે તેથી માણસો નિર્ભય હોય છે. રાત્રે અંધારું હોવાના કારણે માણસો ડરે છે. તેથી પ્રકાશમય દિવસ વિષે કંઇ કહેવા કરતાં અંધારાથી ભરપૂર એવી રાત્રી વિષે કંઇ કહેવાની ખાસ જરૂરી છે. આ કાર્ય બીજાથી ચોથા મંત્ર સુધી ત્રણ મંત્રોમાં કર્યું છે, તે ત્રણ મંત્રનો આશય એ છે-

' દેવ ભયદાયીની અંધઃકારમયી રાત્રીનું આનંદથી સ્વાગત કરીએ છીએ કારણ કે આ રાત્રી સંવત્સરની પત્ની છે, તે અમારા બધા માટે ઉત્તમ મંગલ કરનારી થાય. ( મં. ૨ ) આ રાત્રીને સંવત્સરની નાની પ્રતિમા સમજી તેનો સન્માન-સ્વાગત કરવું જોઇએ. તે અમને દીર્ઘજીવન, પ્રજા, ધન અને અને પુષ્ટિ આપે. ( મં. ૩ ) આ તે જ છે કે જેથી પહેલી ઉષા ઉગી હતી. તે જ સમયના બીજા વિભાગોમાં પ્રવિષ્ટ થઇ ચાલે છે. આ રાત્રીનું મહાત્મ્ય મોટું છે. તે વીર પુત્રને જન્મ આપનારી કુલવધૂની જેમ યશસ્વિની રાત્રી છે. ( મં ૪ ) '

આ ભાવાર્થ ત્રણ મંત્રોનો છે. આ મંત્રોમાં રાત્રીની ભયાનકતા દૂર કરી તેની મંગલમયતા બતાવી છે. જે રાત્રીને બધા લોકો બીહામણી સમજે છે. તેને જ વેદ મંગલમયી, અનંત મહિમાથી યુક્ત અને કુલવધુની જેમ શાંતિ પક્ષની સૂચક કહે છે. સૃષ્ટિની ઘટનાઓ તરફ જોવાનો આ વેદનો પવિત્ર દૃષ્ટિકોન છે, વાચકો આ દૃષ્ટિકોનથી દુનિયાની સામે જુએ અને તેમાં પરમાત્માના મહિમાનો અનુભવ કરે. જેમ દિવસે પ્રકાશમય પરમાત્મા દેખાઇ આવે છે, તેમ રાત્રે તેનું શાંતિમય સ્વરૂપ પ્રગટ થાય છે. દિવસમાં વિવિધતાનો અનુભવ થાય છે અને રાત્રે તે વિવિધતા બંધ થઇ જાય છે. આ પ્રકારે દિવસમાં અને રાત્રે પરમાત્માનું મંગલ સ્વરૂપ જોવું જોઇએ, એજ વેદને અભીષ્ટ છે.

### સંવત્સરની પ્રતિમા

ત્રીજા મંત્રમાં રાત્રીને સંવત્સરની પ્રતિમા કહી છે. સંવત્સર વરસનું નામ છે. વરસ મોટા કદનું છે તેની પ્રતિમા આ રાત્રી છે. પ્રતિમાનો અર્થ ' प्रतिमान ' છે એટલે માપવાનું સાધન. દિવસ અને રાત્રી બંને મળી અહોરાત્ર સંવત્સરનું માપ કરવાનું સાધન છે. દિવસથી જ વર્ષ મપાય છે. સંવત્સર

પતિ છે અને રાત્રી તેની પત્ની છે. વાર્ષિક સમયનું વિશાલ સ્વરૂપ સંવત્સર છે અને નાનું રૂપ દિવસ અથવા રાત્રી છે. આ જ રાત્રી—

**सा नो अस्तु सुमङ्गली । ( મં. ૨ )**
**सा न आयुष्मतीं प्रजां रायस्पोषेण संसृज । ( મં. ૩ )**
**महान्तो अस्यां महिमानो अन्तः । ( મં. ૪ )**

'આ રાત અમને મંગલમય થાવ. આ રાત અમને ધન અને પુષ્ટિની સાથે દીર્ઘજીવન અને પ્રજા આપે. આ રાત્રીમાં મોટો મહિમા છે.' આ રાત્રીનું વર્ણન નિઃસંદેહ સત્ય છે. રાત્રી ખરેખર મંગલમયી છે. આ રાત્રીમાં નિદ્રાથી વિશ્રામ લેનારો માણસ એટલો આરામ પ્રાપ્ત કરે છે કે જેનું વર્ણન થઇ શકે નહિ અને જેનો અનુભવ હરકોઇને છે. 'જે રાત્રીમાં રતિક્રીડા કરે છે તે બ્રહ્મચર્યનું પાલન કરે છે. ( પ્રશ્ન૩૫૦ ૧૧૩ )' આ ઉપનિષદ્વચન કહે છે કે જે ગૃહસ્થાશ્રમી લોકો નિયમપૂર્વક રાતના સમયે રતિક્રીડા કરે છે અને તે આશ્રમને યોગ્ય એવું આચરણ કરે છે તે બ્રહ્મચર્યનું જ પાલન કરે છે એમ કહેવાય છે. તેથી ઉત્તમ સંતાન ઉત્પન્ન થાય છે જે દીર્ઘજીવી અને તેજસ્વી પણ હોય છે. આ પ્રકારે આ રાત્રીના અનેક મહિમા છે અને તે કારણે રાત ઘણી ઉપકારક છે. વાચકો આ રીતે રાત્રીનો ઉપકાર જુએ અને આ રાત્રીનું સ્વાગત કરે. કેટલાક કહેશે કે રાત્રે ચોર વગેરે તેમજ હિંસક પ્રાણીઓનો ઉપદ્રવ હોય છે માટે રાત્રી ભયાનક છે, તો તે કથન પણ ઠીક નથી કારણ કે તે જ કારણે સ્વસંરક્ષણની શક્તિ મનુષ્યોમાં ઉત્પન્ન થાય છે અને તેથી ધૈર્ય, શૌર્ય પરાક્રમ વગેરે ગુણ વધે છે. આ દૃષ્ટિથી પણ રાતના ઘણો ઉપકારજ છે.

### હવન

પછી પાંચમા મંત્રમાં પત્થરો વડે સોમ વનસ્પતિનો રસ કાઢવો અને યજ્ઞમાં હવન કરવા માટે હવિ તૈયાર કરવો તેનું વર્ણન છે. છઠ્ઠા મંત્રમાં દરેક પ્રકારે હવિ ઘીથી પૂર્ણપણે તરબોળ કરી, જેમાંથી ઘી નિતરતું હોય એવી અવસ્થામાં હવન સામગ્રીની આહુતિઓ નાખવી જોઇએ વગેરે વર્ણન છે. આ બધું યાજકોના માટે ધ્યાનપૂર્વક જોવા જેવું છે. ઘીની અંદર હવામાં રહેલા દોષ દૂર કરવાના ગુણો છે, તે કારણે હવા શુદ્ધિ માટે હવન કરવું જરૂરી છે. મનુષ્ય પોતાના વ્યવહારથી અનેક પ્રકારના ઝેરો હવામાં ફેંકે છે. તેથી તે રોગ નિર્માણ કરનારા ઝેરોને હારવા આ પ્રકારના હવનોની ખાસ આવશ્યકતા છે. આ પ્રકારે હવનો વડે વાયુની શુદ્ધતા કરી ગૃહસ્થ લોકો સુખી, બળવાન્ આરોગ્યસંપન્ન અને સુસંતાનોથી યુક્ત બનશે. એવી સૂચના પાંચમા મંત્રના ઉત્તરાર્ધમાંથી મળે છે. તે સૂચના દરેક ગૃહસ્થે મનમાં ધારણ કરવી જોઇએ. છઠ્ઠા મંત્રના 'ઉત્તરાર્ધમાં ગ્રામ્ય સાત જાનવરો માણસો ઉપર પ્રેમ કરી તેના ઘરમાં રહે' એમ કહ્યું છે. તે ગૃહસ્થાશ્રમનું સ્વરૂપ છે ગૃહસ્થના ઘરમાં, ગાય, બળદ, ઘોડો, બકરી, ઘેટાં વગેરે જાનવરો અને તેમના વછેરા રહે. તે ઘરની શોભા છે અને તેમનો ઉપયોગ પણ છે.

સાતમા મંત્રના બીજા ભાગમાં આહુતિ નાંખવાના ચમસનું વર્ણન કરતી વેળા એક મહત્ત્વપૂર્ણ વાતનો ઉપદેશ કર્યો છે. 'આહુતિ નાંખનારો ચમસ પૂર્ણભરીને અગ્નિ પાસે જાય અને ત્યાંથી અગ્નિની તેજસ્વિતા સાથે લઇ પાછો ફરે અને તે હવન કરનારની તેજસ્વિતા વધારે.'

**पूर्णा दर्वे परापत सुपूर्णा पुनरापत ॥ ( મં. ૭ )**

'ચમસ પૂર્ણ ભરીને દાન આપવા માટે આગળ વધે અને પાછો ફરતી વેળા પણ ત્યાંથી તેજ ભરીને પાછો ફરે.' આમાં ચમસ ભરીને જાય અને ભરીને પાછો આવે એમ કહ્યું છે. દાન આપતી વેળા ચમસ ભરીને યજ્ઞની પાસે જાય અને પોતાની આહુતિ આપી દે, દાન આપતી વેળા કંજુસાઇ ન કરવી એવો બોધ અહીં મળે છે. જે દેવતાને દાન આપ્યું તે દેવતાના પ્રશંસિત ગુણો તે ચમસમાં આવે છે. જાણે કે ચમસ ખાલી થતાં જ તે દેવ પોતાના ગુણો તે ચમસમાં ભરી દે છે. તે ગુણોને ગ્રહણ કરવા માટે તે ચમસ પાછો ફરે છે અને દાન દાતાને ગુણી બનાવે છે એવો આશય છે. આ મંત્રના મનનથી વાચકો પુષ્કળ બોધ મેળવી શકે છે. 'યજ્ઞ' નું 'દાન અને આદાન' આ મંત્રના મનનથી સારી પ્રકારે સમજાય છે. 'જે પોતાની પાસે છે તે બીજાને તેના કલ્યાણ માટે દાન આપવું અને બીજામાં જે શ્રેષ્ઠ ગુણો છે તે અપનાવવા આ યજ્ઞનું તત્ત્વ આ મંત્રથી સ્પષ્ટ થઇ રહ્યું છે. વાચકો તેનું મનન કરે.

પછી આઠમા મંત્રનો આશય બીજા અને ત્રીજા મંત્રના જેવો જ છે તેથી સ્પષ્ટીકરણ વિષે વધારે કંઇ લખવાની આવશ્યકતા નથી.

### કાલનો યજ્ઞ

નવમા અને દશમા મંત્રમાં કાલના અવયવોના નામનો ઉલ્લેખ છે તે કાલના અવયવોનો યજ્ઞ કરવા સંબંધમાં ઘણો મહત્ત્વપૂર્ણ ઉપદેશ છે. ( ૧ ) मास- મહિનો. ( ૨ ) ऋतु- બે મહિનાનો સમય. ( ૩ ) आर्तव काल- બે ऋतु

બનનારો સમય, શીત, ઉષ્ણ અને વર્ષા સમય, ( ૪ ) **અયન**- ત્રણ ઋતુઓનો સમય. વરસમા બે અયનો હોય છે. બે અયનના માપથી ગણેલા વરસનું નામ '**હાયન**' એમ હોય છે. ( ૫ ) **સમાઃ**- ત્રીસ દિવસનો એક માસ, એવા બાર મહિનાનું એટલે ૩૬૦ દિવસનું એક વર્ષ '**સમાઃ**' નામથી પ્રસિદ્ધ છે કારણ કે આ પ્રકારના મહિના અને વરસના દિવસોની સંખ્યા સમાન હોય છે. ( ૬ ) **સંવત્સરઃ**- સૌર વર્ષ, આ વરસના દિવસો ૩૬૫ હોય છે અને મહિનાના દિવસોમાં ઓછાવત્તા દિવસો થાય છે. ( તે સિવાય ચાંદ્ર વર્ષ હોય છે તેનો ઉલ્લેખ અહીં નથી તેના દિવસો ૩૫૪ હોય છે. તેના મહિનાના દિવસોની સંખ્યા પણ ઓછીવત્તી થયા કરે છે. )

આ પ્રકારે ' જે મારા જીવનનો સમય છે તે બધો હું બધા ભૂતોનું પાલન કરનારો જે પરમાત્મા છે તેના માટે સમર્પણ કરું છું. ' એટલે મારું જીવન હું યજ્ઞમય કરું છું, મારા જીવનનો જ હું યજ્ઞ કરું છું. પોતાના જીવનનો વિનિયોગ લોક કલ્યાણ માટે કરવો, લોક કલ્યાણના કાર્યમાં પોતાનો સમય બરબાદ કરવો તેનું જ નામ જીવનનો યજ્ઞ કરવો એવું છે. પરમાત્માનું કાર્ય, ' સજ્જનોનું પાલન અને દુષ્ટ દુર્જનોનું શાસન કરવું ' એ છે તે જ જનતાનું કલ્યાણ કરવાનું કાર્ય છે. તે કાર્ય માટે પોતાનું સર્વસ્વ તન, મન, ધન અર્પણ કરવું. ' આત્મયજ્ઞ ' કરવો જ છે આ પ્રકારનો પોતાના જીવનનો યજ્ઞ કરવાનો ઉપદેશ નવમા અને દસમા મંત્રમાં છે માટે તે મંત્રો અત્યંત મનન કરવા લાયક છે.

## યજ્ઞનું કાર્ય

આ મંત્રોમાં જે યજ્ઞ કરવો છે તે ' **धात्रे, विधात्रे, समृधे, भूतस्य पतये** ( મં. ૯-૧૦ ) ' ધારક, નિર્માતા, સમૃદ્ધિ કરનારો અને ભૂતોનું પાલન પોષણ કરનારા જે છે તેમના માટે છે. પોતાનું જીવન આવા કાર્યકર્તાઓ માટે સમર્પિત કરવું. ( ૧ ) જે પ્રજાઓને ધારણ કરે છે, ( ૨ ) જે જનતાના માટે સુખ સાધન નિર્માણ કરે છે, ( ૩ ) જે જનતાની સમૃદ્ધિની વૃદ્ધિ કરે છે અને જે ( ૪ ) તે બધાનું પાલન કરે છે તેના કાર્યના માટે પોતાનું જીવન સમર્પણ કરવું એવું આત્મયજ્ઞનું તાત્પર્ય છે એટલે પ્રજાના કલ્યાણ માટે, એટલા કાર્યોમાં પોતાનું જીવન નીભાવવું તેનું નામ યજ્ઞ છે. આ પ્રકારનો આત્મયજ્ઞ જે કરે છે તે લોકોત્તર દિવ્ય પુરૂષ સર્વત્ર પૂજ્ય બને છે.

અગ્યારમા મંત્રમાં યજ્ઞનું વર્ણન કરતાં કહ્યું છે કે—

**अलुभ्यतः वयं गृहान् उप संविशेम** । ( મં. ૧૧ )

' લોભ ન કરતાં અમે પોતાના ઘરમાં પ્રવેશ કરીએ ' એટલે અમે લોભ ન કરતાં ઘરમાં વ્યવહાર કરીશું અથવા અમારા ઘરનું વાયુમંડલ એવું કરી કે જ્યાં કોઇને લોભ અથવા સ્વાર્થ કરવાની જરૂરી રહે નહિ. જે લોક પોતાના જીવનનો ઉપર કહ્યા મુજબ યજ્ઞ કરે છે તેમના ઘરનું વાયુમંડલ એવુંજ હોય એમાં કોઇ જાતની શંકા નથી.

## શત્રુનાશક ઇન્દ્ર

બારમા અને તેરમા મંત્રમાં એકાષ્ટકાનું ગર્ભધારણ કરવું અને ઇન્દ્ર નામના પુત્રને જન્મ આપવો તે વિષે વર્ણન છે. એકાષ્ટકા અહોરાત્રી છે અને તેના જ ગર્ભમાં સૂરજ રહે છે અને રાત્રી પ્રસૂત થયા પછી સૂરજ બહાર આવે છે, જે પ્રકાશના શત્રુઓનો પૂર્ણ નાશ કરે છે. જે લોક સમયનો યજ્ઞ ઉપર કહ્યા મુજબ કરે છે તેમના પ્રયત્નોથી ઇન્દ્ર નામનું વિશાળ તેજ નિર્માણ થાય છે કે જેથી શત્રુઓનો પરાજય થાય છે. આ સમય ઘણી મહિમાઓ પોતાની અંદર રાખે છે. તેનો પુત્ર ( **इंद्र** ) પ્રકાશનો ઉગ્રદેવ છે અને તે ( રાત્રી ) પોતાનાજ પુત્રને પોતાની અંદર રાખે છે. તેનો પુત્ર ( **सोम** ) શાંતિનો દેવ પણ છે. ( મં. ૧૩ )

રાત્રીનો અથવા ઉષાનો પુત્ર સૂરજ છે. તેને **दिवस्पुत्र** પણ વેદે કહ્યો છે. રાત્રીનો બીજો પુત્ર ચંદ્ર છે તેને સોમ પણ કહે છે. આ બંને પ્રકાશ પ્રસરાવવાનું અને અંધારાનો નાશ કરવાનું કાર્ય કરે છે અને જનતાને પ્રકાશ આપી માર્ગ બતાવે છે. વેદમાં તેમનું જુદા જુદા પ્રકારનું વર્ણન કરાએલું છે અને તે ઘણું બોધપ્રદ છે.

આથી એવો બોધ મળે છે કે માણસે પોતે જ્ઞાન પ્રાપ્ત કરવું અને બીજાઓને પોતાનું જ્ઞાન આપવું. કલાનિધિ ચંદ્રમાની જેમ માણસે પોતે જુદી જુદી કલાઓમાં પૂર્ણ પ્રવીણતા પ્રાપ્ત કરી પોતે કલાનિધિ બની બીજાઓને કલાનો એટલે હુન્નરોનું જ્ઞાન આપી જનતાની ઉન્નતિ સાધવી. માતાઓએ પોતાના સંતાનોને આજ પ્રકારની કેળવણી આપી બાળકોની પૂર્ણ ઉન્નતિ કરવી.

આ એની મહિમા જાણી દરેક માણસે આ સૂક્તના ઉપદેશના અનુસાર પોતાના જીવનનો ઉત્તમ યજ્ઞ કરી યજ્ઞના ભાગીદાર બનવું.

# સૂરજ અને પવન

## કાંડ ૪, સૂક્ત ૨૫

( ऋषि. – मृगारः । देवता – सविता, वायुः । )

वायोः सवितुर्विदथानि मन्महे यावात्मन्वद्विशथो यौ च रक्षथः ।
यौ विश्वस्य परिभू बभूवथुस्तौ नो मुञ्चतमंहसः ॥ १ ॥
ययोः संख्याता वरिमा पार्थिवानि याभ्यां रजो युपितमन्तरिक्षे ।
ययोः प्रायं नान्वानशे कश्चन तौ नो मुञ्चतमंहसः ॥ २ ॥
तव व्रते नि विशन्ते जनासस्त्वय्युदिते प्रेरते चित्रभानो ।
युवं वायो सविता च भुवनानि रक्षथस्तौ नो मुञ्चतमंहसः ॥ ३ ॥
अपेतो वायो सविता च दुष्कृतमप रक्षांसि शिमिदां च सेधतम् ।
सं ह्यूर्जया सृजथः सं बलेन तौ नो मुञ्चतमंहसः ॥ ४ ॥

---

અર્થ— ( वायोः सवितुः ) વાયુ અને સૂરજ આ બે દેવોના ( विदथानि मन्महे ) જાણવા લાયક ગુણોનું અમે મનન કરીએ છીએ. ( यौ आत्मन्वत् विशथः ) જે બંને આત્મવાળા જંગમ જગતમાં પ્રવેશ કરે છે ( यौ च रक्षथः ) અને જે બંને રક્ષણ કરે છે. ( यौ विश्वस्य परिभू बभूवथुः ) જે બંને સંપૂર્ણ દુનિયાના તારક હોય છે ( तौ नः अंहसः मुञ्चतं ) તે બંને અમને પાપોથી બચાવે. [ ૧ ]

( ययोः पार्थिवानि वरिमा संख्याताः ) જે બેના પૃથ્વી ઉપરના જુદા જુદા કર્મો ગણી લીધાં છે, ( याभ्यां अंतरिक्षे रजः युपितं ) જે બંનેએ મળી અંતરિક્ષમાં મેઘમંડળને ધારણ કર્યું છે, ( कश्चन ययोः प्रायं न अन्वानशे ) જેમની ગતિને કોઈ પણ પ્રાપ્ત થઈ શકતું નથી. ( तौ नः अंहसः मुञ्चन्तं ) તે બંને અમને પાપથી બચાવે. [ ૨ ]

હે ( चित्रभानो ) વિચિત્ર પ્રભાયુક્ત ( तव व्रते जनासः नि विशन्ते ) તારા વ્રતમાં જ બધા મનુષ્યો રહે છે. ( त्वयि उदिते प्रेरते ) તારો ઉદય થયા પછી કાર્યમાં પ્રેરિત થઈ જાય છે. હે ( वायो सविता च ) વાયુ અને સવિતા ! ( युवं भुवनानि रक्षथ ) તમે બંને બધા પ્રાણીઓનું રક્ષણ કરો છો. ( तौ नः अंहसः मुञ्चतं ) તે બંને અમને પાપથી બચાવે. [ ૩ ]

હે ( वायो सविता च ) વાયુ અને સવિતા ! ( इतः दुष्कृतं अप सेधतं ) અહીંથી દુષ્કર્મ કરનારાઓને દૂર કરો તેમજ ( रक्षांसि शिमिदां च ) ઘાતક અને પીડા આપનારાઓને પણ દૂર કરો. ( ऊर्जया बलेन हि सं सृजथः ) શારીરિક અને આત્મિકબળથી અમને સંયુક્ત કરો અને ( तौ नः अंहसः मुञ्चतं ) એવા તમે બંને અમને પાપોથી બચાવો. [ ૪ ]

---

ભાવાર્થ— દુનિયામાં વાયુ અને સૂરજ (તેમજ શરીરમાં પ્રાણ અને આંખ) આ બંને અનેક પ્રકારથી પ્રાણીમાત્રને ધારણ કરે છે આ બંને બધા પ્રાણીઓમાં વ્યાપક થઈ તેમનું રક્ષણ કરે છે. તે બંને આખી દુનિયાના તારક હોય છે. માટે તે અમને પાપથી છોડાવે. ( ૧ )

આ બંનેના કર્મો અનંત-અગણિત છે તે જ અંતરીક્ષમાં વાદળાના સમુદાયને આધાર આપે છે, તેમની જોડે બીજા કોઈની તુલના થઈ શકતી નથી. તે બંને અમને પાપથી બચાવે. ( ૨ )

સૂરજ વિચિત્ર તેજવાળો છે. ( શરીરમાં આંખ પણ તેમજ હોય છે. ) તેનો ઉદય થયા પછી એટલે તે ખુલી ગયા પછી જ પ્રાણીની પ્રવૃત્તિ કાર્ય તરફ થાય છે વિશ્વમાં વાયુ અને સૂરજ ( તેમજ શરીરમાં પ્રાણ અને આંખ ) પ્રાણીઓનું રક્ષણ કરે છે તે અમને પાપથી બચાવે. ( ૩ )

તે બંને બધાને દુરાચારમાંથી બચાવે, ઘાતકી પીડા આપનારાઓને સર્વથા દૂર કરે, શારીરિક શક્તિ અને આત્મિક બળ પ્રદાન કરે અને અમને પાપથી બચાવે. ( ૪ )

रयिं मे पोषं सवितोत वायुस्तनू दक्षमा सुवतां सुशेवम् ।
अयक्ष्मतातिं मह इह धत्तं तौ नो मुञ्चतमंहसः ॥ ५ ॥
प्र सुमतिं सवितर्वाय ऊतये महस्वन्तं मत्सरं मादयाथः ।
अर्वाग्वामस्य प्रवतो नि यच्छतं तौ नो मुञ्चतमंहसः ॥ ६ ॥
उप श्रेष्ठा न आशिषो देवयोर्धामन्नस्थिरन् ।
स्तौमि देवं सवितारं च वायुं तौ नो मुञ्चतमंहसः ॥ ७ ॥

---

અર્થ— હે સવિતા અને હે વાયુ! (मे तनू) મારા શરીરમાં (सुशेवं रयिं) સેવન કરવા યોગ્ય કાંતિ અને (पोषं दक्षं) પુષ્ટિયુક્ત બળ (आ सुवतां) ઉત્પન્ન કરે. (इह महः अयक्ष्मतातिं धत्तं) આ મોટું આરોગ્ય ધારણ કરે અને (तौ नः अंहसः मुञ्चतं) તે તમે બંને અમને પાપથી બચાવો. [ ૫ ]

હે સવિતા અને હે વાયુ! (ऊतये सुमतिं प्र यच्छतं) રક્ષણ માટે ઉત્તમ બુદ્ધિનું દાન કરો. (प्रवतः वामस्य अर्वाक् नियच्छतं) ઉત્કર્ષ થાય એવું ધન અમને પ્રદાન કરો. તેમજ (महस्वन्तं मत्सरं मादयाथः) વૃદ્ધિ કરનારો સોમ વગેરે અન્ન તૃપ્તિના માટે આપો અને (तौ नः अंहसः मुञ्चतं) એવા તમે બંને અમને પાપથી બચાવો. [ ૬ ]

(नः श्रेष्ठाः आशिषः) અમારી શ્રેષ્ઠ આકાંક્ષાઓ (देवयोः धामन् उप अस्थिरन्) ઉપર વર્ણવેલા બંને દેવોના ધામમાં સ્થિર થાય. (सवितारं वायुं च देवं स्तौमि) સવિતા અને વાયુ દેવની હું સ્તુતિ કરું છું, જેથી (तौ नः अंहसः मुञ्चतं) તે બંને અમને પાપોથી બચાવે. [ ૭ ]

---

ભાવાર્થ— તે બંને પાસેથી મારા શરીરમાં તેજસ્વિતા, પુષ્ટિ, બલ, આરોગ્ય પ્રાપ્ત થાય અને બંને અમને પાપથી છોડાવે. (૫)

તે બંને અમારું રક્ષણ કરવા માટે અમને શુદ્ધ, બુદ્ધિ, ઉત્કર્ષ તરફ લઇ જનારું ધન અને પોષક અન્ન આપે અને અમને પાપથી બચાવે. (૬)

તે અમારી શ્રેષ્ઠ આકાંક્ષાઓ આ બંને દેવો સાંભળે અને પૂર્ણ કરે તેમજ અમને પાપથી બચાવે (૭)

# સૂરજ અને પવન

### સવિતા અને વાયુ

સૂરજ અને પવન આ બંને દેવોનું વર્ણન આ સૂક્તમાં છે. સૂરજ અને હવા એ તેમનો અર્થ પ્રખ્યાત છે. મનુષ્યના આરોગ્યના માટે સૂરજ અને વાયુનો કેટલો ઉપયોગ છે, તે બધા જાણે છે. સૂરજ ન હોય અથવા વાયુ ન હોય તો મનુષ્યનું જીવન તે જ વખતે નષ્ટ થઇ જશે. સૂરજ પ્રકાશ ભરપૂર મળવાથી અને શુદ્ધ હવા મળવાથી મનુષ્ય રોગરહિત એટલે આરોગ્યસંપન્ન બની શકે છે અને અંધારા ઘરમાં રહેવાથી અને દૂષિત વાયુમાં રહેવાથી જુદા જુદા પ્રકારના રોગો મનુષ્યની પાછળ પડે છે. આ વિષય વેદમાં અનેક સ્થાન પર આવેલો છે તેમજ આ વિષય હવે સામાન્ય લોકોને પણ જાણવા મળેલો છે. માટે આ બે દેવોના અમારા આરોગ્ય જોડે કેટલો ઘનિષ્ટ સંબંધ છે એ અહીં વિશેષ નિરૂપણ કરવાની આવશ્યકતા નથી.

### સૂરજ દેવતા

'सूर्य आत्मा जगतस्तस्थुषश्च ।' (ઋગ્વેદ)

એમ ઋગ્વેદમાં કહ્યું છે. સૂરજ સ્થાવર અને જંગમનો આત્મા છે. એટલું સૂરજનું મહત્ત્વ છે સૂરજના કારણે જ સ્થાવર જંગમ પદાર્થ રહે છે, બધાની સ્થિતિ સૂરજના કારણેજ છે. એટલું સૂરજનું મહત્ત્વ હોવાથી સૂરજ દેવનો સંબંધ અમારા આરોગ્ય સાથે અહીં કેટલો છે તે પોતે જ ખબર થઇ શકે છે.

આ સૂરજ અમારા શરીરમાં એક અંશથી આંખમાં (નેત્ર ઇન્દ્રિયમાં) રહ્યો છે—

**सूर्यश्चक्षुर्भूत्वाक्षिणी प्राविशत्** (એ. ઉ.)

સૂરજ દૃષ્ટિ બની આંખમાં રહ્યો છે. નેત્ર ઇન્દ્રિય સ્વયં પ્રકાશી છે. આ નેત્રથી પ્રકાશના કિરણો નિકળે છે અને તેનો પરિણામ બાહ્ય પદાર્થો ઉપર થાય છે. બ્રહ્મચર્યાદિ સુનિયમ યુક્ત વ્યવહારોથી તે પોતાની અંદરનું સામર્થ્ય વધારે છે અને અનિયમોથી વર્તવાથી ઘટાડે છે આ નેત્રસ્થાનમાં રહેલો સૂરજનો અંશ અમને યોગ્ય અને અયોગ્ય પદાર્થોનું દર્શન કરાવે છે. આ નેત્ર ઇન્દ્રિયોનો પિતા સૂરજ છે. આ નેત્ર પોતાના પિતાથી પ્રકાશની મદદ લઇ અહીંનું કાર્ય ચલાવે છે અને વિવિધ રૂપોને બતાવે છે. પોતાની ઉન્નતિનું સાધન કરનારાઓનું દર્શન કરવાથી અને અવનતિ કરનારાઓનું દર્શન કરવાથી સાધકો પાપથી બચી જાય છે આ છે સૂરજ દેવનું પાપથી બચાવવાનું કાર્ય. પવિત્ર દૃષ્ટિથી અનેક પ્રકારના પાપથી બચવાનો સંભવ છે. બધી સૃષ્ટિને પરમાત્મશક્તિનું સ્વરૂપ માનવાથી અને જોવાથી મનુષ્યની દૃષ્ટિ પવિત્ર થઇ જાય છે, દૃષ્ટિની પવિત્રતા થવાથી મનુષ્ય પાપથી બચી જાય છે. મનુષ્ય જે પાપ કરે છે તે દૃષ્ટિના દોષથી જ કરે છે. વિચાર કરવાથી વાચકોને પોતાને જ ખબર થશે કે દૃષ્ટિની પવિત્રતા ઉપર જ ઘણી એવી મનુષ્યની નિર્ભયતા અવલંબીને છે. દૃષ્ટિ બંધ રહે તો કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે વિકાર તેટલા પ્રમાણમાં કેટલાક અંશે કમી થશે.

### વાણી, બલ અને નેત્ર

આ પહેલાના સૂક્તોમાં અગ્નિના બહાનાથી વાણીની શુદ્ધતા, ઇન્દ્રના બહાને બળની પવિત્રતા અને આ સૂક્તમાં સૂરજના બહાને નેત્ર ઇન્દ્રિયની પવિત્રતા મેળવવાની સૂચના કહેલી છે. પાપથી બચવાનું અનુષ્ઠાન આજ છે. આ પ્રકારે પોતાની અંદરની શક્તિઓને પવિત્ર અને પુનીત કરવાથી મનુષ્ય પાપથી બચી શકે છે. આ અનુષ્ઠાન કરવાથી બાહ્ય દેવતાઓની મદદ હમેશા મળે છે જ. પણ તે સહાયતાથી તે જ લોકો લાભ મેળવી શકે છે જે પ્રથમ કહ્યા મુજબ પોતાની અંતઃશુદ્ધિ કરવાનું અનુષ્ઠાન કરતા રહે છે. બીજાઓને તેવો લાભ થઇ શકતો નથી.

### સૂર્યચક્ર

સૂરજનો બીજો અંશ પેટની પાસે સૂરજચક્રમાં રહે છે. તેનો અધિકાર પચન ઇન્દ્રિય ઉપર રહે છે, પેટની બરાબર પાછળ આ ચક્ર છે. તેમાં સૂરજ શક્તિ રહે છે જે અન્ન પચનનું કાર્ય કરે છે. તેના કાર્યના માટે જ સોમ વગેરે અન્નરસો આપ્યા છે. (મં. ૬) જે પાપથી બચવાનું ઇચ્છતો હોય, તેણે શુદ્ધ અન્ન ભક્ષણ કરવું અને અશુદ્ધ અન્ન ન સેવન કરવું આ પરેજી તેમણે પાળવી જ જોઇએ, અશુદ્ધ અન્ન સેવન કરવાથી મનની વૃત્તિ જ દુષ્ટ થાય છે અને શુદ્ધ અન્નના સેવનથી પવિત્ર બને છે. જે પવિત્ર બનવા ઇચ્છે છે તે આનું અવશ્ય મનન કરે

### પ્રાણ

હવે વાયુનો વિચાર કરવો જોઇએ—

**वायुः प्राणो भूत्वा नासिके प्राविशत्।** (એ. ઉ.)

વાયુ પ્રાણ બની નાક વડે ફેફસાઓમાં જાય છે, અને ત્યાં લોહીને શુદ્ધ કરે છે. તેને શુદ્ધ કરવાના કારણે જ પ્રાણીઓ જીવતા રહી શકે છે. તે (લોહી) અશુદ્ધ થાય તો પ્રાણી મરી જશે, આ પ્રકારે આ જીવનનો હેતુ છે. યોગશાસ્ત્રમાં આ પ્રાણનો આયામ '**प्राणायाम**' કહેવાય છે. જે પ્રકારે ભુંગળીથી પવન આપી પ્રદીપ્ત કરાએલા અગ્નિમાં સોનું વગેરે ધાતુ પરિશુદ્ધ બને છે, તે જ પ્રકારે પ્રાણાયામ વડે ઉત્પન્ન થનારા અગ્નિને પ્રદીપ્ત કરવાથી શરીરના અને ઇન્દ્રિયોના દોષો દૂર થઇ જાય છે, મન શાંત થાય છે અને તર્કવિતર્ક, તેમજ કુતર્ક નિર્માણ થતા નથી માટે આત્મિકશક્તિની ઉન્નતિ કરવામાં તેમની મદદ થાય છે, પાપથી બચવામાં પવનની મદદ સ્વયં તેને પ્રાપ્ત થાય છે અનુષ્ઠાન કરનારો જ્યારે પોતાની અંદર રહેનારા આ બધા દેવોને ઠીક રસ્તે ચલાવે છે ત્યારે બહારના દેવોની મદદ આપમેળે તેને પ્રાપ્ત થાય છે. આજ છે પાપથી બચવાનું અનુષ્ઠાન. વાચકોએ તે પોતાની અંદર ઢાળવું અને લાભ પ્રાપ્ત કરી લેવો.

# કપોત – વિદ્યા

## કાંડ ૬, સૂક્ત ૨૭

( ઋષિ. – भृगुः । देवता– यमः, निर्ऋतिः । )

दे॒वाः क॒पोत॑ इषि॒तो यदि॒च्छन्दू॒तो निर्ऋ॑त्या इ॒दमा॑ज॒गाम॑ ।
तस्मा॑ अर्चाम कृ॒णवा॑म॒ निष्कृ॑तिं॒ शं नो॑ अस्तु द्वि॒पदे॒ शं चतु॑ष्पदे ॥ १ ॥
शि॒वः क॒पोत॑ इषि॒तो नो॑ अस्त्वना॒गा दे॑वाः शकु॒नो गृ॒हं नः॑ ।
अ॒ग्निर्हि विप्रो॑ जु॒षतां॑ ह॒विर्नः॒ परि॑ हे॒तिः प॒क्षिणी॑ नो वृणक्तु ॥ २ ॥
हे॒तिः प॒क्षिणी॒ न द॑भात्य॒स्माना॒ष्ट्री प॒दं कृ॑णुते अग्नि॒धाने॑ ।
शि॒वो गोभ्य॑ उ॒त पुरु॑षेभ्यो नो अस्तु॒ मा नो॑ देवा इ॒ह हिं॑सीत्क॒पोतः॑ ॥ ३ ॥

---

અર્થ— હે ( देवाः ) દેવો ! ( इषितः निर्ऋत्याः दूतः कपोतः ) મોકલેલો દુર્ગતિનો દૂત કપોત ( કબૂતર ) ( यत् इच्छन् इदं आजगाम ) જેની ઇચ્છા કરતો આ સ્થાને આવ્યો છે ( तस्मै अर्चाम ) તેની અમે પૂજા કરીએ છીએ અને તેથી ( निष्कृतिं करवाम ) દુઃખ નિવારણ અમે કરીએ છીએ. ( नः द्विपदे चतुष्पदे शं अस्तु ) અમારા બે પગવાળા અને ચાર પગવાળાના માટે શાંતિ થ ત. [ ૧ ]

( इषितः कपोतः नः शिवः अनागाः अस्तु ) મોકલાએલો કપોત અમારા માટે કલ્યાણકારી અને નિષ્પાપ થાવ. હે ( देवाः ) દેવો ! ( नः गृह शकुनः ) અમારા ઘર પ્રત્યે તે શુભ સૂચક થાવ ( विप्रः अग्निः हि नः हविः जुषतां ) જ્ઞાની અગ્નિ અમારો હવિ ગ્રહણ કરે અને ( पक्षिणी हेतिः नः परि वृणक्तु ) પંખવાળું આ શસ્ત્ર અમારાથી દૂર ન જાય [ ૨ ]

( पक्षिणी हेतिः अस्मान् न दभाति ) પાંખવાળું આ હથીઆર અમને ન દબાવે. ( आष्ट्री अग्निधाने पदं कृणुते ) તાપણીના અગ્નિની પાસે આ પોતાનો પગ રાખે છે ( नः गोभ्यः उत पुरुषेभ्यः शिवः अस्तु ) અમારી ગાયો અને મનુષ્યો માટે આ કલ્યાણકારી થાવ હે ( देवाः ) દેવો ! ( कपोतः इह नः मा हिंसीत् ) આ કપોત અહીં અમારી હિંસા ન કરે [ ૩ ]

કબૂતર દૂર દેશથી વાર્તા લાવવાનું કાર્ય કરે છે. તે હાનિકારક વાર્તા ન લાવે, શુભ વાર્તા લઇ આવે તે માટે પ્રાર્થના છે. કબૂતરમાં આ ગુણ છે કે તે સિખવ્યા પછી ગમે ત્યાથી તેને છોડે તો સરલ તે ઘરે પાછું આવે છે. મુસાફીરો એવા શિક્ષિત કબૂતરો પોતાની પાસે રાખે છે અને જ્યાં જવાનું હોય ત્યાં ગયા પછી તે કબૂતરના ગળામાં ચીઠ્ઠી બાંધી તેને છોડી દે છે, તે છોડેલું કબૂતર ઘરે આવે છે અને ઘરના લોકોને મુસાફિરનો સંદેશ પહુંચાડે છે.

આ સૂક્તનાં કરાએલા ઉલ્લેખથી ખબર થાય છે કે આ કબૂતર વિદ્યામા બીજી પણ ઘણી વાતો છે, જેના કારણે નાશ અથવા લાભ થઇ શકે છે. પણ તે વિષે વધુ માહિતી હજુ સુધી મળેલી નથી આ સૂક્ત થોડા પાઠભેદથી ઋ. ૧૦।૧૬૫ ૧–૩ મા પણ આવ્યુ છે. પણ ત્યાં જોવાથી પણ તે ઉપર વિશેષ પ્રકાશ પડતો નથી. તેથી શોધ કરનારા વાચકોએ આ વિષે વધારે શોધખોળ કરવી અને તે વિદ્યા પ્રકટ કરવી.

તે વિષે આ પછીનું સૂક્ત જુઓ—

# કપોત – વિદ્યા

## કાંડ ૬, સૂક્ત ૨૮

( ઋષિઃ– भृगुः । देवता– यमः, निर्ऋतिः । )

ऋचा कपोतं नुदत प्रणोदमिषं मदन्तः परि गां नयामः ।
संलोभयन्तो दुरिता पदानि हित्वा न ऊर्जं प्र पदात्पथिष्ठः ॥ १ ॥
परीमे३ऽग्निमर्षत परीमे गामनेषत । देवेष्वक्रत श्रवः क इमाँ आ दधर्षति ॥ २ ॥
यः प्रथमः प्रवतमाससाद बहुभ्यः पन्थामनुपस्पशानः ।
यो३ऽस्येशे द्विपदो यश्चतुष्पदस्तस्मै यमाय नमो अस्तु मृत्यवे ॥ ३ ॥

---

અર્થ— ( **ऋचा प्र-णोदं कपोतं नुदत** ) મંત્ર દ્વારા મોકલવા યોગ્ય એવા કબૂતરને મોકલો. અમે તો ( **इषं मदन्तः** ) અન્ન પ્રાપ્ત કરી આનંદિત થતાં ( **दुरिता पदानि संलोभयन्तः** ) અને પાપના ચિહ્નરૂપી તેના અશુભ પગનાં નિશાનને ભૂંસી નાખતાં ( **गां परिनयामः** ) ગાયને ચારે તરફ ( સર્વત્ર ) લઈ જઈએ છીએ. ( **ऊर्जं हित्वा** ) જલ સ્થાન છોડી ( **पथि-ष्ठः प्रपदात्** ) માર્ગમાં સ્થિત મુસાફીર આગળ ચાલ્યો જાય. [ ૧ ]

( **इमे अग्निं परि अर्षत** ) એમણે અગ્નિ પ્રાપ્ત કર્યો છે, ( **इमे गां परि अनेषत** ) એમણે ગાયો પ્રાપ્ત કરી છે અને ( **देवेषु श्रवः अक्रत** ) દેવોમાં યશ સંપાદન કર્યું છે, હવે ( **कः इमान् आ दधर्षति** ) કોણ આ લોકોને ડર બતાવી શકે છે ? [ ૨ ]

( **यः प्रथमः** ) જે પહેલો ( **बहुभ्यः पंथां अनुपस्पशानः** ) અને ઘણા માટે માર્ગનો નિશ્ચય કરતો ( **प्रवतं आससाद** ) યોગ્ય માર્ગ પ્રાપ્ત કરે છે. ( **यः अस्य द्विपदः** ) જે એના બે પગુ અને ( **यः चतुष्पदः** ) ચાર પગુ ઉપર સ્વામીત્વ કરે છે ( **तस्मै यमाय मृत्यवे नमः अस्तु** ) તે મૃત્યુ આપનારા યમને નમસ્કાર હો. [ ૩ ]

વાર્તા લઈ જનાર કબૂતરને, મંત્રનો પવિત્ર ઉચ્ચાર કરી અને ઈશ્વરની પ્રાર્થના કરી, પવિત્ર ઇચ્છાથી મોકલું છું. કદિ ઘાતક ઇચ્છાથી ન મોકલવું. અમે ગાયો પાળીએ છીએ, ઉત્તમ ખોરાકથી આનંદિત થઈએ અને પાપ વાસનાઓને દૂર કરીએ છીએ, માટે અમારો મુસાફિર સુખ સાથે આગળ વધતો જાય. એમાં કંઈ શંકા નથી.

જેઓ દરરોજ અગ્નિમાં હવન કરે છે, ગાયનો સત્કાર કરે છે અને કીર્તિ વધારનાર એવા પુણ્ય કર્મો કરે છે તેમને બીવડાવવાનું સામર્થ્ય કોઈમાં હોતું નથી. માટે મનુષ્ય આ ઉપાયોથી પોતે પોતાને પીડામાંથી બચાવી શકે છે.

યમનો અધિકાર દ્વિપાદ અને ચતુષ્પાદ બધા ઉપર એક સરખો છે. તે બધા લોકોના માર્ગોને એટલે જીવનપથને સારી રીતે જાણે છે. માટે તે યમને બધા મનુષ્યોએ નમસ્કાર કરવો.

*એવો આશય આ ત્રણ મંત્રમાં છે. આમાં વચલા મંત્રમાં જે કહ્યું છે કે સત્કર્મ કરનારને કોઈ બીવડાવી શકતું નથી. આ વાત દરેકે ધ્યાનમાં રાખવી જોઈએ. આ પછીનું સૂક્ત પણ આજ વિષયનું છે તે હવે જુઓ.*

# કપોત – વિદ્યા

### કાંડ ૬, સૂક્ત ૨૯

( ऋषिः– भृगुः । देवता– यमः, निर्ऋतिः । )

अमून्हेतिः पतत्रिणी न्येतु यदुलूको वदति मोघमेतत् । यद्वा कपोतः पदमग्नौ कृणोति ॥ १ ॥
यौ ते दूतौ निर्ऋत इदमेतोऽप्रहितौ प्रहितौ वा गृहं नः । कपोतोलूकाभ्यामपदं तदस्तु ॥ २ ॥
अवैरहत्यायेदमा पपत्यात्सुवीरताया इदमा ससद्यात् । पराङेव परा वद पराचीमनु संवतम्
यथा यमस्य त्वा गृहेऽरसं प्रतिचाकशानाभूकं प्रतिचाकशान् ॥ ३ ॥

---

અર્થ— ( पतत्रिणी हेतिः अमून् नि पतु ) પાંખવાળા હથીઆર આ શત્રુઓને નીચે કરે. ( उलूकः यद् वदति मोघं एतद् ) ઘુવડ જે બોલે છે તે બધું ફોગટ છે ( यत् वा कपोतः अग्नौ पदं कृणोति ) અથવા જે કબૂતર અગ્નિની પાસે પગ મૂકે તે પણ વ્યર્થ છે. એટલે તેથી કંઇ અશુભ થશે નહિ. [ ૧ ]

હે ( निर्ऋते ) દુર્ગતિ ! ( यौ प्रहितौ अप्रहितौ ते दूतौ ) જે મોકલેલા અથવા ન મોકલાએલા તારા દૂતો ( नः इदं गृहं आ इतः ) અમારા ઘરે આવે છે. ( कपोतोलूकाभ्यां तत् अपदं अस्तु ) કબૂતર અને ઘુવડ વડે તે પગ મૂકવાલાયક સ્થાન ન બને એટલે કોઇ અશુભની સૂચના આપનાર પ્રાણી અમારા ઘરમાં પગ ન મૂકે. [ ૨ ]

( अ-वैरहत्याय इदं आपपत्यात् ) અમારા વીરોની હત્યા ન થવાની સૂચના આપનારો આ થાય. ( सुवीरतायै इदं आ ससद्यात् ) અમારા વીરોના ઉત્સાહને માટે આ સુચિહ્ન થાય. ( पराङ् पराची अनुसंवतं ) નીચે અધો વંદન કરી અનુકૂલ રીતે ( परा एव वद ) દૂરથી બોલ ( यथा यमस्य गृहे ) જે પ્રકારે યમના ઘરમાં ( अरसं त्वा प्रतिचाकशान ) નિર્બલ થએલો તને લોક જુએ. ( आभूकं प्रति चाकशान ) કેવળ આવેલો જ તને જુએ, એટલે તું શત્રુ દૂત અસમર્થ બની અહીં રહે. [ ૩ ]

આ ત્રણે સૂક્તો દુર્બોધ છે. કબૂતર, ઘુવડ વગેરેઓથી અનિષ્ટ સૂચના કેવી રીતે મળે છે તે કંઇ સમજાતું નથી. પણ આ સૂક્તો ઉપરથી એવું પ્રતીત થાય છે કે આપણા વીરો શત્રુ ઉપર હુમલો કરવા જ્યારે જાય ત્યારે તે પોતાની સાથે કબૂતરો લઇ જતાં અને ત્યાંનો સંદેશ પોતાના ઘરે અથવા રાષ્ટ્રમાં મોકલતા. આવો શુભ સંદેશ પ્રાપ્ત થાય, આપણાં વીરોના મૃત્યુનો અથવા પરાજયનો સંદેશ ન પ્રાપ્ત થાય. આ વિષેની પ્રાર્થનાઓ આ મંત્રમાં છે. પણ આ સૂક્તોનો વિષય શું છે તેની શોધ થવી જોઇએ. તેથી આ સૂક્તો વિષે કંઇ વધુ લખવું અસ્થાને ગણાશે.

# ખેતીથી સુખ પ્રાપ્તિ

### કાંડ ૩, સૂક્ત ૧૭

( ऋषिः– विश्वामित्रः । देवता – सीता । )

सीरा युञ्जन्ति कवयो युगा वि तन्वते पृथक् । धीरा देवेषु सुम्नयौ ॥ १ ॥

---

અર્થ— ( देवेषु धीराः कवयः ) દેવામાં બુદ્ધિશાળી કવીઓ ( सुम्नयौ सीरा युञ्जन्ति ) સુખ પ્રાપ્ત કરવા માટે હળ જોડે છે અને ( युगा पृथक् वितन्वते ) ધૂંસરીને અલગ અલગ કરે છે. [ ૧ ]

---

ભાવાર્થ— પૃથ્વી વગેરે દેવતાઓની શક્તિ ઉપર વિશ્વાસ મૂકનારા કવિ લોક વિશેષ સુખ પ્રાપ્ત કરવા માટે હળને જોડે છે એટલે કૃષિ ( ખેતી ) કરે છે અને ધુસરી યોગ્ય ઠેકાણે બાંધે છે ( ૧ )

युनक्त सीरा वि युगा तनोत कृते योनौ वपतेह बीजम् ।
विराजः श्नुष्टिः सभरा असन्नो नेदीय इत्सृण्यः पक्वमा यवन् ॥ २ ॥
लाङ्गलं पवीरवत्सुशीमं सोमसत्सरु ।
उदिद्वपतु गामविं प्रस्थावद्रथवाहनं पीवरीं च प्रफर्व्यम् ॥ ३ ॥
इन्द्रः सीतां नि गृह्णातु तां पूषाभि रक्षतु । सा नः पयस्वती दुहामुत्तरामुत्तरां समाम् ॥ ४ ॥
शुनं सुफाला वि तुदन्तु भूमिं शुनं कीनाशा अनु यन्तु वाहान् ।
शुनासीरा हविषा तोशमाना सुपिप्पला ओषधीः कर्तमस्मै
शुनं वाहाः शुनं नरः शुनं कृषतु लाङ्गलम् । शुनं वरत्रा बध्यन्तां शुनमष्ट्रामुदिङ्गय ॥ ६ ॥

---

અર્થ— ( सीराः युनक्त ) હળ જોડો, ( युगा वितनोत ) ધૂંસીને પ્રસારો. ( कृते योनौ इह बीजं वपत ) ખેડેલા ખેતરમાં અહીં બીજ વાવો. ( विराजः श्नुष्टिः नः सभराः असत् ) અન્નની ઉપજ અમારા માટે ભરપૂર થાય. ( सृण्यः इत् पक्वं नेदीयः आयवन् ) નોકર પરિપક્વ ધાન્યને અમારી પાસે લઇ આવે. [ ૨ ]

( पवीरवत् सुशीमं सोमसत्सरु लांगलं ) વજ્રની સમાન કઠણ, ચલાવવા માટે સુખકારક, લાકડાની મૂઠીવાળો હળ ( गां अविं ) ગાયો અને બકરીઓ, ( प्रस्थावत् रथवाहनं ) જલ્દી ચાલનારા રથના ઘોડા અથવા બળદ, ( पीवरीं च प्रफर्व्यं ) પુષ્ટ સ્ત્રી ( इत् उद्वपतु ) નિશ્ચયથી આપે. [ ૩ ]

( इंद्रः सीतां नि गृह्णातु ) ઇન્દ્ર હળની રેખાને પકડે ( पूषा तां अभिरक्षतु ) પૂષા તેનું રક્ષણ કરે, ( सा पयस्वती नः उत्तरां उत्तरां समां दुहां ) તે હળની રેખા રસયુક્ત બની અમને આગળ આવનારા વર્ષોમાં રસનું પ્રદાન કરે. [ ૪ ]

( सु-फालाः भूमिं शुनं वितुदन्तु ) સુંદર હળનો ફાળ ભૂમિને સુખપૂર્વક ખોદે. ( कीनाशाः शुनं वाहान् अनुयन्तु ) ખેડૂત સુખપૂર્વક બળદોના પાછળ ચાલો. ( शुनासीरौ ) હે વાયુ અને સૂરજ ! તમે બંને ( हविषा तोशमानौ ) અમારા હવનથી સંતુષ્ટ થઇ ( अस्मै सुपिप्पलाः ओषधीः कर्त ) આ કિસાનનના માટે ઉત્તમ ફળ યુક્ત અનાજ ઉત્પન્ન કરો. [ ૫ ]

( वाहाः शुनं ) બળદ સુખી થાવ, ( नरः शुनं ) મનુષ્ય સુખી થાવ. ( लांगलं शुनं कृषतु ) હળ સુખેથી ખેતી કરે. ( वरत्रा शुनं बध्यन्तां ) રસ્સીઓ સુખેથી બંધાઇ જાય. ( अष्ट्रां शुनं उदिंगय ) ચાબૂક સુખથી ઉપર ચાલ્યો જાય. [ ૬ ]

---

ભાવાર્થ— હે લોકો ! તમે હળ જોડો, ધુસરીને પ્રસારિત કરો, સારી રીતે જમીન તયાર કર્યા પછી તેમાં બીજ વાવો. તેથી અન્નની પેદાસ સારી થશે. ઘણું અનાજ નિર્માણ થશે અને પરિપક્વ થયા પછી ઘણું ધાન્ય પ્રાપ્ત થશે. ( ૨ )

હળને લોખંડનો કઠણ ફાળ બેસાડવો અને લાકડાની મૂઠી પકડવા માટે કરવી, આ હળ ચલાવતી વેળા સુખ આપે. આ હળ જ ગાય, બળદ, ઘેટાં, બકરાં, ઘોડા, સ્ત્રી-પુરુષ વગેરેને ઉત્તમ ઘાસ અને ધાન્ય વગેરે આપી પુષ્ટ કરે છે. ( ૩ )

ઇન્દ્ર પોતાની વૃષ્ટિ વડે હળ વડે ખોદાએલી રેખાને પકડે અને ધાન્ય પોષક સૂરજ તે ભૂમિનું ઉત્તમ રક્ષણ કરે. આ ભૂમિ અમને દર વરસે ઉત્તમ રસયુક્ત અનાજ આપતી રહે. (૪)

હળનો સુંદર ફાળ ભૂમિને ખોદે, ખેડુત બળદની પાછળ ચાલે, અમારા હવનથી પ્રસન્ન થએલા વાયુ અને સૂરજ આ ખેતીથી ઉત્તમ ફળવાળી રસયુક્ત ઔષધીઓ આપે. (૫)

બળદ સુખી રહે બધા મનુષ્યો આનંદિત થાવ, ઉત્તમ હળ ચલાવી આનંદથી ખેતી કરવામાં આવે. દોરીઓ જ્યાં જે પ્રકારે બાંધવાની હોય તેમ બાંધવામાં આવે અને જરૂર ત્યારે ચાબુક પણ ઉપર ઉચકવામાં આવે. (૬)

शुनासीरेह स्म मे जुषेथाम् । यद्दिवि चक्रथुः पयस्तेनेमामुप सिञ्चतम् ॥ ७ ॥
सीते वन्दामहे त्वार्वाची सुभगे भव । यथा नः सुमना असो यथा नः सुफला भुवः ॥ ८ ॥
घृतेन सीता मधुना समक्ता विश्वैर्देवैरनुमता मरुद्भिः ।
सा नः सीते पयसाभ्याववृत्स्वोर्जस्वती घृतवत्पिन्वमाना ॥ ९ ॥

---

અર્થ– હે ( **शुनासीरौ** ) વાયુ અને સૂરજ ! ( **इह स्म मे जुषेथां** ) અહીં મારા હવનનો સ્વીકાર કરો ( **यत् पयः दिवि चक्रथुः** ) જે પાણી તેં આકાશમાં બનાવ્યું છે ( **तेन इमां भूमिं उप सिञ्चतं** ) તે વડે આ ભૂમિને સિંચન કરતા રહો. [ ૭ ]

હે ( **सीते** ) ખેડેલી જમીન ! ( **त्वा वन्दामहे** ) તને નમન કરીએ છીએ. હે ( **सुभगे** ) ઐશ્વર્યયુક્ત જમીન ! ( **अर्वाची भव** ) અમારી પાસે રહે. ( **यथा नः सुमनाः असः** ) જેથી તું અમારા માટે ઉત્તમ મનવાળી થા અને ( **यथा नः सुफला भुवः** ) જેથી અમને ઉત્તમ ફળ આપનારી થા. [ ૮ ]

( **घृतेन मधुना समक्ता सीता** ) ઘી અને મધથી ઉત્તમ પ્રકારે સિંચિત કરેલી ખેડેલી જમીન ( **विश्वैः देवैः मरुद्भिः अनुमता** ) બધા દેવો અને મરુતો વડે અનુમોદિત થએલી, હે ( **सीते** ) ખેડેલી જમીન ! ( **सा घृतवत् पिन्वमाना** ) તે ઘીથી સિંચન બનેલી તું ( **नः पयसा अभ्याववृत्स्व** ) અમને દૂધથી ચારે તરફથી યુક્ત કર [ ૯ ]

---

ભાવાર્થ– વાયુ અને સૂરજ મારા હવનનો સ્વીકાર કરે અને જે પાણી આકાશમાં છે તે વરસાદથી આ પૃથ્વી ઉપર સિંચન કરે. ( ૭ )

ભૂમિ ભાગ્ય આપનારી છે માટે અમે તેનો આદર કરીએ છીએ આ ભૂમિ અમારા માટે ઉત્તમ અનાજ આપતી રહે (૮)

જ્યારે ભૂમિ મધ અને ઘીથી સારી રીતે તરબોળ થાય છે અને પાણી, વાયુ વગેરે દેવોની અનુકૂલતા તેને મળતી રહે ત્યારે તે અમને ઉત્તમ મધુર રસયુક્ત અનાજ અને ફળ આપતી રહે ( ૯ )

# ખેતીથી સુખ પ્રાપ્તિ

### ખેતીથી ભાગ્યની વૃદ્ધિ

ખેતીથી ભાગ્યની વૃદ્ધિ થાય છે. ભૂમિની અવસ્થા, વાયુ, અને વૃષ્ટિની પરિસ્થિતિ, ઋતુમાનની અનુકૂળતા જે જાણે છે, તે ખેતી કરી લાભ મેળવી શકે છે અને સુખી થઇ શકે છે.

શરૂઆતમાં ખેડૂત હળ જોડે છે, હળથી ભૂમિ સારી રીતે ખોદે છે, હળની લીટીઓ ઠીક કરવામાં આવે અને તે લીટીઓમાં બીજ વાવવામાં આવે એમ કરવાથી ઉત્તમ અનાજ પેદા થઇ શકે છે.

જ્યારે હળથી ઉત્તમ ખેતી કરવામાં આવે છે ત્યારે અનાજ પણ ઉત્તમ ઉત્પન્ન થાય છે. ઘાસ પણ પુષ્કળ મળે અને બધા પશુઓ તેમજ માણસો હૃષ્ટપુષ્ટ થઇ જાય છે.

હળથી ખોદાઇ ( ખેડ ) થયા પછી જમીનને ( **इन्द्रः सीतां नि गृह्णातु** ) વૃષ્ટિ કરનારો ઇન્દ્ર દેવ પોતાના જળ વડે પકડે, પછી તેનું ઉત્તમ રક્ષણ કરે આ પ્રકારે વરસાદ અને સૂરજ પ્રકાશ યોગ્ય પ્રમાણમાં મળતા રહે તો ઉત્તમ ખેતી થશે અને ધાન્ય વગેરે પુષ્કળ પ્રમાણમાં પ્રાપ્ત થશે.

### ધાન્ય વાવતા પહેલાં હવન

પાંચમા મંત્રમાં સારી ખેતી થવા માટે શરૂમાં ખેતરમાં હવન કરવાનો ઉલ્લેખ છે. જે ધાન્ય–અનાજ વાવવાનું તેનું હવન કરવું જોઇએ. અને હવન માટે ઘી વગેરે બીજા પદાર્થો તો અવશ્ય જોઇએ. આવા પ્રકારના હવનથી જલ વાયુ શુદ્ધ થાય છે અને શુદ્ધ ખેતીથી શુદ્ધ અનાજ ઉત્પન્ન થાય છે. આ હવનની બીજી એક વાત આપેઆપ થાય છે તે એમ કે જેનું હવન કરવાનું છે તે જ વાવવાનું છે, આ નિયમથી હવનમાં નિષિદ્ધ તમાકૂ વગેરે ઘાતક પદાર્થ વાવવાનો સંભવ ઓછો થઇ જાય છે. તેથી સ્પષ્ટ છે કે વાવતા પહેલાં હવન કરવાની પદ્ધતિ જો શરૂ કરવામાં આવે તો તમાકૂ જેવા હાનિકારક પદાર્થ

દુનિયામાં જનતાનો ઘાત કરવા એટલા બધા નિર્માણ થશે નહિ અને ઉત્તમ અનાજ વગેરે પુષ્કળ ઉત્પન્ન થઇ લોકોનું વધારે કલ્યાણ થશે.

### ખાતર તરીકે ઘી અને મધ

નવમા મંત્રમાં ( **घृतेन मधुना पयसा समक्ता सीता** ) ઘી, મધ અને દૂધનું ખાતર વનસ્પતિઓને આપવાનો ઉલ્લેખ છે. હાલ તો આવા પદાર્થો માણસોને ખાવા મળવાની મુશ્કેલી છે. થોડા પ્રમાણમાં પણ ક્યાં મળે છે ? પણ શુદ્ધ, પૌષ્ટિક ફળ ઉત્પન્ન કરવા માટે દૂધ, ઘી અને મધનું ખાતર અત્યંત આવશ્યક છે આ વાત સાચી છે.

### ઐતિહાસિક દાખલો

પુનાના પેશવાઓના સમયમાં કેટલાંક કેરીના ઝાડ આવા પંચામૃતનું ખાતર આપી ઉછેરવામાં આવ્યાં હતાં. તેમાંથી આજે પણ એક વૃક્ષ જીવિત છે અને એટલા મધુર ફળ આપે છે કે તેનું વર્ણન શબ્દોથી થઇ શકે નહિ. પંચામૃત ( ઘી, દૂધ, દહી, મધ અને સાકર ) ના ખાતરથી જાણે કેરી પુષ્ટ બની તેના જેવા જ ફળ અદ્દભૂત અમૃતરૂપ ધારણ કરી અવશ્ય થશે તેમાં શંકા જ શી? આ પ્રત્યક્ષ દાખલો છે. તેમજ વાઇના એક પંડિતે આર્ય ખેતીના શાસ્ત્ર મુજબ દૂધના ખાતર વડે એક વરસ જુવારની ખેતી કરી હતી. તેથી તેને એટલું પુષ્ટ અને મીઠાશ આપતું અનાજ ઉત્પન્ન થયું કે સામાન્ય અનાજ જોડે તેની સરખામણી થઇ શકે નહિ.

આ વૈદિકખેતીશાસ્ત્ર અત્યંત મહત્ત્વનો વિષય છે જો પૈસાદાર ખેડૂત ખેતો પ્રયોગ કરી શકે તો તેણે અવશ્ય કરી જોવો. સામાન્ય લોકો માટે આવા પ્રયોગ કરવું અશક્ય છે કારણ કે જે લોકોને પીવા માટે પણ દૂધ મળી શકતું નથી તે ખાતર માટે દૂધ, દહી, ઘી, મધ ક્યાંથી વાપરી શકે ?

વાચકોએ આ વર્ણન વાંચી વૈદિક સમયની ખેતીની મનથી કલ્પના કરવી અને મનમાં જ મનથી તેનો આસ્વાદ લેવાનો યત્ન કરવો.

### ગોરક્ષણનો સમય

વૈદિકકાલ ગોરક્ષણનો કાલ હતો. તેથી ગાયો પુષ્કળ હતી તે કારણે ખાતર માટે પણ દૂધ મળી શકતુ. પણ હાલ અનાર્ય લોકોને ખાવા મળે એ હેતુથી લાખો ગાયો કપાય છે, તેથી પીવા પણ દૂધ મળવું મુશ્કેલ બન્યું છે. આ સમયનું પરિવર્તન છે. અહીં હવે જોવું જોઇએ કે વૈદિક ધર્મીય લોકોના પ્રયત્નથી ભવિષ્યકાલ કેવોક આવે છે.



# ઘોડો

કાંડ ૬, સૂક્ત ૯૨

( ऋषिः- अथर्वा। देवता- इन्द्रः, वाजी । )

**वार्तरंहा भव वाजिन्युज्यमान इन्द्रस्य याहि प्रसवे मनोजवाः ।**
**युञ्जन्तु त्वा मरुतो विश्ववेदस आ ते त्वष्टा पत्सु जवं दधातु ॥ १ ॥**

અર્થ— હે ( **वाजिन्** ) ઘોડા ! ( **युज्यमानः वातरंहाः भव** ) જોડવાથી પવનના વેગથી યુક્ત થા. ( **इन्द्रस्य प्रसवे मनोजवाः याहि** ) ઇન્દ્રની આ સૃષ્ટિમાં મનના વેગથી ચાલ ( **विश्ववेदसः मरुतः त्वा युजन्तु** ) બધા જ્ઞાનથી યુક્ત મરવા સુધી ઉઠનારા વીર તને નિયુક્ત કરે. ( **त्वष्टा ते पत्सु जवं आदधातु** ) ત્વષ્ટા તારા પગમાં ઝડપ રાખે. [ ૧ ]

ભાવાર્થ— ઘોડો ઝડપી હોય, ચાલતી વેળા મનની ઝડપથી જલ્દી દોડે. વીરો એવા ઘોડાનો ઉપયોગ સત્તાની માટે કરે અને ઇશ્વર એવા ઘોડાના પગમાં ઘણી ઝડપ રાખે. ( ૧ )

जवस्तें अर्वन्निहितो गुहा यः श्येने वात उत योऽचरत्परीत्तः ।
तेन त्वं वाजिन्बलवान्बलेनाजिं जय समने पारयिष्णुः ॥ २ ॥
तनूष्टे वाजिन्तन्वं नयन्ती वाममस्मभ्यं धावतु शर्म तुभ्यम् ।
अह्रुतो महो धरुणाय देवो दिवीव ज्योतिः स्वमा मिमीयात् ॥ ३ ॥

અર્થ— હે ( अर्वन् ) ગતિશીલ ! ( यः गुहा निहितः ते जवः ) જે હૃદયમાં રહેલો તારો વેગ છે, ( यः श्येने वाते उत परीत्तः ) જે વેગ શ્યેન પંખીમાં અને જે પવનમાં છે અને જે બીજે પણ છે; હે ( वाजिन् ) અશ્વ ! ( तेन त्वं बलवान् ) તે ઝડપથી તું બળવાન્ બની ( समने पारयिष्णुः ) લડાઈમાં પાર કરનારો બની ( आजिं जय ) યુદ્ધમાં વિજય મેળવ. [ ૨ ]

હે ( वाजिन् ) અશ્વ ! ( ते तनूः तन्वं नयन्ती ) તારું શરીર અમારા શરીરને લઈ ચાલતો ( अस्मभ्यं वामं धावतु ) અમને બધાના માટે ટૂંક સમયમાં પહુંચાડે અને ( तुभ्यं शर्म ) તમારા માટે સુખ આપે. ( अ-ह्रुतः देवः ) અકુટિલ દેવ ( धरुणाय ) બધાની ધારણ માટે ( दिवि ज्योतिः इव ) દ્યુલોકમાં જેમ તેજસ્વી સૂરજ છે તેની જેમ ( महः स्वं आ मिमीयात् ) બધાને મોટું તેજ નિર્માણ કરી આપે. [ ૩ ]

ભાવાર્થ— જેવી ઝડપ પવન, બાજ પખી અને બીજા ઝડપી પદાર્થોમાં છે, તેવી ઝડપ આ ઘોડામાં હોય. એવો વેગવાન અને બળવાન્ ઘોડો યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરવાવાળો હોય ( ૨ )

આ ઘોડો મનુષ્યને જલ્દી દૂર સુધી પહુંચાડે. તે સ્વામીને સુખ આપે અને પોતે સુખી થાય દ્યુલોકમાં સૂરજની જેમ એવો ઘોડો અહીં ચમકતો રહે. ( ૩ )

ઉત્તમ ઘોડાનું વર્ણન આ સૂક્તમાં છે. ઘોડો બળવાન્ અને ચપળ તેમજ ઝડપી હોવો જોઈએ યુદ્ધમાં જનારા સૈનિકો એવા ઘોડાનો ઉપયોગ કરે અને વિજય પ્રાપ્ત કરે વગેરે બોધ આ સૂક્તમાં છે.

## વરસાદ કેવી રીતે વરસે છે ?

### કાંડ ૬, સૂક્ત ૨૨

( ऋषिः – शन्तातिः । देवता – आदित्यरश्मिः, मरुतः । )

कृष्णं नियानं हरयः सुपर्णा अपो वसाना दिवमुत्पतन्ति ।
त आववृत्रन्त्सदनादृतस्यादिद्घृतेन पृथिवीं व्यूदुः ॥ १ ॥
पयस्वतीः कृणुथाप ओषधीः शिवा यदेजथा मरुतो रुक्मवक्षसः ।
ऊर्जं च तत्र सुमतिं च पिन्वत यत्रा नरो मरुतः सिञ्चथा मधु । ॥ २ ॥

અર્થ— ( अपः वसानाः ) પાણીને પોતાની સાથે લઈ ( सु-पर्णाः हरयः ) ઉત્તમ ગતિશીલ સૂરજના કિરણો ( कृष्णं नियानं दिवं ) બધાનુ આકર્ષણ કરનારા બધાને વાહનરૂપ દ્યુલોકમાં રહેતા સૂરજ પ્રત્યે ( उत् पतन्ति ) ચઢે છે. ( ते ऋतस्य सदनात् ) તે જળના સ્થાનરૂપ અંતરિક્ષમાંથી ( आववृत्रन् ) નીચે આવે છે ( आत् इत घृतेन पृथिवीं वि ऊदुः ) અને જળથી પૃથ્વીને ભીની કરે છે. [ ૧ ]

હે ( रुक्मवक्षसः मरुतः ) ચમકનારા હૃદયવાળા વાયુદેવો ! ( यत् एजथ ) જ્યારે તમે ઝડપથી ચાલો છો ત્યારે ( अपः ओषधीः ) પાણી અને ઓષધીઓને ( पयस्वतीः शिवाः कृणुथ ) રક્ષણ કરનારી અને હિતકારક કરો છો. હે ( नरः मरुतः ) નેતા મરુતો ! ( यत्र च मधु सिंचत ) અને જ્યાં મધુર જળ સિંચો છો ( तत्र ऊर्जं सुमतिं च पिन्वत ) ત્યાં શક્તિ આપનારું અન્ન અને ઉત્તમ બુદ્ધિ સ્થાપિત કરો છો. [ ૨ ]

उदप्रुतो मरुतस्ताँ इयर्त वृष्टिर्या विश्वा निवतस्पृणाति ।
एजाति ग्लहा कन्येव तुन्नैरुं तुन्दाना पत्येव जाया ॥ ३ ॥

અર્થ— હે ( मरुतः ) મરુતો ! ( तान् उदप्रुतः इयर्त ) તે ઉદકોથી ભરપૂર કરનારા વાદળાને મોકલો, ( या वृष्टिः ) જેમનાથી વરસાદ વરસે છે, ( विश्वाः निवतः पृणाति ) બધા નીચલા સ્થાનોને પાણીથી પરિપૂર્ણ કરે છે. ( ग्लहा ) વાદળાઓનો શબ્દ ( एजाति ) બધાને કંપિત કરે છે, ( तुन्ना कन्या इव ) જે પ્રકારે દુઃખી કન્યા પિતાને કંપિત કરે છે તેમજ તે શબ્દ ( एरुं तुंदाना ) મેઘને પ્રેરિત કરે. ( पत्या जाया इव ) જેમ પતિની સાથે રહેનારી ધર્મપત્ની ગૃહસ્થના સંસારમાં પ્રેરણા આપે છે [ ૩ ]

# વરસાદ કેવી રીતે વરસે છે ?

### વાદળા કેવી રીતે બને છે ?

સૂરજના કિરણો પૃથ્વી ઉપરના પાણીનું હરણ કરે છે તે કારણે તેમને ( हरिः, हरयः ) એવું નામ આપ્યું છે. તે બધે જ વ્યાપી રહે છે તેથી તેમને ( सु-पर्णा-सुपर्णाः ) કહે છે અથવા તેમની વિશેષ ગતિના કારણે તેમને આ નામ મળ્યું છે. આ કિરણો ( अपः वसानाः ) પાણીને પોતાની સાથે લે છે, જાણે પાણીનું વસ્ત્ર પહેરે છે અને ( दिवं उत्पतन्ति ) દ્યુલોકમાં- ઉપર આકાશમાં જાય છે, એટલે પૃથ્વીના ઉપરથી પાણીનો અંશ લઇ આ સૂરજના કિરણો ઉપર જાય છે અને ( ऋतस्य सदनं ) જળનાં સ્થાન અંતરિક્ષમાં રહી ત્યાં વાદળાના રૂપમાં બદલાઇ જઇ તે વાદળાઓ ફરી પૃથ્વી ઉપર વરસાદરૂપે તે જ પાણી ફરી આપે છે. એટલે જે પાણી સૂરજના કિરણોથી ઉપર ખેંચાય છે તે જ પાણી વરસાદના રૂપે પૃથ્વી ઉપર આવે છે. આ કાર્ય સૂરજના કિરણોનું છે.

આ સૂરજના કિરણોનું કાર્ય હમેશા થતું રહે છે. તે દરીયામાંથી પાણી ઉપર ખેંચે છે અને વાદળાં બને છે અને વૃષ્ટિ થાય છે, આ પ્રકારે પાણીની શુદ્ધિ થાય છે. પૃથ્વી ઉપરનું જે પાણી વરાળના રૂપે ખેંચાય છે તે ત્યાં શુદ્ધ થઇ વરસાદ રૂપે ફરી પૃથ્વી ઉપર આવી પડે છે. જાણે તે ( मधु सिंचथ ) મીઠા મધની વૃષ્ટિ થાય છે. તે વરસાદથી ( ओषधीः शिवाः ) કલ્યાણકારક ઔષધીઓ ઉગે છે અને ( पयस्वतीः ) ઉત્તમ રસવાળી પણ બને છે. આ ઔષધીઓ રોગીઓના શરીરમાં રહેનારા દોષોને દૂર કરે છે. ( स्रोप-धीः ) દોષ નાખે છે અને તેને નિરોગી બનાવે છે આ ઔષધીઓ અને જુદા જુદા રસવાળો ખોરાક ખાવાથી માણસ ( ऊर्जं सुमतिं च ) બળ અને ઉત્તમ બુદ્ધિને પ્રાપ્ત કરે છે. જો વરસાદ ન વરસે તો આ પદાર્થોની ઉત્પત્તિ નહિ થાય અને દુષ્કાળ થાય છે. તેથી માણસો કર્મા બુદ્ધિના અને નિર્બળ બને છે. આ પ્રકારે વૃષ્ટિનું મહત્ત્વ કેટલું છે તે જુઓ—

પાણીથી ભરેલા વાદળાં પવન વડે લઇ જવાય છે અને તેનાથી જે વરસાદ થાય છે તેથી પૃથ્વી ઉપર તળાવ, કુવા, નદીઓ વગેરે ભરાઇ જાય છે અને બધાને તેનાથી આનંદ થાય છે.

આવો ટૂંકમાં આ સૂક્તનો સાર છે. વાચકોએ તેનો વિચાર કરી સૃષ્ટિના વિષેનું જ્ઞાન જાણી લેવું.

# વરસાદ

## કાંડ ૪, સૂક્ત ૧૫

( ऋषिः – अथर्वा । देवता – मरुतः, पर्जन्यश्च । )

समुत्पतन्तु प्रदिशो नभस्वतीः समभ्राणि वातजूतानि यन्तु ।
महऋषभस्य नदतो नभस्वतो वाश्रा आपः पृथिवीं तर्पयन्तु ॥ १ ॥
समीक्षयन्तु तविषाः सुदानवोऽपां रसा ओषधीभिः सचन्ताम् ।
वर्षस्य सर्गा महयन्तु भूमिं पृथग्जायन्तामोषधयो विश्वरूपाः ॥ २ ॥
समीक्षयस्व गायतो नभांस्यपां वेगासः पृथगुद्विजन्ताम् ।
वर्षस्य सर्गा महयन्तु भूमिं पृथग्जायन्तां वीरुधो विश्वरूपाः ॥ ३ ॥
गणास्त्वोप गायन्तु मारुताः पर्जन्य घोषिणः पृथक् ।
सर्गा वर्षस्य वर्षतो वर्षन्तु पृथिवीमनु ॥ ४ ॥
उदीरयत मरुतः समुद्रतस्त्वेषो अर्को नभ उत्पातयाथ ।
महऋषभस्य नदतो नभस्वतो वाश्रा आपः पृथिवीं तर्पयन्तु ॥ ५ ॥

અર્થ— ( **नभस्वतीः प्रदिशः सं उत्पतन्तु** ) વાદળાથી યુક્ત દિશાઓ ઉભરાઈ જાય, ( **वातजूतानि अभ्राणि सं यन्तु** ) પવનથી ચલાવવામાં આવેલા પાણીવાળા વાદળા મળીને આવે ( **महऋषभस्य नदतः नभस्वतः** ) મહા બળવાન્ ગર્જના કરતા ( **नभस्वतः वाश्राः आपः पृथिवीं तर्पयन्तु** ) વાદળાઓની ગતિથી જળ ધારાઓ ભૂમિને તૃપ્ત કરે. [ ૧ ]

( **तविषाः सुदानवाः समीक्षयन्तु** ) બળવાન્ પાણીનું ઉત્તમ દાન કરનારા મેઘ દેખાય છે. ( **अपां रसाः ओषधीभिः संचन्तां** ) પાણીના રસ ઔષધીથી સંયુક્ત થઈ જાય. ( **वर्षस्य सर्गाः भूमिं महयन्तु** ) વરસાદની ધારાઓ ભૂમિને સમૃદ્ધ કરે. ( **विश्वरूपाः ओषधयः पृथक् जायन्तां** ) જુદા જુદા રૂપની ઔષધીઓ અનેક પ્રકારે ઉત્પન્ન થાય. [૨]

( **गायतः नभांसि समीक्षयस्व** ) ગર્જના કરનારા વાદળાઓથી ભરેલું આકાશ બતાવો. ( **अपां वेगासः पृथक् उद्विजन्तां** ) પાણીનો ઝડપ જુદા જુદા પ્રકારે ઉભરાઈ જાય. ( **वर्षस्य सर्गाः भूमिं महयन्तु** ) વરસાદની ધારાઓ ભૂમિને સમૃદ્ધ કરે. ( **विश्वरूपाः वीरुधः पृथक् जायन्तां** ) જુદી જુદી જાતની ઔષધીઓ અનેક પ્રકારે ઉત્પન્ન થાય. [૩]

હે વરસાદ ! ( **घोषिणः मरुतः गणाः त्वा पृथक् उपगायन्तु** ) ગરજનારા પવનના સેવકો તારું જુદું જુદું ગાયન કરે. ( **वर्षतः वर्षस्य सर्गाः पृथ्वीं अनु वर्षन्तु** ) વરસાદ આપનારા વાદળાની ધારાઓ પૃથ્વી ઉપર અનુકૂલતાથી વરસાદ વરસાવે. [ ૪ ]

હે ( **मरुतः** ) વાયુઓ ! ( **अर्कः त्वेषः नभः** ) સૂરજની ગરમીથી વાદળાઓને ( **समुद्रतः उत्पातयत** ) દરીયામાંથી ઉપર લઈ જાવ ( **अथ उदीरयत** ) અને ઉપર ઉડાવો. ( **महऋषभस्य नदतः नभस्वतः** ) મોટા બળવાન્ અને શબ્દ કરનારા વાદળાયુક્ત આકાશથી ( **वाश्राः आपः पृथिवीं तर्पयन्तु** ) ઝડપી જલધારાઓ પૃથ્વીને તૃપ્ત કરે. [૫]

ભાવાર્થ— વાદળ ચોમેર પ્રસરાઇ જાય, પવન જોરથી વહે અને તે પવનથી વાદળાં આકાશમાં ભેગાં થાય અને મોટી ગર્જના થઇ વરસાદ વરસે ( ૧ )

વાદળાથી આવનારું પાણી વનસ્પતિઓને મળે અને બધી વનસ્પતિ ઉત્તમ પરિપુષ્ટ થઈ જાય ( ૨ )

ગડગડાટ કરનારા વાદળાઓથી જોરથી વૃષ્ટિ થાય અને તે વૃષ્ટિથી ઔષધીઓ ઉત્તમ રસવાળી બને. ( ૩ )

પવન જોરથી વાદળાઓને લઇ આવે અને મોટી ધારાઓથી સારો વરસાદ વરસે. ( ૪ )

સૂરજની ઉષ્ણતાથી સમુદ્રના પાણીની વરાળ બની પવનથી ઉપર ચડે છે, ત્યાં તે ભેગી થઇ વાદળાં બને છે, ત્યાં વીજળીનો ચમકારો થઇ જમીનને તરબોળ કરે એવો વરસાદ વરસે છે ( ૫ )

अभि क्रन्द स्तनयार्दयोदधिं भूमिं पर्जन्य पयसा समङ्धि ।
त्वया सृष्टं बहुलमैतु वर्षमाशारैषी कृशगुरेत्वस्तम् ॥ ६ ॥
सं वोऽवन्तु सुदानव उत्सा अजगरा उत । मरुद्भिः प्रच्युता मेघा वर्षन्तु पृथिवीमनु ॥ ७ ॥
आशामाशां वि द्योततां वाता वान्तु दिशोदिशः ।
मरुद्भिः प्रच्युता मेघाः सं यन्तु पृथिवीमनु ॥ ८ ॥
आपो विद्युदभ्रं वर्षं सं वोऽवन्तु सुदानव उत्सा अजगरा उत ।
मरुद्भिः प्रच्युता मेघाः प्रावन्तु पृथिवीमनु ॥ ९ ॥
अपामग्निस्तनूभिः संविदानो य ओषधीनामधिपा बभूव ।
स नो वर्षं वनुतां जातवेदाः प्राणं प्रजाभ्यो अमृतं दिवस्परि ॥ १० ॥

---

અર્થ— હે ( **पर्जन्य** ) વાદળા ! તું ( **अभिक्रन्द** ) ગર્જના કર, ( **स्तनयः** ) વીજળીને ચમકાવો, ( **उदधिं अर्दय** ) દરીયાને ઉછાળ ( **पयसा भूमिं समङ्धि** ) પાણીથી જમીનને તરબોળ કર ( **त्वया सृष्टं बहुलं वर्षं एतु** ) તારા વડે ઉત્પન્ન થએલી મોટી વૃષ્ટિ અમારી પાસે આવે. ( **कृश-गु** ) ભૂમિને ખેડનારો ( **आशार-एषी** ) આસરાની ઇચ્છા કરનારો બની ( **अस्तं एतु** ) પોતાને ઘેર ચાલ્યો જાય. [ ૬ ]

( **सु-दानवः उत अज-गराः उत्साः** ) ઉત્તમ પાણી આપનારા મોટા પાણીના પ્રવાહ ( **वः सं अवन्तु** ) તમારૂં રક્ષણ કરે. ( **मरुद्भिः प्रच्युताः मेघाः** ) પવનથી પ્રેરાએલા વાદળાં ( **पृथिवीं अनु वर्षन्तु** ) અનુકૂળતાથી પૃથ્વી ઉપર વરસાદ વરસાવે. [ ૭ ]

( **आशां आशां विद्योततां** ) દિશા-દિશાઓમાં વિજળીઓ ચમકે. ( **दिशो दिशः वाताः वान्तु** ) સર્વ દિશાઓમાં ચોમેર પવન વહેતો રહે. ( **मरुद्भिः प्रच्युताः मेघाः** ) પવનથી દોરાએલાં વાદળાં ( **पृथिवीं अनु संयन्तु** ) પૃથ્વી તરફ અનુકૂળતાથી આવે. [ ૮ ]

( **आपः विद्युत् अभ्रं वर्षं** ) પાણી, વીજળી, વાદળા, વરસાદ ( **उत अजगराः सुदानवः उत्साः** ) અને મોટાં પાણી આપનારા ઝરણાં ( **वः सं अवन्तु** ) તમારૂં રક્ષણ કરે. ( **मरुद्भिः प्रच्युताः मेघाः पृथिवीं अनु प्र अवन्तु** ) પવનો વડે પ્રેરાએલા વાદળાં ભૂમિનું રક્ષણ કરે. [ ૯ ]

( **अपां अग्निः** ) વાદળાંના પાણીમાં રહેલો વીજળીરૂપ અગ્નિ ( **तनूभिः संविदानः** ) બધા શરીરની સાથે એકરૂપ થઇને ( **यः ओषधीनां अधिपा बभूव** ) જે ઐાષધીઓનો પાલક થાય છે, ( **सः जातवेदाः** ) તે અગ્નિ ( **दिवः परि अमृतं वर्षं** ) આકાશમાંથી અમૃતરૂપી વરસાદનું પાણી જે ( **प्रजाभ्यः प्राणं** ) જનતાના માટે પ્રાણ સમાન છે ( **नः** ) તે અમારા માટે ( **वनुतां** ) આપે. [ ૧૦ ]

---

**ભાવાર્થ**— મેઘની ગર્જના થયા કરે, વીજળીના ચમકારા થતા રહે, દરિયામાં મોજાઓ ઉછળે, જમીન પર એવો વરસાદ વરસે કે ખેડુતને પોતાના ઘેર જઇ આસરો લેવો પડે. ( ૬ )

પાણી આપનારા વાદળાં બધાનું રક્ષણ કરે. તેમનાથી જમીન ઉપર સારો એવો વરસાદ વરસે. ( ૭ )

સર્વ દિશાઓમાં વીજળી ચમકે, પવન જોરથી વહે, તેમનાથી હંકારાએલાં વાદળાં પુષ્કળ વરસાદ વરસાવે. ( ૮ )

વાદળાં, વિજળી, વરસાદ, પાણી, પાણીના સ્થાન આ બધા મનુષ્યોનું રક્ષણ કરે. પવનથી ચલાવેલા વાદળાં પૃથ્વી ઉપર ઉત્તમ વરસાદ વરસાવે. ( ૯ )

વાદળામાં વીજળી રૂપે અગ્નિ છે તે જ વરસાદ વરસાવે છે તેથી તે ઐાષધીઓનો અધિપતિ છે, તે ઉપરથી વરસાદ વરસાવે અને અમને અમૃત જેવું પાણી આપે, તેથી પ્રાણીઓને જીવન પ્રાપ્ત થાય, આ પ્રકારે અમારા બધાનું રક્ષણ કરે ( ૧૦ )

प्रजापतिः सलिलादा समुद्रादाप ईरयन्नुदधिमर्दयाति ।
प्र प्यायतां वृष्णो अश्वस्य रेतोऽर्वाङेतेन स्तनयित्नुनेहि ॥ ११ ॥
अपो निषिञ्चन्नसुरः पिता नः श्वसन्तु गर्गरा अपां वरुणाव नीचीरपः सृज ।
वदन्तु पृश्निबाहवो मण्डूका इरिणानु ॥ १२ ॥
संवत्सरं शशयाना ब्राह्मणा व्रतचारिणः । वाचं पर्जन्यजिन्वितां प्र मण्डूका अवादिषुः ॥ १३ ॥
उपप्रवद मण्डूकि वर्षमा वद तादुरि । मध्ये ह्रदस्य प्लवस्व विगृह्य चतुरः पदः ॥ १४ ॥
खण्वखा३इ खैमखा३इ मध्ये तदुरि । वर्षं वनुध्वं पितरो मरुतां मन इच्छत ॥ १५ ॥
महान्तं कोशमुदचाभि षिञ्च सविद्युतं भवतु वातु वातः ।
तन्वतां यज्ञं बहुधा विसृष्टा आनन्दिनीरोषधयो भवन्तु ॥ १६ ॥

---

અર્થ— ( प्रजापतिः सलिलात् समुद्रात् आपः ईरयन् ) પ્રજાપતિ પાણીવાળા દરીયામાંથી પાણીને પ્રેરણા આપી ( उदधिं अर्दयाति ) દરીયાને ગતિ આપે છે. તેથી ( अश्वस्य वृष्णः रेतः प्र प्यायतां ) ઝડપી વરસાદ કરનારા વાદળાથી પાણી વધે. વરસાદ ( एतेन स्तनयित्नुना अर्वाङ् आ इहि ) આ ગર્જના કરનારાની જોડે અહીં આવે. [૧૧]

( अपः निषिञ्चन् असुरः ) પાણીનો વરસાદ વરસાવનારા વાદળાં ( नः पिता ) અમારા પાલક છે. હે ( वरुण ) શ્રેષ્ઠ ઉદક ધારણ કરનારા વાદળા ! ( अपां गर्गराः श्वसन्तु ) પાણીનો ગડગડ અવાજ કરનારાં વાદળાં ચાલે. ( अपः नीचीः अवसृजः ) પાણીને નીચાણ તરફ પ્રવાહિત કર. ( पृश्निबाहवः मण्डूकाः ) ચિત્રવિચિત્ર રંગના હાથવાળા દેડકાઓ ( इरिणा अनु वदन्तु ) પૃથ્વી ઉપર આવી શબ્દ કરે. [ ૧૨ ]

( मण्डूकाः पर्जन्यजिन्वितां वाचं ) દેડકા વરસાદથી પ્રેરિત વાણીને ( अवादिषुः ) બોલે છે, જેમ કે ( संवत्सरं शशयानाः व्रतचारिणः ब्राह्मणाः ) આખું વરસ એકજ ઠેકાણે રહીને વ્રત કરનારા બ્રાહ્મણો બોલે છે. [ ૧૩ ]

હે ( मंडूकी ) દેડકી ! હે ( तादुरि ) નાની દેડકી ! ( उप प्रवद ) બોલ, ( वर्षं आ वद ) વરસાદને બોલાવ અને ( ह्रदस्य मध्ये ) તળાવની વચ્ચે ( चतुरः पदः विगृह्य ) ચાર પગ લઈ ( प्लवस्व ) તર. [ ૧૪ ]

( खण्-वखे ) હે દરમાં રહેનારી ! હે ( खैम-खे ) શાંત રહેનારી, હે ( तदुरि ) નાની દેડકી ! ( वर्षं मध्ये वनुध्वं ) વરસાદ વચ્ચે આનંદિત થા. હે ( पितरः ) પાલકો ! ( मरुतां मनः इच्छत ) પવનનું મનનીય જ્ઞાન ઇચ્છો. [૧૫]

( महान्तं कोशं उदञ्च ) મોટો પાણીનો જથ્થો એટલે મેઘોને પ્રેરિત કર અને ( अभि षिञ्च ) પાણીનું સિંચન કર. ( सविद्युतं भवतु ) આકાશ વીજળી યુક્ત બને ( वातः वातु ) વાયુ વહેતો રહે. ( यज्ञं तन्वतां ) યજ્ઞ કરો. ( ओषधयः ) ઔષધીઓ ( बहुधा विसृष्टाः ) ઘણાં પ્રકારથી ઉત્પન્ન થએલી ( आनंदिनीः भवन्तु ) આનંદ આપનારી થાય. [ ૧૬ ]

---

**ભાવાર્થ**-- આ પ્રજાપાલક દરીયાના પાણીને પ્રેરે છે, જેથી વાદળાંઓ બને છે, અને તેથી જમીન ઉપર પુરતા પ્રમાણમાં પાણી મળે છે. આ વાદળાં વીજળીની સાથે અમારી જમીનની પાસે આવી જાય. ( ૧૧ )

વાદળાઓના વરસાદથી પૃથ્વી ઉપર મોટો પ્રવાહ વહે. પાણીમાં દેડકાઓ ઉત્તમ શબ્દ કર્યા કરે. ( ૧૨ )

વ્રત કરનારા બ્રાહ્મણો જેમ આ દેડકાઓ જાણે સંપૂર્ણ વરસભર વ્રત કરતા હતા અને હવે પોતાનું વ્રત પુરું કરી બહાર આવીને પ્રવચન કરી રહ્યા છે. ( ૧૩ )

દેડકાઓ વાદળાને બોલાવે અને તે પાણીથી તળાવ ભર્યા બાદ તેમાં પુષ્કળ તરતા રહે. ( ૧૪ )

વરસાદ એવો વરસે કે બધા દેડકાઓ આનંદિત થાય. ( ૧૫ )

વાદળા આવી જાય, પુષ્કળ વરસાદ વરસે, વીજળીનો ચમકારો થાય, પવન વહે, ઔષધીઓ પરિપુષ્ટ થાય, પુષ્કળ અનાજ ઉત્પન્ન થાય અને યજ્ઞ વધતો રહે. ( ૧૬ )

આ સૂક્ત વરસાદ વિષે ઉત્તમ કાવ્ય છે. અત્યંત સ્પષ્ટ હોવાથી તેના સ્પષ્ટીકરણની જરૂર નથી.

# વાદળાઓનો સંચાર

## કાંડ ૬, સૂકત ૪૯

( ऋषिः – गार्ग्यः । देवता– अग्निः । )

नहि ते अग्ने तन्वः क्रूरमानंश मर्त्यः । कपिर्बभस्ति तेजनं स्वं जरायु गौरिव ॥ १ ॥
मेष इव वै सं च वि चोर्वच्यसे यदुत्तरद्रावुपरश्च खादतः ।
शीर्ष्णा शिरोऽप्ससाप्सो अर्दयन्नंशून्बभस्ति हरितेभिरासभिः ॥ २ ॥
सुपर्णा वाचमक्रतोप द्यव्याखरे कृष्णा इषिरा अनर्तिषुः ।
नि यन्नियन्त्युपरस्य निष्कृतिं पुरू रेतो दधिरे सूर्यश्रितः ॥ ३ ॥

અર્થ— હે ( अग्ने ) પ્રકાશ સ્વરૂપ દેવ ! ( मर्त्यः ते तन्वः क्रूरं नहि आनंश ) કોઈ મનુષ્ય તારા શરીરની ક્રૂરતાનો સ્વીકાર કરી શકતો નથી. જે પ્રકારે ( कपिः तेजनं बभस्ति ) क એટલે ઉદકનું પાન કરનારો મેઘ પ્રકાશને ધારણ કરે છે અને ( गौः स्वं जरायु इव ) જે પ્રકારે પોતાની જરાયુને ગાય લે છે. [ ૧ ]

( मेष इव वै ) ખાત્રીથી ઘેટાની જેમ તું ( सं अच्यसे ) એકત્રિત થાય છે અને ( च वि अच्यसे ) પ્રસરે છે ( यत् उत्तरद्रौ खादतः उपरः च ) અને ઉત્તમ વનમાં ઘાસ ખાતો ફરે છે. ( शीर्ष्णा शिरः अप्ससा अप्सः अर्दयन् ) માથાને માથાથી અને રૂપને રૂપથી દબાવતો ( हरितेभिः आसभिः अंशून् बभस्ति ) હરિત રંગના મુખોથી કિરણોને ધારણ કરે છે. [ ૨ ]

( सुपर्णाः आखरे द्यवि वाचं उप अक्रत ) અનેક કિરણો આ ખાલી આકાશમાં શબ્દ કરે છે અને ( कृष्णाः इषिराः अनर्तिषु ) પાણીનું આકર્ષણ કરનારા ગતિમાન્ કિરણો અહીં નાચી રહ્યા છે. ( यत् उपरस्य निष्कृतिं नि नियन्ति ) જ્યારે થોભનારા વાદળાઓની નિષ્કૃતિ એટલે વરસાદરૂપે પરિણામને નિશ્ચત કરે છે, જ્યારે તે ( पुरु रेतः दधिरे ) ઘણું પાણી ધારણ કરે છે. [ ૩ ]

આ સૂક્ત ઘણું જ દુર્બોધ છે, પણ નીચે આપેલા ભાવાર્થના અનુસંધાનથી થોડો કંઇ અર્થ વાચકો જાણી શકે છે.

' હે ઇશ્વર જે સમયે તું ક્રૂર બને છે, તે સમયે તારી સામે કોઇ પણ માણસ ઉભો રહી શકતો નથી; તારો ક્રોધ એટલો અસહ્ય છે. કાળાં વાદળાં પણ પ્રકાશને ધારણ કરી શકશે અથવા ગાય પણ પોતાની જરાયુને ખાઇ જાય પણ કોઇ માણસ ઇશ્વરનો ક્રોધ ક્ષણ માટે પણ જીરવી શકતો નથી. ( મં. ૧ )

જે પ્રકારે ઘેટાં બકરાં કોઇ સમયે ભેગાં થઇ અને કોઇ સમયે અલગ રહી ઉપજાઉ જમીન ઉપરનું ઘાસ ખાય છે અને કોઇ વખતે પોતાના માથાથી બીજાના માથે ટક્કર ખેલે છે અને પોતાના શરીરથી બીજાનું શરીર ઘસે છે અને એવા પ્રકારની રમત રમતાં ઘાસ ખાય છે, તે પ્રકારે મનુષ્ય પણ આપસમાં મળીને અને કદિ લઢીને પોતાનું જીવન વ્યતિત કરે છે, તથાપિ ઇશ્વરના ગુસ્સાની સામે કોઇ ટકી શકતું નથી. ( મં. ૨ )

ઇશ્વરની કૃપાથી જ સૂરજના કિરણો બધી દુનિયામાં નાચી રહ્યા છે અને પાણીનું આકર્ષણ કરી ઝડપથી જઇ રહ્યા છે. તે જ વાદળાઓને બનાવે છે અને તેથી વરસાદ વરસાવે છે, ત્યારે આખી દુનિયાને શાંતિ આપનારૂં પાણી પુરતા પ્રમાણમાં બધાને પ્રાપ્ત થાય છે. ( મં. ૩ )

આ પ્રકારે પરમેશ્વરના શક્તિનું ધ્યાન કરવું યોગ્ય છે.

# વાદળાઓમાં સરસ્વતી

## કાંડ ૭, સૂકત ૧૧

( ऋषिः – शौनकः । देवता – सरस्वती । )

यस्ते॑ पृथु स्त॑नयि॒त्नुर्य ऋ॒ष्वो दैव॑ः के॒तुर्विश्व॑मा॒भूष॑ती॒दम् ।
मा नो॑ वधीर्वि॒द्युता॑ देव स॒स्यं मोत व॑धी र॒श्मिभि॑ः सूर्य॑स्य    ॥ १ ॥

અર્થ— ( यः ते पृथुः स्तनयित्नुः ) જે તારૂં વિસ્તૃત, ગર્જના કરનારૂં, ( ऋष्वः दैवः केतुः ) પ્રવાહિત થનારૂં અને દિવ્ય ધ્વજાની જેમ માર્ગદર્શક ચિન્હ ( इदं विश्वं आभूषति ) આ દુનિયાને ભૂષિત કરે છે. એ ( विद्युता ) વીજળીથી ( नः मा वधीः ) અમને મારતો નહિ. તેમજ હે દેવ ! ( उत ) અને અમારા ( सस्यं सूर्यस्य रश्मिभिः मा वधीः ) ખેતરનો સૂરજના કિરણો વડે નાશ કરતો નહિ. [ ૧ ]

ભાવાર્થ— હે સરસ્વતી ! જે તારો વિસ્તૃત અને ગર્જના કરનારો, પોતે વરસાદરૂપે પ્રવાહિત થનારો, જેમાં વીજળીની ચમક હોય છે અને જે આ વિશ્વને ભૂષણરૂપ છે, તે મેઘ પોતાની વીજળીથી અમારો નાશ ન કરે. પણ એમ પણ ન થાય કે આકાશમાં વાદળાં ન આવે અને સૂરજના તાપથી અમારી ખેતી બળી જાય એટલે કે આકાશમાં વાદળાં આવે, વાદળાં વરસે અને ખેતી સારી બને પણ વાદળાની વીજળીથી કોઇનો નાશ ન થાય. ( ૧ )

' સરસ્વતી 'નો બીજો અર્થ ( सरः ) રસવાળી એવો છે. એટલે કે પાણી આપનારી, તે રસ અથવા પાણી વાદળાંઓમાં રહે છે અને તે અમારા વાવેલા અનાજને પુષ્ટ કરે છે અથર્વ. કાં.૭, સૂ. ૧૦ માં સરસ્વતીનો અર્થ ' विद्या ' એવો છે અને અહીં ' જલ ' એવો અર્થ છે.

# સરસ્વતી

## કાંડ ૭, સૂકત ૧૦

( ऋषिः – शौनकः । देवता – सरस्वती । )

यस्ते॒ स्तन॑ः शश॒युर्यो म॑यो॒भूर्यः सु॑म्न॒युः सु॒हवो॒ यः सु॒दत्रः॑ ।
येन॒ विश्वा॒ पुष्य॑सि॒ वार्या॑णि॒ सर॑स्वति॒ तमि॒ह धात॑वे कः    ॥ १ ॥

અર્થ— હે સરસ્વતી ! ( यः ते शशयुः स्तनः ) જે તારો શાંતિ આપનારો સ્તન છે અને ( यः मयोभूः यः सुम्नयुः ) જે સુખ આપનારો, જે શુભ મન આપનારો, ( यः सुहवः सुदत्रः ) જે પ્રાર્થના કરવાલાયક અને જે ઉત્તમ પુષ્ટિ આપનારો છે, ( येन विश्वा वार्याणि पुष्यसि ) જેથી તું બધા વરણીય પદાર્થોની પુષ્ટિ કરે છે, ( तं इह धातवे कः ) તેને અહીં અમારી પુષ્ટિના માટે અમારી તરફ કર. [ ૧ ]

ભાવાર્થ— સરસ્વતી દેવી દુનિયાને સારયુક્ત રસ આપે છે, તેના સ્તનમાં જે પોષક દુધ છે, તે સુખ, શાંતિ, સુમનો ભાવના, પુષ્ટિ વગેરે આપે છે; તેથી બધાનું પોષણ થાય છે હે દેવી ! તે તમારો પોષક ગુણ અમારી પાસે કરો, જેથી ઉત્તમ રસ પીને અમે બધા પુષ્ટ થઇ જઇશું ( ૧ )

સરસ્વતી વિદ્યા છે. વિદ્યા બધાનું પોષણ કરે છે, બધાને શાંતિ, સુખ, સારી મનોભાવના અને પુષ્ટિ આપે છે, વિદ્યાથી જ આ લોકમાં અને પરલોકમાં ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે. માટે આ વિદ્યા દરેકે અવશ્ય પ્રાપ્ત કરવી જોઇએ.

## સરસ્વતી.

### કાંડ ૭, સૂક્ત ૬૮

( ऋषिः – शंतातिः । देवता – सरस्वती । )

सरस्वति व्रतेषु ते दिव्येषु देवि धामसु । जुषस्व हव्यमाहुतं प्रजां देवि ररास्व नः ॥ १ ॥
इदं ते हव्यं घृतवत्सरस्वतीदं पितॄणां हविरास्यं१ यत् ।
इमानि त उदिता शंतमानि तेभिर्वयं मधुमन्तः स्याम ॥ २ ॥
शिवा नः शंतमा भव सुमृडीका सरस्वति । मा ते युयोम संदृशः ॥ ३ ॥

અર્થ— હે સરસ્વતી દેવી ! ( ते दिव्येषु धामसु व्रतेषु ) તારા દિવ્ય ધામોના વ્રતોમાં ( आहुतं हव्यं जुषस्व ) હવન કરાએલા હવ્ય પદાર્થોનું સેવન કર અને હે દેવી ! ( नः प्रजां ररास्व ) અમને સંતતિ આપ [ ૧ ]

હે સરસ્વતી ! ( ते इदं घृतवत् हव्यं ) તારૂં આ ઘીવાળું હવન છે ( इदं पितॄणां हविः यत् आस्यं आश्यं ) આ પિતરોનો હવિ છે જે ખાવા યોગ્ય છે, ( ते इमानि उदिता शंतमानि ) તારૂં પ્રકાશિત કલ્યાણકારક સામર્થ્ય છે, ( तेभिः वयं मधुमन्तः स्याम ) તેથી અમે મધુર બનીશું. [ ૨ ]

હે સરસ્વતી ! ( नः सुमृडीका शिवा शंतमा भव ) અમારા માટે સ્તુતિ કરવાલાયક શુભ અને સુખકારક થા. ( ते संदृशः मा युयोम ) તારી દૃષ્ટિથી અમે કદાપિ વિયુક્ત ન થઈએ. [ ૩ ]

( સરસ્વતીના ઉપાસકોનું હમેશા કલ્યાણ થાય છે. )



## ઉત્તમ વરસાદ

### કાંડ ૭, સૂક્ત ૩૯

( ऋषिः – प्रस्कण्वः । देवता – मंत्रोक्ता । )

दिव्यं सुपर्णं पयसं बृहन्तमपां गर्भं वृषभमोषधीनाम् ।
अभीपतो वृष्ट्या तर्पयन्तमा नो गोष्ठे रयिष्ठां स्थापयाति ॥ १ ॥

અર્થ— ( दिव्यं पयसं सुपर्णं ) આકાશમાં રહેનારા પાણીને ધારણ કરવાના કારણે પાણીથી પરિપૂર્ણ, ( अपां बृहन्तं वृषभं ) પાણીનો મોટો વરસાદ વરસાવનારા ( औषधीनां गर्भं ) ઔષધી–વનસ્પતિનો ગર્ભ વધારનારા, ( अभीपतः वृष्ट्या तर्पयन्तं ) બધા પ્રકારના વરસાદ વડે તૃપ્તિ કરનારા, ( रयि-स्थां ) શોભાયુક્ત સ્થાનમાં રહેનારા મેઘને દેવ ( नः गोष्ठे आ स्थापयतु ) અમારી ગોશાળાની ભૂમિમાં સ્થાપન કરે એટલે અમારી ભૂમિમાં ઉત્તમ વરસાદ વરસે. [૧]

વાદળા આકાશમાં સંચાર કરે છે, તે પાણીથી પરિપૂર્ણ હોય છે, પાણીનો વરસાદ વરસાવે છે, તેના પાણીથી બધી ઔષધિ વનસ્પતિઓ ગર્ભયુક્ત બને છે, તે બીજી રીતે પોતાની વૃષ્ટિ વડે બધાની તૃપ્તિ કરે છે, બધાની શોભા વધારે છે. આ બધાનું કલ્યાણ કરનારો મેઘ અમારી ભૂમિમાં, જ્યાં અમારી ગાયો રહે છે ત્યાં સારો વરસાદ વરસાવે અને અમને બધાને તૃપ્ત કરે.

# વરસાદથી વિપત્તિ દૂર કરવી

### કાંડ ૬, સૂક્ત ૧૨૪

( ऋषिः – अथर्वा । देवता – दिव्या आपः । )

दिवो नु मां बृहतो अन्तरिक्षादपां स्तोको अभ्यपप्तद्रसेन ।
समिन्द्रियेण पयसाहमग्ने छन्दोभिर्यज्ञैः सुकृतां कृतेन ॥ १ ॥
यदि वृक्षादभ्यपप्तत्फलं तद्यद्यन्तरिक्षात्स उ वायुरेव ।
यत्रास्पृक्षत्तन्वो३ यच्च वाससः आपो नुदन्तु निर्ऋतिं पराचैः ॥ २ ॥
अभ्यञ्जनं सुरभि सा समृद्धिर्हिरण्यं वर्चस्तदु पूत्रिममेव ।
सर्वा पवित्रा वितताध्यस्मत्तन्मा तारीन्निर्ऋतिर्मो अरातिः ॥ ३ ॥

અર્થ— ( बृहतः दिवः अन्तरिक्षात् ) મોટા દ્યુલોકના અવકાશમાંથી ( अपां स्तोकः रसेन मां अभि अपप्तत् ) પાણીના ટીપાના રસથી મારા ઉપર વૃદ્ધિ થય છે. હે અગ્ને ! ( अहं इन्द्रियेण पयसा ) હું ઇન્દ્રિયોની સાથે દૂધ વગેરે પુષ્ટિ રસની સાથે, ( छन्दोभिः यज्ञैः सुकृतां कृतेन सं ) છંદોથી, યજ્ઞોથી અને પુણ્ય કર્મ કરનારાઓના પુણ્ય કૃત્યથી યુક્ત બનું. [ ૧ ]

( यदि वृक्षात् फलं अभि अपप्तत् ) જો વૃક્ષથી ફળ પડશે અથવા ( यदि अन्तरिक्षात् तत् ) જો અંતરિક્ષથી આ જળ પડે, તો ( स उ वायुः एव ) તે પવન જ છે એટલે પવનમાંથી જ પડે છે. ( यत्र तन्वः अस्पृक्षत् ) જ્યાં શરીરના ભાગને તે જળ સ્પર્શ કરે અથવા ( यत् वाससः ) જ્યાં કપડાને સ્પર્શ કરે, તો તે ( आपः पराचैः निर्ऋतिं नुदन्तु ) પાણી દૂરથી જ અવનતિને દૂર કરે. [ ૨ ]

( अभ्यंजनं ) તેલનું મર્દન, ( सुरभि ) સુવાસ, ( हिरण्यं ) સોનું, ( वर्चः ) શરીરનું તેજ ( सा समृद्धिः ) આ બધી સમૃદ્ધિ છે. ( तत् उ पूत्रिमं एव ) તે જળ પવિત્ર કરનારું છે. ( सर्वा पवित्रा वितता ) બધા પવિત્ર કરનારી દુનિયામાં પ્રસરેલા છે. ( अस्मत् अधि निर्ऋतिः मा तारीत् ) અમારા ઉપર દુર્ગતિ ન આવે અને ( अरातिः मा उ ) શત્રુ પણ હુમલો ન કરે. [ ૩ ]

ભાવાર્થ— આકાશમાંથી ઉત્તમ પવિત્ર જળની વૃષ્ટિ થાય છે. તે વૃષ્ટિથી અન્ન, રસ, દૂધ વગેરે નિર્માણ થાય છે તેથી યજ્ઞ થાય છે, યજ્ઞથી સત્કૃત્યો થાય છે. આ સુકૃત પ્રાપ્ત કરવાની ઇચ્છા દરેકે મનમાં ધારણ કરવી જોઇએ. ( ૧ )

વૃક્ષ ઉપરથી ફળ પડવાની જેમ આકાશમાંથી પવનથી વરસાદનાં ટીપાં અમારી પાસે આવે છે. તે પાણીથી અમારા શરીર અને અમારાં વસ્ત્ર મળરહિત બને છે. આ વૃષ્ટિથી ઘણું અનાજ ઉત્પન્ન થવાથી અમારી વિપત્તિ દૂર થાય. ( ૨ )

શરીરને તેલનું માલીશ, સુગંધી દ્રવ્યનો ઉપયોગ કરવો, સોનું ધારણ કરવું, શરીર ઘાટીલું અને તેજસ્વી થવું આ બધાં સમૃદ્ધિનાં લક્ષણો છે, પાણી સમૃદ્ધિનું લક્ષણ હોઇને પવિત્રતા કરનારું છે, તેથી બધી દુનિયામાં પવિત્રતા પ્રસરે છે. આ જળથી પુષ્કળ અનાજ ઉત્પન્ન થવાથી અમારાં સંકટો દૂર થઇ જશે અને બધી સંપત્તિ અમારી પાસે આવી જશે. શત્રુ પણ અમને કષ્ટ ન પહોંચાડે. ( ૩ )

આકાશમાંથી પવિત્ર અમૃતજળની ઉત્પત્તિ થાય છે. તેથી ધાન્ય, ફળ, ફૂલ વગેરે તેમજ વૃક્ષ–વનસ્પતિઓ પણ ઉત્પન્ન થાય છે. ઘાસ વગેરે ઉત્પન્ન થાય છે, તેથી જાનવરો પુષ્ટ અને પ્રસન્ન બને છે. એટલે આ રીતે આકાશનો વરસાદ બધા પ્રાણીમાત્રની વિપત્તિ દૂર કરનારો છે, વરસાદ ન વરસે તો બધે જ સંકટો આવશે અને વરસાદથી તે દૂર થાય છે. આ જળ શરીરને અંદરથી અને બહારથી નિર્મળ કરે છે, પવિત્ર કરવું તે એનો સ્વભાવ છે. વસ્ત્રો વગેરેને પણ તે પવિત્ર કરે છે. જ્યારે આ પ્રકારે ઉત્તમ વૃષ્ટિથી પશુ, પક્ષી, અને મનુષ્યો આનંદયુક્ત થાય છે, ત્યારે મનુષ્યો અભ્યંગસ્નાન ( તેલ ચોપડીને ગરમ પાણીથી નહાવું ) કરે છે, શરીર ઉપર સુગંધનું મર્દન કરે છે. સોનાના ઘરેણા ધારણ કરે છે અને તેમનું શરીર પણ સારી રીતે સુડોળ ઘાટીલું અને પુષ્ટ બને છે. સર્વત્ર પવિત્રતા થાય છે અને બધી વિપત્તિઓ દૂર થાય છે.

આ વૃષ્ટિનો મહિમા છે, તેથી જાણે કે વરસાદ એ પરમાત્માની કૃપાથી જ વરસે છે.

# વરસાદનું પાણી

### કાંડ ૭, સૂકત ૮૯

( ऋषिः – सिन्धुद्वीपः । देवता – अग्निः । )

अपो दिव्या अचायिषं रसेन समपृक्ष्महि । पयस्वानग्न आगमं तं मा सं सृज वर्चसा ॥ १ ॥
सं माग्ने वर्चसा सृज सं प्रजया समायुषा । विद्युर्मे अस्य देवा इन्द्रो विद्यात्सह ऋषिभिः ॥ २ ॥
इदमापः प्र वहतावद्यं च मलं च यत् । यच्चाभिदुद्रोहानृतं यच्च शेपे अभीरुणम् ॥ ३ ॥
एधोऽस्येधिषीय समिदसि समेधिषीय । तेजोऽसि तेजो मयि धेहि ॥ ४ ॥

**અર્થ**— ( दिव्या आपः सं अचायिषं ) દિવ્યજળનો હું સંચય કરું છું અને ( रसेन सं अपृक्ष्महि ) રસની સાથે ભેળવું છું. હે ( अग्ने ) અગ્ને ! ( पयस्वान् आगमं ) હું દૂધ લઈને તારી પાસે આવ્યો છું. ( तं मा वर्चसा सं सृज ) તેવા મને તેજની સાથે સંયુક્ત કર. [ ૧ ]

હે અગ્ને ! ( मा वर्चसा प्रजया आयुषा सं सृज ) મને તેજ, જીવન અને સંતતિ યુક્ત કર. ( देवाः अस्य मे विद्युः ) દેવ આ મારો હેતુ જાણે, તેમજ ( ऋषिभिः सह इन्द्रः विद्यात् ) ઋષિઓની સાથે ઇન્દ્ર મને જાણે. [૨]

હે ( आपः ) પાણી ! ( इदं अवद्यं मलं च यत् ) આ જે કંઇ મારામાં પાપ અને મળ છે ( प्रवहत ) તે વહી લઇ જાય, ( यत् च अभिदुद्रोह ) મેં જે કંઇ દ્રોહ કર્યો હોય, ( यत् च अनृतं ) જે અસત્ય કહ્યું હોય ( यत् च अभीरुणं शेपे ) અને જે ન ડરતાં શાપ આપેલો હોય તેમના બધા દોષ દૂર કરો. [ ૩ ]

( एधः असि एधिषीय ) તું મોટો છે, હું મોટો થાઉં, ( समित् असि समेधिषीय ) તું પ્રકાશમાન છે, હું પ્રકાશિત થાઉં. ( तेजः असि, तेजः मयि धेहि ) તું તેજસ્વી છે, મારામાં તેજ સ્થાપન કર. [ ૪ ]

**ભાવાર્થ**— આકાશમાંથી આવનારું પાણી હું ભેગું કરું છું, તેમાં ઔષધી રસ ભેળવું છું, તે પ્રયોગથી હું તેજસ્વી બનીશ. આ પ્રયોગમાં હું તપાવેલું દૂધ પીઉં છું. ( ૧ )

તેથી મને તેજસ્વીપણું, દીર્ઘજીવન અને ઉત્તમ સંતતિ પ્રાપ્ત થશે આ દેવો અને ઋષિઓએ બતાવેલો રસ્તો છે. ( ૨ )

ઉપર કહેલા પ્રયોગથી શરીર ઉપરનો મળ દૂર થશે અને મનની પાપવાસના પણ દૂર થશે. શાપ આપવો વગેરે ભાવ પણ દૂર થશે અને મનુષ્ય નિર્દોષ અને શુદ્ધ બનશે. ( ૩ )

જે લોકો મોટા છે, જે તેજસ્વી છે અને જે વીર છે, તેમને જોઇ બીજા લોકોએ પણ તેજસ્વી અને શૂર બનવું. ( ૪ )

---

# વરસાદનું પાણી

### દીર્ઘાયુ બનવાનો ઉપાય

આ સૂક્તમાં દીર્ઘજીવન, તેજસ્વી અને સુપ્રજાવાન થવાનો ઉપાય બતાવ્યો છે, વાચકો તેનો વિચાર કરે. ઉકત લાભ પ્રાપ્ત કરવા માટે નિર્દોષ બનવું જોઇએ. મનુષ્યમાં શરીરના કંઇ દોષ હોય છે અને મન બુદ્ધિના પણ કંઇ દોષ હોય છે. આ દોષોનું વર્ણન આ સૂકતમાં આ પ્રકારે કર્યું છે—

( ૧ ) अभि दुद्रोह, ( २ ) अनृतं; ( ३ ) अभीरुणं शेपे, ( ४ ) अवद्यं मलं प्रवहत । ( મં. ૩ )

' ( ૧ ) બીજાનો ઘાત કરવો, કપટ પ્રયોગ કરવો, ( ૨ ) અસત્ય ભાષણ કરવું, ( ૩ ) નિષ્ઠુરતાથી ગાળો ભાંડવી, ( ૪ ) વગેરે જે મનના હીન ભાવ છે અને જે શારીરિક દોષ છે, ' તે દૂર કરવા જોઇએ. આમાં કેટલાક દોષ મનના છે, કેટલાક વાણીના, કેટલાક શરીરના અને કેટલાક બીજા પ્રકારના છે. તે બધા દૂર થવા જોઇએ, ત્યારે મનુષ્યને લાંબુ જીવન, તેજસ્વીપણું અને ઉત્તમ સંતતિ પ્રાપ્ત થાય છે.

બીજાનો દ્રોહ કરવો અને ગાળો ભાંડવી વગેરે જે દોષના

*

દોષ છે તે ઘણાં ખરાબ છે ક્રોધના કારણે મનુષ્યના હાથે ખૂન થાય છે, લોહી છૂટે છે અને જીવન સત્ત્વનો નાશ થાય છે અને જીવનસત્ત્વનો નાશ થવાથી મનુષ્યનું જીવન ઘટે છે વીર્ય દૂષિત થવાથી સંતતિ નબળી થાય છે અને ઘણાં પ્રકારની હાનિ થાય છે માટે આ દોષો દૂર થવા જોઈએ

મનુષ્યનું યકૃત બગડવાથી મનુષ્ય, ક્રોધી, દ્રોહી, અવિચારી, ખોટું બોલનારો વગેરે જેવો બને છે અને તે જ કારણે બીજા દોષ પણ થાય છે શરીરમાં નસો-નાડીમાં મળસંચય વધવાથી શારીરિક રોગ નિર્માણ થાય છે અને આ પ્રકારે મનુષ્યનું દુઃખ વધતું જાય છે શરીર અને મન નિર્દોષ હોવાથી તેની નિવૃત્તિ થઈ શકે છે માટે દિવ્યજળનું સેવન કરવું એ એક મહત્ત્વપૂર્ણ ઇલાજ છે.

## દિવ્યજળનું સેવન

દિવ્યજળ તેને કહેવાય છે જે વાદળામાંથી વરસાદના રૂપે પ્રાપ્ત થાય છે અહીં શુદ્ધ યંત્ર વડે વરાળથી બનાવેલું પાણી પણ તેવું જ કાર્ય કરે છે વરસાદનું પાણી ઘરના શુદ્ધ સ્વચ્છ વાસણોમાં એકત્રિત કરવું આ પ્રકારે સંગ્રહાએલું અને બંધ વાસણમાં રાખેલું પાણી એક વરસ સુધી સારી રીતે રહી શકે છે અને બગડતું નથી આ પાણી પીવાથી શરીર શુદ્ધ થાય છે ઉપવાસ કરીને જો આ પાણી પુષ્કળ પ્રમાણમાં પીવામાં આવે તેમજ બસ્તિ વગેરે માટે વપરાય તો શરીરને આંતરિક શુદ્ધિ સારી રીતે પ્રાપ્ત થાય છે, યકૃત ( Liver ) પણ શુદ્ધ થાય છે આંતરડાના દોષ દૂર થાય છે અને બીજો મળ દૂર થાય છે. ઘણા ભાગે આ પ્રયોગથી બધા રોગ દૂર થઈ જાય છે અને માણસ તેજસ્વી, સુદૃઢ અને વીર્યવાન્ બની જાય છે

અહીં વાચકોએ 'दिव्यजल' થી ઉત્તમ જળ એટલોજ અર્થ ન લેવો, દ્યુલોકમાંથી આવેલું પાણી એવો અર્થ સમજવો ઉપરથી, દ્યુલોકથી, આકાશ તરફથી આવેલું વરસાદનું પાણી એવો અર્થ થાય છે અને તે જ અહીં અપેક્ષિત છે આ પાણીમાં જો ( रसेन समपृक्ष्मि ) વિવિધ ઔષધીઓના રસ ભેળવવામાં આવે તો વિશેષ લાભ થાય છે, એમાં શંકા નહિ જે દોષોને ધોએ છે તેને જ ઔષધી કહે છે. એટલે ઔષધીઓનો રસ યોગ્ય પ્રમાણમાં તેમાં ભેળવવાથી ઘણો લાભ થવાનો સંભવ રહે છે. કયી ઔષધીઓનો રસ ભેગો કરવો, કેટલા પ્રમાણમાં ભેગો કરવો તે રોગોના અનુસંધાનમાં નક્કી કરવા જેવું છે રોગી મનુષ્ય જે દોષોથી પીડિત છે, તેના નિવારણ માટે ઉપયોગી ઔષધીઓનો રસ તે પાણીમાં ભેળવવો યોગ્ય થશે, આ વિચાર સામાન્ય મનુષ્ય કરી શકતો નથી, ઉત્તમ વૈદ્ય આ વિષયનો વિચાર કરી શકે છે અને નક્કી કરી શકે છે માટે આ વિવરણમાં તે વિષે આટલું કહેવું પુરતું છે

આ વૃષ્ટિ જળ શરીરનો મળ દૂર કરે છે, મનના ભાવ શરીર શુદ્ધિથી પવિત્ર થાય છે આ પ્રકારે તે માણસ પવિત્ર અને શુદ્ધ બને છે અને તેજસ્વી, વર્ચસ્વી, ઓજસ્વી અને સુપુત્રવાળો થાય છે

---

# જળચિકિત્સા

## કાંડ ૬, સૂક્ત ૯૧

( ऋषि - भृग्वंगिरा । देवता- यक्ष्मनाशन, मन्त्रोक्ता । )

इमं यवमष्टायोगैः षड्योगेभिरचर्कृषुः । तेना ते तन्वो३ रपोऽपाचीनमप व्यये ॥ १ ॥

न्य१ग्वातो वाति न्यक्तपति सूर्यः । नीचीनमघ्न्या दुहे न्यग्भवतु ते रपः ॥ २ ॥

---

અર્થ— ( इमं यव ) આ જવને ( अष्टा योगैः षड्योगैः ) આઠ બળદની જોડીથી અથવા ૬ બળદની જોડીથી કરાએની ( अचर्कृषु ) ખેતીમાંથી ઉત્પન્ન કરવામાં આવે છે ( तेन ते तन्वः ) તેનાથી તારા શરીરના ( रप अपाचीनं अपव्यये ) રોગબીજોને નીચલા રસ્તે દૂર કરીએ છીએ [ ૧ ]

( वातः न्यक वाति ) અપાન વાયુ નીચના માર્ગે જાય છે ( सूर्य न्यक् तपति ) સૂરજ નીચલા ભાગમાં તપે છે ( अघ्न्या नीचीन दुहे ) ગાય નીચલા રસ્તે દૂધ આપે છે, તે પ્રકારે ( ते रप. न्यक् भवतु ) તારો દોષ દૂર થાય [૨]

आपु इद्वा उं भेषुजीरापों अमीवुचातंनीः । आपो विश्वंस्य भेषुजीस्तास्तें कृण्वन्तु भेषजम् ॥ ३ ॥

અર્થ— ( आप. इत् वै उ भेषजीः ) જળ ખરેખર ઔષધી છે ( आपः अमीवचातनीः ) પાણી રોગોને દૂર કરે છે. ( आप. विश्वस्य भेषजीः ) પાણી બધા રોગોની ઔષધી છે, ( ताः ते भेषजं कृण्वन्तु ) તે જળ તારા માટે ઔષધ બનાવે [ ૩ ]

પાણી બધા રોગોને દૂર કરનારી ઔષધી છે પાણીના પ્રયોગથી અપાન વાયુની ગતિ નીચે થાય છે અને તે કારણે બદ્ધકોષ્ટતા દૂર થય છે. બદ્ધકોષ્ટ દૂર થવાથી શરીરને પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થય છે ઉત્તમ આરોગ્ય માટે ઉત્તમ જળનું અન્ન ખાવું જોઇએ અને તે પરેજી સાથે અષ્ટાયોગ અથવા ષડગયોગ કરવો જોઇએ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ આ આઠ યોગના અંગો છે. પહેલા બે અથવા છેલ્લા બે છોડી દેવાથી ષડંગ બને છે. તેથી પણ રોગ દૂર થઇ શકે છે અને આરોગ્ય પ્રાપ્ત થાય છે.

---

# જળચિકિત્સા

## કાંડ ૬, સૂક્ત ૫૭

( ऋषि – शन्ताति. । देवता – रुद्र । )

इदमिद्वा उं भेषुजमिदं रुद्रस्यं भेषुजम् । येनेषुमेकंतेजनां शतशंल्यामपुब्रवंत् ॥ १ ॥
जालापेणाभि षिञ्चत जालाषेणोपं सिञ्चत । जालाषमुग्रं भेषुजं तेनं नो मृड जीवसें ॥ २ ॥
शं चं नो मयंश्च नो मा चं नः किं चुनामंमत् ।
क्षमा रपो विश्वं नो अस्तु भेषुजं सर्वं नो अस्तु भेषजम् ॥ ३ ॥

અર્થ— ( इदं इत् वा उ भेषजं ) આ પાણી ખરેખર દવા છે. ( इदं रुद्रस्य भेषजं ) આ રુદ્રનું ઔષધ છે. ( येन ) જેથી ( शतशल्यां एकतेजनां इषु अपब्रवत् ) અનેક શસ્ત્રવાળા, એક સ્પર્શવાળા બાણની વિરૂદ્ધ શબ્દ બોલાય છે એટલે બાણનો ઘા પણ ઠીક થઇ શકે છે [ ૧ ]

( जालाषेण अभि सिंचत ) પાણીથી અભિસિંચન કરાવો, ( जालाषेण उप सिंचत ) પાણીથી ઉપસિંચન કરાવો. ( जालाषं उग्रं भेषज ) પાણી ઘણુ મોટુ તીવ્ર ઔષધ છે ( तेन जीवसे नः मृड ) તે વડે દીર્ઘજીવનના માટે અમને સુખી કર [ ૨ ]

( न शं च ) અમને શાંતિ પ્રાપ્ત થાય, ( नः मयः च ) અમને સુખ મળે ( न. च किंचन आम-मत् मा ) અમને કોઇ આમવાળો રોગ ન થાય ( रप क्षमा ) સદાચારથી ક્ષમા કરવામા આવે, ( नः विश्वं भेषजं अस्तु ) અમને બધા ઔષધ થાવ. ( नः सर्वं भेषज अस्तु ) અમને બધુ જ ઔષધ થાવ [ ૩ ]

---

ભાવાર્થ— આ પાણી ઉત્તમ ઔષધ છે વૈદ્ય એનો પ્રયોગ કરે છે શસ્ત્રોના ઘાને પણ જળચિકિત્સાથી ઠીક કરી શકાય છે ( ૧ )

જળથી પૂર્ણ સ્નાન કરો, અડધુ સ્નાન-કટિસ્નાન-પણ પાણીથી કરો, આ પાણીથી દીર્ઘજીવન પ્રાપ્ત થઈ સ્વાસ્થ્યનું સુખ પણ પ્રાપ્ત થઇ શકે છે. ( ૨ )

પાણીથી શરીરની શાંતિ, સમતા, સુખ, અને સ્વાસ્થ્ય પ્રાપ્ત થઇ આમ રોગ મટી જાય છે. શરીર ઉપરનો સોજો દૂર થાય છે પાણી એ પૂર્ણ ઔષધી છે. પાણી ખરેખર બધાની દવા છે. ( ૩ )

આ સૂક્તનો અભિપ્રાય સ્પષ્ટ છે. જળચિકિત્સાનો ઉપદેશ કરનારૂં આ સૂક્ત છે. પાણી વડે સંપૂર્ણ શરીર ધોવાથી પૂર્ણ સ્નાન થાય છે અને રોગવાળો ભાગ ધોઈ કાઢવાથી અર્ધસ્નાન થાય છે. યોજનાપૂર્વક તેમનો ઉપયોગ કરવાથી ઘણો લાભ થાય છે જેમકે—

( ૧ ) બ્રહ્મચર્ય પાલનના માટે શિશ્નસ્નાન ઠંડા પાણીથી કરવું, તેમજ આસપાસનો પ્રદેશ સારા પ્રકારે ભીનો કરી, ધોઈ સ્વચ્છ અને શાંત કરવો.

( ૨ ) કબજીયાત દૂર કરવા માટે દુંટીથી સાથળ સુધીનો ભાગ પાણીમાં ભીનો કરવામાં આવે એવા વાસણમાં પાણી ભરી તેમાં પલાંઠીવાળી બેસવું અને કપડાથી પેટના નીચેના ભાગને પાણીમાં જ માલીસ કરવાથી કબજીયાત દૂર થાય છે. તેમજ આમ રોગ દૂર થાય છે. શરીરમાં સડનારા બધા દોષ એનાથી દૂર થાય છે અને આરોગ્ય પ્રાપ્ત થાય છે.

આ પ્રકારે મીઠાના પાણીથી નેત્રસ્નાન કરવાથી નેત્ર દોષ દૂર થાય છે. વિંછી કરડે તો દંશ ઉપર સતત ઠંડા પાણીની ધાર છોડવાથી ઝેર ઉતરી જાય છે. પણ તે વિષે વધારે પ્રયોગ કરવો જોઈએ.

તાવમાં માથું ઘણું ગરમ થઈ જાય છે તો તે વખતે ઠંડા પાણીના પોતીયાં મુકવાથી તાવ ઓછો થાય છે.

સ્ત્રીઓ અથવા પુરુષોના પ્રમેહ રોગને દૂર કરવા કટિસ્નાન ઉત્તમ ઉપાય છે. ઇન્દ્રિયસ્નાન અને સ્ત્રીઓ માટે અંતઃસ્નાન પણ ઉપયોગી છે.

આ પ્રકારે યોજનાપૂર્વક પ્રયોગ કરવાથી ઘણા ભાગે બધા રોગ પાણીના ઉપચારથી દૂર થઈ શકે છે.

---

# પાણી

## કાંડ ૬, સૂક્ત ૨૩

( ऋषिः – शन्तातिः । देवता – आपः । )

सस्रुषीस्तदपसो दिवा नक्तं च सस्रुषीः । वरेण्यक्रतुरहमपो देवीरुप ह्वये ॥ १ ॥
ओता आपः कर्मण्या मुञ्चन्त्वितः प्रणीतये । सद्यः कृण्वन्त्वेतवे ॥ २ ॥
देवस्य सवितुः सवे कर्म कृण्वन्तु मानुषाः । शं नो भवन्त्वप ओषधीः शिवाः ॥ ३ ॥

---

અર્થ— ( वरेण्यः क्रतुः अहं ) પ્રશંસિત શ્રેષ્ઠ કર્મ કરનારો હું ( तत् सस्रुषीः ) તે પ્રવાહયુક્ત પાણીની ધારાઓ અને ( दिवानक्तं च अपसः सस्रुषीः ) દિવસ અને રાત્ર પાણીની ધારાઓના પ્રવાહમાં વહેનારા ( देवीः आपः ) દિવ્ય જલને ( उप ह्वये ) પાસે બોલાવું છું. [ ૧ ]

( ओताः कर्मण्याः आपः ) સર્વત્ર વ્યાપક અને કર્મ કરાવનારૂં પાણી ( प्रणीतये इतः मुञ्चन्तु ) ઉત્તમ ગતિને પ્રાપ્ત કરવા માટે આ નિકૃષ્ટ અવસ્થામાંથી મને મુક્ત કરે અને ( सद्यः एतवे कृण्वन्तु ) જલ્દીથી પ્રગતિ પ્રાપ્ત કરે. [ ૨ ]

( सवितुः देवस्य सवे ) બધાની ઉત્પત્તિ કરનારા ઈશ્વરની આ સૃષ્ટિમાં ( मानुषाः कर्म कृण्वन्तु ) માણસ પુરુષાર્થ કરે અને ( अपः ओषधीः ) પાણી અને પાણીથી ઉત્પન્ન થએલી ઔષધીઓ ( नः शं शिवाः च भवन्तु ) અમારા માટે કલ્યાણ કરનારી થાવ. [ ૩ ]

વરસાદથી પ્રાપ્ત થનારૂં અને પ્રવાહથી વહેનારૂં પાણી બધા મનુષ્યોને સુખ અને શાન્તિ આપે અને તે પાણીથી હૃષ્ટપુષ્ટ બનેલા માણસો ઉત્તમ પુરુષાર્થ કરી ઉન્નતિને પ્રાપ્ત કરે.

# પાણી

## કાંડ ૬, સૂક્ત ૨૪

( ऋषिः - शन्तातिः । देवता- आपः । )

हिमवंतः प्र स्रवन्ति सिन्धौ समह संगमः । आपो ह मह्यं तद्देवीर्ददन्हृद्द्योतभेषजम् ॥ १ ॥
यन्मे अक्ष्योरादिद्योत पार्ष्ण्योः प्रपदोश्च यत् । आपस्तत्सर्वं निष्करन्भिषजां सुभिषक्तमाः ॥ २ ॥
सिन्धुपत्नीः सिन्धुराज्ञीः सर्वा या नद्य१ स्थन । दत्त नस्तस्य भेषजं तेना वो भुनजामहै ॥ ३ ॥

**અર્થ**— ( आपः हिमवतः प्रस्रवन्ति ) પાણીની ધારાઓ હિમાલયથી વહે છે. હે ( स-मह ) મહિમાની સાથે રહેનારા ! ( सिन्धौ संगमः ) તેમનો સંગમ દરીયામાં થાય છે. તે ( देवीः ) દિવ્ય પાણીની ધારાઓ ( मह्यं तत् हृद्योत भेषजं ददन् ) મને તે હૃદય બળવાની દવા આપે છે. [ ૧ ]

( यत् यत् मे अक्ष्योः पार्ष्ण्योः प्रपदोः च ) જે જે મારાં બંને આંખો એડીઓ અને પગમાં દુઃખ ( आदिद्योत ) પ્રકટ થાય છે ( तत् सर्वं ) તે બધા દુઃખને ( भिषजां सुभिषक्तमाः आपः ) વૈદ્યોથી ઉત્તમ વૈદ્યરૂપી પાણી ( निष्करत् ) દૂર કરે છે. [ ૨ ]

( सिन्धुपत्नीः सिन्धुराज्ञीः ) દરીયાની પત્નીઓ અને દરીયાની રાણીઓ ( याः सर्वाः नद्यः स्थन ) જે બધી નદીઓ છે, તે તમને ( नः तस्य भेषजं दत्त ) અમને તેમની ઔષધી આપો ( तेन वः भुनजामहे ) તેથી અમે તમારો ઉપભોગ કરીએ. [ ૩ ]

### જળચિકિત્સા

આ સૂક્તમાં જળચિકિત્સા ધર્મ લખ્યો છે. અહીં જે પાણીનું વર્ણન છે તે પાણી હિમાલય જેવા બરફવાળા ડુંગરોમાંથી નીકળનારું છે, બીજું નહિ. આ હિમપર્વતોમાંથી વહેનારી નદીઓ અને બીજાં ઝરણાં વહેતાં વહેતા દરીયામાં જઇ મળે છે. આ પાણી હૃદયની આગને દૂર કરનારું છે.

આંખ, પીઠ, એડી, પગ વગેરે સ્થાનોની પીડા પણ આ પાણીથી દૂર થાય છે. આ પાણી ( भिषजां सुभिषक्तमाः ) વૈદ્યોમાં પણ ઉત્તમ વૈદ અને દવાઓમાં પણ ઉત્તમ દવા છે.

આ બધી નદીઓ મહાસાગરની સ્ત્રીઓ છે, તેમના પાણીના પ્રવાહમાં દવા ભરેલી છે. તેનો ઉપયોગ માણુસે કરવો યોગ્ય છે. આ નદીના જળનો પ્રવાહ તેમજ દરીયાના પાણીનો પણ ગુણ હોઇ શકે છે.

પાણીનો ઉપયોગ કયા પ્રકારે કરવો આ વાત આ સૂક્તમાં સ્પષ્ટ કહેલી નથી, તો પણ જળચિકિત્સાના વિષે વધારે શોધ કરતી વેળા આ સૂક્તનો ઘણો ઉપયોગ થઇ શકે છે.

---

# ૪૫

## કાંડ ૩, સૂક્ત ૧૩

( ऋषिः - भृगुः । । देवता - वरुणः, सिन्धुः, आपः, इन्द्रः । )

यदुदः संप्रयतीरहावनदता हते । तस्मादा नद्यो३ नाम स्थ ता वो नामानि सिन्धवः ॥ १ ॥

**અર્થ**— હે ( सिन्धवः ) નદીઓ ! ( सं-प्र-यतीः ) ઉત્તમ પ્રકારે હમેશા ચાલનારી તમે ( अहौ हते ) વાદળા હણાઇ ગયા પછી ( अदः यत् अनदत ) આજે મોટો અવાજ કરી રહી છો, ( तस्मात् आ नद्यः नाम स्थ ) તે કારણે તમારું નામ ' નદી ' એમ થયું છે. ( ताः वः नामानि ) તે તમારા જ યોગ્ય નામો છે. [ ૧ ]

**ભાવાર્થ**— વાદળાની વૃષ્ટિથી અથવા બરફ પીગળી જવાથી જ્યારે નદીઓને મહાપૂર આવે છે, ત્યારે પાણીનો મોટો અવાજ થાય છે, આ ' નાદ ' થાય છે, તેથી તે જળપ્રવાહોનું નામ ' નદી ' ( નાદ કરનારી ) એમ પડયું છે. ( ૧ )

यत्प्रेषिता वरुणेनाच्छीभं समवल्गत । तदाप्नोदिन्द्रो वो यतीस्तस्मादापो अनु ष्ठन ॥ २ ॥
अपकामं स्यन्दमाना अवीवरत वो हि कम् ।
इन्द्रो वः शक्तिभिर्देवीस्तस्माद्वार्नाम वो हितम् ॥ ३ ॥
एको वो देवोऽप्यतिष्ठत् स्यन्दमाना यथावशम् । उदानिषुर्महीरिति तस्मादुदकमुच्यते ॥ ४ ॥
आपो भद्रा घृतमिदाप आसन्नग्नीषोमौ बिभ्रत्याप इत्ताः ।
तीव्रो रसो मधुपृचामरंगम आ मा प्राणेन सह वर्चसा गमेत् ॥ ५ ॥
आदित्पश्याम्युत वा शृणोम्या मा घोषो गच्छति वाङ् मासाम् ।
मन्ये भेजानो अमृतस्य तर्हि हिरण्यवर्णा अतृप यदा वः ॥ ६ ॥

---

અર્થ— ( यत् आत् वरुणेन प्रेषिता. ) જ્યારે બીજા વરણ દ્વારા પ્રેરિત થએલા તમે ( शीभं समवल्गत ) જલ્દી મળીને ચાલવા લાગો છો, ( तत् इन्द्र यती व आप्नोत् ) ત્યારે ઇન્દ્રે ગતિવાળા એવા તમને ' પ્રાપ્ત ' કર્યા. ( तस्मात् अनु आप स्थन ) તે પછી તમારૂં નામ ' आप ' એમ થયુ [ ૨ ]

( स्यन्दमानाः व ) કહેનારા તમારા ગતિનુ ( इन्द्र. हि अप-कामं कं अवीवरत ) ઇન્દ્રે વિશેષ કાર્યના માટે સુખપૂર્વક નિ,' વારણુ ' કર્યું ( तस्मात् देवी व वार् नाम' हितं ) ત્યારથી દેવી જેમ તમારૂં નામ ' वारि ' એમ પાડ્યુ [ ૩ ]

( एकः देव. यथावशं स्यन्दमानाः वः ) એકલા એક દેવે, મન પૂર્વક વહેનારા તમારી તરફ ( अपिः अतिष्ठत् ) અધિકારથી જોયુ અને કહ્યુ કે ( महीः उदानिषुः ) મોટી શક્તિઓ ઉપર શ્વાસ લે છે, ( तस्मात् उदक उच्यते ) તેથી તમને ' ઉદક ' ( उत्+अक् ) નામથી કહેવામાં આવે છે [ ૪ ]

( आप भद्राः ) પાણી કલ્યાણકારક છે અને ( आप इत् घृत आसन् ) પાણી ખરેખર તેજ વધારનારૂં છે ( ता इत् आप अग्नीषोमौ बिभ्रत ) તે જળ અગ્નિ અને સોમ ધારણ કરે છે ( मधुपृचां अरंगम· तीव्र· रसः ) મધુરતાથી તૃપ્તિ કરનારો તીવ્રરસ ( प्राणेन वर्चसा सह ) જીવન અને તેજની સાથે ( मा आगमेत् ) મને પ્રાપ્ત થાય. [ ૫ ]

( आत् इत् पश्यामि ) નિશ્ચયેથી હું જોઉં છુ ( उत वा शृणोमि ) અને સાંભળુ છુ ( आसां घोषः वाक मा आगच्छति ) તેમનો ઘોષ અને શબ્દ મારી પાસે આવે છે હે ( हिरण्यवर्णा ) ચમકાતા રંગવાળાઓ ! ( यदा वः अतृपं ) જ્યારે મે તમને સેવન કરી તૃપ્તિ પ્રાપ્ત કરી ( तर्हि अमृतस्य भेजान· मन्ये ) તારે અમૃતનુ ભોજન કર્યા જેવુ મને લાગ્યુ. [ ૬ ]

---

ભાવાર્થ— જ્યાર વરુણ રાજાથી પ્રેરિત થએલુ પાણી જલ્દી વહે છે, ત્યારે ઇન્દ્ર તે પ્રાપ્ત કરે છે ' પ્રાપ્ત ' થવાના કારણેજ પાણીનુ નામ ' आप ' ( પ્રાપ્ત કરવા યોગ્ય ) એમ થયુ છે ( ૨ )

જ્યારે ઝડપથી વહેનારા પાણીના માર્ગને ઇન્દ્રે વિશેષ કારણથી સુખપૂર્વક વહેવા માટે નિવારણ કર્યું, ત્યારે તે કારણે પાણીનુ નામ ' वार् ' ( वारि– નિવારણ કરાએલુ ) એમ થયુ ( ૩ )

પોતાની ઇચ્છા મુજબ વહેનારૂં પાણી જ્યારે એક દેવે અધિકારમા ( કાબુમા ) આણ્યુ અને તેને ઉર્ધ્વ ગતિથી ઉપર તરફ ચલાવ્યુ ત્યારે તે પાણીનુ નામ ' ઉદક ' ( उत्+अक–ઉપરની તરફ પ્રાણ ગતિ કરનારૂં ) એમ થયુ ( ૪ )

આ જળ ખરેખર કલ્યાણકારક છે, તે નિશ્ચયપૂર્વક તેજ અને પુષ્ટિ વધારનારૂં છે અગ્નિ અને સોમ તેને ધારણ કરે છે, આ પાણી નામનો રસ એવો તો મધુર રસ છે કે તેનુ પાન કરવાથી તે તૃપ્તિ આપે છે અને જીવનના તેજથી યુક્ત કરે છે (૫)

મનુષ્ય પાણીને આંખોથી જુએ છે અને પાણીનો શબ્દ કાનથી સાંભળી પણ શકે છે, શુદ્ધ નિર્મળ પાણી સ્ફટિકની જેમ ચમકે છે જ્યારે મનુષ્ય તે પીએ છે ત્યારે તેને અમૃતપાન કર્યાની જેમ આનંદ પ્રાપ્ત થાય છે (૬)

इदं वं आपो हृदयमयं वत्स ऋतावरीः । इहेत्थमेत शक्करीर्यत्रेदं वेशयामि वः ॥ ७ ॥

અર્થ— હે (आपः) પાણીઓ! (इदं वः हृदयं) આ તમારૂં હૃદય છે. હે (ऋतावरीः) જળ ધારાઓ! (अयं वत्सः) આ હું તમારો બાળક છું. હે (शक्करीः) શક્તિ આપનારાઓ (इत्थं इह आ इत) આ પ્રકારે અહીં આવો. (यत्र वः इदं वेशयामि) જ્યાં તમારી અંદર આ હું પ્રવેશ કરૂં છું [૭]

ભાવાર્થ— પાણીનું આ આંતરિક તત્વ છે. મનુષ્ય પાણીનો પુત્ર છે. પ્રાણી મનુષ્ય ઉપર આવે છે અને મનુષ્ય પણ પાણી ડુબકી ખાયા કરે છે. (૭)

## જળ

### જળના પ્રવાહો

આ સૂક્તમાં જળના પ્રવાહોનું વર્ણન છે. પાણીના ઘણા નામો છે. તેમાંથી કયા નામ કેવા પ્રકારના પાણીના હોય છે તે વર્ણન આ સૂક્તના મંત્રો વડે બતાવવામાં આવ્યું છે.

વાદળાંઓથી વરસાદ વરસે છે અને નદીઓને મહાપૂર આવે છે. નદીઓ ભરાવાનું આ એક કારણ છે. નદીઓના મહાપૂરનું બીજુ કારણ છે બરફ પીગળવો. પત્થર વાચક ગ્રાવા વગેરે જે શબ્દો મેઘવાચક છે એમ મનાય છે તે ખરૂં જોતાં મેઘવાચક નથી પણ પહાડ ઉપર અથવા જમીન ઉપર પડનારા બરફ અથવા ગાર વાચક છે. તેજ પ્રકારનો અહિ શબ્દ છે એટલે તેનો અર્થ પહાડી બરફ માનવો યોગ્ય છે અને તે પીગળવાથી નદીઓ ભરાઇ જવાનો સંભવ છે આ પ્રકારે પ્રથમ બતાવેલા બંને કારણથી મહાપૂર આવવાથી પાણીના પ્રવાહનો મોટો નાદ થાય છે. એટલે આ નાદ કરવાના હેતુથી જલ પ્રવાહનું નામ 'नदी' એવું થાય છે. એટલે જે પાણીનો પ્રવાહ મોટો શબ્દ ન કરતો હોય તેને નદી ન કહેવું જોઇએ.

નદીનો પ્રવાહ અત્યંત ઝડપથી ચાલતો હોય તો તે ઝડપી પાણી કોઇ યુક્તિથી ઉપર અથવા બીજા ઠેકાણે ખેંચીને મેળવ્યું હોય તો તે પાણીને 'आप्' કહી શકાય છે.

પોતાની ઇચ્છા મુજબ પ્રવાહિત થનારૂં પાણી નહેર વગેરે કૃત્રિમ રસ્તે પોતાની ખેતી વગેરે માટે વિશેષ કાર્યો સિદ્ધ કરવાનો પોતાની ઇચ્છાનુસાર ચલાવવામાં આવે તો તેને 'वारि' (वार्, वारं) એમ કહે છે.

જે પાણી સૂરજ કિરણો વડે બનેલી વરાળથી અથવા અગ્નિ વડે બનાવેલી વરાળનું હોય– પહેલાં વરાળ બની ફરી તે વરાળને ઠંડી લાગવાથી પાણી બને છે તેને 'उदक' કહે છે. (उत्) વરાળ ઉપર જઇ જે (आनिषुः) જે ઉપરના પ્રાણ સાથે મળી પાછું આવે છે તેનું નામ છે ઉદક. વાદળાંમાંથી વરસાદથી પ્રાપ્ત થનારા પાણીનું મુખ્યત્વે આ નામ છે. કૃત્રિમ રીતે શુંડાયંત્ર વડે બનાવેલું પાણી હોય તો તેને પણ ગૌણવૃત્તિથી આ નામ આપી શકાય છે.

જુદા જુદા પ્રકારના પાણીના આ નામ છે તેનો આ સૂક્તે પોતેજ કહ્યાં છે માટે તે શબ્દોના તેજ અર્થ લેવા યોગ્ય છે. જો કે સંસ્કૃત ભાષામાં આ બધા ઉદકવાચક શબ્દો પર્યાય શબ્દ માનવામાં આવે છે અને પર્યાય સમજી ઉપયોગમાં પણ લેવાય છે. તથાપિ સંસ્કૃત ભાષામાં એક વસ્તુના વાચક અનેક શબ્દ વસ્તુતઃ તે વસ્તુના અંતર્ગત ભેદોના વાચક હોય છે. આ વાત આ સૂક્તના વિવરણ ઉપરથી સમજી શકાય છે.

આ પાણી भद्राः। (મં. ૫) કલ્યાણ કરનારૂં, બળ, પુષ્ટિ અને તેજ આપનારૂં છે, તેમજ જીવનનું તેજ વધારનારૂં છે. (મં. ૫)

શુદ્ધ સ્ફટિક જેવા નિર્મળ પાણીથી એવી તૃપ્તિ થાય છે કે જેવી તૃપ્તિ અમૃત ભોજનથી મળી શકે છે.

પ્રાણી માત્ર જળના કારણે જીવતા રહે છે, તેથી જળ જ તેમની ઉત્પત્તિનું કારણ માનવું યોગ્ય છે. એટલે તે બધા જળના પુત્ર થયા. પાણી એ બધાની માતા છે, માટે પાણીને વેદમાં બીજે સ્થળે 'माता' કહ્યું છે આ માતાનો આસરો લેવાથી મનુષ્ય આરોગ્યયુક્ત પુષ્ટ અને બળવાન્ બની શકે છે.

મનુષ્ય પાણીમાં પ્રવેશ કરી રોજ સ્નાન કરે અથવા તેમ તરવાની વગેરે શક્યતા ન હોય તો બીજે કંઇ રસ્તે પાણી મેળવી સ્નાન અવશ્ય કરે આ જળસ્નાન ઘણું આરોગ્ય કારક હોય છે વગેરે ઉપદેશ પાંચમા અને છઠ્ઠા મંત્રમાં શબ્દોના મનનથી પ્રાપ્ત થાય છે.

# જળ સૂક્ત

## કાંડ ૧, સૂક્ત ૩૩

( ऋषिः – शन्तातिः । देवता– आपः, चन्द्रमाः । )

हिरण्यवर्णाः शुचयः पावका यासु जातः सविता यास्वग्निः ।
या अग्निं गर्भं दधिरे सुवर्णास्ता न आपः शं स्योना भवन्तु ॥ १ ॥
यासां राजा वरुणो याति मध्ये सत्यानृते अवपश्यन् जनानाम् ।
या अग्निं गर्भं दधिरे सुवर्णास्ता न आपः शं स्योना भवन्तु ॥ २ ॥
यासां देवा दिवि कृण्वन्ति भक्षं या अन्तरिक्षे बहुधा भवन्ति ।
या अग्निं गर्भं दधिरे सुवर्णास्ता न आपः शं स्योना भवन्तु ॥ ३ ॥
शिवेन मा चक्षुषा पश्यतापः शिवया तन्वोप स्पृशत त्वचं मे ।
घृतश्चुतः शुचयो याः पावकास्ता न आपः शं स्योना भवन्तु ॥ ४ ॥

---

અર્થ — જે ( हिरण्य-वर्णाः ) સોનાના જેમ ચમકિલા વર્ણથી યુક્ત ( शुचयः पावकाः ) શુદ્ધ અને પવિત્રતા વધારનારો ( यासु सविता जातः ) જેઓમાં સવિતા થયો અને ( यासु अग्निः ) જેઓમાં અગ્નિ થયો, ( याः सुवर्णाः ) જે ઉત્તમ રંગવાળું પાણી ( अग्निं गर्भं दधिरे ) અગ્નિને ગર્ભમાં ધારણ કરે છે ( ताः आपः ) તે પાણી ( नः शं स्योनाः भवन्तु ) અમને બધાને શાંતિ અને સુખ આપનારો થાવ. [ ૧ ]

( यासां मध्ये ) જે પાણીમાં રહેલા ( वरुणः राजा ) વરુણ રાજા ( जनानां सत्यानृते अवपश्यन् ) લોકોના સત્ય અને અસત્ય કર્મોનું અવલોકન કરતો ( याति ) જાય છે. ( याः सुवर्णाः ) જે ઉત્તમ રંગનું જળ અગ્નિને ગર્ભમાં ધારણ કરે છે તે જળ અમને બધાને શાંતિ અને સુખ આપનારૂં થાવ [ ૨ ]

( देवाः दिवि ) દેવો દ્યુલોકમાં ( यासां भक्षं कृण्वन्ति ) જેમનું ભક્ષણ કરે છે અને જે ( अन्तरिक्षे बहुधा भवन्ति ) અંતરિક્ષમાં અનેક પ્રકારથી રહે છે અને જે ઉત્તમ રંગવાળું પાણી અગ્નિને ગર્ભમાં ધારણ કરે છે તે જળ અમને બધાને શાંતિ અને સુખ આપનારૂં થાવો. [ ૩ ]

હે ( आपः ) જળ ! ( शिवेन चक्षुषा मा पश्यत ) કલ્યાણકારક નેત્રો વડે મને તમે જુઓ. ( शिवया तन्वा मे त्वचं उपस्पृशत ) કલ્યાણમય પોતાના શરીરથી મારી ત્વચાને સ્પર્શ કરો જે ( घृतश्चुत ) તેજ આપનારો ( शुचयः पावकाः ) શુદ્ધ અને પવિત્ર ( आपः ) જળ છે ( ताः नः शं स्योनाः भवन्तु ) તે જળ અમારા માટે શાંતિ અને સુખ અપનારૂં થાય. [ ૪ ]

---

ભાવાર્થ— અંતરિક્ષમાં સંચાર કરનારા વાદળાઓમાં તેજસ્વી પવિત્ર અને શુદ્ધ પાણી છે. જે મેઘ મંડલમાથી સૂરજ દેખાય છે. જેમા વીજળી રૂપે અગ્નિ કાઈ કોઇ વખતે વ્યક્ત અને બાકી વખતે ગુપ્તરૂપે હોય છે તે જળ અમને શાંતિ અને આરોગ્ય આપનારૂં થાવ ( ૧ )

જેમાંથી વરુણરાજ ફરે છે અને જતાં જતાં મનુષ્યના સત્ય અને અસત્ય વિચારો અને કર્મોનું નિરીક્ષણ કરે છે, જે વાદળાઓએ વીજળીરૂપે અગ્નિને ગર્ભરૂપે ધારણ કરેલો છે તે વાદળાઓનું પાણી અમને સુખ, શાંતિ અને આરોગ્ય આપે ( ૨ )

દ્યુલોકના દેવો જેને ભક્ષણ કરે છે અને જે જુદા રંગ રૂપવાળા અંતરિક્ષસ્થાનના વાદળાઓમાં રહે છે તેમજ જે વીજળીને ધારણ કરે છે તે વાદળાઓનું પાણી અમારા માટે સુખ અને આરોગ્ય આપે ( ૩ )

પાણી અમારૂં કલ્યાણ કરે અને તેનો અમારા શરીરને થનારો સ્પર્શ અમને આનંદ આપનારો પ્રતીત થાય મેઘાનું તેજસ્વી અને પવિત્ર જળ અમને શાંતિ અને સુખ આપનારૂં બને ( ૪ )

### વરસાદનું પાણી

આ ચારે મંત્રમાં વરસાદના પાણીનું કાવ્યમય વર્ણન છે. આ મંત્રોનું વર્ણન એટલું કાવ્યમય અને છંદ પણ એવો ઉત્તમ છે કે એક સ્વરથી પાઠ કરવાથી વાચકોને એક અદ્ભુત આનંદનો અનુભવ થશે. આ મંત્રમાં પાણીના વિશેષણ 'शुचि, पावक, सु-वर्ण' વગેરે શબ્દો વડે વરસાદના પાણીની શુદ્ધતા બતાવે છે. વરસાદનું પાણી જેટલું શુદ્ધ હોય છે એટલું બીજું કોઈ પાણી હોતું નથી. શરીર શુદ્ધિની ઇચ્છા કરનારા દિવ્યલોક આજ પાણી પીએ અને આરોગ્ય પ્રાપ્ત કરે, એ પીવાથી શરીર પવિત્ર અને આરોગ્ય યુક્ત બને છે. સર્વ સાધારણ વરસાદનું પાણી શુદ્ધ જ હોય છે પરંતુ જે વૃષ્ટિમાં સૂરજના કિરણો પણ પ્રકાશે છે તેની વિશેષતા વધારે છે. તેજ પ્રકારે ચંદ્રમાના કિરણોનો પણ પરિણામ થાય છે.

આ સૂક્તના ચોથા મંત્રમાં ઉત્તમ સ્વાસ્થ્યનાં લક્ષણ બતાવ્યાં છે. તે ધ્યાનમાં લેવા લાયક છે- 'જળનો સ્પર્શ અમારી ચામડીને આનંદ આપે.' જ્યાં સુધી શરીર આરોગ્ય યુક્ત હોય છે ત્યાં સુધી જ ઠંડું પાણી શરીરને આનંદકારક બને છે પણ શરીર રોગી હોય તો પાણીનો સ્પર્શ ખરાબ લાગે છે.

---

## જળ સૂક્ત

### કાંડ ૧, સૂક્ત ૪

( ऋषिः – सिन्धुद्वीपः । देवता – अपांनपात्, सोमः, आपः । )

अम्बयो यन्त्यध्वभिर्जामयो अध्वरीयताम् । पृञ्चतीर्मधुना पयः ॥ १ ॥
अमूर्या उप सूर्ये याभिर्वा सूर्यः सह । ता नो हिन्वन्त्वध्वरम् ॥ २ ॥
अपो देवीरुप ह्वये यत्र गावः पिबन्ति नः । सिन्धुभ्यः कर्त्वं हविः ॥ ३ ॥
अप्स्वन्तरमृतमप्सु भेषजम् ।
अपामुत प्रशस्तिभिरश्वा भवथ वाजिनो गावो भवथ वाजिनीः ॥ ४ ॥

---

અર્થ— ( अध्वरीयतां ) યજ્ઞકર્તાઓની ( जामयः ) બહેનો સમાન અને ( अम्बयः ) માતાઓ સમાન પાણીની નદીઓ ( अध्वभिः यन्ति ) પોતાની રસ્તે જાય છે અને જે ( मधुना ) મધ સાથે ( पयः ) દૂધ અથવા પાણી ( पृञ्चतीः ) મેળવે છે. [ ૧ ]

( याः ) જે ( अमूः ) આ નદીઓ ( उप सूर्ये ) સૂરજની સામે હોય છે અથવા ( याभिः ) જેમની સાથે સૂરજ હોય છે તે અમારો બધાનો ( अध्वरं ) યજ્ઞ ( हिन्वन्ति ) સંપૂર્ણ કરે છે. [ ૨ ]

( यत्र ) જ્યાં અમારી ( गावः ) ગાયો પાણી ( पिबन्तिः ) પીએ છે તે ( देवी· आपः ) દિવ્ય પાણીની ( सिन्धुभ्यः ) નદીઓને માટે હવિ કરવાના કારણે ( उपह्वये ) હું પ્રશંસા કરું છું. [ ૩ ]

( अप्सु अन्तः ) જળમાં અમૃત છે, ( अप्सु भेषजं ) પાણીમાં દવાઓ છે ( उत ) અને ( अपां प्रशस्तिभि· ) પાણીના પ્રશંસનીય ગુણધર્મોથી ( अश्वाः वाजिन· ) ઘોડા બળવાન ( भवथ ) થાય છે. અને ગાયો પણ શક્તિશાળી બને છે. [ ૪ ]

---

ભાવાર્થ— પાણી તેમના માટે માતા અને બહેનો જેમ કલ્યાણકારક થાય છે, જે તેનો યોગ્ય ઉપયોગ કરવો જાણે છે. પાણીની નદીઓ વહે છે જાણે કે શુદ્ધ દૂધમાં મધ મેળવેલો છે જે પાણી સૂરજ કિરણોથી શુદ્ધ બને છે અથવા જેની પવિત્રતા સૂરજ કરે છે તે જળ અમારું આરોગ્ય સિદ્ધ કરે જે નદીઓમાં અમારી ગાયો જળ પીએ છે અને જેમના માટે હવિ બનાવવામાં આવે છે તેમના પાણીનું ગુણગાન કરવું જોઇએ. જળમાં અમૃત છે, જળમાં દવા છે, જળના શુદ્ધ ગુણથી ઘોડા બળવાન બને છે અને ગાયો પણ શક્તિશાળી થાય છે ( ૧–૪ )

*

## જળ સૂક્ત

### કાંડ ૧, સૂક્ત ૫

( ऋषि – सिन्धुद्वीपः । देवता – अपांनपात्, सोमः, आपः । )

आपो हि ष्ठा मयोभुवस्ता न ऊर्जे दधातन । महे रणाय चक्षसे ॥ १ ॥
यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः । उशतीरिव मातरः ॥ २ ॥
तस्मा अरं गमाम वो यस्य क्षयाय जिन्वथ । आपो जनयथा च नः ॥ ३ ॥
ईशाना वार्याणां क्षयन्तीश्चर्षणीनाम् । अपो याचामि भेषजम् ॥ ४ ॥

અર્થ— હે ( आपः ) પાણી ! ( हि ) કારણ કે તમે ( मयोभुवः ) સુખકારક ( स्थ ) છો માટે ( ताः ) તેવા તમે ( नः ऊर्जे ) અમારા બળના માટે તેમજ ( महे रणाय चक्षसे ) મોટી રમણીયતાના દર્શનના માટે અમને ( दधातन ) પુષ્ટ કરો. [ ૧ ]

( यः ) જે ( वः ) તમારી અંદર ( शिवतमः रसः ) અત્યંત કલ્યાણકારક રસ છે ( तस्य ) તેના ( नः इह भाजयत ) અમને અહીંજ ભાગીદાર કરો, ( इव ) જેમ ( उशतीः मातरः ) ઇચ્છા કરનારી માતાઓ કરે છે. [ ૨ ]

હે જળો ! જેના ( क्षयाय ) નિવાસના માટે તમે ( जिन्वथ ) તૃપ્તિ કરો છો ( तस्मै ) તેમના માટે અમે ( वः अरं गमाम ) તમને સંપૂર્ણપણે પ્રાપ્ત કરીશું અને તમે ( नः ) અમને ( जनयथ ) વધારો. [ ૩ ]

( वार्याणां ) ઇચ્છા કરવા યોગ્ય સુખોનો હોવાથી ( ईशाना ) સ્વામી ( चर्षणीनां ) પાણી માત્રના ( क्षयन्तीः ) નિવાસનો હેતુ એવા ( अपः ) પાણી પાસે ( भेषजं याचामि ) દવાની માગણી કરૂં છું. [ ૪ ]

ભાવાર્થ— પાણી સુખકારક છે તેથી શક્તિ વધે છે, રમણીયતા અને પુષ્ટિ પ્રાપ્ત થાય છે. જે પ્રકારે બાળકને માતાના દુધથી પુષ્ટિ મળે છે, તે પ્રકારે પાણીના અંદરના ઉત્તમ સુખવર્ધક છે તે રસ અમને પ્રાપ્ત થાય. જેનાથી પ્રાણિ માત્રની સ્થિતિ છે તે રસ અમને પ્રાપ્ત થાય અને તેથી અમારી વૃદ્ધિ થતી રહે. પાણીથી ઇષ્ટ સુખ પ્રાપ્ત થાય છે અને પ્રાણિમાત્રનું અસ્તિત્વ રહે હોય છે, તે પાણીમાંથી અમને ઔષધિ રસ પ્રાપ્ત થતા રહે. ( ૧-૪ )

---

## જળ સૂક્ત

### કાંડ ૧, સૂક્ત ૬

( ऋषिः – सिन्धुद्वीपः । देवता – अपांनपात् आपः, आपः, सोमः, अग्निः । )

शं नो देवीरभिष्टय आपो भवन्तु पीतये । शं योरभि स्रवन्तु नः ॥ १ ॥
अप्सु मे सोमो अब्रवीदन्तर्विश्वानि भेषजा । अग्निं च विश्वशंभुवम् ॥ २ ॥

અર્થ— ( देवी आपः ) દિવ્ય જળ ( नः शं ) અમને સુખ આપે અને ( अभिष्टये ) ઇષ્ટપ્રાપ્તિના માટે તેમજ ( पीतये ) પીવાના માટે અને અમારા ઉપર શાન્તિનુ ( अभि स्रवन्तु ) વહેણ ચલાવે. [ ૧ ]

( मे ) મને ( सोमः अब्रवीत् ) સોમે કહ્યું કે ( अप्सु अन्तः ) પાણીની અંદર ( विश्वानि भेषजा ) બધી ઔષધિઓ છે અને અગ્નિ ( विश्व-शं-भुवं ) બધું કલ્યાણ કરનારો છે. [ ૨ ]

ભાવાર્થ— દિવ્ય જળ અમને પીવા મળે અને અમારૂં સુખ વધારે. ( ૧ )
પાણીમાં બધી દવાઓ હોય છે અને અગ્નિ સુખ વધારનારો હોય છે. ( ૨ )

आपः पृणीत भेषजं वरूथं तन्वे३ मम । ज्योक् च सूर्यं दृशे ॥ ३ ॥
शं न आपो धन्वन्या३ः शमु सन्त्वनूप्याः ।
शं नः खनित्रिमा आपः शमु याः कुम्भ आभृताः शिवाः नः सन्तु वार्षिकीः ॥ ४ ॥

અર્થ—( આપઃ ) હે જળ ! ( ભેષજં પૃણીત ) દવા આપો અને ( મમ તન્વે ) મારા શરીરનું ( વરૂથં ) રક્ષણ કરો જેથી હું સૂરજને ( જ્યોક્ દૃશે ) દીર્ઘ સમય સુધી જોતો રહું. [ ૩ ]

( નઃ ) અમારા માટે ( ધન્વન્યાઃ આપઃ ) મરુદેશનું જળ ( શં ) સુખકારક થાઓ. ( અનૂપ્યાઃ ) જલપૂર્ણ પ્રદેશનું જલ સુખકારક થાઓ. ( ખનિત્રિમાઃ ) ખોદેલા કુવાનું પાણી સુખકારક થાઓ. ( કુંભે ) ઘડામાં ભરી રાખેલું પાણી સુખદાયક બને, અને ( વાર્ષિકીઃ ) વરસાદનું પાણી સુખદાયક થાય. [ ૪ ]

ભાવાર્થ— પાણીથી અમારી ચિકિત્સા થાવ અને શરીરનો બચાવ રોગોથી થઈ અમારૂં જીવન દીર્ઘ બને. ( ૩ )
મરુદેશનું, જલમય દેશનું, કૂવાનું, વરસાદનું તેમજ ઘડામાં ભરી રાખેલુ પાણી અમારૂં સુખ વધારનારૂં થાવ ( ૧ )

---

# જળ સૂક્ત

આ ત્રણ સૂક્તો જલનું વર્ણન કરી રહ્યા છે, ત્રણે સૂક્તો એકત્રિત છે માટે ત્રણેનો વિચાર અહીં એકત્રિત કર્યો છે.

## જળની ભિન્નતા

પાણીના નીચે મુજબના પ્રકારે છે એ વાત પહેલા સૂક્તમાં કહી છે—

**૧ દેવીઃ ( દિવ્યાઃ ) આપઃ** ( ૪।૩ )- આકાશમાંથી એટલે વાદળામાંથી પ્રાપ્ત થનારૂં પાણી, તેનું નામ છે. ' **વાર્ષિકી** ' જળ.

**૨ વાર્ષિકીઃ આપઃ** ( ૬।૪ )- વરસાદથી પ્રાપ્ત થનારૂં જળ.

**૩ સિન્ધુઃ** ( ૪।૩ ) નદી તથા દરિયામાંથી પ્રાપ્ત થનારૂં જળ.

**૪ અનૂપ્યાઃ આપઃ** ( ૬।૪ )- જળમય પ્રદેશમાં પ્રાપ્ત થનારૂં જળ.

**૫ ધન્વન્યાઃ આપઃ** ( ૬।૪ )- મરુદેશ, રેતીવાળો દેશ અથવા જ્યાં થોડો વરસાદ વરસે છે એવા દેશમાં મળનારૂં જળ.

**૬ ખનિત્રિમાઃ આપઃ** ( ૬।૪ )- ખોદીને બનાવેલા કૂવા વગેરેમાંથી મળનારૂં જળ.

વરસાદનું પાણી પણ રેતીમય પ્રદેશમાં અથવા કીચડ કાદવવાળા પ્રદેશમાં પડવાથી જુદા જુદા ગુણવાળું બને છે. જે ઠેકાણે વરસો સુધી કાદવ બની રહે છે તેમાં પડેલું પાણી અને રેતીમય પ્રદેશમાં પડેલુ અને પ્રાપ્ત થએલું પાણી એક બીજાથી તદ્દન ભિન્ન ગુણ ધર્મવાળું હોય છે. પાણીનો ઉપયોગ આરોગ્યના માટે કરવો હોય તો પ્રથમ શુદ્ધ પવિત્ર ઉત્તમ જળ પ્રાપ્ત કરવું જરૂરી છે.

ઉપર કહ્યા મુજબનું બહાર પ્રાપ્ત થનારૂં પાણી ઘરમાં આણી ઘડામાં ભરી મૂકવાથી તેના ગુણ ધર્મમાં બદલ થાય છે. એટલે કૂવાનું તાજું પાણી જે ગુણ ધર્મ યુક્ત હોય તે ગુણધર્મો ઘરની અંદર ભરી મૂકેલા અને કેટલાક સમય સુધી રાખેલા પાણીમાં હોઇ શકે નહિ. તેમજ વહેતા નદીનું પાણી અને કૂવાનું સ્થિર પાણી પણ ભિન્ન ગુણ ધર્મોવાળું હોય છે.

આ પ્રકારે એકજ જળ જુદા જુદા સ્થાનોમાં જુદા જુદા ગુણ યુક્ત થાય છે. એવું બતાવવા માટે નીચેના મંત્રમાં કહ્યું છે કે—

**અમૂર્યા ઉપ સૂર્યે યાભિર્વા સૂર્યઃ સહ** । ( ૪.૨ )

" તે પાણી જે સૂરજની સામે રહે છે અથવા સૂરજ જેની સામે રહે છે. " એટલે સૂરજના કિરણો સાથે સ્પર્શ કરનારૂં જળ ભિન્ન ગુણધર્મોવાળું બને છે અને હંમેશા અંધારામાં રહેવાના કારણે જેના ઉપર સૂરજના કિરણો કદિ પડતા નથી તે પાણીના ગુણધર્મ જુદા હોય છે. જે કૂવા પર વૃક્ષદિની છાયા હોય છે અને જેનાપર નથી એવા કૂવાનું પાણી એક બીજાથી જુદા ગુણોવાળું હોય છે. તેમજ—

**सध्र्यो यन्त्यध्वभिः ( ४।१ )**

" નદીઓ પોતાના માર્ગે ચાલે " આમાં પાણીના ગતિનું વર્ણન છે આ ગતિમાન જળ અને સ્થિર જળ વિભિન્ન ગુણ ધર્મોવાળાં હોય છે, સ્થિર જળમાં કૃમિ-જંતુ અને સડો હોવાનો સંભવ છે તે ગતિવાળા પાણીમાં ન હોય. તેજ પ્રમાણે ગતિ ધીમી અથવા ઝડપી હોવાથી પણ પાણીના ગુણોમાં ફેર પડે તેમજ—

**पृञ्चतीर्मधुना पयः । ( ४।१ )**

" મધ એટલે પુષ્પના પરાગ વગેરે પાણીમાં પડી ભળી જાય છે " તેથી પણ પાણીના ગુણધર્મ બદલાય છે. નદી તળાવના કાંઠે વૃક્ષવનસ્પતિ હોય છે અને તે વૃક્ષવનસ્પતિના સૂકા-લીલા પાન, ફૂલો, પરાગ વગેરે પાણીમાં પડે છે અને પાણીમાં સડે છે તે કારણે પાણીના ગુણધર્મો બદલાય છે તેમજ—

**यत्र गावः पिबन्ति ( ४।३ )**

" જે જલાશયમાં ગાયો પાણી પીએ છે. ' જ્યાં ગાયો ભેંસો વગેરે જાનવરો પાણી પીવા જાય તે પાણીની અવસ્થા પણ બદલાઇ જાય છે.

પાણી લેતી વેળા આ બાબતોનો વિચાર કરવો જોઇએ. પાણીની જે અવસ્થાઓનું વર્ણન કર્યું છે તેમાંથી બધાથી સારી અવસ્થાનું જ પાણી પીવા વગેરે કામમાં વાપરવું. દરેક અવસ્થામાં પ્રાપ્ત થતું પાણી લાભકારક થશે નહિ વેદે આ બધા પાણીની અવસ્થાઓ કહી સ્પષ્ટ કર્યું છે કે જળમાં પણ ઉત્તમ, મધ્યમ, અધમ અવસ્થાઓ હોઇ શકે છે અને જો તે ઉત્તમ આરોગ્ય પ્રાપ્ત કરવું હોય તો ઉત્તમમાં ઉત્તમ પવિત્ર પાણીજ લેવું જોઇએ. વાચકો આ અવસ્થાઓનો ઉત્તમ વિચાર કરે.

## પાણીમાં દવાઓ

જળનું નામ ' अमृत ' છે એટલે જીવન રૂપ રસ જ પાણી છે. આ વાત મંત્ર કહે છે—

**अप्सु अमृतम् । ( ४।४ )**
**अप्सु भेषजम् । ( ४।४ )**

" પાણીમાં અમૃત છે, પાણીમાં દવા છે. " પાણી અમૃતમય અને ઔષધિમય છે. મરણમાંથી બચાવનારને અમૃત કહે છે અને શરીરના દોષોને ધોઇ શરીરની નિરોગતા સિદ્ધ કરનારને ભેષજ કહે છે, પાણી આ ગુણોથી યુક્ત છે. માટે પાણીને કહ્યું છે કે—

**शिवतमः रसः । ( ५।२ )**

" પાણી અત્યંત કલ્યાણ કરનારો રસ છે " કેવળ ' **शिवः रसः** ' કહ્યું નથી, પણ ' **शिवतमः रसः** ' કહ્યું છે. તેથી સ્પષ્ટ થાય છે કે આનાથી અત્યંત કલ્યાણ થવું સંભવનીય છે. આજ વાત બીજા શબ્દોમાં પણ વેદ સ્પષ્ટતાથી કહી રહ્યો છે—

**आपः मयोभुवः । ( ५।१ )**

" પાણી હિતકારક છે, " ' मयस् ' શબ્દ સુખ, આનંદ, તૃપ્તિ સમાધાન વગેરે અર્થનો બોધ કરાવે છે. જો પાણી પૂર્ણ આરોગ્ય આપનારૂં ન હોય તો તે વડે આનંદ વધતો અસંભવનીય છે. માટે જળ અમૃતમય છે તે સ્પષ્ટ સિદ્ધ થાય છે. તેથી કહ્યું છે—

**अप्सु विश्वानि भेषजानि । ( मं. ६।२ )**

" પાણીમાં બધી દવાઓ છે. " પાણીમાં કેવળ એકજ રોગની ઔષધિ નહિ પણ બધા પ્રકારની ઔષધિઓ છે. માટે દરેક રોગનો જલ ચિકિત્સાથી ઇલાજ કરી શકાય છે. યોગ્ય વૈદ્ય અને પરેજી પાળનાર રોગી હોય તો આરોગ્ય ખરેખર પ્રાપ્ત થશેજ. માટે કહ્યું છે કે—

**आपः पृणीत भेषजम् ( ६।३ )**
**अपो याचामि भेषजम् । ( ५।४ )**

" પાણી દવા કરે છે, પાણી પાસે હું દવા માગું છું. " એટલે પાણીથી ચિકિત્સા થાય છે. રોગો જલ ચિકિત્સાથી દૂર થાય છે. રોગોના કારણે શરીરમાં જે વિષમતા હોય છે તે દૂર કરવી અને શરીરની સાત ધાતુઓમાં સમતા સ્થાપિત કરવી તે જલચિકિત્સાથી સંભવનીય છે.

## સમતા અને વિષમતા

શરીરની સમતા એ આરોગ્ય છે અને વિષમતા રોગ છે. સમતા સ્થાપન કરવાની સૂચના વેદના " **शं, शांतिः** " વગેરે શબ્દો આપે છે. અને વિષમતા દૂર કરવાનો ભાવ ' **योः** ' શબ્દ વેદમાં આપી રહ્યો છે. બંને મળી ' **शं-योः** ' શબ્દ બને છે. તેનું સંયુક્ત તાત્પર્ય ' સમતાની સ્થાપના અને વિષમતા દૂર કરવી ' એવો છે. જેથી કહ્યું છે કે—

**शं योरभि स्रवन्तु नः । ( ६।१ )**

' સમતા સ્થાપન કરવી અને વિષમતાને દૂર કરવી અમારા માટે જળ કરે.' અથવા જળ ધારાઓ ઉપરની બંને બાબતોનો પ્રભાવ અમારા ઉપર છોડે. પાણીથી તે બંને બાબતો સાધ્ય થઇ શકે છે આ વાત અહીં સિદ્ધ થાય છે. તેમજ—

**शं नो देवीरभिष्टय आपो भवन्तु ।( ૬।૧ )**

'દિવ્ય જળ અમારા માટે શાંતિકારક હો.' આમાં પણ તેજ ભાવ છે. ( સૂ. ૬ મં. ૪ ) આ મંત્ર તો કેટલીએ વાર શાંતિ અને સમતાનો ઉલ્લેખ કરે છે. સમતાની સ્થાપના અને વિષમતાને દૂર કરવું આ બે કાર્યો થવાથી જ ઉત્તમ રક્ષણ થાય છે. તે વિષે મંત્રમાં લખ્યું છે—

**वरूथं तन्वे मम । ( ૬।૩ )**

'મારા શરીરનું રક્ષણ પાણીથી થાઓ. 'वरूथ' નો અર્થ 'સંરક્ષક કવચ' છે. પાણીનું વર્ણન 'રક્ષક કવચ'થી કર્યું છે. એટલે પાણી કવચની જેમ રક્ષણ કરનારૂં છે. આ ભાવ સ્પષ્ટ છે.

### બળની વૃદ્ધિ

આ પ્રકારે આરોગ્ય પ્રાપ્ત થયા પછી શરીરનું બળ વધારવાનો પ્રશ્ન આવે છે. તે વિષે મંત્ર કહે છે—

**नः ऊर्जे दधातन । ( ૫।૧ )**

'અમને બળના માટે પુષ્ટ કરો.' એટલે પાણીવડે ભરણ પોષણ ઉત્તમ થઇ બળ વધવાનો પણ સંભવ થશે. વિષમતા દૂર થઇ, સમતાની સ્થાપના થઇ તો બળ વધી શકે છે. પાણી-થી શરીરની રમણીયતા પણ વધે છે. જુઓ—

**महे रणाय चक्षसे । ( ૫।૧ )**

'મોટી ( रणाय ) રમણીયતાના માટે' પાણીનો ઉપયોગ થાય છે. પાણીથી શરીરની રમણીયતા વધે છે. શરીરની બાહ્ય-શુદ્ધિ વધી સુંદરતા વધતી જાય છે. તેજ પ્રકારે પાણી અંતઃ-શુદ્ધિ કરે છે. માટે આરોગ્ય વધવાથી શરીરનું સૌંદર્ય વધવા માટે મદદરૂપ થાય છે. આરોગ્યની સાથે સુંદરતાનો વિશેષ સંબંધ છે. તાત્પર્ય આ જળ માણસની અહીંની સારી સ્થિતિના માટે કારણ થાય છે. તેથી કહ્યું છે કે—

**क्षयाय जिन्वथ । ( ૫।૩ )**
**क्षयन्तीश्चर्षणीनाम् । ( ૫।૪ )**

'નિવાસના માટે તૃપ્તિ કરે છે, પ્રાણીઓના નિવાસનું કારણ છે.' આ મંત્રોનું સ્પષ્ટ કથન છે કે પાણી મનુષ્ય વગેરે પ્રાણીઓની સુસ્થિતિ થવાનું મુખ્ય કારણ છે. માટે કહ્યું છે કે—

**ईशाना वार्याणाम् । ( ૫।૪ )**

'સ્વીકારવા યોગ્ય ગુણોનું અધિપતિ પાણી છે' એટલે પ્રાણીયોને જે વાતોની આવશ્યકતા હોય છે, તેનું અસ્તિત્વ પાણીમાં છે, તે કારણે પાણી નિવાસનો હેતુ બને છે.

### દીર્ઘ જીવનનું સાધન

મનુષ્ય વગેરે પ્રાણીઓના દીર્ઘજીવનનું સાધન જળ છે. આ વાત આ ભાગમાં જુઓ—

**ज्योक् च सूर्यं दृशे । ( ૬।૩ )**

'ઘણા દિવસો સુધી સૂરજનું દર્શન કરીશું.' આ એક કહેવત છે, તેનો અર્થ છે કે, 'હું ઘણા દિવસો સુધી જીવતો રહું' એટલે પાણીના ઉપયોગથી દીર્ઘજીવન પ્રાપ્ત કરવું સંભવનીય છે. 'जनित' છે તેકે જે જન્મથી પ્રારંભ કરી લય સુધી ઉપયોગી છે.

### પ્રજનન-શકિત

*જળનું નામ વીર્ય છે. તેની સૂચના ભિન્ન મંત્ર ભાગમાં મળે છે—*

**आपो जनयथा च नः । ( ૫।૩ )**

"પાણી અમને ઉત્પન્ન કરે છે, એટલે તેના કારણે અમારામાં અને પ્રાણીઓમાં પ્રજનન શકિત નિર્માણ થાય છે. આરોગ્ય, બળ, દીર્ઘજીવન, ધાતુઓની સમતા વગેરેનો પ્રજનન શકિતની જોડે નિકટ સંબંધ છે આ વાત વાચકો જાણે છે. માટે તે વિષે અહીં વધારે લખવાની જરૂરી નથી આ પ્રજનન શકિતનું નામ વાજીકરણ છે અને તેનું વર્ણન નીચે લખ્યા મુજબ થએલું છે—

***अपामुत प्रशस्तिभिरश्वा भवथ वाजिनो गावो भवथ वाजिनीः । ( ૪૪ )***

"પાણીના પ્રશસ્ત ગુણોથી ( अश्व ) પુરુષ વાજી બને છે અને ( गावो ) સ્ત્રીઓ વાજીની બને છે." વાજી શબ્દ પ્રજનન શકિતથી યુકત હોવાનો ભાવ બતાવે છે. અશ્વ અને ગાય શબ્દ એને પુરુષ અને સ્ત્રી જાતિનો બોધ આપે છે. પાણી-ના પ્રયોગથી વાજી કરણની સિદ્ધિ આ પ્રકારે અહીં કહી છે. તેમજ વધુ જુઓ—

***अम्बयो यन्त्यध्वभिर्जामयोऽध्वरीयताम् । ( ૪।૧ )***

'યજ્ઞકર્તાઓની માતાઓ અને બહેનો પોતાના માર્ગે જાય છે." સ્ત્રિઓને માટે જે ઉચિત માર્ગ છે તેજ રસ્તે જાય છે. એટલે નિયમાનુકૂલ વર્તાવ કરતી પ્રગતિ સાધ્ય કરે છે. સ્ત્રી-પુરુષ પોતાને યોગ્ય સેવા નિયમોને અનુકૂલ રહી વર્તે તેજ ઉત્તમ પ્રજનન થવાનો સંભવ છે આ વાતની સૂચના અહીં મળે છે.

આ રીતે આ ત્રણ સૂકતોમાં પાણી વિષયક મહત્વપૂર્ણ જ્ઞાનનો ઉપદેશ આપ્યો છે.

# વાણિજ્યથી ધન પ્રાપ્તિ

## કાંડ ૩, સૂક્ત ૧૫

( ऋषिः – अथर्वा । देवता – विश्वेदेवाः; इन्द्राग्नी । )

इन्द्रमहं वणिजं चोदयामि स न ऐतु पुरएता नो अस्तु ।
नुदन्नरातिं परिपन्थिनं मृगं स ईशानो धनदा अस्तु मह्यम् ॥ १ ॥
ये पन्थानो बहवो देवयाना अन्तरा द्यावापृथिवी संचरन्ति ।
ते मा जुषन्तां पयसा घृतेन यथा क्रीत्वा धनमाहराणि ॥ २ ॥
इध्मेनाग्न इच्छमानो घृतेन जुहोमि हव्यं तरसे बलाय ।
यावदीशे ब्रह्मणा वन्दमान इमां धियं शतसेयाय देवीम् ॥ ३ ॥
इमामग्ने शरणिं मीमृषो नो यमध्वानमगाम दूरम् ।
शुनं नो अस्तु प्रपणो विक्रयश्च प्रतिपणः फलिनं मा कृणोतु ।
इदं हव्यं संविदानौ जुषेथां शुनं नो अस्तु चरितमुत्थितं च ॥ ४ ॥

---

અર્થ—( अहं वणिजं इन्द्रं चोदयामि ) હું વણિક ઇન્દ્રને પ્રેરિત કરું છું. ( सः नः एतु ) તે અમારા પ્રત્યે આવે, ( नः पुरः-एता अस्तु ) અમારો આગેવાન બને. ( परिपंथिनं मृगं अरातिं नुदन् ) માર્ગ પર ઉપર લૂટ કરવાના પાશવીભાવથી યુક્ત શત્રુને અળગો કરતો ( सः ईशानः मह्यं धनदा अस्तु ) તે સમર્થ મને ધન આપનારો થાય. [૧]

( ये देवयानाः बहवः पन्थानः ) જે દેવોના જવા માટે યોગ્ય ઘણા માર્ગો છે ( द्यावापृथिवी अन्तरा संचरन्ति ) દ્યુલોક અને પૃથ્વીની વચ્ચે ચાલૂ રહે છે. ( ते पयसा घृतेन मा जुषन्तां ) તે દૂધ અને ઘીથી મને તૃપ્ત કરે. ( यथा क्रीत्वा धनं आ हराणि ) જેથી ક્રયવિક્રય કરી હું ધન પ્રાપ્ત કરીશ. [૨]

હે અગ્ને ! ( इच्छमानः इध्मेन घृतेन तरसे बलाय हव्यं जुहोमि ) હું લાભની ઇચ્છા કરનારો ઇન્ધન અને ઘી થી સંકટમાંથી બચવા માટે અને બલપ્રાપ્તિ માટે હવન કરું છું. ( यावत् इमां देवीं धियं ब्रह्मणा वन्दमानः शत-सेयाय ईशे ) જેથી આ બુદ્ધિનો જ્ઞાન વડે સન્માન કરતો હું સેંકડો સિદ્ધિ પ્રાપ્ત કરવા લાયક થાઉં. [૩]

હે ( अग्ने ) અગ્ને ! ( नः इमां शरणिं मीमृषः ) આ અમારી અશુદ્ધિની ક્ષમા કર. ( यं दूरं अध्वानं अगाम ) જે દૂરના માર્ગ સુધી અમે આવી પહોંચ્યા છે. ( नः प्रपणः विक्रयः च शुनं अस्तु ) ત્યાંનો અમારો ક્રયવિક્રય લાભકારક થાય. ( प्रतिपणः फलिनं नः कृणोतु ) પ્રત્યેક વ્યવહાર મને લાભદાયક થાય. ( इदं हव्यं संविदानौ जुषेथां ) આ હવિને જાણીને સેવન કરો. ( नः चरितं उत्थितं च शुनं अस्तु ) અમારો વ્યવહાર અને અમારું ઉત્થાન લાભદાયક થાય. [૪]

---

ભાવાર્થ— હું વાણિજ્ય કરનારા ઇન્દ્રની પ્રાર્થના કરું છું કે તે અમારા અંદર આવે અને અમારો અગ્રગામી-નેતા બને. તે અમને ધન આપનારો થાય અને તે અમારા શત્રુઓને એટલે કે રસ્તામાં લૂટનારા, ધાડપાડુ અને પાશવીશક્તિથી અમને સતાવનારા લોકોને અમારા માર્ગમાંથી દૂર કરે. (૧)

દ્યુલોક અને પૃથ્વીના મધ્યમાં જવા આવવાના જે દિવ્ય માર્ગ છે તે અમારા માટે દૂધ અને ઘીથી ભરપૂર થાય, જે માર્ગથી જવાથી અમે વેપાર કરી અને ઘણો લાભ પ્રાપ્ત કરી શકીશું. (૨)

હું લાભ તેમજ બળ પ્રાપ્ત કરવા અને સંકટો દૂર કરવા ઇચ્છું છું. માટે હું ઘી અને સમિધાથી હવન કરું છું. તેથી હું જ્ઞાન પ્રાપ્તિપૂર્વક ઉત્તમ બુદ્ધિથી પ્રશસ્ત કર્મ કરતો અનેક વ્યાપારોમાં સિદ્ધિ પ્રાપ્ત કરી લાભ પ્રાપ્ત કરીશ. (૩)

येन॒ धने॑न प्रप॒णं चरा॑मि॒ धने॑न देवा॒ धन॑मि॒च्छमा॑नः ।
तन्मे॒ भूयो॑ भवतु॒ मा कनी॒योऽग्ने॑ सात॒घ्नो दे॒वान्ह॒विषा॒ नि षे॑ध ॥ ५ ॥
येन॒ धने॑न प्रप॒णं चरा॑मि॒ धने॑न देवा॒ धन॑मि॒च्छमा॑नः ।
तस्मि॑न्म॒ इन्द्रो॑ रु॒चिमा द॑धातु प्र॒जाप॑तिः सवि॒ता सोमो॑ अ॒ग्निः ॥ ६ ॥
उप॑ त्वा॒ नम॑सा व॒यं होत॑र्वैश्वानर स्तुमः ।
स नः॑ प्र॒जास्वा॒त्मसु॒ गोषु॑ प्रा॒णेषु॑ जागृहि ॥ ७ ॥
वि॒श्वाहा॑ ते॒ सद॒मिद्भ॑रेमा॒श्वायेव॒ तिष्ठ॑ते जातवेदः ।
रा॒यस्पोषे॑ण॒ समि॒षा मद॑न्तो॒ मा ते॑ अग्ने॒ प्रति॑वेशा रिषाम ॥ ८ ॥

---

અર્થ— હે ( देवाः ) દેવો ! ( धनेन धनं इच्छमानः ) મૂળ ધનથી લાભની પ્રાપ્તિની ઇચ્છા કરનારો હું ( येन धनेन प्रपणं चरामि ) જે ધનથી વેપાર કરું છું, ( तत् मे भूयः भवतु ) તે મારા માટે અધિક થાય અને ( मा कनीयः ) થોડું ન થાવ. હે અગ્ને ! ( हविषा सातघ्नः देवान् निषेध ) હવનથી યુક્ત થઇ લાભનો નાશ કરનારા ખેલાડીઓનો તું નિષેધ કર. [ ૫ ]

હે દેવો ! ( धनेन धनं इच्छमानः ) ધનથી ધન કમાવવાની ઇચ્છા કરનારો હું ( येन धनेन प्रपणं चरामि ) જે ધનથી વેપાર કરું છું ( तस्मिन् मे रुचिं ) તેમાં મારી રુચિને ( इन्द्रः प्रजापतिः सविता सोमः अग्निः ) ઇન્દ્ર, પ્રજાપતિ, સોમ, સવિતા અગ્નિ દેવ ( आदधातु ) સ્થિર કરી દે. [ ૬ ]

હે ( होतः वैश्वनर ) યાજક વૈશ્વાનર ! ( वयं नमसा त्वा उपस्तुमः ) અમે નમસ્કારથી તારું સ્તવન કરીએ છીએ. ( सः नः आत्मसु प्राणेषु प्रजासु गोषु जागृहि ) તે તું અમારો આત્મા, પ્રાણ, પ્રજા અને ગાયોમાં રક્ષણ માટે જાગૃત રહે. [ ૭ ]

હે ( जातवेदः ) જાતવેદ ! ( विश्वाहा ते इत् सदं भरेम ) દરરોજ તારાજ સ્થાનમાં અમે ભરીશું. ( तिष्ठते अश्वाय इव ) જેમ ઠેકાણા ઉપર બાંધેલા ઘોડાને અન્ન અપાય છે. ( रायः पोषेण इषा सं मदन्तः ) ધન, પુષ્ટિ અને અન્નથી આનંદિત થતાં ( ते प्रतिवेशा मा रिषाम ) તારા ઉપાસક અમે કદી નષ્ટ ન થઇએ. [ ૮ ]

---

ભાવાર્થ— અમે અમારા ઘરથી ઘણા દૂર વિદેશમાં આવ્યા છીએ. હે પ્રભો ! અહીં કોઇ ત્રુટિ અમારાથી બની જાય તો અમને ક્ષમા કર. અહીં જે વેપાર અમે કરી રહ્યા છે તેમાં અમને પુષ્કળ લાભ પ્રાપ્ત થાય. અમને ક્રયમાં પણ લાભ થાય. અને વિક્રયમાં પણ પુષ્કળ ધન મળે, પ્રત્યેક વ્યવહારથી અમને લાભ થતો રહે. અમારું આવવું જવું અને અમારું અભ્યુત્થાન એટલે સ્પર્ધાની ચઢાઇ કરવી પણ અમને લાભકારક થાય. તે માટે અમે હવન કરીએ છીએ તેનું સેવન કરો. ( ૪ )

હું મૂળ ધનથી વેપાર કરી પુષ્કળ લાભ મેળવવા ઇચ્છું છું, માટે જેટલા ધનથી હું આ વ્યવહાર કરી રહ્યો છું તે ધન મારા કાર્યના માટે પર્યાપ્ત હોય અને કમી ન હોય. હું જે આ હવન કરી રહ્યો છું તેથી સંતુષ્ટ થઇ હે પ્રભો ! તું મારા વ્યવહારમાં લાભનો નાશ કરનારો જે કોઇ હશે તેને દૂર કર. ( ૫ )

પોતાના મૂળ ધનથી વેપાર કરી હું ઘણું ધન કમાવવા ઇચ્છું છું તે માટે ધન વાપરી જે વ્યવહાર હું કરવા ઇચ્છું છું તેમાં પ્રભુની કૃપાથી મારી રુચિ લાભ પ્રાપ્ત થતાં સુધી સ્થિર થાય. ( ૬ )

હે પ્રભો ! હું તને નમસ્કાર કરું છું અને તારી સ્તુતિ કરું છું. તું સંતુષ્ટ થઇ અમારા આત્મા, પ્રાણ, પ્રજા અને ગાયો વગેરે પશુઓનું રક્ષણ કર. ( ૭ )

હે પ્રભો ! જે પ્રકારે અશ્વશાળામાં એકજ સ્થાને મૂકેલા ઘોડાઓને ખવડાવવાની વ્યવસ્થા દરરોજ થાય છે તે પ્રકારે અમે તને ઉદ્દેશીને દરરોજ હવન કરીએ છીએ. તારી કૃપાથી અમને ઘણું ધન, પુષ્ટિ અને અન્ન પ્રાપ્ત થશે. અમે ઘણાં આનંદિત બનીશું અને કદિ દુઃખથી ત્રસ્ત થઈશું નહિ. ( ૮ )

# વાણિજ્યથી ધન પ્રાપ્તિ

### વાણિજ્ય વ્યવહાર

વાણીઆઓ જે ખરેદી અને વેચાણનો વ્યવહાર કરે છે. તેનું નામ વાણિજ્ય વ્યવહાર છે. વેપાર માટે કઇ વસ્તુઓ કયાંથી ખરીદવી અને કયાં વેચવી અને આવા ખરેદી વેચાણમાં યોગ્ય નફો પ્રાપ્ત કરેવો, આ બધું વેપાર વ્યવહારથી થાય છે. કુશળ વાણીયાઓ તેમાંથી સારો એવો લાભ મેળવે છે.

### જુના જમાનાના વાણીયા

આ સૂકતના પહેલાં મંત્રમાં આખી દુનિયાનો પ્રભુ (**इंद्र भगवान्**) તેને '**वणिजं इंद्रं**' (વાણીયો ઇન્દ્ર) કહ્યું છે, આ ઘણું કાવ્યમય વર્ણન છે અને તેમાં અદ્ભુત ઉપદેશ તાર્યો છે. પરમેશ્વર સર્વત્ર ભરાએલો છે અને પ્રયત્ન કરવાથી પણ જોવા મળતો નથી. માટે તેને એક મંત્રમાં (**तायु** । ૧।૬૫।૧ ) ચોર પણ કહ્યું છે જે પ્રકારે આ અદ્ભુત અલંકાર છે તેજ પ્રકારે તે પ્રભુને વાણીયા કહેતુ એ પણ એક અલંકાર છે.

જે પ્રકારે વાણીયો એક રૂપીયો લઇ તેનું અનાજ વગેરે વેચાતું આપે છે. ઓછું કે વધતું આપતો નથી તે મુજબ આ 'બધાંથી જુનો મહાન્ વાણીયો' મનુષ્યો સુખ દુઃખ તેજ પ્રમાણમાં આપે છે, કે જે મુજબ માણસના સારાં કે નઠારાં કાર્યો હોય છે. અથવા જેટલું પરોપકાર માટે અર્પણ કરે છે તેટલું જ તેને પુણ્ય મળે છે. આ પ્રકારે દુનિયાની શરૂઆતથી એ ઇદ્ર વાણીયાએ પોતાનો વ્યવહાર રાખેલ છે. તે કદી પક્ષપાત કરતો નથી અથવા કદિ ઉધારીનો વ્યવહાર કરતો નથી. આ પ્રકારે આ બધાથી જુનો મહાન્ વાણીયો વ્યવહાર કરે છે, તેને જેટલું આપવામાં આવે તેટલું જ પાછું પ્રાપ્ત થઇ શકે છે. માટે માણસે યજ્ઞાદિ કર્યો કરવાં જોઇએ, જેમાં તેને કંઇક આપીને પુણ્ય ખરીદવામાં આવે. છે. એવો ઉપદેશ અહીં મળી રહે છે.

વ્યાપાર વ્યવહારનો દાખલો આપવામાં પણ વેદ પરમાત્માના સત્ય વ્યવહારનો ઉપદેશ આપી બતાવે છે કે વેપાર પણ સત્યસ્વરૂપ પરમાત્મા ઉપર નિષ્ઠા રાખી થઇ શકે છે અને લુચ્ચાઇ, કપટ તેમ બીજાને ફસાવવું તેમાં કદિ હોવું જોઇએ નહિ.

હવનનો નિર્દેશ મં. ૩ અને ૫ એમ બે ઠાકાણે છે. હવનનો અર્થ 'પોતાનું સમર્પણ' એમ છે. આપણી પાસે જે કંઇ છે તે પરમાર્થ માટે અર્પણ કરવું અને સ્વાર્થનો ભાવ કમી કરવો એજ યજ્ઞ છે. એવા યજ્ઞોથીજ દુનિયામાં ઉપકારના કાર્યો થાય છે. એવા સત્કર્મો પરમાત્મા પાસે પહોંચે છે અને તેનું યશ કર્તાને પ્રાપ્ત થાય છે. માટે વેપાર વ્યવહારથી ધન પ્રાપ્ત કર્યા પછી તેનો યોગ્ય ભાગ પરોપકારના કામ માટે સમર્પણ કરવો જોઇએ એટલે તેને યજ્ઞમાં વાપરવો જોઇએ. ધન મેળવનારાએ આ આજ્ઞાનો યોગ્ય વિચાર કરવો જે કમાવેલું ધન છે તેનો પોતે એકલાએ ઉપભોગ કરવો તે પાપ છે. માટે કમાવેલું ધન જે છે તેમાંથી યોગ્ય ભાગ પરોપકારમાં વાપરવો.

### વેપારનું સ્વરૂપ

આ સૂકતમાં વેપાર વિષયક જે શબ્દો આપ્યા છે, તે હવે જુઓ—

૧ **धनं**– મૂળ મૂડી, થાપણુ જે વડે વેપાર થાય છે. ( મં. ૫, ૬ )
૨ **धनं**– લાભ, લાભથી પ્રાપ્ત થનારી રકમ. ( મં. ૫,૬ )
૩ **वणिक्**– વેપારી, ખરેદી વેચાણ કરનારો. ( મં. ૧ )
૪ **धनदा**– વેપાર માટે ધન આપનારો સાહુકાર, જેની પાસેથી ઉછીના પૈસા લઇ નાના વેપારી પોતાનો ધંદો કરે છે. ( મં. ૧ )
૫ **प्रपणः**– સોદો ખરીદી. ( મં. ૬ )
૬ **विक्रयः**– ખરીદેલો માલ વેચવો. ( મં. ૪ )
૭ **प्रतिपणः**– દરેક સોદો. ( મં. ૪ )
૮ **फली**– ( **फलिन्** ) લાભ યુક્ત થનારો. ( મં. ૪ )
૯ **शुनं**– કલ્યાણકારક, લાભકારક, હિતકર. ( મં. ૪ )
૧૦ **चरितं**– વ્યવહાર કરવા માટે હલચલ કરવી. ( મં. ૪ )
૧૧ **उत्थितं**– ઉઠાવ, ચઢાઇ, પ્રતિસ્પર્ધીની સાથે સ્પર્ધા માટે ચઢાઇ કરવી. ( મં. ૪ )
૧૧ **भूयः** ( **धनं** )– વેપાર પૂરતી મુડી અથવા થાપણુ માટે. ( મં. ૫ )

આ બાર શબ્દો વેપાર વિષયક નીતિની સૂચના આપે છે. તેમનું મનન કરવાથી વાચકોને વેપારમાં કયા વિભાગ હોય છે અને તે તે વિભાગમાં શું શું કાર્ય કરવું જોઇએ તેનું જ્ઞાન થશે.

પ્રથમ મૂળ ધન વેપારમાં વાપરવું જોઇએ. જો પોતાની પાસે ન હોય તો કોઇ સાહુકાર પાસેથી ( **धन-दा** ) લઇ તે ધનથી પોતાનો વ્યવહાર શરૂ કરવો જોઇએ, જે પદાર્થનો

વેપાર કરવો હોય તે પદાર્થનો 'क्रय' (ખરીદી) ક્યાં કરવી સારી અને તેનો 'विक्रय' ક્યાં કરવાથી વધારે લાભ થઇ શકે છે તેનો વિચાર કરવો જોઇએ. કયા દિવસોમાં કયા દેશમાં ખરીદી અને કયા સ્થાન ઉપર વેચાણ (प्रतिपण) કરવાથી વધારે નફો મળવાનો સંભવ છે તેનું યોગ્ય અનુસંધાન રાખવાથી ખરેખર લાભજ થઇ શકે છે. તેનું જ નામ ઉપર 'चरितं' એમ આપ્યું છે.

આ બધા શબ્દોમાં 'उत्थितं' શબ્દ ઘણો મહત્વનો છે. ઉઠાવ, ઉઠવું, ચઢાઇ કરવી વગેરે તેના અર્થ પ્રસિદ્ધ છે. માલનો ઉઠાવ કરવો તે એનું તાત્પર્ય છે. આ ઉઠાવના બે પ્રકાર છે. એક 'વૈયક્તિક ઉત્થાન' અને બીજું 'સામુદાયિક (संभूय) સમુત્થાન' છે. એક વ્યક્તિ ચઢાઇની રીતે વેપાર કરે છે તેને વૈયક્તિક ઉત્થાન કહે છે અને જ્યાં અનેક વેપારી પોતાનો સંઘ બનાવી માલનું વેચાણ કરે છે તેને 'संभूय समुत्थान' કહે છે. વેપારમાં ઉપર લખેલું 'चरित' જ કાર્ય કરે છે એમ નહિ પણ આ બંને પ્રકારનું ઉત્થાન પણ મોટું કાર્ય હોય છે, વાચક તેનો સારો વિચાર કરે.

## વેપારના વિરોધી

૧ **सातघ्नः**- (सात) લાભનો (घ्न) નાશ કરનારા, જેમના કારણે વ્યવહારમાં હાની થાય છે. (મં. ૫)

૧ **सातघ्न देवाः**- લાભનો નાશ કરનારા, જુગારી, (दिव्- જુગાર ખેલવા, સટ્ટા રમવા આ ધાતુથી અહીં देव શબ્દ બન્યો છે. વ્યવહારમાં હાની કરવાની ટેવો જેને છે એવો માણુસ. (મં. ૫)

૨ **परिपन्थिन्**- રસ્તે લુટનારા, ધાડપાડુ ચોર, માર્ગમાં સંતાઇ આવનાર જનારને જે લુટે છે. (મં. ૧)

૪ **मृगः**- જાનવર, પશુભાવ જેનામાં છે એવા મનુષ્યો. (મં. ૧)

૫ **अ-रातिः**- કંજુસ, દાન ન આપનારો. (મં. ૧)

૬ **कनीयः (धनं)**- વેપાર માટે જેટલું ધન જોઇએ તેટલું ન હોવું, ધનનો અભાવ (મં. ૫)

એટલા કારણોથી વ્યવહાર-વેપારમાં હાનિ થાય છે. તેથી તેમાંથી બચવાનો ઉપાય કરવો જોઇએ.

વ્યવહાર-વેપાર કરવામાં જે હરકતો આવે છે, તેનો વિચાર આ શબ્દો વડે આ સૂક્તમાં કરેલો છે. પહેલાં હરકત કરનારા 'सातघ्न देव' છે. વાચકોને વિઘ્ન કરનારા અહીં દેવો છે એ જોઇને આશ્ચર્ય થશે. પણ એમ આશ્ચર્ય કરવાનું કોઇ કારણ નથી. 'देव' શબ્દના અર્થ જુગારી, સટ્ટા કરનારા' એવો પણ થાય છે. આ અર્થ 'दिव्' ધાતુનો જુગાર રમવો અર્થ છે, તે ધાતુથી સિદ્ધ થાય છે. જે વેપારી પોતાનો સમય આવા ખરાબ કામોમાં ખર્ચ કરશે, તે પોતાનું નુકસાન કરી લેશે અને પોતાના સાથીદારો-ભાગીદારોનું પણ નુકસાન કરે છે. આ ઉપલક્ષણ માની જે જે વ્યવહાર વેપારમાં હાની કરનારા હશે તે બધાને 'सातघ्न देव' સમજવું યોગ્ય છે. (सात) લાભનો (घ्न) નાશ કરનારા (देव) વ્યવહાર કરનારા લોકો એવો આ શબ્દનો અર્થ છે. 'देव' શબ્દ 'વ્યવહાર કરનારા' એવા અર્થમાં પ્રચલિત છે.

'परिपंथ' શબ્દનો અર્થ પ્રસિદ્ધ છે અને તે ઉપર આપ્યો છે. બીજો અર્થ 'જે લોક ખરાબ-અવળે રસ્તે જાય છે' એવો થાય છે. સરલ રાજમાર્ગથી ન જતાં બીજા અવળે રસ્તે જવું ઘણું નુકસાનીકારક છે. વિશેષતઃ એવો અર્થ અહીં અભિપ્રેત છે એવો અમારો અભિપ્રાય છે.

વ્યાપારનું મૂલધન-મૂડી પણ ઓછી ન હોવી જોઇએ નહિ તો બીજી બધી બાબતો સારી હોવા છતાં પણ વેપારમાં લાભ થશે નહિ. માટે પાંચમા મંત્રની સૂચના (मा कनीयः। મં. ૫) કરેલી છે તે તરફ અત્યંત ધ્યાન આપવુ જરૂરી છે. પુષ્કળ વ્યવહાર લાભકારક હોવા છતાં પણ આવશ્યક ધન કમી હોવાના કારણે તે નુકસાનકારક બને છે. જે નુકસાન આ પ્રકારે થશે તે બીજી કંઇ યુક્તિથી અથવા બુદ્ધિથી કુશળતાથી પૂર્ણ થતું નથી. કારણ કે પૈસાની અછત હરએક પ્રસંગમાં હરકત ઉત્પન્ન કરનારો થાય છે. વેપાર કરનારા વાચકોએ આથી બોધ લેવો.

## બે માર્ગ

*વેપાર કરવા માટે જુદા જુદા દેશોમાં જવું જરૂરી છે, નહિ* તો મોટો વેપાર અશક્ય છે. અન્ય દેશોમાં અથવા અન્ય દ્વીપોમાં જવા ઉત્તમ અને સુરક્ષિત માર્ગ હોવા જોઇએ. દેશાંતરોમાં જવાના કેટલાક રસ્તા સુરક્ષિત હોય છે કેટલાક ભયજનક હોય છે જે સુરક્ષિત માર્ગ હોય છે તેમને 'देवयानः पन्थानः' (મં. ૨) કહેલા છે. દેવયાન માર્ગ તે છે કે જે માર્ગે દેવના સમાન લોકો આવ-જાવ કરે છે. તે કારણે તે રસ્તાઓ સુરક્ષિત હોય છે. એવા રસ્તા ઉપર લુટમાર થતી નથી, વેપારી પોતાનો માલ સુરક્ષિત રીતે લઇ જઇ શકે છે. જ્યાં એવા સુરક્ષિત આવવાજવાના રસ્તા હોય ત્યાં વેપાર કરવો લાભદાયક હોય છે.

બીજા માર્ગો રાક્ષસ, અસુર, પિશાચોના હોય છે. આ નિશાચરોની આવજાવ હોય છે. તેજ છે 'परिपन्थी'

*

એટલે ધાડપાડુ, લુટારા, ચોર બની વેપારીઓને લૂટે છે. આવા રસ્તે જવાથી વ્યવહાર–વેપાર લાભદાયદ થઇ શકતો નથી. માટે જ્યાંના રસ્તાઓ સુરક્ષિત ન હોય, ત્યાંના રસ્તા સુરક્ષિત કરવાનો પ્રયત્ન કરવો જરૂરી છે. વેપારની વૃદ્ધિ થવા માટે તે અત્યંત આવશ્યક વાત છે.

વેપાર સારો થવા માટે બીજી આવશ્યક બાબત તે કે રસ્તામાં જ્યાં જ્યાં મુકામ કરવાનું અવશ્ય હોય ત્યાં ખાનપાનના પદાર્થ મનગમતા સહેલાઇથી મળવા જોઇએ. રહેવા કરવાની અને ખાવા પીવાની બધી વ્યવસ્થા તૈયાર હોવી જોઇએ. યોગ્ય પૈસો ખરચવાથી રહેવા ખાવાની ગોઠવણ કોઇ પણ જાતની તકલીફ વગર થવી જોઇએ. તે વિષે બીજો મંત્ર જુઓ—

**ते ( पन्थानः ) मा जुषन्तां पयसा घृतेन ।**
**तथा क्रीत्वा धनमाहरामि ।** ( મં. ૨ )

' તે દેશ દેશાંતરમાં જવા આવવાના રસ્તાઓ મને સુખ પૂર્વક દૂધ, ઘી વગેરે ઉપભોગના પદાર્થો આપનારા થાય. જેથી હું ખરેદી વેચાણનો વ્યવહાર કરી ધન મેળવીશ. ' આ વાત તો સાચી છે કે પારકા દેશમાં પોતાને રહેવા ખાવાની વ્યવસ્થા તો પોતે જ કરી લેવી પડે તો તેમાંજ પુષ્કળ સમય ખર્ચ થશે, અનેક આપદાઓ પડશે. વિદેશમાં સ્થાન-ઠેકાણાં વગેરેની માહિતી ન હોવાના કારણે બધું આવશ્યક સામાન ભેગું કરવામાં વ્યર્થ સમયનો ખરચ થશે માટે મંત્રમાં કહ્યા મુજબ ' રસ્તે જ ઉપભોગતા પદાર્થો તૈયાર હોવા જોઇએ ' તો સારૂં. આ ઉપદેશ ઘણો મહત્ત્વપૂર્ણ છે અને વેપાર વૃદ્ધિ માટે બધેજ એવી વ્યવસ્થા હોવાની અત્યંત જરૂરી છે.

### જ્ઞાનયુક્ત કર્મ

પ્રત્યેક કાર્ય જ્ઞાનપૂર્વક કરવું જોઇએ. તે વિષે ત્રીજા મંત્રમાં કહ્યું છે તે અત્યંત વિચાર કરવાલાયક છે—

**देवीं धियं ब्रह्मणा वन्दमानः शतसेयाय ईशे ।** ( મં. ૩ )

" દિવ્ય બુદ્ધિ અને કર્મ શક્તિના જ્ઞાનથી સત્કાર કરતો હું સેંકડો સિદ્ધિઓ પ્રાપ્ત કરવા અધિકારી બનું છું. "

અહીંનો ' ધી ' શબ્દ ' પ્રજ્ઞા બુદ્ધિ અને કર્મ શક્તિ ' નો વાચક છે. દરેક કર્મ જ્ઞાનપૂર્વક કરવું જોઇએ. જે કાર્ય કરવું હોય તે માટે જેટલું જ્ઞાન પ્રાપ્ત કરવું જરૂરી હોય તેટલું પ્રાપ્ત કરવું અને પછી તે કાર્યનો આરંભ કરવો જોઇએ. ત્યારે સિદ્ધિ પ્રાપ્ત થઇ શકે છે. આ સિદ્ધિનો સરળ રસ્તો છે. બીજી વાત જે સિદ્ધિના માટે આવશ્યક છે તે એ કે આરંભ કરેલા કાર્યમાં પોતાની રુચિ કાયમ ટકવી જોઇએ.

**तस्मिन् रुचिं आदधातु ।** ( મં. ૬ )

' તે કાર્યમાં રુચિ સ્થિર થાય ' આ વાત અત્યંત આવશ્યક છે. નહિ તો કેટલાક લોકોની એવી ચંચલવૃત્તિ હોય છે કે આજે એક કાર્યનો આરંભ કરે અને કાલે તે અધુરું છોડી દઇ બીજા કોઇ કામ પાછળ પડે એવા ચંચલ મનની પ્રવૃત્તિ વાળા લોકો સિદ્ધિ કદિ પણ પ્રાપ્ત કરી શકતા નથી.

### પરમેશ્વર ભક્તિ

બધા કાર્યોની સિદ્ધિ માટે પરમેશ્વરની ભક્તિ કરવી જોઇએ. તે વિષે સાતમા અને આઠમા મંત્રનું કથન ઘણું મનનીય છે. ' ઇશ્વરની નમ્રતાપૂર્વક સ્તુતિ પ્રાર્થના–ઉપાસના કરવી જોઇએ. કારણ કે તેજ શરણે જવા યોગ્ય છે અને તેની શક્તિ વડે બધાનું રક્ષણ થાય છે. દરરોજ નિયમિત સમયે તેની ઉપાસના કરવી જોઇએ, જેથી બધા કામધંધામાં તે યશ આપશે અને ધન, પુષ્ટિ, સુખ વગેરે પ્રાપ્ત થશે અને કદી પતન થશે નહિ. ઇશ્વરની ઉપાસના તો બધાને ઉન્નતિ માટે અત્યંત આવશ્યક છે. સંપૂર્ણ સિદ્ધિઓ માટે તેની ઘણી જ જરૂરી છે.



# ચન્દ્ર અને પૃથ્વીની ગતિ

## કાંડ ૬, સૂક્ત ૩૧

( ऋषिः – उपरिबभ्रवः । देवता – गौः । )

आयं गौः पृश्निरक्रमीदसदन्मातरं पुरः । पितरं च प्रयन्त्स्वः ॥ १ ॥
अन्तश्चरति रोचना अस्य प्राणादपानतः । व्यख्यन्महिषः स्वः ॥ २ ॥
त्रिंशद्धामा वि राजति वाक्पतङ्गो अशिश्रियत् । प्रति वस्तोरहर्द्युभिः ॥ ३ ॥

---

અર્થ— ( **आयं गौः** ) આ ગતિશીલ ચંદ્રમા ( **मातरं पुरः असदत्** ) પોતાની માતા ભૂમીને આગળ કરે છે અને ( **पितरं स्व च प्रयन्** ) પોતાના પિતારૂપી સ્વયંપ્રકાશી સુરજની ચોમેર ફરતો ( **पृश्निः आ अक्रमीत्** ) આકાશમાં આક્રમણ કરે છે. [ ૧ ]

( **अस्य रोचना** ) તેની જ્યોતિ ( **प्राणात् अपानतः** ) પ્રાણ અને અપાન કરનારાઓની ( **अंतः चरति** ) અંદર સંચાર કરે છે અને તે ( **महिषः स्वः वि अख्यत्** ) મોટા સ્વયં પ્રકાશી સુરજને જ પ્રકાશિત કરે છે. [ ૨ ]

( **वस्तोः त्रिंशत् धाम** ) અહોરાત્રના ત્રીસ ધામ એટલે મુહૂર્ત ( **अहः द्युभिः प्रतिविराजति** ) નિશ્ચયથી તેના પ્રકાશે પ્રકાશિત થાય છે. તેની પ્રશંસા. માટે ( **वाक् पतंगः अशिश्रियत्** ) અમારી વાણી સુરજનો આશરો. લે છે. [ ૩ ]

ચંદ્ર ભૂમીની–પૃથ્વીની ચારે તરફ ફરે છે અને પૃથ્વી સહિત ચંદ્ર સુરજની ચોમેર ફરે છે. આ પ્રકારે પૃથ્વી સાથે ચંદ્રમા સુરજની પ્રદક્ષિણા કરે છે અને પોતાના માર્ગે આકાશમાં સંચાર કરે છે.

તેના કિરણો બધા સ્થાવર જંગમના ઉપર પ્રકાશિત થાય છે અને તે સુરજના પ્રકાશનું મહત્ત્વ વ્યકત કરે છે,

દિવસ અને રાત્રીના ત્રીસ મુહૂર્તમા તેનોજ પ્રકાશ બધાને તેજસ્વી બનાવે છે માટે તે સુરજની પ્રશંસા અમારી વાણીએ કરવી એ ઉચિત છે.

# મેધાજનન, સંગઠન અને વિજય

# સુભાષિતો

---

### કાંડ ૧, સૂક્ત ૧

૧ श्रुतेन संगमेमहि, श्रुतेन मा वि राधिषि- (૪) અમે બધા જ્ઞાનથી યુક્ત થઇશું. અમે જ્ઞાનનો કોઇ દિવસ વિરોધ કરીએ નહિ.

### કાંડ ૬, સૂક્ત ૧૦૮

૨ मेधे त्वं नः प्रथमा यज्ञिया असि- ( ૧ ) હે બુદ્ધિ ! તુ અમારી પાસે પ્રથમ પૂજનીય એવી છે.

૩ ब्रह्मजूतां ऋषिस्तुतां मेधां देवानां अवसे हुवे- ( ૨ ) હું જ્ઞાનીઓએ જેની સેવા કરી છે અને ઋષિઓએ જેની સ્તુતિ કરી છે એવી મેધાબુદ્ધિને ઇન્દ્રિયોના રક્ષણ માટે પ્રાર્થું છું.

### કાંડ ૭, સૂક્ત ૬૧

૪ तपसा श्रुतस्य प्रियाः आयुष्मन्तः सुमेधसः भूयास्म ( ૧ ) તપથી અમે જ્ઞાનપ્રિય, દીર્ઘાયુ અને ઉત્તમ બુદ્ધિશાળી થઇશુ.

### કાંડ ૨, સૂક્ત ૧૨

૫ यः अस्माकं इदं मनः हिनस्ति, सः दुरिते पाशे बद्धः नियुज्यताम्- ( ૨ ) જે આ અમારા આ મનને બગાડે છે, તેને પાપોના પાશ વડે બાંધી નિયમબદ્ધ કરવામાં આવે.

૬ यः अस्माकं इदं मनः हिनस्ति, तं वृक्षं कुलिशेन इव, वृश्चामि- ( ૩ )- જે આ અમારૂં મન બગાડે છે તેને, ઝાડ જેમ કુહાડીથી તોડવામાં આવે, તેવી રીતે હું વાઢી નાખું છું.

૭ अपकामस्य कर्ता पापं आ ऋच्छतु- ( ૫ ) અનિષ્ટ કામ કરનારો પાપને પામે.

### કાંડ ૬, સૂક્ત ૬૩

૮ यत् अविमोक्यं दाम ते ग्रीवासु आबबन्ध, ते आयुषे बलाय वर्चसे वि स्यामि- ( ૧ ) જે સહેલાઇથી ન છુટનારૂં બંધન તારા ગળામાં બંધાયુ છે, તે તને દીર્ઘજીવન, શક્તિ અને તેજસ્વિતા પ્રાપ્ત થાય એ માટે હું છોડી નાંખુ છું.

૯ तस्मै यमाय मृत्यवे नमः अस्तु- ( ૨ ) તે નિયામક મૃત્યુને મારો નમસ્કાર હો.

૧૦ अग्ने! अर्यः, सः नः वसूनि आभर- ( ૪ ) હે અગ્નિદેવ ! તું બધાથી શ્રેષ્ઠ છે, એવો તું અમને ધન પ્રાપ્ત કરી આપ."

### કાંડ ૬, સૂક્ત ૪૨

૧૧ धन्वनः ज्यां इव, ते हृदः मन्युं अवतनोमि, यथा संमनसौ भूत्वा सखायौ इव सचावहै- ( ૧ ) ધનુષ્યની દોરી છોડી નાખવા જેમ, તારા હૈયામાંથી ક્રોધને દૂર કરૂં છું, જેથી એક મનથી યુક્ત થઇ મિત્રો જેમ પરસ્પર હળીમળીને રહીએ.

૧૨ ते मन्युं प्रपदेन अभितिष्ठामि, यथा अवशः न अवादिषः- ( ૩ ) તારા ગુસ્સાને પગથી દાબી નાંખુ છું, જેથી તું પરતંત્રતાની વાતો કરે નહિ.

### કાંડ ૫, સૂક્ત ૨૭

૧૩ अयं अग्निः देवेषु देवः देवः- ( ૨ ) આ અગ્નિ બધા દેવોમાં મુખ્ય દેવ છે.

૧૪ तनू-न-पात्, असु-रः, भूरि-पाणिः- ( ૧ ) આ અગ્નિ શરીરને ન પડવા દેનારો, જીવન આપનારો અને અનેક હાથોથી એટલે જ્વાલાઓથી યુક્ત છે.

૧૫ नराशंसः सुकृत् विश्ववारः अग्निः मध्वा यज्ञं प्रैणानः नक्षति- ( ૩ )- મનુષ્યોથી પ્રશંસિત થએલો, સારૂં કામ કરનારો, બધા તરફથી સ્વીકારએલો આ અગ્નિ મધુરતાથી યજ્ઞને પ્રેરિત કરતો જાય છે.

૧૬ **इडा, सरस्वती, भारती, मही तिस्रः देवीः इदं बर्हिः सदन्तां**– ( ૯ ) માતૃભાષા, માતૃસંસ્કારિતા, અને પોષણ આપનારી માતૃભૂમિ આ ત્રણ દેવીઓ આ યજ્ઞમાં આવી બિરાજે.

## કાંડ ૨ સૂક્ત ૬

૧૭ **यानि सत्या त्वा वर्धयन्तु**– ( ૧ ) જેઓ સત્યધર્મો છે તેઓ તારી વૃદ્ધિ કરો.

૧૮ **ते उपसत्तारः मा रिषन्, यशसः सन्तु, मा अन्ये**– ( ૨ ) હે અગ્ને ! તારા ઉપાસકો નષ્ટ થતા નથી, તે યશયુક્ત થાવો, બીજાઓ ન થાવ.

૧૯ **सपत्नहा अभिमातिजित् स्वे गये जागृहि**– ( ૩ ) દુશ્મનોનો નાશ કરનારો તેમજ અભિમાનીઓને જીતનારો આ અગ્નિ પોતાના ઘરમાં હમેશા જાગૃત રહે.

૧૦ **मित्रेण मित्रधा यतस्व**– ( ૪ ) પોતાના દોસ્તો જોડે મિત્રની જેમ વ્યવહાર રાખવો જોઇએ.

## કાંડ ૨, સૂક્ત ૭

૧૧ **देवजाता शपथ-योपनी वीरुत् सर्वान् शपथान् मत् अवेक्षीत्**– ( ૧ ) દેવોએ નિર્માણ કરેલી, શાપને દૂર કરનારી ઔષધિ સર્વ શાપોને મારા તરફથી ધોઇ નાંખે.

૧૨ **अरातीः नः मा तारीत्**– ( ૪ ) અનુદાર શત્રુ અમારી આગળ ન જાય.

## કાંડ ૧, સૂક્ત ૨૨

૧૩ **हरिमा गो-रहितस्य वर्णेन त्वा परि दध्मसि**– ( ૧ ) તારો પીળો રંગ સૂરજ અથવા ગાયના રંગથી તને સર્વ પ્રકારે હૃષ્ટપુષ્ટ બનાવે.

૧૪ **रोहितैः वर्णैः त्वा दीर्घायुत्वाय परि दध्मसि**– ( ૨ ) લાલ સૂરજના રંગથી તને દીર્ઘાયુ કરવા માટે ઘેરી નાંખું છું.

## કાંડ ૮, સૂક્ત ૭

૧૫ **सहमानाः औषधीः यत् वः सहः वीर्यं बलं, तेन इमं पुरुषं असात् यक्ष्मात् मुंचत**–(૫) હે રોગોનો નાશ કરનાર ઔષધિ ! જે તમારી શક્તિ, વીર્ય અને બલ છે તે વડે આ પુરુષને યક્ષ્મરોગમાંથી બચાવો.

૧૬ **मधोः संभृता वीरुत् अमृतस्य भक्षः**– ( ૧૨ ) મધથી ભરપૂર ભરેલી આ ઔષધિ અમૃતનો ખોરાક ( અન્ન ) છે.

૧૭ **ताः सहस्रपर्ण्यः मा अंहसः मृत्योः मुंचन्तु**– (૧૩) તે હજાર પાંદડાવાળી ઔષધિ મને પાપરૂપ મૃત્યુથી બચાવે.

૧૮ **वीरुधां वैय्याघ्रः मणिः अभिशस्ति-पाः त्रायमाणः**– ( ૧૪ ) ઔષધિ તૈયાર કરેલો વાઘ જેવો તાપી વિનાશમાંથી બચવાનો સંરક્ષક છે.

૧૯ **अश्वत्थः दर्भः सोमः हविः अमृतं व्रीहिः यवः अमर्त्यौ भेषजौ**– ( ૨૦ ) પિપળો, દાભ, સોમ, અન્ન, પાણી, ચોખા, જવ આ અમર ઔષધિઓ છે.

૨૦ **तस्य अमृतस्य इमं बलं इमं पुरुषं पाययामसि, यथा शतहायनः असत्**– ( ૨૨ ) તે અમૃતની આ શક્તિ આ પુરુષને પીવડાવું છું, એટલે તે સો વરસ જીવશે.

૨૧ **पुष्पवतीः फलिनीः अस्मै अरिष्टतातये संमातरः इव दुह्राम्**– ( ૨૭ ) ફૂલો અને ફળોથી યુક્ત આ ઔષધિઓ આના સુખ અને શાંતિ માટે ઉત્તમ માતા મુજબ રસ આપતી રહો.

## કાંડ ૨, સૂક્ત ૨૫

૨૨ **पृश्निपर्णी हि उग्रा कण्व जम्भनी**– ( ૧ ) પૃશ્નીપર્ણી વનસ્પતિઔષધિ પ્રચંડ રોગબીજોની નાશક છે.

## કાંડ ૭, સૂક્ત ૬૫

૨૩ **यत् दुष्कृतं यत् शमलं यत् वा पापया चेरिम, त्वया तत् अप मृज्महे**– ( ૨ ) જે દોષ અથવા કલંક મેં આ મર્ત્યો અથવા પાપીઓ જોડે વ્યવહાર કરવાથી મારા તરફથી આચરાયો હશે, તે તારી મદદથી અમે દૂર કરીએ.

## કાંડ ૪, સૂક્ત ૧૭

૨૪ ***या शपनेन शशाप, या मूरं अघं आदधे***– ( ૩ ) જે જોરથી દુષ્ટ શબ્દો બોલે છે, જે મૂર્ખાઇ ગણાય એવા પાપો ધારણ કરે છે, તેને અમે આ ઔષધીથી નિષ્પાપ બનાવીએ છે.

૨૫ **दौष्वप्न्यं दौर्जीवित्यं अस्मत् नाशयामसि**– ( ૫ ) દુષ્ટ સ્વપ્નાં આવવાં, દુઃખદાયક જીવન નીભવવું પડે, આ બધી બાબતો અમારી પાસેથી નાશ થાવ.

૨૬ **क्षुधामारं तृष्णामारं अ-गो-तां, अनू-अपत्यतां अप मृज्महे**– ( ૬ ) ભૂખથી તરસથી મરવું, ઇંદ્રિયો

અથવા વાણીના દોષ, સંતતિ ન થવી અથવા નપુંસકતા આ બધા દોષ અપામાર્ગ ( વનસ્પતિ–અઘેડો ) વડે અમે દૂર કરીએ છીએ.

### કાંડ ૪, સૂક્ત ૧૮

**૩૭ अनया ओषध्या सर्वाः कृत्याः अदूदुषम्-** ( ૫ ) આ ઔષધીથી બધા દુષ્ટ કૃત્યોઓનો હું નાશ કરું છું.

### કાંડ ૪, સૂક્ત ૧૯

**૩૮ नार्-सदेन कण्वेन परि उक्ता असि -** ( ૨ ) મનુષ્યોની પરિષદમાં બેસનારા વિદ્વાન્ બ્રાહ્મણોએ આ અપામાર્ગ ( અઘેડો ) વનસ્પતિ–ઔષધીનું વર્ણન કર્યું છે.

**૩૯ यत्र प्राप्नोषि, तत्र भयं न अस्ति-** ( ૨ ) જ્યાં આ ઔષધિ પ્રાપ્ત થાય છે ત્યાં કોઈ જાતનું ભય હોતું નથી.

### કાંડ ૬, સૂક્ત ૧૦૯

**૪૦ पिप्पली क्षिप्तभेषजी, उत अतिविद्धभेषजी, इयं जीवितवै अलम्-** (૧) પીંપળી આ ઔષધી ઉન્માદ રોગ માટે અને મહાવ્યાધી ઉપર પણ સારી દવા છે. આ ઔષધિ જીવન માટે પુરતી છે.

**૪૧ यं जीवं अश्नवामहै सः पुरुषः न रिष्याति-** ( ૨ ) જે આ પીંપળીનું ભક્ષણ કરે છે, તે પુરુષ મરતો નથી.

### કાંડ ૪, સૂક્ત ૧૨

**૪૨ छिन्नस्य अस्थ्नः रोहणी-** ( ૧ ) આ રોહીણી ઔષધિ તુટેલા હાડકાને જોડનાર છે.

### કાંડ ૫, સૂક્ત ૪

**૪૩ सुपर्णः सुवने गिरौ हिमवतः परिजातः वीरुधां बलवत्तमः-** ( ૨ ) જ્યાં ગરુડ પંખીઓ રહે છે એવા હિમાલય પર્વતની ટોચ ઉપર જે ઉત્પન્ન થાય છે તે કુષ્ઠઔષધિ બધાથી વધારે બલ આપનારી છે.

**૪૪ देवेभ्यः अधिजातः सोमस्य सखा-** ( ૭ ) આ ઔષધિ દેવોથી ઉત્પન્ન થએલી છે અને વિદ્વાનોની બહેનપણી છે.

### કાંડ ૫, સૂક્ત ૫

**૪૫ यः रसा पिबति जीवति-** ( ૨ ) જે લાક્ષા ઔષધીના રસનું પાન કરે છે, તે જીવતો રહે છે.

### કાંડ ૬, સૂક્ત ૫૨

**૪૬ विश्वदृष्टः आदित्यः अदृष्टहा सूर्यः-** ( ૧ ) બધાને જોનારો, બધાને આદાન કરનારો અને અદૃષ્ટ દોષોનો નાશ કરનારો આ સૂરજ છે.

### કાંડ ૨, સૂક્ત ૪

**૪૭ दीर्घायुत्वाय बृहते रणाय वयं बिभृमः-** (૧) દીર્ઘજીવનની પ્રાપ્તિ માટે તેમજ મહાન્ આનંદ માટે અમે આ મણી ધારણ કરીએ છીએ.

**૪૮ जंगिडः मणिः जम्भारात् शरात् स्कंधात् शोचनात् परिपातु-** ( ૨ ) આ જંગિડ મણી બગાસા આવે છે એવા રોગથી, શરીર નબળું કરનાર રોગથી, શરીરને સુકાવનાર એવા રોગથી બધાનું રક્ષણ કરે છે.

**૪૯ सहस्वान् जंगिडः नः आयूंषि तारिषत्-** (૬) આ બળવાન્ જંગિડ મણિ અમારું જીવન વધારે.

**૫૦ वर्चसे, बलाय आयुषे दीर्घायुत्वाय शतशारदाय बध्नामि-** ( ૭ ) હું આ મણિને તેજ, બલ, આયુષ્ય, જીવન અને સો વરસનું પુરું જીવન પ્રાપ્ત થવા માટે બાંધુ છું.

### કાંડ ૮, સૂક્ત ૫

**૫૧ जगतां अनड्वान् इव, श्वापदां व्याघ्रः इव ओषधीनां उत्तमः असि-** ( ૧૧ ) ગતિયુક્ત પ્રાણીઓમાં બળદની જેમ, જાનવરોમાં વાઘની જેમ આ દવા ઉત્તમ છે.

**૫૨ अयं प्रतिसरो वीराय बध्यते-** ( ૧ ) આ શત્રુ ઉપર આક્રમણ કરનારો મણિ, વીર્યયુક્ત વીર મણી વીર પુરુષને બાંધવામાં આવે છે.

**૫૩ य इमं मणिं बिभर्ति, स व्याघ्रः भवति, अथो सिंहः अथो वृषः अथो सपत्नकर्शनः-** ( ૧૨ ) જે આ મણી ધારણ કરે છે તે ખરેખર વાઘ જેવો અથવા સિંહ જેવો અથવા બળદ જેવો અને દુષ્મનનું દમન કરનારો થાય છે.

**૫૪ नः अधरात्, उत्तरात्, पश्चात् असपत्नं ज्योतिः पुरः कृधि-** ( ૧૭ ) અમારા નીચેથી, ઉપરથી અને પાછળથી અવિરોધ પ્રકાશ અમારી સામે બતાવજે.

**૫૫ तत् उग्रः बहुलं ऐन्द्राग्नं बृहत् वर्म मे तन्वं सर्वतः त्रायतां, यथा जरदष्टिः आयुष्मान् असानि** – ( ૧૯ ) તે મહાન્ ઇન્દ્ર અને અગ્નિનું મહાન્ બખ્તર મારા સર્વ શરીરનું બધેથી રક્ષણ કરો, એટલે હું વૃદ્ધાવસ્થામાં પણ સુધી કાર્ય કરનારો બની દીર્ઘજીવન ગાળીશ.

### કાંડ ૧૧, સૂક્ત ૨૮

**૫૬ देवेभ्यः दश देवाः साकमजायन्त, यो वै तान् प्रत्यक्षं विद्यात्, स वै अद्य महत् वदेत्-** ( ૩ ) દેવો

પૈકી દસ દેવો એકી વખતે જન્મ્યા, જે નિશ્ચયથી તેઓને જાણે છે તે મહાન્ બ્રહ્માનું જ્ઞાન કહી શકશે.

**૫૭ तपः कर्म एव च महत्ति अर्णवे आस्ताम्**- (૬) તપ અને કર્મ મહાન્ સંસાર રૂપી દરિયામાં હોય છે.

**૫૮ कर्मणः ह तपः जज्ञे**- (૬) કર્મથી તપ નિર્માણ થયું.

**૫૯ ते तत् ज्येष्ठं उपासते**- (૬) તપ અને કર્મ કરનારા બધા તે શ્રેષ્ઠ બ્રહ્મની ઉપાસના કરે છે.

**૬૦ ते देवा संसिचः नाम**-(૧૩) તે દેવો 'संसिच्' એટલે સિંચન કરનારા નામથી પ્રખ્યાત છે.

**૬૧ सर्वे मर्त्यं संसिच्य,देवाः आविशन्**- (૧૩) બધા મરણ ધર્મથી યુક્ત એવા શરીરમાં સિંચન કરી આ દેવો ફરી પુરુષમાં પ્રવિષ્ટ થયા.

**૬૨ सर्वे देवाः उपशिक्षन्, तत् सती वधूः अजानात्**- (૧૬) જે બધા દેવોએ ઉપદેશ આપ્યો, તે સતી વધૂએ એટલે બુદ્ધિએ ગ્રહણ કર્યો.

**૬૩ या वशस्य ईशा जाया, सा अस्मिन् वर्ण आभरत्**- (૧૭) જે બધાને કાબૂમાં રાખનારી ઇશશક્તિ નામની પત્ની છે, તેણે આ શરીરમાં રંગ પૂર્યો.

**૬૪ त्वष्टा यदा व्यतृणत्, मर्त्यं गृहं कृत्वा देवाः पुरुषं आविशन्**- (૧૮) ત્વષ્ટાએ જ્યારે આ શરીરમાં છીદ્રો પાડ્યાં, ત્યારે મરણધર્મયુક્ત ઘર બનાવી દેવોએ પુરુષના શરીરમાં પ્રવેશ કર્યો.

**૬૫ ऋचः साम अथो यजुः ब्रह्म शरीरं प्राविशन्**- (૨૩) ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ, અથર્વવેદ અને બ્રહ્મ વેદ એઓએ તે શરીરમાં પ્રવેશ કર્યો.

**૬૬ अस्थि कृत्वा समिधं अष्ट आपः असादयन्**- (૨૯) તે હાડકાઓની સમિધા બનાવી આઠ પ્રકારના પાણીથી સર્વ શરીરની રચના કરાય છે.

**૬૭ रेतः आज्यं कृत्वा देवाः पुरुषं आविशन्**- (૨૯) વીર્યનું ઘી બનાવી બધા દેવોએ પુરુષમાં પ્રવેશ કર્યો.

**૬૮ आपः देवताः विराट् ब्रह्मणा सह ब्रह्म शरीरं प्राविशत्**- (૩૦) પાણી, દેવનાઓ, અને બ્રહ્મ સાથે વિરાટ્ આ બધાઓએ આ સાથે શરીરમાં પ્રવેશ કર્યો.

**૬૯ पुरुषस्य चक्षुः सूर्यः प्राणं वातः विभेजिरे**- (૩૧) પુરુષની દૃષ્ટિ સૂરજ અને પ્રાણ વાયુ છે.



**૭૦ तस्माद्ध विद्वान् पुरुषं इदं ब्रह्म इति मन्यते**- (૩૨) તેથી ખાત્રીથી જ્ઞાની વિદ્વાન્ પુરુષને બ્રહ્મ એવું માને છે.

**૭૧ सर्वा ह्यस्मिन् देवताः गावः गोष्ठे इव, आसते**- (૩૩) બધા દેવો આ શરીરમાં, જે પ્રમાણે ગાયો ગોશાળામાં રહે છે તે મુજબ રહે છે.

## કાંડ ૪, સૂક્ત ૯

**૭૨ पर्वतस्य जीवं त्रायमाणं अक्ष्यं जीवनाय कम्**- (૧) આ પર્વતથી નિર્માણ થતું અંજન, જીવોનું રક્ષણ કરનારું, આંખોને લાભદાયક અને જીવનમાં સુખકારક છે.

**૭૩ पुरुषाणां गवां परिपाणं**- (૨) આ અંજન પુરુષોનું અને ગાયોનું રક્ષણ કરનારું છે.

**૭૪ यः त्वा बिभर्ति, एनं शपथः, कृत्या, अभिशोचनं न अश्नुते**- (૫) જે આ અંજન ધારણ કરે છે તેને દુષ્ટ ભાષણ, હિંસકકર્મ અને શોક પ્રાપ્ત થતો નથી.

**૭૫ तस्मात् घोरात् चक्षुषः नः पाहि**- (૬) હે અંજન! આ ભયંકર નેત્રવિકારથી અમારું રક્ષણ કર.

## કાંડ ૭, સૂક્ત ૨૯

**૭૬ अग्नाविष्णू! दमे दमे रत्ना दधानौ**- (૧) હે અગ્નિ અને વિષ્ણુ! તમે દરેક ઘરમાં સાત રત્નો ધારણ કરો છો.

## કાંડ ૧૧, સૂક્ત ૫

**૭૭ ब्रह्मचारी उभे रोदसी चरति, दिवं पृथिवीं दाधार**- (૧) બ્રહ્મચારી, પૃથ્વી અને દ્યુલોક આ બંનેમાં જાય છે અને પૃથ્વી અને દ્યુલોકને ધારણ કરે છે.

**૭૮ तस्मिन् सर्वे सम्मनसः भवन्ति**- (૨) તે બ્રહ્મચારીમાં સર્વે દેવો અનુકૂલતાથી રહે છે.

**૭૯ सः सर्वान् देवान् तपसा पिपर्ति**- (૨) તે બ્રહ્મચારી સર્વ દેવોનું પોતાના તપથી શક્તિ વડે પાલન કરે છે.

**૮૦ घर्मं वसानः तत् अतिष्ठत्**- (૫) તે બ્રહ્મચારી ઉષ્ણતા ધારણ કરી તપ વડે ઉન્નત થાય છે.

**૮૧ ब्राह्मणं ज्येष्ठं ब्रह्म जातं**- (૫) તેનાથી બ્રહ્મ વિષે શ્રેષ્ઠ જ્ઞાન પ્રગટ થાય છે.

**૮૨ लोकान् संगृभ्य पूर्वस्मात् उत्तरं समुद्रं सद्य**-

યતિ- (૬) તે લોકોને ભેગા કરી પૂર્વથી ઉત્તર દરિયા સુધી ફરે છે. ( ભમે છે. )

૮૩ ब्रह्म अपः लोकं प्रजापतिं विराजं परमेष्ठिनं जनयन्- (૭) તેજ જ્ઞાન, કર્મ, જનતા, પ્રજાપાલક, રાજા અને વિશેષ તેજસ્વી પરમેષ્ઠી પરમાત્માને પ્રગટ કરે છે.

૮૪ ब्राह्मणस्य गुहा निधी निहितौ, तौ तपसा रक्षति- ( ૧૧ ) જ્ઞાનીઓના બુદ્ધિમાં બે ખજાના રાખ્યા છે, તેનું રક્ષણ બ્રહ્મચારી પોતાના તપથી કરે છે.

૮૫ ब्रह्मचर्येण तपसा राजा राष्ट्रं वि रक्षति- (૧૮) બ્રહ્મચર્યરૂપી તપશ્ચર્યા વડે રાજા રાષ્ટ્રનું સંરક્ષણ કરે છે.

૮૬ ब्रह्मचर्येण तपसा देवा मृत्युं अपाघ्नत- (૧૯) બ્રહ્મચર્યરૂપી તપ વડે દેવોએ મૃત્યુ દૂર કર્યો.

૮૭ ब्रह्मचारिणि आभृतं ज्ञानं सर्वान् रक्षति- ( ૨૨ ) બ્રહ્મચારીમાં રહેલું જ્ઞાન બધાનું રક્ષણ કરે છે.

૮૮ सलिलस्य पृष्ठे तप्यमानः स्नातः बभ्रुः पिंगलः पृथिव्यां बहु रोचते- ( ૨૬ ) જ્ઞાનરૂપી દરિયામાં તપ્ત થનારો આ બ્રહ્મચારી સ્નાતક બની અત્યંત તેજસ્વી હોવાથી પૃથ્વી ઉપર બહુજ ચમકે છે.

## કાંડ ૧૧, સૂક્ત ૧

૮૯ इयं, नाथिता अदितिः पुत्रकामा ब्रह्मौदनं पचति- ( ૧ ) આ પ્રાર્થના કરનારી અદીનમાતા પુત્રોની ઇચ્છા કરતી જ્ઞાન વધારનાર અન્ન રાંધે છે.

૯૦ सं इध्यस्व, यज्ञियान् देवान् आवक्ष, उत्तमं नाकं अधिरोहय- ( ૪ ) યજ્ઞ કર, પૂજ્ય દેવોને બોલાવ અને ઉત્તમ સ્વર્ગ પ્રાપ્ત કરી લે.

૯૧ पयसा सजातैः साकं एधि- ( ૭ ) તું દુધ વડે સ્વજાતિયો સાથે ઉન્નત થા.

૯૨ इयं देवी सुमनस्यमाना चर्म प्रति गृह्णातु- ( ૮ ) આ દેવી શુભ વિચારોથી યુક્ત બની ચામડાની ઢાલ પોતાના રક્ષણ માટે હાથમાં લે.

૯૩ ये इमां पृतन्यवः निजहि- ( ૯ ) જે આ સ્ત્રી ઉપર હુમલો કરે છે તેમનો નાશ કર.

૯૪ यतमाः यज्ञियाः असन् गृह्णीतात्, धीरी इतराः जहीतात्- ( ૧૩ ) જે પૂજનીય અને યજ્ઞ માટે યોગ્ય જ્ઞાનીયો છે, તેમને સ્વીકાર અને બુદ્ધિથી મૂર્ખ અને અપૂજનીય જે છે તેમને દૂર કરી તેમનો ત્યાગ કર.

૯૫ अयं यज्ञः गातुवित्, नाथवित्, प्रजावित्, उग्रः पशुवित्- (૧૫) આ યજ્ઞ માર્ગદર્શક, ઐશ્વર્યવર્ધક, પ્રજા આપનારો, ઉગ્રતા આપનારો અને પશુ આપનારો છે.

૯૬ ओदनस्य पक्ता सुकृतां लोकं एतु- ( ૧૭ ) અન્ન રાંધનારો પુણ્યલોકને પ્રાપ્ત થાવ.

૯૭ ब्रह्मणा शुद्धाः उत घृतेन पूताः तण्डुलाः, पक्त्वा सुकृतां लोकं येत- (૧૮) જ્ઞાનથી પવિત્ર થએલા ચોખા છે, તે રાંધવાથી માણસ પુણ્યવાન્ લોકમાં જાય છે.

૯૮ सोमेन पूतं प्राशितारः मा रिषन्- ( ૨૫ ) સોમથી પવિત્ર થએલા અન્નને પ્રાશન કરનારા દુઃખી થતા નથી.

## કાંડ ૧૨, સૂક્ત ૩

૯૯ पुंसः पुत्रान् अधितिष्ठ- ( ૧ ) મનુષ્યોમાં વીર્યવાન્ એવો તું બીજાઓનો અધિષ્ઠાતા બની રહે.

૧૦૦ अस्मिन् लोके सं एतं- ( ૩ ) આ લોકમાં હળીમળીને રહે.

૧૦૧ ब्राह्मणेन द्यौः, पृथिवी, अन्तरिक्षं त्रयः लोकाः संमिताः- ( ૧૯ ) બ્રાહ્મણના જ્ઞાન વડે દ્યુ, અંતરિક્ષ, પૃથ્વી આ ત્રણે લોક પ્રાપ્ત થાય છે.

૧૦૨ निधिपाः पयर्या शरत्सु पक्वेन अह्नघातै स्व अभीच्छात्- ( ૩૪ ) અન્નનો પાલક, દાતા સાઠ વરસમાં રાંધેલા દાનના અન્નથી સ્વર્ગ પ્રાપ્તિની ઇચ્છા કરે.

૧૦૩ यत् विदेवं रक्षः अग्निः तपतु- ( ૪૩ ) જે ઇશ્વરવિરોધી રાક્ષસો છે તેમને અગ્નિ તપાવો.

૧૦૪ क्रव्यात् पिशाचः इह मा प्रपास्त- ( ૪૩ ) લોહી તરસ્યા માંસભક્ષક અહીં પાણી પણ ન લે

## કાંડ ૧૧, સૂક્ત ૩

૧૦૫ यत् ओदनः एतत् वै ब्रध्नस्य विष्टपं- (૫૦) જે અન્ન છે, તે ખરેખર સ્વર્ગ થાય છે.

૧૦૬ तेषां प्रज्ञानाय यज्ञं असृजत्- ( ૫૩ ) તેમના જ્ઞાન માટે યજ્ઞ નિર્માણ કર્યો.

૧૦૭ सः यः एवं उपद्रष्टा भवति, जरसः पुरा एनं प्राणः जहाति- (૫૬) તે જે આ જાણનારાની નિંદા કરનારો છે, વૃદ્ધ થતાં પહેલાં જ તેના પ્રાણ તેને છોડી જાય છે.

१०८ यष्टा हरिका विवातकी-( १ ) તૃષ્ણા લોભ-લાલચથી યુક્ત અને ઝેરથી યુક્ત છે.

## કાંડ ૭, સૂક્ત ૮૦

१०९ पौर्णमासं अक्षितां अनु उपदस्यतीं रयिं ददातु-( २ ) પૌર્ણમાસનું હવન અક્ષય અને અવિનાશી ધન આપે છે.

११० प्रजापते ! त्वत् अन्यः एतानि विश्वा रूपाणि परिभूः न जजान- ( ३ ) હે પ્રજાપતિ ! તારા સિવાય બીજો આ સર્વ રૂપોમાં સર્વત્ર વ્યાપીને તેમને કોઈ નિર્માણ કરી શકતો નથી.

१११ यत् कामाः ते जुहुमः, तत् नः अस्तु- (३) જેમની ઇચ્છા કરતાં અમે તારૂં યજન કરીએ છીએ, તે અમને પ્રાપ્ત થાવ.

११२ वयं रयीणां पतयः स्याम- ( ३ ) અમે બધા ધનના સ્વામી થઈએ.

## કાંડ ૭, સૂક્ત ૨૦

११३ इमं सुजातं यज्ञं भरयाः प्रमतिः भद्रा बभूव - આ પ્રસિદ્ધ સત્કર્મ કરનારની શ્રેષ્ઠ બુદ્ધિ કલ્યાણ કરનારી થઈ છે.

११४ अनुमतिः विश्वं दजति- (६) અનુમતિ બધાને ચલાવે છે.

## કાંડ ૩, સૂક્ત ૨૪

११५ शतहस्त समाहर, सहस्रहस्त सं किर- ( ५ ) હે સો હાથવાળા મનુષ્ય ! તું ધનનો સંગ્રહ કરી હજાર હાથો વડે દાન કર.

## કાંડ ૨, સૂક્ત ૧૩

११६ नः इमं वर्चसा धत्त, दीर्घं आयुः जरामृत्युं कृणुत- ( २ ) અમારા આ પુરુષને તેજથી યુક્ત કર તેમજ તેને વૃદ્ધાવસ્થા બાદ મૃત્યુ પ્રાપ્ત થાવ

११७ ते तनूः अश्मा भवतु, विश्वे देवाः ते आयुः शरदः शतं कृण्वन्तु- ( ४ ) તારૂં શરીર પથ્થરની જેમ મજબૂત થાવ. બધા દેવો તારૂં જીવન સો વરસનું કરે.

## કાંડ ६, સૂક્ત ૧૮

११८ ते ईर्ष्यायाः शोकं अग्निं निर्वापयामसि- ( १ ) તારી અદેખાઈના તે શોકરૂપ અગ્નિને અમે દૂર કરીએ છીએ.

## કાંડ ૧૧, સૂક્ત ૧૦

११९ केतुभिः सह उत्तिष्ठत, अमित्रान् अनुधावत - ( १ ) હે સૈનિકો ! પોતાના ધ્વજ હાથમાં ઉપાડી શત્રુ ઉપર હુમલો કરો.

१२० तव हते पुरुषे हते विकेशी, अश्रुमुखी, प्रतिघ्नाना रोदातु- (७) હે શત્રુઓનો નાશ કરનાર વીર ! તારો હુમલો થવાથી શત્રુના વીર મરી ગયા, તેથી તેમની સ્ત્રીઓ વાળ છૂટા છોડી, આંસુથી મોઢા ભરાઈ જઈ રડતા, છાતી કૂટતાં મોટો શોક કરે.

१२१ देवजनाः ! उत्तिष्ठत, इमं संग्रामे संजित्य यथालोकं वितिष्ठध्वं- ( २६ ) હે દેવજનો ! ઉઠો, તૈયાર થાવ, આ યુદ્ધમાં સારી રીતે જય મેળવી પોતાના દેશમાં જઈ સુખી થાવ.

## કાંડ ૧, સૂક્ત ૩૪

१२२ मे जिह्वायाः अग्रे मधु, जिह्वामूले मधूलकं- ( २ ) મારી જીભની ટેરવે મધુરતા રહે, મારી જીભના મૂળમાં પણ મધુરતા રહે.

१२३ मम क्रतौ इत्- (२) મારા કર્મમાં મધુરતા રહે.

१२४ मे निक्रमणं, परायणं मधुमत्- ( ३ ) મારો વર્તાવ અને દૂર જવું સુદ્ધાં મધુર રહે,

१२५ मधुसन्दृशः भूयासं- (३) હું મધુરતાની મૂર્તિ બની રહું.

## કાંડ ૧, સૂક્ત ૧૫

१२६ प्र दिव' मे इमं यज्ञं जुषन्तां, संस्राव्येन हविषा जुहोमि- ( १ ) ઉત્તમ દિવ્યજનો અમારા યજ્ઞનો સ્વીકાર કરે, કારણ કે હું સંગઠનના સમર્પણ વડે હવન કરૂં છું.

## કાંડ ૬, સૂક્ત ૬૪

१२७ वः मनांसि व्रता सं- ( १ ) તમારાં મન અને કામો એક નિશ્ચયી થાવ.

## કાંડ ૬, સૂક્ત ૬૪

१२८ मंत्रः समानः समितिः समानी, मनः समानं, समानं चेतः- ( २ ) તમારા વિચારો, તમારી સભા, તમારાં મનો, તમારાં મનો સમાન થાવ.

१२९ वः आकूतिः समानी, वः हृदयानि समाना – ( ૩ ) તમારા સંકલ્પો અને તમારાં હૃદય સમાન હો.

### કાંડ ૩, સૂક્ત ૩૦

१३० वः सहृदयं सांमनस्यं अविद्वेषं कृणोमि– ( ૧ ) તમારા માટે હું સહૃદયતા, શુભ વિચારોથી યુક્ત એવું મન અને પરસ્પર નિર્વૈરતા કરું છું.

१३१ अन्यः अन्यं अभि हर्यत– ( ૧ ) દરેક એક બીજા ઉપર પ્રેમ કરવું જોઇએ.

१३२ पुत्रः पितुः अनुव्रतः मात्रा सं मनाः भवतु– (૨) પુત્ર પિતાને અનુકૂલ કર્મ કરનારો અને માતાની સાથે ઉત્તમ મનથી રહેનારો થાય.

१३३ जाया पत्ये मधुमतीं शान्तिवां वाचं वदतु– ( ૨ ) પત્ની પતિ જોડે મધુર અને શાંતિયુક્ત ભાષણ કરે

१३४ भ्राता भ्रातरं स्वसा स्वसारं मा द्विक्षत्– (૩) ભાઇ ભાઇ જોડે અથવા બહેન બહેન જોડે દ્વેષ ન કરે.

१३५ सम्यंचः सव्रताः भूत्वा भद्रया वाचं वदत – ( ૩ ) એકમતના અને એકજ કામ કરનારા થઇ ઉત્તમ પ્રકારે ભાષણ કરો.

१३६ वः प्रपा अन्नभागः सह– ( ૬ ) તમારી પાણી પીવાની જગ્યા અને તમારા અન્નનો ભાગ એકજ હોય.

### કાંડ ૫, સૂક્ત ૧૨

१३७ इडा मनुष्यवत् यज्ञं चेतन्ती इह– ( ૮ ) માતૃભાષા માણસો જોડે મળી યજ્ઞની પ્રેરણા આપતી અહીં આવે.

१३८ सरस्वतीः सु अपसः आ सदन्तां– ( ૮ ) માતૃસભ્યતા સારું કામ કરનારાઓને પાસે કરો.

### કાંડ ૪, સૂક્ત ૨૪

१३९ पवनेन शुद्धाः पूताः शुचयः शुचिं लोकं यन्ति– ( ૨ ) પ્રાણાયામથી શુદ્ધ અને પવિત્ર થએલા લોકો શુદ્ધ લોકોને પ્રાપ્ત કરે છે.

१४० ये विष्टारिणं ओदनं पचन्ति एनान् कदाचन अवर्तिः न सचते– ( ૩ ) જે આ વિસ્તાર કરનારું અન્ન રાંધે છે, તેમને કોઇ દિવસ દારિદ્રપણું પ્રાપ્ત થતું નથી

१४१ एष यज्ञानां वहिष्ठः विततः– (૫) આ અન્નદાનનો યજ્ઞ સર્વયજ્ઞોમાં શ્રેષ્ઠ અને વિસ્તૃત યજ્ઞ છે.

१४२ स्वर्गे लोके मधुमत् पिन्वमानाः समन्ताः पुष्करिणीः– ( ૫ ) જે અન્નદાનનો યજ્ઞ કરે છે, તેની પાસે સ્વર્ગલોકમાં મધુર રસ આપનારી નદીઓ ભેગી થાય છે.

### કાંડ ૬, સૂક્ત ૧૧૪

१४३ देवासः वयं देवाः यत् देवहेडनं चकृम, यूयं तस्मात् नः ऋतस्य ऋतेन मुंचत– (૧) હે દેવો ! અમે પોતે દૈવીશક્તિથી યુક્ત થઇ જે દેવોનો અનાદર કરીએ છીએ, તમે બધા તેથી અમને યજ્ઞના સત્યના સહાયથી મુક્ત કરો.

१४४ यज्ञं शिक्षन्तः न उपशेकिम, न ऋतेन ऋतस्य मुंचत – ( ૨ ) જો અમે યજ્ઞનું શિક્ષણ પ્રાપ્ત કર્યા છતાં યજ્ઞ કરી શકયા નહિ, તો અમને યજ્ઞના સત્ય પરિણામમાંથી મુકત કરો.

### કાંડ ૬, સૂક્ત ૫

१४५ हे अग्ने ! एनं उत्तरं उन्नय, वर्चसा संसृज, प्रजया च बहुं कृधि– ( ૧ ) હે યજ્ઞના અગ્નિ ! આ માણસને વધારે ઉચ્ચ કર. તેજથી સંયુકત કર અને પ્રજાથી સમૃદ્ધ કર.

१४६ सजातानां वशी असत्– ( ૨ ) આ યજ્ઞ કરનારો પોતાની જાતિમાં બધાને વશ કરનારો થાવ

### કાંડ ૩, સૂક્ત ૧૭

१४७ देवेषु धीराः कवयः सुम्नयौ सीराः युंजन्ति– ( ૧ ) દેવો ઉપર શ્રદ્ધા રાખનારા કવિઓ સુખની પ્રાપ્તિ માટે હળ જોડે છે.

### કાંડ ૭, સૂક્ત ૧૦

१४८ यः ते शशयुः, मयोभूः सुम्नयुः, सुहवः, सुदत्रः, स्तनः येन विश्वा पुष्यसि वार्याणि तं इह धातवे कः– ( ૧ ) હે સરસ્વતી ! જે તારો શાંતિ આપનારો, સુખ આપનારો, શુભમન આપનારો, પ્રાર્થના કરવાલાયક અને ઉત્તમ પુષ્ટિ આપનારો સ્તન છે, જે વડે તું બધા શ્રેષ્ઠ પદાર્થોને પુષ્ટ બનાવે છે, તેને અહિ અમારી પુષ્ટિ માટે અમારી પાસે લાવ

### કાંડ ૬, સૂક્ત ૧૨૪

१४९ अभ्यंजनं, सुरभिः, हिरण्यं, वर्चः सा समृद्धिः– ( ૩ ) શરીરે તેલનું માલીશ કરવું, સુગંધ, સોનું, શરીરનું તેજ આ બધી સમૃદ્ધિ છે.

# મેધાજનન, સંગઠન અને વિજય

## ઉપમા સૂચિ

પૃષ્ઠ

१ ज्याया उभे आर्त्नी इव, इह उभौ तनू वाचस्पतिः नि यच्छतु- ( ૧।૧।૩ ) ધનુષ્યના બે છેડા જેમ દોરીથી બાંધેલા હોય છે, તે પ્રમાણે બંનેનો મેલાપ વાણીનો પતિ નિયમથી કરે. ૧

२ यः अस्माकं इदं मनः हिनस्ति, तं वृक्षं कुलिशेन इव वृश्चामि- ( ૨।૧૨।૩ ) જે આ અમારું મન બગાડે છે તેને ઝાડને જેમ કોહાડી વડે કાપવામાં આવે તેમ હું વાઢી નાંખું છું. ૬

३ धन्वनः ज्यां इव, ते हृदः मन्युं अव तनोमि- ( ૬।૪૨।૧ ) ધનુષ્યની દોરી કાઢી નાખવા જેમ હું તારા અંતરમાંથી ગુસ્સાને દૂર કરું છું. ૧૫

४ सखायौ इव सचावहै- ( ૬।૪૨।૨ ) બે મિત્રની જેમ અમે કાર્ય કરીશું. ૧૫

५ आपः मलं इव, सर्वान् शपथान् अनैक्षीत्- ( ૨।૭।૧ ) જેમ પાણી મેલને ધોઇ નાખે છે, તે પ્રમાણે સર્વ શાપો મારાથી ધોવડાવી નાખે. ૨૧

६ गावः सदने असदन्, वयः वसतिं अपप्तत्, पर्वताः आस्थाने अस्थुः, स्थाम्नि वृक्कौ अतिष्ठिपं- ( ૭।૯૬।૧ ) જેમ ગાયો વાડામાં રહે છે, પંખીઓ માળામાં રહે છે, પર્વતો પોતાના સ્થાને બિરાજે છે, તે મુજબ સુદૃઢ સ્થાનમાં બંને મૂત્રાશયોને સ્થિર કરું છું. ૨૮

७ गौः वत्सं इव ते मनः मां अनु प्रधावतु- ( ૩।૧૮।૬ ) જેમ ગાય પોતાના વછેડા તરફ દોડે છે તેમ તારું મન મારી પાછળ દોડો. ૨૯

८ वाः पथा इव, ते मनः मां अनु प्रधावतु- ( ૩।૧૮।૬ ) જેમ પાણી પોતાના માર્ગ બનાવી વહે છે, તેમ તારું મન મારી પાછળ આવે. ૨૯

९ वीरुधां मणिः वैय्याघ्रः- ( ૮।૭।૧૪ ) ઔષધીથી બનાવેલો મણિ વાઘ જેવો છે. ૩૧

१० स्तनथः सिंहस्य इव आभृताभ्यः सं विजन्ते- ( ૮।૭।૧૫ ) લોકો જેમ ત્રાડ પાડનારા સિંહથી ડરે છે, તેમ લાવેલી ઔષધીથી રોગ ગભરાઇ જાય છે. ૩૧

११ अग्नेः इव विजन्ते, आभृताभ्यः सं विजन्ते- ( ૮।૭।૧૫ ) લોકો જેમ અગ્નિથી ડરે છે, તેમ આણેલી ઔષધીથી રોગ ગભરાઇ જાય છે. ૩૧

१२ यक्ष्मः नाव्याः स्रोत्याः एतु- ( ૮।૭।૨૦ ) પુરુષોનો રોગ હોડીમાંથી જનાર નદીની જેમ દૂર નિકળી જાય. ૩૧

१३ अश्वत्थः, दर्भः, सोमः द्विपः पुत्रा- ( ૮।૭,૨૦ ) પીપળો, દાભ અને સોમ દ્વિપોમાં પુત્રની જેમ રક્ષણ કરે છે. ૩૨

१४ पुष्पवतीः अस्मै अरिष्टतातये संमातरः इव दुह्रां- ( ૮।૭ ૨૭ ) ફુલોવાળી આ ઔષધીઓ એમની સુખશાંતિ અને વિસ્તાર માટે સારી માતા મુજબ રસ પ્રદાન કરે. ૩૪

१५ शकुनेः इव दुर्णाम्नां शिरः वृश्चामि- ( ૨।૨૫।૨ ) જેમ નાના પંખીના માથાં કાપવામાં આવે છે, તેમ હું તે વનસ્પતિ વડે ખરાબ નામના રોગોના માથા વાઢી નાખું છું. ૩૬

१६ त्वं तान् अग्निः इव अनुदहन्- ( ૨।૨૫।૪ ) તું તે રોગોને અગ્નીની જેમ બાળી નાખ ૩૬

१७ वासः वत्सः मातरं इव, त्वं प्रत्यक् अव पद्यतां- ( ૪।૧૮।૨ ) દુધ પીનાર બાળક જેમ

પૃષ્ઠ

પોતાની માતા પાસે જાય છે તેમ તે હિંસક પ્રયોગ તેના કર્તા પાસે પાછો ફરે. ૪૧

१८ कृत्याकृतः प्रजां वार्षिकं नडं इव छिन्धि– ( ૪।૧૯।૧ ) હિંસા કરનારી પ્રજાને વરસાદમાં ઉગતા ઘાસ મુજબ દૂર કર. ૪૩

१९ त्विषीमती सेना इव पथि– ( ૪।૧૯।૨ ) હે ઔષધી ! તું તેજસ્વી સેનાની જેમ રોગરૂપી શત્રુ ઉપર તુટી પડે છે, ૪૩

२० ज्योतिषा इव ओषधीनां अग्रं पथि– ( ૪।૧૯।૩ ) તેજની જેમ બધી ઔષધીની આગળ તુ જાય છે. ૪૩

२१ ऋभुः रथस्य अंगानि इव परुषाः परुः संदधत्– ( ૪।૧૨।૭ ) સુથાર જેમ તુટેલા રથના ભાગ સંધે છે, તેમ શરીરના સાંધા પહેલાં જેમ જોડાઓ ૪૯

२२ वृषण्यन्ती कन्यला इव वृक्षं वृक्षं आरोहसि– ( ૫।૫।૩ ) પુરુષની ઇચ્છા કરનાર કન્યાની જેમ દરેક વૃક્ષ ઉપર તું ચડે છે. ૫૩

२३ जगतां अनड्वान् इव, श्वापदां व्याघ्रः इव औषधीनां उत्तमः असि– ( ૮।૫।૧૧ ) ગતિવાળા પ્રાણીઓમાં બળદની જેમ અને જંગલી જાનવરોમાં વાઘની જેમ ઔષધીમાં તું શ્રેષ્ઠ છે. ૭૬

२४ सर्वाः ह्यस्मिन्देवताः गावो गोष्ठ इवासते– ( ૧૧।૮।૩૨ ) જેમ બધી ગાયો ગોશાળામાં રહે છે, તેમ સર્વ દેવતાઓ આ શરીરમાં આવી રહે છે. ૮૧

२५ मलगः वस्त्रा इव ग्रावा शुंभाति– ( ૧૨।૩।૨૧ ) જેમ ધોબી કપડા સ્વચ્છ કરે છે, તેમ સોમ કાઢવાવાળા પત્થરોને સાફ કરે છે. ૧૩૩

२६ जनित्री सूनुं इव त्वा प्रति हर्यासि– ( ૧૨।૩।૨૩ ) માતા જેમ પોતાના બાળકને ઉચકી લે છે, તેવીજ રીતે તારા ઉપર પ્રેમ કરે છે. ૧૩૩

२७ योषा पतिं दृष्ट्वा ऋत्वियाय संभवति, एतैः तण्डुलैः संभवतः– ( ૧૨।૩।૨૯ ) જેમ ઉત્સુક સ્ત્રી પતિને જોઇ ઋતુકર્મ માટે પાસે આવે છે, પતિમાં ભળી જાય છે, તેમ આ પાણી ચોખામાં ભળી જાવ. ૧૩૪

२८ स्तनस्युं तरुणं वाश्रा उस्रा इव अभिहिंकृणोत– ( ૧૨।૩।૩૭ ) સ્તન ચૂસનાર વાછરડા ઉપર ગાય જેમ પ્રેમ કરે છે–ઇચ્છે છે, તેમ દેવો આ હવીનો પ્રસન્નતાના શબ્દોથી સ્વીકાર કરો. ૧૩૬

२९ श्रान्तसदौ गावौ इव, कूजन्तौ कुर्कुरौ इव उत अवन्तौ वृकौ इव, अहं एनौ अतिष्ठिपं– ( ૭।૯૫।૨ ) થાકી ગએલા ગાય અગર બળદની જેમ, ભસનાર કુતરાની જેમ, હુમલો કરનાર વરુની જેમ, હું તે બંનેને ઓળંગી જવું છું. ૧૫૫

३० ऋषभस्य वशा इव परिवृक्ता असासि– ( ૭।૧૧૩।૨ ) બળદ માટે જેમ ગાય હોય છે, તેમ હે તૃષ્ણે ! તું પકડવાલાયક છે. ૧૫૬

३१ वृष्टेः नदीः शापं इव, इह स्फातिं समावहान्– ( ૩।૨૪।૩ ) જેમ વરસાદ થવાથી નદી કાંઠા ઉપરનું બધું તાણીને લઇ જાય છે, તેમ માણસોની પાંચ જાતીઓ અહીં સમૃદ્ધિ પ્રાપ્ત કરે. ૧૬૫

३२ पुत्रः इव पितरं गच्छ– ( ૫।૧૪।૧૦ ) હે ઘાતક પ્રયોગ ! જેમ પુત્ર પોતાના પિતા પાસે જાય છે, તેમ તું તારો પ્રયોગ કરનાર પાસે પાછો ચાલ્યો જા. ૧૭૪

३३ स्वजः इव अभिष्ठितः दश– ( ૫।૧૪।૧૦ ) વીંટાળી નાંખનાર સાંપની જેમ ઘાત કરનારને કરડ. ૧૭૪

३४ बन्धः इव अवक्रामी– ( ૫।૧૪।૧૦ ) બંધન પાસે જવા મુજબ જા. ૧૭૪

३५ वारणी एनी इव कर्तारं कृत्या ऋच्छतु– ( ૫।૧૪।૧૧ ) જેમ હાથણ હરણી ઉપર હુમલો કરે છે, તેમ ઘાતક પ્રયોગ કરનારાઓ પાસે પાછા જાય ૧૭૫

३६ मृगः इव तं कृत्याकृतं गृह्णातु– ( ૫।૧૪।૧૨ ) જેમ શિકારી હરણીને પકડે છે, તેમ ઘાતક પ્રયોગ કરનારને જ પકડે. ૧૭૫

३७ अग्निः इव प्रतिकूलं उदकं इव अनुकूलं एतु– ( ૫।૧૪।૧૩ ) અગ્નિ મુજબ પ્રતિકૂલતાથી અને પાણી મુજબ અનુકૂલતાથી તે ઘાતક પ્રયોગ થયા કરે. ૧૭૫

३८ सुखः रथः इव कृत्याकृतं पुनः वर्तताम्– ( ૫।૧૪।૧૩ ) સુખકારક રથની જેમ ઘાતક પ્રયોગ કરનારા પાસે પાછા ફરે. ૧૭૫

